

ઉનાળો આવ્યો

ચિત્રકાર · વ્રજલાલ ત્રિવેદી



'ઊર્મિ' · વર્ષ અઢાર • 'નવરચના' · વર્ષ તેર

ત્ર· મોહનલાલ દવે



એપ્રિલ '૪૮
અંક પહેલો

**પ્રાંતેપ્રાંતની કલાની સૌરભ પ્રસરાવતી**

## કલાકારની સંસ્કારયાત્રા

રવિશંકર મ. રાવળ



છેલ્લા મહાયુદ્ધ અગાઉના વર્ષોમાં જ્યારે જાપાન તેની જહોજલાલીના શિખરે હતું ત્યારે કરેલો એ દેશનો પ્રવાસ, હિંદમાં કલકત્તા-શાન્તિનિકેતનથી માંડીને દિલ્હી સુધીનાં ઉત્તર ભારતના લગભગ મોટા ભાગનાં કલા-સંસ્કાર ધામોનો પ્રવાસ, અને વિવિધ સંસ્કૃતિઓના અભ્યાસ પછી કલાદ્વારા જગતશાંતિ સ્થાપવાની ધ્યેય-સાધના માટે હિમાલયની ગોદમાં આશ્રમ જમાવી બેઠેલા રશિયાના ઋષિસમ કલાગુરુ નિકોલસ રોરિકના કલાસમૃદ્ધ નિવાસસ્થાનનો પ્રવાસ,—એવા ત્રણ વિશિષ્ટ વૈવિધ્ય ધરાવતા પ્રવાસોને સમાવતું આ પુસ્તક કેવળ શુષ્ક મુસાફરીઓનાં વર્ણનોની હારમાળા નથી; પણ, એનું નામ સૂચવે છે તેમ, ગુજરાતની આગલી હરોળના એક કલાકાર ને કલાગુરુ તરીકે ખ્યાતિ પામેલા સંસ્કારસેવકે એ 'સંસ્કાર'ની ખોજમાં કરેલી ભાવભરી 'યાત્રા'નો એક રસસમૃદ્ધ હેવાલ છે. કલાધામોથી માંડીને રંગભૂમિઓ પર થઈ ગામડાનાં નાનાં કારખાનાંઓ કે જંગલમાર્ગની એકાકી હલવાઈની દુકાનો સુધી એનાં વર્ણનોમાં, લોક-જીવનના ધબકતા પ્રાણનો સંપર્ક સાધીને તેમાં મ્હોરી રહેલી માનવતાનો સંસ્કાર-તાર પકડવાનો આ પ્રયાસ છે, અને તે મનલક્ષ ચિત્રો, સ્કેચો, નકશા ને ફોટોગ્રાફો દ્વારા એ સિદ્ધહસ્ત કલાકારની કલમ ને પીંછીની રસભર સામગ્રીથી છલકે છે.

કિંમત રૂ. ૪-૧૨-૦ • પોસ્ટેજ ૦-૪-૦




ગુજરાતના સાત પ્રખ્યાત ચિત્રકારોએ આમાં રંગ અને રેખાનું સુંદર આલેખન કરેલું છે. લગ્ન કે બીજા એવા સારા પ્રસંગે ભેટ આપવા જેવો આ નવો ચિત્રસંપુટ વસાવજો

**કિંમત માત્ર રૂ. અઢી · પોસ્ટેજ ચાર આના**



## ગ ગ ન રા જ

**અ નુ. મૂ ળ શં ક ર ભ ટ્ટ**

જુલેવર્નની અદ્ભુત નવી સાહસકથા

**કિંમત રૂ. બે .. પોસ્ટેજ બે આના**



## સોરઠિયા દુહા

ઝવેરચંદ મેઘાણી

લેખકની છેલ્લી કૃતિ

લોકજીવનનો પમરાટ પ્રસરાવતા દુહાઓ
(સમજૂતી સાથે)

**કિંમત માત્ર બાર આના · પોસ્ટેજ બે આના**



## રોગ અને આસન

લેખકો

**ભૂપતરાય દવે · શંકરલાલ દવે**

રોગ ને આસનની ઊંડી સમજ આપતું આ પ્રથમ પુસ્તક છે. અનેક ચિત્રો સાથે

**કિંમત રૂપિયા ત્રણ · પોસ્ટેજ ચાર આના**

**પ્રાપ્તિસ્થાન · ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**

એલિસબ્રીજ પુલ નીચે, ગાંધી રસ્તો · અમદાવાદ ◉ ભીમરાજ બિલ્ડિંગ · કાલબાદેવી રોડ · મુંબાઈ

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક


# ઊર્મિ અને નવરચના


'ઊર્મિ' વર્ષ ૧૮ : 'નવરચના' વર્ષ ૧૩ : અંક પહેલો

એપ્રિલ : ૧૯૪૮


ક્રમ ૧૪૨૬૩




: વાર્ષિક લવાજમ :

દેશમાં : રૂા. ૭-૮-૦ :: પરદેશમાં : રૂા. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધીરસ્તો : અમદાવાદ

આફ્રિકા માટેનું સરનામું :
દયાળજી આણંદજી રાજા, પો. બૉ. નં. ૭૯, SOROTI,
(B. E. Africa)

ડીસ્ટ્રીબ્યુટર્સ વેસ્ટર્ન ઇન્ડિયા પ્રાસ્પેક્ટિંગ સિન્ડિકેટ લિ પો બો ન. ૨૮ અમદાવાદ



## સુશાસન પહેલાં તો માગે છે, સ્વ-શાસન

તમને એક ટેવ પડી છે. તમે એમ માનો છો કે કાયદો ખરેખર હોય તો માણસો ખરેખર ચાલે! જાણે કે કાયદા વડે જ સુ-શાસન આવતું હોય! કોઈ પણ દેશનું તંત્ર હાથમાં લેતાં જ, જે કોઈ ઉતાવળે ઉતાવળે એના કાયદા ઘડવાની તૈયારી તરત કરી નાખે છે અને એ કાયદા સમજવા માટે, જે શિક્ષણ જોઈએ, એને પાછળથી લાવે છે એ બતાવે છે કે એને રાજ કરતાં તો નથી આવડતું, પણ સુ-શાસન અને સ્વ-શાસનની વચ્ચેના મહાન ભેદની પણ એને ખબર નથી!

**સુશાસન એ તો સ્વ-શાસનનું પરિણામ છે.** પહેલવહેલાં તો માણસ પોતે માણસાઈ ભરેલું વરતતાં શીખે, ત્યારે કાયદો એ કાયદો રહે છે. નહિતર તો કાયદો એ કેવળ છાપેલા અક્ષરો જ બની જાય છે!

તમે એક હજાર કાયદા ઘડશો ને એ એક હજાર કાયદામાંથી એક લાખ રીત કાયદા ભંગની શોધી કાઢવાવાળા શોધી નહિ કાઢે? આ એક વિચિત્ર કઢંગી અવસ્થા નથી કે, તમે શબ્દને આમથી તેમ મૂકો, ને તેમથી આમ મૂકો, એટલામાં તમારે એમાંથી જે અર્થ કાઢવો હોય તે કાઢી શકાય? તમને એ ભાન ક્યારે આવશે કે શબ્દને **જે અર્થ માણસ પોતાની માણસાઈના દૃષ્ટિબિંદુથી અર્પે છે, એ જ એનો ખરો અર્થ છે.** અને એવો અર્થ મેળવવો માટે માણસને પહેલાં તો માણસ બનાવવો જોઈએ. એટલે કે કાયદાને પૂંછડે સંસ્કારને નહિ, પણ સંસ્કારની પ્રછવાડે કાયદાને રાખવો જોઈએ! પણ તમે તો દેશમાં સુ-શાસનનો અર્થ જ કાયદાનું શાસન એટલો જ સમજો છો!

અને આ કાયદાનું શાસન એટલું અટપટું, કઢંગુ, લાંબી લાંબી મુદ્દત લબાવતું, અને થકવી નાખનારું નીવડે છે, કે છેવટે જે માણસ કાયદા પ્રમાણે રહેવા જાય છે એનું મુર્દું જ માત્ર બાકી રહે છે, ને જે કાયદાભંગથી જીવન જીવે છે એનું જ જીવન ટકે છે! તમે ક્યારે સમજશો કે સામાન્ય જનતાને,





સામાન્ય, સાદા, સરળ, માણુસાઈ ભરેલા થોડાક કાયદા વડે જેટલી સુખી કરી શકાય એટલી સેંકડો ન્યાયાધીશોને ભેગા કરીને કાયદા ઘડાવવાથી સુખી ન કરી શકાય. છેવટે તો માણુસ માટે કાયદા છે. પણ તમે તો એવું આદર્યું છે કે જાણે કાયદા માટે માણુસને મૂકયો ન હોય!

તમારી આ કાયદાની બારીકી જોઈને અને એને બારીકમાં બારીક બનાવવામાં થતો તમારી શક્તિનો હ્રાસ જોઈને, મને સમુદ્રકિનારે રેતીના ઘર કરીને રમતાં બાળક સાંભરે છે! પણ એ બાળકો નિર્દોષ છે ને તમે અતિ ડાહ્યા છો એટલો જ ફેર છે!

પણ સમુદ્ર રેતીનાં ઘરને ઉપાડી જાય છે. ને રેતીના ઘરની સામે એ મશ્કરીમાં હસે છે!

માણુસની વૃત્તિઓના અનેક તોફાની તરંગોએ કાયદાનાં બાંધેલાં તમામ રેતીઘરોને વારંવાર ઉપાડી લીધાં છે એ શું તમને યાદ નથી? અને એ સમુદ્રના મોજાએ માઝા મૂકીને જંગલી કાયદા અજમાવી લીધા પછી જ, તમારા કાયદાનો હાથ ત્યાં પહોંચ્યો છે! અને તમારો કાયદો જ્યારે ત્યાં પહોંચ્યો છે, ત્યારે તો એ કાયદાની જેમને જરૂર હતી એવા માણુસોના તો કેવળ મુડદાં જ તમે નિહાળ્યાં છે!

એટલે જ જો માણુસ માણુસ થાશે, તો જ કાયદો સહીસલામત રહી શકશે! કાયદો કાઈ માણુસને સહીસલામત રાખતો નથી. માણુસ દ્વારા કાયદાને સહીસલામત રાખવામાં સૌની સહીસલામતી છે! માટે પહેલાં માણુસને ઘડો, માણુસને ઘડો, માણુસને ઘડો. અને **માણુસને ઘડનાર માણુસને માણુસ ગણો!** એને તમે અત્યાર સુધી કેવળ હીન પદાર્થ ગણ્યો છે! અને હજી પણ ગણો છો!

કાયદા તો તમે ઘડયા. પણ લેનારને દેવાનું વસમું લાગે જ છે. સૂરજ પ્રત્યે ઘુવડને નફરત છે, લંગડાને નૃત્યકારો પ્રત્યે અશ્રદ્ધા છે, એ દૂર કર્યા વિના કાયદાને સાચું માન શી રીતે મળશે? અને વૃત્તિઓનું એ તોફાન દૂર કોણ કરશે? કાયદો? ના, ના. કાયદો તો તોફાની વૃત્તિઓને મારવા દોડે છે. એને વાળનારો માણુસ તો જુદો જ છે એ વૃત્તિઓને વાળનારા માણુસોને ઓળખો ત્યારે તમે જે કાયદા ઘડશો એ કાયદો હશે.

કાયદામાં બેકાયદો જેનારા નીકળશે જ નીકળશે. હજારોની સંખ્યામાં. કેટલાક ચાલાક હશે. કેટલાક ઉચ્છૃંખલ હશે કેટલાક સ્વચ્છંદી હશે, પણ એ બધા કાયદાને તો બે-કાયદા જ માનશે!

તમે પહેલા તો એક એવી હવા સરજાવો કે જેમ ચકોળને ગાયા વિના ચાલતું નથી, વસંતઋતુને ખીલ્યા વિના ચાલતું નથી, ફૂલોને સુગંધ ફેલાવ્યા વિના ચાલતું નથી, તેમ માણુસને માણુસાઈ વિના ચાલતું નથી, અને ચાલવાનું નથી, એ સૌ સમજી જાય એટલી સાદી સમજણુ ઉપર જ કાયદાની અને બીજી તમામ ઇમારત નભે તેમ છે

બાકી નહિતર તો શું ગુલામો પોતાના જાલિમ શાસનકર્તાઓની પ્રશંસા ગાતા, એટલે એ વધારે રાજભક્ત હતા?

જે સુ-શાસન, સ્વશાસનના પાયા ઉપર આવ્યું નથી, પણ કેવળ માણુસની 'કોણુ બોલે?' એવી ઉપેક્ષા ભરેલી નિંદનીય ભીતિમાંથી જન્મ્યું છે, એ શાસન જ્યારે તૂટે છે ત્યારે હિંસક પશુઓને, માણુસ કહેવાં પડે એવી હિંસક વૃત્તિઓનાં ટોળાં એકબીજાને

નાશ કરવા ધસી રહે છે ! કારણ કે સુ-શાસનનું જ એ ફરજંદ હતું ! તમે પાછા કાયદાઓ ઘડી ઘડીને એવું સુશાસન ચલાવશો તો ચોક્કસ જ એનો અંત એવા જ હિંસક ટોળાઓના આપઘાતી વિગ્રહમાં પરિણમશે !

માટે હું કહું છું, કાયદા ઘડનારાઓ ! તમે ગામડિયાઓને બોલાવીને, એમની અકલો સમજીને, એમનાં માપ કાઢીને, એમના કાયદા એમની પાસે ઘડાવો ! તમે વડીલોનાં ટોળાં ભેગાં કરો માં. એમાં કાયદો નહિ હોય. કાયદાભંગની બારીઓ હશે ! તમે અત્યારે જે કરી રહ્યા છો એ તો કેવળ ગોરી ચામડીને બદલે કાળી ચામડીનો ફેરફાર જ છે !

ધૂમકેતુ

## રહ્યા ન ગાંધી

મહાનને મૃત્યુ સ્વયં ધરી રહે
અખંડ ધારે નિજસાર અમૃત;
ત્રિલોકનાં અંતર સૌ સુવિસ્તૃત,
અતીત વા સાંપ્રત વા ભવિષ્યનાં.
અગાધ ધેરાં જલ, હસ્ત દિવ્યમાં,
કૃતાર્થ થૈ, મૃત્યુ ધરે મહાનને.

ન આજ એ શબ્દ છટા, ન તેજ એ–
રહસ્યદર્શી, મુજ મ્લાન ચિત્ત વા
તમિસ્રના ગૂઢ પડે છવાયલાં
અચેત શાં લોચન કોડિયાં તણાં
કરી શકે અલ્પ ય રૂપ ભિન્ન; રે !
ક્ષણે ક્ષણે સત્ય કહી રહ્યું જયહાં,
–રહ્યા ન ગાંધી જગ આ વિશે હવાં,–
રહ્યું કહીં સાંત્વન નિશ્ચમાં હશે ?

—હસિત બૂચ

# અંજની

અ-યાત્રી

જેવી છટાથી ચંદ્ર વાદળામાંથી પ્રકાશી ઊઠે એવી છટાથી એ મારી સામે આવીને ઊભી રહી. એનું ખરું આકર્ષણ એ છટામાં હતું. રૂપ કહો, સૌન્દર્ય ગણો, બુદ્ધિ માનો, કલા લેખો—તમને જે ગમે તે કહો, પણ અંજનીની છટા એ અંજનીની જ હતી.

એનું ખરું કારણ એ હતું કે એ જે કંઈ કરતી એ સઘળામાં એનું પોતાનું વ્યક્તિત્વ એટલું તો પ્રકાશી ઊઠતું કે આપણને એમ ખાત્રી થઈ જાય કે જેટલી ખૂબી એક પ્રસંગમાં છે એનાથી લેશ પણ ઓછી ખૂબી બીજા પ્રસંગમાં નથી. નૃત્ય જેટલું જ વલોણું મોહક બની શકે. વ્યાયામ કરતી સ્ત્રી જલસુંદરી કરતાં ઓછી આકર્ષક લાગવાનું કાંઈ પણ કારણ નથી. આવી રીતે હરેક વસ્તુને પોતાના વ્યક્તિત્વથી છાઈ દેવાનું સઘળાંને માટે શક્ય નથી હોતું.

અંજની વસ્તુને ન અડે ત્યાં સુધી જ એ કલાવિહીન લાગે: એ સ્પર્શ કરે કે તરત જ એમાંથી કલા જન્મે. આજે એ અચાનક આવીને મારી સામે ઊભી રહી—પણ તેના કપાળ ઉપર ફરફરતી એકાદ છૂટી લટથી, એનું ઊભવું પણ સૌન્દર્યમય બની ગયું હતું! કેટલાંક માણસો વસ્તુને અડકતાની સાથે એને વિરૂપ બનાવી દે છે: કેટલાંક એના સ્વરૂપને મોહક બનાવે છે: પણ વસ્તુને સૌન્દર્યથી છલોછલ ભરી દેવાનું બહુ થોડા જાણે છે: કારણકે એમાં વસ્તુ સંયોજન નહિ—પણ વાતાવરણ જ પ્રધાનભાગ ભજવે છે:

વાતાવરણને ઘણા ઓળખતા નથી. ઘણાને એ મળતું નથી. ઘણા એમાં માનતા નથી. પણ એ હરેક વ્યક્તિનું અમરત્વનું અંગ છે. કદાચ એ જ પ્રધાન અંગ છે. અંજનીની છટા વાતાવરણને એવી રીતે ભરી દેતી કે ઘડીભર જાણે સૃષ્ટિનાં બીજાં સઘળાં કામોની દુનિયાને અગત્ય ન હોય એવું બની રહેતું. આજે એને અચાનક મારી સામે ઊભેલી જોઈને હું એક ઘડીભર એની સામે જોઈ રહ્યો.

'મારે તમારું એક કામ છે.' એણે કહ્યું.

છેલ્લાં વીસ વર્ષ થયાં, મેં મારી જાતને ઘડી છે એમ કહું તો ચાલે. મારા હરેક કાર્યને મેં મનમાં જોખ્યું છે. ક્યાંય ખૂણેખાંચરે પણ મલિન અંશ રહેવાનો સંભવ નથી, એમ ખાત્રી કર્યા પછી જ હું જવાબ વાળું છું. કારણ કે ઘણી વખત અદૃશ્ય રીતે પણ સદ્‌ગુણના સ્વાંગમાં દુર્ગુણ આવે છે ને એ વધારે ભયંકર બની રહે છે. લીલી બ્રીજીસ, શેક્સપિયર કૉલરનું અરધીબાંયનું લીલું ખમીસ, બ્રીજીસ પર ચામડાનો પટો, એમાં લટકતું ખંજર, મલબારી લલનાની પેઠે ત્રણ શેરની ગૂંથેલી લાંબી લટકતી વેણી, રજપૂત જમાનામાં સ્ત્રીઓ લટકાવતી તેવી રીતે લટકાવેલી; કાનની બન્ને બાજુ ઢળતી મોગરાની કળીની માળા, વીંધેલું ને કાંઇ પણ પહેર્યા વિના વધારે રૂપાળું લાગતું, નાનું, અણિશુદ્ધ, મગરૂરી મિજાજ ને તેજસ્વિતાના ત્રિવેણીઘાટ જેવું નાક, કાનમાં લટકતાં હીરાનાં એરિંગ, અને હાથમાં ધારણ કરેલી નેતરની સોટી—આ સઘળા સ્વાંગથી, પૂર્વ-પશ્ચિમના મનની મેળ-મુદ્રિકા હોય તેવી, અંજનીને જોઈને એક ઘડી ભર—માત્ર એક ઘડી ભર—મારા મનમાં વિચાર પસાર થઈ ગયો.

'આ છોકરી—ગજબની મોહક છે—'

પણ અંજની આગળ બોલી રહી હતી:

'મારે તમારા આશ્રમમાં રહેવું છે મારાથી બનશે તે સેવા કરીશ.'

'પણ અમે—બહેનોને—સ્ત્રીઓને રાખતા નથી'

'હું સ્ત્રી નથી. હું તો પુરુષો સામેની ક્રાન્તિ-જ્વાલા છું!'

'તે હશે, પણ અમે—એક સિદ્ધાંત તરીકે અમે સ્ત્રીઓને રાખતા નથી.'

'ચોક્કસ!'

'તમે મારી ઉલટપાલટ તપાસ કરો છો! મેં હજારોની જીવનભર ઉલટપાલટ તપાસ કરી છે. એવી ન્યાયાધીશીનું વાતાવરણ હવે મને ગમતું નથી.'

'તમારો નિશ્ચય અડગ છે?'




'પરંત જેવો.'

'સારું, પણ યાદ રાખજો તમે મને ભૂલવા માગશો તો પણ ભૂલી શકશો નહિ.'

હું મુસ્કીરાટ ભરેલું હાસ્ય હસી રહ્યો.

વીજળીની પેઠે એ સરકી ગઈ. પણ આ શું? વીજળીની પેઠે જ એ સ્મૃતિમાં સ્થાયી સ્થાન પણ લઈ ગઈ. કેમ જાણે કેટલીક વ્યક્તિઓમાં એવું કાયમી સ્થાન મેળવી લેવાની નૈસર્ગિક મોહિની હોય! મને એ વાત આશ્ચર્યકારક લાગી!

[ ૨ ]

હું તો આ વાત ભૂલી ગયો. છતાં ક્યારેક ક્યારેક ગમે તેવા અંધારામાં પણ—અંજનીનો ચહેરો મને નજરે દેખાઈ જતો. એક જ પ્રસંગમાં આવું કાયમી સ્મૃતિ–ચિહ્ન શા માટે રહી જવું જોઈએ એ મારે માટે એક કોયડો પણ થઈ ગયો પણ કામના બોજા નીચે મેં જેમ સ્વાદને દબાવ્યા છે તેમ સ્મૃતિને પણ દુબાવી દીધી. એવાં સ્મૃતિચિત્રો પ્રત્યે રાચવાનો મને વખત ન હતો. વર્ષોની મહેનતે મેળવેલું મારું સમગ્ર ધન મેં 'લોકાશ્રમ'ને સમર્પ્યું હતું; બીજું બેગું પણ કર્યું હતું. જેમના વિષે કોઈને લેશ પણ શંકા લેવાનું મન ન થાય એવા સો ટચના સોના જેવા આદમીઓ ભેગા કરીને જ મેં મારું 'લોકાશ્રમ' સ્થાપ્યું હતું. એટલે અંજનીના આ પ્રસંગને એણે જે મને કહ્યું હતું કે હું ભૂલવા માટે જાણે કે આવતી નથી એ સાચું પડશે કે શું? મને આશ્ચર્ય થયું! મેં એ પ્રસંગને કાંઈ મહત્ત્વનો માન્યો નહિ. સ્મૃતિમાં એ આવે એને નબળાઈ ગણીને એને તિલાંજલિ આપવાનો પ્રયત્ન કર્યો. કેટલેક અંશે એમાં સફળ પણ થયો. છતાં— આ છતાં ઘણો ભયંકર શબ્દ છે—એ મારા મનના એક ખૂણામાં તો જાણે રહી જ હતી!

[ ૩ ]

રૂપનારાયણ આ લોકાશ્રમમાં કેવા સંયોગોમાં આવ્યો છે, એનો ઇતિહાસ હું તમને આપું.

રૂપનારાયણ શ્રીમંતપિતાનો એકનો એક પુત્ર હતો. તેની સમૃદ્ધિની ગણના લાખોથી થતી.

એની મા વિજયા સાધારણ કુટુંબમાંથી આવેલી હતી. શ્રીમંત પતિ અને શ્રીમંત પુત્રની વચ્ચે એને પોતાની જાત હંમેશાં નાની લાગતી. એને કોઈએ કહ્યું ન હતું કે તું નાની છે. પણ એના નિસર્ગમાંથી જ એ વાત એના મનમાં ઠસી રહી હતી કે હું નાની છું. એટલે પોતાનું આ સ્થાન અવિચલ રાખવા માટે એ જોઈએ તે કરતા ઘણી વખત વધારે હોશિયારી બતાવતી. પરિણામે વિચિત્રમાં ખપતી. સંસ્કારી છે એ બતાવવા એ લાંબુ લાંબુ બોલતી. અને પોતે કોઈ પણ વિષયમાં એકદમ ઉતાવળે મત બાંધી દેતી નથી, એવા જાગ્રત ખ્યાલને પરિણામે, એ ભાગ્યે જ નિશ્ચયાત્મક વાણી બોલતી.

આટલી બધી વધુ પડતી સભાન માને પોતાના હાથમાંથી છોકરો સરી જશે એનો હંમેશાં ભય રહેતો. એ સરવો ન જોઈએ એ માટે એ જાગ્રત રહેતી. એટલે કુદરતી રીતે એની ઇચ્છા એવી બની ગઈ કે પોતાના જન્મકુલથી વધારે ઉચ્ચ ન મણાય તેવી જ કન્યા પસંદ કરવી. પોતાનું પદ તો જ કાયમ રહે.

ગરીબોને જેમ પોતાના કેટલાક ખાસ પ્રશ્નો હોય છે, તેમ શ્રીમંતોને પણ પોતાના ખાસ પ્રશ્નો હોય છે. પદચ્યુત થવું એ એમને મન આપઘાતથી પણ વસમું છે. એટલે વિજયાએ એક લક્ષ્મી નામની કન્યાને રૂપનારાયણની નજરમાં આવતી જતી કરી.

જૂના વખતમાં માબાપો પુત્ર–પુત્રીને પોતાની મરજી પ્રમાણે પરણાવતા, એ એક આક્ષેપ છે; અને તે ઘણે અંશે સાચો પણ છે. નવા જમાનામાં માબાપ પુત્ર–પુત્રીને પરણાવે છે તો પોતાની ઇચ્છા પ્રમાણે પણ, એ ઇચ્છા તેમની છે એમ સ્પષ્ટ કહેતા નથી. આડકતરી ગોઠવણ કરે છે. જૂનો જમાનો સીધો હતો, અને એના દોષ પણ સીધા હતા. નવો જમાનો કુનેહબાજ છે. એટલું જ; બાકી માણસ કેટલો ફર્યો છે એ તો એક પ્રશ્ન જ રહે છે. રૂપનારાયણ અને લક્ષ્મીની વચ્ચે પ્રીતિના અનેક પ્રસંગો





ગેઠવવાની મહેનત વિજયાએ એટલા માટે ઉઠાવી હતી કે લક્ષ્મી દૂર દૂરની પણ એની સગી હતી: વળી બહુ શ્રીમંત ન હતી. અને ત્રીજું એ કે એ બહુ રૂપાળી પણ ન હતી.

વિજયા અત્યંત સાધારણ કુટુંબમાંથી એકદમ લાખોની સમૃદ્ધિમાં આવી હતી, એટલે કુદરતી રીતે એનું સૌથી પ્રથમ ધ્યાન પોતાની પદની સ્થિરતા વિષે જ રહેતું પોતે સાધારણ કુટુંબની છે એ તીવ્રભાનને લીધે, સામા માણસના ખ્યાલમાં પણ ન હોય, એવી જરા જેટલી વિવેકની ભૂલ એને ખૂચી રહેતી એટલું જ નહિ, એ હમેશાં ઇચ્છતી કે મારું જ ધાર્યું થવું જોઇએ.

બીજું આ પદને સ્થિર કરવા માટે એણે હમેશાં પ્રગતિશીલ સ્વભાવી રહેવું જોઈ એ. એટલે કોઇપણ વિષય પરના પોતાના વિચારો અત્યંત કિલષ્ટ બનાવી દેતી. એ ટેવ એટલે સુધી ઘર કરી ગઇ હતી કે નોકરો પાસે પણ સ્પષ્ટ ન બોલતાં પ્રશ્નને કાંઈક ગુંચવાડામાં નાખી દેતી. ઉદાહરણ તરીકે કેલેરાની હવાને લીધે દૂધનું બહુ ધ્યાન રાખવાની જરૂરિયાત હોય તો એ 'મેડિકલ પોઇંટ'થી માંડી છેક આર્થિક પ્રશ્ન સુધી એ પ્રશ્નની એટલી ઝીણી છણાવટ કરતી કે એક કલાકને અંતે નોકર એની હાજરીમાંથી ખસતો ત્યારે કારકુનને જઇ ને પૂછી આવતો કે પાણી ઊનું કેવુક કરવાનું છે તે બાઇસાબ જરા બતાવજો. આટલી બધી નાની વિગતમાં ઊતરવના એના સ્વભાવને પરિણામે એની ભૂલો અત્યત ગંભીર પ્રકારની થતી. વિજયાએ લક્ષ્મીને પસંદ કરવામાં સાધારણ રૂપ જોયું એનુ પણ આ જ કારણ; એના અભિમાની સ્વભાવને કોઇનું અસાધારણ રૂપ ગમે એ જેમ અશક્ય; તેમ રૂપની પણ શ્રેષ્ઠતા આંડી આવે એમાં એની પદ હાનિ! એટલે એણે લક્ષ્મીમાં પોતાનો ઉદ્ધાર દીઠો!

પણ લક્ષ્મીની વાત વળી તદ્દન નિરાળી જ હતી. એ છોકરી રૂપમાં સાદી હતી એ ખરું પણ એનામાં માણસને આકર્ષી રાખવાની શકિત ગજબની હતી. વળી રૂપનારાયણ સાથે એ પ્રેમમાં પડી ન હતી— પણ એને પ્રેમમાં પડવા માટે બોલાવવામાં આવી હતી એટલે તો પોતે એ ભાગ ભજવવાનો છે એમ ધારીને એ રૂપનારાયણને સાચવી રહી હતી: સાચવી રહી હતી કારણ કે તે જ વખતે એ મનમોહનને ત્યાં પણ પોતાનો હક્ક નોંધાવવાનું ભૂલતી નહિ. આ જમાનાની અનેકની પેઠે એ પણ બેવડે ઘેરે વ્યાપાર કરવામાં પોતાની સહીસલામતી જોઇ રહી હતી!

મનમોહન જેને વિલાસપ્રિય કહેવામાં આવે છે તે પ્રકારનો માણસ હતો. એ પણ હતો તો શ્રીમંત. એને એક જ ચિંતા હતી કે એને કાંઇ ચિંતા ન હતી. અને તેથી એને મન દુનિયામાં સૌથી મોટામાં મોટો પ્રશ્ન સમય શી રીતે ખૂટાડવો એ જ હતો. પણ સમયને દેખાય નહિ તેવી રીતે પસાર કરાવી દેવાની ખૂબી તો જેવી લક્ષ્મીમાં હતી તેવી ભાગ્યે જ બીજા કોઇમાં હતી. એનામાં જાણે કે એ નૈસર્ગિક કુનેહ હતી એ એક વાત કરે અને એમાં એટલું બધુ વિનોદી તત્ત્વ મૂકે કે તમને પોતાને પણ એવી વાત કરવાનું મન થાય એ સાડાસાતના ચા-ટેબલ ઉપર બેઠેલા માણસને એ જ ટેબલ ઉપરથી સાડા પાંચ વાગ્યે પરબારી 'ટેનીસ' રમાડવા લઇ જઇ શકે એટલી બધી હવાઇ રસિક વાતની રસખજાનારૂપ હતી.

વાત વાતના રસખજાનામાં પણ ફેર છે. કેટલાક વાતોના રસિયા હોય છે ખરા પણ તેઓ પોતાની જ વાતો કરે છે, એટલે સાંભળનારને એનો થાક લાગે છે. કેટલાક વાતોમાં નિંદાત્મક તત્ત્વ લાવ્યા વિના વાતો કરી શકતા નથી. પણ વાતોને વાતોની ખાતર જ કર્યે જવાની ખૂબી બહુ થોડામાં જ હોય છે. લક્ષ્મીમાં આ ખૂબી હતી વાતોને વાતોની ખાતર કર્યા કરવી. અને છતાં એનો થાક ન પોતાને લાગે કે ન સાંભળનારને લાગે એની માવજત રાખવી! એમાં એ અદ્વિતીય હતી. લક્ષ્મીના આ આકર્ષણથી મનમોહન એટલો પરવશ બની ગયો કે એને એમ લાગવા માંડ્યું કે જો લક્ષ્મી ન હોય તો કમબખ્ત ઘડિયાળ ટકોરા વગાડી વગાડીને જ એને મારી નાખે! મનમોહનની આ પરવશતા લક્ષ્મીને




માટે તો એના વિજય જેવી હતી! એટલે હવે રૂપનારાયણ અને એની માના પ્રશ્નમાં એનો રસ ઓછો થવા માંડ્યો!

[ ૪ ]

એક દિવસ લક્ષ્મી અચાનક રૂપનારાયણને મળવા આવી. રૂપનારાયણ નિયમ મુજબ માના ખંડમાં બેઠો હતો.

લક્ષ્મીએ પ્રવેશ કર્યો. એને આવતી જોઇ વિજયા જવા માટે ઊઠી, પણ લક્ષ્મી બોલીઃ

'ના, બા, તમે બેસો. તમે ન હો તો વાતમાં રસ્સ પડતો નથી.' આવી ડબલ 'સ' બોલવાની લક્ષ્મીની રીત એ પણ એક પ્રકારનું એના માટેનું આકર્ષણ હતું, કે જેથી વાતોની ખાતર થતી વાતો પણ વધારે હળવું ને પવનની માફક ઊડી જાય એવું-રૂપ ધારણ કરી લે!

વિજયા અટકી: 'પણ હું જરાક આઇસક્રીમનું કહી આવું—'

'ના બા, એવું બાનું નહિ—આઇસ્ક્રીમ તો આંહીંથી મંગાવાય છે—' અને લક્ષ્મીએ તરત ટોકરી વગાડી.

નોકર આવ્યો.

'ત્રણ આઇસ્ક્રીમ.' વિજયાએ કહ્યું. લક્ષ્મી બેઠી હતી તેની સામે વિજયા બેઠી.

'હમણાં હમણાંમાં તો કાંઇ બહુ મોંઘાં થયાં છો!'

'હમણાં તો કામ એટલું છે–અરસ–આખો દિવસ્સ–' લક્ષ્મી બોલી.

'એવું શું કામ છે?'

'કેમ નહિ!—જાણે સાડાનવે તો 'એમનો' ટેલીફોન આવે...'

'એમનો!' વિજયાને આશ્ચર્ય થયું.

લક્ષ્મી હસી પડી: 'અરે, હાં, ભૂલ થઇ—મનમોહનનો—' વિજયા વિચારમાં પડી ગઇ...

'કેમ શું વિચારમાં પડ્યાં?'

'આ એસ્તો, કીધું તમારો વળી 'એ' કોણ થાય છે તે.'

'એ તો એમ છે બા! સૌનો બહુ આગ્રહ છે. અને મને પણ લાગે છે...'

'હાસ્તો' વિજયા બોલી. પણ એ વધારે વાર થોભ્યા વિના તરત ત્યાંથી ઊઠી. ઊઠવા માટે સદ્‌ભાગ્યે ટેલીફોનનું બાનું પણ મળી ગયું.

'હા, હલ્લો! કોણ? મનમોહન તમે? કેમ?'

'લક્ષ્મી? હા હમણાં જ આંહીં આવ્યાં છે!'

'લ્યો લક્ષ્મી, તમને તો ઉપરાઉપરી બોલાવે છે. તમે તો કાંઇ ભૂરકી નાખી લાગે છે!'

લક્ષ્મી હસતાં હસતાં જ ઊઠી: 'લ્યો ત્યારે હું જઉં!–માફ કરજો હં. બેસી શકી નહિ–' અને તે રૂપનારાયણ તરફ એક દૃષ્ટિ નાખીને ચાલી ગઇ. આઇસ્ક્રીમ લઇને પટાવાળો સામે મળ્યો, તેમાંથી પણ માનને ખાતર એક ચમચી મોંમાં નાખી, એ ક્ષમા માગતી, પણ ખરી રીતે તો પોતે જે કહેવા આવી હતી તે કહ્યા વિના કહેવાઇ ગયું છે. એ આનંદમાં ચાલી ગઇ. લક્ષ્મી આવા પતંગિયા વેડા કરી શકશે એનો પોતાને આજ દિવસ સુધી ખ્યાલ ન રહ્યો એનો પસ્તાવો વિજયાને થતો હતો. છતાં બીજી રીતે રૂપનારાયણ પારકે હાથે જતો બચ્યો એનો આનંદ પણ હતો. પોતાના કરતાં રૂપનારાયણને બીજા કોઇમાં વધારે વિશ્વાસ બેસે એ વાત એમનાથી સહન થાય તેમ ન હતું. અને લક્ષ્મી એવો વિશ્વાસ ચોક્કસ મેળવી શકે તેમ હતું. એટલે એના ગયા પછી વિજયા રૂપનારાયણ તરફ ફરી: 'નફ્ફટ જેવી લાગે છે!'

રૂપનારાયણે ટુંકું સ્મિત કર્યું. એનામાં કોઇ ઇચ્છવા ન ઇચ્છવાની જાણે કે શક્તિ જ ન હોય!

'મને તો લાગે છે પસ્તાવાનો છે' મા બોલી.

'દુનિયામાં પસ્તાવો જ પ્રગતિ સાધે છે!' રૂપનારાયણ બોલ્યો. અને પછી એણે એક પુસ્તક કાઢ્યું. વિજયા તેની સામે જોઇ રહી દીકરો હાથમાં રહ્યાનો સંતોષ હતો. પણ એની ફિલસૂફ–વાણી એને [illegible]





[ ૫ ]

રૂપનારાયણ કાંઈ નારી પ્રત્યે ઉદાસીન હતો એમ સમજવાનું નથી, પણ એની નારી વ્યાખ્યા સૌન્દર્યના એના ખ્યાલની પેઠે કોઈ અજબ રીતે જુદા જ પ્રકારની હતી ઘણી વખત એવું બનતું કે જ્યાં લોકો 'વાહ ! વાહ !' કમાલ !' 'અહા હા !' કરતા હોય ત્યારે એ કોઈ સ્થિતિપ્રજ્ઞની જેમ શાંત બેઠો હોય ખરી વાત એ હતી કે એનો આંહીં જન્મ એ દુનિયામાં થતા ઘણા અકસ્માતોમાંનો એક અકસ્માત કહી શકાય. એક રીતે એ જેમ પરવશ હતો તેમ બીજી રીતે સ્વવશ હતો.

એનો સાચો શોખ જુદા જ પ્રકારનો હતો. એની તમન્ના પણ જુદી જ હતી. એની આખી જીવનરેખા જુદા જ માર્ગે જનારી હતી એમ થવાનાં ઘણાં કારણો હતાં. અત્યંત સત્તાપ્રિય માતાનું સંતાન હોવાથી એ પોતે ભાગ્યે જ હુકમ કરતાં—ને હુકમ મનાવતાં શીખ્યો હતો. એને પરિણામે એ સામાન્ય માનવને જોતાં શીખ્યો. પણ એની જ સાથે અટૂલા—એકલા થઈ જવાના સ્વભાવે એને સાચો અભ્યાસી પણ બનાવ્યો. એટલે છેવટે તો એનું ધોરણ પ્રચલિત લોકપ્રિય ધોરણથી જુદું બની ગયું. અને એ એકાકી થઈ ગયો કોઈ વસ્તુ થાય ન થાય એનો જાણે કે એને રસ જ ન રહ્યો.

આ બનાવ પછી તો લક્ષ્મીમાંથી તેમ બીજી પણ અનેક સ્ત્રીઓમાંથી એનો રસ ધીમે ધીમે ચાલ્યો ગયો. માતાનો પ્રભાવ એટલો જબ્બર હતો કે એને લાગતું કે એણે કાંઈ જ ન કરવું જોઈએ. એ પોતે કોઈપણ કાર્યની શરૂઆત કરતાં ધ્રૂજતો. જો કે બીજી રીતે એ પોતાના એકાંતિક જીવનમાં ઘણો પ્રબળ આત્મા બન્યો. પણ સાધારણ વ્યાવહારિક પ્રશ્નોમાં તો એ લગભગ વ્યવહારશૂન્ય રહ્યો.

એટલે એણે આ પ્રેમવ્યાપારની પરિચય પરીક્ષામાં મેળવેલા દોકડા નોંધવા જેવા હતા.

અત્યંત આગળ વધેલી છોકરીઓએ એને બબૂચક ગણ્યો.

અત્યંત પાછળ રહેલી છોકરીઓને એ ગૂઢ લાગ્યો.

એને ન જાણનાર માટે એ કોયડારૂપ થયો.

માધુર્યભરેલા વાત્સલ્યે હરકોઈ સ્ત્રી – ઘડીના છઠ્ઠા ભાગમાં – જેને એક અત્યંત સમર્થ પુરુષ બનાવી શકે તેમ હતું. એનામાંથી પુરુષ – પ્રબળ પુરુષ ઊભો થાય તેમ હતું, જો કોઈ સ્ત્રીની શાત છાયા મળે તો. એમાંથી છેવટે અભિપ્રાય ઉપર જીવનાર માણસ જન્મ લેતો હતો !

પણ જ્યાં કેવળ રૂપની, સત્તાની, લક્ષ્મીની સરતો ચાલી રહી હતી – ત્યાં એટલા અતળ ઊંડાણથી જોવાનો ન તો કોઈને વખત હતો, ન તો કોઈને તમન્ના હતી.

એટલે રૂપનારાયણ હતો તેવો જ રહ્યો. એકાકી, પ્રબળ, પોતાના અંતર વ્યવહારમાં. નિર્બળ – જીવન વ્યવહારમાં.

લક્ષ્મી એને છોડીને ચાલી ગઈ. એ સમજી ગઈ કે આંહીં એનું સ્થાન બીજું જ રહેવાનું હતું ! એ ચાલી તો ગઈ પણ વધુમાં કહેતી ગઈ-કે, 'બેબી જેવો છે !'

માલતી, બીજી કોઈ ઉમેદવાર, એ પણ એને તજીને કોઈ વધારે સીનેમા-શોખીનને પરણી ગઈ ને વધુમાં ઉમેરતી ગઈ: 'એનામાં 'ટેઇસ્ટ' જ ક્યાં છે ?'

શાલિની, ત્રીજી ઉમેદવાર, એ પણ બીજે પસંદગી પામી અને એણે ટીકા ન કરી, પણ એનું ભયંકર મૌન કહી રહ્યું હતું કે આ છોકરો હજી તો માના ખોળામાં રમકડાં લઈને રમે તેવડો છે !'

આ પ્રમાણે માતાની છાયામાં અવિકસિત વ્યવહાર રહ્યો તેથી, અને પોતાના એકાકી જીવનમાં અત્યંત પ્રબળ બન્યો તેથી, રૂપનારાયણ કોઈને જ આકર્ષી ન શક્યો !

પ્રચલિત રૂઢિઓથી જુદા પ્રકારના વિચાર ધરાવવા એ ઘણી વખત અસ્પૃશ્યતાના સીમાડા ઉપર ઊભવા જેવું છે. એટલે સ્ત્રીઓની ચાલુ દૃષ્ટિમાં તો રૂપનારાયણ અસ્પૃશ્ય થઈ ગયો.

[ ૬ ]

પણ હવે હું મારો વિજયા સાથેનો સંબંધ તમને

કહું, એક વખત એવો હતો જ્યારે વિજ્યાને હું ચાહતો. વિજ્યા મને ચાહતી. પણ જેવી રીતે તરુણ અવસ્થાનાં માણસો એમ બોલે કે અમે એકબીજાને ચાહીએ છીએ—એટલામાં લગ્નજીવનનો સંપૂર્ણ વિજય આવી જતો નથી, કદાચ જે આજે ચાહે છે, એ જ દંપતી પાંચ વર્ષ પછીથી કહે કે અમે ચાહતાં નથી—એટલે જીવનની કઠણ ભૂમિકાની તાલીમ પામ્યા વિના ચાહવું કે ન ચાહવું એમ બોલવું એ એક પ્રકારની છોકરવાદી છે, છતાં કહી શકાય કે હું વિજયાને ચાહતો ને વિજયા મને ચાહતી. વળી અમે એ ચાહનામાં ઠીક આગળ પણ વધ્યાં હતાં. એટલાથી અમારા જીવનનો કાંઈક સંબંધ સમજી શકાય.

પણ વિજયા જેટલું મને ચાહતી, એથી વધારે જીવનને એટલે કે સુખસગવડતાને ચાહતી. એટલે જે ક્ષણે વધારે સગવડભરેલા જીવનને શોધવામાં સફળ થઇ તે જ ક્ષણે એ મને તજી ગઇ. એ ઘા મને પ્રથમ તો આકરો પડયો. પણ આ કરામાં આકરો ઘા છેવટે થાળે પડી જાય છે, એમ એ પણ થાળે પડી ગયો. જીવનની એ ખૂબી છે કે એમાં કોઇપણ ઘા બહુ લાંબો વખત રહી શકતો નથી. વિજ્યા મને છોડીને ગઇ. પછી મેં કોઈ દિવસ એના પ્રત્યે જોયું નહિ. જો કે અમારો જ્યારે પણ ભેટો થતો ત્યારે અમે એકબીજાને નમસ્કાર કરતા. અને કદાચ નમસ્કાર કરીને એકબીજાની પીઠ ફરે ત્યાં જ ટીકા પણ કરતા.

કારણ કે એના મનથી હું નિષ્ફળ હતો!

મારા મનથી એ સામાન્ય હતી!

[૭]

પરંતુ જો અકસ્માત ન મળીએ તો તો અમે એકબીજાનો પરિચય થાય એમ કદાપી ઇચ્છીએ જ નહિ. એ અમારા બન્નેના હિતમાં પણ હતું. કારણમાં ઊંડા ઉતરવાની જરૂર છે? એક વખત અમે ચાહનામાં ઠીક આગળ વધ્યા હતા એ જ મુખ્ય કારણ. અને બીજું હવે એમાં પહેલાંનો આનંદ આવતો જ નહિ!

મારા આ 'લોકાશ્રમ' પ્રત્યે રૂપનારાયણ પહેલ-વહેલો આકર્ષાયો ત્યારે એ મારે માટે એક મોટો કોયડો થઇ પડયો. વિજ્યાને એમ તો નહિ લાગેના કે ભૂતકાલીન જીવનનો બદલો લેવા માટે મેં જ એના છોકરાને આવા કામમાં ખેંચી લીધો છે? એ એક વસ્તુ મને મૂંઝવી રહી.

ખરી વાત તો એ હતી કે મેં રૂપનારાયણને ખેંચ્યો ન હતો. એ પોતાની મેળે જ આંહીં આવ્યો હતો. એના આવવાથી અમારા કામમાં સરળતા થતી હતી એટલું જ. કારણ કે અમે 'લોકાશ્રમ' દ્વારા અંત્યજોને સામાન્યજ્ઞાન આપતા. સાધારણ વૈદું કરતા. સાદા હિસાબકિતાબ કરી દેતા. ઉનાળામાં લોકોને પાણી પાતા. આસપાસના ગામડાઓમાં ફરીને લોકોને આપી શકાય તેવો ઉપદેશ આપતા. અમારું એકદમ સાદું જીવન પોતે જ એક કિતાબનું કામ કરી જતું! રૂપનારાયણને સામાન્ય માણસોમાં રસ હતો. અને વળી એ પૈસાદાર હતો. એટલે એનું આવવું અમને રુચ્યું તો હતું! પણ માણસનું મન એ કેવો વિચિત્ર પદાર્થ છે! એનું ઊંડાણ માપ્યું મપાતું નથી. એની સુપ્ત જીવનલીલાનો કોઇ અંત નથી. અને વળી કરનારા ગમે તેટલું કરે છતાં એ એની લીલા કયારે પ્રગટ કરશે એની કોઇ આગાહી સાચી પડતી નથી! મન! સૌથી વિચિત્ર તો એ પદાર્થ છે!

અભ્યાસ કરવા જેવો આ મનપદાર્થ, અમે એને, અમારા નિત્યકામને લીધે અને વિવિધ પ્રવૃત્તિઓને લીધે, થકવી નાખીને શાંત તો કરી દીધો હતો, પણ એ તો મનપદાર્થ! આત્મા મરે તો એ મરે! એની ખબર તો ત્યારે પડી કે ભૂલવાનો પ્રયત્ન કરવા છતાં પણ જ્યારે આ છટાભરેલી અંજની કોઈ કોઇ વખત મારા માનશ્ચક્ષુ સમક્ષ આવવા જ માંડી! પહેલાં તો મેં એની ઉપેક્ષા કરી જ હતી, પણ તેમ તેમ તો એ વધારે બળવાન થતી ગઈ. છતાં એ મારા પોતાના મનમાં બેઠી હતી ત્યાં સુધી તો કાંઇ વાંધો ન હતો. ત્યાં એ શું કરવાની હતી?

પણ એક વખત ચાંદની રાત હતી અને હું એકલો મારા 'લોકાશ્રમ'થી થોડે દૂર ટેલી રહ્યો હતો. આસપાસનાં સુંદર વૃક્ષોની ફૂલગુંથણીમાં પડેલી





ત્યારે આ પ્રમાણે કહી રહ્યો હતો. પહેલાં એને આશ્ચર્ય થયું. પછી ભય લાગ્યો. છેવટે તો અભિમાની સંતોષ થયો. એના ચહેરા ઉપર જરાક આવી રહેલા સ્મિતે મને ઉત્તેજન આપ્યું: 'તને ના પાડનાર પણ હું હતો! તેં આહ્વાન પણ આપ્યું હતું પરંતુ રૂપનારાયણ અને તું, એકબીજાનાં રહ્યાં છતાં, એકબીજાથી અલગ થઇ શક્યાં, એ બતાવે છે કે તું આંકીને મારે આદર્શ છો! એટલે આજે હું કહેવા આવ્યો છું!'

મારી વાતની એના ઉપર અસર થતી લાગી ત્યારે તો મને કેટલો આનંદ થયો!

હું મારી વાતને સમજ્યો હતો. સમજાવી પણ શક્યો હતો. માત્ર જાતને એ જ વખતે સમજ્યો હોત! મન કેવો વિચિત્ર પદાર્થ છે, ભૂલભુલામણી ભરેલો!

એક વખતની વાત છે. અંજની અમારે ત્યાં આવીને રહી ત્યારે સૌને પહેલા આશ્ચર્ય થયું. પછી ચાભડ ચડભડ વાત ચાલી. પછી ધીમે ધીમે એ પરિસ્થિતિ સ્વીકારીને સૌ શાંત થયા. મને સંતોષ થયો. માત્ર એક રૂપનારાયણ આળગો ગયો. પણ એક રીતે એ ઠીક થયું. એ જુવાનોના મનનો શો ભરોસો? ક્યારે એ ખડ ન કરી બેસે? એટલે એક રીતે એ ઠીક થયું.

પણ અંજની મને હજી આકર્ષક લાગતી હતી. હવે તો મને એમ લાગવા માંડ્યું કે ઋષિમુનિઓ વાનપ્રસ્થાશ્રમમાં પણ સ્ત્રીઓ સાથે રાખતા એ કાંઇ ઘેલા ન હતા! સ્ત્રી વિનાનો કોઇ 'લોકઆશ્રમ' ચલાવવો એમાં પાપ પણ છે ને અપ્રગતિ પણ છે, અને જાતના ઊર્ધ્વીકરણનો-તો એમાં કાંઇ જ રસ્તો નથી! વિજયા કદાચ આ જાણીને વિરોધ કરે-પણ છેવટે તો આ છોકરી લોકાશ્રમને પણ આકર્ષક ન કરી મૂકે!

હું અંજની સાથે ઊર્ધ્વીકરણની વાતો કરતો પાછી ધીમે ધીમે સૌન્દર્યની ને કલાની વાતોએ ચડ્યો. એક વખત તો અમે રસની પણ વાતો કરી. પણ મારૂં મન મને ઠગતું હતું, કારણ કે હું મનને ઠગતો હતો!

મારા મનથી હું એને પથદર્શન કરાવી રહ્યો હતો. એના મનથી એ ભૂમિકા તૈયાર કરી રહી હતી

એક દિવસની વાત છે. તે દિવસે અમે ખાસ રસમીમાંસામાં ખેંચાયાં હતાં. અચાનક અંજનીએ મને પૂછ્યું: 'કયો રસ સર્વોત્તમ છે? વીર? કરુણ? કે શૃંગાર?'

'કરુણ!' મેં તરત કહ્યું!

'ના શૃંગાર!' એણે જવાબ વાળ્યો. અને એ મારી સામે જોઇ રહી. એમ એના જોવામાં મને એનો વિજય દેખાતો હતો, છતાં કોઇ રીતે આકર્ષણ ઓછું થતું ન હતું. મેં માગ મનને ઠીક ઠીક માર્યું હતું પણ મને ક્યાં ખબર હતી કે મન માર્યાથી મરતું જ નથી! મારવાથી તો એ રસ્તો બદલે છે! એટલે હું સાધારણ રીતે બોલતો હોઉં તેમજ બોલ્યો:

'તમને જુવાનવર્ગને શૃંગાર વધારે ગમે, બાકી જીવનનો ખરો રસ તો કરુણ છે!' કેટલું બેહૂદું એ વાક્ય હતું! અંજની એ સમજી ગઇ લાગી

'હું તો શૃંગારમાં જ રાચું છું. અને તમે પણ શૃંગારમાં જ રાચનારા છો!' એણે કહ્યું

'કોણ હું!'

'ના, ત્યારે હું!' એણે લાડથી ઉમેર્યું. એ વાણીમાં કેટલો બધો અર્થ ભર્યો હતો! અચાનક કોઇ ધક્કાથી પ્રેરાયો હોઉં તેમ હું, એના તરફ ખેંચાયો. મેં સહજ જ એનો હાથ પકડી લીધો! આખા ચિત્તંત્રનો કબજો એ જ પળે અંજનીના હાથમાં થઇ ગયો, જો કે એનો હાથ મારા હાથમાં હતો! પહેલે દિવસે એ ગજબની લાગેલી છોકરીએ જે કહ્યું હતું એ બધું જ ભૂલાઇ ગયું! વિજય એનો હતો!

પણ ત્યાર પછી મેં શું કહ્યું એ પણ મને યાદ નથી. ને એણે શું જવાબ વાળ્યો એ પણ મને યાદ નથી. માત્ર એટલું જ યાદ છે કે રોષભરેલી વિજયા ત્યાં ઊભી હતી. અને એની પાછળ રૂપનારાયણ પણ હતો!




આ શી રીતે બન્યું એની પહેલાં તો મને સમજ જ ન પડી. પણ પછી તરત ખ્યાલમાં આવ્યું કે અંજની મારી સામે જોઈ રહી હતી, એમાં પોતાની જીતનો કેટલો આનંદ હતો! ત્યારે શું આ ત્રણે જણાએ મને હંફાવવા માટે આ રસ્તો લીધો હતો? પણ એમાં વિજયાને શું રસ હોઈ શકે? કેમ નહિ! વિજયાને એક વખત હું ચાહતો. આજે એણે એ વાતનું વેર લીધું, ને વળી રૂપનારાયણને બતાવ્યું કે આંહીં પણ ચૂલો તો માટીનો છે! પણ એનું વધુ રહસ્ય તો હજી હવે આવવાનું હતું!

હું તો શું જવાબ આપવો, કે કેમ ખુલાસો કરવો એ કાંઈ સમજી જ શકયો નહિ હું ત્યાંથી ખસી જવા માગતો હતો. પણ એટલામાં વિજયા બોલી: 'તમે પુરુષો ક્યારે સમજશો કે જાતિજીવનના અત્યંત પ્રબળ પડઘા પડે છે, માટે જાતિજીવનનો આટલો બધો મહિમા ગાયો છે! તમને કાંઈ યાદ ન હોય તો યાદ કરો!'

વિજયાની વાણીનો કાંઈ અર્થ મને સમજાયો નહિ. પણ એણે એક વખત અંજની તરફ જોયું. અને પછી તરત મારી તરફ જોયું!

'આ...હા!' મારા મનમાં વિજયાની વાણીનો જાણે એકદમ જ અર્થ બેસી ગયો. 'આ...હા!' હું છક્ક થઈ ગયો. અને વળી પશ્ચાત્તાપી ભય પણ પામ્યો: 'ત્યારે તો જે દિવસોમાં હું વિજયાનો મિત્ર હતો ને વિજયા મારી મિત્ર હતી...' અને મને અચાનક બધું સમજાઈ ગયું.

અરે! પણ મારા મનમાં આ વાત પહેલી તકે કેમ ન આવી ગઈ? આવી દીવા જેવી વાત?

જાણે કે મારા એ પ્રશ્નનો ઉત્તર આપતી હોય તેમ વિજયાએ કટાક્ષમાં જતાં જતાં એક જ શબ્દ કહ્યો:

'જાતનું–જાતિજીવનનું ઊર્ધ્વીકરણ!'

[શ્રી. ધૂમકેતુનું 'જીવનપંથ' આ વખતે એમના પ્રવાસને લીધે આપી શકાયું નથી.]

*

### હુવે પછીની ઢીલથી લાલ આંખમાં ધૂળ પડશે!

સ્વતંત્રતાનું પ્રભાત આવ્યું ત્યારથી આજ દિવસ સુધીનો લગભગ સાત આઠ મહિનાનો લોહી નીગળતો ઇતિહાસ—દુનિયાના તમામ ઇતિહાસોમાં અને દુનિયાની આજ દિવસ સુધીની પાંચ હજાર વર્ષની તવારીખમાં બે રીતે અજોડ છે કદાપી પણ તોડજોડ થઈ ન શકે એવી વાતોમાં પણ હિંદીસરકારે બતાવેલી ઉદારતામાં, અને એની તમામ ઉદારતાની ઠંડી ક્રૂર મશ્કરી કરવાની, દગાબાજી ભરેલી કેવળ છદ્મશબ્દોની પાકીસ્તાની રીતભાત છતાં, વારંવાર શાંતિની તક ઝડપી લેવાની એ જ સરકારની લોકશાહી રીતરસમમાં તોડછોડ પૈસા અને પ્રદેશમાં થાય છે પણ જે સરકારને આપણે કાઢી મૂકવાનો દાવો કર્યો છે, એ નિર્માલ્ય સરકાર પણ, એની એક અંગ્રેજનારીના અપમાન માટે તો, પોતાનાં તમામ સાધનો ન્યોછાવર કરવાની છેવટ સુધી બહાદુરી બતાવતી રહી હતી હિંદી સરકારે અપહરણ કરેલી સ્ત્રીઓના માનમર્યાદા માટે પોતાના તમામ સાધન વાપરી નાખવાની અને જરૂર પડે તો ઘેર ઘેરથી એક એક છોકરો ઉઘરાવીને પણ, પાકીસ્તાનમાં જે અભાગી નારીઓને ઉપાડી જ જવામાં આવી છે એમને પાછી મેળવવા માટે જાન ન્યોછાવરી કરવાની મધ્યયુગી ઘેલી રીતભાત નથી અપનાવી, એમાં વ્યવહારુ ડહાપણ જરૂર છે જ, પણ એ રસ્તાને એનાં ભયસ્થાન નથી એમ નથી જે આજે નથી કર્યું તે એક વખત કર્યે જ છૂટકો થાય એવું પણ બને જે ટોળાંઓને પોતે સાચવી શકતા નથી તે ટોળાઓને હિંદના ખેતર લૂંટી લેવાની સૂચના આપવામાં, જૂના મધ્યયુગી મહમ્મદ ગજનીના જમાનાનું પાકિસ્તાને તો અક્ષરશ: અનુકરણ આદર્યું છે આમ જેને લોકશાહી રીતરસમનો શબ્દની રમત કરવા સિવાય બીજો ખપ જ નથી, એવા રાજનીતિજ્ઞ પુરૂષોની સામે, આપણા રાજ પુરૂષો જ્યારે એશિયાના સ્વપ્નની વાતો કર્યા કરે છે—અને એ સઘળો વખત પેલી હતાશ નારીઓની નારકી યાતના તો ચાલુ જ હોય છે—ત્યારે એવા માણસના ઇતિહાસજ્ઞાન માટે હસવું કે એની કવિતા માટે રડવું એ જ સમજાતું નથી! જેને વ્યવહારુ નક્કર ભૂમિકાનું ડહાપણ કહેવામાં આવે છે અને જેનો ચોખ્ખો સંબંધ, ૫૫ આપી ને પાછાં લેવી એવી રીતનો જ હોઈ શકે અને જે સંબંધ પાકીસ્તાને એના તમામે તમામ વ્યવહારમાં યોગ્ય રીતે આજ દિવસ સુધી ધારણ કર્યો છે, તે સંબંધ વિષે ઘેનછા ભરેલી ઉદારતા દાખવનારાઓ કાં તો પોતે જીત ભૂને છે અથવા તો આખી પ્રજાને ખાડામાં ઉતારે છે! પછી જ્યારે એ લાલ આંખ બતાવવા જાશે ત્યારે પેલા માણસની આંખમાં ધૂળ પડી હતી એવી ધૂળ પડ્યાની વાત થાશે અલ્વર, નિઝામ, ભરતપુર, વડોદરા કોલ્હાપુર ને કાઠિયાવાડ—ગિયાસનો સઘળી હિંદીસરકાર કરતાં નાની જ છે, અને હિંદી સરકાર એમની લોકશાહી વનશું હોય તો, એમના મનમરતબામાં આવતી કાલનો અભ્યુદય દેખે છે એ વસ્તુ હવે દોઢગામના કાઠિયાવાડના ગિરાસદારથી માંડી ને નિઝામ સુધી બધાને હિંદી સરકારે સ્પષ્ટ શબ્દોમાં સમજાવી દેવાનો વખત ક્યારનો પાકી ગયો છે એમાં જેટલી ઢીલ થાશે એટલી ઢીલ આંતરિક વિગ્રહ જમાવવામાં વખત અપાય છે એવી આપઘાતી ગણાશે લોકમાનસ એમાં અકળાય એ તદ્દન સ્વાભાવિક છે લોકશાહીના સ્વીકાર માટે તો હિંદી સરકારના તાજવામાં દોઢ મે ગામનો ગરાશીયો અને નિઝામ, બન્ને સરખા જ ગણાવા જોઈએ એમ જો ન ગણી શકાય તો હિંદી સરકારનું ગૌરવ આવતી કાલે, આજ જેટલું નહિ હોય!

### ગફારખાનનો વ્યવહારું પંથ

આમાં ખાન અબ્દુલ ગફારખાને લીધેલો રસ્તો એકદમ વ્યવહારૂ, બહાદુરી ભર્યો, સીધો ને સ્પષ્ટ છે એની સામે ધર્મઘેનછા ભર્યાં ટોળાંને એમ કહીને ઉશ્કેરવામાં આવતાં હતાં કે, એ પાકીસ્તાન તોડવાનો પંથ લે છે ખાનસાહેબે સ્પષ્ટ કરી દીધું કે અમારે પાકીસ્તાનમાં જ રહેવું છે પણ અમે અમારી રીતે અને લોકશાહી નામની કોઈક પગ ચીજના પડછાયામાં રહેવા માગીએ છીએ જનાબ જીન્હા—નીયાકત

અલીખાનની કંપનીએ તો જે ચકલીઓ ઉડાડી છે એ ચકલીઓ પાછી પાંજરામાં પૂરવાની એમની તાકાત નથી. એટલે પહેલાં તાયફાવાળાઓ વિષે કેવળ અજ્ઞાન બતાવ્યું. પછી એમને રોકવાની અશક્તિ બતાવી., પછી અમેરિકાનું શરણું લીધું. પછી સામે આડા-અવળા ઘા કર્યા–અને હવે છેક છેલ્લે તબક્કે–જનાબ જિન્હા બોલ્યા, હિંદુસ્તાન પાકીસ્તાને સંરક્ષણ માટે તો ભેગો જ સામનો કરવો એ સાચો પંથ છે! હજી એ માત્ર બોલ્યા છે–કે સમન્વય છે, એ વસ્તુ તો, એમનાં સઘળાં વાક્યોની પેઠે કલ્પનાતીત રહે છે! પણ એવી સમજણ આવી હોય–કે જે શક્ય નથી. તો પણ એટલી જરાક ઉદારતાનો આપણા તરફથી દીવાન ચમનલાલ વગેરેએ પ્રત્યુત્તર આપ્યો છે, એ આપણા લોહીમાં ઘર કરવા માંડેલી લોકશાહીનો તાત્કાલિક રીતનો સૂચક ધ્વનિ છે. જ્યારે એ જ લોકશાહી વિષેનો એમનો ખ્યાલ નિઝામનો ઉન્મત્ત વર્ગ આપી રહેલ છે. કારણ કે એ સૌ જનાબ જિન્હાને આધારે રહેનાર છે. જનાબ જિન્હાએ તો ત્યાર પછી સ્પષ્ટ દર્શાવી દીધું છે કે અમારે શાંતિ નામની ચીજનો વાત પૂરતો ખપ છે! વ્યવહાર તો અમારો હતો તે જ રહેવાનો છે. લઘુમતીઓને લૂંટવાનો, અને વાતોમાં એમનું રક્ષણ કરવાનો! આમ જનાબ જિન્હાની જ માન્યતાનો ટેકો–કે આ બે સંસ્કૃતિ પ્રવાહો જ જુદા છે, તે બન્નેની લોહી સમજણ વચ્ચે આસમાન ધરતીનો ફેર જ છે, ત્યાં હવે જ્યારે એક વખત પાકીસ્તાન એ પાકીસ્તાન થયું છે, ને હિંદીસ્તાન એ હિંદીસ્થાન થયું છે, ત્યારે સારામાં સારો માર્ગ–સ્પષ્ટ થવામાં રહ્યો છે. એક પણ પ્રસંગે, એક ક્ષણને માટે પણ, નમતું નહિ જ આપવાની અને ન્યાય સામે ન્યાય જ જોખવાની રીતિ, જો ગ્રહણ કરવામાં આવે તો એ રીતિ ગ્રહણ કરનારાઓ પોતે આશ્ચર્ય પામે એટલી ઝડપથી સમાધાનનો પંથ જોઈ શકશે. ખાન અબ્દુલગફારખાને એ રીતિનું સાચ્ચા બહાદુર લડવૈયા પેઠે શરણું લીધું– અને એનું પરિણામ પણ મેળવ્યું. પઠાણોના પોતાના વિકાસ માટે, એક સંસ્થા જોઈએ. એ સંસ્થા પઠાણીસ્તાન. એ પાકીસ્તાનની લોકશાહીને નેવે મૂકનારી નીતિની હિમાયતી નથી. નિઝામ સાથે હિંદી સરકારે લેવાનો ખરો પંથ આ રીતિમાં રહ્યો છે. જે માણસ આ જમાનામાં કહી શકે કે હું લોકશાહીમાં માનતો નથી, અને સાતસો વરસનો ઈતિહાસ ભૂંસાવાનો નથી–એ માણસને નિઝામ સાંખી લે, એ જ બતાવે છે કે વખત પાકી ગયો છે. આટલે સુધી–અને આથી વધારે આગળ નહિ, એમ સ્પષ્ટ-વાણી કહેવાનો સમય ઘણો જ નજીક છે.

## સૌરાષ્ટ્રના રાજવીઓ

સોરઠના રાજવીઓએ એક પછી એક જે ઉદારતાથી અભિમાન ત્યાગ કરીને લોકશાહીનો પંથ સ્વીકારવાની તત્પરતા બતાવી છે, એ દર્શાવે છે કે હવે પછી સૌરાષ્ટ્રની પ્રજાએ પોતે, જે ક્યાંય બન્યું નથી તે બનાવવું પડશે. ધ્રાંગધ્રામાં તો તે પહેલાં ભાષણ થયું હતું કે રાજાઓ ક્યાં કમાવા ગયા છે–વગેરે. એ તમામ લોકશાહીમાં માનનારા સેવકોની અને પ્રજાની બન્નેની આકરી કસોટી હવે છે. સોરઠ આખાની સઘળી શ્રીમંત વેપારી પેઢી કંપનીઓ વગેરેએ, સ્વેચ્છાથી, પોતપોતાના નફામાં મજૂરોને ભાગીદાર બનાવવા પડશે. ખેડૂતોએ, સાથીઓને અને મજૂરોને, ભાગ આપવા પડશે. મજૂરી નહિ. વકીલોએ પોતપોતાની વકીલાતની ફી–ભંગીના પગાર સાથે મેળમાં રહે એમ રાખવી પડશે. કેવળ ગાંધીજીનાં વખાણ કરતા એ જમાનો ગયો છે. ડોક્ટરો ઈજેક્શનમાં વધારે શ્રદ્ધા ધરાવતા થયા છે, એમણે પણ પંચાવન વર્ષે 'પ્રેક્ટીસ' છોડીને, છેલ્લાં પાંચ સાત વર્ષ મફત દવાખાનાં ખોલવાં પડશે. માસ્તરોને આજ સુધી ભંગી જેટલા પગાર આપ્યા–હવે એમને જરાક માણસ ગણવા પડશે અને આ તમામ વસ્તુ સૌરાષ્ટ્ર સરકાર કાંઈ આકાશમાંથી ઉતારી શકશે નહિ, માટે બહુ થોડા વખતમાં ત્યાં 'ઇન્કમટેક્ષ' આવશે અને તે પછી સઘળાએ 'ડેથ ડયુટી' એટલે અમુક રકમ ઉપરાંત હોય તો અમુક ટકા સરકારને આપવાના, એ દાખલ થશે.

આ સઘળી વસ્તુઓ માટે સૌરાષ્ટ્રની પ્રજાએ





તૈયાર થઇ રહેવું. તેમ જ આ જે નવોયુગ આવે છે તે શક્તિશાળી માણસોની માંગ વધારશે. એનાં ખનીજ, ભૂમિ, પાણી, ઘાસ, ઢોર, માણસ, કેળવણી સંસ્કાર બધી વસ્તુઓમાં નવો પ્રાણ સંચરશે. ગુજરાતની સાથે રહેવા માટે એણે પહેલી તકે નિરક્ષરતા—અને વહેમ કાઢવા પડશે. હિંદુસ્તાન આખામાં જેમ સૌરાષ્ટ્રના રાજવીઓએ ઝડપભેર જમાનો ઓળખી લીધો, તેમ સૌરાષ્ટ્રની પ્રજા પણ નવો જમાનો ઓળખી લે. માત્ર દસ જ વર્ષની અંદર—લોકોએ આટલી બધી અસમાનતામા રહેવાની રીતરસમનો ત્યાગ કરીને, સઘળાએ સામાન્ય રીતે રહેવાની તાલીમ લેવી પડશે. ગાંધીજીએ કહ્યું હતું કે હું તો ભંગીની છોકરીને વાઇસરોય કરું—એનો અર્થ એ કે એક એક શેઠિયો એક એક દિવસમાં એક લાખ કમે, ને મજૂર વરસ દહાડે હજાર પણ ન કામે— એટલી બધી અસમાનતા હવે રહી શકશે નહિ. પછી ભલે ફાળામાં એક માણસ પચાસ હજાર આપવાને બદલે, પચાસ હજાર માણસ, એક એક આપે. સૌરાષ્ટ્રમાં આ પરિસ્થિતિએ હવે જન્મ લેવો પડશે.

## કોઇ રીતે તુમારી ઢીલ કાઢી શકો ?

આપણી પ્રજાકીય વ્યવસ્થા પણ તુમારી ઢીલ કાઢી શકી નથી એ હકીકત છે. બીજું એને કાયદા ઘડતા ને હુકમ કરતાં આવડતા નથી, એ પણ હકીકત છે. ત્રીજું આ પ્રજાકીય વ્યવસ્થા પ્રત્યે ઘણો જ ઘેરો ને ઉંડો અસંતોષ ઉભો થતો જાય છે એ પણ હકીકત છે. આમાંથી એક પણ હકીકતનો કોઈ પણ ઇન્કાર કરી શકે તેમ નથી. ગવર્નરો ને પ્રધાનો જ્યારે આવે, ત્યારે પાર્ટીમાં પડી જાય છે. ત્યાં એક ભાષણ કરે છે. પછી છાપાવાળાઓને બોલાવે છે. આ વસ્તુ બતાવે છે કે જેમ પાઠ્ય પુસ્તકોમાં, વિદ્વાનો, અગ્રેજીના અનુકરણ સિવય બીજું કાંઇ જ કરી શકતા નથી, અગ્રેજી અમલે એમની પ્રતિભાને એટલી બધી હણી નાખી છે, તેમ, આ પ્રધાનો પણ પોતાની નિસર્ગદત્ત કોઇ શક્તિ કોઈ પણ પ્રશ્નના ઉકેલમાં જાણે કે વાપરી જ શકતા નથી કે પછી એમનામા છે જ નહિ. ગવર્નર મહારાજસિંહે પૂછ્યું તો ખરું કે તમને ચોખા ભાવે કે મકાઇ-પણ તે જ દિવસના એમના એ વર્તન ઉપરની ટીકા સાંભળવાની એમનામાં નૈતિક હિમ્મત છે ખરી? તો બસ મુસાફરીમાં બેરાં, વકીલ, ડૉક્ટર, વ્યાપારી ને ભણેલા—સૌ કેવા એકમત હતા—એ મારી પાસે નોંધેન પડયું છે! અને આ ટીકાઓ શું તદ્દન વાહિયાત હોય છે?

હમણાં એક દાખલો મને મળ્યો એક જગ્યાએ અંધારાને લીધે વારંવાર અકસ્માત થતા. ત્યાં એક ફાંસલાની જરૂર હતી. સપ્ટેમ્બર મહિનામાં કરેલી અરજીનો માર્ચમાં જવાબ મળ્યો કે જમીન સરકારી છે!

આઠમે દિવસે જે કાગળનો જવાબ માણસ ન આપે તે માણસે ઘેર જવું જ જોઇએ. એવો કોઇ ધારો ઘડવાની કોઇનામાં હિમ્મત છે? અને જે ધારો ઘડે એના તમામ પ્રત્યાઘાતોનો અભ્યાસ કરવાની શુ ખરેખર બુદ્ધિ દર્શાવવામાં આવે છે? હમણાં જ અમદાવાદ મ્યુનિસિપાલિટીએ શું કર્યું? પહેલા પોતે કહ્યું કે ચોથાભાગમાં જ મકાન બાંધવું. હવે પાછી એ કહેવા નીકળી કે જે ભાગમાં મકાન બાંધ્યું નથી એનો 'ટેકસ' આપો. આવી નિર્માલ્યબુદ્ધિની ટીકા થઇ, એટલે એ સુધારો કરવા બેઠી! આમાં કયાંય શક્તિ દેખાય છે ખરી? અને આ આપણા પહેલા વર્ગના ઉત્તમ માણસો? દસ દસ લાખ ગુજરાતીઓ જે શહેરમા વસે તે શહેરની જો આવી દશા, તો ગ્રામપંચાયત રચતા—પાચ યોગ્ય માણસો માટે કેટલું વીતશે? અને ઉત્તમ વ્યક્તિઓ વડે જ પ્રજા બને છે એ સૂત્ર શું કોપીબુકમાં લખવા માટે હશે?

સીનેમાની ને આખી દુનિયાની ટીકા કરનારા દૈનિકો કયારે સમજશે કે લોકશાહી જો લોકશાહી થશે તો એમના જ વડે; ને એ આભાસી દેખાવ હશે તો એ પણ એમના જ વડે!

## શું આનો કોઇ છેડો જ નહિ ?

આપણને એક દિવસ એવા સમાચાર મળશે કે કરાંચીથી કવેટા, કાશ્મીર ને લાહોર સુધીમાં-આખા પાકીસ્તાનમાં હવે એક સમ ખાવાને માટે પણ હિંદુ





વધારે વ્યાપક, વધારે પ્રબળ પ્રયત્ન, કરવો પડશે. લોકનાડી સમજનાર ને કાઠિયાવાડની ભૂમિ પ્રત્યે, મેઘાણી જેવો કલ્પનામય પ્રેમરંગ ધરાવનાર માણસ એ વસ્તુ કરી શકશે. પણ વધારે અગત્યની વસ્તુ તો આ છે કે કાઠિયાવાડમાં વહેલામાં વહેલી તકે 'ખેંગાર મિલિટરી કૉલેજ' સ્થપાઈ જવી જોઈએ. અને તેરે તાલુકાઓ, જે હવે એક રીતે નવરી પડે છે, એમને દેશાભિમાનને દેશરક્ષણની મહત્તાનો ખ્યાલ આપીને કામમાં રોકી લેવી જોઈએ. એ રીતે જ ક્ષત્રિયવટનો પણ ઉદ્ધાર થશે. નહિતર રાજાઓ ને રાજાઓની આસપાસનું નવરૂં પડતું મંડળ તર્કવિતર્કના પંથે જીવનદ્રોહની હવા લેવા મંડશે! પ્રથમમાં પ્રથમ જરૂર સૃષ્ટિમાં હમેશા દૃષ્ટિની જ રહે છે. એ દૃષ્ટિ જ ન હોય તો શું પરિણામ આવે એ જોવા માટે સૌરાષ્ટ્ર બહુ દૂર જવાની જરૂર પણ રહેતી નથી. અમદાવાદમાં આવીને એની 'બસ સર્વીસ' જોઈ લ્યે! અને એકોતર એકોતર કામનો પાંચ જ મિનિટમાં નિકાલ કરતી એની સુધરાઈની કાર્યશક્તિ જૂઓ!

વધુ કાંઈ નહિ આપણે આપણા પાડોશીઓમાંથી કાંઈક ન શીખીએ? અને હિંદુ–મુસ્લિમ વિગ્રહ કરતાં પણ ભયંકર ઘર ઘર વચ્ચેના વિગ્રહની હવા જે રીતે પોષાઈ રહી છે—એ પદાર્થપાઠ ન જોઈએ?

કદાચ ગાંધીજીએ એક વખત એટલા માટે જ એમ નહિ કહ્યું હોય કે મારે તો ભંગીની છોકરી રાજ કરી શકે એવું જોઈએ! એટલે કે ઉંચામાં ઉંચા આસને બેસનારો વધારેમાં વધારે લોકસંપર્કી જોઈએ. પણ આપણે લોકસંપર્કનો ખ્યાલ હવે પાંચ છાપાવાળાને ભેગા કરીને વાત કહી દેવામાં પરિણમ્યો છે. જ્યારે લોકો ઇચ્છે છે કે એમના લોકપ્રિય પ્રધાનો એમની વાતોને સમજવા માટે પોતે જ દોડે! પણ પેલું કહ્યું નથી—ન હોય ત્યાં સુધી કેટલીક વસ્તુઓ મોહક લાગે છે—લક્ષ્મીની ને સત્તાની—એ વાત શું એક વખત ફરીથી પોતાનું સત્ય સિદ્ધ કરશે?

ડીસાજી ગયા છે માટે હવે તો **न ज्ञाने.** રેશનીંગ ઉઠાવતી વખતે માણસાઈનું લીલામ થવાનો જબરજસ્ત ભય ઊભો થયો છે એમ એણે જ પ્રથમ કહ્યું હતું યાદ છે? આજ એવા જ અનેક અર્થહીન વટહુકમો દ્વારા જે તંત્ર ચાલુ છે એમાં એ જ ભય ફરીને ડોકિયાં કરે છે એ કોઈના ધ્યાનમાં હશે? એનો સાદો ઉપાય, સામાન્ય મધ્યમવર્ગી માણસોની સાથેની મૈત્રી ચર્ચામાંથી જ સાંપડી શકે એ કોઈને ધ્યાન હશે ખરું? **न ज्ञाने।** ફરીને અત્યારના તમામ પ્રશ્નોનો આ જ જવાબ રહેવાનો છે **न ज्ञाने॥** **કારણ કે સત્તા બધે છે, માણસ કયાંય નથી.**

**સમાજવાદ : સર્વોદય : કૉંગ્રેસ અને સરકાર**

પંદરમી ઑગસ્ટે લોકોએ સ્વતંત્રતાના દિનનો ગગનચુંબી જયધ્વનિ ગજાવ્યો હતો. તે દિવસે કૉંગ્રેસની લોકપ્રિયતા હિમાલયના ઉચ્ચત્તમ શિખર સમાન હતી. તે દિવસે કોઈ પ્રધાન એ પ્રધાન રહ્યો ન હતો સઘળા જ લોકકલ્પનાની ઘેલછામાં જન્મેલા દેવેન્દ્રો બન્યા હતા. કોઈ માનવ રહ્યો જ ન હતો!

પંદરમી ઑગસ્ટ ને પંદરમી માર્ચ—એ બહુ લાંબો સમય નથી. એટલે હજી આ દેવેન્દ્રો પોતાની શક્તિ ન બતાવી શકયા હોય, તો લોકોએ શાંતિ રાખવી જોઈએ. એટલી માગણી એ ન્યાયી માગણી છે. પણ લોકોને મનમાં એક ભૂત ભરાયું છે. એમના દેવેન્દ્રોએ શક્તિ ન બતાવી તો કાંઈ નહિ, પણ આટલી બધી અશક્તિ એમનામાં છે એ છતું થઈ ગયું, એનું એમને લાગી આવ્યું છે! એમને દુઃખમાં દુઃખ એ છે કે એમની જાણે કલ્પના જ મરી ગઈ છે!

આને માટે બન્ને પક્ષ થોડા થોડા જવાબદાર છે. લોકનેતાઓએ વાતવાતમાં લોકોને કલ્પનાનું સ્વર્ગ આપવા માંડયું પણ અંગ્રેજોએ આપેલું રાજ્ય એ તો સર્પના કરંડિયા જેવું હતું. એણે મૂકેલું તંત્ર, એ ખીજવાયલી મધમાખીઓના ટોળા જેવું હતું. પાડોશી પાકિસ્તાની પ્રદેશ ત્યાં માણસાઈ નામનું દિવાળું હતું અને એના છોડેલા ભયંકર પડઘાઓ, એનાથી હિંદી આકાશ આખું છવાઈ ગયેલું હતું! અને આમાંથી સરકારે માર્ગ કાઢવાનો હતો.

પણ લોકોની બુદ્ધિ સામાન્ય પ્રશ્નોમાં જ રાય-

નારી રહી. એ તો એટલું જ સમજે કે એનાથી પચીસ જ ગાઉ દૂર એક લાખ મણ ઘઉં પડયા છે! અને એ રેશનકાર્ડ ઉપર ચોકડી મરાવવા જાય છે ત્યારે ત્રણ કલાકે માંડ માંડ કારકુન અડધી ચોકડી મારી દે છે! એ તો એમ સમજે કે આમ થાય છે અને છતાં એનું કોઇ નક્કર કારણ કોઇ જ આપતું નથી, કાં ફરીને રેશન દાખલ કરવાની ધમકી આપે છે અને કાં કાળાબજારને બે ચાર ગાળો આપે છે, એથી વધુ કોઈ જ વ્યવહારૂ ઉકેલ કોઇ બતાવી શકતું નથી, માટે દાળમાં કાંઈક કાળું છે? સામાન્ય માણુસની બુદ્ધિ આ રીતે વિચાર કરનારી છે. અને એવા માણસો ઉપર, ને એમના જ મત ઉપર પોતે જીવે છે, એમ જો લોકશાહી સરકાર માનતી હોય, તો એણે એનો, લોકને સમજાય તેવો ખુલાસો આપવાનો જ રહ્યો! એ જો ખુલાસો ન આપી શકે, તો ખુલાસો કેમ નથી આપતી એનો ખુલાસો આપવો રહ્યો! લોકશાહી રીત તો આ છે.

પણ જે પ્રધાનો, અંગ્રેજોના જ સમયમાં સામાન્ય માણુસને સમજાવી શકાય એવી ભાષા બોલી શકતા એ હવે, કાં તો એ ભાષા જ ભૂલી ગયા છે અથવા તો 'હાથી ચલતે હે ને કુતરે ભસતે હે' એવી અંગ્રેજમૂકી મદિરાની પ્યાલીમાં બે ચાર ટીપાંનો રસાસ્વાદ ચાખી ગયા છે. કારણ કે નહિતર કોંગ્રેસની અનુપમ કીર્તિનો જે મુગટ ઘડવામાં એમનો પોતાનો જ ફાળો હતો, એ જ મુગટ પ્રત્યે આજે સામાન્યમાં સામાન્ય માણસ પણ શંકા ધરાવતો થયો છે, ત્યારે ઊંઘ કેમ આવી શકે છે?

મોરારજી દેસાઈએ ભાષણમાં જ્યારે કહ્યું કે સમાજવાદીઓ ગયા તે ઠીક થયું, કારણ કે એ કોંગ્રેસને અંદરથી નિર્બળ કરી રહ્યા હતા, ત્યારે એમણે કોંગ્રેસની ગાંધીમાર્ગની મહાનનીતિ 'જાત નિરીક્ષણ' એનું બરાબર અનુકરણ કર્યું હશે ખરું? આ પ્રશ્ન એ કોઇ વાદવિવાદનો પ્રશ્ન નથી. પોતાની જાતને પૂછવાનો ને જાત પાસેથી જ જવાબ લેવાનો પ્રશ્ન છે. વળી આપણે એ ભૂલવું ન જોઇએ કે સાધુતા કરતાં પણ વધારે મૂલ્યવાન એવી વ્યવસ્થા-શક્તિ જ આપણા તંત્રને અત્યારે બચાવી શકે તેમ છે. તે પહેલાં અંગ્રેજો માનતા કે આઇ. સી. એસ માં સર્વશક્તિનો સંગ્રહ છે. આજે આપણે અંગ્રેજોના કરતાં જુદી જ રીતે એવી જ એક બીજી માન્યતાના ગુલામ થયા છીએ. અને તે માન્યતા એ કે ગાંધીજીના ગુણગાન કરનારો જ સાચ્ચા લોકશાહી રીતરસમનો અભ્યાસી છે ને એ જ સર્વશક્તિ સંપન્ન છે. એથી કરીને કેટલું શિથિલ તંત્ર ઊભું થયું છે એ હવે અભ્યાસનો વિષય બને તેમ છે! પણ એ ગુણગાન કરીને એનો પણ 'વેપલો' કરી કાઢનારો વર્ગ અસ્તિત્વમાં આવ્યો છે. કોંગ્રેસની નિર્બળતાનાં બીજ એમાં જ રહ્યાં છે.

હવે પછીનાં દસવર્ષ એ સમાજવાદનાં આંતરિક પ્રવાહો વિસ્તૃત થવાનાં દસવર્ષ છે. એ આંતરિક પ્રવાહો, આપણી પ્રજાની નવી ચેતનાને સર્જનાત્મક રસ્તે વાળે, એમ જે ઇચ્છતા હોય, એમણે સમાજવાદ અને સર્વોદયની કાર્યપદ્ધતિનો તુલનાત્મક અભ્યાસ કરીને, આપણી પ્રજા સમક્ષ એ વિષયનું સ્પષ્ટ રૂપવિધાન આપી દેવું જોઇએ. આમાં એક ભયસ્થાન છે. ગાંધીજીના તમામ સિદ્ધાંતોનું અક્ષરશઃ આંધળું અનુકરણ કરવાની સંકુચિત વૃત્તિ જો સર્વોદયમાં નાખવામાં આવશે તો યુગપ્રવાહની તાજી હવાથી એ પ્રવૃત્તિ વંચિત રહેશે. અને જે કલ્યાણગામી શક્તિ એમાંથી ઉત્પન્ન થવી જોઇએ તે શક્તિ ઉત્પન્ન થવાને બદલે એમાંથી સંપ્રદાયની એક નાનકડી નહેર જ ચાલશે! આ તો એક ભયસ્થાનનો ઉલ્લેખ છે. બાકી તો આગામી વર્ષોમાં કોંગ્રેસને ફરીને એકવાર સમાજવાદ સામે યુદ્ધ કરવું પડશે અથવા તો સમાજવાદ ને સર્વોદયના મિલનની સંસ્કાર–ભૂમિકા થઇને સરકારને નવા પ્રાણ આપવા પડશે. આ સરકાર, આ વિચારસરણી, આ કારકુની તુમારી તંત્ર, અને આ પરસ્પરની પ્રશંસા માટે થતા ભાષણો– એ સઘળી જે પ્રણાલિકા એક અભિનવ પ્રયોગથી ફેરવ્યે જ છૂટકો છે. જે જે ટીકાઓ થાય તે બધી જ સાચી હોય એવું નથી. પણ પોતાની ટીકાનો જવાબ બીજ





ઇને વાળવાનો કે વાણીસ્વાતંત્ર્ય ઉપર અંકુશ મૂકવાનો કે ગાંધીજીનાં ગુણગાન મારફત નબળાઇઓને ઢાંકવાનો પ્રયત્ન કરવામાં હવે કોઇ જ મજા મતી નથી એટલું સમજવાનો તો વખત આવી ગયો છે! રેશનીંગના અનાજના જવાબમાં આપણે લીમડાના પાન ખાવાની વાત કરીએ, ને શિક્ષકોના પગાર માટે આપણે સેવાની વાત કરવા બેસીએ અને આપણે પોતે તો પ્રધાની પગાર લઇએ, એ આ જમાનામાં ન ચાલી શકે તેવી વાત છે! સેવા જ કરવી હોય તો સૌ સેવા કરવા બેસીએ! પછી તો પ્રધાન, મજૂર, ભંગી, વકીલ, ડૉક્ટર, વેપારી કારકુન સૌનું ધોરણ ઠરાવી દઇએ. **કોઇ બે વ્યક્તિના ધોરણ વચ્ચેનું આર્થિક અંતર અમુક રકમથી વધારે ન જ જોઇએ, એ વિચાર આજે તમામે તમામના અંતઃકરણને વીજળીપ્રવાહની માફક વિંધી** ગયો છે એ ભગીરથી પ્રવાહને શી રીતે આ જમીન ઉપર ઉતારવામાં આવે છે એમાં સૌના કાર્યની અને શક્તિની કસોટી રહી છે! સમાજવાદ, સર્વોદય, સરકાર ને કૉંગ્રેસ- તમામની પરીક્ષા એના વ્યવહારુ ઉકેલમાં રહી છે. અને સમાજવાદનો જે કાર્યક્રમ, કોંગ્રેસ, સરકાર ને સર્વોદય, ત્રણે જણા પોતપોતાનામાં અંતર્ગત હોવાનો ઉલ્લેખ કરે છે, એ કાર્યક્રમ ભલે ધીમી પણ મક્કમ ગતિએ અને સાચા સ્વરૂપમાં વ્યાપક બનાવાશે તો અંતે આ ત્રણે બળો લોકકલ્યાણી ત્રિવેણી સ્થાપી શકશે બાકી ગાંધીજીની સ્તુતિ, એમનો જ 'પ્રોપેગેન્ડા' અને એમના નામે પોતપોતાની રોટીદાળ સહીસલામત કરી લેવાની વાકૂપટુતા એ વસ્તુઓએ સૌની વાણીમાંથી હવે અદૃશ્ય થવું ઘટે છે. એના કરતાં તો સમાજવાદને સામેના બળ તરીકે સ્વીકાર કરવામાં કીડવાઇએ બતાવેલી દૃષ્ટિ વધારે યોગ્ય છે બાકી કોપીબુકમાં લખી શકાય એવા સોધા સૂત્રોનો યુગ-ઘણું કરીને એ આથમી ગયો છે!

**યો યા કો યા મયામ્યહં**

# ઝૂપડાનો માયા

પન્નાલાલ પટેલ

શાન્તુ, એ જાડી નર્સની પાછળ પાછળ ચાલવા લાગ્યો. પણ એને પેલી ઝૂંપડી તરફ વળતી જોઈને તો વિચારમાં જ પડી ગયો. અને જ્યારે પેલો અવાજે સાંભળ્યો. 'યે તુમારા કૉટ મિસ્ટર દેરાસરી.' ત્યારે તો શાન્તુ મનની અંદર ચિઢાઈ જ ઊઠ્યો. 'અરે મરેરે તુ ને તારા દેરાસરી!' બબડતો એ બારણાની મધ્યમાં જ ઉભો રહી ગયો.

ક્ષણભર તો શાન્તુને સમજ જ ન પડી શું કરવું. એ બાર—પંદર ફૂટની ઝૂંપડીમાં અક્કેકો ખૂણો સાચવી પડેલા પેલા ત્રણ દર્દીઓ ઉપર પણ એ મનની અંદર ચિઢાઈ રહ્યો: 'નાલાયક જ છે ને. પૈસા ભરવા ને ઝૂંપડીમાં પડી રહેવું! અરે કાંઈ મફત રાખે તોય—'

શાન્તુ ભૂલી બેઠો કે પોતે દર્દી છે. એણે મૌન જ પાળવાનું છે. અરે ચિત્તને પણ કલેશયુક્ત ન થવા દેવું એવો ડૉક્ટરનો આદેશ છે.

પણ એ તો બરાડી જ ઉઠ્યો: 'હમ નહિ રહેંગા ઈસ ઝૂંપડીમેં.' કોણ જાણે ક્યાંથી-લોહી તો શરીરમાં છાંટો ય ન હતું છતાં ય એ પૂણી સરખું મોં લાલ થઈ ઉઠ્યું. તંદુરસ્ત માણસની જેમ એ બહાર નીકળી ગયો. સામાન સાથે પાછળ ઉભેલા કૂલીને હુકમ કર્યો. 'ચાલ લઈ લે પાછો બસ સ્ટેશન પર. જહાન્નમમાં ગયું આ સેનીટોરિયમ ને દર્દ બધું ય!'

બિચારી નર્સ! આ બાર-પંદર વર્ષની નોકરીમાં ડૉક્ટરને ય એણે આ રીતે ગુસ્સે થતા ને પોતા તરફ ચિઢાતા નહોતા જોયા. એણે ડરતાં ડરતાં મિ. દેરાસરીને સમજાવવા પ્રયત્ન કર્યો. 'દેખો મિસ્ટર તુમે કુછ હમારી બાત—'

શાન્તુ બાજુની બેઠક ઉપર બેસી પડતાં બબડ્યો: 'અરે સાંભળ્યા તારી વાત!'

શાન્તુ મનથી તો એ જાણે સ્વગત જ બોલતો હતો પણ ખરી રીતે તો એનો અવાજ આ નાનકડા બગીચાની ય પાર સડક ઉપર પહોંચ્યો હતો.

'શું છે શાન્તુ? શાના બરાડા છે?' આમ કહેતા શાન્તુના મોટાભાઈ હાથમાં રસિદ વગેરે કાગળિયાં સાથે આવી પહોંચ્યા.

'શું તે—તમારે રહેવું હોય તો રો' બાકી આપણે તો આ ઝૂંપડીમાં નથી રહેવાના.' ને એણે એક તિરસ્કૃત નજર પેલી ઝૂંપડી તરફ નાંખી.

ગમે તેવી સફાઈથી બનાવો અને કોટેજ નામ આપો છતાં ય તાડપત્રોનું મકાન બંગલાની તોલે તો ન જ આવે ને? વળી કામચલાઉ ઉભું કરેલું એટલે નીચે સિમેન્ટ કે એવું તેવું પણ નહિ. હા શાન્તુએ જોયું તો મધ્યમાં, સુંદર શેડ સાથે વીજળીની એક બત્તિ લટકતી હતી.

એને જરાક હસવું આવી ગયું, મન સાથે બબડ્યો: 'બિચારી કોઈ કોલેજ-ગર્લને જાણે ફાંસિયે ન લટકાવી હોય!'

પણ આ સાથે જ શાન્તુને પોતાની કોલેજ યાદ આવી. અને મોટાભાઈ આગળ ચોખવટ કરતી નર્સને સાંભળવાને બદલે આકાશ સાથે વાતો કરતા પેલા ઉંચા મકાનને હવામાં જોઈ રહ્યો. ઝરૂખાં સરખી મઝાની ગેલેરી છે ને સામે પેલો મહેરામણ, ક્ષિતિજોને પોતામાં સમાવી લેતો પથરાઈ રહ્યો છે. કોઈવાર એ, પુસ્તકો સાથે જંગ આદરે છે તો કોઈ વાર આછા આછા ડોલન સાથે ધેરૂ—મીઠું ગીત ગાય છે તો વળી કોઈ વખત આછા આછા શ્વાસ લેતો જાણે ઊંઘ્યા કરે છે.

આ સિવાય કોલેજ અને દરિયા વચ્ચેની પેલી સડક પણ આજે તો શાન્તુને એવી લાગવા માંડી જાણે પેલું અનેકરંગી જગત ફેરફુંદરડી ન ફરી રહ્યું હોય! મોટરો ને વિક્ટોરિયાઓ તો આવતી જ, પણ સાથે સાથે નારિયેળ-પાણીવાળા તો વળી ભેળવાળા ભૈયા તો પોતાનામાં નાનકડું એક બજાર સમાવતી પેલી લોરીઓ તો—આ સિવાય જાત જાતનાં કપડામાં શોભતા જાત જાતના ચહેરા અને અવાજો—

અને એ તો બધું ઠીક પણ કોલેજનો પેલો બગીચો ને બગીચામાંનાં ફૂલનું શું?—

બગીચો તો અહીં ય બન્યો છે પણ છે એમાં કંઈ ઠેકાણું? શાન્તુ મન સાથે બબડયો.

પણ સાચું પૂછો તો શાન્તુના એ શબ્દો પાછળનો ધ્વનિ જુદો જ હતો. અને એ તો એના મગજમાં પેલી કલ્પનામાં દીવાની જેમ ચમકી રહ્યો હતો. રિશેસ–અવસ'માં એ પેલી ગેલેરીમાં ઉભો છે ને નીચેના બગીચામાં શાન્તુને એ જ ન સમજાયુ કે બગીચાનાં ફૂલછોડ પેલાં રંગબેરંગી પતંગિયાંથી શોભતાં'તા કે એ પતંગિયા પેલાં જાત જાતના ફૂલપાંદડાંથી શોભી રહ્યાં હતાં?

ગમે તેમ હોય પણ શાન્તુને અત્યારે–આ સેનેટોરિયમના બાંકડા પર બેઠે બેઠે એવું દેખાઈ રહ્યુ હતું જાણે કોઇ નંદનવનમાં પરીઓ ઉતરી આવી છે ને પોતે છજામાં ઉભો ઉભો એ લોકનાં હલનચલન ને ડોલન! મહોરભરી થેલીનું મો ખુલી ગયું હોય તેવા હાસ્યના રણકાર ! ને—

ને શાન્તુ આ બાર હજાર ફૂટની ઉંચાઇ પરથી મુંબઈ, પેલી દરિયા પરની કોલેજ, કોલેજનો બગીચો ને એમા ય પેલા મંડપ આગળ વેલ ભેગી વેલ બની ઉભેલી કોઇ ઉંચ–છબિલી છોકરીનું ગુલાબવર્ણું મોં, એ મોંમાં શોભતી પેલી આંખો—પોપચાં ફરતી આછી આછી શ્યામરેખા અને વચમાં પેલી ભૂરી કિકિયો! —આડી નજરે અવારનવાર પોતા તરફ નજરની દોર ફેંકતી ને ગોળમટોળ હોઠ વચ્ચે આછેરું હાસ્ય રમાડતી–

ત્યાં તો નર્સની ચોખવટ સાંભળવા વળેલા મોટાભાઇનો અવાજ આવ્યો: 'શાન્તુ–'

ને શાન્તુની પેલી કિકિયો ને છોકરી, બગીચો ને કોલેજ–અરે આખી મુંબઈનગરી–આ ચાર હજાર ફૂટ ઉપરથી જેમ કોઇ સોનાની થાળી, છનનન છન્ છન્ કરતી પડે ને એકાદ બે આછા ચમકારા મારતી નીચેની કોતરોમાં કયાંક હતી ન હતી થઇ રહે તેમ પેલું આખું ય દશ્ય હવામય બની રહ્યું, જુવે છે તો મોટાભાઇ ને પેલી જાડી નર્સ પોતાની સામે ઉભા છે. મોટાભાઇ કહે છે: 'શાન્તુ, આ તો માત્ર મહિના પૂરતું ટેમ્પરેરી જ છે, ચોમાસામાં કંઇ ઓછો તને અહીં રાખશે?'

અરે પણ આ તે કંઇ રીત છે? પૈસા પૂરા લેવા ને–' ઝૂંપડી તરફ નજર નાખી લેતા, 'આમાં તો દર્દ ન વધતાં હોય તોય વધે!' ને હસી રહેલી નર્સના બોલવા ઉપર ધ્યાન ન આપતાં એણે બાજુના મકાન તરફ નજર નાખી લેતા દયામણી સૂરતે પૂછ્યું: 'આ વોર્ડના વરંડામાં ય કયાંય જગ્યા–'

ફુગ્ગા સરખા ગાલોમાં હાસ્ય જાણે સમાતું ન હોય તેમ હસતાં નર્સ વચ્ચે જ બોલી પડી: 'ઉધર જગા હો તો ભી–' મોટાભાઇ સામે જોઇ વાક્ય પૂરું કર્યું: 'વે તો વીમેન્સકા વૉર્ડ હૈ.'

ચિઢાય રહેલા શાન્તુની જીભ ઉપર આવી ઉભું: 'અરે વીમેન્સકા હોય કે મેન્સકા હોય અહીં શું કરવું છે! અહીં તો એક કૉટ રે' એટલી જગ્યા મલી હોત તો–'

. પણ એણે લાખ વાતની એક વાત કહી નાંખી; પેલી ઝૂંપડી તરફ નજર નાખી લેતાં એણે એનો નિર્ણય વધુ મક્કમતાથી જાહેર કરી દીધો: 'તમે લાખ પ્રયત્ન કરો તોય હું આમાં તો નથી રે'વાનો અંબુભાઈ!...'

ને અંબુભાઈએ પણ કડકાઇથી પોતાનો હુકમ સંભળાવી દીધો. 'જો, તું કરે છે છોકરમત ને મારે મોટરનો સમય જાય છે. બાકી એટલું ચોકસ કે હું તને મૂકી ને જ—ને તે ય આ કોટેજમાં મૂકીને જવાનો છું'

આ સાથે જ મોટાભાઇએ નર્સને હુકમ આપ્યો: 'પધરાવો તો આ ગાદલું ને એનો સામાન પણ—'

અને આ પછી તો નર્સ, મોટાભાઇ પેલા મજૂરો અને વોર્ડ બોય બધાયનો મેળો પેલી ઝૂંપડીમાં જામી રહ્યો.

જ્યારે શાન્તુ લમણે હાથ દઇને શૂન્ય મનસ્ક બની દૂરની ડુંગરભરી ક્ષિતિજ તરફ તાકી રહ્યો... તાકી જ રહ્યો, ન એણે વિદાય લેતા મોટાભાઇને



કંઇ કહ્યું-અરે એમણે ધરેલ પાકીટ ઉપર પણ એણે લીધું એવું બાજુમાં મૂકી દીધું-કંઇ ધ્યાન જ ન આપ્યું, કે ન ધ્યાન આપ્યું નર્સની પેલી વિનંતિ ઉપર 'ચલો મિ. દેરાસરી તમારા કૉટ તૈયાર હૈ. કૂછ બિચાર મત કરો; સો જાઓ.'

પણ બેઠો હોય તો શાન્તુ એની સામે ય જુવે!

ને આ શું? નર્સે જોયું તો જવાબ આપવાને દાદ દેવાને બદલે શાન્તુ તો પેલી ઢેલની જેમ ટપોટપ આંસુ સારતો હતો!

નર્સ તો બિચારી છોભીલી પડી ગઇ. પોતાની આ મૂંઝવણ વ્યક્ત કરવા માટે સહાય મેળવવા માટે એણે આસપાસ નજર નાખી.

એને સદ્‌ભાગ્યે મોટાભાઇના મોકલેલા ખુદ વ્યવસ્થાપક જ આ તરફ આવતા દેખાયા. ને નર્સે આખીય વાત એમને કહી સંભળાવી.

પણ વ્યવસ્થાપક મહાશયની સમજાવટનેય શાન્તુએ કંઇ જ કાને ન ધરી. ને ક્યાંથી ધરે? અંતરમાં તો વિલાપ ચાલતા હતા: 'અરેરે!... આથી તો મૃત્યું આવ્યું હોત તો છુટકો મટત!... આ ઝૂંપડીમાં કેમ કરીને હું સમય વિતાવીશ.'

'અરે મિસ્ટર,' વ્યવસ્થાપકે ઉમે અવાજે જરા હસીને ઉદ્દેશ્યો. 'તમને છોકરીની પેઠે રડતાં શરમ નથી આવતી? ને એમણે બાજુના પેલા વૉર્ડ તરફ હાથ લંબાવતાં કહ્યું: 'જુવો પેલા છોકરીઓય તમને રડતા જોઇને હસે છે?' ને પોતેય હસવા લાગ્યા.

'છોકરીઓ' નામ સાંભળતાં જ શાન્તુએ ડોક ઉંચી કરી. બાજુમાં જુવે છે તો કાચની બારિયોમાં જુવાન ચહેરા-અરે પરિયો જ જાણે પોતાને હસી રહી છે. શાન્તુ ક્ષણ બે ક્ષણ શરમાઇ રહ્યો,... ને ઉઠીને ચાલતો થયો સીધો ઝૂંપડીમાં...

કીડી વાદે ચાલતા કાંટા ઘડીયાળના પેલા સેકન્ડ કાંટા તરફ તાકતાં શાન્તુ બબડ્યો, 'અરે રામ! કેમ કરીને છ માસ વિતાવીશ!...'

પણ એને ક્યાં ખબર હતી કે આ કીડી વાદે ચાલતા સમયે તો જુગના જુગ ખેંચી કાઢ્યા છે.

શાન્તુ ચાર્ટ ઉપરની તારીખો જોવા લાગ્યો, દિવસ ગણવા લાગ્યો: 'એક બે ત્રણ ચાર અઠવાડિયું ને પખવાડિયું પુરું'.

બીજી સવારે જ પેલી નર્સે મલકાતાં-રાજી થતાં ખબર આપી.

'દેખો મિ. દેરાસરી હમને સબસે પહેલી બદલી તુમારી કરાઇ તો બસને?' દેરાસરી તો નર્સ સામે તાકી જ રહ્યો. નર્સે સમજ પાડી: 'અબી ચા ય પીને કે બાદ તુમકો સિલ્વર બ્લોકમેં જાને કા હૈ. તુમને દેખા હૈના?... વો ઉધર... બડા અચ્છા બ્લોક હૈ હવા તો ઐસી અચ્છી'—ને એ આ વધામણી આપીને આવી હતી એ રીતે હસતી રાજી થતી ચાલતી થઇ. શાન્તુ તો બેબાકળાની જેમ તાકી જ રહ્યો, પણ...પણ...! આગળ શું બોલવું એની સૂઝ જ ન પડી. 'બદલી' સાંભળતાં જ એની છાતી બેસી ગઇ હતી. ભાન આવતાં એણે ચાલી જતી નર્સને હાંક મારી, 'પણ સિસ્ટર,... અરે પણ તમે મારી પૂરી વાત તો સાંભળો?'

પણ નર્સ તો ઉલ્લાસમાં હતી. એ તો એમ જ સમજતી હતી કે મિ. દેરાસરી આ ખુશ ખબર બદલ પોતાનો આભાર માનવા બોલાવે છે. પણ એને ઉતાવળ હતી ઉપરાંત આવા આભારની એ ભૂખી પણ ન હતી. ને તેથી જ તો એ, પાછળ હાથ હલાવતી ને 'બડા અચ્છા બડા અચ્છા' કરતી ચાલી જ ગઇ ને?

કપાળે હાથ ટીચતો શાન્તુ કૉટ પર-લગભગ ફસડાઇ પડ્યો. બડબડાટ તો ચાલુ જ હતો: હાળું અહીંનું બાધું જ એવું છે. કોઇ કંઇ સાંભળતું જ નથી.'

'પણ તમને વાંધો શો પડ્યો શાન્તુભાઇ?' પડોશના એક દર્દીને નવાઇ લાગતાં પૂછ્યું.

પણ એ એકને જ કેમ પેલા બીજા-એને માટેય એટલી જ નવાઇ હતી. શાન્તુએ ઉલટાના ખુશ થવું જોઇએ ત્યારે આ તો—





ને બીજાએ પણ સવાલ કર્યો: 'તમને વાંધો ક્યાં પડ્યો!'

ત્રીજાએ ઉમેર્યું: 'સિલ્વર બ્લોક જેવો બ્લોક મળ્યો છે ને તમે —'

'ચિઢને બને તેટલી કાબુમાં લેતાં શાન્તુ વચ્ચે જ બોલ્યો: 'અરે જહાનમમાં જાય એ સિલ્વર ને ગોલ્ડન બધા ય: ને લાંબા થતાં સ્વગત બોલતો હોય તેમ ઉમેર્યું: 'આપણે તો બસ આ કૉટેજ છે એ જ ખરી... અહીંથી ઉઠીશ ત્યારે બેડીંગ ઉઠાવનારોય ઉઠાવશે ને!...'

એટલામાં ચાનો કપ આવ્યો ને એ પછી જમ જેવા બે વૉર્ડ બૉય પણ ખડા થઇ ગયા. એક ટેબલ ઉપરના કાચના ગ્લાસ, તપેલો, કાંસકો વગેરે અત્થૂરણ પત્થૂરણ સામાન ભેગો કરવા લાગ્યો તો બીજો આઘા-પાછીના અભિનયથી શાન્તુના ઉઠવાની રાહ જોવા લાગ્યો.

મૌન રહેવાનો નિર્ણય કરી બેઠેલા શાન્તુથી મુંગા ન રહી શકાયું. લગભગ બરાડી ઉઠ્યો: 'ક્યા હૈ! કાયકુ તુમ હમારા સામાનકુ અડતા હૈ!'

પેલા બે જણ તો હેબતાઇ જ ગયા. ચોખવટ કરવા લાગ્યા. 'આપકી બદલી હૈ-સિસ્ટરને હમકો.'

ત્યાં તો ખુદ સિસ્ટર જ આવી નીકળી, હસતે વદને ને ઉલ્લાસ ભરી ચાલે. પણ આ શું દેરાસરી તો જાણે ઑપરેશન હૉલમાં ન જવાનું હોય એવે ચહેરે-અડધો રૂદનભર્યો, અડધો ચિઢભર્યો-દેખાયો. પૂછ્યું: 'ક્યા હુવા મિ. દેરાસરી?'

'ક્યા તે-હમકુ નહિ જાના હૈ વો સિલ્વર બ્લોકમેં.'

'તો ફીર કોનચા બ્લોકમેં-ઉસસે અચ્છા હૈ કોનચા?'

'અરે સ્વર્ગ જેવો હોય તોય મારે અહીંથી નથી જવું.'

બિચારી નર્સ! તે દિવસની જેમ આજે પણ એ મુંબાઈ સ્રી બાળકને પટાવતી હોય એ રીતે એણે દેસાસરી પાસેથી ન જવાનું કારણ જાણવાનો પ્રયત્ન કરી જોયો. સાથે સાથે પોતે, ડૉક્ટર અને વ્યવસ્થાપક આગળ આ બદલી કરાવવા માટે કેટલી મહેનત કરી હતી એ પણ કહી સંભળાવ્યું.

પણ દેરાસરીએ ન તો ન જવાનું કારણ આપ્યું કે ન કઇ કદર કરી નર્સની ભલમનસાઈની.

'મગર તુમકો દસ દિનકે બાદ બી જાનેકા હૈ.'

'જબકી બાત જબ દેખા જાયગા.' શાન્તુ સ્વગત બોલ્યો.

'વો સબ ઠીક મગર નર્સે નરમાશને કોરે કરતાં તંગ સુરત સાથે સંભળાવી દીધું-'તુમકો જાનાહી હોગા મેનીજર સાહબકા હુકમ નહિ ફીર સકતા.' અને પેલા સામાન ઉચકનારાઓને હુકમ કર્યો લે જાઓ. ઉઠાવ વો પેટી' પેલા દર્દીઓનો તાવ માપવામાં ને એમ કામે વળી...

પણ સાચું પૂછો તો એનું મગજ આજ આ દર્દીઓની નાડીના ધબકારા ન હતું ગણતું બલ્કે ગણતું હતું થોડાક દિવસ ઉપર આજ કૉટેજમાં ન રહેવાની કાળકુદી કરતા ને આંસુ સારતા દેરાસરીના અત્યારે ના પાડતા માનસની ગણત્રીને.

ત્યાં તો શાન્તુને કોટ ઉપરથી ઉઠવાની ના પાડતો સાંભળ્યો. ક્ષણ બે ક્ષણના વિચાર પછી કંઇક નિર્ણય કર્યો હોય તેમ એ સપાટા બંધ કૉટેજ બહાર નીકળી ગઇ.

ને પાંચ જ મિનિટમાં પેલા વ્યવસ્થાપક સામે વંટોળની જેમ એ દાખલ થઇ. દેરાસરી તરફ વ્યંગ અને ગુસ્સાથી જોતી વળી પાછી એ પોતાને કામે વળી...

પણ શાન્તુ એમ મચક આપે એવો ક્યાં હતો! વ્યવસ્થાપકને પણ એણે એ જ કહ્યું: 'મને અહીં ફાવી ગયુ છે. હમણાં હું નથી જવાનો.'

શાન્તુના પોતાના શબ્દો કાનોકાન સાંભળતાં વ્યવસ્થાપકના મોં પરની નવાઇ-અનેકગણી વધી પડી.



'અરે ભલામાણસ, તમે પંદર દિવસ પહેલાં તો અહીં રહેતાં રડતા હતા ને આજે. '

'બીજું કાંઇ નહિ સાહેબ હવે મને અહીં ફાવી ગયું છે.

શાન્તુનો અવાજ કંઇક ઢીલો હતો. નજર પણ ઢળેલી જ હતી.

'ફાવે શી રીતે? તમારા ભાઈએ મને મરીન લાઈન્સ ઉપરના તમારા ફ્લેટની ને એ બધી વાત ન કરી હોય તો ને?...ને એ બધા ઉપરાંત ખુદ તમારો જ સખત વિરોધ હતો. કાં તો તમે રીસમાં ના પાડો છો કે પછી.... '

શાન્તુએ વ્યવસ્થાપક તરફ એક પલકારો મારી લેતાં પેલા ઢીલા અવાજે વળી કહ્યું: 'બીજું કંઇ નથી સાહેબ, હું સાચું જ કહું છું. મને આ કોટેજમાં ફાવી ગયું છે.'—

'એ સાચું હોય તો પણ તમારે જવું પડશે. પંદર દિવસ પહેલાં આ લોકને પણ ખસેડી લેવાના છે!' વ્યવસ્થાપકે પગ ઉપાડયો.

શાન્તુ કૉટ પરથી લગભગ નીચે ઉતરી પડયો: 'પણ સાહેબ... મારે બદલે આ લોકમાંથી–એ લોક જવા ખુશી છે. આપ પૂછો તો ખરા?'

સાહેબ થંભ્યા. પણ એમનું મગજે ય નર્સની જેમ પેલી જ શોધમાં ગુંથાયલું હતું: 'રહેતી વખતે આંસુ સારનાર માણસ આમ ના–'

શાન્તુ કહી રહ્યો હશે: 'બીજું કંઇ નહિ પણ મને આ કોટેજમાં'—.

પણ ત્યાં તો પેલી નર્સ નાડીના ધબકારા ગણવા પડતા મૂકી મારવા આવતી હોય એ રીતે ધસી-આવી. અલબત્ત એના મોં ઉપર તો આનંદનો અને હાસ્યનો પ્રકાશ જ પથરાઈ રહ્યો હતો. દેરાસરી તરફ કાતિલ હાસ્યભરી એક નજર નાખતાં વ્યવસ્થાપકને કહ્યું 'કયા જૂઠી બાત કરતા હૈ યે? ઉસકુ એ કોટેજ કી નહિ મગર વો—વો... દેખો સામને બારીમેં.'–

વ્યવસ્થાપકે જોયું તો બે–ત્રણ છોકરીઓ બારી-માંથી આ તરફ જોઈ–સાંભળી રહી હતી.

નર્સે વાક્યને પૂરુ કર્યું: 'વો ફાવ ગયા હૈ.' ને દેરાસરી તરફ આંખનું મટકું ને હાથનું આવું લટકું કરતાં 'કયાં? સમજે? કહી ચાલતી થઈ પાછી પોતાના કામ ઉપર. વ્યવસ્થાપક પણ દેરાસરી તરફ એક નજર નાખી હસતા મલકાતા ચાલતા થયા.

જ્યારે શાન્તુ ભેદનો પેલો પડદો—પડદાના બંધ તૂટી જતાં બાજુની ખુરશી પર બેસી પડતાં આ જ વળી પાછા આંસુ સારી રહ્યો.

એ આંસુમાં ન તો મુંબઇ નગરીની પેલી કોલેજ હતી કે ન હતાં સામેનાં પેલી નવજુવાન છોકરીઓનાં હરતાં ફરતાં ને બગીચાનાં ફૂલથી મસ્તી કરતાં વૃંદ! એ આંસુમાં તો હતો પેલો છેક નીચેના ભાગમાં આવેલો પત્થરનો સિલ્વર બ્લોક જેમાં–છોકરી તો ઘણી વાત —અરે નર્સ પણ ન હતી! નર્સને ઠેકાણે હતો એક ટૂંકા કપાળવાળો જાડા હોઠ ને કાળા મોંવાળો બુઢ્ઢો ને ચિઢિયો માત્ર એક કંપાઉન્ડર!... પછી શાન્તુનો શ્વાસે–શ્વાસ નિશ્વાસ બની પોકારે એમાં નવાઇ શી હતી: 'અરેરે કેમ કરીને વખત જશે?'



## હોલિકા

અંતરે સળગી રહી આ હોલિકા વિરાટની:
વસંતવાયુ, કોકિલા ને રંગથી ભરતી ધરતી,
શાંતવે ના, એ પ્રજળતી, દ્વિગુણિતા યે થતી;
આવી જઇ એ અંતરે સળગાવતી સર્વે વ્યથા.

—પ્રભાત





ને બીજાએ પણ સવાલ કર્યો: 'તમને વાધો કયાં પડયો?'

ત્રીજાએ ઉમેર્યું: 'સિલ્વર બ્લોક જેવો બ્લોક મળ્યો છે ને તમે —'

'ચિઢને બને તેટલી કાબુમાં લેતાં શાન્તુ વચ્ચે જ બોલ્યો: 'અરે જહાનમમાં જાય એ સિલ્વર ને ગોલ્ડન બધા વઃ ને લાંબા થતાં સ્વગત બોલતો હોય તેમ ઉમેર્યું: 'આપણે તો બસ આ કોટેજ છે એ જ ખરી... અહીંથી ઉઠીશ ત્યારે બેડીંગ ઉઠાવનારોય ઉઠાવશે ને!...'

એટલામાં ચાનો કપ આવ્યો ને એ પછી જમ જેવા બે વોર્ડ બોય પણ ખડા થઇ ગયા. એક ટેબલ ઉપરના કાચના ગ્લાસ, તખતો, કાંસકો વગેરે અત્યૂરણ પત્યૂરણ સામાન ભેગો કરવા લાગ્યો તો બીજો આઘા-પાછીના અભિનયથી શાન્તુના ઉઠવાની રાહ જોવા લાગ્યો.

મૌન રહેવાનો નિર્ણય કરી બેઠેલા શાન્તુથી મુંગા ન રહી શકાયું. લગભગ બરાડી ઉઠયો: 'કયા હૈ! કાયકુ તુમ હમારા સામાનકુ અડતા હૈ!'

પેલા બે જણ તો હેબતાઇ જ ગયા. ચોખવટ કરવા લાગ્યા. 'આપકી બદલી હૈ-સિસ્ટરને હમકો.'

ત્યાં તો ખુદ સિસ્ટર જ આવી નીકળી, હસતે વદને ને ઉલ્લાસ ભરી ચાલે. પણ આ શું દેરાસરી તો જાણે ઓપરેશન હોલમાં ન જવાનું હોય એવે ચહેરે-અડધો રૂદનભર્યો, અડધો ચિઢભર્યો-દેખાયો. પૂછયું: 'કયા હુવા મિ. દેરાસરી?'

'કયા તે હમકુ નહિ જાના હૈ વો સિલ્વર બ્લોકમેં.'

'તો ફીર કોનચા બ્લોકમેં-ઉસસે અચ્છા હૈ કોનચા?'

'અરે સ્વર્ગ જેવો હોય તોય મારે અહીંથી નથી જવું.'

બિચારી નર્સ! તે દિવસની જેમ આજે પણ એ મુંઝાઈ રહી. બાળકને પટાવતી હોય એ રીતે એણે દેસાસરી પાસેથી ન જવાનું કારણ જાણવાનો પ્રયત્ન કરી જોયો. સાથે સાથે પોતે, ડોકટર અને વ્યવસ્થાપક આગળ આ બદલી કરાવવા માટે કેટલી મહેનત કરી હતી એ પણ કહી સંભળાવ્યું.

પણ દેરાસરીએ ન તો ન જવાનું કારણ આપ્યું કે ન કઇ કદર કરી નર્સની ભલમનસાઈની.

'મગર તુમકો દસ દિનકે બાદ બી જાનેકા હૈ.'

'જબકી બાત જબ દેખા જાયગા.' શાન્તુ સ્વગત બોલ્યો.

'વો સબ ઠીક મગર નર્સે નરમાશને કોરે કરતાં તંગ સુરત સાથે સંભળાવી દીધું-'તુમકો જાનાહી હોગા મેનીજર સાહબકા હુકમ નહિ ફીર સકતા.' અને પેલા સામાન ઉચકનારાઓને હુકમ કર્યો લે જાઓ. ઉઠાવ વો પેટી' પેલા દર્દીઓનો તાવ માપવામા ને એમ કામે વળી...

પણ સાચું પૂછો તો એનું મગજ આજ આ દર્દીઓની નાડીના ધબકારા ન હતું ગણતું બલકે ગણતું હતું થોડાક દિવસ ઉપર આજ કોટેજમાં ન રહેવાની કાળકુદી કરતા ને આંસુ સારતા દેરાસરીના અત્યારે ના પાડતા માનસની ગણત્રીને.

ત્યાં તો શાન્તુને કોટ ઉપરથી ઉઠવાની ના પાડતો સાંભળ્યો. ક્ષણ બે ક્ષણના વિચાર પછી કંઇક નિર્ણય કર્યો હોય તેમ એ સપાટા બંધ કોટેજ બહાર નીકળી ગઇ.

ને પાંચ જ મિનિટમાં પેલા વ્યવસ્થાપક સામે વટોળની જેમ એ દાખલ થઇ. દેરાસરી તરફ વ્યંગ અને ગુસ્સાથી જોતી વળી પાછી એ પોતાને કામે વળી...

પણ શાન્તુ એમ મચક આપે એવો ઓછો હતો! વ્યવસ્થાપકને પણ એણે એ જ કહ્યું: 'મને અહીં ફાવી ગયું છે. હમણાં હું નથી જવાનો.'

શાન્તુના પોતાના શબ્દો કાનોકાન સાંભળતાં વ્યવસ્થાપકના મોં પરની નવાઇ-અનેકગણી વધી પડી.




'અરે ભલામાણસ, તમે પંદર દિવસ પહેલાં તો અહીં રહેતાં રડતા હતા ને આજે.'

'બીજું કાંઇ નહિ સાહેબ હવે મને અહીં ફાવી ગયું છે.

શાન્તુનો અવાજ કંઇક ઢીલો હતો. નજર પણ ઢળેલી જ હતી.

'ફાવે શી રીતે? તમારા ભાઈએ મને મરીન લાઈન્સ ઉપરના તમારા ફ્લૅટની ને એ બધી વાત ન કરી હોય તો ને?...ને એ બધા ઉપરાંત ખુદ તમારો જ સખત વિરોધ હતો. કાં તો તમે રીસમાં ના પાડો છો કે પછી....'

શાન્તુએ વ્યવસ્થાપક તરફ એક પલકારો મારી લેતાં પેલા ઢીલા અવાજે વળી કહ્યું: 'બીજું કંઇ નથી સાહેબ, હું સાચું જ કહું છું. મને આ કૉટેજમાં ફાવી ગયું છે.'—

'એ સાચું હોય તો પણ તમારે જવું પડશે. પંદરે દિવસ પહેલાં આ લોકને પણ બસેડી લેવાના છે!' વ્યવસ્થાપકે પગ ઉપાડયો.

શાન્તુ કૉટ પરથી લગભગ નીચે ઉતરી પડયો: 'પણ સાહેબ... મારે બદલે આ લોકમાંથી-એ લોક જવા ખુશી છે. આપ પૂછો તો ખરા?'

સાહેબ થંભ્યા. પણ એમનું મગજે ય નર્સની જેમ પેલી જ શોધમાં ગુંથાયલું હતું: 'રહેતી વખતે આંસુ સારનાર માણુસ આમ ના-'

શાન્તુ કહી રહ્યો હશે: 'બીજું કંઇ નહિ પણ મને આ કૉટેજમાં'—.

પણ ત્યાં તો પેલી નર્સ નાડીના ધબકારા ગણવા પડતા મૂકી મારવા આવતી હોય એ રીતે ધસી-આવી. અલબત્ત એના મોં ઉપર તો આનંદનો અને હાસ્યનો પ્રકાશ જ પથરાઈ રહ્યો હતો. દેરાસરી તરફ કાતિલ હાસ્યભરી એક નજર નાખતાં વ્યવસ્થાપકને કહ્યું 'કયા જૂઠી બાત કરતા હૈ યે? ઉસકુ એ કોટેજ કી નહિ મગર વો—વો... દેખો સામને બારીમેં.'—

વ્યવસ્થાપકે જોયું તો બે-ત્રણ છોકરીઓ બારી-માંથી આ તરફ જોઈ-સાંભળી રહી હતી.

નર્સે વાકયને પૂરુ કર્યું: 'વો ફાવ ગયા હૈ.' ને દેરાસરી તરફ આંખનું મટકું ને હાથનું આવું લટકું કરતાં 'કયાં? સમજે? કહી ચાલતી થઈ પાછી પોતાના કામ ઉપર. વ્યવસ્થાપક પણ દેરાસરી તરફ એક નજર નાખી હસતા મલકાતા ચાલતા થયા.

જ્યારે શાન્તુ ભેદનો પેલો પડદો—પડદાના બંધ તૂટી જતાં બાજુની ખુરશી પર બેસી પડતાં આ જ વળી પાછા આંસુ સારી રહ્યો.

એ આંસુમાં ન તો મુંબઇ નગરીની પેલી કૉલેજ હતી કે ન હતાં સામેનાં પેલી નવજુવાન છોકરીઓનાં હરતાં ફરતાં ને બગીચાનાં ફૂલથી મસ્તી કરતાં વૃંદ! એ આંસુમાં તો હતો પેલો છેક નીચેના ભાગમાં આવેલો પત્થરનો સિલ્વર બ્લોક જેમાં-છોકરી તો ઘણી વાત —અરે નર્સ પણ ન હતી! નર્સને ઠેકાણે હતો એક ટૂંકા કપાળવાળો જાડા હોઠ ને કાળા મોંવાળો બૂઢ્યો ને ચિઢિયો ગાત્ર એક કંપાઉન્ડર!... પછી શાન્તુનો શ્વાસે-શ્વાસ નિશ્વાસ બની પોકારે એમાં નવાઇ શી હતી: 'અરેરે કેમ કરીને વખત જશે?'



## હોલિકા

અંતરે સળગી રહી આ હોલિકા વિરાટની:
વસંતવાયુ, કોકિલા ને રંગથી ભરતી ધરતી,
શાંતવે ના, એ પ્રજળતી, દ્વિગુણિતા યે થતી;
આવી જઇ એ અંતરે સળગાવતી સર્વે વ્યથા.

—પ્રકાશ

# ત્રણ દુનિયા !

લે. વિ. સ. ખાંડેકર—અનુ૦ જયન્તકુમાર

ગડ-ગડ ગડ...તાળીઓના પ્રચંડ ગડગડાટથી રઘુનાથ ચમક્યો. ગામની બરોબર મધ્યમાં ગાંધીજીનાં પૂતળાની ઉદ્‌ઘાટનક્રિયા હતી, આ સમારંભના મહેમાન તરીકે આવેલ મોટા દેશભક્તની બાજુમાં પોતાના શેઠ બેઠેલા, તેમણે આ પૂતળા માટે બધાથી મોટી રકમ આપેલી. આવેલ મહેમાને, ગાંધીજીએ આપણા દેશમા કેવી ક્રાંતિ આણી દીધી છે એ વિષે મોટું ભાષણ આપ્યું. એવે વખતે પોતે ઊંઘવું ?

છી-છી-છી—શેઠજીએ આ જોયું તો—રઘુનાથે મહાપરાણે આંખો ઉઘાડી.

તેને પોતાની આંખો પર વિશ્વાસ ન આવ્યો. તે સભાનું ભાષણ સાંભળતો ન હતો . જાનકીએ ફરી પાછા થીગડા લગાવવાથી એકાદ ભીખારી જેવી દેખાતી મચ્છરદાનીમા તે સૂતો હતો ! મચ્છરદાનીમાં ભાષણો સાંભળવાનો પ્રસંગ પુરુષો ઉપર ઘણી વખત આવે છે 'એ ખરું'! પણ તેની જાનકી થોડી ગુસ્સે થાય તો પણ પોતાનો ગુસ્સો બોલીને વ્યક્ત કરવાનો તેનો સ્વભાવ નહોતો. તેની આંખોજ સુખદુઃખની બધી વાત રઘુનાથને કહેતી. અને હવે તો તે આંખો પણ બીડાયેલ કમળ પ્રમાણે—ઊંઘમાં હસતી જાનકી તરફ રઘુનાથે ક્ષણભર મીટ માંડી જોઈ. તેણે પોતાનો ડાબો હાથ બન્ને વચ્ચે સૂતેલા મોહનના શરીર પર જાળવીને રાખ્યો હતો, ફૂલ ઉપર ઝાકળબિંદુ પડે ને, બરોબર તે પ્રમાણે ! રઘુનાથે તે હાથ તરફ જોયું. સોનાની ફક્ત એક બંગડી તે હાથમાં હતી. અને તે પણ પૂરી તોલાની યે નહિ હોય. તેણે ધીમેથી તે હાથનો સ્પર્શ કર્યો, વાસણ માંજવાથી તેના હાથ પર પડેલ ચીરા તેને દેખાયા. તણખાનો સ્પર્શ થયો હોય તેમ તેણે પોતાનો હાથ પાછો લીધો. તેના હાથના ચીરા એટલે પોતાનાં હૃદયનાં જખમો છે એમ તેને પળવાર ભાસ થયો. પાંચ વર્ષ પહેલાં પ્રેમથી પત્ની ગણીને ઘરમાં લાવેલ આ કાળી અલ્લડ છતા મધુર છોકરીનાં શરીર પર તેને મા થવાને એ વર્ષ થવા છતા પોતે તોલાભાર સોનું પણ નથી નાખી શક્યો, તેની એક પણ હોંસ તેનાથી પૂરી નથી થઈ, આ વિચારે તે અસ્વસ્થ થયો.

એકાએક તેની નજર મોહન તરફ વળી. તેનું ખાલી દેખાતું ગળું—આ પાંચ વર્ષમાં જાનકીએ એવી હઠ એક જ વખત લીધી. ગયે વરસે મોહનના પહેલા જન્મદિને તેના ગળામાં એક તોલાની સોનાની માળા કરી પહેરાવવી, અને તે માળામાં ગાંધીજીના નાના ફોટાવાળું લોકેટ રાખવું એવું તે જન્મદિન પહેલા કેટલા યે દિવસથી વિનવીને કહ્યું હતું પણ—

મહિને પચાસ રૂપિયાથી એક કાપડની દુકાને દિવસના દસ કલાક વીતાવનારા કારકુનની પત્નીએ પોતાની હઠ પકડવી એટલે ખરેખર ગાંડપણ જ છે. નહીં કે ? તેણે સવારથી સાંજ સુધી સંસારની ધૂંસરી ખેંચવી અને પોતાના બાળકને ખુશ કરવાની હોંશ તદ્દન નાશ પામે તો પણ ચાર આઠ આનાની કાચની રંગબેરંગી મણકાની માળા તેના ગળામાં નાખવી.

રઘુનાથને બધું યાદ આવ્યું—તેની પેલી હઠ કોઈપણ રીતે પોતે પૂરી શક્યો નહિ. મોંઘવારી ખૂબ હતી. પચાસ રૂપિયાની તો ચારેક દિવસમાં મૂઠીભર રાખ થઈ જાય. આવી સ્થિતિમાં મોહનને એક તોલાની સોનાની માળા કરવાના પૈસા લાવવા ક્યાંથી ? ઘરેણાં પ્રમાણે હઠ પણ ધનિકોને જ શોભે છે એમ તે બોલીને પોતે જન્મદિને જાનકીને સમજાવી દીધું, તેણે પછી માળાની બાબતમા કદી પણ એક અક્ષરેય ઉચ્ચાર્યો નહીં. પણ આડોશીપાડોશીના બાળકોના ગળામાં ઘરેણા જોવે કે તરત જ પોતાનાં મુખ પર આવી જતી ખિન્નતાની છાયા કદી અછતી રહેતી નહીં. તે ઉદાસ છાયા જોઈને જ પોતે મનમાં નક્કી કર્યું કે મોહનના બીજા જન્મ દિવસે—

ઇશ્વરકૃપાથી રાત્રે નવથી દસનું એક ટ્યુશન મળ્યું. પોતે મેટ્રિક ન હોવા છતા અંગ્રેજી ટ્યુશન મળ્યું. દુકાન નવ વાગે બંધ થાય છે અને પછી હું લાયબ્રેરીમાં જઈને કલાક વાંચું છું એમ કહીને પોતે જાનકીને લગભગ વરસ સુધી તો ફોસલાવી. પણ તેનો બદલો આજ—

રઘુનાથ ઉઘાડી આંખે સ્વપ્ન જોતો હતો—

—આજ મોહનનો બીજો જન્મદિન. આજ બપોરે બાર વાગે માળા જરૂર મળી જશે એમ શરાફે કહ્યું છે. બપોરે તે માળા જ્યારે જાનકીના હાથમાં મૂકશે ત્યારે પોતાના પતિને શું કરવું અને શું ન કહેવું એવું લાગી જશે. જમ્યા પછી પાન આપવા તે મારી પાસે આવશે ને ત્યારે હું તેને કહીશ 'પાન ખાનારની જીભ રંગાય છે એ આજસુધી હજાર વખત મેં જોયું છે! પણ પાન આપનારનાં ગાલપર પણ તે રંગ ફેલાય છે એ ચમત્કાર આ ગુલાબી કોયડા તો ખરેખર નિરાળા જ છે હં!'

કલ્પનાની આ તંદ્રામાં જ રઘુનાથે જાનકી તરફ જોયું તેનો ઊંઘમાં હસતો ચહેરો જોઈને તેને મનમાં થયું—મારું છૂપું રાખેલું આને જણાઈ તો નથી ગયું ને?

એમ ને એમ તે તેની તરફ જોઈ રહ્યો. જોતા જોતા તેને લાગ્યું કે પોતાના શેઠે રાખેલી રોશનબાઈ કરતા જાનકી ખરેખર સુંદર છે, પણ તે એક ગરીબ પુરાણીની છોકરી અને એક ગરીબ કારકુનની પત્ની થઈ એટલે તેના શરીર પર ફૂટી બદામ પણ નહીં. તે રોશનબાઈની જેમ ધનિકની—

પોતાના મનમાં આવેલા આ વિચિત્ર વિચારોનું તેને પોતાને જ આશ્ચર્ય થયું. ફૂલોના ઢગલામાંથી એકાએક વીંછી બહાર પડવા જેવી જ તેને આ કલ્પના લાગી. રોશન જેવી શરીર વેચનારી બાઈ સાથે જાનકી જેવી પતિવ્રતાની તુલના કરીને પોતે તેને મોટો અન્યાય કર્યો એવું તેને લાગવા માંડ્યું. તે મનમાં બોલ્યો—જાનકીની દુનિયા જુદી, રોશનની દુનિયા જુદી! પતિ એ જાનકીને દેવ છે, પોતાનું બાળક પણ જાનકીને દેવ છે. રોશનની દુનિયામાં પૈસા એ જ દેવ છે. આ બન્ને દુનિયા તદ્દન જુદી છે. એક સ્વર્ગ, બીજું નરક!

અગાઉ તે એકાએક કેવી રીતે જાગી ગયો હતો તેની રઘુનાથને કલ્પના આવી, સવાર પડવાથી તેના ઘર પાસેથી વચ્ચે વચ્ચે એકાદ ગામડેથી આવનારી બળદ ગાડી જવા લાગી હતી. ખાડા ટેકરાથી ભરેલા રસ્તા પર તે ગાડીઓનાં થતા ખડ ખડ અવાજ અને કાલ સાંજની સભાની તાળીઓનો અવાજ એ બન્ને એકરૂપતા પોતાની સ્વપ્નસૃષ્ટિમાં કોણ લાવ્યું કોને ખબર! પણ તે અવાજને લીધે જ ગાડાનો અવાજ હવે દૂરથી સંભળાવા લાગ્યો હતો. તેમાં પહેલાનું કર્ણકટુપણું નહોતું.

કાલેનાં વ્યાખ્યાનમાંની અનેક વાત રઘુનાથને યાદ આવવા લાગી. તેનું મન ઉલ્લાસથી ઊભરાઈ ગયું. મચ્છરદાનીમાંથી તે ધીમેથી બહાર આવ્યો. બારણાની સાંકળ તેણે ધીમેથી ઉઘાડી. બારણું ઉઘડતાં જ પ્રભાતની શીતળ લહરીથી તેનું અંતર ખીલી ઉઠ્યું. તેણે ઊપર જોયું. વદ ચૌદશની ક્ષીણ ચંદ્રરેખા મોટી અને રમણીય દેખાતી હતી. જાણે કે પોતાના દરિદ્ર સંસારને સજાવતી જાનકીનાં પ્રેમની પ્રતિમાજ તે હતી!

સાંજે નદીનાં ઘાટ પર પાણીમાં પગ મૂકીને બેસવામાં જે આનંદ હોય છે તેની યાદ હોવાથી રઘુનાથ પોતાને જ હસ્યો અને બારણાનાં ઓટલા ઉપર બેઠો. પવનની લહરો—દૂરનાં મંદિરમાંથી સંભળાતા શરણાઈના સૂર—જગતને ચંદનની છોળો ઉડાડતી સવાર આરતી ખોલતી હતી.

રઘુનાથને રાતનાં ઉકળાટની યાદ આવી મચ્છરદાનીમાં મોહન જ્યારે એકસરખો આ ખુરસી ઉપરથી પેલી ખુરશી ઉપર થતો હતો ત્યારે જાનકીએ કહ્યું હતું કેવો સખત ઉનાળો છે આ વખતનો!'

અત્યારની શીતળતા અનુભવતા રાત્રે ખૂબ ઉકળાટ થતો હતો તે રઘુનાથને પળવાર તો ખરું જ ન લાગ્યું. કાલનાં વ્યાખ્યાનનો રહી રહીને વિચાર કરવાવાળું તેનું મન બોલ્યું—છ કલાકમાં દુનિયામાં કેવો મહાન ફેરફાર થઈ ગયો હતો! પછી ગાંધીજી પચીસ વર્ષનાં પ્રયત્નથી સમાજ બદલી જતો હોય તો તેમાં નવું શું?

કાલનાં પેલા દેશભક્ત વ્યાખ્યાતાએ કહ્યું હતું, 'બટુક વામને ત્રણ પગલાથી ત્રિભુવન વ્યાપી દીધું.'

આ પુરાણુમાંની કથા ગાંધીજીએ કળિયુગમાં સાચી કરી બતાવી છે, ધનિકોની દુનિયા, મધ્યમ વર્ગની દુનિયા, અને તદ્દન બેહાલ દશામાં જીવન ધપાવતા ગરીબગુરબાની દુનિયા એવી આપણા સમાજમાં આજ સુધી ત્રણ દુનિયા હતી પણ ગાંધીજીએ આ ત્રણ દુનિયાના બધા ભેદભાવનો નાશ કર્યો છે. ત્રણે ય દુનિયાને મેળવીને એક નવી દુનિયા તેમણે તૈયાર કરી છે '

અને દાખલા તરીકે તે દેશભક્તે સફેદ ખાદીનો પોષાક પહેરીને તેની પડોશમાં બેઠેલા પોતાના શેઠજી પાસે પ્રથમ આંગળી બતાવી. તે જ વખતે તે દેશભક્તને માટે રાતની ગાડીમાં સેકંડ કલાસનું રીઝર્વેશન થયું છે એ શેઠજીને કાનમાં કહેવા માટે હું વ્યાસપીઠ પર ગયો હતો. શેઠજીએ તે માટે મારી પીઠ થાબડી. આ દશ્ય સામે તે નેતાએ તરત જ આંગળી કરી, ' એક માલિક પોતાના નોકર સાથે છે તે જૂઓ. ગાંધીજીના શિક્ષણનું જ પરિણામ છે, એવું જ જાણે તેને મૂક અભિનયથી સૂચવ્યું હતું. તરત જ તેને શેઠજીના પગ આગળ બેઠેલા સીતારામ તરફ આંગળી બતાવી કહ્યું કે ગાંધીજીના પૂતળાના ગળામા બીજા કરતા કોઈપણ હરિજને હાર પહેરાવવો જરૂરી હતો. આ વખતે શેઠજીને તે ધ્યાનમાં આવ્યું. ગિરદીમા પાછળ ઊભેલો સીતારામ ઝટ દઈને પોતાની નજરે પડ્યો. તે ગરીબ હરિજન વિદ્યાર્થીને ગયા વર્ષથી પોતે દર મહિને એક રૂપિયો મદદ આપતો હોવાથી—અર્થાત જાનકીને ખબર ન પડે એવી રીતે—પોતાને તેનો સારો પરિચય હતો. પોતે બોલાવવાની સાથે જ તે આગળ આવ્યો. પાછળ પડેલા હારના ઢગલામાંથી એક હાર પોતે લઈને તેના હાથમા દીધો. પૂતળાને હાર પહેરાવી તે પાછો જવા લાગ્યો, પણ પેલા દેશભક્ત વ્યાખ્યાતાએ તેને રોકીને પોતાના ગળામાનો હાર તેના ગળામા પહેરાવ્યો. તાળીઓનો પ્રચંડ ગડગડાટ થયો. શરમાયેલો સીતારામ તરત જ વ્યાસપીઠ ઉપરથી નીચે ઉતરવા લાગ્યો.

પણ શેઠજીએ ખુરશી ઉપરથી ઊતરી તેનો હાથ પકડ્યો અને આગ્રહપૂર્વક તેને પોતાની પાસે બેસાડ્યો. ફરીથી તાળીઓના ગગનભેદી અવાજો થયા.

સાંજની સભામાંનું તે વિલક્ષણ દશ્ય—શેઠજી, પોતે અને સીતારામ-વ્યાખ્યાતાનાં તે સ્ફૂર્તિદાયક શબ્દો—ત્રણે દુનિયા મેળવીને એક નવી દુનિયાનું ગાંધીજીનું નિર્માણ—

' બા, બા, ' મોહનની આ બૂમો કાનપર પડતાં જ રઘુનાથ ઓટલા પરથી ઊઠ્યો. ' બા, ચા કલવા ચાલ; ચાલને વ્હી !—' તેના તે કાલા શબ્દો તેના કાને પડ્યા.

કાલનાં પેલા વ્યાખ્યાનની ધૂનમાં પોતે પોતાનો મધુર કરાર પાળ્યો નહિ તેથી જાગી ગયેલી જાનકી પળવાર તો ખોટી ખોટી રિસાઈ જશે એવી કલ્પના ઘરની અંદર આવતાં તેના મનમાં આવી. એમ તો કરાર તદ્દન સરળ હતો. અને હજુ સુધી બન્નેમાંથી કોઈએ તે તોડ્યો નહોતો. બન્નેમાંથી જે પહેલું જાગે તેણે બીજા પાસે જઈને તેને જગાડવું અને પંખીઓ જેમ પરોઢ થતાં થોડીવાર કલશોર કરીને પછી પેટ માટે બહાર જાય છે તેમ—એકબીજાનાં ગળામાં ગળું નાખીને થોડીવાર મીઠું મીઠું બોલવું અને પછી આખા દિવસનું કામ કરવા ઊઠવું. સવારની આ વાતો એટલે રઘુનાથ અને જાનકીનાં જીવન સંગીતની ભૈરવી જ હતી તેમનાં—પંચવાર્ષિક સંસારમાં વિરહકાલ બાદ કરતા આ કાર્યક્રમમાં ક્યારે ય વિક્ષેપ પડ્યો નહોતો. પણ આજ—

રઘુનાથ ચોરપગલે જ અંદર આવ્યો. મોહનની કાલી કાલી બૂમો સાંભળીને પણ જાનકી હજુ જાગી કેમ નથી તેનું તેને આશ્ચર્ય થયું ધીમેથી મચ્છરદાનીમાંથી નીકળેલો તેણે જાનકીનો ડાબો હાથ પોતાના હાથમાં લીધો. કાચની બંગડીઓનો કિણકિણ એવો અસ્પષ્ટ મધુર અવાજ થયો. આ શરમાળ છોકરી, કેમ રિસાઈ છે તે તેને સમજાયું. જાનકીનો હાથ ફૂલ કરતાં યે તેને નાજુક લાગ્યો. રઘુનાથ પોતાના હોઠ જાનકીના હોઠ પાસે લઈ ગયો. મોહન તેના મંગળસૂત્ર સાથે રમત કરતો હતો. જોઈને શું લાગશે



તેવો વિચાર રઘુનાથના મનમાં આવ્યો. તે પોતાથી જ થોડો શરમાયો, પછી હસ્યો. એકાદ ભ્રમર ફૂલની આસપાસ ઘેરો ઘાલ્યા પછી એકદમ તેને ચૂમી લે છે, તે જ પ્રમાણે તેના હોઠ—

જાનકીએ મોઢું ફેરવી લીધું. રઘુનાથ મોટેથી હસીને બોલ્યો, ‘ સ્ત્રીઓ લુચ્ચી હોય છે તેવું કહેવાય છે તે કાંઈ ખોટું નથી હં ! ’

‘ અને પુરુષ નિર્દય હોય છે એમ કહેવાય છે એ પણ જરાયે ખોટું નથી હં ! ’ તેની સામે ન જોતાં જાનકીએ જવાબ આપ્યો.

આ બોલતાં બોલતાં જ તેણે મોહનના ગાલ સાથે પોતાના ગાલ અડાડયા, અને તેની ખાલી ખાલી દેખાતી ડોક તરફ જોતી તે બોલી, ‘ આજ મારા રાજાનો બીજો જન્મદિન ! પણ તમને તેની ક્યાં યાદ છે ? તમારા શેઠ—તેમનું પેલું ગાંધીનું પૂતળું—’

તે આગળ કંઈ જ બોલી નહીં. ફક્ત તેણે નિરાશ દૃષ્ટિથી રઘુનાથ સામે એક કટાક્ષ કર્યો. અને મોહનને લઈને તે મચ્છરદાનીમાંથી બહાર નીકળી. પણ બારણામાંથી નીકળતા નીકળતાં પાછળ ફરીને જોયા વિના તેનાથી રહેવાયું નહિ. થીગડા મારેલી એ મચ્છરદાની જોઈને તેને એક વિચિત્ર વિચાર આવ્યો—આપણું જીવન પણ આવું જ ફાટેલું-તૂટેલું કાણા પડેલું.—થીગડાં લગાવીને તે કાણાં કેમ પૂરવાં એ આપણું કામ-મરતા સુધી આપણે તે જ કરવું જોઇએ.

આ વિચારથી તેના મન સાથે વાળેલી ગાંઠ છૂટી ગઈ. એક અસ્પષ્ટ ડૂસકું તેના ગળામાંથી બહાર નીકળ્યું.

તેણે રઘુનાથે સામે જોયું. તે કૂદીને બહાર આવીને પોતાની પીઠ ઉપર હાથ ફેરવશે, પોતાની પાસે લેશે, પોતે તેના ખોળામાં માથું મૂકીને આ બધું દુઃખ ભૂલી જાય એવી આશા તેની આ નજરમાં હતી. પણ રઘુનાથ તો તેની તરફ જોઈને મુશ્કેલીથી હસવું ખાળી રાખી શકયો હતો. ફડફડ કરતી જતી વખતે તે મનમાં બોલી, ‘ પુરુષ પથ્થર હોય છે-એ જ સાચું ! સ્ત્રીઓ તે પથ્થરને દેવ માને છે—તેની પૂજા કરે છે...પણ—’

× × ×

હમેશ મુજબ બરોબર આઠ વાગ્યે રઘુનાથે દુકાનમાં પગ મૂકયો. તેના તરફ નજર જતાં જ સામેની હોટલમાંથી ચાનો કપ મગાવીને આસ્વાદના ઘરડા કારકુન બોલ્યા, ‘ આજ કંઈક વિશેષ છે કે શું રઘુનાથરાવ ! ’

હાથમાં લાકડી સાથે બાંધેલ કપડા વતી સામેના અરીસા પરની ધૂળ ખંખેરતા નોકર પાંડુએ તે શબ્દો સાંભળીને ચમકીને પાછું ફરી જોયું.

એમ તો તે ઘરડા કાકાના શબ્દનો અર્થ તરત રઘુનાથના ધ્યાનમાં આવ્યો નહોતો. પણ પાંડુ દૂર થવાથી અરીસામાં પડેલું પોતાનું પ્રતિબિંબ જોવાથી ટીકાનું કારણ તેને પૂરેપૂરું સમજાયું. તેને કાલની યાદ આવી. તે પોતાને જ હસ્યો. કાલ એવડો મોટો સમારંભ થયો. શેઠનું તેમાં અગ્રપદ હોવાથી જાણે કે પોતાના ઘેર લગ્ન છે એમ સમજીને જ દુકાનનાં બધા નોકરોને તેમાં ભાગ લેવો પડેલો, પાંડુ પણ ગુલાબી ફેંટો બાંધીને આવેલો. ફકત શરીર પરનો કોટ તો એ જ ફાટેલો મેલો હતો. તે બદલવો પણ શી રીતે ? ગણતરીના બે કોટમાં પોતાનું ગૃહસ્થપણું ઢાંકી રાખેલું. ધોવા નાખેલો બીજો કોટ પોતે લેવા માટે તે દિવસે સાંજે ગયો પણ ધોબી, દરજી, સોની, કોઈ દિવસ સમય પર કામ કરે જ નહીં !—નિરુપાયે તે મેલો કોટ પહેરીને પોતાને કાલના સમારંભમાં આવવું પડયું. બધાને આ ધ્યાનમાં હતું. એક બે જણે તો કહી બતાવ્યું પણ ખરું. આજે પોતે ધોબીનો ધોયેલો કોટ પહેરેલો જોઈને તેણે પોતાની મશ્કરી કરી તો તેમાં અસ્વાભાવિક શું છે ? જાનકીએ ધોબીની પાછળ પડીને કાલે આ કેવી રીતે તૈયાર કરાવ્યો કોને ખબર ! પણ ઘરમાંથી નીકળતા કાલનો જ મેલો કોટ પહેરવા લાગ્યો ત્યારે ધીમેથી તે આ કોટ લઈને આગળ આવી અને બોલી, ‘ આજે બાબાનો જન્મદિવસ છે ! ’ પોતે મેલો કોટ





તેને આપ્યો અને ધોયેલો કોટ પોતે પહેર્યો. જે સ્થિતિ કોટની તે જ દાઢીની! કાલ દાઢી કર્યા પછી પોતાના નિયમ પ્રમાણે આજ તેને કરવાની નહતી સેફ્ટીરેઝરની બ્લેડ ખૂબ મોંઘી થવાથી પોતાને રોજની દાઢી કરવાની ટેવને રજા આપવી પડી હતી. અરે! પુરુષની વધેલી દાઢીનો ત્રાસ થાય તો પણ તેની આને જ થવાનો! બીજા લોકોને તો તેણે દાઢી કરી છે કે વધારી છે એવી પૂછપરછ કરવાથી શો ફાયદો? ગયા વર્ષથી પોતે ત્રણ ત્રણ દિવસે દાઢી કરવા લાગ્યો અને અઠવાડિયે ધોબી પાસે આપવાનો કોટ પખવાડિયે આપવા લાગ્યો, તેથી જ તો સીતારામ જેવા ગરીબ વિદ્યાર્થીને દર મહિને એક રૂપિયાની મદદ કરી શકે છે, અને તે પણ પાઈપાઈનો હિસાબ રાખનાર જાનકીને ખબર સુદ્ધાં પડવા દીધા વગર.

તેને પોતાનું આ વર્તન જણાવ્યું નહોતું અને ગમ્યું યે નહોતું. પણ ફક્ત ગરીબીને કારણે જેની મેટ્રિકની પરીક્ષા નથી અપાઈ અને તેથી આખું જીવન કારકુનીમાં કાઢવાનો સંજોગ જેના પર આવ્યો છે, તેને જ—

તેથી જ તો આજે પોતે દાઢી કરવાનો નહોતો પણ જાનકી કેવી ઉત્સાહી કે ચા થતા જ તેણે ગરમ પાણી મારી આગળ મૂક્યું હું તે પાણીમાંથી નીકળતી વરાળ જોતો બેઠો. તેણે અરીસો લાવીને સામે મૂક્યો. હું તેમાં મારું મોઢું જોવા લાગ્યો. તેણે દાઢીનો સામાન લાવીને સામે પછાડ્યો, હવે આપણે આધાપાછી કરવાથી જરા પણ ફાવવાનાં નથી એમ સમજીને દાઢી પર સાબૂ લગાવવો શરૂ કર્યો.

પણ આ બધો ઇતિહાસ આ કાકાને શી રીતે સમજાવવો? તેનાં જુવાનીકાળમાં પત્ની પોતાના પતિ પર કેટલો અને કેવો પ્રેમ રાખતી એ કેમે કરીને યાદ આવશે નહી. અને હરિજન વિદ્યાર્થીને હું મદદ કરું છું તે તેમને કહું તો તે મને પણ અડવા તૈયાર નહીંજ થાય. પણ ખરેખર, આ મદદ જ આપણાં જીવનનો સર્વથી ઉજ્જવળ ભાગ છે. સીતારામનાં હાથમાં દર મહિને ચૂપચાપ એક રૂપિયો મૂકતી વખતે પોતાને જે આનંદ થાય છે—હશે! લગ્ન થયા પછી જાનકી ઘેર આવ્યા પછી બધાની નજર ચૂકવીને તેણે પોતે જે પહેલું ચુંબન તેને કર્યું તેની યાદનો આનંદ પણ તેની બરોબરી કરી શકતો નથી. અમે તેમ તો પણ એ તો આત્માનો સંતોષ છે, શરીરનો નહીં. કોઇ એક ગરીબ કારકુન પણ પોતાનું ઉચિત કાર્ય વિલક્ષણ નિષ્ઠાથી પાળે છે એ ગાંધીજીને જણાય તો તેમને પણ—

તે દાદર ચડીને ઉપર ગયો, દુકાનનાં માળ પરથી ચોકમાંનું ગાંધીજીનું બાવલું સ્પષ્ટ દેખાતું હતું; ફક્ત તેની પીઠ દુકાન તરફ હતી. ઝડપથી પક્ષીઓનું ટોળું આવે અને ઊડીને જતું રહે તે પ્રમાણે કાલનાં સમારંભની બધી યાદગીરી રઘુનાથના મનમાં આવી ગઈ. તે યાદગીરીમાં જ તે રમતો રહ્યો હોત. પણ–સામેનાં કબાટ તરફ નજર પડતા જ તેની છાતીમા ધ્રાસકો પડ્યો ઇન્કમટેક્ષનું પત્ર ભરીને મોકલવાની મુદ્દત તદ્દન નજીક આવી હતી. વચ્ચેની આ ધમાલને લઇને બેત્રણ દિવસ કંઇજ કામ થયું નહોતું. શેઠજી તો ફક્ત સહી કરી જાણે. આંખમાં તેલ નાખીને હિસાબ તપાસનાર અધિકારીને પણ શેઠજીએ કાળા બજાર કરીને મેળવેલા પૈસાનો પત્તો લાગવા દીધો નહીં તેથી પોતે જ—

તેણે કબાટ ઉઘાડ્યો, ચોપડા બહાર કાઢીને તે આંકડા માંડવા લાગ્યો. પણ કોણ જાણે કેમ, તે ચોપડામા તેને ગાંધીજીનું પૂતળું ફરી ફરી દેખાવા લાગ્યું. તે પોતાને જ કહેતો હતો, ખોટા હિસાબ કરવા એ પાપ છે. એ પાપ પોતે શેઠ માટે કરે તો પણ તેની જવાબદારી–છે? તરત જ લાગ્યું, આ પાપ આપણે પેટ માટે કરીએ છીએ.

અસ્વસ્થ મને રઘુનાથ ઊઠ્યો અને બારીમાંથી બહાર જોવા લાગ્યો. પીઠવાળું ગાંધીજીનું પૂતળું તેને સ્પષ્ટ દેખાતું હતું, તેને લાગ્યું, સત્યનો આગ્રહ કરનાર ગાંધીજીના, આ પૂતળાને જો કાને સંભળાય તો બજાર પીઠના આ ત્રણ ત્રણ માળનાં મકાનનાં પથ્થરો એ પણ પોતાની સાક્ષીથી આ પાપો પોકારી પોકારીને




કહ્યા હોત અને પછી આ પૂતળું પળવાર પણ અહીં રહે નહીં—તે દોડીને નાસી ગયું હોત. આ વિચારથી તેને પોતાને જ હસવું આવ્યું. પણ ગાંધીજીનાં પૂતળાને ઊભું કરવામાં આગળ પડતો ભાગ લેનાર શેઠનાં હિસાબનાં આ તરફ પડેલા ચોપડા જોઇને જ તેનું મન ફરી અસ્વસ્થ થયું. આ દુનિયામાં ગમે ત્યાં કંઇક પણ ભૂલાય છે. મનુષ્યનાં જીવનસંગીતમાંથી મધુર સૂર કરતા બસૂર જ વધારે સંભળાય છે. એવી કંઇક કલ્પના તેનાં મનમાં ઠસી ગઈ.

ખૂણામાંથી શેઠજીની મોટરનું હોર્ન વાગતું સાંભળતા જ રઘુનાથ તંદ્રામાંથી જાગ્રત થયો. તે એકદમ દાદર ઊતરી ગયો. દાદરનાં છેલ્લા પગથિયે તે પહોંચે ન પહોંચે ત્યાં શેઠજી જ ઉપર આવતા દેખાયા, તે લપાઇને ઊભો રહ્યો. શેઠજી ઉપર ગયા પછી તેમની પાછળ ધીમે ધીમે એકએક પગથિયું ચડવા લાગ્યો.

રઘુનાથ ઉપર આવતાની સાથે જ શેઠજીએ કહ્યું, ' કાલનો સમારંભ ખૂબ સરસ થયેલો નહીં ? આવતી કાલનાં બધા પાત્રોમાં તેનું વર્ણન આવશે !' રઘુનાથે ડોકું હલાવ્યું.

' હવે તારે એક બીજું કામ કરવાનું છે. રોશનનો ભાઈ ચાર દિવસ પહેલા આવ્યો છે ને ? તે બારની ગાડીમાં પાછો જવાનો છે. તેની સાથે કેરીઓ મોકલવાની હોવાથી સારી જોઇને આપજે.

શેઠજીએ ખિસ્સામાંથી સો સોની બે નોટો જાણે તે કાગળના ટુકડા છે એ પ્રમાણે કાઢી અને રઘુનાથનાં હાથમાં મૂકી. રઘુનાથ હિસાબનાં ચોપડા કબાટમાં પાછા મૂકવા લાગ્યો. શેઠજીએ કહ્યું, ' અને જો જોઉં, આ મોટર જ લઇને તું જા ! રોશનનો ભાઈ નીચે છે, કેરીઓ લઇને તેની સાથે જ તેનાં બંગલા પર તું જા. એટલે એમનો સામાન બાંધવાનું પણ જલદી પતશે !' રઘુનાથ કબાટને તાળું મારીને નીચે જવા લાગ્યો. શેઠજી ઘૂરક્યા ! અરે, પૂરું સાંભળ્યા વિના તું ક્યાં ચાલ્યો ? અને આ મહેમાનને બારની ગાડીમાં પહોંચાડવા તું જજે ! બપોરે જમીને જલદી આવજે હં ! હિસાબ તૈયાર કરવાનાં છે. આ પૂતળાએ વચમાં આપણો ખૂબ સમય બગાડયો છે !'

રઘુનાથ મહેમાનને લઇને બજારમાં ગયો. મહેમાનને કેરીની પસંદગી કરવામાં બરોબર બે કલાક લાગ્યા. તે કેરીનો જબ્બર શોખીન હતો એમ લાગ્યું. હાપૂસ, પાયરી, માણકુરનાં તો બબ્બે કરંડિયા તેણે લીધા જ, પણ રઘુનાથને જેનાં નામની પણ ખબર નહોતી એવી બીજી કલમી કેરીઓ પણ તેણે ખૂબ લીધી. આ સોદો ચાલુ હતો ત્યાં રઘુનાથને એકદમ મોહનની યાદ આવી. આજે તેનાં જન્મદિને જાનકીએ શું બનાવ્યું હશે ? મોહનને કેરી ખૂબ ભાવે છે. જાનકીને પણ રસ ભાવે છે. પોતે પાયરીનો અડધો કરંડિયો ઘેર લઇ ગયો હોત તો સારું થયું હોત એવું તેને મનમાં થયું. પણ અડધો કરંડિયો એટલે ઓછામાં ઓછા આઠ–નવ રૂપિયા. મહેમાનની કેરીનું બીલ હાથમાં આવેલું તેણે જોયું. એકસો સાડત્રીસ રૂપિયા આઠ આના ! રઘુનાથ ઘડીભર તો ગાંડાની જેમ જોતો જ રહ્યો. પછી તેને શેઠજીએ આપેલી બે નોટો આપી.

મહેમાનને પહોંચાડીને રઘુનાથ આવ્યો ત્યારે સાડાબાર થવા આવ્યા હતા. તાપમાં ઉતાવળે ચાલવાથી તેનાં મોઢા પર પરસેવો નીતરતો હતો. તેને એકજ બીક લાગતી હતી–પોતે મોહનની માળા કરાવવા આપેલી દુકાન બંધ થઇ હશે તો ?

દુકાન ઉઘાડી છે એવું દૂરથી દેખાતા જ બધી નિરાશા ઊડી ગઈ. મોઢા પરનો પરસેવો લૂછતાં લૂછતા તે દુકાનદાર પાસે જઇને ઊભો રહ્યો, અને હસ્યો. કપાળ પરનાં ચશ્મા નાક ઉપર લાવીને સોનીએ તેની તરફ જોયું. એ આછુ હસતો હસતો બોલ્યો, 'તમારું જ કામ પૂરું કરતો હતો.'

તેના હાથમાં તો આઠ સુંદર સોનાની બંગડીઓ દેખાતી હતી. રઘુનાથ બીતો બીતો બોલ્યો, ' મેં છોકરાની માળા કરવા આપી હતી. તે તૈયાર થઇ કે નહીં ?'

' અરે, શી રીતે થાય ?' આ તમારું જ બીજું કામ વચ્ચે આવ્યું ને ? રોશનબાઇ પરમ દિવસે પોતાની ભાભીની નવી ફેશનની બંગડી બતાવવા





આવી. તેને બપોરના સાડાબારનો વાયદો દીધો છે! ફેશન જરા નવી છે તેથી થોડી વધારે વાર લાગી હવે તમારી માળા–રાતના આઠે આવો–નક્કી આપીશ, નક્કી હં!'

નિરાશ થઈને રઘુનાથ ઘર તરફ જવા નીકળ્યો. જન્મદિને બપોરે માળા લઈને ઘેર જવું અને જાનકીને ખૂબ ચકિત કરી દેવી એવું તેણે કેટલાયે દિવસથી નક્કી કર્યું હતું. તેથી જ તો મહિના પહેલા તેને તે માળા કરવા આપી હતી. પણ પરમદિવસે કરવા આપેલી રેશનબાઈની બંગડીઓ આજે તૈયાર થાય છે અને પોતે મહિના પહેલા આપેલી માળા દસ વાયદા થવા છતા છેક છેલ્લે દિવસે પણ તેને મળી નહિ તેનું તેને ખૂબ દુઃખ થયું

જાનકી બારણામાજ તેની રાહ જોતી ઊભી હતી. તેનો હસતો ચહેરો જોઈને રઘુનાથને આશ્ચર્ય થયુ આ જન્મદિને પણ પોતે મોહનને કંઈ નહીં કરે તેથી આજ તે તેની સાથે અબોલા લીધા સિવાય નહીં રહે એવી કલ્પના કરતો કરતો તે ઘેર આવ્યો હતો પણ જાનકીના મોઢા પર ચમકતું તે હાસ્ય જોઈને રઘુનાથ તેની પાસે થઈને અંદર જવા લાગ્યો પણ તે બારણું રોકીને ઊભી હોવાથી તે ગંભીર થઈ બોલી, તમારી હું જડતી લીધા વિના તમને અંદર જવા દેવાની નથી '

જાનકી આવી વાચાળ ક્યારથી થઈ તે રઘુનાથને સમજાયું નહીં!

'જડતી?' તેણે પૂછ્યું.

'હા!'

'કોના હુકમથી?' મશ્કરીમાં સામેલ થતા રઘુનાથે પ્રશ્ન કર્યો.

'યુવરાજનાં:'

'મોહને મારી જડતી લેવાનું કહ્યું છે!'

'હા–હા હા!'

'તે શેને માટે?'

'આજે ઘરમાં મોટી ચોરી થઈ છે' રઘુનાથ તેની તરફ જોતો જ રહ્યો

ઉભરાયેલા દૂધની જેમ ગાલમાંથી બહાર ફુટનારું હાસ્ય મહામહેનતે રોકતી જાનકી બોલી, 'મોહનની સોનાની માળા ખોવાઈ ગઈ છે. તે તમારા ખિસ્સામાં છે એવું એક જોષીએ કહ્યું છે!'

એમ કહીને જાનકીએ રઘુનાથનાં બન્ને ખિસ્સામાં હાથ નાખ્યા. ઘણી વાર સુધી તેણે ખિસ્સા ખખોળ્યા પણ તેના હાથમાં કેમે કરીને માળા આવી નહી. તે રડવા જેવી થતી બોલી, 'કહે છે કે સ્ત્રીઓ લુચ્ચી હોય છે. હું કહું છું કે પુરુષો સાત લુચ્ચા હોય છે પેલી માળા ક્યાં છે? બતાવો ને આમ શું કરો છો? બતાવો ને? નહીં તો ખાવાનું મળશે નહી!'

રઘુનાથે કુતૂહલથી કહ્યું, 'પણ હું માળા લઈને આવીશ એવું તને કહ્યું કોણે?'

'તમારા કોટે!'

હવે રઘુનાથના ધ્યાનમાં આવ્યું—સવારે આપેલા મેવા કોટમાં શરાફની ચિઠ્ઠી હતી. તેમાં બાગ જન્મદિને બપોરે આપીશ એવું તેણે લખ્યું હતું

જાનકીને નિરાશ કરવાનું રઘુનાથને જીવ પર આવ્યુ. પણ—ખાટું દહીં ખાવા માટે તેમાં થોડી સાકર તો નાખવી જોઈએ એવો વિચાર કરીને કૃત્રિમ હાસ્ય કરીને તે બોલ્યો, 'માળા રાતે આઠ વાગે મળવાની છે! આપણી જૂની કહેવત છે: વાણિયો, સોની ને સઈ, તેનો વિશ્વાસ—

'હમેશાં કરજો.' જાનકીએ તેના શબ્દો ઉલટાવી પૂરા કર્યા

ઉતાવળથી જતા જતાં તે બોલી, કેટલું મોડું થયું તે તમને ખબર છે? મોહન તો સૂઈ પણ ગયો.

×

ઘડિયાળનો કાંટો જેમ જેમ આઠ તરફ જવા લાગ્યો તેમ તેમ રઘુનાથનું ધ્યાન હિસાબના ચોપડા પરથી ઊડવા લાગ્યું સામેના ચોપડામાંનાં આંકડાની જગ્યાએ તેને એક સુંદર માળાનું નાજુક ચિત્ર દેખાવા



લાગ્યું. બેસવાની જગ્યાએ તેણે બરોબર ધ્યાનપૂર્વક જોયું પણ સામે હિસાબ માટે બેઠેલા શેઠજી બરોબર તપ કરવા બેઠેલા વિશ્વામિત્ર જેવા દેખાતા હતા. અત્યારનાં તેમનાં બોલવા મુજબ બીજા બે કલાક સુધી તે ઊઠવાના નથી એવું દેખાતું હતું.

શું કરવું તે રઘુનાથને સૂઝયું નહીં; શરાફે આઠ વાગે બોલાવેલ, ઘેર જાનકી એક સરખી મોહનને કહેતી હશે, 'તેમને આવતાની સાથે મીઠાઇ આપજે હં, તારા ગળામાં પહેરવાની સરસ માળા લાવવાનાં છે તે!' શરાફની દુકાન બંધ થયા પછી છેવટે ઊઠયો તો ખરો! બપોરે જાનકીને એક વખત તો ખોટું કહ્યું છે, હવે બીજી વખત પણ? તેની આ તો પહેલીજ હદ છે! આજ મોહનનો જન્મદિન! આજે માળા મળે તો તેને જે આનંદ થશે તે કાંઈ કાલે મળવાથી—?

થોડી વાર બહાર જઇ આવવાની રજા શેઠ પાસેથી લેવી એવો રઘુનાથે મનમાં નિશ્ચય કર્યો. પણ શેઠજીનાં કપાળ પરની કરચલી જોતાં જ મોઢામાંથી એક શબ્દ પણ બહાર પડયો નહિ. એટલામાં દાદરનાં બારણામાં કોઇનો પડછાયો પડયો. રઘુનાથે ધારીને જોયું. રોશનબાઈનાં ઘરનો નોકર હતો તે!

તેણે આગળ આવીને શેઠજીને કહ્યું: 'બાઈ સાહેબે જલદી આપને બોલાવ્યા છે!'

'માથું બાથું દુખે છે કે શું?' શેઠજીએ ચિંતાસ્પદ અવાજે પ્રશ્ન કર્યો.

તે હસીને બોલ્યો, 'આપ સાહેબને નવી બંગડીઓ બતાવવાની છે. અને કોઇ નવી ફિલ્મ ચડી હોય તો જોવા લઈ જવા—'

શેઠજીએ તુરતજ ચોપડા દૂર ખસેડયા. તે કવિ ન હતો. કનક અને કામિનીમાં કામિનીની માત્રા છે એવું તેને કોઇએ કહ્યું હોત તો તેનો અર્થ પણ જણાયો ન હોત. પણ કામિનીની માત્રા કનક ઉપર ચાલે છે તેનો અનુભવ તે હમણાં હમણાં રોજ કરતો હતો.

શેઠજીના જવાથી પોતાની છાતી પરનો મોટો પથ્થર કોઇક દયાળુ માણસે દૂર કર્યો એમ રઘુનાથને લાગ્યું. નાનપણમાં તેના બાપા મંદિરમાં પુરાણ કહેતી વખતે ગજેંદ્રમોક્ષની કથા ખૂબ રંગમાં આવીને કહેતા. રઘુનાથને તે ખૂબ ગમતી. પણ તે કથામાંના ગજેંદ્રને સહાય કરવા વિષ્ણું દોડી આવવાથી તે કેટલો આનંદિત થયો હશે તેની ખરેખરી કલ્પના તેને આજે જ આવી. તેણે રોશનબાઇનો મનમાં ફરી ફરી આભાર માન્યો. શેઠજી દુકાનમાંથી બહાર ગયા ન ગયા ત્યાં તો રઘુનાથને પણ જતો જોઇને ઘરડા કારકુને ચશ્મા બે ત્રણ વખત ઉપર નીચે કરતા પૂછ્યું, 'કેમ ભાઇ? એટલામાં ઘેર ચાલ્યા?'

'થોડું જરૂરનું કામ છે કાકા પાંચ મિનિટમાં પાછો આવું છું.'

શ્રાવણનાં સરવડા પેઠે નસીબ પણ લહેરી હોય છે એ રઘુનાથને હવે સમજાયું. સવારે બધી વાત તેના વિરુદ્ધ થતી હતી. પણ હમણાં હમણાં નસીબ તેને અનુકૂળ થયું હતું. વિશ્વામિત્ર જેમ આસન વાળીને બેઠેલા શેઠજીને પેલી મેનકાએ કેવા સમયસર નસાડયા! શરાફની ઘડિયાળને આગળ જવાનો વખત ન આવ્યો. અને બધાથી આશ્ચર્યની વાત તો શરાફે આગળનો વાયદો કર્યો નહીં! દસ પંદર મિનિટ જ તેનો ખોટી થઇ.

બત્તીનાં પ્રકાશમાં ચકચકતી પેલી નાજુક માળા હાથમાં લેતા રઘુનાથનું હૃદય આનંદથી કંપવા લાગ્યું. માળાની પાછળ પાછળ બીલ તેના હાથમાં પડયું. તેણે નીચેનાં આંકડા તરફ જોયું—એકસો સાડત્રીસ રૂપિયા આઠ આના!

તે ચમકયો—તરતજ તેને હસવું આવ્યું. સવારે શેઠજીએ રોશનબાઇના ભાઇને ભેટ આપેલ કેરીનાં કરંડિયાની કિંમત બરોબર એટલીજ હતી. આ યોગાનુયોગની તેને પળવાર નવાઇ લાગી. તરત જ બીલની રકમ ચૂકવીને તે પોતાની દુકાન તરફ જવા નીકળ્યો.

તેનો જમણો હાથ એક સરખો લાલ પાતળા કાગળમાં વીંટેલી ખીસામાંની પેલી માળા સાથે રમતો





હતો. એકાદ નવું રમકડું મળેલા નાના છોકરા જેવી તેની સ્થિતિ થઇ નવ વાગ્યે દુકાન બંધ થવાની, પછી પોતે ઘેર જશે. અને બરાબર એક કલાક સુધી તો આ આનંદ જાનકી પાસે છુપાવીજ રાખવાનો ? તેના પ્રત્યેનો આજ પ્રેમ ?

રઘુનાથે દુકાનમાં જઇને ઘરડા કાકાને કહ્યું, 'કાકા, હું જરા ઘેર જાઉં છું. નવ વાગ્યે દુકાન બંધ કરીને તમે જજો!'

કાકાએ આંખો ફેરવીને તેની તરફ જોયું. 'આજે કઇક પણ વિશેષ જણાય છે!' એમજ તેમની તે વિચિત્ર દ્રષ્ટિ કહેતી હતી. પણ તેની તરફ ધ્યાન આપવાની રઘુનાથને ફુરસદ ક્યાં હતી?

રસ્તા પર આવતા જ તેને લાગ્યું કે પોતે દોડતો જશે તો ઘેર જલદી પહોચાશે. તેના મનમાં વિચાર આવ્યો કે તે કેટલો ગાંડો છે! ગતને વખતે પોતે રસ્તામાં દોડતો જાય તો પોતાને ચોર સમજીને પોલીસ તેની પાછળ પડે અને—

ઝડપથી ચાલતા ચાલતા તે એકદમ અટકયો. પોતાની પાછળ કોઇ દોડતું આવે છે એવું તેને લાગ્યું. ખિસ્સામાંની માળાને ખિસ્સામાંજ હાથથી મજબૂત પકડીને તે ઝટપટ આગળ આવ્યો. ગાંધીજીનાં પૂતળા પરનો વીજળીનો દીવો તેને સ્પષ્ટ દેખાવા લાગ્યો. તેનો જીવ હેઠે બેઠો. બરાબર પૂતળા આગળ આવીને તેને પાછળ ફરીને જોયું. પોતાની પાછળ દોડતી આવતી વ્યક્તિને જોઇને તે થંભી જ ગયો. સીતારામ હતો તે! આટલી મોડી રાત્રે—

થોડો આગળ થઇને પાસે આવેલ સીતારામને તેણે પૂછ્યું, 'કેમ, સીતારામ!' સીતારામનાં મોઢામાંથી શબ્દોને બદલે એક અસ્ફૂટ ડુમકું બહાર આવ્યું. તરતજ તેની આંખમાં પાણી ભરાઇ આવ્યું.

કાલે આ ઠેકાણે જે સીતારામના ગળામાં દેશભક્ત મહેમાને પોતાના ગળામાંનો હાર પહેરાવ્યો હતો, તેના પર આજ ત્યાંજ આંસુ સારવાનો વખત આવે ? રઘુનાથથી કેમે કર્યો આ કોયડો ઉકેલાયો નહીં. સીતારામને પાછળથી હાથ ફેરવતા તે બોલ્યો, 'શું થયું તે તો કહે? ગામડે તારી બા તો માંદી નથી ને?' સીતારામે નકારમાં ડોકું ધુણાવ્યું.

'તારા નાના ભાંડુઓ પૈકી કોઇ—

'અં હં!'

'ત્યારે—'

દુઃખથી પીડિત સીતારામે ધીમેધીમે પોતાની વાત રઘુનાથને કહી. તેનો બાપ ગયે વરસે જ મરી ગયો હતો. તેણે કરેલા દેવાનું વ્યાજ પણ પુરું ન થવાથી જમીનદારે ઘર પર જપ્તી લાવવાનો હુકમ મેળવ્યો હતો. તેથી બધે ચાર કચ્ચાબચ્ચા લઇને રસ્તા ઉપર બેસવાનો વખત આવેલો- ત્યારે સૌથી મોટા છોકરાને આ બધી વાત જણાવી હતી. સીતારામ ગરીબ થઇને બોલ્યો, ભાઇ, આ સંકટમાં તમારા સિવાય—'

રઘુનાથે સામેના પૂતળા તરફ જોયું. દીવાના પ્રકાશમાં ગાંધીજી હસતા દેખાતા હતા. તેને સીતારામને પૂછ્યું, 'દેવું કેટલું છે?' 'એકસો સાડત્રીસ રૂપિયા આઠ આના.' એટલા શબ્દો ઉચ્ચારીને સીતારામ આશાભરી આંખે રઘુનાથ તરફ જોવા લાગ્યો.

રઘુનાથ ચમકયો. ફરી તે જ આંકડો! તેણે સામેના પૂતળા તરફ જોયું. દીવો બંધ થયો હતો. ગાંધીજીનો ચહેરો તદ્દન નિસ્તેજ દેખાતો હતો.

એકસો સાડત્રીસ રૂપિયા આઠ આના! પોતાના ખિસ્સામાંની માળા સીતારામને આપી દે તો તરતજ માળાની રાહ જોઇને બારણામાં ઊભેલી જાનકીની મૂર્તિ તેની આંખો સામે ખડી થઇ. તેને પોતાના મનને સમજાવ્યું કે આ માળા મોહનની છે, તે સીતારામને આપવાનો પોતાને શો હક છે? એક પ્રકારની ચોરીજ કહેવાય ને!

વીજળીના દીવાનો પ્રકાશ પડે કે ચોકમાં બે માણસો અને એક પૂતળું ઊભું છે એમ દેખાય. તે બંધ થાય કે તે ચોકમાં ત્રણ પૂતળાંજ ઊભા છે એવો ભાસ થાય.

ઘડિયાળ ચાર જ મિનિટ આગળ થઇ હતી.




પણ આ કાળ તે બંનેને ચાર યુગ જેવો લાગ્યો. છેવટે કંઈક પણ બોલવું જોઈએ તેથી રઘુનાથ બોલ્યો, 'શું કરવાનું તેં નક્કી કર્યું છે?'

ધીમેથી ઘોઘરા અવાજે સીતારામે જવાબ દીધો. 'શું કરું? દર મહિને એક રૂપિયાની હસતે મુખે મદદ કરનાર દેવ આ ગામમાં મને એક જ મળ્યા. મોટા મોટા માણસો મોઢા પર તો રૂપિયા ફેંકે છે તે કપાળમાં કરચલીઓ પાડીને. રસ્તાનાં કૂતરાંનાં શરીર પર ટાઢા રોટલાના ટુકડા નાખવા અને—' તરત જ પોતે વધારે પડતું બોલે છે એમ લાગવાથી તે બોલ્યો, 'શાળા છોડીને દેહુંરાડની નોકરી લેવી અને આ કરજ ફેડવું એવું મેં ઠરાવ્યું છે!'

સીતારામે આ છેવટનાં શબ્દો શાંત થઈને કહ્યા. પોતાના પર પ્રેમ કરનાર આ સજ્જન મનુષ્યને પોતાના હૃદયના જખમ બતાવીને વિના કારણ દુઃખ શા માટે આપવું એવો વિચાર હવે તેના મનમાં પ્રબળ થયો હતો. પણ જખમોનું દુઃખ કોઈ મોઢેથી કહે નહિ, તેથી તેમાંથી વહેનારું લોહી બીજાને ન દેખાય એવું જવલ્લે જ બને છે, આ વખતે પણ એવું જ થયું. સીતારામની આંખમાંથી ટપટપ આંસુ પડવા લાગ્યાં. તે ગળગળા અવાજે કહેવા લાગ્યો, 'મારું આ મેટ્રિકનું વર્ષ છે ભાઈ, સારો અભ્યાસ થાય તેથી રજામાં મારી બા પાસે પણ નહોતો ગયો!' તેનાથી આગળ બોલાયું નહિ. મોઢું ફેરવીને તે પોતાનાં આંસુ લૂછવા લાગ્યો.

'આ મારું મેટ્રિકનું વર્ષ છે ભાઈ!' આ તેના શબ્દોએ રઘુનાથના મનમાં પ્રચંડ વાદળ ખડું કર્યું. તે વાદળ સાથે વહેતા વહેતા તે દશ વર્ષ પાછળ ગયો. મેટ્રિકના વર્ગમાંનો એક પુરાણીનો છોકરો તેને દેખાયો. તે ખૂબ હોશિયાર હતો! તેનું સંસ્કૃત પણ અજોડ હતું! કાવ્યો પણ તેને કેવા આવડતા! આગળ આ સંસ્કૃતનો પ્રોફેસર થશે એવું તેના બધા શિક્ષકો અને સહાધ્યાયી કહેતા હતા. પણ તે જ વરસે તેના બાપા ક્ષયરોગથી પથારીમાં પડયા. નાઇલાજે તેને નિશાળ છોડવી પડી. પછી બે વરસે તેના બાપા ગુજરી ગયા. પણ ફરી કોઈ પણ હિસાબે તેનાથી મેટ્રિકનો અભ્યાસ થયો નહિ. સંસ્કૃતનો પ્રોફેસર થનાર તે વિદ્યાર્થી એક કાપડ–દુકાનનો કારકુન થઈને—

રઘુનાથે ધારીને જોયું. તેની સામે હરિજન સીતારામ ઊભો નહોતો. દસ વર્ષ પહેલાંનો બ્રાહ્મણ રઘુનાથ તેને ત્યાં દેખાતો હતો. તેને તે રઘુનાથનો શબ્દ સંભળાયો. 'રાતના બારની ગાડીમાં દેહુંરોડ હું જાઉં છું ભાઈ! તમારો ઉપકાર—'

રઘુનાથ અનિમેષ દૃષ્ટિએ સામેનાં પૂતળા તરફ જોતો હતો. કાલનું બધું દૃશ્ય તેની સામે ખડું થયું. શેઠજીએ સીતારામને પોતાની પાસે જ્યાં બેસાડયો હતો તે જગ્યા પર તેની આંખો પડી. અંધારામાં ચંદ્રોદય થાય એવું તેને લાગ્યું. તેણે ઉલ્લાસીત થઈ સીતારામને કહ્યું, 'સીતારામ, ભગવાન ગરીબોનો બેલી હોય છે. તે કોઈના પણ મનમાં અને મોઢામાં ઊભો રહેશે. નિશાળ છોડવાનો પ્રસંગ તે તારા પર નહિ આવવા દે. તું કલાક પછી મારા ઘેર આવજે. ત્યાં સુધી—

દીવાની મેશ કોઈએ પણ સાફ કરવી જોઈએ, તેવી જ સીતારામના મોઢા પરની ચિંતા નાશ થઈ. રઘુનાથે પૂતળા તરફ જોયું. વીજળીના દીવાના પ્રકાશમાં ગાંધીજી હસતા હતા.

× × ×

રોશનના બંગલામાં જવાની રઘુનાથને તુરત રજા મળી. પણ 'મારે શેઠજીને મળવું છે' એવું જ્યારે તેણે કહ્યું ત્યારે જ ફક્ત બધા નોકરો વિચારમાં પડયા. શેઠજી અને રોશનબાઈના એકાંતનો ભંગ કરવાની હિંમત તેમનામાંથી કોઈનામાં નહોતી. બોલવા સિવાય આરો નથી, એમ જોઈને રઘુનાથ બોલ્યો, 'દુકાનનું ખૂબ જરૂરી કામ છે. શેઠની અને મારી મુલાકાત ન થવાથી મોટું નુકસાન થશે. અને પછી શેઠજી તમને—

રઘુનાથનું આ પ્રમાણે બોલવું સાંભળીને એક નોકરે આગળ જવાની હિંમત કરી. થોડી જ વારમાં રઘુનાથને શેઠજીએ બોલાવ્યો.

શેઠજી પોતાના રંગમહેલમાં નકશીદાર પલંગ

ઉપર બેઠા હતા. રઘુનાથે ખંડમાં પગ મૂકતા જ તેની દૃષ્ટિએ પલંગની સુંદર મચ્છરદાની પડી. સત્તર થીગડાં દીધેલી પોતાની મચ્છરદાની તેને યાદ આવતાં કંઇનું કંઇ થયું. રોશન શેઠજીને પાન બનાવી આપવામાં, મશગૂલ હતી. તેનાં શરીર પરની તે ઝરીની ગુલાબી સાડી—જાનકીને સાદી ગુલાબી સાડી લેવા માટે રઘુનાથ છેલ્લા બે વરસથી પ્રયત્ન કરતો હતો. પણ—પતિનો પત્ની પર ગમે તેટલો પ્રેમ હોય તો પણ તેને બજારમાથી જોઇએ તે સાડી મળે એવું ભાગ્યે જ બને છે.

રોશને શેઠજીના મોઢમાં પાન મૂક્યું. અને તે રઘુનાથ તરફ ફરી. તેના ડાબા હાથમાંની પેલી નવી બંગડીઓ—આડ નર્તકી જ તે હતી! ખુરશી તરફ આંગળી બતાવીને રોશને રઘુનાથને કહ્યું, 'બેસો ને!'

શેઠજીનાં ક્રોધી મોઢા સામે નજર જતા જ રઘુનાથને કંઇ કહી બેસવાની ધીરજ ન રહી. થૂંકદાનીમાં થૂક નાખીને શેઠજીએ પૂછયું, 'કેમ? દુકાનનું કયું કામ અત્યારે નીકળ્યું છે? હિસાબના ચોપડામાંનુ કાંઈ—' છેવટનો શબ્દ બોલતા શેઠજીના સ્વરમાં થોડી ક્રાતરદૃષ્ટિ ઉત્પન્ન થઇ હતી

'હું—હું—' રઘુનાથ થોથરાતો બોલવા લાગ્યો શેઠજી બરાડયા, 'જે હોય તે બોલી નાખ ને!' તપશ્ચર્યાનો ભંગ થયેલ ઋષિ જેવી રીતે સંતપ્ત થાય છે તે પ્રમાણે કામુક પુરુષના એકાંતનો ભંગ થયો એટલે તેનું માથું ફરી જાય છે—એ રઘુનાથને અત્યારે ક્યાથી ધ્યાનમાં આવે? પણ—હવે તેનાથી ઓછું નાસી જવાશે!

અત્યંત ધીરજપૂર્વક તે બોલ્યો, 'કાલનો પેલો હરિજન છોકરો—' 'તે પડે ખાડામાં' શેઠજીએ વચ્ચે જ ગર્જના કરી. 'દુકાનનું જે કામ હોય તે કહે અને અહીંથી ચાલતો થા!'

'એવું દુકાનનું તો કંઇ કામ નથી શેઠ! પણ—'

'તો—તો—તું અહીં આવ્યો શા માટે!' બોલતા બોલતા સંતાપીને શેઠજી ઊભા થયા, 'ચોર—લુચ્ચા—'

'કાલવાળો પેલો હરિજન છોકરો મોટા સંકટમા છે શેઠ. તેને પૈસા જોઇએ છે. વધારે નહિ, ફક્ત એકસો સાડત્રીસ રૂપિયા, આઠ આના. એટલું મળશે તો તેના જીવનનું કલ્યાણ થશે. નહિ તો—'

શેઠજી ચાર ડગલાં આગળ આવીને બોલ્યા, 'પૈસા શું ઝાડ પર થાય છે કે? એટલે થોડા નહિ, એકસો સાડત્રીસ રૂપિયા, આઠ આના. વધારે નહિ, તો તું જાય છે કે!'

'આ ગાંધીજીનું જ કામ છે શેઠ. આવડું પૂતળું આપે ઊભું કરાવ્યું,—ગામને શોભા આપી—તે ખર્ચ પાસે આ રકમ કંઇ—' શેઠજી ગુસ્સે થઇને બરાડયા, 'લાંબી જીભ કરીને મને શીખવે છે! કાલના સમારંભ માટે મને કેટલા પૈસાનુ ખર્ચ થયું એ તને ખબર છે? તે શું તારો બાપ ભરી દેવાનો છે? ગધેડા નહિ તો! ગમે ત્યારે અહી શા માટે આવ્યો? આવું ફરી કોઈ વખત કર્યું છે તો નોકરી જશે, ધ્યાનમાં રાખજે!'

'પણ શેઠજી તે હરિજન છોકરો—'

શેઠજીની આંખ સામે એકાદ અપ્સરા પ્રમાણે બનીઠનીને બેઠેલી રોશનની સાથે કરવાની વિષયક્રીડાના ચિત્રો તરતા હતા. તે ચિત્રોમા રઘુનાથનાં આ શબ્દો એટલા અસંગત હતા કે—

બેભાન થઇને તે રઘુનાથના શરીર પર ધસ્યા. રોશને તેમનો હાથ પકડીને તેમને અટકાવ્યા અને આંખથી રઘુનાથને જતા રહેવાની સૂચના કરી.

× × ×

કેટલી વાર સુધી તો પોતે કયાં ચાલ્યો તે જ રઘુનાથને સમજાયું નહિ. તેના મગજમાં જાણે કે કીડા ફેલાયા હતા.

તે થોડો ભાનમાં આવ્યો ત્યારે પોતે ચોકમાંના ગાંધીજીનાં પૂતળા સામે ઊભો છે એવું તેને યાદ આવ્યું. નવ તો કયારનાંયે વાગી ચૂક્યા હતા. પૂતળા પરનો વીજળીનો દીવો આરામ લેતો હતો. અંધારામા ગાંધીજીનું હાસ્ય જરાયે દેખાતું ન હોતું.



રઘુનાથ નિશ્ચેષ્ટ પગલે ઘર તરફ ફર્યો. આખે રસ્તે તે એકજ વિચાર ઘોળતો હતો, આજ અમાસ છે. અમાસનું આ અંધારું રાતભર રહેવાનું. આકાશમાં ટમટમતા હજારો તારાઓથી તે ક્યારે પણ પ્રકાશ્યું છે ખરું.' આ કાળું ઘબ્બ અંધકાર દૂર કરવા ચંદ્રલેખાજ ઊગવી જોઇએ !

જાનકી બારણામાંજ તેની રાહ જોતી ઊભી હતી. તેને જોતા જ તે બોલી, હવે મારો જીવ ઠેકાણે આવ્યો. કેટકેટલી કલ્પના મારા મનમાં આવવા લાગી હતી, અંધારામાં કોઇ ચોરે ખિસ્સામાંની માળા—'

એકાદ યંત્રની જેમ રઘુનાથનો હાથ ખિસ્સામાં ગયો. તેણે માળાનું પડીકું કાઢ્યું અને નિર્વિકાર મુદ્રાએ તે જાનકીનાં હાથમાં મૂક્યું. જાનકી દોડતી ઘરમાં ગઈ. રઘુનાથ અંદર જાય ન જાય ત્યાં તો સૂતેલા મોહનની ડોકમાં માળા પહેરાવીને તેને બતાવવા પણ તે લઈ આવી. હવે રઘુનાથ પોતાની કંઇક પણ મીઠી મજાક કરશે એવી તેની કલ્પના હતી. પણ તે તો એક અક્ષર પણ બોલ્યો નહીં. તેને નવાઇ લાગી.

જમતી વખતે પણ તેવું જ. તેણે ખાસ તેને ભાવતી દાળ બનાવી હતી. પણ જેમતેમ બે ચાર કોળિયા ખાઇને ઊઠતા તે બોલ્યો, 'આજે ભૂખ જ નથી,' આજ એવડી મોટી મિજબાની કયાં હતી એ જાનકીના પ્રશ્નને ટાળવા તે તરત જ બોલી ગયો, 'કાલે તે પૂતળાનો સમારંભ થયોને ? તેની આજ પાર્ટી હતી !'

રઘુનાથે હાથ ધોયા ન ધોયા ત્યાં તેજ બારણું કોઇએ ખખડાવ્યું. જાનકી બારણું ઉઘાડવા જવા લાગી, પણ તેણે તેને કહ્યું, 'તું જમવા બેસ. કોણ છે તેતો હું જોઉં છું.'

બારણું ઉઘાડવા જતી વખતે કોઇક પોતાને ફાંસી આપવા લઇ જાય છે એમ રઘુનાથને લાગ્યું. તેણે ખૂબ મહેનત કરી બારણાની સાંકળ ઉઘાડી. તેની સામે સીતારામ ઊભો હતો.

રઘુનાથે નીચું મોઢું કરી તેને કહ્યું, 'ક્ષમા કર મને સીતારામ ! ગાંધીજીએ ત્રણ દુનિયાની એક દુનિયા કરી છે એમ સમજીને મેં તે વખતે તને ધીરજ દીધી. પણ—પણ શું કરું ? સીતારામ, હાથમાં બેડીવાળા ગુલામને પગની બેડીઓ તોડતા ન જ ફાવે !'

સીતારામ ગદ્‌ગદિત અવાજે બોલ્યો, 'ભાઇ, એવું ગમે તે ન બોલો. હું આજની ગાડીમાં દેહુરોડ જાઉં છું. મને તમારા આશીર્વાદ આપો.' આ બોલતા બોલતા રઘુનાથનાં પગ પકડવા સીતારામ વળ્યો.

રઘુનાથ તુરત પાછો હટ્યો અને વિષારી જખમ થયા પ્રમાણે વિહ્‌વળ થઇને બોલ્યો, 'હું તને ક્યાંથી આશીર્વાદ આપું ! તુંજ મને શાપ દે !'

સીતારામે મુશ્કેલીથી તેનાં પગપર માથું મૂક્યું અને માનપૂર્વક તેનો સંદેશ લઇને તે અંધારામાં અદૃશ્ય થયો.

× ×

જાનકી સૂવા આવી ત્યારે રઘુનાથ તદ્દન શાંતિપૂર્વક સૂતો છે એમ તેને લાગ્યું. દિવસભરની મહેનતથી તે પણ થાકી ગઇ હતી. પથારીમાં પડતા જ તેને ઊંઘ આવી.

પણ મધરાતે તે એકદમ જાગી ગઇ. મોહન આમ શા માટે રડે છે તે તેને સમજાયું નહીં. તેણે આંખો ઉઘાડીને જોયું. મોહન શાંતિથી પોતાનાં પારણામાં સૂતો છે. નાના દીવાનાં આછા પ્રકાશમાં પણ તેની ડોકની માળા કેવી સુંદર દેખાતી હતી.

તે ફરી આંખો બંધ કરે ત્યાં તેને એક ડૂસકું સંભળાયું. તે ચકિત થઇ. રઘુનાથ રડતો હતો એ ચોખ્ખું હતું. તેનું રડવું—જેનાં ખભાપર માથું મૂકવાથી પોતાનાં આંસુ આપોઆપ અટકે છે તે પોતનાં જીવન સર્વસ્વનું તે ડૂસકું—તે સીધી સાદી છોકરી ગભરાઇ ગઇ. એની આંખમાં આંસુ છલકાઇ ઊઠ્યા.

રડતી બાને સમજાવવા માટે નાનો બાળક ધીમેથી તેની કોટે વળગી પડ્યો. પણ તેને કશી દાદ ન દેતા તે તુરત રઘુનાથ પાસે ગઇ અને પોતાનો ગાલ તેના ગાલ સાથે અડાડ્યો. તેનાં ગાલ પરનાં તે ઊના આંસુ—

જાનકી જાગી ગઇ છે તેની રઘુનાથને કલ્પના જ નહોતી! તેણે તેનું માથું પોતાનાં ખોળામાં લીધું અને તેના વાળમાં લાડથી હાથ ફેરવતા તે બોલી, 'આવુ નાના છોકરા જેવું શું કરવા માંડયું છે!' રઘુનાથ બોલ્યો. હું નાનો હોત તો કેવુ સારૂં થયું હોત! તો આ દુઃખ મને જણાયું જ ન હોત!'

ઇન, મીન ને તીન માણસની દુનિયામાં વસનારી જાનકી! દુઃખ મુખ્યત્વે શરીરનું જ હોય છે એવી તેની પ્રમાણિક કલ્પના હતી! તેણે પ્રેમાર્દ્રસ્વરે પૂછ્યું, 'માથું દુખે છે કે?'

રઘુનાથ હસ્યો, પણ આંસુની પશ્ચાદ્ભૂમિ ઉપરનું તેનું તે હાસ્ય જાનકીને ભયંકર જણાયું. તેને હવે તો બીજી જ શંકા આવી. મોહનની ડોકમાંની માળા તરફ અનિમેષ દષ્ટિએ જોઇને તે બોલી–' આ માળા માટે કાંઇ દેવુએવું તો નથી કર્યું ને? એવુ હોય તો આ માળા અત્યારે ને અત્યારે પાછી આપી આવો. બાપનાં ગળામાં ફાંસી દઇને છોકરાનાં ગળામાં માળા પહેરાવવાનું મને કંઇ ગાંડપણ નથી થયું!' 'ગાંડી નહિ તો!' રઘુનાથ વચ્ચે જ બોલ્યો.

'તો આવું શાનું દુઃખ તમને થાય છે!'

'શાનું! શી રીતે તે તને કહું જાનકી! મારૂં દુઃખ–શરીરનાં જખમ કોઇને પણ બતાવી શકાય છે, હૃદયનાં જખમ પ્રેમ કરનાર માણસને આપોઆપ દેખાઇ જ આવે છે, પણ મનુષ્યનો લોહી–તરબોળ થયેલ આત્મા–નહીં, જાનકી, તને તે કહેવુ નથી! બધા મનુષ્ય સરખા, આખું વિશ્વ એક એવું કુંનાનપણથી જ શીખતો આવ્યો–માનતો આવ્યો–સાંભળતો આવ્યો! પણ એક વિશ્વ રહેલુ નથી. મનુષ્યે તેનાં ટૂકડે ટૂકડા કરી નાખ્યા છે!'

એકાએક બારની ગાડીની સ્ટેશનમાંથી છૂટવાની કર્ણકર્કશ સીટી શાંત વાતાવરણમાંથી સંભળાઇ. રઘુનાથ બોલ્યો, સાંભળ, સાંભળ, જાનકી આ આગગાડી પણ બૂમો પાડીને એ જ કહે છે!'

જાનકી ગાંડાની જેમ તેની સામે જોતી રહી રઘુનાથની આંખમાં ફરી આંસુ આવેલા જોઇને તેને એકદમ આલિંગી લઇને તે પણ રડવા લાગી.

એ જ વખતે સીનેમા જોઇને મોટરમાંથી શેઠના બંગલા તરફ જવા નીકળેલા શેઠજી, આગળ ડ્રાઇવર છે તેની પરવા પણ કર્યા વિના તેની સાથે અડપલા ચાળા કરવામાં મશગૂલ થઇ ગયા હતા અને દેઠુ રોડ તરફ જવા નીકળેલો સીતારામ અશ્રુપૂર્ણ આંખે પાછળ રહી જતા ગામ તરફ જોતો હતો.

★

## ફૂલ સૂંઘવું નથી!

ફૂલની સુવાસસેજમાં જરીય ઊંઘવું નથી!
ફૂલ, ફૂલજિન્દગી હરી, કદીય સૂંઘવું નથી!
મંદ નાજુકાઇથી લચંત છોડથી જુદું કરી
એહ ફૂલને વિયોગજાળમાં વળૂંભવું નથી!

શેખઆદમ આબુવાલા

# કવિઓએ મુક્તકંઠે ગાયેલી રાષ્ટ્રપિતાની સાધના

બ્રજલાલ ત્રિવેદી

રૂઝવે જગના જખ્મો, આદર્શો ને પૂરા કરે
ચલાવે સૃષ્ટિનો તંતુ, ધન્ય તે નવયૌવના.

ઘનઘોર અનંત આકાશમાં વીજળીનો પ્રકાશ થાય ત્યારે જ આપણે જોઈ શકીએ કે, આભમાથો ઉપર કેટલું ઘેરણું બન્યું છે. એવી જ રીતે આ કળિકાળના મહાન અંધારયુગમાં મહાત્માજી માનવજીવનની આંખોના પડળ આગળ એક મહાન પ્રકાશ બની જીવનનું સત્ દર્શન કરાવી અદશ્ય થઈ ગયા. આવી કોઈ મહાન શક્તિ જે યુગમાં જન્મે છે, એ યુગના માણસો ખરેખર ધન્ય બને જ, અને સમસ્ત સૃષ્ટિનો દોર આવી વિભૂતિના કાબૂમાં રમી રહ્યો છે, એ પણ દેખીતું છે.

પણ દુઃખની વાત એ છે કે, જ્યારે પ્રકાશ થાય છે, ત્યારે આપણી બેકદ આંખો એ તેજ ઝીલી નથી શકતી. જ્યારે આકાશમાં વીજળી પ્રગટ થાય છે, ત્યારે આપણી આંખો એ પ્રકાશ સહન ન થતાં બંધ થઈ જાય છે. એટલે એ મહાન પ્રકાશનું રહસ્ય આપણે ક્યાંથી સમજી શકીએ ?

મહાત્માજી જેવા પ્રખર શક્તિના સમકાલીન તરીકે આપણે ધન્ય બન્યા. પણ આપણે એ શક્તિને ઓળખી ન શક્યા. એનું કારણ એટલું કે એમના વિરાટ તેજથી આપણે એટલા નજીક હતા કે, એ તેજ આપણે ન ઝીલી શક્યા, કે ન સહન કરી શક્યા, કે ન એનું સત્ય સ્વરૂપમાં દર્શન કરી શક્યાં. કુદરતનો એ કાનૂન છે કે અગ્નિથી પ્રમાણસર દૂર આપણે રહીએ તો જ એની હૂંફ આપણને તાઝગી આપે. હવે તો કદાચ એવું જ બનશે. આપણા યુગની હવે પછીની પેઢીઓ મહાત્માજીના પ્રકાશનું સત્ય દર્શન કરી શકશે અને સમજી શકશે.

અને વળી પરદેશના એક પ્રખર વિદ્વાને, મહાત્માજીને અંજલિ અર્પતા એવું પણ કહ્યું છે કે, આજથી હજારો વર્ષ પછીના યુગમાં આપણા વારસદારોના બુદ્ધિપ્રદેશમાં મહાત્માજીના સત્ય, અહિંસા અને યમનિયમના સિદ્ધાંતો તુમુલ આંટીઘૂંટીની શંકાઓ પ્રગટાવશે. દુનિયાનો નવો ઇતિહાસ એમની આંખો આગળ જ્યારે ખડો થશે અને જ્યારે એમાં આ પ્રમાણે વાંચશે કે, દુનિયાના સમસ્ત દેશો ઉપર અણુશક્તિથી સર્જાએલ એટમ બોમ્બ જૂજ ક્ષણોની અંદર વિશાળ ભૂમિના પટોની ઉપર પથરાયેલી માનવજાતનો સંહાર કરી રહી હતી. યુરોપ અમેરિકા અને અન્ય દેશોના માનવીઓ દારૂગોળાના ભયંકર વારસાથી પૃથ્વીપટો જીતવા પોતાની તંદુરસ્ત જાતોને હોડમાં મૂકી દઈને, બળી જઈને, કપાઈ જઈને, ગોળીઓથી વીંધાઈ જઈને, સમુદ્રોમાં બૂડી જઈને, આકાશેથી પછડાઈને, માનવતાનું ભાન ભૂલીને, પ્રાણાર્પણ કરવા છતાં, જે સ્વાધીનતા અને પરમ શાંતિ અને પ્રેમ નહોતાં જીતી શક્યા, તેવા જ યુગની અંદર હિંદનો એક સુકલકડી કલેવર ધરાવતો મહાન આત્મા, સત્ય અને અહિંસાના પ્રભાવથી, લોહીનું એક પણ ટીપું હિંદની ભૂમિ ઉપર વહેવડાવ્યા સિવાય ૪૫ કરોડ આત્માઓને ગુલામીના બંધનમાંથી મુક્તિ કેવી રીતે અપાવી શક્યો હશે ? આજ ઇતિહાસને સમજવામાં એ લોકો ગૂંચવાયા કરશે. અને જેમ જેમ ગૂંચવાયા કરશે તેમ તેમ ભવિષ્યના વિચારકો પોતાની કલ્પનાઓને આ મહાન શક્તિ ને સમજવા કામે લગાડી દેશે. સાયન્સથી અનેક રીતે વિકસેલ વિનાશક શસ્ત્રોના યુગમાં વગર શસ્ત્રે અને ખૂનખરાબી સિવાય ઉપરના બધા બળોની સામે થઈને કેવી રીતે આ યુગપ્રણેતાએ બ્રિટિશ સલ્તનત પાસેથી હિંદને સ્વાધીનતા અપાવી હશે ? આ હકીકત દુનિઆની ભાવિપ્રજાને ગળે ઊતરશે કે કેમ એ પણ એક સમસ્યાજ રહેશે.

બીજી તરફ શાસ્ત્રપુરાણોના આધારે આપણે આપણા પૂર્વજો તરફ મીટ માંડી જાણવા પ્રયત્ન કરતા આવ્યા છીએ કે રાજા હરિશ્ચંદ્ર અને ધર્મરાજા વગેરે એ લોકોએ સત્યને ખાતર સર્વસ્વનો ત્યાગ કર્યો હતો, અને દુઃખો વેઠયાં હતાં એ ઘટનાઓ જેમ આજે આપણને કોઇ કોઇ વખત શંકાકુશંકાઓ તરફ ઘસડી જાય છે. એ ઘટનાઓનો આજે સજ્જડ પુરાવો પૂજ્ય મહાત્માજીથી આપણા યુગને ચોક્કસ





ખાતરીદાયક બની ગયો છે, કે જગત ઉપર આવું સત્ય અને આવા સિદ્ધાંતો જરૂર હોય છે.

વિશ્વધર્મ અને માનવતાની એકતા સાધવા મહાત્માજીએ પોતાનું જીવન બહુરૂપી એરણો ઉપર ઘડાવા છોડી દીધું હતું. યોગની ઊંચી ભૂમિકામાં પહોચવા યમનિયમોના જેટલા કષ્ટો શરીરને ભોગવવા પડે એ સર્વસ્વ ભોગવી એમણે મહાનતા મેળવી હતી. કવિશ્રી અરદેશર ફરામજીએ આવા સંતને પોતાના કાવ્યમાં એક ઠેકાણે મઢ્યા છે કે—

જેણે અંગે ચોળી ભસ્મ કરી સંસારની
જેણે કંઠ ધાર્યો મૃત્યુ તણો મણીહાર
જેની પાવડીએ રજ લાગી સાતે સ્વર્ગની
જેને પગલે પડતા મોક્ષ તણા ચીતાર
આવો આજે એની ચઢો અલખ દરબાર
જેણે અંગે—

આવા વિરાટ પુરુષનો મૃત્યુદરબાર ભારતની રાજધાની દિલ્હીના યમુનાના રાજઘાટે ઊજવાઇ ચૂકયો.એટલું જ નહિ પણ દુનિયાની સર્વશ્રેષ્ઠ તીર્થભૂમિ અને જળાશયોમા તેમના અસ્થિ અને ભસ્મ ને અંજલિ અર્પવા ભવ્ય દરબારો ભરાઇ ચૂકયા. એ મહાન સૂચન એટલું સૂચવે છે કે મહાત્માજીનો આત્મા સારાયે વિશ્વ સાથે એકરૂપતા પામી ચૂકયો છે.

પુરુષોત્તમ જેવા આપણા રાષ્ટ્રપિતાના નિત્યજીવનના વસવાટનું સ્થળ કાઠિયાવાડના મશહૂર ચારણ કવિ દુલાભાયા કાગે મહાત્માજીના જીવનનો સહવાસ જાણે સાધી અને અનુભવ મેળવ્યો હોય એવી રીતે આ પ્રમાણે રજૂ કર્યો છે કે—

એને શ્રીમંતના અભિમાન નથી,
એને કોઈ હરામમાં ધ્યાન નથી
એને માન અને અપમાન નથી
એને કોઈની આશા નથી ઉરમાં,
એને મોજ નથી કરવી ઘડીએ ૮
મને ગોતણા હારા તીર્થાં મળજો
મારા રંક સુદામાની ઝૂંપડીએ—
મારા રંક—

એક ઊંચી કોટીનો સંત-ઓલતો હોય તેવી જ રીતે કવિ ભગતે લખ્યું છે કે મારું સ્થાન તો રંકની ઝૂંપડીઓમાં જ છે. અને કોઇ રાજમહેલોમાં શોધવાના ફાંફાં મારશો મા. માનવતાના નીચલામાં નીચલા થરોમાં વસવાટ કરવાવાળા આ યોગીને માટે આટલું બસ નથી. કવિભગતે તો પાછું ત્યાં સુધી લખ્યું છે કે એક કાવ્યમાં દરિયાપારના રાજદારી મુત્સદ્દીઓને ન સમજાય એવી ભાષામાં કહેવા જેવું ઘણું કહી નાખ્યું છે.

એનુ નામ ફકીર જગમાં, જેની મેરૂ સરખી ધીર
—જગમાં૦

મનમાં ન મળે મારું તારું અંતરમાંય અમીરજી
હોય મર એ નર હરામી એને કરે પલમાં પીર
—જગમાં૦

ચર્ચિલ જેવા સત્તાધારીઓએ હિંદ આવતાં ઘણા હાકેમો (વાઇસરોય)ને આડકતરી સૂચનાઓ આપી દીધેલી કે ભાઇ ત્યાં તમે જાઓ છો તો ખરા પણ ઓલ્યી ઝૂંપડીમાં રહેવાવાળો એક સંત ફકીર છે. એની મુલાકાત લેવાની હોંશ રાખશો મા. કારણકે એને જોતાવેંત જ તમારું દિલ ફેરવાઇ જાશે. અને જો વાર્તાલાપ કરવામા ઝડપાઇ જાશો તો તો તમને એક પલકવારમાં જ ઓલિયા પીરના રૂપમાં ફેરવી નાખશે પછી તો તમારાથી હિંદુસ્તાનનું ભલું જ થઇ જવાનું.

ભલેને તમારા દિલમા એવી સદ્‌ભાવના ન હોય? એ ફકીરમાં એવુ જાદુ છે. ગમે તેવો પુરુષ હરામખોર હોય તેને પણ એક પલવારમાં પીરની કોટીમા મૂકી શકે છે. બ્રિટનની પાર્લામેન્ટમાંય આવી તો દહેશત લાગી ગઇ હતી. લોર્ડ વેવલ અને માઉન્ટબેટન જેવાના દાખલા આપણી આગળ મોજૂદ થઇ પડયા છે. એમનાથી મેળાપ થઇ ગયો તે એ લોકો ભક્તિરસમાં તરબોળ બની ગયા. પણ ૧૯૩૨માં તો લોર્ડ વિલિંગ્ટનને તો એવી દહેશત લાગી તે ઠેઠ આખર સુધી સંત (મહાત્માજી)ને મળ્યા જ નહિ.




મહાત્માજી એમના જીવનમાં, એમના દરેક કાર્યમાં અને સિદ્ધાંતમાં મેરૂની જેમ અચળ રહ્યા હતા.

મેરૂ રે ડગે પણ જેનાં મન નથી ડગતાં
મરને ભાંગી રે પડે ભરમાંડ
વિપત પડે વણસે નહિં
સોઇ હરિજનનાં પરમાણુ—મેરૂ રે.
હરખ અને શોકની જેને આવે નહિ હેડકી
જેણે શિશ તો કર્યા કુરબાન
સતગુરૂ વચનમાં કાયમ વરતે
જેણે મેલ્યાં અંતરના માન—મેરૂ રે.

અને સ્વ. કલાપિની ભાષામાં કહું તો મહાત્માજીનું દિલ હરપળે માનવતાની મુક્તિની ઝંખના માટે તડપતું જ રહ્યું હતું.

ઐશ્ક શું જાણે શરાબી યા શરાબીની મજા
ઐશ્કથી જૂની મહોબત તૂટતી આજે નથી

પ્રેમ, સત્ય અને અહિંસા રૂપી શરાબનો જામ પીવડાવવા સારી જહાંને હું આગ્રહ કરું છું, પણ એ ઇશ્કી જહાંને આ મારી શરાબીમાં જરા પણ લિજ્જત પડતી નથી. એની એને મોજ પણ આવતી નથી. એવું જાણું છું છતાં એમના પ્રત્યેની મહોબ્બત હું જરા પણ તોડી શકતો નથી.

પ્યાલું ધરૂં હું જ્યાં લબે, આલમ પુકારી ઉઠતી
આડો ઝરા કુલો રડે આંસુ સહાતા એ નથી.

અને તેમ છતાં પણ કોઈવાર મને એમ થઇ આવે કે હું એકલો જ એ શરાબનો જામ પી જાઉં. ત્યારે દુનિઆ તો પાછી રડી ઊઠે છે. એ બેધ્યકી માનવતાના આંસુ જોઇ અને મારું જિગર કંપી ઊઠે છે.

તાઝીમોથી ઇશ્કથી
લાખો ખુશામદથી અગર,
જાઉં જહાંને લાવવા
તો ત્યાં મજા એને નથી.

અને હું સલામો ભરી ભરીને પ્રેમથી અનેક ખુશામત કરીને દુનિઆને અહિંસા અને સત્યનો અમૃતકટોરો પાવા જાઉં છું તો તેમાં પણ એને મજા નથી, ત્યારે મારે વિષનું હળાહળ પાન જ કરવું રહ્યું. ન તો અમૃત દુનિયા પી શકતી કે નથી મને પીવા દેતી. આ સૂડી અને સોપારી વચ્ચે જેવી સ્થિતિમાં ક્યાં સુધી જીવી શકાય?

વિશ્વધર્મની એકતાના મહાન ફિરસ્તાની અગ્નિ-કસોટી અનેકવાર થઇ ગઇ, એવી એક છેલ્લી એમના અવસાન પહેલાં હમણા થઇ હતી. જ્યારે જ્યારે આવી અગ્નિભરી જ્વાળાઓમાં મહાત્માજી અનશન-વ્રત કરવા બેસી જતા ત્યારે એને અનુલક્ષીને રાષ્ટ્ર-શાયર મેઘાણીજી મહાત્માજીની વેદનાનું મંથન આબેહૂબ રજૂ કરતા.

સુર અસુરના આ ઉદધી વલોણે
શી છે ગતાગમ રત્નના કામી જનોને
તું વિના શંભુ ઝેર દોણે કોણ પીશે
હૈયા લગી ગળવા ગરલ
જટ જાઓ રે બાપુ.
આઝાર માનવ જાત
વ્યાકુલ થઇ રહી બાપુ
તારી તબીબી કાજ એ
તલખી રહી બાપુ.

દેવ અને દાનવોના ઉદધીમંથન વખતે અમૃત અને ઝેરના કૂંપા નીકળ્યા હતા. એમાં અમૃત દાનવોએ ઢોળી નાખ્યું. કોઇને પીવા જ દીધું નહીં. જ્યારે વિષ પીવાની હિંમત કેમ ચાલે? તેમ એને ઢોળી પણ નખાય નહિ. ઢોળે તો સૃષ્ટિનો વિનાશ થાય. અને શંકર છેવટે એ વિષને પોતાના ગળામા સંગ્રહ કરે છે.

એમ હિંદુ–મુસ્લિમ વચ્ચે પ્રેમ અને ભાઇચારાની પાળ તુટી પડતાં જબરજસ્ત વૈમનસ્ય ઉત્પન્ન થયું. અને એમાંથી માનવતાની કત્લેઆમના વિષનો પ્યાલો નીકળ્યો. ત્યારે શાયર શ્રી મેઘાણીજીએ મહાત્માજીને સંબોધીને કહ્યું કે,





બાપ ! આ વિષનો પ્યાલો ગળવા તારે જ જવાનું છે. જા બાપ ! જા !. તારી વગર અત્યારે શંભુનું બિરદ કોણ ઝીલશે ? શંકરે તો, ગળા સુધી જ વિષનું પાન કરેલું. પણ તારે તો હૃદયમાં જઠર સુધી હળાહળ પી અને એને પચાવ્યે જ છૂટકો છે. અને જો બાપુ, તું એને નહિ પીએ તો આખી માનવજાત આજે વ્યાકુળ બની રહી છે. એ તું ક્યાં નથી જાણતો. આજ આખી માનવજાત તારી પાસેથી શાંતિરૂપી ઔષધીને ઝંખી રહી છે. એક બાજુ આ પ્રમાણે મહાત્માના દિલમાં ભવ્ય મંથન થતું હતું ને બીજી બાજુ માનવતાની કત્લેઆમના રૂધિરના શેરડાઓ હિંદમાતાના દેહને લાલ રંગે જતા હતા. ત્યારે બાપુ બોલ્યા કે હવે મને ધરતીનો છેડો દેખાય છે. હવે હું એક ડગલું પણ હાલી શકું એમ નથી. આ બલિદાનોનો આખરી ભોગ હું બનું એ જ સારું છે. એમ કહીને એમણે મોતને ઢંઢોળીને કહ્યું કે,– ઊઠ ભાઈ ! હું હવે તૈયાર થઈ ગયો છું. મારી મંઝલ તો ઘણી અધૂરી રહી ગઈ. એક જોતાં તો—

મારે હોંશ તો ખાસ હતી મારા ખૂનના —
પ્યાસી જનોના મિલાપ તણી
મારે હામ હતી ભૂખ્યા સિંહોને બોડમાં
પેસીને પીઠ. પંપાળવાની

બિહારની રક્તવર્ણી ભૂમિમાંથી પરવારી અને મારે જ્યાં જ્યાં કત્લેઆમ થયો છે એ ભૂમિ ઉપર વિચરવા ઘણી હામ હતી મારા લોહીના તરસ્યાઓને ભેટવા ઘણી ઉત્કંઠા હતી. અને સિંહ જેવા ભૂખ્યા-વરૂઓની બોડમાં હાથ નાખી નાખી તેમની પીઠો થાબડવાના મારે ઘણા ઓરતા હતા. પણ હવે એ બર નહિ આવે. હવે તો આ આખરી યજ્ઞભૂમિ ઉપરથી ઉઠાય જ કેમ ? એમ કહીને એ સંતે સારાયે વિશ્વની માનવતાને આખરી જુહાર કરી જણાવ્યું કે મારા રામ રામ વાંચજો.

સો સો રે સલામું મારા ભાંડુડાને કહેજો...રે
જાજેરા જુહાર જગને કહેજોરે હો....જી.
મળાયું ન હોય એને માફામાફ કહેજો....રે
રૂદિયામાં રાખી અમને રહેજો હો....જી.

આ આખરી જુહારે સારા વિશ્વમાં ધરતીકંપ અને ખળભળાટ મચાવી દીધો. ત્યારે હિંદમાતા રડે એમાં નવાઈ શી ? પશુ પંખી પ્રાણીઓ અને કુદરત પણ થંભી ગઈ, પાટનગર દિલ્હીમાં, તાર ઉપર તારોના પ્રવાહ ધસવા લાગ્યા. દરિયાપારના દેશોના કેબલના દોરડા ખળભળી ઊઠ્યા. અને બીજી બાજુ મહાત્માજીનો આત્મા વિશ્વશાંતિના અતળ ઊંડાણમાં પ્રવેશ કરતો જતો હતો. અને દુનિયા કકળી ઊઠી. મહાત્માજીને આ યજ્ઞકુંડનો બલિ થતા અટકાવો પોકારો વધ્યા. વેદના જાગ્રત બની, ત્યારે હિંદુ અને મુસ્લિમની એકતા કરવાવાળા મિશનરીઓ મહાત્માજીની યજ્ઞભૂમિ આગળ પ્રગટ થયા. અને વિનંતી કરી કે બાપુ કોઈ હિસાબે આજ પારણું કરો, આખું વિશ્વ કકળી ઊઠ્યું છે

સંતે કહ્યું કે મારી શરતો કબૂલ થઈ શકે એમ હોય તો જ આ યજ્ઞભૂમિ ઉપર તમે વચન આપજો મિશનરીઓ ગભરાયા, પોતાની જાતને અંદરઅંદર પૂછવા લાગ્યા કે, આપણાથી વચન પળાશે ? મહાત્માજીની શરતો આ આપણા ખૂડાં કલેવરો પાળી શકશે ? એ તો બધા વિચાર કરવામાં રોકાયા ત્યાં તો ડૉક્ટરોએ પોતાના હાથ ખંખેરવા માંડ્યા અને બુલેટીનો પણ જાહેર કર્યા કે, મહાત્માજીનો જીવનદીપ ઝાંખો પડતો જાય છે. ૩૬ કલાક સુધીની અમને આશા છે.

ત્યાં તો તુરત જ માનવજાતની આરઝુ મિશનરીઓના ગળામાં બેસી ગઈ અને તેઓએ કહ્યું કે બાપુ આપની શરતો સત્વર અમને જણાવો. એ પાળવાની અમે આપના ચરણો આગળ પ્રતિજ્ઞા કરીએ છીએ. તે વખતે બાપુનો આત્મા તો ભજને રંગાયેલો હતો. એટલે પુરાણા લોકભજનોના ઢાળો ગાતા ગાતા બાપુએ મિશનરીઓ આગળ પોતાની શરતો રજૂ કરવા શરૂઆત કરી.

તમેરે હિરો ને અમે લાલ, -
એકીરે દોરામાં દોનું પ્રોવોયા હો...જી.



માારી શરતું તો આવી કપરી છે, તમે ધીરજથી સાંભળો.

ઇસ્લામ અને હિંદુમાંથી અમે તે એક હિંદુ એ હિરો બને અને ઇસ્લામ જો લાલ બને અને એ બન્ને સંપીને મારા ભક્તિના દોરામાં એકસાથે પરોવાઇ જાય તો જ મારા આત્માની જે આ જ્યોત બુઝાતી જાય છે. એ ફરી વખત સતેજ બને.

અને વળી બીજું.

તમે રે ચંપો ને અમે કેળ
એકી યે કયારામાં દોનુ રોપીયાં હો....જી.

એવી જ રીતે હિંદુ અને ઇસ્લામ બન્નેમાંથી એક ચંપો બને અને બીજો કેળ બને અને ભારતના આ સતના કયારામાં એકીસાથે રોપાય અને બંનેની સુગંધ સાથે મ્હેકાય તો જ મારા મૃત્યુને હું પાછું ઠેલી શકું એમ છું.

અને તમને બહુ શું કહું આ માળખા જેવું ઇશ્વર ભાવના અને આદર્શોના સિદ્ધાંત ઉપર ટકી રહ્યું છે.

તમે રે પાણી ને અમે પાળ
એકી યે કયારામાં દોનુ રોપીયાં હો....જી.

એવી જ રીતે હિંદુ અને ઇસ્લામ બન્ને કોમોમાંથી એક પાણી બને અને બીજો એની પાળ બને અને એવી રીતે માનવતાનું સરોવર બનવા એકબીજા પ્રતિજ્ઞા લ્યે ત્યારે જ એમાંથી શાંતિ અને સંયમની છોળો ઊડશે. આમ થાય તો જ આ માનવ-સંહારની જ્વાળાઓ મને બાળતી અટકે, બાકી તો—

રોઈ રોઈ કેને સંભળાવું
ઊંડા દુઃખ કેને સંભળાવું
રૂહીઓ રૂવે રે માંહ્યલો ભીતર જલે....હોજી.

અનશનવ્રતની યજ્ઞભૂમિ આગળ ધર્મ અને કોમની એકતાના મિશનરીઓ પ્રતિજ્ઞા લ્યે છે અને બાપુ લીંબુનો રસ લઇ ઉપવાસ છોડી પારણા કરે છે. જ્યોતમાં ફરી તુરત જ પ્રાણ પ્રજ્વળે છે અને પ્રકાશ માનવતાને સત્યપંથ બતાવે છે.

પણ અફસોસ આ તો માનવતાના આક્રંદને સાંત્વન આપવા ખાતર જ આ આખરી પ્રકાશ સંતે પૃથ્વી ઉપર પાથર્યો, મૃત્યુના દૂતને તો મહાત્માએ ક્યારનું આખરી આમંત્રણ આપી દીધું હતું. દુનિયા ક્યાંથી આ સમસ્યા સમજી શકે? માતા બાળકને રીઝવવા કંઇક આપી અને ખુશી કરે એમ જ આપણા રાષ્ટ્રપિતાએ આખરી અને છેલ્લો પ્રકાશ વિશ્વની સમસ્ત માનવજાત પર પાથર્યો અને આપણા આક્રંદ કરતાં મનને હળવાં કર્યાં.

મહાત્માજીની જીવનસંધ્યાના દિવસોની આખરી પ્રાર્થનાઓમાં પોતાના આત્માને જાગ્રત કરતા-જગાડતા હતા કે હવે આ જીર્ણ શરીરનો ત્યાગ કરવાનો છે. માટે આતમરામ તૈયાર રહેજે.

રામનારાયણ વિશ્વનાથ પાઠકનું આ કાવ્ય મહાત્માજીના નિર્વાણનું આખરી મનોમંથન સૂચવી ગયું છે.

સમુદર ઘુઘવે છે દૂર, વાયુ સુસવે ગાંડોતુર
સમજુ ન ભરતી કે આ તે આવે છે તુફાન
આ તે આવે છે તુફાન.
હજુએ ન જાગે મારો આતમરામ....

હજી સુધી હે આતમરામ તું કેમ જાગતો નથી? ચારે દિશાઓમાં આજ માનવ માનવને ભરખી રહ્યો છે. વાયુના સુસવાટાઓ ખપ્પર લઇ લઇ અને ગાંડાતુર બની રહ્યા છે. મને તો કશી સૂઝ પડતી નથી કે આ સમુદ્રની ભરતીનાં મોજાઓ આવે છે કે કોઇ મોટી આંધી કે તુફાન માનવતાને ઘેરવા ચાલ્યું આવે છે?

હે વહાલા આતમરામ ગમે તે હોય પણ તું જાગી જા અને આપણી કૂચનો સામાન જલદી તૈયાર કરી નાખ. અને જો આ-

શઢ સંધા ફડફડે દોર ધીંગા કડકડે
હાજર સો ટંડેલ એક આ સુના છે સુકાન-
હજુયે ન જાગે...

જીવનનું જહાજ એના બધા શઢો જવાહર સર.





દાર અને મૌલાના જેવાઓ ફફડવા માંડયા છે અને મારા હાથમાં જહાજ (રાષ્ટ્ર)ની લગામના દોરડાઓ પણ તૂટવા માટે કડકડાટી બોલાવતા જણાય છે. આ બધા અહીં સર્વે ટંડેલો આમ હાજર રહેવા છતાં પણ આ જહાજનું સુકાન કેમ સુકાની વગરનું દ્દષ્ટિગોચર થાય છે?

હે વહાલા આતમરામ જહાજ (શરીર)નો સુકાની કાબૂ ખોઈ બેઠો લાગે છે. માટે

હવે તો થાઓ છે મોડું વિનવું હું પાયે પડું
મારે તો થાવા બેઠો છે ફેરો આ નકામ.
વ્હાલા મારા ફેરો આ નકામ
જાગોજી જાગોજી વ્હાલા આતમરામ
હજી યે ન જાગે મારો આતમરામ.

આ છેલ્લી લીટીમાં તો કુદરતને મહાત્માજીએ પગે પડીને આખરી વિનતિ કરી લીધી કે હે નાથ મારી સફરનો આ ફેરો નકામો જવા દઇશ નહિ, તને પગે પડું છું. જલદી આ જહાજને કિનારે છોડી અને મને પાર ઉતારી દે.

આ છેલ્લી પ્રાર્થનાએ તો બાપુનો આતમરામ ચેતી અને નવી સફર માટે તૈયાર થઇ ગયો હતો. આ મહાન આત્માએ પોતાની બાજી સંકેલી લીધી અને આગળની રાત્રે પોતાના સ્વજનોને બોલાવી કહ્યું કે 'મારા જરૂરી કામના કાગળો લાવો. હું આજે જ એનો ફેંસલો કરવા ઇચ્છું છું' અને એ સંતે તેજ રાત્રે પોતાના મહાકાર્યોનો ફેંસલો કરી અને બીજે દિવસે સાંજે વહાલા સરદારની સાથે વાર્તાલાપ કરતા હસીને કહ્યુ કે, 'સરદાર હવે મને જવા દો મારે પ્રાર્થનામા જવાનો સમય પૂરો થવા આવ્યો છે અને હું જાઉં છું. હસીને મહાપ્રયાણ કરતો આ યોગી પગલે, પગલે મૃત્યુનો મણિહાર પોતાની ડોકે ધરતો જતો હતો. આખરે આ મહાન યોગેશ્વર અને વિશ્વની માનવજાતનો જુદાઇનો સમય નજીક આવી પહોંચ્યો. અને બરાબર સાયકાળે પ્રાર્થનામા જ મૃત્યુના પાર્ષદે એક અબુધ માનવને નિમિત્ત બનાવી યોગેશ્વરના આત્માને પોતાની ગોદમાં ગ્રહણ કરી લીધો. અને એ જ પવિત્ર ભૂમિ ઉપર મહાત્માજીના પંચમહાભૂતના શરીરે ચિરનિદ્રા લીધી.

ભગવાન શ્રી કૃષ્ણની વહાલી સરિતા યમુનાના રાજઘાટ ઉપર વિશ્વના સમસ્ત માનવકુળે રાષ્ટ્રપિતા મહાન યોગેશ્વરના આત્માને અંજલિ આપી સર્વ કૃતાર્થ બન્યા. એ મહાન વિભૂતિ, મારી નમ્ર શ્રદ્ધાંજલિ આપને અર્પણ કરું છું એને પણ સ્થાન આપજો.

સ્થાવર જંગમ પાવક પાણી ધરતી બીજ સમાન,
સબમેં મહીમા થારી દેખી કુદરતકે કરબાન
ના કોઇ મારે ના કોઇ મરતો તેરો એ અગ્યાન
ચેતન જીવ તો અજર અમર હે યોગી તેરો ગ્યાન

બાપુ! આપનો આત્મા ગીતામા સદાયે વસ્યો રહ્યો હતો અને આખરે આપ ગીતામા જ સમાયા હતા.

હે રામ!



મારા મરવાથી બધા અંદર અંદર લડવા મંડી પડે તો શું થાય એનો વિચાર પણ મેં કરી રાખ્યો હતો. મેં વિચાર્યું હતું કે બચાવવો હશે તો ઈશ્વર મને બચાવી લેશે. અહિંસાથી ભરેલો માણસ મરશે તો તેનું ફળ પણ સારૂં જ આવશે....હું તો ગરીબ માણસ છું. મારી કશી વિસાત નથી. તો મારા મરવાથી લડી મરવાનું શું?

ગાંધીજી

# મૃત્યુઘાટ

નવલભાઈ શાહ



અહીં જ જનમ્યો. ખેલ્યો, કૂદ્યો, મોટો થયો અને એક દિવસ આ જ ધૂળમાં મારો દેહ પણ ધૂળ થવાનો. મારાં બાળબચ્ચાં પણ અહીં જ જનમ્યાં છે; આ ધૂળમાં ઘર ઘર રમે છે; આ જ નદીનું પાણી પીએ છે અને આ જ વડલાની વડવાઈઓએ હિંચે છે. જગત એને મસાણીઓ વડ કહે છે. એના વિષે લોકોના દિલમાં અનેક જાતજાતની ભ્રમણાઓ છે. એનું નામ સાંભળતાં જ ગભરાય છે. પણ ભલા! આ સ્થળમાં ડરવા જેવું છે શું? જગતમાં જો ડરવા જેવું સ્થળ હોય તો તે ઘર છે કે જ્યાંથી યમદેવ આવીને ઉપાડી જાય છે. અહીં? અહીં તો ફક્ત માટીનો દેહ માટીમાં ભળે છે. કુદરતનો એ ક્રમ છે. એમાં ડરવા જેવું છે શું?

લોકો પણ મારા તરફ આશ્ચર્યભરી આંખે જુએ છે. તેઓના દિલમાં દૃઢ વિશ્વાસ છે કે, મેં ભૂત સાધ્યાં છે. ડાકણોની સાથે મારે દોસ્તી છે. પિશાચો મારી સાથે રમે છે. અને એક ભૂત તો હમેશાં મારો હુક્કો ભરી આપે છે. આવી અનેક વિચિત્ર કલ્પનાઓ મારી અને મારા નિવાસસ્થાન સાથે જોડી દીધી છે. પણ તેથી શું? ભય એક એવી વસ્તુ છે કે જે વાતોથી ભાગતો નથી; અને કલ્પનાનો ભય એક એવી હકીકત છે કે જેનું પ્રત્યક્ષ પુરાવાથી પણ નિવારણ થઈ શકે એમ નથી. છતાં એવું ડહાપણ ડોળવાની પણ મને ફુરસદ ક્યાં છે? સવારથી સાંજ સુધી એક અસ્ખલિત પ્રવાહ શહેરથી મારા નિવાસસ્થાન તરફ વહે છે. મૃતદેહ બળે છે અને આગ ઠંડી થઈ ન થઈ ત્યાં તો બીજાં મડદાં આવી ઊભાં જ હોય છે. અહીં ઊભો રહી કોઈ વિચારે તો એને એમ જ થઈ જાય કે આખું જગત મૃત્યુના મુખમાં જાણે ધસી ન રહ્યું હોય! મોત! મોત! મોત! ચૈતન્યવંત પ્રાણીઓ રડતાં કકળતાં મારી દુનિયામાં આવે છે. જડ મૃતદેહને બાળે છે. અને તે વખતે વૈરાગ્યની અપૂર્વ રેખાઓ તેમના ચહેરા ઉપર ઊઠે છે. ઘણીવાર તો એમ પણ થઈ જાય છે કે કદાચ આ માણસ તો અહીં જ રહી પડશે. પણ જ્યાં તે મૃત્યુઘાટની હદ છોડે છે કે તરત જ જગતનો માદક પવન તેને લાગે છે. શોક, દુઃખ બધું ભૂલી તે જગતના પ્રવાહમાં તણાવા લાગે છે. આ છે મારી દુનિયા, હું છું મૃત્યુઘાટનો રખેવાળ. લોકો મને મસાણીઓ કહે છે.

મારી દુનિયામાં આજે એક વિચિત્ર ઘટના બની ગઈ. હું મારી ઓરડીમાં પડ્યો પડ્યો હુક્કાનો દમ ખેંચી રહ્યો હતો. એકાએક સુગંધની એક પ્રચંડ આંધીએ આખા સ્મશાનને ઘેરી લીધું. વર્ષોની બદબૂ ધોઈ નાખવાને ભગવાને ગાડાંભરી સુગંધ જાણે ઠાલવી ના હોય! મારું નાક આવી ખુશબૂથી ટેવાએલું ન હતું. તે અકળાઈ ઊઠ્યું. હુક્કો પડતો મૂકી હું બહાર નીકળ્યો. નદીકાંઠે સુખડનું ગાડું ઠલવાતું હતું. ઉતાવળો ફાળિયું બાંધી હાથમાં કડીઆળી ડાંગ લઈ હું ત્યાં પહોંચ્યો. ગાડાવાળો ભૈયો પરિચિત જ હતો. છેલ્લાં વીસ વરસથી આ યમઘાટ પર લાકડાં વહી લાવવાનું જ કામ એ કરતો હતો. એ જ બળદ, એ જ ગાડું અને એ જ રામદુલારી. મને જોતાં જ ભૈયાજી બોલી ઊઠ્યા, "ભાઈ આ જ તો બડા ગજબ હુઆ. આકાશકે તારે ગીર પડે. એમ કહી માથાનો પરસેવો લૂછતાં લૂછતાં એણે ચલમ કાઢી. બાજુ પર બળતી એક વૃદ્ધ સ્ત્રીની ચિતામાંથી અંગારો ઉપાડી મેં ચલમની તમાકુ પર મૂક્યો અને રામદુલારીએ દમ ખેંચ્યો.

હું એ ધુમાડાના ગોટામાંથી એની મૂર્તિ જોઈ રહ્યો. તે રોજ સ્મશાનમાં આવે. બે પાંચ ટાંપાં કરે અને જ્યારે આવે ત્યારે ચલમ પાઈ ગામની બે પાંચ મીઠી વાતો પણ કરતો જાય. પણ રોજના કરતાં આજે એની આંખમાં કાંઈ જુદું જ તેજ હતું. 'રામદુલારી! અહા! આકાશના તારા તૂટી પડ્યા તો તો બહુ જ ખરાબ થયું. હવે આ સ્મશાનમાં મારી રાત કેમ જશે? અંધારી રાતે ખાટલીમાં પડ્યો પડ્યો એ મને જોતાં જોતાં રાત પૂરી કરતો હતો. મારા સાથીહીનના એ જ એક સાથી હતા. હવે?" મેં ભારે હૈયે કહ્યું.



જલી રહી હતી. રાતના આઠેક વાગ્યા હશે એકાએક દિલમાં વિચાર આવ્યો 'લાવ ચિતામાંથી એકાદ બે સુખડના ટુકડા ઉપાડી લાવું. કોઈ ગરીબગુરબાની ચિતામાં મૂકવા ખપ લાગશે. એમનો પણ જનમારો પાવન થાય.' ડાંગ લઈ ચલમ ફૂંકતો ફૂંકતો હું ચિતા તરફ જવા લાગ્યો, પાસે જ વડલો ઊભો હતો. સેંકડો પંખીઓ એની ગોદમાં મીઠી નિંદ લઈ રહ્યાં હતા, મેં એના તરફ નજર નાખી. અને આગળ વધ્યો. આ શું ? આ દુર્ગંધ ક્યાંથી ? મારું માથું ભમવા લાગ્યું. ચિતા બે જ કદમ દૂર હતી. સુખડના ઢગલામાં જાણે આખા જગતની દુર્ગંધ જાણે ઠાસી ઠાસીને ભરી ન હોય ! નાકે ડૂચો દીધો પણ... મારાથી એક ક્ષણેય ત્યાં ન થોભાયું. મેં પૂંઠ ફેરવી. અને ઘર તરફ ડગ દેવા માંડ્યો. ત્યાં તો જાણે કોઈ મારાં પગલા ન પકડી રહ્યું હોય ! 'થોભ ! થોભ !' અવાજ આવ્યો. 'એણે ફેલાવેલી દુર્ગંધને દાબવાને આખા જગતનું સુખડ પણ ઓછું છે, ગમે તેટલાં ફૂલોથી એને ઢાંકવા ચાહો તો પણ એ ઢંકાય એમ નથી. નદીયો તો શું સાતે સાગરનાં પાણીથી ધૂઓ પણ એ ધોવાય એમ નથી.'

મેં જોર કરી એક બે ડગ આગળ દીધા. 'તું જાણે છે એની પાઈએ પાઈ ઉપર લાખોના નિસાસા છે, ખૂન, વ્યભિચાર, જૂઠ, કાળા બજાર એ બધું જ એની કૃતિ છે. એની પર એની આ મૂડી છે. સત્તા છે ફરીથી અવાજ આવ્યો.

હું દોડ્યો. ઘર પાસે આવી પહોંચ્યો. ઘર પણ ગંધ ગંધ થઈ રહ્યું હતું. મેં ઘરમાં જઈ ભંડારિયું ખોલ્યું. ઘી નહિ ગંધનો પડીઓ હતો, ગોળ નહિ દુર્ગંધનો ટુકડો હતો. મેં થાળી ઉપાડી. રૂપિયા પણ તેમાં મૂકયા અને બહાર નીકળ્યો

દૂરથી કોઈ દોડતું આવી રહ્યું હતું. વિચાર કરું ન કરું ત્યાં તો રામદુલારી પાસે આવી પહોંચ્યો. અને એકદમ બોલી ઊઠયો. 'શામુ ! શામુ ! યે रुपिये नहि पाप है। मेरे घरमें जोर जोर से चिल्ला रहे थे। मुझे जला दो। में पाप हूँ। उसके साथ मुझे भी जला दो।'

અમે ઉતાવળે પગલે ચિતાની પાસે પહોંચ્યા અને રામદુલારીએ નાક દાબી રૂપિયા આગમાં નાખ્યા અને મેં પણ ઘી અને ગોળ હોમ્યાં. ચિતાની જ્વાલા ભભુકી ઊઠી અને એ ભડકામાં રૂપિયાની નોટના કાગળીઆં બળીને ભસ્મ થઈ ગયા.

હળવે હૈયે અમે ઘેર પાછા વળ્યા. મેં ભૈયાદાદાના હાથમાં ચલમ મૂકી. હુક્કાનો દમ ખેંચતાં ખેંચતાં કહ્યું, 'मुजे सोने तक नहिं दिया। बारबार चिल्लाते थे मुजे जला दो, मुजे जला दो !। मैं पाप हूँ। मैं पाप हूँ। पापीके साथ पापको भी जला दो।'

☆

'મારી પ્રાર્થના આ છે. મને મોક્ષ જ પ્રિય છે. મારો બધો પ્રયાસ આ જ જન્મારે મોક્ષ મેળવવાનો છે. છતાં હું મારો મનોરથ આ જન્મે ન સાધી શકું અને આપણે અસ્પૃશ્યતાના પાપમાંથી હજુયે મુક્ત ન થયા હોઈએ, તો હું પ્રભુ પાસે બીજો જન્મ હરિજનને ઘેર ઇચ્છું છું, કે જેથી હું તેમનાં દુઃખોનો પૂરેપૂરો અનુભવ કરું, અને તે ઓછાં કરવા ભારે તપશ્ચર્યા કરું.'

—ગાંધીજી.

# રોગદમન વિરુદ્ધ રોગનિવારણ

રમણલાલ એન્જિનીયર

"ઉગ્ર રોગોની રૂઢિગત સારવાર રોગ-નિવારક નથી, પણ રોગદમન કરનાર છે," એ પ્રકારના મારા દાવાનો ઘણું કરીને મારા દવા-વાદી મિત્રો તરફથી ઇન્કાર થશે. તેઓ એમ કહેશે કે તેમની પદ્ધતિઓનો ઉદ્દેશ પણ શરીરમાંથી રોગ-દ્રવ્ય અને રોગજંતુઓને કાઢી નાખવાનો છે.

પણ વાસ્તવિક પ્રેક્ટિસની ખરેખરી હકીકતો શું છે? શું એ હકીકત સાચી નથી કે, "ચામડીના રોગો" મારફતે, કંઠમાળ–ક્ષયના, ઉપદંશ–પ્રમેહના અને ખસ–ખરજવાના દોષોને, શરીરમાંથી કાઢી નાખવાનું કાર્ય કુદરતને કરવા દેવાને બદલે, ફોલ્લા-ફોલ્લી, ગુમડા, ગડગુમડ ઇત્યાદિને દાબી દેવા માટે પારો, સીસુ, જસત અને બીજાં પ્રબળ ઝેરોની બનાવટોનો સતત ઉપયોગ થઇ રહ્યો છે?

ડૉ. વીલે જે એક ભૂતપૂર્વ સરકારી રસાયન-શાસ્ત્રી હતો, એણે થોડાક સમય ઉપર, શરદી, સળેખમ અને કફના સંખ્યાબંધ લોકપ્રિય ઇલાજોના ઘટકતત્ત્વો પ્રગટ કર્યાં હતાં. એમાંના દરેક ઇલાજમાં કોઇ પ્રબળ અફીણની બનાવટ કે સ્તંભક દવાનો સમાવેશ થતો હતો. આ ઝેરી દવાઓ નાસિકામાર્ગો, શ્વાસનળી અને ફેફસાં, પાચક અને જનન-મૂત્રવિસ-ર્જક અવયવોનાં આચ્છાદક પટોની ઉત્સર્ગક પ્રવૃત્તિને નિષ્ક્રિય કરી નાખીને શરદી અને સળેખમના ઉપ-દ્રવોમાં રાહત આપતી હતી. પણ આમ કરવા જતાં, કુદરત જે રોગદ્રવ્યને કાઢી નાખવાનો પ્રયત્ન કરતી હોય છે, તેને તે દવાઓ શરીરમા પાછું નાખી દે છે, અને રોગઝેરોમાં દવાઝેરોનો ઉમેરો કરે છે.

સર્જનની છરી દ્વારા થતું રોગદમન દવાદ્વારા થતા રોગદમન જેટલું જ નુકસાનકારક છે. સૂજેલા એપેન્ડિક્સ અથવા તો રોગી કાકડાને કુદરતી ઇલા-જોથી મટાડવા માટે, નીરોગી લોહીના સર્જન કરવાના અને શારીરિક વિષોના ઉત્સર્ગને ઉત્તેજવાના કાર્ય કરતાં, એ અવયવોને કાઢી નાખવાની ક્રિયા વધુ ઝડપી અને દેખીતી રીતે વધુ અસરકારક માલૂમ પડે એમ બને, પણ વિનાશક સારવાર વિસર્જક નથી.

એ સોજાના કે તંતુજાળો અને અવયવોના બગાડના મૂળ કારણને શરીરમાંથી દૂર કરતી નથી, પણ કુદરતે રોગદ્રવ્યોના છૂટકારા માટે યોજેલા ઉત્સર્ગદ્વારને જ દૂર કરે છે.

આ રીતે બળાત્કારે શરીરમાં સંઘરવામાં આવેલાં રોગદ્રવ્યો બીજા ભાગો અને અવયવોને નિર્બળ બનાવે છે અને એમનો નાશ કરે છે, અથવા તો દરદીની સામાન્ય તન્દુરસ્તીને બગાડે છે.

મારા પોતાના લગભગ પંદર વર્ષના વ્યવહારુ અનુભવ દરમ્યાન કરવામાં આવેલા અવલોકનો, જેને નિસર્ગોપચારના ચિકિત્સકો, તેમજ બીજા સંપ્રદાયોના ચિકિત્સકો અને ખુદ એલોપેથીના ચિકિત્સકોમાના પ્રામાણિક નિરીક્ષકોનું સમર્થન છે, એ એમ સ્પષ્ટ રીતે સિદ્ધ કરે છે કે, જીવન આવશ્યક ભાગો અને અવયવો ઉપર કરવામાં આવેલા એક "મોટા" ઑપરેશન પછી દર્દીનું સરેરાશ આયુષ્ય દશ વર્ષ કરતાં પણ ઓછું હોય છે. અને આવા ઑપરેશન પછી ઘણા મોટા ભાગના કેસોમાં દર્દીની સામાન્ય તન્દુરસ્તી પણ પહેલાંના જેવી સારી હોતી નથી.

હવે પછીના ફકરાઓમા રોગદમનના કેટલાક બહુજ વ્યાપક સ્વરૂપો અને એમના કેટલાક સ્વાભાવિક હઠીલા પશ્ચાત પરિણામો દર્શાવવામાં આવ્યા છે.

ઝાડાને અફીણના સત્ત્વ અને બીજી અફીણની બનાવટોથી દબાવી દેવામાં આવે છે. જે આતરડાંના સર્પગતિ જેવા કાર્યને સ્થગિત કરી દે છે. અને જો આ દમનનું પુનરાવર્તન થાય તો ટૂંક સમયમા હઠીલી કમજિયાતને જન્મ આપે છે

**પ્રમેહની રસીના ઉત્સર્ગને અને ઉપદંશના ચાંદાને** સ્થાનિક પીચકારીઓથી, ડામ દઇને અને પારો, આયોડીન અને બીજા ઝેરી રસાયનો ધરાવતાં ઑસકોપ્શનોથી અટકાવવામાં અને દબાવી દેવામાં આવે છે, જે શરીરમાંથી ઉપદંશપ્રમેહના વિષોને કાઢી નાખવાના કુદરતના પ્રયત્નોને અસરકારક રીતે અટકાવે છે.



**તમામ તાવવાળા રોગોમાં** સડાનાશકો, જ્વરઘ્ન દવાઓ, રક્તરસો અને પ્રતિવિષો દ્વારા ઓછીવત્તી ધાલમેલ કરવામાં આવે છે, અથવા તો એમને એનાથી દબાવી દેવામાં આવે છે. દવાશાસ્ત્રો વિષેના સર્વોત્તમ પુસ્તકો અને કોલેજોમાંના અધ્યાપકો એમ શીખવે છે કે આ ઉપચારો તાવ ઘટાડે છે, કારણકે એ, "જીવનરસવિનાશક વિષો" છે; એ લોહીના રક્ત અને શ્વેત કણોને નિષ્ક્રિય કરી દે છે, હૃદયની ક્રિયાને અને શ્વાસોચ્છ્વાસને મંદ પાડે છે, અને તમામ જીવનાવશ્યક ક્રિયાઓને દબાવી દે છે.

**બેચેની, અનિદ્રા અને વેદનાને** શામક દવાઓ, અફીણની બનાવટો અને ઘેનની દવાઓથી દબાવી દેવામાં આવે છે. આવા હેતુ માટે વાપરવામાં આવતી દરેક દવા એ એક એવું પ્રબળ વિષ હોય છે કે જે મગજ અને મજ્જાતંત્રની ક્રિયાને નિષ્ક્રિય કરી નાખે છે; અને એ રીતે કુદરતના રોગનિવારક પ્રયત્નોમાં નડતર કરે છે, તેમજ કલ્યાણપ્રદ "રોગનિવારક ક્રાન્તિ"ના પ્રકટીકરણને વારંવાર અટકાવે છે.

**અપસ્મારના હુમલાઓને અને બીજા પ્રકારની તાણોને** મગજ અને મજ્જાતંત્રના કેન્દ્રોને મંદ ને નિષ્ક્રિય કરનાર બ્રોમાઇડોથી દબાવી દેવામાં આવે છે, પણ કદી મટાડવામાં આવતા નથી. આ "શામક", દવાઓ વધુમાં વધુ એટલું કરી શકે છે કે, એ કાળે કરીને મૂઢતા તથા જુદીજુદી જાતના લકવાઓ અને અકાળ વૃદ્ધત્વને જન્મ આપે છે.

છતાંય, આ પૃથ્વી ઉપર મળી આવતાં અત્યંત વિનાશક ઝેરો વડે કૃત્રિમ નિરોધ કે ઉત્તેજના ઊભાં કરીને, આ અને એને મળતાં બીજાં અનેક ભ્રામક પરિણામો અત્યંત ઝડપથી જે બતાવી શકે, તે શું સર્વોત્તમ દાક્તર મનાતો નથી?

**માથાનો ખોડો અને વાળનું ખરવું,** એ માથાની ચામડી મારફતે થતા શારીરિક વિષોના ઉત્સર્ગને કારણે હોય છે. એટલા માટે કરવા યોગ્ય કામ તો એ છે કે, **આ મલોત્સર્ગને દાબી દેવો ના જોઇએ,** અને એ રીતે મગજમાં ઝેરોનો સંચય કરવો ના જોઇએ, **પણ શરીરની અંદર ઝેરનું ઉત્પાદન બંધ કરવું, જોઇએ, અને નૈસર્ગિક માર્ગોએ એના નિકાલને ઉત્તેજન આપવું જોઇએ.**

માથાના ખોડાના ઇલાજો અને કેશવર્ધક દવાઓમાં ગ્લીસરીન, ઝેરી સડાનાશકો અને ઉત્તેજકો હોય છે, જે માથાની ચામડીમાં અને મગજમાં શોષાઇ જાય છે, અને એનાથી ચક્કર, શિરોવેદના, સ્મૃતિનાશ, મજ્જાતંતુઓની નિર્બળતા, બહેરાપણું, દૃષ્ટિદૌર્બલ્ય વગેરે ઉદ્ભવે છે.

**મથાની જૂઓ** અને શરીરના બીજા ભાગો સાથે સંબંધ ધરાવતા એને મળતા જ પરોપજીવીઓ કંઠમાળ અને ખસના રોગદોષો ઉપર જીવે છે. જ્યારે એ રોગદોષો-ખવાઇ જાય છે, ત્યારે જૂઓ જેવી આવી તેવી જ ચાલી જાય છે. એ ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે, એ કોઈ જાણતું નથી.

આ મતને એ હકીકતથી ટેકો મળે છે કે, જે જે લોકો આ ઉપદ્રવકારક જીવડાંના સંસર્ગમાં આવ્યા હોય છે, તે સૌની સાથે એ રહેતાં નથી. પણ તે એવા લોકોની સાથે જ રહે છે કે જેમની આંતરિક અથવા બાહ્ય મલિન અવસ્થા આ પરોપજીવીઓને નિર્વાહનું સાધન પૂરું પાડે છે.

"રોગનિવારક ક્રાન્તિ" જૂઓના સ્વરૂપમાં પ્રગટી હોય એવું અમે સંખ્યાબંધ દાખલાઓમા જોયું છે. એ સમયે એ દરદીઓ અત્યંત સ્વચ્છ વાતાવરણમાં રહેતા હતા, દરરોજ જુદી જુદી જાતની જલોપચારની સારવારો લેતા હતા, અને ચેપ લાગવાનું તો વાસ્તવિક રીતે અશક્ય જ હતું.

આ લોકોને એકસરખી રીતે એ યાદ આવતું કે, તેમને પહેલાં કોઇ સમયે આ પરોપજીવીઓનો ઉપદ્રવ થયેલો, અને એને માટે સખ્ત જંતુનાશક દવાઓ, પારાના મલમો અથવા તો રોગદમનના બીજા માર્ગોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો.

જૂઓને દૂર કરવા માટે અમે ફક્ત ઠંડા પાણી અને કાંસકીના ઉપયોગની હિમાયત કરીયે છીએ. જંતુનાશક સાબૂઓનો પણ ત્યાગ કરવો જોઇએ.





## બાળકોના રોગોના દમનનાં પરિણામો ગરમીના ફોલ્લાફોલ્લી

બાળકોના માથા અને શરીર ઉપર થતા "ગરમીના ચર્મરોગ"ને નામે ઓળખાતા ફોલ્લાફોલ્લીને મલમોથી, તેલી દ્રવ્યોથી, અશુધ્ધ માખણથી, કે પછી કેવળ ગરમ પાણીના સ્નાનથી દબાવી દેવામા આવે તો તેમના પછી અનેકવાર કંપવા, અપસ્માર, કઠમાળિયુ શરીરબંધારણુ અને પશ્ચાત જીવનમા ક્ષય દેખા દે છે.

ઓરી, રક્તજ્વર, ડિફ્થેરિયા, સ્પાઇનલ મેનીન્જાઇટિસ અને બાલ્યાવસ્થાના બીજા તાવવાળા રોગોની કુદરતી ઉપચારોથી જો યોગ્ય રીતે સારવાર થાય તો શરીર ઉપર તેમનું પરિણામ રોગનિવારણમાં અથવા તો છેવટે શરીર સુધારણામાં તો આવે જ છે. આ રોગદોષો વગેરેના ઉત્સર્ગ માટેની સ્પષ્ટ અને સુવ્યવસ્થિત નૈસર્ગિક પ્રક્રિયાઓ દર્શાવે છે. પણ આ રોગોએ એમનો નૈસર્ગિક ક્રમ પૂરો કર્યો પહેલાં, અને એ રીતે કુદરતને સ્વાભાવિક પરિસ્થિતિની પુનઃસ્થાપના માટે પૂરતો સમય આપ્યા પહેલાં, જો અટકાવવામાં કે દબાવી દેવામા આવે તો અસ્વાભાવિક અવસ્થા સ્થિર અને શાશ્વત ( હઠીલી ) બને છે.

આ ઉપરાત રોગની ક્રિયા અટકાવી દેવા માટે વાપરવામાં આવેલા વિષો અને રસીઓ ઘણીવાર જીવનાવશ્યક ભાગો અને અવયવોને કાયમને માટે ખરાબ કરે છે, એ રીતે કોષો ને તન્તુજાળોનું ક્રમશ અધઃપતન થાય છે, અને ક્ષય, ગુરદાઓના હઠીલા વ્યાધિઓ કેન્સર વગેરે માટે ઊતરતી અવસ્થામાં માર્ગ મોકળો બને છે.

જેની ખાતરી કોઇપણ પૂર્વગ્રહ રહિત નિરીક્ષક કરી શકે એમ છે, તેવી આ સ્વતઃ સિદ્ધ હકીકતો, દવા અને રસી ચિકિત્સિત ઉગ્ર રોગોના "ભેદભરેલા પશ્ચાત-પરિણામો"નો ખુલાસો રજૂ કરે છે જ્યાં રોગનિવારણની કુદરતી પદ્ધતિઓ સાચી રીતે અમલમાં મૂકવામાં આવી હોય છે. ત્યાં આવા પરિણામો કદી દેખા દેતા નથી. આમાંના કેટલાંક હઠીલા પશ્ચાત પરિણામો તો બહેરાપણું, અંધાપો, હૃદયના અને ગુરદાના રોગો, મજ્જાતતુંઓના વ્યાધિઓ, મૂઢતા, આલ્લકવો વગેરે જેવાં હોય છે.

રોગદમનનાં પરિણામોના આ તો કેવળ થોડાક સામાન્ય દાખલાઓ છે. આવા તો બીજા સેંકડો દાખલાઓ આપી શકાય, છતાય "દવાવાદ" એવી ખાતરી આપે છે કે, કેન્સર અને બીજા જીવલેણ રોગોના કારણો "અજ્ઞાત" છે

## એલોપેથીના નિષ્ણાત તરફથી અપાયલો નિસર્ગોપચારનો સુંદર ઉપદેશ

સ્વ. ડૉ. નીકોલાસ સેનના નીચેના ઉદ્ગારો રોગના સ્વરૂપ અને મટાડ માટેના અમારા દાવાઓને મજબૂત રીતે ટેકો આપે છે. આ વિધાનો એક સુવિખ્યાત સર્જન અને ચિકિત્સકના મોંમાંથી બહાર પડતા હોવાને લઇને, જે લોકો પોતે પોતાની મેળે વિચાર કરી શકતા ન હોવાને કારણે, "નિષ્ણાતો"ના પગ આગળ પ્રણિપાત કરે છે, તેમને માટે કંઇક વજનદાર માલૂમ પડશે નીચે રજૂ કરવામાં આવેલા ઉતારા, એ ડોક્ટરે દુનિયાની મુસાફરી પૂરી કરીને ઘેર આવ્યા પછી, શિકાગોના છાપાઓના પ્રતિનિધિઓને આપેલી મુલાકાતના અહેવાલમાથી લેવામાં આવ્યા છે *

## સખ્ત કમરપટા જંતુઓનું બીજારોપણ કરે છે. અત્યાહાર અને અતિપોશાક કેન્સરનાં કારણો તરીકે રજૂ થયાં

"ડૉ. નીકોલાસ સેન જે આફ્રિકાના પ્રવાસથી મધ્યકાલે શિકાગો પાછા ફર્યા તેમને કેન્સર એ "સંસ્કૃત" રોગ છે, એ પ્રકારની એમની માન્યતાને આફ્રિકામા પણ સમર્થન મળ્યું હતું.

પોતાના ચાર મહિનાના પ્રવાસ પછી ઘેર આવ્યા બાદ પહેલે જ દિવસે એમણે છાપાના અર્ધો ડઝન પ્રતિનિધિઓ સાથે ૨૦૦૦ થી ૩૦૦૦ ડોલરની

*[ શિકાગો અમેરિકન ઓગસ્ટ, ૫મી. ૧૯૦૬ ]



કિંમતનો સમય–એમના સમયની દર કલાક લેખે થતી નગદ કિંમતને હિસાબે–આપ્યો. આ સમય દરમ્યાન એ અને એમના જેવા ગણ્યાગાંઠ્યા નિષ્ણાતો બાદ કરતાં, આખીનું આખું જગત આ ભયપ્રદ રોગ વિષે જે કાંઇ જાણે છે, તે કરતાં વિશેષ માહિતી એમણે પૂરી પાડી. એમના પોતાના પાંડિત્યનો સાર એમણે એ વિધાનથી રજૂ કર્યો કે, પ્રારંભિક ભૂમિકાઓમાં શસ્ત્રોપચારથી થતો સુધારો બાદ કરતાં, આ રોગ હજીયે અસાધ્ય છે, અને એને અટકાવવાનો સૌથી સારો રસ્તો સ્વચ્છ, સાદું જીવન છે.

ડૉ. સેને એમ કહ્યું કે–આફ્રિકાના આદિવાસીઓમાં એમણે કરેલાં સંશોધનોએ એમની એ માન્યતા દઢ કરી હતી કે "સંન્યાસ અને બીજા સંપ્યાબંધ વિદેશી રોગોની પેઠે" કેન્સર એ પણ સંસ્કૃતિની જ એક પેદાશ છે. "હેમાઇટસ"ને નામે એ જેમને ઓળખાવતા, એવા એ ઉત્તર આફ્રિકાના આદિવાસીઓમાં, એમણે કેન્સરનો એક પણ કેસ જોયો કે સાંભળ્યો નહોતો, અને ગ્રીનલેન્ડના એસ્કીમો લોકોમાં પણ આ રોગ અજાણ્યો છે, એ હકીકત ઉપરથી, એમણે એમ ખાતરી આપી કે આબોહવાને આ રોગ સાથે કંઇજ લાગતુંવળગતું નથી. આબોહવાથી આ રોગ થતો નથી, અને આબોહવાથી એ મટવાનો નથી.

## કેન્સર એશારામી જીવનથી થાય છે

"માનવજાત પોતાની ટેવોમાં અને એમાંય ખાસ કરીને આહાર ને વસ્ત્રોની બાબતમાં જેટલે અંશે પ્રાણીઓની પાસે જશે તેટલે અંશે એ કેન્સરમાંથી મુક્ત થશે." એમ એમણે કહ્યું. "કેન્સરનો ઉદ્ભવ અત્યાહાર અને એશઆરામમાંથી થાય છે."

"નશાબાજી, ખાઉધરાપણું, તથા તંગ કમરપટા જેવી સ્ત્રીઓની અકુદરતી ટેવો, આ બધી બાબતો બાળકમાં કેન્સરના બીજ રોપવાનું કામ કરે છે.

"અને એને મટાડવાનું આપણે શીખ્યા ના હોવાને લઇને, સૌથી સારો રસ્તો તો એ છે કે, આપણે એને જ્યારે અટકાવી શકીયે ત્યારે અટકાવવું જોઇએ. બાળકોને જો કુદરતી રીતે સાદાઇમાં ઉછેરવામાં આવે, અને જો અતિપોષણ અટકાવવા માટે સંભાળ લેવામાં આવે, તો કેન્સરનું જોખમ ઘણું ઓછું થઇ જાય. કેન્સર પોતેજ એક અતિપોષિત વસ્તુ છે–એની તંતુજાળો કદી પરિપૂર્ણ વિકાસ પામતી નથી, કારણ કે જો હું કોષોને પૂર્ણ વિકસિત કરી શકું, તો હું એ રોગને મટાડી શકું. જે લોકોને એવી બીક લાગતી હોય કે એમને એ વારસામાં મળ્યું હશે, તેમને માટે કરવા યોગ્ય વસ્તુ એ છે કે, એમણે સાદું જીવન સાદી રીતે જીવવું જોઇએ.–સાદી જીવનપદ્ધતિ ધરાવતા લોકોમાં જેવા મળતા એના એક કેસને હિસાબે, સ્થૂલતા તરફ વલણ ધરાવતા લોકોમાં એના અનેક કેસો જોવાના મળે છે–અને ખરાબ દાંત, તમાકુ તથા શરીરની ચામડી જેનાથી ઘસાય એ પ્રકારનાં કપડાંના જેવાં ક્ષોભ ઉત્પન્ન કરનારાં તમામ કારણો ખાસ કરીને દૂર કરવાં જોઇએ.

## આફ્રિકન પ્રજાનો અભ્યાસ કર્યો

ડૉ. સેને એ ખંડના પૂર્વ કિનારાના એમના આ જળપ્રવાસ દરમ્યાન આફ્રિકન માનવીનો અભ્યાસ કર્યો.

એમણે એમ કહ્યું કે: "એ એક મજાની મુસાફરી હતી. એમાં ઘણી વસ્તુઓ શીખવાની મળી. અને એ ખાતરી છે કે, નૃકુલવિદ્યાની દૃષ્ટિએ જોતાં આફ્રિકનો એકજ સામાન્ય વંશની પ્રજા છે. આફ્રિકાના ગમે તે ભાગમાં વસતો હોય છતાં એક હબસી તે હબસી જ રહે છે. કાફીર જાતિથી માંડીને વનવાસી અને વામનજાતિ સુધીના બધાયે હબસી હેમાઇટ હોય છે.

"એ લોકો મોટે ભાગે શારીરિક રીતે સરસ લોકો છે. ઠીંગુજીઓ બાદ કરતાં તેઓ પાતળા ને ઊંચા હોય છે. એમનામાં સ્થૂલતા તરફ નજીવું વલણ હોય છે. આપણી સંસ્કૃતિમાં આપણી પેઠે તેઓને નથી સંન્યાસ થતો કે નથી વિસ્તૃત શીરાઓ જણાતી. એટલે જ તેઓ કેન્સરથી મુક્ત હોય છે. તેઓ કુદરતી રીતે જીવે છે અને મોટે ભાગે નિરામિષાહારી હોય

છે. જોકે ઉત્તર તરફના એસ્કીમો લોકો માંસાહારી હોય છે, તોપણ અન્ને પ્રજાઓ જીવન ટકાવવા માટે કુદરતી રીતે ખાય છે, એટલે જ તેઓ તે રોગથી મુક્ત હોય છે. જ્યાં આગળ ભોજન એક કલા બને છે ત્યાં આગળ જ કેન્સર અત્યંત વ્યાપક બને છે."

"આપણને ત્રાસ દેનારા બીજા અનેક રોગોથી પણ તેઓ મુક્ત હોય છે. ક્ષયને ભાગ્યે જ કોઇ જાણતું હોય છે, અને તે પણ કેવળ કિનારે કિનારે માલુમ પડે છે, જ્યાં એને ગોરા લોકો લાવ્યા હોય છે. કિનારાના પ્રદેશનો ખરેખરો શાપ તો મેલેરીઆ છે પૂર્વ કિનારાના છેક ઉપરથી નીચેના ભાગમાં એનો ત્રાસ છે. દરરોજ ભૂખે પેટે પાંચ ગ્રેન કવીનાઈન અને એક લીંબુનો રસ લેવાથી મેં મારી જાતને એનાથી બચાવી લીધી હતી. એ મેલેરીઆનો સરસ ઇલાજ છે, કારણકે મારી આ બધી મુસાફરી દરમ્યાન એ મને કદી લાગુ પડયો નથી."

(તંત્રીની નોંધઃ—ડૉ. સેન જાન્યુઆરી ૨, ૧૯૦૮ ને દિવસે ગુજરી ગયા. એમના મરણ પછી છાપાંઓએ એમ જાહેર કર્યું કે એમના લાંબા જળ-પ્રવાસમાંથી પાછા ફર્યા પછી ડૉકટર કદી સાજા રહ્યા જ નહોતા. એન્ડીઝ અને બીજા પર્વતોની ઊંચાઇને લઇને એમના હૃદય અને મજ્જાતંતુતંત્ર ઉપર ગંભીર અસર પહોંચી હતી. અમને તો એ આશ્ચર્યભર્યો પ્રશ્ન થાય છે કે, આ સુવિખ્યાત ચિકિત્સકના હૃદયરોગ અને મરણ માટે "પહાડોની ઊંચાઇ" જવાબદાર હતી કે "દરરોજના પાંચ ગ્રેન કવીનાઇન" દોષપાત્ર હતું.)

## હઠીલા રોગોનું કરણ-રોગદમન

ડૉ. સેન માચા હતા. જો પુરુષો અને સ્ત્રીઓ વધુ કુદરતી રીતે જીવે તો મોટા ભાગના રોગો અદશ્ય થઇ જાય.

રોગોનું મૂળભૂત કારણ કુદરતના કાયદાઓનું ઉલ્લંઘન એ છે. આપણી "સંસ્કૃતિ આજ સુધી મોટે ભાગે જીવનની કૃત્રીમતા અને અકુદરતી ટેવોના પ્રતિક રૂપે રહી છે. ભવિષ્યમાં આવનારી એક ઉચ્ચતર સંસ્કૃતિ સાચી સાદાઈ અને જીવનની નૈસર્ગિકતા સાથે હૃદય અને મનના ઉત્તમોત્તમ સંસ્કારોનો સમન્વય કરશે. અત્યંત માંસાહાર, ઉગ્ર મરી-મસાલા, દારૂ કૉફી, ચા, અતિશ્રમ, રાત્રીશ્રમ, ભય, ચિંતા, કામલોલુપતા, તંગ કમરપટા ઊંચી એડીના બૂટ, ગંદી હવા અયોગ્ય શ્વાસોચ્છ્વાસ, કસરતનો અભાવ, પ્રેમશૂન્ય લગ્નો, સંતતિનિરોધ. આ સઘળા અને "અતિસંસ્કૃતિના" બીજાં અનેક અનિષ્ટોએ, ડૉ સેને ટીકા કરેલ, સંસ્કૃત રાષ્ટ્રોનો વિશ્વવ્યાપી વિનિપાત સર્જવામાં પોતાનો ફાળો આપ્યો છે.

આ સત્યો કે જેમની નિસર્ગોપચારના હિમાયતીઓએ અનેક વર્ષો થયા ઉદ્‌ઘોષણા કરી છે, તે શીખવા માટે એમને ઉત્તરધ્રુવવૃત્ત અને ક્રાન્તિવૃત્ત સુધી મુસાફરી કરવાની જરૂર પડી. નૈસર્ગિક જીવનના શ્રેયસ્કર પરિણામો વિષે વિશદ વિવેચન કરતી વખતે એ એટલું ઉમેરી શકયા હોત કે, જે આદીવાસી પ્રજાઓ કુદરતના કાનૂનો મુજબ જીવનનિર્ગમન કરે છે, તે પ્રજાઓ હૃદયરોગ, મંદાગ્નિ, બેચેની, ગાંડપણ, લોકોમોટર એટેક્સી, વરવરિયો વા, સર્વાંગ લકવો અને સંસ્કૃતિના બીજા અનેક શાપોમાંથી પણ લગભગ મુક્તજ હોય છે, અને આ પ્રજાઓની સ્ત્રીઓ, "સંસ્કૃત" પ્રજાઓની માતાઓને પ્રસુતિની જે ભયાનક વેદનાઓ સહન કરવી પડે છે, તે સહન કર્યા સિવાય જ એમના બાળકોને જન્મ આપે છે.

એ ઉપરાંત ડૉ સેન વિનાશક હઠીલા રોગોના ઝડપી વધારાનું અત્યંત મહત્ત્વનું કારણ પારખવામા નિષ્ફળ ગયા છે. વાસ્તવિક રીતે તો આ પરિસ્થિતિનું **મુખ્ય કારણ જે ઉગ્ર રોગોનું ઝેરી દવાઓ અને અને સર્જીકલ ઓપરેશનોથી દમન** એ છે, તેની તેમણે ઉપેક્ષા કરી છે.

જીવનની જે અનૈસર્ગિક ટેવોનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે, એનાથી જ્યારે જીવનશક્તિ ઘટે છે, અને નિરુપયોગી પદાર્થ અને ઝેરોનો એટલો હદે સચય થવામાં અનુકુળતા થાય છે કે સુરતઆંતરડા, ગુરદાઓ, ત્વચા, અને મલોત્સર્ગના બીજા અવયવો ઘરને સ્વચ્છ રાખી શકતા નથી, ત્યારે કુદરતને શરીર



શુદ્ધિના વધુ ઉગ્ર ઇલાજોનો આશરો લેવો પડે છે, જો એમ ના થાય તો આપણે આપણી પોતાની જ અશુદ્ધિઓમાં ગુંગળાઇ મરીએ. શરદી, સળેખમ, ચામડીના ફોલ્લાફોલ્લી, ઝાડા, ગુમડાં, ચાંદા, અસ્વાભાવિક પ્રસ્વેદ, રક્તસ્રાવો અને બીજા અનેક પ્રકારના સોજાયુક્ત તાવવાળા રોગો, એ કુદરતની બળાત્કારે થતી શરીરશુદ્ધિઓ છે.

ગંધક અને પારો ચામડીના ફોલ્લાફોલ્લીને પાછાં ઠેલી દઇ શકે. જ્વરઘ્ન અને જંતુઘ્ન દવાઓ તાવ અને સળેખમને દબાવી દઇ શકે. અને આ રીતે દરદી અને ડાક્તર પોતાની જાતને ઝડપી મટાડ માટે અભિનંદન આપી શકે. પણ સાચી પરિસ્થિતિ શું હોય છે? કુદરતને એનું રોગનિવારણ અને શરીર–શુદ્ધિનું કામ કરતી વખતે નડતર કરવામાં આવ્યું હોય છે. એને પારો, ક્વીનાઇન, આયોડીન, સ્ટ્રીકનીન વગેરે વધુ અસરકારક વિષો સામે લડવા માટે રોગદ્રવ્ય સામેની લડાઇ પડતી મૂકવી પડે છે. **શરીરની અંદર રોગદ્રવ્ય હજીયે મોજુદ હોય છે એમાં દવાવિષનો ઉમેરો થાય છે.**

શરીરની અંદર દવાઝેરોનો જમાવ થયાનો નિર્ણયાત્મક પુરાવો **આંખ ઉપરથી કરવામાં આવતું નિદાન** પૂરો પાડે છે. આ મુદ્દો બીજા એક પ્રકરણમાં વધુ વિસ્તારથી સમજાવવામાં આવશે.

જ્યારે જીવનશક્તિ ફરી પાછી પૂરતા પ્રમાણમાં પ્રબળ બને, ત્યારે કુદરત શરીરશુદ્ધિ માટે બીજો એક પ્રયત્ન, આ વખતે કદાચ બીજી કોઇ દિશામાં કરે; પણ ફરીવાર એના શુભલક્ષી પ્રયાસોનો પરાજય કરવામાં આવે છે. જ્યાંસુધી લોહી અને તંતુજાળો નિરુપયોગી પદાર્થ અને ઝેરોથી એટલી હદે ભરાઇ જાય કે શરીરનાં રોગનિવારક બળો એમની સામે ઉગ્ર રોગોથી પ્રતિકાર્ય કરતાં અટકી જાય ત્યાંસુધી આ રોગદમનની ક્રિયાનું વારંવાર પુનરાવર્તન કરવામાં આવે છે. એમાંથી 'દીર્ઘકાલિન રોગી અવસ્થા' ઉદ્ભવે છે, જે વૈદકના જૂના સંપ્રદાયના શબ્દકોષમાં 'અસાધ્ય રોગ'નું માત્ર બીજું નામ છે.

ઉગ્ર રોગોનું દવાઓ, છરી, ક્ષ–કીરણો, રક્તરસો બળીયાની રસીનું ઝેર, વગેરેથી દમન કરવામાં એલોપેથિક સંપ્રદાય જેમજેમ વધુ ને વધુ કુશળ થતો જાય છે તેમતેમ હઠીલો મંદાગ્નિ, જ્ઞાનતંતુઓનો શક્તિક્ષય, ગાંડપણ, લોકોમોટર એટેક્સી સર્વાંગી લકવો, કેન્સર, દ્વિતીય અને તૃતીય અવસ્થાનો ઉપદંશ, ક્ષય અને બીજા અનેક કહેવાતા અસાધ્ય રોગોમાં વિશેષ પ્રમાણમાં વધારો થશે.

**ઉગ્ર રોગોનું દવાઓ અને છરીથી થતું દમન એ જીવલેણ રોગોના ઉદ્ભવનું સૌથી વધારે મહત્ત્વનું કારણ છે, જેની ડૉ૦ સેને, હઠીલા વિનાશક રોગોના કારણો વિષેના પોતાના વાર્તાલાપમાં ઉપેક્ષા કરી છે.** આ ખુલાસાઓના પ્રકાશમાં એમણે જો એમના પરદેશોના અનુભવોનો અભ્યાસ કર્યો હોત, તો એમને એ માલૂમ પડયું હોત કે, દુનિયાના જે ભાગોમાં દવાઓની દુકાનો ફુલીફાલી હોય છે, તે જ ભાગોમાં માનવજાતની આ સજાઓ અસ્તિત્વ ધરાવે છે.

આ વિધાનો અતિશયોક્તિ ભરેલાં છે, એમ કદાચ કોઈને લાગે. પણ મને અમારી દૈનિક પ્રેક્ટિસમાંથી રોગદમનનાં થોડાક લાક્ષણિક કેસો અને શરીર ઉપર માલૂમ પડતાં એનાં પરિણામો તમારી આગળ રજૂ કરવા દો.

સામાન્ય રીતે જેમ માનવામાં આવે છે તેમ, સર્વાંગી લકવો, લોકોમોટર એટેક્સી, અને થરથરિયો વા દ્વિતીય અને તૃતીય ભૂમિકાના ઉપદંશને લઇને ઉદ્ભવતા નથી. પણ **ઉપદંશ અને બીજા રોગો મટાડવા માટે આપવામાં આવેલા પારાને લઇને આ રોગો થાય છે.** આ કહેવાતા વિશિષ્ટ ચેપી રોગોને જો પારો, આયોડીન અથવા બીજી ઝેરી દવાઓથી દબાવવામાં કે ગુંચવવામાં ના આવે તો ૭ મહિનાથી ઓછા સમયની અંદર અમે એમને મટાડીએ છીએ. અમે મૂળ ક્ષતમાં કદી ધાલમેલ કરતા નથી, પણ આ હેતુ માટે સ્થપાયલા માર્ગ મારફતે કુદરતને ઝેરોનો ઉત્સર્ગ કરવા દઇએ છીયે.





આ વિવેકયુક્ત સારવાર હેઠળ, ઉત્સર્ગ અને ચાંદુ શરીરના મળવિસર્જક દ્વાર તરીકે કામ કરે છે કેવળ ઉપદંશપ્રમેહનું વિશિષ્ટ વિષજ નહિ, પણ સાથે સાથે સારા પ્રમાણમાં આનુવંશિક અને સ્વોપાર્જિત રોગ દ્રવ્યનો પણ આ ક્રિયા દરમ્યાન નીકાલ થાય છે, અને આવા મટાડ પછી દરદીના લોહી અને તતુજાળો ચેપ પહેલા હતા તેના કરતાં વિશેષ વિશુદ્ધ બને છે

ઉપરોક્ત કથનને ઉપદંશપ્રમેહાદિ રોગોના ઉપાર્જન સાથે સંકળાયેલ નૈતિક બાજુ સાથે કંઇજ લાગતુંવળગતું નથી આ બાબતની અંદર તો આપણે એકવાર ચેપ લાગુ પડી ગયા પછી, એની વિવેકયુક્ત કે વિવેકશૂન્ય સારવાર વિષે જ ફક્ત વિચાર કરી રહ્યા છીયે. અમે એવુ સૂચવવા માગતા નથી કે શરીરને મટાડવા માટે આત્માનો નાશ કરવો એ હિતાવહ છે

આમ હોવા છતાંયે, આપણને કુદરતમાં જેવી હકીકતો મળી આવે, તેવી હકીકતો સાથે જ આપણે કામ પાડવુ જોઇએ એ ઉપરાંત, ઘણી વ્યક્તિઓ અને ખાસ કરીને તો સ્ત્રીઓ અને બાળકો અજાણતા જ આ રોગના ભોગ થઇ પડે છે એમના મનોને બિનજરૂરી ભયમાંથી મુક્ત કરવામાં અને ઉપદંશની 'દ્વિતીય' અને 'તૃતીય' ભૂમિકા, જે પારો અયોડિનના ક્ષારો, '૬૦૬' વગેરે રોગદમન કરનાર દવાઓની સારવારથી ઉદ્ભવે છે, તેની ભયાનક યાતનાઓ અટકાવવાનો માર્ગ બતાવવામાં શુ આપણે યોગ્ય કાર્ય કરતા નથી !

આ ઝેરી દવાઓ મૂળ ક્ષતનું દમન કરે છે, અને રોગના ઝેરને શરીરની અંદર ફેલાવે છે કુદરત ચામડીના ફોલ્લાફોલ્લી અને શરીરના [illegible] ભાગોની અંદરના ચાંદા મારફતે મનોત્સ[illegible] ઉપાડે છે, પણ એમને પણ પારાના [illegible] બીજા "રસાયણો" થી તત્કાળ દમાવી દે[illegible] છે. જ્યા સુધી શરીર આ [illegible] હદે સંતૃપ્ત થાય કે જીવનમ[illegible] સામે, ઉગ્ર પ્રતિકાર્યોથી [illegible] નહિ, ત્યા સુધી એટલે મ[illegible] આ રોગદમનની ક્રિયા ચાલ્યા કરે છે. આ "જીવન બળની ક્રિયાશૂન્યતા" ની અવસ્થાને પછી "મટાડ" કહેવામાં આવે છે

પણ વૈદકીય પ્રાધ્યાપક આ મુદ્દા પરત્વે વિશેષ સારૂ જાણતો હોય છે વિદ્યાર્થીઓને વ્યાખ્યાનની વ્યાસપીઠ ઉપરથી ઉપદેશ આપે છે, "જ્યારે બે કે ત્રણ વર્ષની પારાની સારવાર પછી ઉપદંશના લક્ષણો દેખા દેતાં બંધ થાય, ત્યારે તમે દરદીને પરણવાની રજા આપી શકો પણ **કદી મટાડની ખાતરી આપશો નહિ**

શા માટે નહિ ? કારણ કે પ્રાધ્યાપક એ જાણતો હોય છે કે, દરેક ચિકિત્સક જેનાથી સુમાહિતગાર હોય છે, તેવાં "આનુવંશિક" લક્ષણો સાથે જ આવા લગ્નનાં સંતાનો જન્મતા હોય છે અને એ ઉપગત આવી રીતે સાજો થએલો (!) દરદી ત્યાર પછી ગમે ત્યારે, એના તાળવામા કાણા સાથે, એના શરીર ઉપર ચાંદા સાથે, હાડકાના ખવાઇ જવા સાથે, અથવા તો દ્વિતીય અને તૃતીય અવસ્થાના ઉપદંશનાં બીજા લક્ષણો સાથે દાક્તરની ઓફિસમા આવીને ઊભો રહે છે



જુદા જુદા રૂપમાં આપવામાં આવે છે.

થોડાંક વર્ષો અગાઉ, લોકોમોટર એટેક્સીની છેલ્લી ભૂમિકાઓની એક દરદી અમારી સંભાળ હેઠળ હતી. એ વર્ષો થયાં નરકની યાતનાઓ ભોગવતી હતી. એના શરીરમાં ઉપદંશનો દોષ કદીયે હતો જ નહિ, પણ એના જીવન દરમ્યાન ચાર જુદે જુદે સમયે એને કેલોમલ ખવરાવીને મુખપાક કરવામાં આવ્યો હતો. આ ભયાનક વિષ એનો કલેજાનો વ્યાધિ અને કબજીઆત મટાડવા માટે એને મોટી માત્રાઓમાં આપવામાં આવ્યું હતું. એને લઇને એ જ્યારે પહેલવહેલો ઉગ્ર પારદવિષપ્રયોગથી પીડાઇ, ત્યારે એ ફકત ચૌદ વર્ષની ઉમ્મરની હતી.

બીજો એક દરદી જે પંદર વર્ષ થયાં "ધીમે ધીમે રીબાઇ રીબાઇને કકડે કકડે મરી રહ્યો હતો" એ પણ એ જ રોગનો ભોગ થઇ પડ્યો હતો. એના કૌમારકાળના દિવસોમાં એક છાત્રાલયવાળી શાળામાં અભ્યાસ કરતી વખતે એણે પારાનું વિષ શોષ્યું હતું. તે વખતે છોકરાઓમાં પ્રસંગોપાત રોગચાળાના રૂપમાં ફેલાતી ખસ એને થએલી, જે મટાડવા માટે ચોપડવામાં આવેલા પારાના મલમોથી એને બે વાર મુખપાક થએલો. એને પણ એ જ રીતે કદી ઉપદંશ થયો નહોતો.

એક જુવાન માણસ, જે ત્રીસ વર્ષની ઉમ્મરે ગાંડો થઇ ગયો છે, એ જ્યારે ચાર વર્ષની ઉમ્મરનો હતો, ત્યારે એણે આ નાર્કોટિક વિષ શોષ્યું હતું. એને તે વખતે એક ખસવિષયુક્ત ત્વરોગ થયો હતો પણ એના કુટુંબના દાકતરને વહેમ આવ્યો કે એને એની પરિચારિકા પાસેથી ઉપદંશનો ચેપ લાગ્યો હશે, એટલે એણે એ બાળકને છ મહિના પારો ખવરાવ્યો ઉપદંશનું નિદાન ખોટું હતું એની અમને કેવી રીતે ખબર પડી? કારણ કે એ વહેમપડતા ફોલ્લા જેણે પાછળથી એના જીવનમાં કેટલીયે વાર ફરીફરીને દેખા દીધી હતી, એનું કારણ "ખસવિષ" હતું, એમ આંખની કનીનિકા ઉપરથી માલૂમ પડયું, અને એ ઉપરાંત પાછળથી સમર્થ ચિકિત્સકો દ્વારા એ નોકરડી સંપૂર્ણ રીતે સંશયમુક્ત થઇ ગઇ હતી.

## આંખ ઉપરથી કરવામાં આવતા નિદાન દ્વારા મળતા પુરાવા

અમે આજસુધીમાં એવા સેંકડો કેસોની સારવાર કરી છે કે જેઓ કહેવાતા હઠીલા રોગો જેવા કે ચસકા, મજ્જાતંતુના સોજાને લઇને થતી વેદના, સંધીવા, મજ્જાતંતુઓની અશક્તિ, અપસ્માર અને મૂઢતાથી પીડાતા હોય, જે રોગો એમણે "દવા"ના વેશમાં લીધેલાં, કવીનાઇન, આયોડીન, સોમલ, સ્ટ્રીકનીન, કામરતી બનાવટો અને બીજાં વિનાશક વિષોનાં દુષ્ટ પરિણામોને કારણે ઉદ્દભવ્યા હોય.

વાસ્તવિક હકીકત આ મુજબ જ છે, એની અમને કેવી રીતે ખબર પડી?

કારણ કે:—

(ક) આંખ ઉપરથી કરવામાં આવતા નિદાનથી આ ઝેરોનું શરીરમાં અસ્તિત્વ સ્પષ્ટ રીતે માલૂમ પડે છે.

(ખ) આંખની અંદર જોવા મળતા દવાચિહ્નોની સાથે સાથે જ શરીરમાં આ ઝેરોના લક્ષણો જણાય છે.

(ગ) આંખમાંની નોંધને દરદીનો ઇતિહાસ ટેકો આપે છે.

(ઘ) નૈસર્ગિક જીવન અને ચિકિત્સા હેઠળ, લાંબા સમય ઉપર દવાઓ અથવા છરીથી દબાએલા રોગો ફરી પાછા "રોગનિવારક ક્રાન્તિ" તરીકે દેખા દે છે.

(ઙ) આ "રોગનિવારક ક્રાન્તિ"ઓ દરમ્યાન આંખની કનીનિકામાંના ચિહ્નો દ્વારા સૂચવાતી દવાઓ, એમનાં પોતાનાં વિશિષ્ટ લક્ષણો મારફતે અનેકવાર શરીરની બહાર નીકળી આવે છે.

(ચ) જેટલા પ્રમાણમાં એક દવા શરીરમાંથી "રોગનિવારક ક્રાન્તિ" દ્વારા નીકળી જાય છે, તેટલા પ્રમાણમાં એનાં ચિહ્નો આંખની કનીનિકામાંથી અદશ્ય થાય છે.

દાખલા તરીકે:—

આ વિવેકયુક્ત સારવાર હેઠળ, ઉત્સર્ગ અને ચાંદુ શરીરના મળવિસર્જક દ્વાર તરીકે કામ કરે છે કેવળ ઉપદંશપ્રમેહનું વિશિષ્ટ વિષજ નહિ, પણ સાથે સાથે સારા પ્રમાણમા આનુવંશિક અને સ્વોપાર્જિત રોગ દ્રવ્યનો પણ આ ક્રિયા દરમ્યાન નીકાલ થાય છે, અને આવા મટાડ પછી દરદીના લોહી અને તંતુજાળો ચેપ પહેલા હતાં તેના કરતા વિશેષ વિશુદ્ધ બને છે

ઉપરોક્ત કથનને ઉપદંશપ્રમેહાદિ રોગોના ઉપાર્જન સાથે સંકળાયેલ નૈતિક બાજુ સાથે કંઈજ લાગતુંવળગતું નથી આ બાબતની અંદર તો આપણે એકવાર ચેપ લાગુ પડી ગયા પછી, એની વિવેકયુક્ત કે વિવેકશૂન્ય સારવાર વિષે જ ફક્ત વિચાર કરી રહ્યા છીયે અમે એવુ સૂચવવા માગતા નથી કે શરીરને મટાડવા માટે આત્માનો નાશ કરવો એ હિતાવહ છે

આમ હોવા છતાયે, આપણને કુદરતમાં જેવી હકીકતો મળી આવે તેવી હકીકતો સાથે જ આપણે કામ પાડવુ જોઇએ એ ઉપરાંત, ઘણી વ્યક્તિઓ અને ખાસ કરીને તો સ્ત્રીઓ અને બાળકો આજ જુતા જ આ રોગના ભોગ થઇ પડે છે એમના મનોને બિનજરૂરી ભયમાથી મુક્ત કરવામાં અને ઉપદંશની દ્વિતીય' અને 'તૃતીય' ભૂમિકા, જે પારો અયોડિનના ક્ષારો, '૬૦૬' વગેરે રોગદમન કરનાર દવાઓની સારવારથી ઉદ્ભવે છે, તેની ભયાનક યાતનાઓ અટકાવવાનો માર્ગ બતાવવામાં શું આપણે યોગ્ય કાર્ય કરતા નથી !

આ ઝેરી દવાઓ મૂળ ક્ષતનું દમન કરે છે, અને રોગના ઝેરને શરીરની અંદર ફેલાવે છે કુદરત ચામડીના ફોલ્લફોલ્લી અને શરીરના જુદા જુદા ભાગોની અંદરના ચાંદા મારફતે મનોત્સર્ગનું કામ ઉપાડે છે, પણ એમને પણ પારાના મલમો અને બીજા "રસાયણો" થી તત્કાળ દબાવી દેવામાં આવે છે જ્યાં સુધી શરીર આ રાસાયનિક ઝેરોથી એટલી હદે સંતૃપ્ત થાય કે જીવનમળ મૂળ ઉપદંશના ઝેરો સામે, ઉગ્ર પ્રતિકાર્યોથી બિલકુલ પ્રત્યાઘાત કરી શકે નહિ, ત્યાં સુધી એટલે મહિનાઓ અને વર્ષો સુધી આ રોગદમનની ક્રિયા ચાલ્યા કરે છે આ 'જીવનબળની ક્રિયાશૂન્યતા" ની અવસ્થાને પછી 'મટાડ" કહેવામાં આવે છે

પણ વૈદકીય પ્રાધ્યાપક આ મુદ્દા પરત્વે વિશેષ સારૂં જાણતો હોય છે વિદ્યાર્થીઓને વ્યાખ્યાનની વ્યાસપીઠ ઉપરથી ઉપદેશ આપે છે, 'જ્યારે બે કે ત્રણ વર્ષની પારાની સારવાર પછી ઉપદંશના લક્ષણો દેખા દેતાં બંધ થાય, ત્યારે તમે દરદીને પરણવાની રજા આપી શકો પણ કદી મટાડની ખાતરી આપશો નહિ

શા માટે નહિ ? કારણ કે પ્રાધ્યાપક એ જાણતો હોય છે કે, દરેક ચિકિત્સક જેનાથી સુમ હિતગાર હોય છે, તેવાં "આનુવંશિક' લક્ષણો સાથે જ આવા લગ્નનાં સંતાનો જન્મતા હોય છે અને એ ઉપરાંત આવી રીતે સાજો થએલો (?) દરદી ત્યાગ પછી ગમે ત્યારે, એના તાળવામા કાણા સાથે, એના શરીર ઉપર ચાંદા સાથે, હાડકાંના ખવાઇ જવા સાથે અથવા તો દ્વિતીય અને તૃતીય અવસ્થાના ઉપદંશનાં બીજા લક્ષણો સાથે દાક્તરની ઓફિસમા આવીને ઊભો રહે છે

પારાને અસ્થિમધારણો માટે ખાસ આકર્ષણ હોય છે એ કરોડના મણકાઓમાંથી અને ખોપરીના હાડકાઓમાથી રસ્તો કરતો કરતો મગજ અને કરોડરજ્જુના મજ્જાદ્રવ્યમા પહોંચીને ત્યા સોજો અસહ્ય શિરોવેદના મજ્જાતંતુને લગતાં લક્ષણો કટીબંધ વેદના, વગેરે ઉત્પન્ન કરે છે ઉગ્રસોજાની આ ભૂમિકાઓને, થોડાક વર્ષો બાદ જ મજ્જાદ્રવ્ય અને રક્તવાહિનીઓના સખ્ત થવાની અવસ્થા અનુસરે છે જેમાથી સર્વાંગી લકવો, લોકોમોટર એટેક્સી અથવા થરથરિયો વા પરિણમે છે

આ ભયાનક અવસ્થાઓનો ભોગ બનવા માટે ઉપદંશપ્રમેહાદિ વિશિષ્ટ રોગો લાગુ પડવાની પણ જરૂર નથી પારો આયોડીન અને બીજા વિનાશક રસાયનો બીજા સખ્યાબંધ વ્યાધિઓ માટે અનેક

જુદા જુદા રૂપમાં આપવામાં આવે છે.

થોડાંક વર્ષો અગાઉ, લોકોમોટર એટેક્સીની છેલ્લી ભૂમિકાઓની એક દરદી અમારી સંભાળ હેઠળ હતી. એ વર્ષો થયાં નરકની યાતનાઓ ભોગવતી હતી. એના શરીરમાં ઉપદંશનો દોષ કદીયે હતો જ નહિ, પણ એના જીવન દરમ્યાન ચાર જુદે જુદે સમયે એને કેલોમલ ખવરાવીને મુખપાક કરવામાં આવ્યો હતો.-આ ભયાનક વિષ એનો કલેજાનો વ્યાધિ અને કબજીઆત મટાડવા માટે એને મોટી માત્રાઓમાં આપવામાં આવ્યું હતું. એને લઈને એ જ્યારે પહેલવહેલો ઉગ્ર પારદવિષપ્રયોગથી પીડાઈ, ત્યારે એ ફક્ત ચૌદ વર્ષની ઉમ્મરની હતી.

બીજો એક દરદી જે પંદર વર્ષ થયાં "ધીમે ધીમે રીબાઇ રીબાઇને કકડે કકડે મરી રહ્યો હતો" એ પણ એ જ રોગનો ભોગ થઇ પડયો હતો. એના કૌમારકાળના દિવસોમાં એક છાત્રાલયવાળી શાળામાં અભ્યાસ કરતી વખતે એણે પારાનું વિષ શોષ્યું હતું. તે વખતે છોકરાઓમાં પ્રસંગોપાત રોગચાળાના રૂપમાં ફેલાતી ખસ એને થએલી, જે મટાડવા માટે ચોપડવામાં આવેલા પારાના મલમોથી એને બે વાર મુખપાક થએલો. એને પણ એ જ રીતે કદી ઉપદંશ થયો નહોતો.

એક જુવાન માણસ, જે ત્રીસ વર્ષની ઉમ્મરે ગાંડો થઇ ગયો છે, એ જ્યારે ચાર વર્ષની ઉમ્મરનો હતો, ત્યારે એણે આ નાર્કોટિક વિષ શોષ્યું હતું. એને તે વખતે એક ખસવિષયુક્ત ત્વગ્રોગ થયો હતો પણ એના કુટુંબના દાક્તરને વહેમ આવ્યો કે એને એની પરિચારિકા પાસેથી ઉપદંશનો ચેપ લાગ્યો હશે, એટલે એણે એ બાળકને છ મહિના પારો ખવરાવ્યો ઉપદંશનું નિદાન ખોટું હતું એની અમને કેવી રીતે ખબર પડી? કારણ કે એ વહેમપડતા ફોલ્લા જેણે પાછળથી એના જીવનમાં કેટલીયે વાર ફરીફરીને દેખા દીધી હતી, એનું કારણ "ખસવિષ" હતું, એમ આંખની કનીનિકા ઉપરથી માલૂમ પડયું, અને એ ઉપરાંત પાછળથી સમર્થ ચિકિત્સકો દ્વારા એ નોકરડી સંપૂર્ણ રીતે સંશયમુક્ત થઇ ગઇ હતી.

## આંખ ઉપરથી કરવામાં આવતા નિદાન દ્વારા મળતા પુરાવા

અમે આજસુધીમાં એવા સેંકડો કેસોની સારવાર કરી છે કે જેઓ કહેવાતા હઠીલા રોગો જેવા કે ચસકા, મજ્જાતંતુના સોજાને લઇને થતી વેદના, સંધીવા, મજ્જાતંતુઓની અશક્તિ, અપસ્માર અને મૂઢતાથી પીડાતા હોય, જે રોગો એમણે "દવા"ના વેશમાં લીધેલાં, ક્વીનાઇન, આયોડીન, સોમલ, સ્ટ્રીકનીન, ડામરની બનાવટો અને બીજાં વિનાશક વિષોનાં દુષ્ટ પરિણામોને કારણે ઉદ્ભવ્યા હોય.

વાસ્તવિક હકીકત આ મુજબ જ છે, એની અમને કેવી રીતે ખબર પડી?

કારણ કેઃ—

(ક) આંખ ઉપરથી કરવામાં આવતા નિદાનથી આ ઝેરોનું શરીરમાં અસ્તિત્વ સ્પષ્ટ રીતે માલૂમ પડે છે.

(ખ) આંખની અંદર જોવા મળતા દવાચિહ્નોની સાથે સાથે જ શરીરમાં આ ઝેરોના લક્ષણો જણાય છે.

(ગ) આંખમાંની નોંધને દરદીનો ઇતિહાસ ટેકો આપે છે.

(ઘ) નૈસર્ગિક જીવન અને ચિકિત્સા હેઠળ, લાંબા સમય ઉપર દવાઓ અથવા છરીથી દબાએલા રોગો ફરી પાછા "રોગનિવારક ક્રાન્તિ" તરીકે દેખા દે છે.

(ઙ) આ "રોગનિવારક ક્રાન્તિ"ઓ દરમ્યાન આંખની કનીનિકામાંના ચિહ્નો દ્વારા સૂચવાતી દવાઓ, એમનાં પોતાનાં વિશિષ્ટ લક્ષણો મારફતે અનેકવાર શરીરની બહાર નીકળી આવે છે.

(ચ) જેટલા પ્રમાણમાં એક દવા શરીરમાંથી "રોગનિવારક ક્રાન્તિ" દ્વારા નીકળી જાય છે, તેટલા પ્રમાણમા એના ચિહ્નો આંખની કનીનિકામાંથી અદ્રશ્ય થાય છે.

દાખલા તરીકેઃ—





(ક) આંખ ઉપરથી કરવામાં આવતા નિદાનથી મગજના પ્રદેશમાં ભારે પ્રમાણમાં ક્વીનાઇનવિષ-સંચય માલૂમ પડે છે.

(ખ) એને લઇને અમે દરદીને કોઇ પણ જાતના પ્રશ્નો પૂછ્યા સિવાય એમ કહેવાને શક્તિમાન થઇએ છીએ કે, એ કપાળના સખત દુખાવાથી પીડાઇ રહ્યો છે, એના કાનમાં ગણગણાટ થાય છે, તેમજ એ બહુ જ ક્ષુબ્ધ છે, અને એ જ રીતે ક્વીનાઇન વિષપ્રયોગનાં વિવિધ લક્ષણોનો અહેવાલ અમે રજૂ કરીએ છીએ.

(ગ) દરદીના ઇતિહાસ ઉપરથી એ હકીકત માલૂમ પડે છે કે એણે શરદી, ઇન્ફ્લુએન્ઝા અથવા મેલેરિયા માટે મોટા જથ્થામા ક્વીનાઇન લીધું હતું

(ઘ) અમારી નૈસર્ગિક જીવન અને ચિકિત્સાની પદ્ધતિઓ હેઠળ દરદી સુધારો અનુભવે છે; એનું શરીર-વધારે બળવાન બને છે; અને મલોત્સર્ગના અવયવો વધુ છૂટથી કામ કરે છે; છૂપાં ઝેરો એમની છુપાવાની જગ્યાઓમાંથી હાલી ઊઠે છે, એટલે રોગનિવારક ક્રાન્તિઓ દેખા દે છે. આવી રીતે શરૂ થએલી મલોત્સર્ગની ક્રિયાઓમાંથી ઉગ્ર વિષપ્રયોગનાં જુદાં જુદા લક્ષણો વિકાસ પામે છે. મલોત્સર્ગની ક્રાન્તિઓની સાથે સાથે શિરોવેદના, કાનમાં ગણગણાટ, નાકનું સળેખમ, અસ્થિવેદના, મજ્જાતંતુદાહ, મોંમા ક્વીનાઇનનો કડક સ્વાદ વગેરે માલૂમ પડે છે.

(ઙ) દરેક રોગનિવારક ક્રાન્તિની જો નૈસર્ગિક રીતે સારવાર થાય, તો એનાથી આંખમાંના રોગનાં અને દવાઝેરોના ચિહ્નોમાં ઘટાડો થાય છે.

# ગામડાં પણ દાઝ્યાં

દુલેરાય માટલિયા

[ ગામડામાં પ્રસરેલાં દુરાચાર અને જાતીય વિકૃતિના, લેખકે નજરે જોયેલા, તપાસેલા અને એમની જ સારવાર કે દેખરેખ નીચે બનેલા કિસ્સાઓને માત્ર નામ ફેરવીને એની એ જ રીતે અહીં મૂક્યા છે. 'આવા કિસ્સાઓનું પ્રકાશન કરવું કે નહિ, શિષ્ટ સમાજની રુચિ તો આથી નહિ સચવાય' એવો વિચાર મનમાં આવેલો, પણ એવી કોઈ માનસિક ગલીપચી માટે આ કિસ્સાઓ નથી. આ કિસ્સાઓનું આલેખન કેવળ ગામડાનો એક ભાગ ક્યાં જઈ રહ્યો છે, એના રોગોનું મૂળ ક્યાં છે, તે તપાસીને તેના નિવારણમાં કાંઈક ઉપયોગી થવાય તે હેતુથી કર્યું છે. આશા છે કે વાંચકો આ હેતુને લક્ષમાં રાખશે.

—સંપાદક ]

એનું નામ પુરી. ગોરું અંગ, ઘાટીલું શરીર અને નમણા નાકથી એ જુદી જ તરી વરતી. એના કપડાની ચોખ્ખાઈ, એની બોલવાની રીત અને કામકાજનો વળોટ સૌ કોઈનું ધ્યાન ખેંચે તેવા હતા. આખા કોળી કોમના ટીંબામાં એ જુદા જળની માછલીની જેમ જુદી જ ભાત પાડતી હતી. મારા જેવા આગંતુકને કોળી કોમમાંથી માત્ર ત્યાં જ મીઠું સ્વાગત અને થોડું ઘણું આતિથ્ય મળતું. એથી જ મારો એ બાઈ સાથે પરિચય વધ્યો. એક દિવસ એણે વાત કરી: 'આજ તો મને આખી રાત ઊંઘ ન આવી. કાંઈ ખસ ખુજલીની દવા દોને?' મેં એમને સારામાં સારી દવાઓ આપી પણ લવલેશ ફેર ન પડયો. પંદર વીસ દિવસની દવાઓ પછી મેં એને કહ્યુ: ખસ તપાસવી જોશે. જોયા વિના એની જાતનો ખ્યાલ જ આવતો નથી. એ બાઈ તો શરમાઈ ગઈ અને વગર દવાએ ચાલી ગઈ. પાંચ સાત દિવસ બાદ આંખના આંસુ પાડતી પાછી આવી. અને મેં એને ખસ જોવાની વાત કરી. એણે એની બધી મર્યાદા મૂકી દીધી. લજ્જા છોડી એણે એનાં ગુપ્ત અંગો ખુલ્લાં કર્યાં. આખાય ભાગમાં રસીનો પાર નો'તો. ચાંદીની કાળી બળતરા અને ઉપદંશની ફોડલીથી એના બધા ભાગો કચકચી ગયા હતા. હું તો હેબતાઈ ગયો. આવી પવિત્ર અને સ્વચ્છ સુઘડ દેખાતી આ બેન—એને આ દર્દ ક્યાંથી? મેં ધીરેથી વાત શરૂ કરી! બેન તને આ દર્દ ન હોય? તારા ધણીનું ધ્યાન રાખજે. એના સિવાય તને આ દર્દ થાય જ નહિ. બાઈ મોં સંતાડી ગઈ. એની આંખમાં આંસુ હતા. એના શ્વાસમાં નિસાસો હતો. એણે કહ્યું એ. તો પરણીને ભાગ્યે જ ઘેર આવ્યા છે. એમના શરીરમાં ચેતન જ નથી. ધીરેધીરે એણે એનો ઇતિહાસ ખોલ્યો.

[ ૨ ]

અમારા બાલપણમાં લગન થયા. મારું શરીર તો ઉકરડીની જેમ વધતું ગયું. મારા અંગો ભરાવા લાગ્યા અને મને ઉંમર પણ વહેલી જણાવા લાગી પણ મારા પરણેતરના શરીરનું ઠેકાણું નહીં—તેમ છતાંય મારી માના આગ્રહથી એણે આણે તેડી અને મારો ઘર સંસાર મંડાણો. એ તો મારાથી સાવ નાના મારા પડખામાં નાનકડા છોકરડા જેવા લાગે. એમનામાં હજુ કળજુગ આવ્યો જ નો'તો એટલે એ તો પડખામાં ઘસઘસાટ ઊંઘી જાય, ત્યારે મારી તો રાત ન જાતી. મારા મન અને શરીરના વેગ ક્યાંય ન માય, કોઈ રાત્રિ તો કાળ જેવી લાગે. છાતીમાં મુંઝ આવે. શ્વાસોચ્છવાસ ભરાઈ જાય અને શરીરનો ઉકળાટ જાણે જીવ કાઢી નાખશે તેવી તીવ્ર વેદના ઊભી કરે પણ એને એની ગમ ન પડે, છેવટે મેં જ પહેલ કરી—મારા શરીરના બધાય વેગથી મેં એના શરીરને ભીંસી નાખ્યું. પણ એનામાં ક્યાંય ઉલ્લાસ ન દેખાય, એની આંખમાં ઘેન નો'તું, એના હોઠમાં તરસ નો'તી—એને ખૂંભી તે મને ઘરવાથી ભોગવવો પડયો. એના શરીરમાં પણ ચેતન ઓછું. મારી તરસ ન છીપી. આ મુંઝમાં ને મુંઝમાં મારું શરીર લેવાવા લાગ્યું. શરીરમાં રોગનો પાર નહીં ન ભાવે ખાવું ન આવે ઉંઘ અને કામ ઓછુ થવાથી સાસરાના મેંણાનો પાર નહીં. પરિણામે મેં કાગળ લખ્યા તે મારે પિયર આંટો આવી.

[ ૩ ]

પિયર ઘરે મારી માએ દવાની મણા ન રાખી.





ડૉકટર અને વૈદને ગજા પ્રમાણે પૈસા ભર્યા પણ મારો રોગ ક્યાંથી જાય ? એક રાતે મૂંગી અકળામણે મારા શરીરના કામઠા વળવા લાગ્યા–મારા અંગો એના વલખાટથી તલસીતલસી ખેંચાવા લાગ્યા અને મારું મુંઝાયેલુ મન સાદ પાડીને રડવા લાગ્યું. તેજ દિવસથી માને ઘેર ભુવાના ડાકલા બેઠા. મારા હાથ પર દોરાના આંટા બંધાણા–અને જુવાન રાવળિયાની તરસી નજર મને વધુને વધુ મુંઝવવા લાગી. પણ દોરાધાગા થાકી ગયા અને મારી માએ એક દિવસ અમારા સૂરધનની માનતા માની–અમે બધા સવારમાં જવાના હતા. નિવેદની તૈયારી થતી હતી. વિધવા માના રાંક રોટલામાં આ પુળો મુકાતો જોઈ મારું મન રડું રડું થઇ ગયું. મેં નક્કી કર્યું. મારી માને સીધે સીધી વાત કરી દેવી. રાતે રોતા રોતા મેં કહ્યું. મારે ઇ ઘરે નથી જાવુ. માંયે મને સાસરિયાનુ દુઃખ પૂછ્યું. મેં કહ્યું એમાં કાંઇ કેવા જેવું નથી. વાંધો કયાં છે ? એમ માંએ પૂછ્યું !

હું શરમાઇ ગઇ અને સંકોચાતા સંકોચાતા કહ્યું. એનામાં જીવ જ કયાં છે ? સાવ પોચા અને નમાલા. માએ વાત પકડી લીધી પણ સામાવાળા લખાણુ ન કરે. મને છોડાવવા જેટલા નહોતા અમારી પાસે પૈસા કે નાતની સામે ટકવા જેટલી ન હોતી હિંમત. પરિણામે મા અને ભાઇભાડરુંએ મને ધરાર એજ ઘરે મોકલવાનું નક્કી કર્યું. મેં એનો વિરોધ કર્યો. ત્યાં તો મારા સાસરિયા આવી પહોંચ્યા. ઘરમાં ધમાલ બોલી ગઇ. પહેલા તો મારકૂટ થઇ. હું વધારે ને વધારે મક્કમ થતી ગઇ. ત્યારપછી સમજાવટ આવી, મારા એક સગા મારફત વાત ચાલી–મેં એને ફોડલો ફોડીને વાત કરી. ત્યાંથી જવાબ આવ્યો. એની ચિંતા ન કરવી. તારો જેઠ લોંઠકો છે–બળુકો છે. એટલું જ નહીં પણ માટી ઠાવકો પણ છે. મેં ઘસીને ના કહી. એક ભવમાં બે ભવ નહીં થાય. મારે ત્યાં નથી જવું. બસ, આ છેલ્લો પ્રયાસ હતો. બને પક્ષ મારા પર તૂટી પડયા, હું રાતોરાત નાસી ને એક ભંગિયાનો આશરો માગ્યો બાપા ! તારા ગોળાનું પાઇ દેને ! આ લોકો વટલાઇ ગઈ માની મારો કેડો છોડે ! પણ ભંગીભાભા ન માન્યા. 'નારે બેન ! હું પાપમાં પડું ' હું ત્યાંથી ભાગી અને કણબીની વાડીમાં સંતાઇ, શીયાળાની રાતે વાઢે મને ઓથ આપી. એક જુવાનિયે મને રોટલો આપ્યો. ને રાત હું ઝુંપડીમાં સૂઇ રહી.

{૪}

શીયાળાની કારમી ઠંડી ને મારી પાસે તો મારી એ ઢણી જ હતી. ઠંડી કહે મારૂં કામ. રાતે હું તો વાઢની પાંદડી પર સૂતી હતી. પેલો જુવાન થોડી થોડી વારે મારી ખબર કાઢી જતો. એણે એક પછેડી આપી અને મને થોડો આધાર મળ્યો. અધરાત પહેલાં તો એણે મારી ત્રણ વાર ખબર પૂછી પણ એની નજરથી હું ડરતી હતી. એમાં એક જાતની મેલી ચોટ હતી. 'નારે એવું ન હોય ' એમ કહી મેં મારૂં મન મનાવ્યું. ત્રીજે પહોરે એ જુવાને પણ મારી નજીક જ સૂકાવ્યું, હું સંકોચાઇ ગઇ એ પણ જાણે કાંઇ જાણતો જ ન હોય તેમ સૂતો. એણે એના ગોદડાનો એક છેડો મારા પર ફેંકયો. હું મૂંગી રહી ઊંઘમા ને ઊંઘમાં એ નજીક આવવા લાગ્યો. હું થરથર કાંપતી રહી. મારૂં મન રડું રડું થઇ ગયું. ચીસ પાડીને ભાગી છૂટવાની ઇચ્છા થઈ. પણ હું દબાઇ ગઇ. કંઇપણ ન બોલી શકી એનાથી દૂર ભાગતી રહી. છેવટે એણે ઊંઘવાના ડોળે પોતાના અંગો મારા પર ઢાળ્યા. મેં જોર કરી મારા પગવતી એના સાથળને પાછો ઠેલ્યો. ને તે દિવસે તો ભગવાને મારી લાજ રાખી. પણ બીજા દિવસથી મારી શોધ ચાલી. કૂવા હવેડા તપાસાઇ ગયા. માણસોએ દોડાદોડ કરી મૂકી. મારી પાસે પેલા જુવાનિયા મારફત બધી વાતો આવવા લાગી. મારો ભાઇ તો ફાટી આંખે મારી નાખવાની ધમકી દેતો ઘૂમતો હતો. મને અંધારા આવ્યા. હું સાવ દબાઇ ગઇ. અને આખો દિવસ વાઢમાં જ સંતાઇ રહી.

બીજી રાતે મારી કારમી કસોટી થઇ. પેલો જુવાનીઓ આજ વેળાસર આવી ગયો હતો. એણે કંઇક ગપાટા માર્યા, અને સૂવાનો ડોળ કરી મારી



સામે જ લંબાવ્યું. હું પણ સૂતી. એ ધીરે ધીરે મારી પાસે સરતો ગયો. એણે ધીમેથી મારા પડખામાં હાથ નાંખ્યો.

હું ચૂપ રહી. એ મારી નબળાઇ પામી ગયો. એણે બીજો હુમલો કર્યો અને મારામાં છૂપો વેગ જાગ્રત થયો. મારા મનમાં પણ પાપ આવ્યું અને મારી આંખે હા કહી. બસ તે દિવસથી મારી બધી પવિત્રતા ધોવાઇ ગઇ.

આજસુધીનું સાચવી રાખેલું બળ ચાલ્યું ગયું. પવિત્રતાની ખુમારી ઓસરી ગઇ. એણે મને લપેટી લીધી. તે દિવસથી મારૂં વેંચાણ થયું. એ જુવાનિયાનું મિત્રમંડળ ભમરાની જેમ ઘૂમવા લાગ્યું. અને એક દિવસ તો અગિયાર અગિયાર માણસોએ મને પીંખી નાંખી, હું થાકી. આ કરતાં એક જેઠ શું ભૂંડો ? ભાગીને ઘેર આવી, અને સાસરિયાંનો સાથ લીધો.

બસ તે દિવસથી મારી પવિત્રતા ચાલી ગઇ છે. તે દિવસે મારા લોહીનો ભૂખ્યો કોઇ ભેળવી ગયો. એમાંથી આ રોગ લાગ્યો છે. મારી જેમ મારા ગામના આ પંદરેય જુવાનિયા આજે પીડાય છે, એની તરફના શું હાલ છે એ હું જાણતી નથી. આમ છતાંય આ સમાજમાં હું સહુથી વધારેમાં વધારે પવિત્ર ગણાઉં છું. આની દવા હું તમારી પાસે માગવા આવી છું.

આજ તો મેં એમને લેડી ડોક્ટરની સારવાર નીચે મુક્યાં છે. અને હવે કંઇક સારૂં લાગે છે. ગામડા સીફીલીસથી ખદબદે છે. એની શહેરીઓને ક્યાંથી ખબર હોય ? આના ઇલાજ માટે ડોકટરો, દવાઓ અને ઇંજેક્શનો શોધાય છે. પણ રોગના મૂળ જેની સમાજરચના તરફ આપણું પૂરતું લક્ષ ખેંચાયું નથી. આવા અનેક સ્ત્રી-પુરૂષો પોતાના રોગને સંઘરીને ગામડાના અંધારા ખૂણામાં પડયા છે. એવાઓ માટે જિંદગી એ કોઇ ઉલ્લાસ, આનંદ કે 'કાંઇક' કરી છૂટવાની તમન્નાવાળું જીવન નથી પણ કેવળ એક ઢસરડો છે. આવા માણસો પગ ઘસીને જિંદગી પૂરી કરે છે. આ વર્ગનો કોણ વિચાર કરશે ? એમનામાં કોણ નવી શ્રદ્ધા પૂરશે ? એ હિજરાઇ ગયેલા જીવનને કોણ નવપલ્લવિત કરશે ?



# મહાત્માજી સાથે પુણ્ય પ્રસંગો

ડૉ. હરિપ્રસાદ દેસાઈ

ઈ. સન ૧૯૧૫થી એક વર્ષ ગાંધીજીએ દેશની રાજકિય સ્થિતિ વિષે અવલોકન કરવામાં ગાળ્યું. સ્વ ગોપાલકૃષ્ણ ગોખલેને પોતે રાજદ્વારી ખાતાના ગુરુ માનતા હતા. આજે ગોખલેએ એમને સલાહ આપી હતી કે સ્વદેશમાં આવ્યા બાદ ૨ વર્ષ ગામડા અને શહેરોમા ફરવુ, કામ કરનારા આગેવાનોને મળવું; લોકોની સ્થિતિ નજરોનજર જોવી કોન્ગ્રેસની કાર્યપદ્ધતિ ઉંડા ઉતરીને તપાસવી અને ત્યાં સુધી જાહેરમાં કોઇ પ્રકારનો અભિપ્રાય રાજદ્વારી સ્થિતિ સંબધે ઉચ્ચારવો નહિ. એમણે એજ પ્રમાણે બરોબર મૌન રાખેલું પરન્તુ જ્યારે વર્ષ પૂરું થયુ ને નવ વર્ષનો પહેલો દિવસ આવ્યો તેજ સાંજે પ્રાર્થના પછી મેં ગાંધીજીને પૂછ્યું કે હવે આપ કહો કે દેશમા શું ચાલે છે? આજ મૌન રાખવાની આપની પ્રતિજ્ઞા પુરી થાય છે અને આપ દેશના ચારેખંડ પણ ફરી ચૂકયા છે.

એમણે નિસાસો નાખ્યો અને કહ્યું કે "બધે નાટારંભ ચાલી રહ્યા છે કોઇ દેશને માટે મરવા તૈયાર નથી."

મેં કહ્યું: પંજાબમાં તો આર્યસમાજીઓ છે. એ પ્રદેશ તો Land of whole hearted people અંતઃકરણપૂર્વક પુરેપુરા ચાલનારા એવા લોકો ત્યાં વસે છે એમ કહેવાય છે. લાલા લજપતરાય નાટક કરે છે?

દક્ષિણમા લોકમાન્ય ટીળક છે, એ નાટક કરે છે?

અને બંગાળામાં બોંબ ફેકનારા ઊભા થયા છે. પોતે જીવ હાથમાં લઇને તો ફરે છે. શું એ નથી સમજતા કે પોતે એવું કામ લઇ બેઠા છે, કે ફાંસીના લાકડા સિવાય બીજી એમની ગતિ નથી? એ શું દેશને માટે મરવા તૈયાર નથી એમ આપ કહો છો?

ઉપર મુજબ મેં પણ ઘવાયેલા હૃદયે પુછ્યુ. કારણ કે ૧૯૦૫ની બંગભંગની લડત ચાલતી હતી ત્યારે હું કલકત્તે હતો. "જાગો હિન્દુ-મુસલમા! આજે બંગ તૂટી—"

એવા પ્રેરક ગીતો અને ભાષણો સાંભળ્યાં હતાં. પકોટની હીલચાલ જોઇ હતી. લાલા લજપતરાયને અમારા સ્વદેશી મિત્રમંડળે અમદાવાદ બોલાવ્યા હતા; અને ભવ્ય સરઘસ કાઢીને સમસ્ત શહેર તરફથી એમનો સત્કાર કર્યો હતો. એમના નામ પરથી કાળુપુરમાં લાલા લજપતરાય લાયબ્રેરી અમારા યુવક મિત્ર સારાભાઈ કાશીપારેખના પ્રયાસથી નીકળી હતી.

દાદાભાઇ જયંતી અને ગોખલે જયંતી; સ્વદેશીકીર્તનો અને અમદાવાદ પાર્લામેન્ટ; ગોખલે સોસાયટી અને ૧૯૦૨ની સુરેન્દ્રનાથ બેનરજીના પ્રમુખપદે મળેલી અમદાવાદની કોન્ગ્રેસ; અમારૂં ઉદ્બોધન માસિક અને લોકમાન્યની ત્રિરંગી છબી. અમરા મિત્ર કીરપાશંકર પંડિતે સ્વ. મગનલાલ ચિત્રકાર પાસે તૈયાર કરાવેલી હિન્દદેવીની છબી અને કહાડેલો સ્વદેશી સ્ટોર, અમારી દાદાભાઇ લાયબ્રેરી અને રાત્રિશાળાઓ એ બધું ગાંધીજી જાણતા અમારા મનથી તો અમે રાજદ્રોહી બનીને અનેક પ્રકારના જોખમ ખેડી રહ્યા હતા અને કડલાલના મોહન પંડ્યા બોમ્બ બનાવતાં શીખી ગયા હતા અને વનસ્પતીની દવાઓ નામથી બોબ કેમ બનાવવા એની ચોપડી છાપીને ઘેરઘેર પ્હોંચતા હતા. પોલીસ એમની પાછળ ફરતી હતી. ખેડાના પૂંજાભાઈ વકીલે સનંદ ગુમાવી હતી અને આણંદના નરસીભાઈ અમીને ગેરીબાલ્ડી અને મેઝીનીના જીવનચરિત્રો સરકારના સખ્ત બંદોબસ્ત છતાં છપાવીને પ્રસિદ્ધ કર્યાં હતાં.

સુરતની ૧૯૦૭ની કોન્ગ્રેસ લોકમાન્યે તોડી હતી. અને અરવિંદ ઘોષે વંદેમાતરમ્ દૈનિકથી ઉગ્ર વિચારો ફેલાવવાનું અને જેલમાં જવાનું જોખમ વહોર્યું હતું કાકોરી કેસ અને ખુદીરામ બોઝ, લાલ, પાલ અને બાલનાં ઉદ્દામ રાજકારણ આ બધું મારી આંખ પાસેથી પસાર થઇ ગયું અને તેથી ઘવાયલે હૃદયે મેં પુછ્યું કે આ નાટક ચાલે છે? ગાંધીજી મક્કમ રહ્યા. એમણે દૃઢ સ્વરે જવાબ આપ્યો કે, હું જે બોલ્યો છું તે વિચાર કરીને બોલ્યો છું. એમાંથી એક પણ શબ્દ પાછો ખેંચી લેવા તૈયાર નથી.

લાલાજી મોટા માણસ છે એમને વિષે કંઇ પણ અભિપ્રાય આપવો તે ધૃષ્ટતા ગણાય. લોકમાન્ય માટે

મને બહુજ માન છે અને બંગાળાના ત્રાસવાદીઓને હું ઓળખું છું, એ મરવા તૈયાર છે ખરા પણ એમની પદ્ધતિમાં અને મારી પદ્ધતિમાં ફેર હોવાથી હાલમાં એમને તમે બાજુએ રાખો. બીજા સંબંધે મેં કહ્યું તે તદ્દન સાચું છે.

લોકમાન્ય પૂજ્ય છે. પરન્તુ ત્રણત્રણ દિવસ સુધી પોતે પોતાનો "હું રાજદ્રોહી નથી" એવી સાબીતી આપવા જે કેસ મુંબઈ હાઈકોર્ટમાં ચલાવ્યો તે તો નાટકનોજ એક ભાગ હતો. હું એ કેસ દક્ષિણ આફ્રિકામાં વાંચતો અને ધ્રુજતો હતો મને લાગતું કે એ એમ ઝટ દઈને કેમ કહેતા નથી કે, "હું રાજદ્રોહી છું જ. તારા તરફ હું વફાદાર કેમ રહી શકું ? જે રીતે તેં મારા દેશ પર રાજ્ય અમલ ચલાવ્યો છે તે જોતાં સાચા દેશ ભક્ત તરીખે હું વફાદાર રહી શકું જ નહીં. હું રાજભક્ત નથી અને તું કહે છે તેવા રાજદ્રોહનો ગુનો મેં કર્યો છે. એને માટે વધારેમાં વધારે સજા તું કરી શકે તે મને કર. અને એમાંથી છુટીને હું બહાર આવીશ તો ફરીને પણ હું એજ ગુનોહ કરીશ એમ લોકમાન્ય કેમ કહેતા નથી?" એમ મને થતું હતું.

હું નાનો માણસ છું. પણ તક મળે તો બતાવી આપું છું કે દેશની સેવા કેમ થાય છે.

પછી એ તક એમણે ઊભી કરી. ગૂજરાત સભા હતી પણ મવાલ હતી. એને પોતે સજીવન કરાવી પ્રમુખ તરીખે પહેલા સર ચીનુભાઈને નીમવાની દરખાસ્ત આવી ત્યારે ઘણું કરીને મારા મિત્ર, તુલશીદાસ વકીલે કહ્યું કે પ્રમુખ તો ગાંધીજી થવા જોઇએ. સર ચીનુભાઈ પ્રમુખ ને ગાંધી સેક્રેટરી થાય એ યોગ્ય નથી

ગાંધીજી કહે હું સેક્રેટરી થઉં એજ બરાબર છે. આ તો તમે મારું અપમાન કરો છો હું સર ચીનુભાઈની ખીજમત ના ઉઠાવી શકું એવો તમે મને ધારો છો ? પછી તુળશીદાસ શાન્ત થઇ ગયા અને ગાંધીજી સેક્રેટરી અને સર ચીનુભાઈ પ્રમુખ થયા. ગુજરાતસભા સજીવન થઇ અને પહેલું જ કામ ખેડા સત્યાગ્રહનું શરૂ થયું.

[૨]

કોચરબ સત્યાગ્રહમાં ગાંધીજી રહેતા હતા ત્યારે બે-ચાર બનાવો નોંધવા જેવા છે.

આશ્રમમાં દરરોજ ટોપલો ભરીને કેળાં આવતાં અને આહારશાસ્ત્રના પ્રવીણ ગાંધીજી સ્વાદરહીત ભોજનના ફળો તો રાખતા. એ ઋતુ કેળાંની હતી એટલે સ્વાભાવિક રીતે કેળાં આવતાં અને એ કંઇ શેટલી કરતાં મોંઘાં ન હતાં પણ કોચરબના લોકોને તો મહાધિપતિ મહંતો માલપૂઆ ને દૂધપાક ઉડાવે છે તેમાં અને ગાંધીજીના કેળાંમાં કંઇ ફેર પણ જણાયો નહિ. એટલે એક પટેલે ગાંધીજીને જરા કરડાકીમાં પૂછ્યું કે, "કેળાં આવ્યાં કે?"

ગાંધીજીએ એ બનાવ પ્રાર્થના પછીની ચર્ચામાં છેડયો એ કહે મને આજે એક ગામડાના ભાઈએ મેણું માર્યું એને લાગેજ કે આ દેશનાં ગરીબ લોકો કંઇ કેળાં ખાઈ શકતાં નથી અને અમે શેના ખાઈએ છીએ ? એવું મેણું ખઈ છે. અમારે કેળાં ના ખાવાં જોઇએ મેં કાલથી જ કેળાં મંગાવવાં બંધ કર્યાં છે.

અમે તો આ સાંભળીને દિગમૂઢ થઇ ગયા. કોઈ રસ્તે જતો માણસ વગર સમજ્યે કંઈ અઘટીત ટીકા કરે તેનો આટલો બધો ગંભીર અર્થ કરવો શું વ્યાજબી છે ? અમે એ વિષે થોડીક દલીલ પણ કરી પણ ગાંધીજીએ તો નિર્ણય કરી નાખ્યો હતો અને તે દિવસથી વર્ષો સુધી એમણે કેળાં ન લીધાં. દેશ સેવકે રામચંદ્રજીના પેલા ધોબીના વિચારો પણ ધ્યાનમાં લેવા જોઇએ અને ૩૦ કરોડમાંથી એક માણસને અઘટીત લાગે એવું વર્તન એનાથી ન થાય એવી ભીષણ એમની આ રીતભાત હતી.

આ કોચરબને કૂવે પાણી ભરવા જતાં હતાં તેવામાં કોઇ એક બાઇના લડાને એમનો ઘડો અથડાયો અને એ બાઇનો ઘડો ફુટી ગયો.

બાઈએ લાખસોવાનાં કર્યાં અને પોતાને નુકસાન કરવા માટે બાને ગાળો સુદ્ધાં દીધી.

બા તો બિચારાં રડી પડયાં ને ઘેર જઇને ગાંધીજીને બધી વાત કહી. ગાંધીજી કહે કાલે એ બાઇની માફી માંગજો ને ચાર આના એને નુકસાનીના

# મહાત્માજી સાથે પુણ્ય પ્રસંગો

ડૉ. હરિપ્રસાદ દેસાઈ

ઈ. સન ૧૯૧૫થી એક વર્ષ ગાંધીજીએ દેશની રાજકિય સ્થિતિ વિષે અવલોકન કરવામાં ગાળ્યું. સ્વ ગોપાલકૃષ્ણ ગોખલેને પોતે રાજદ્વારી ખાતાના ગુરુ માનતા હતા. આજે ગોખલેએ એમને સલાહ આપી હતી કે સ્વદેશમાં આવ્યા બાદ ૨ વર્ષ ગામડા અને શહેરોમાં ફરવુ; કામ કરનારા આગેવાનોને મળવું; લોકોની સ્થિતિ નજરોનજર જોવી કોન્ગ્રેસની કાર્યપદ્ધતિ ઉંડા ઉતરીને તપાસવી અને ત્યાં સુધી જાહેરમાં કોઇ પ્રકારનો અભિપ્રાય રાજદ્વારી સ્થિતિ સંબંધે ઉચ્ચારવો નહિ. એમણે એજ પ્રમાણે બરોબર મૌન રાખેલું પરન્તુ જ્યારે વર્ષ પૂરુ થયુ ને નવ વર્ષનો પહેલો દિવસ આવ્યો તેજ સાંજે પ્રાર્થના પછી મેં ગાંધીજીને પૂછ્યું કે હવે આપ કહો કે દેશમા શું ચાલે છે? આજ મૌન રાખવાની આપની પ્રતિજ્ઞા પુરી થાય છે અને આપ દેશના ચારેખંડ પણ ફરી ચૂક્યા છે.

એમણે નિસાસો નાખ્યો અને કહ્યું કે "બધે નાટારભ ચાલી રહ્યા છે. કોઇ દેશને માટે મરવા તૈયાર નથી."

મેં કહ્યું: પંજાબમાં તો આર્યસમાજીઓ છે. એ પ્રદેશ તો Land of whole hearted people અંતઃકરણપૂર્વક પુરેપુરા ચાલનારા એવા લોકો ત્યાં વસે છે એમ કહેવાય છે. લાલા લજપતરાય નાટક કરે છે?

દક્ષિણમાં લોકમાન્ય ટીળક છે, એ નાટક કરે છે?

અને બંગાળામાં બોંબ ફેકનારા ઊભા થયા છે. પોતે જીવ હાથમાં લઇને તો ફરે છે. શું-એ નથી સમજતા કે પોતે એવું કામ લઇ બેઠા છે, કે ફાંસીના લાકડા સિવાય બીજી એમની ગતિ નથી? એ શું દેશને માટે મરવા તૈયાર નથી એમ આપ કહો છો?

ઉપર મુજબ મેં પણ ઘવાયેલા હૃદયે પુછ્યુ. કારણ કે ૧૯૦૫ની બંગભંગની લડત ચાલતી હતી. ત્યારે હું કલકત્તે હતો. "જાગો હિન્દુ-મુસલમા! આજે બંગ તૂટી—"

એવા પ્રેરક ગીતો અને ભાષણો સાંભળ્યાં હતાં. ...ટની ઢીલચાલ જોઇ હતી. લાલા લજપતરાયને અમારા સ્વદેશી મિત્રમંડળે અમદાવાદ બોલાવ્યા હતા; અને ભવ્ય સરઘસ કાઢીને સમસ્ત શહેર તરફથી એમનો સત્કાર કર્યો હતો. એમના નામ પરથી કાળુપુરમાં લાલા લજપતરાય લાયબ્રેરી અમારા મુરબ્બી મિત્ર સારાભાઈ કાશીપારેખના પ્રયાસથી નીકળી હતી.

દાદાભાઇ જયંતી અને ગોખલે જયંતી; સ્વદેશીકીર્તનો અને અમદાવાદ પાર્લામેન્ટ; ગોખલે સોસાયટી અને ૧૯૦૨ની સુરેન્દ્રનાથ બેનરજીના પ્રમુખપદે મળેલી અમદાવાદની કોન્ગ્રેસ; અમારું ઉદ્‌બોધન માસિક અને લોકમાન્યની તિરંગી છબી. અમારા મિત્ર કીરપાશંકર પંડિતે સ્વ. મગનલાલ ચિત્રકાર પાસે તૈયાર કરાવેલી હિન્દદેવીની છબી અને કહાડેલો સ્વદેશી સ્ટોર, અમારી દાદાભાઇ લાયબ્રેરી અને રાત્રિશાળાઓ એ બધું ગાંધીજી જાણતા. અમારા મનથી તો અમે રાજદ્રોહી બનીને અનેક પ્રકારના જોખમ ખેડી રહ્યા હતા અને કડલાલના મોહન પંડ્યા બોમ્બ બનાવતાં શીખી ગયા હતા અને વનસ્પતીની દવાઓ નામથી બોંબ કેમ બનાવવા એની ચોપડી છાપીને ઘેરઘેર વ્હેંચતા હતા. પોલીસ એમની પાછળ ફરતી હતી. ખેડાના પૂંજાભાઈ વકીલે સનંદ ગુમાવી હતી અને આણંદના નરસીભાઈ અમીને ગેરીબાલ્ડી અને મેઝીનીના જીવનચરિત્રો સરકારના સખ્ત બંદોબસ્ત છતાં છપાવીને પ્રસિદ્ધ કર્યાં હતાં.

સુરતની ૧૯૦૭ની કોન્ગ્રેસ લોકમાન્યે તોડી હતી. અને અરવિંદ ઘોષે વંદેમાતરમ્ દૈનિકથી ઉગ્ર વિચારો ફેલાવવાનું અને જેલમાં જવાનું જોખમ વહોર્યું હતું કોકોરી કેસ અને ખુદીરામ બોઝ, લાલ, પાલ અને બાલનાં ઉદ્દામ રાજકારણ આ બધું મારી આંખ પાસેથી પસાર થઇ ગયું અને તેથી ઘવાયલે હૃદયે મેં પુછ્યું કે આ નાટક ચાલે છે? ગાંધીજી મક્કમ રહ્યા. એમણે દૃઢ સ્વરે જવાબ આપો કે, હું જે બોલ્યો છું તે વિચાર કરીને બોલ્યો છું. એમાંથી એક પણ શબ્દ પાછો ખેંચી લેવા તૈયાર નથી.

લાલાજી મોટા માણસ છે એમને વિષે કંઇ પણ અભિપ્રાય આપવો તે ધૃષ્ટતા ગણાય. લોકમાન્ય માટે



મને બહુજ માન છે અને બંગાળાના ત્રાસવાદીઓને હું ઓળખું છું, એ મરવા તૈયાર છે પણ પણ એમની પદ્ધતિમાં અને મારી પદ્ધતિમાં ફેર હોવાથી હાલમાં એમને તમે બાજુએ રાખો. બીજા સંબંધે મેં કહ્યું તે તદ્દન સાચું છે.

લોકમાન્ય પૂજ્ય છે. પરન્તુ ત્રણત્રણ દિવસ સુધી પોતે પોતાનો "હું રાજદ્રોહી નથી" એવી સાબીતી આપવા જે કેસ મુંબઈ હાઈકોર્ટમાં ચલાવ્યો તે તો નાટકનોજ એક ભાગ હતો. હું એ કેસ દક્ષિણ આફ્રિકામાં વાંચતો અને ધ્રુજતો હતો. મને લાગતું કે એ એમ ઝટ દઈને કેમ કહેતા નથી કે, "હું રાજદ્રોહી છું જ. તારા તરફ હું વફાદાર કેમ રહી શકું ? જે રીતે તેં મારા દેશ પર રાજ્ય અમલ ચલાવ્યો છે તે જોતાં સાચા દેશ ભક્ત તરીકે હું વફાદાર રહી શકું જ નહીં. હું રાજભક્ત નથી અને તું કહે છે તેવા રાજદ્રોહનો ગુનો મેં કર્યો છે. એને માટે વધારેમાં વધારે સજા તું કરી શકે તે મને કર. અને એમાંથી છુટીને હું બહાર આવીશ તો ફરીને પણ હું એજ ગુનોહ કરીશ એમ લોકમાન્ય કેમ કહેતા નથી ?" એમ મને થતું હતું.

હું નાનો માણસ છું. પણ તક મળે તો બતાવી આપું છું કે દેશની સેવા કેમ થાય છે.

પછી એ તક એમણે ઊભી કરી. ગૂજરાત સભા હતી પણ મવાલ હતી. એને પોતે સજીવન કરાવી પ્રમુખ તરીકે પહેલા સર ચીનુભાઈને નીમવાની દરખાસ્ત આવી ત્યારે ઘણું કરીને મારા મિત્ર, તુલશીદાસ વકીલે કહ્યું કે પ્રમુખ તો ગાંધીજી થવા જોઈએ. સર ચીનુભાઈ પ્રમુખ ને ગાંધી સેક્રેટરી થાય એ યોગ્ય નથી

ગાંધીજી કહે હું સેક્રેટરી થઉં એજ બરાબર છે. આ તો તમે મારૂં અપમાન કરો છો હું સર ચીનુભાઈની ખીજમત ના ઉઠાવી શકું એવો તમે મને ધારો છો ? પછી તુળશીદાસ શાન્ત થઈ ગયા અને ગાંધીજી સેક્રેટરી અને સર ચીનુભાઈ પ્રમુખ થયા. ગુજરાતસભા સજીવન થઈ અને પહેલું જ કામ ખેડા સત્યાગ્રહનું શરૂ થયું.

[૨]

કોચરબ સત્યાગ્રહમાં ગાંધીજી રહેતા હતા ત્યારે બે-ચાર બનાવો નોંધવા જેવા છે.

આશ્રમમાં દરરોજ ટોપલો ભરીને કેળાં આવતાં અને આહારશાસ્ત્રના પ્રવીણ ગાંધીજી સ્વાદરહીત ભોજનના ફળો તો રાખતા. એ ઋતુ કેળાંની હતી એટલે સ્વાભાવિક રીતે કેળાં આવતાં અને એ કંઈ રોટલી કરતાં મોંઘાં ન હતાં પણ કોચરબના લોકોને તો મઠાધિપતિ મહંતો માલપૂઆ ને દૂધપાક ઉડાવે છે તેમાં અને ગાંધીજીના કેળામાં કંઈ ફેર પણ જણાયો નહિ. એટલે એક પટેલે ગાંધીજીને જરા કરડાકીમાં પૂછ્યું કે, "કેળાં આવ્યાં કે ?"

ગાંધીજીએ એ બનાવ પ્રાર્થના પછીની ચર્ચામાં છેડયો એ કહે મને આજે એક ગામડાના ભાઈએ મેણું માર્યું એને લાગેજ કે આ દેશનાં ગરીબ લોકો કંઈ કેળાં ખાઈ શકતાં નથી અને અમે શેના ખાઈએ છીએ ? એનું મેણું ખરૂં છે. અમારે કેળાં ના ખાવાં જોઈએ મેં કાલથી જ કેળાં મંગાવવાં બંધ કર્યાં છે.

અમે તો આ સાંભળીને દિગમૂઢ થઈ ગયા. કોઈ રસ્તે જતો માણસ વગર સમજ્યે કંઈ અઘટીત ટીકા કરે તેનો આટલો બધો ગંભીર અર્થ કરવો શું વ્યાજબી છે ? અમે એ વિષે થોડીક દલીલ પણ કરી પણ ગાંધીજીએ તો નિર્ણય કરી નાખ્યો હતો અને તે દિવસથી વર્ષો સુધી એમણે કેળાં ન લીધાં. દેશ સેવકે રામચંદ્રજીના પેલા ધોબીના વિચારો પણ ધ્યાનમાં લેવા જોઈએ અને ૩૦ કરોડમાંથી એક માણસને અઘટીત લાગે એવું વર્તન એનાથી ન થાય એવી ભીષણ એમની આ રીતભાત હતી.

બા કોચરબને કૂવે પાણી ભરવા જતાં હતાં તેવામાં કોઈ એક બાઈના ઘડાને એમનો ઘડો અથડાયો અને એ બાઈનો ઘડો ફુટી ગયો.

બાઈએ લાખસોવાનાં કર્યાં અને પોતાને નુકસાન કરવા માટે બાને ગાળો સુદ્ધાં દીધી.

બા તો બિચારાં રડી પડયાં ને ઘેર જઈને ગાંધીજીને બધી વાત કહી. ગાંધીજી કહે કાલે એ બાઈની માફી માંગજો ને ચાર આના એને નુકસાનીના

આપી દેજો.

બાએ એ પ્રમાણે કર્યું પણ પૈસા એ બાઇએ લીધા નહી અને ઊલટી ફરીથી લડી. 'જોઇ મોટી તાલેવનની બેટી, પૈસા તે જ દીઠા છે અમે એવાં તાગ પૈસા વગર બેસી નથી રહ્યાં.'

આવાં તો કેટલાયે હૃદયવેધક દુખો એ દેવતાઇ દંપતીએ મોટે મને વેઠ્યાં છે.

મામા ફડકે કાકા કાલેલકરની પાછળ અંતેવાસી થવા આવ્યા પણ ગાંધીજીને કોઇએ ચેતવ્યા હતા કે આ તો સી આઇ. ડી-છુપી પોલીસનો કોઇ બાતમીદાર જણાય છે. ગાંધીજીએ એમને કસોટી પર મૂકયા. આશ્રમને માટે શાકનું મોટું પોટલું બાંધીને બજારમાંથી દરરોજ સાંજે લાવવાનું કામ મામાને સોંપ્યું.

એક સાંજે ચંપારણ્ય જવા ગાંધીજી નીકળ્યા અને હાલ વાડીલાલ સારાભાઇનું દવાખાનું છે ત્યા મામા માથે પોટલું મજૂરની માફક મૂકેલું ને સામા મળ્યા. પરીક્ષા થઇ ચુકી. ગમે તેવી કઠણ કસોટીમાથી પસાર થવાનું હોય પણ મામાને એ વિષે વિચાર સરખો આવેલો નહીં. ગાંધીજીનો કોઇપણ હુકમ હોય પણ, એમને એ શિરસાવંદ્ય હતો.

ગાંધીજી એજ વખતે ગળગળા થઇ જતા મેં નજરો નજર જોયા છે. મહાન પુરુષોનાં હૃદય કુસુમથી પણ કોમળ અને વજ્રથી પણ કઠોર કેવાં થઈ શકે છે એમ તે વખતે અનુભવ્યુ અને પછીથી તો અનેક વખત એનો પરચો મળ્યો છે.

યુવક સંઘે ટોલ્સ્ટોયની જયંતી ઊજવવાનું નક્કી કર્યું અને સાંજે બધા સભ્યો સાબરમતી સત્યાગ્રહ આશ્રમમાં ગયા. હું પ્રમુખ હતો. પ્રાસ્તાવિક ભાષણમાં મેં લીલી સોટીની વાત કરી. એ વાત નીચે મુજબ હતી. ટોલ્સ્ટોય અને એનો મોટોભાઇ નાના હતા ત્યારે એક વખત નદી કિનારે ફરવા ગયા. ત્યાં એક સુંદર લીલી સોટી ટોલ્સ્ટોયને જડી એને એટલી બધી ગમી ગઇ કે પોતાની પાસેથી સેજ પણ એને દૂર કરે નહીં. મોટાભાઇને જોવા પણ આપે નહીં મોટાભાઇને પણ એ બહુ ગમી તે એટલે સુધી કે ટોલ્સ્ટોયે જ્યારે એને ન આપી ત્યારે મારીને લઇ લીધી અને ફરી ટોલ્સ્ટોય ન લઇ લે માટે મોટાભાઇએ એક જ જગાએ રેતીમાં એને સંતાડી દીધી પછી સાથેના છોકરાઓ રમ્યા, ફર્યા અને જ્યારે છેવટે ઘર જવાની વખત થઇ ત્યારે બન્ને ભાઇએ ભેગા થઇને પેલી સોટી શોધવા માંડી પણ ના જડી. ટોલ્સ્ટોય લખે છે કે આખી જિંદગી મેં એ સોટી ના જડી તેને માટે શોક કર્યા જ કર્યો છે. મે મહાત્માજીને વિનંતી કરી કે ટોલ્સ્ટોયની સોટી આપને જડી છે તે એમની જયંતીને દિવસે આપ આ યુવાનોને આપો.

મહાત્માજીએ એનો જવાબ બહુ સુંદર રીતે આપ્યો.

પહેલા તો એમણે પોતે આ દિવસ જ ભૂલી ગયા હતા તેનાં કારણ આપ્યાં 'ટોલ્સ્ટોય મારા ગુરુ છે પણ એના મૃત્યુનો શોક હું કર્યા સુધી કર્યા કરું? એના આદર્શોને જીવનમાં- ઉતારવા હું નિશદિન મહેનત કર્યા કરું છું. અને એ જ શું એનું શ્રાદ્ધ નથી? લીલીસોટી એટલે તો આદર્શ. એ એને જડી હતી. પણ આદર્શ એવી ચીજ છે કે હાથમાં આવે છતા ક્ષિતિજની માફક એ આઘે ને આઘે જતા જણાય છે, ટોલ્સ્ટોયને લાગ્યા જ કર્યું કે જીવનનું Idial આદર્શ પોતાને ન જ મળ્યું. એવો આદર્શ તમે યુવાનો પણ બધા કેળવો અને પોતપોતાની ઉન્નતિ સાધો એ જ મારે તમને કહેવું છે.'

મહાત્માજીએ પણ સ્વરાજ્યનો આદર્શ લીલી સોટીની માફક જ હૃદયમાં ધારણ કરી રાખ્યો હતો ભગીરથ પ્રયત્ને પોતે એ મેળવ્યો પણ અંતિમ ઘડી સુધી એમને એમ લાગ્યા જ કર્યું કે ઇંગ્રેજ ગયો પણ રામરાજ્ય હજી ક્યાં છે?

આવા ભવ્ય આદર્શ આપણે સેવતાં શીખીએ અને દૈવી અસંતોષ Divine Discontent માં જીવનનિર્માણ કરીએ તો કેવું સારુ!

☆

# કવિ ઉપાડે કોથળા

ગોવિંદ કવિ

ગુજરાતના એક ખૂણા પર આવેલા તારંગા સ્ટેશનથી ૬ ગાઉ દક્ષિણે અને સાબર નદીથી ૩ ગાઉ પશ્ચિમે એક ગામ છે. એનું નામ ચાડા. ત્યાં આ પુરુષનો જન્મ થયેલો. ચાડાની પાસે કહેવાય છે કે અર્જુન જતો હતો ત્યાં એણે તરસથી ટળવળતી ગાયો જોઇ બાણ માર્યું, પાતાળ વિંધી નાંખ્યો અને મંદાકીની ( પાતાળ ગંગા ) નો પ્રવાહ ત્યાંથી વહેવા માંડયો. હજુય આ બાણગંગા ત્યાં છે.

ચાડા એક સામાન્ય ગામડું છે. એકાદ ગામઠી ગુજરાતી શાળા છે. મોટેભાગે લોકો અભણ અને ખેતીનો ધંધો કરનારાઓ જ છે.

મીરખાં બ્હારવટે ચ્હડયો ત્યારે ચાડા ગએલો. ત્યાં કસુંબાપાણી કરેલા અને ઉજળિયાત કોમ ( વાણિયા ) ને લૂંટીને ચાલ્યો ગએલો.

પરંતુ આ લૂંટમાં ભૂલથી એક બ્રહ્મભટ્ટની ઘોડી આવી ગએલી. મીરખાંને પાછળથી ખબર પડી. પોતાની ભૂલ બદલ પશ્ચાત્તાપ કરીને એણે સારી એવી રકમ સાથે એ ઘોડી ત્રીજે દિવસે પાછી પહોંચાડેલી.

ચાડાની એક બાજૂ કેવડાનાં વન આવેલાં છે બીજે પાસે ચંપાના છોડનાં ઝૂંડ પથરાયાં છે. વગર મહેનતે કુદરતે આવી સુંદર ફૂલવાડી ત્યાં જન્માવી છે.

આવી સુંદર જગ્યામાં રહેવા છતાં શિક્ષણહીન રહેતી ત્યાંની જનતા પ્રત્યે રોષે ભરાઈને કોઈ કવિજને ગાયું કે,

> ચાડે, ચંપો કેવડો
> ચડ આંબાની ઠઠ;
> લોક નહિ રસભોગી ત્યાં
> ગદ્ધાં કરે ગેંગઠ

અર્થઃ—ચાડામાં ચંપો, કેવડો અને આંબાનાં વન આવેલાં છે પરંતુ ત્યાંના લોક એ ઉપભોગ કરી શકે, એને માણી શકે એવાં નથી. એ તો મજૂરી-માંથી ઊંચા જ નથી આવતાં, અને આ સુરમ્ય જગાઓમાં ગધેડાં રખડે છે.

એ ચાડામાં એક ખેડૂત પિતાને ઘેર ભૂદર નામના એક બાળકનો જન્મ થયો. બાળપણથી જ એને ભણવાનો શોખ હતો. ગામઠી શાળામાં ભણી રહ્યા પછી એને કવિ બનવાની ઈચ્છા થઇ. કવિ થવું હોય તો પિંગળનો અભ્યાસ તો કરવો જ પડેને! એટલે કવિ બનવા માટે ભૂજની પાઠશાળામાં પિંગળનો અભ્યાસ કરવા માટે આ પુરુષે ભુજ તરફ પ્રયાણ કર્યું.

ભૂજમાં એમણે પિંગળશાસ્ત્રનો અભ્યાસ પૂર્ણ કર્યો. સાથે થોડીક મંત્રવિદ્યા પણ શીખી લીધી. મંત્રવિદ્યાથી અજાયબીભર્યા ચમત્કારો તેઓ કરી બતાવતા.

ભણીને પાછા આવ્યા પછી આ ઉત્સાહથી તરવરતો પુરુષ પોતાનાં વિદ્યાર્થીજીવનના પોતાની જ કોમના એક સાથી સાથે આજુબાજુના રાજવીઓને મળવા જવા તૈયાર થયા. એકાદ બે ઠેકાણે એ ગયા પણ ખરા. પરંતુ ત્યાંથી જે મળ્યું એમાંથી પેલો સાથી બધું હજમ કરી ગયો. જે મળે તેમાં સરખો ભાગ, એ શરતે આ બન્ને નીકળેલા. પરંતુ મિત્ર દગાખોર નીકળ્યો. નકટ્યો જ ભાગ એ આપવા માંડયો અને બાળા કવિ હૈયા ઉપર એક કાતિલ ઘા થઈ ગયો.

મિત્રનો ત્યાગ કરીને પોતે એકલા જ બાજુના ઉંડડી નામના નાનકડા રાજ્યનાં રાજાને મળવા ગયા. રાજાએ જણાવ્યું કે અમારા રાજકવિને મળો અને એ શું તમારૂં મૂલ્ય આંકે છે એ જાણ્યા પછી તમને શિરપાવ આપું.

લાગવગને જોરે કે બીજાને કાટલે પોતાનું તોલ થાય એ કોઈપણ સ્વમાની માણસ કેમ સહી શકે? ભૂદરસિંહે રાજાને કહ્યું કે આપની પોતાની તુલના-શક્તિએ જ મારું મૂલ્ય આંકો પરંતુ રાજાને તો પોતાનો રાજકવિ કહે એજ બ્રહ્મવાક્ય પ્રમાણ હતું.

ફૂલ શા કોમળ-કવિ હૈયા પર બે ઘા પડયા. એક મિત્રદ્રોહનો અને બીજો અયોગ્ય મૂલ્યાંકનનો અને......

એણે નિર્ણય કર્યો કે કવિતાને સમજવાનો કે એનું મૂલ્ય આંકવાનો, અધિકારી સજ્જન આ નિરતારમા નથી. બાકી પૈસા તો મુગી શકે પરંતુ એ પૈસાનો ભૂખ્યો નહોતો. ગરીબનો છોકરો હોવા છતા કવિતાકલાના અપમાન કરતા ગરીબી એને વધુ પ્રિય હતી. નિર્ણય થઈ ગયો. કોઈને યાચવું નહિ, કોઈ માનવીની કવિતા હવે બનાવવી નહિ.

એક વણિકની દુકાનમા એણે નોકરી લીધી. મૂડી વણિકની. મજૂરી ભૂદરની. દિનરાત અવિરત પરિશ્રમ કરે ત્યારે એ માંડ પેટપૂરતુ રળતા. કવિતા બનાવવાની પોતાની આવડતને એ કલાની ઉચ્ચતા જાળવી રાખવા એણે હૃદયને ઊંડે ખૂણે ભંડારી દીધી.

એક સામાન્ય શ્રમજીવીની રીતે એ સાહિત્યજીવે મજૂરી આદરી.

ઘણી વખત અનાજની પાંચ મણની ગુણો ખભે ઉઠાવીને આ કવિ લઈ જતા હતા.

ઉંડકી દરબારને ભૂદરની આ કાળી મજૂરી દ્વારા રોટી રળવાની વાતની ખબર પડી. પોતાના રાજકવિને પૂછતા એણે તો કહ્યું કે "ભૂદરની બરાબરીમા તો હું પણ આવી શકું તેમ નથી. એ તો મહાવિદ્વાન છે. એનું મૂલ્ય આંકવાની મારી શી તાકાત?"

રાજાને પશ્ચાત્તાપ થયો. રાજા પોતે પણ સાધારણ કવિ હતો. એણે એક કાવ્ય બનાવીને ભૂદરને નિમંત્રણ મોકલ્યું.

ભૂદર તું એકવાર ઉંડકી આવ
હું તારી કદર કરું
કવિ ચમકે ચડા મંચ
તું શીદ ઉપાડે કોથળા?

અહીં દુકાનની આકરી મજૂરી અને અપાર કૌટુંબિક વિટંબણાઓ હતી. રૂપિયા રૂપિયા માટે રાજદરબારોને યાચવા નીકળનાર સંબંધીઓએ ભૂદરને સમજાવ્યા કે આવેલ નિમંત્રણનો અસ્વીકાર ન કરો

પરંતુ વિદ્યાનો વારસદાર લક્ષ્મીનો દાસ કેમ બને? કોઈકના વખાણમાં પોતાની કાવ્યકલાને રગદોળાવા કેમ દેવાય?

અને કવિએ રાજાને જવાબ બીડયો.

"આગે રાં જોધાણુથા, તબ યાચક થે મજબૂત
અબ કવિ ઉઠાવે કોથળા, જબ રાંક હુવે રજપૂત"

અર્થ:—જોધાણુ એ જોધપુરના રાજા માટે વપરાય, પરંતુ ચાલુ અર્થમાં જોધાણુ એટલે જબરજસ્ત, મહાનુભાવ, એવા રાજાઓ હતા, ત્યારે માગનારા ગૌરવપૂર્વક માગતા, હવે એ મહાનુભાવિતા ગઈ. રાજપૂત રાંક થઈ ગયા. હવે એનાં ખોટાં વખાણ કરવા એ કરતા, કોથળા ઉઠાવવા શું ખોટા?

જલતે હૈયે, સ્વાશ્રય કરીને આ કવિએ, જીવન પૂરું કર્યું. અયોગ્ય પરીક્ષકોને લીધે એનું કાવ્યઝરણું થોડાંક પ્રભુભજનોમાં જ વિલીન થઈ ગયું

૫૦ વર્ષની ઉમરે સં. ૧૯૮૪મા એ અવસાન પામ્યા મરતી વખતે પોતાનાં બાળકોને પોતાના જેટલું પણ એ ન જણાવી શક્યા, કંગાલિયતે એમને કોતરી ખાધા.

એમના બે દીકરાઓ છે. બે ચાર ચોપડી ભણ્યા છે. એક મિલમાં જાય છે. બીજા ભાઈ એક પ્રેસમા કંપોઝીટર છે. ગુજરાત એમનું એકાદ સ્મરણ જાળવે તોય ઘણું થશે.



વ્યંકટેશ : [ આળસ મરડીને બેઠો થતાં, ઘડિયાળ સામે જોઈ રહે છે, પછી પથારી પાસેના ટેબલ ઉપરથી ચશ્મા ચડાવીને ]

એ...ઈ...ઉલ્લુ !'

[ આશ્ચર્યથી ———— પણ ડરી ભરેલી રીતે ]

વાસંતી : કોને કહે છે વ્યંકટેશ ?

વ્યંકટેશ : [ બહાનું શોધી કાઢવા થુંક ગળતો ] એ તો આ મારી ચાલતી નથી ના—[ કાંડા ઘડિયાળ કાને લગાવે છે ]...એ...ને !

વાસંતી : [ હસીને ] તો...ઠીક !

વ્યંકટેશ : [ ઓશિયાળો હોય તેમ ] તારે આ નથી મૂકવી કે શું ? કેટલા વાગ્યા એ તો જો !

વાસંતી : [ રોફથી ] તું કોને કહે છે વ્યંકટેશ ?

વ્યંકટેશ : [ થોથવાતો ] હું...હું...હું...હું કોને કહું છું ? હું મને કહું છું.

વાસંતી : તો...ઠીક !

[ થોડીવાર રહીને કાંઈક સંભારતો હોય તેમ ]

વ્યંકટેશ : સાત તો થવા આવ્યા. ચા નથી આપવાની કે શું ?

વાસંતી : તું આ કોને કહ્યા કરે છે વ્યંકટેશ ?

વ્યંકટેશ : હું ? હું...હું...હું કોને કહું ? હું આને કહું છું [ પોતાની રીસ્ટવૉચ બતાવે છે. ]

વાસંતી : [ હસીને ] તો...તો...ઠીક ! પણ એ શું તારી વાત સમજે છે ?

## ધૂમકેતુ

વાસંતી : તેર કલાક કામનું રતો.

વ્યંકટેશ : એમાં સ્વપ્નું શાનું ? એ સ્વપ્નું હોય તો તો હું પોતે પણ સ્વપ્નું ! તું સાત વાગે મને જતો જો'તી'તી એ ભૂલી ગઈ ? તું આઠ વાગે મારી રાહ જોતી'તી એ પણ ભૂલી ગઈ ?

વાસંતી : ત્યારે ઉલ્લુ ! તું જે વાત કરે છે એ વાત પતી ગયાને બારસો બોંતેર કલાક થઈ ગઈ છે એ તને ખબર નથી લાગતી. એ તો એ જમાનો જ ગયો. તું તેર કલાક વૈતરું કરતો ને હું સત્તર કલાક ગદ્ધાવૈતરું કરતી—ને દિવાળીને દિવસે શેઠ શું બોનસ આપશે, એની ચિંતા થાતી એ આખો જમાનો જ વીતી ગયો. તું હજી એ કુસ્વપ્ન જેવી ગયાવી દુનિયાને ભૂલી શક્યો નથી ?'

વ્યંકટેશ : આ...હા ! આપણે હજી એ દુનિયામાં જ છીએ એમ સમજીને જ હું આ બોલી રહ્યો હતો ! સાચું વાસંતી સાચું !

વાસંતી : કહે કે તું લવારી કરી રહ્યો હતો ! આ આપણી બોંતેર કલાક થયાં ફરી ગયેલી દુનિયામાં તારે સાત વાગે કામે જવાનું નથી. તારે ચાપાણી પીને આરામથી નવવાગે જવાનું છે. એ તને ખબર નથી લાગતી !

—ટક ટક.. ત્યારે તું કોને કહે છે કે ખસી ગયું છે? હાથની નાડી જોતો આ પણ કામ આવે છે.

વાસંતી : [ખોટા ગુસ્સાથી] અરે! એ ઉલ્લુ! હું તને કહું છુ તું ભૂલી ગયો છે કે છે-શું!

વ્યંકટેશ : કેમ હું ભૂલી ગયો છું? હું મને ઓળખું છું. હું વ્યંકટેશ, તું તને ઓળખું છુ. તું વાસંતી. હું ઘરધણીને ઓળખું છું...

વાસંતી : [હસતી હસતી ખાટલામાંથી કૂદીને] ઉલ્લુ રે! ઉલ્લુ! અલ્યા હવે ક્યાં કોઇ ઘરધણી છે? ક્યાં કોઈ ભાડુત છે? આ ઘર મારૂં કે તારૂં ક્યાં છે? તું ભૂલી ગયો કે શુ? આપણે સરકારી નોકરીમા છીએ!

જો આપણા જેવા તો કેટલા બધા જીવડા આંહીં આરામ કરે—સામે જો!

વ્યંકટેશ : ત્યારે આપણી ચા? ચા ગઇ?

વાસંતી : આપણી ચા માટે આ આપણા બે જણના, આપણી સરકારે ટીકીટ આપી છે [ટીકીટ બતાવે છે] જો આ રહી. આપણે ૭-૩૦ વાગે સામે હોટેલમાં ચા પીવા જવાનું છે!

વ્યંકટેશ : [કૂદીને] અલ્યા! હા, હા, હા, મને હવે સાંભર્યું, હવે સાંભર્યું, પેલી દુનિયા તો એક ખરાબ સ્વપ્નાની માફક વહી ગઇ છે.

વાસંતી : હા, હું એ જ કહું છુ ઉલ્લુ! તું મને ચા કરવાનું કહેતો હતો, પણ મારે હવે ચા ક્યાં કરવાની છે? આપણું કહેવાય તેવું રસોડું ક્યાં છે કે મારે રાંધવા જવુ પડે? આ રહી જો આ શુ છે? [ટીકીટો બતાવે છે] આ આપણી જમવાની ટીકીટો છે!

વ્યંકટેશ : હા, હા, હવે મને બરાબર સાંભર્યું. આ તો આપણે મો વકાસીને શેઠિયાની મોટરું જોઇ રહેતા—

વાસંતી : ને એ મારા બેટા, આપણને ધૂળ ફાકાવતા ચાલ્યા જતા એ જમાનો ગયો! હવે તો એ બધા ત્યાં સરકારી મોટરોની રાહ જોતા ટીકીટો લઇને એ ઉભા જો! રાજાઓ પછી શેઠિયાઓની વાત આવી ચડી હતી. તને હવે એ બરાબર યાદ આવ્યું નાં?

વ્યંકટેશ : હા હા, મને યાદ આવ્યું! હવે તો આપણા પ્રધાનો, ગવર્નરો, શેઠિયાઓ સૌ એક જ ટીકીટના ઘરાક બની ગયાં કાં? મને સાંભર્યું, સાંભર્યું. હવે કોઈ વર્ગ જ રહ્યો નથી! ઠીક ચાલો, મારૂં બેટું, આખી દુનિયાનું એ ભયંકર સ્વપ્ન છેવટે શમ્યું ખરૂં. આપણા દીનેશને લઇને...

વાસંતી : [એને અટકાવીને] અલ્યા! હજી તું તો અભિનવ દુનિયાનો કાંઇ મર્મ જ ગ્રહણ કરી શકતો નથી કે શું? દીનેશ એ નામનો છોકરો, આપણો હવે ક્યાં રહ્યો છે? એ તો નં. ૧,૩૫,૯૧૭ છે. ને એ તો 'સરકાર'નો પુત્ર છે!

વ્યંકટેશ : અલ્યા હા! ત્યારે આપણે તો ......'

વાસંતી : ખાવું પીવું, મજા કરવી, કામ કરવું, ઉત્પાદન વધારવું, ને દુનિયાની પંચપંચમાંથી બને તેટલો રસ લેવો!

વ્યંકટેશ : અને ઇશ્વરનું ભજન કરવું!

વાસંતી : વળી અલ્યા એ દારૂનું નામ લીધુ કે? તને હજી ખબર લાગતી નથી કે તમામે તમામ ધર્મ એ અજાણ્યાઓને અથડાવી મારવા માટેના દારૂના કારખાનાં હતા. એ કારખાનાં ટળ્યાં ત્યારે તો માણસ આવ્યો! ને સરકાર ટળી ત્યારે તંત્ર આવ્યુ! કોઇકે કહ્યુ હતુ એ તું ભૂલી ગયો? ઇશ્વર, પૃથ્વી ઉપર ત્યારે આવશે, જ્યારે, ધર્મ નહિ હોય!

વ્યંકટેશ : પણ ત્યારે આ જીવનમાં વાસંતી! આપણને વહેલે મોડે થાક લાગશે હો! ઇશ્વર વિનાનું જીવન?

વાસંતી : તું ભૂલી ગયો લાગે છે. પહેલાં આપણે ત્યાં હતો, અને જીવન ન હતુ. હવે જીવન છે, ને ઇશ્વર નથી. પણ જીવન હશે તો એ કોઇક દિવસ મળશે! અને તું કહે છે. થાક લાગશે! શેનો થાક લાગશે? આમાં મારે રોટલા ઘડવાનો થાક નથી.



તારે ધસડઓળાનો થાક નથી. રહેવાનું મળે છે. કામ મળે છે. લુગડાં મળે છે. આરામ મળે છે. છોકરાં નહિ, છૈયાં નહિ. કાંઇ ઉપાધિ નહિ! જીવનમાં આના કરતાં કાંઇ વધારે હોય– એમ તું માને છે?

વ્યંકટેશ : આપણે ૭૨ કલાક પહેલાં તો માનતા કે જીવનમાં કંઈક વધારે છે!

વાસંતી : એ વધારે હોય તો પણ આટલા આધાર વિના એ ક્યાંથી મળવાનું હતું? તને ખબર છે આ બોંતેર કલાકમાં મને બોંતેર યુગનું જ્ઞાન મળી ગયું! સાચું, તે પહેલાં તો, શક્તિ આપણામાં, કામ આપણે કરવું, ને ફળ મારા બેટા કોઇક ખાય. મરવું આપણે–મકાઇ ખાઇ ખાઇને; ને રાજ કરનારા, મારા બેટા શીરો ખાય! પાછા આપણને કહે પણ નહિ કે આમ કેમ થાય છે! હાશ! તમામે તમામ બંધનમાંથી ખરી મુક્તિ આજે મળી!

વ્યંકટેશ : પણ ત્યારે આજે આપણે કાંઈ કામ નથી એમ!

વાસંતી : કામ કેમ નથી! તારે તારા કામ ઉપર જવાનું છે. મારે મારા કામ ઉપર જવાનું છે. બરાબર સાડચારે તું રંજન મંડળમાં આવજે. ત્યાં આજે મહાભારતનો ખેલ છે. તે આપણે સાથે જોઇશું. સાત વાગે, નહાવા જઈશું. નવ વાગે જમવા જઈશું. દસ વાગે, આજ ચાંદની છે એટલે, આકાશમાં ફરવા જઈશું!

વ્યંકટેશ : [ આશ્ચર્યથી ન માનતો હોય તેમ ] આકાશમાં ફરવાનું આપણે? એમ? આપણે ક્યાં શ્રીમંત છીએ, રાજા છીએ કે સરકારના પ્રધાન છીએ કે વિમાનમાં દોડાદોડી કરીએ!

વાસંતી : જો વ્યંકટેશ, તું હવે આ અભિનવ સમાજને ટેવાઇ જા તો સારું. હવે આંહીં મારા તારા કરતાં કોઈ મોટું નથી એ પહેલું ધ્યાન રાખી લે. આંહીં કોઇ રાજા નથી, કોઇ શ્રીમંત નથી, કોઇ પ્રધાન નથી. તમામ માણસ છે. એમને તમામે તમામને પોતપોતાની શક્તિ પ્રમાણે કામ કરવાનું છે. ને તેના બદલામાં સરકાર એમને જે આપે છે એ સૌને આપે છે. આંહીં હવે ખરા અર્થમાં બધા સરખા છે. તે પહેલાં તો પાંચ દસ લાખ બેંકમાં રાખી, એના વ્યાજમાંથી, મારા બેટા મજા કરે, અને પાછા "ભાઇઓ! આપણે સૌ સરખા છીએ" એવાં ભાષણ કરે, એ ભાષણીયો જમાનોજ આખો વહી ગયો છે. આપણે કોઇને પોતાનું છોકરું જ ક્યાં છે કે સંગ્રહ કરવાની વૃત્તિ થાય? આખા દેશમાં જેટલાં છોકરાં છે એટલાં આપણાં છે!

વ્યંકટેશ : આ તો તું એવું બોલે છે, જેવું કોઈ કોઈ વખત, કોલેજમાં તે પહેલાં, તત્ત્વજ્ઞાનના પ્રોફેસરો બોલતા!

વાસંતી : અને સ્વાર્થસાધુ રાજદ્વારી પુરુષો પણ બોલતા! તે વખતે એ બોલવા માટે હતું. હવે એ જીવવા માટે છે.

વ્યંકટેશ : પણ ખરેખર તું કહે તેમ જ છે? આમાં હજી કાંઈ ભૂલ તો નથી નાં? કોઇને ખાનગી માલિકીનું કાંઇ જ નહિ એમ?

વાસંતી : અમે સ્ત્રીઓએ, અભિનવ સમાજ સરજવા માટે, સંતાન જેવા સંતાનને છોડી દીધા છે અને હજી તને એ બધું ગગનમાં ગાજે છે એમ? વ્યંકટેશ! પાડ માન, આ નવી વિચારસરણીને જુવાન માણસોએ અપનાવીને, એક ઝપાટે, તમામે તમામ જૂનાં રૂપોને ફેદીફેદી નાખ્યાં એનો, નહિતર હજી બીજાં બસોવરસ સુધી, આ તું જેને લોકશાહી લોકશાહી કરતો હતો, એ તારી કાંધ ઉપર ચડીને, તને કાંધ મારત! એની પાસે કેવી કેવી ભાષા હતી! અને હવે? તમામે તમામ સ્થળમાં 'રેડિયો' છે, ત્યાં ઉંચામાં ઉંચા પ્રકારના સંગીતથી માંડીને છેલ્લામાં છેલ્લા સમાચાર એક પાઇ પણ આપ્યા વિના સૌ સાંભળી શકે છે. માણસની બધી શક્તિનો સંપૂર્ણ વિકાસ કરવા માટે, જે જે સાધન

એ સઘળાં સાધનો સૌને માટે ખુલ્લાં છે! હવે કોઈ ઉપલો વર્ગ નથી કોઈ ખાસ લાભ લેનારો વર્ગ નથી કોઈ નીચનો વર્ગ નથી બધા જ માણસો છે. સૌ માણસ થવા એ શોખ છે? કોઈને કોઈ અધિકાર નથી–સિવાય કે એની પાસે જે શક્તિ છે, તે શક્તિ સામાન્ય જનહિતને માટે વાપરવાનો કોઈ કાંઈ સંગ્રહીને રાખી શકતો નથી કોઈ કાંઈ ખાસ લાભ મેળવી શકતો નથી દરેકે દરેક માણસે, તમામ માટે જીવવાનું છે ને તમામે તમામ માણસે, દરેકને માટે જીવવાનું છે મને તો બીજું કાંઈ નહિ–આમાં મુક્ત, સ્વતંત્ર, નિયમિત, વ્યવસ્થિત, એકધારું જીવન મળી ગયું છે ચાલો આપણે ચાનો વખત થઈ ગયો છે તારી ટીકીટ મારી પાસે છે ચાલો,

[ ચાલતાં થંભીને ]

વ્યકરેશ પણ વાસંતી! ત્યારે તો તું પણ મારી નહિ એમ?

વાસંતી. અરે ભાઈસાહેબ! આજ દિવસ સુધી તમે સ્ત્રીઓએ મારી મારી, કરીને મારી નાખી, હવે તો એમને ગમે ત્યાં સુધી એ તમારી, ને ન ગમે ત્યારે એ પાછી પોતાની, એટલું તો થવા દો!

વ્યકરેશ આ બધું—

વાસંતી. નવું છે એ ખરું પણ એક નવી બહાદુર દુનિયા નહિ રચે, સૌ સમાન થઈને નહિ રહે તો આ જંગલીઓનાં પીઢાર ટોળાં સામે કેમ ટકી શકશે? પહેલવહેલાં તો આ પશુઓ સામે કાં પશુઓ થઈને રહેવું પડશે અથવા તો 'સૌ સમાન'નો બુલંદ અવાજ ગજવીને સૌને ભેગા કરવા પડશે! દૂધ દહીંનો પથ તો હવે મારી નાખે એવું હતું!

[ સાંભળતો હોય તેમ ]

વ્યકરેશ આ ટોકરી શાની વાગી?

વાસંતી 'સર્વ ભોજનાલય'ના 'કોફી હાઉસ'ની સૌ એક સાથે ચા પીએ, એક સાથે ગામે જાય એક સાથે આનંદ કરે એક સાથે બેસે, ઉઠે, વિનોદ કરે, ઉપનિષદમાં કહેલું 'સહનાવવતુ સહ નૌ ભુનક્તુ—સહ વીર્યં કરવાવહૈ—તે આ જ નહિ હોય?'

વ્યકરેશ સૌને સાથે રહેવું હોય, સમાન થવું હોય, સમાનજીવન જીવવું હોય તો તો રસ્તો આ જ લાગે છે.

[ બન્ને ટીકીટ તપાસતા અદૃશ્ય થઈ જાય છે ]

★

ધૂમકેતુ

[૨]

આપણે ત્યાં કોઇ પુસ્તકવિક્રેતાએ પોતાના અનુભવોની નોંધ કરી હોય તેવું ધ્યાનમાં નથી. એવી નોંધ પોતે રસિક તો થઇ પડે, પણ એ ઉપરાંત પ્રજાકીય સંસ્કૃતિની એ એક પ્રકારની પારાશીશી થઇ રહે. એક જમાનો એવો હતો જ્યારે દેલવાડાકર કૃત 'નીલમ–માણેક'ની ખેલ'ખોલા હતી. વળી એક જમાનો એવો આવ્યો જ્યારે ગઝલમાં ગીતાની સેંકડો નકલો ઉપડી ગઇ! આવી રીતે વાચન એ પણ જાણે વ્યક્તિગત જરૂરિયાત કરતાં ફેશનની વસ્તુ તરીકે આપણી પ્રજાએ આજ દિવસ સુધી સ્વીકારી લીધી હોય તેમ જણાય છે. એને એક જરૂરિયાત તરીકે સ્વીકારનારો વર્ગ ઘણો જ ઓછો નીકળે એ સ્વાભાવિક છે. ત્યારે બીજી તરફ વિશાળ જનસમુદાયને પહોંચવા માટે, પુસ્તકોને આપણે શી રીતે લોકપ્રિય કરવાં એ પ્રશ્ન પણ ઘણો અટપટો ને વાદવિવાદ ભરેલો છે. બ. ક. ઠા જેવા વિદ્વાન સસ્તી લોકપ્રિયતાને એક રીતે અપરસનો ફેલાવો ગણે છે. એ પણ એટલું તો કબુલ કરશે જ કે સાહિત્ય ભલે અધિકારીજનો માટે હોય, પણ એ અધિકારનું ખેડાણ પણ સાહિત્ય વિના બીજી કોઈ રીતે થઇ શકે તેમ નથી. ત્યારે એવું પ્રાથમિક ખેડાણ કરનારું સાહિત્ય કયું? મા, ભૂ પા, બા, એ તો નહિ જ? એટલે એવું સાહિત્ય રચવાની પણ કોઈકના અંતરની તમન્ના જાગે એને આપણે સસ્તી લોકપ્રિયતા કહીને ફીટકાર્યા જ કરીએ એ વસ્તુ બરાબર નથી જણાતી. હા, એમાં અપરસ ફેલાવનારાઓને પણ અપનાવી લેવા એમ કોઇ કહેતું જ નથી. પણ અત્યંત ક્લિષ્ઠ શૈલીમાં નવીન કાવ્ય પ્રકાર લેખે આપણે જે વસ્તુઓ પ્રગટ કરીએ એ જ સાહિત્ય, એ દૃષ્ટિ ઘણી સંકુચિત જણાય છે. એમાંથી તો પરસ્પરી પ્રશંસા વડે ઉત્પન્ન કરેલી માયાવી ભ્રમજાળમાં અટવાયા જેવું થાય!

આનો વાદવિવાદ કોઈ પણ નિર્ણીત પરિણામ લાવી શક્યો નથી. અને લાવી શકે નહિ. અધિકારી જનો માટે જ સાહિત્ય– એમ કહેતાં તો ઘણું જ લખાણ, ખુદ ગાંધીજીનું પણ, સાહિત્યમાંથી બાતલ થઇ જાય. આ વાત કોણ માન્ય કરશે? બીજી તરફ સાહિત્યને પણ આંગળીઓ ઉંચી કરીને નિર્ણય કરવાની વસ્તુ લેખે ગણવા પણ કોણ તૈયાર થશે?

આ વસ્તુસ્થિતિનો અંત એક જ રીતે આવી શકે.

સઘળું મહાકાલને ચરણે સોંપી દો. એ નિર્ણય કરી દેશે.

દરમ્યાન જેને જરૂરિયાત જણાય તે જરૂરિયાત લેખે ભલે સર્જન કરે. જેને સસ્તી લોકપ્રિયતા આકર્ષે એ ભલે એમ કરે. જેને ક્લિષ્ટનાનો મોહ હોય એ ભલે ક્લિષ્ટ થાય. જે કોઇ પોતાની જાતને ખેવકા નહિ હોય એ એક કે બીજી રીતે પણ આકર્ષક રહેશે જ. અને જે જાતને જ ખેવકા હશે– એને માટે કોઇ સ્થાન નહિ હોય એ પણ ચોક્કસ. આ એક જ વસ્તુ અત્યારે તો માર્ગદર્શક જણાય છે.

અને જ્યારે એક પ્રકાશકે કહ્યું કે, હિંદી સાહિત્યની વિશાળતાના પ્રમાણમાં એનું ઉંડાણ નથી ત્યારે એક વસ્તુનો વિચાર આવ્યો. હિંદી પ્રચારને અતિ પ્રધાનપણે અપનાવી લેવાનો આગ્રહ જે માણસો રાખે છે એમની શુદ્ધ બુદ્ધિ માટે સહેજ શંકા થઇ. જે ભાષાને હિંદ પ્રચલિત કરવી છે તે તો હિંદ પ્રચલિત છે જ: જ્યારે એનું સાહિત્ય, બંગાળી મરાઠી ગુજરાતીને હિસાબે પણ, બહુ મૂલ્યવાન ન હોઈ, એમાં પ્રચલિત કરવાપણું બહુ ઓછું રહે છે. તો પછી કેવળ ભાષા સારું આ આગ્રહ શા માટે? જો કામચલાઉ ભાષા વડે આપણે રાજકીય અને આર્થિક વ્યવહારો ચલાવવા છે, તે ભાષા તો લોક નિત્યવ્યવહારમાંથી જ શીખે છે, પાઠ્યપુસ્તકોનો આગ્રહ એ તો કેવળ એવા લોકોનો આગ્રહ છે જેમને સંસ્કૃતમય ને ઉર્દુમય હિંદી દ્વારા વિવેચનનો રસ માણ્યા કરવો છે! એ વિદ્વદ્ભોગ્ય ચર્ચા આપણા માટે તો અત્યારે અર્થહીન જેવી જ છે!

બાકી તો જેમને હિંદીને હિંદવ્યાપ્ત કરવાનો રસ છે, એમને તો ખબર હોવી જોઇએ કે જે સાધનો





ઉપરઃ એમનો અંકુશ પણ નથી, અને જે સાધનોમાં એમને ગતાગમ પણ નથી, એ સીનેમા, નાટકો રંગભૂમિઓ, જ ભાષાને એક છેડેથી બીજે છેડે ફેલાવી જાય છે! ફેલાવી જાય છે એટલું જ બસ નથી, એ જ લોકમાનસને પણ ઘડી જાય છે. અને છતાં હજી એમના તરફ કોઇની દૃષ્ટિ જોઇએ તેવી રીતે પડી નથી. એમને કોઇએ કોઇ પ્રકારની શુદ્ધિ વિષે આગ્રહ કર્યો? હા, સરકાર એક બોર્ડ રાખે છે ને કોઇ કોઇ વખત એના પ્રધાનો સીનેમા નાટક જોઇને સમજ્યા વિના મહાનચિત્રોની જાહેરાત કરે છે એટલું જ! માત્ર દસ રૂપરડીની જગ્યા બેસવા મળી માટે! ખરી વાત તો એમ છે કે આપણને આપણા ઉપરના કામનો લેશ પણ ખ્યાલ હોત અને એની વિશાળતા વિશેની જરા પણ કલ્પના હોત, તો આપણી આખી કાર્યપ્રણાલિકા જુદા જ પ્રકારની હોત. આ કામ એટલે સામાજીક, રાજકીય, આર્થિક, સાંસ્કૃતિક ગમે તે પ્રકારનું કામ એમ ગણવાનું છે. એક જ ઉદાહરણ આપું. હમણાં હું મણુંદરોડથી બે અઢીમાઈલ દૂર આવેલા મેડેર ગામે ગયો હતો. ત્યાં એક નવા થના વીજળી કામ માટે આવવાના તો રવિશંકર મહારાજ હતા, પણ છેક છેલ્લી ઘડીએ એ આવી શકયા નહિ એટલે કાર્યકરોએ મને પકડયો! ત્યાં મહારાજને નામે સભા થયેલી, અને લોકો તો મહારાજને જોવા આતુર એટલે ઠીક ઠીક સંખ્યામાં મેળો જામ્યો હતો.

ત્યાર પછી તો સભા થઇ ગઇ, બે વેણુ જે આવડયાં તે કહ્યાં અને મહાદેવના મંદિરમાં ઉતારો હતો ત્યાં સૌ આવ્યા.

પણ આસપાસના ગામડેથી જે ખેડુભાઇઓ આવેલા એમણે પોતાના આખા ગામને આ વેણુ સંભળાવવાનો મનમાં નિશ્ચય કર્યો. એમણે મોડેથી સ્થાનિક કાર્યકર્તાને પકડયા. બપોરે જમીને નિરાતે સૌ પડયા હતા ને ઉપલે માળે પતરાનું છાપરું હતું, એટલે નીચેની ઓશરીમા લાંબુ કર્યું હતું ત્યાં તો 'કવિરાજ!'ના સંબોધનથી હું ભડકી ઉઠ્યો. આંહી પણ કોઇ સ્થાનિક કવિરાજ આવ્યા છે કે શું! એ વિચાર કરુંછું ત્યાં તો પેલા ભાઇએ મને જ કહ્યું. 'કવિરાજ! આ ભાઇઓ તમને આજ જાવા નહિ દ્યે. કાલે હું પોતે તમને સ્ટેશને મૂકવા આવીશઃ પણ આજ રાતે તો પાબેના ગામડાઓમાં સભા કરવાની છે!' સભામાં થયેલું ધૂમકેતુજીનું સંબોધન સૌ ભૂલી ગયેલા. એટલે એમને જે સહજ લાગ્યું, કવિરાજ એ જ એમણે કહી નાખ્યું હતું. એટલે આ કવિરાજ નામ મારું જ હતું એ મને હવે ખબર પડી!

'કબીરજીની તમારી વાતે તો અમારાં પડળ ઉઘડી ગયાં છે!' બીજા ભાઇઓ કહેવા માંડ્યા.

મેં તો હમણાં પ્રૌઢશિક્ષણ માટે મારી તૈયાર થતી 'ચોથી ચોપડી'માંથી એક-બે વાર્તાઓ ઉપાડી લીધેલી, એમા કબીરજીની પણ એક વાત છે. એ વાત આંહીં અસરકારક નીવડી એટલે આ લોકોને જે કાંઇ આપવાનું છે એની ભાષા માહિતી મારી સાચી હતી એટલો આત્મસંતોષ થયો. ત્યાં તો એ ભાઇઓને મારા મૌનનો અર્થ હકારમાં લેતા જોઇને, મારે તરત જ મારા વિચારદોરને અટકાવી વાતને નવો વળાક આપવાની તૈયારી કરવી પડી. વખત હોત તો આસપાસનો બધો બનાસ પ્રદેશ જોઇ કાઢવાની મારી ઇચ્છા હતી પણ અત્યારે તો એ અશકય હતું.

એમાંથી ફલિત આટલું જ થાય છે. આંહીં જ્ઞાનભૂખનો કોઇ પાર નથી. બીજું દરેક દરેક વ્યકિતગત રીતે જે સમજે છે, તે સમૂહમાં કહેવાની કે આચરવાથી હિમ્મત તો જ કરે જો કાંઇક પણ પીઠબળ મળતું રહે આવા તો અનેક વિચારો ત્યાં આવી ગયા. આપણી સરકાર નિરક્ષરતાને નાબુદ કરવાનો પ્રયત્ન કરવા માગે છે, એને આ કામ કેટલું અગત્યનું છે એ હવે ફરી ફરીને કહેવાની ખાસ જરૂર જ ન હોય. પણ મને લાગે છે કે ખાસ રાજકીય નુકસાન થતું ન હોય તો, સઘળાં પ્રકારનાં 'ઇઝમ' 'ગાંધીઝમથી માંડી ને કૉમ્યુનીઝમ' સુધી નિરક્ષરતા નાબુદ કરવાના પ્રયત્નમા તો એકમત થઇ ન શકે! એ પણ એક પ્રકારની દેશ સેવા જ છે! હા, એટલું ખરું કે સામાન્યજ્ઞાન પ્રચાર



કરતાં કોઇ પોતાનું 'ઇઝમ' ફેલાવવાનો પ્રયત્ન ન કરે તો જ આ શક્ય બને.

આટલા આ પ્રદેશનું ઐતિહાસિક મહત્ત્વ પણ ઘણું છે. આંહીં જયસિંહ સિદ્ધરાજના સમયનાં કેટલાક અવશેષ હજી મોજુદ છે. ગામની વચ્ચે જ ઉંચા ભાગમાં બે મંદિર છે.

એમાં તો એક મંદિર તો, સ્થાપત્યની દષ્ટિએ છઠ્ઠી સાતમી સદીનું હોવાનું જણાયું, ભુવનેશ્વરની પાર્વતી જેટલી રમણીય તો નહિ, પણ લલિત અંગભંગની દષ્ટિએ એટલી જ મધુર વાતાવરણની યાદ આપતી એક પ્રતિમા ત્યાં જોઇ. જયસિંહ સિદ્ધરાજના સમયમાં આ સંડેર એ પાટણનું પૂર્વદ્વાર ગણાતું. શ્રી. ભોગીલાલ સાંડેસરાનો એક લેખ સંડેર ઉપર પ્રસિદ્ધ પણ થયો છે. સંડેર એ સિદ્ધેશ્વર ઉપરથી હોય એમ જણાય છે. આંહી સિદ્ધનાથનું મંદિર છે. સ્થાનિક દંતકથાઓએ તો આ સિદ્ધનાથના મંદિરને ઘણું જ મહત્ત્વ આપ્યું છે, પૃચ્છા કરતાં એમ પણ જાણવા મળ્યું કે, સિદ્ધપુરના વિખ્યાત રાજભારથીની જગ્યાનું પૂજ્યસ્થાન આ સિદ્ધનાથ ગણાય છે.

જ્યારે જ્યારે મહારાજ સિદ્ધરાજને લાટ મારવા જેવી વિખ્યાત યુદ્ધસંચાલની મંત્રણાઓ કરવાનું થાતું, ત્યારે આ સિદ્ધનાથનું કે સિદ્ધેશ્વરનું મંદિર એનું કેન્દ્ર થઇ રહેતું, હારીજ, રાંધનપુર, સાંતલપુર, ને કચ્છ સિંધનો પ્રદેશ આંહીંથી એક રીતે બહુ દૂર ન ગણાય.

આંહીં એક લાલબાવાનું સ્થાનક છે. એ સ્થાનકને ઝાંસીની રાણી લક્ષ્મીબાઇના દામોદરરાવ સાથે સંબંધ દર્શાવતી દંતકથા ત્યાંના એક ભાઇ રા. દયાશંકરે કહી બતાવી. કલત્તાથી નીકળતા જૂના 'નવરોઝ' ના ઇ. સ. ૧૯૨૩ના દિવાળી અંકમાં એમણે એ આપેલી છે. ને મૂળ મરાઠી 'મહાકાલ' માંથી ઉતારેલી છે. રાણી લક્ષ્મીબાઇને આંહીં આવવું પડયું હોય એવો કોઇ ઐતિહાસિક ઉલ્લેખ ધ્યાનમાં નથી. પણ જે સમયે ઝાંસીમાં લડાઇ ચાલી, તે સમયે એ લડાઇમાં સપડાયલા પુનાના એક સજ્જને એક નોંધપોથી લખેલી, તે જૂની કિતાબ, દાદા માવળંકર પાસે મેં જોયેલી એમ કાંઇક યાદ છે. એમાં આવી કોઇ વસ્તુનો ઉલ્લેખ છે કે નહિ તે જોયા પછી કહી શકાય.

આ લાલબાવાના સ્થાનનો સ્થાનિક મહિમા ઘણો છે. એમ કહેવાય છે કે જ્યારે પાણી જળબંબાકાર થઇ સરસ્વતી નદીએ સંડેરને બેટ બનાવી દીધેલ અને ઉગરવાનો કોઇ માર્ગ ન રહ્યો, ત્યારે એ આપત્તિમાંથી લાલબાવાએ ઉદ્ધાર કરેલો. આજ પણ નવરાત્રિના તહેવારોમાં આખું ગામ ત્યાં ઉત્સવ કરવા જાય છે.

અને ત્યારે આખું ગામ ત્યાં આનંદ કરે છે. ગ્રામપ્રવેશ વખતે પહેલ વહેલો પ્રવેશ રજપૂતાણી બાઇનો થાય એવો રિવાજ છે.

ખરા દિલથી જો પ્રયત્ન કરવામાં આવે અને વ્યવસ્થિત રીતે જ્ઞાનપ્રચાર કરનારા, ઠરેલા શાંત, પ્રૌઢ, આપણી સંસ્કૃતિનાં ઊંડાં મૂળ જાણનારા, થોડાક કુનેહવાળા સાધુચરિત માણસો મળી આવે, તો આ તમામ ગામડાંઓ નવા પ્રવાહની આવશ્યકતા સ્વીકારતાં ડરે તેવાં નથી. આ ચાર પાંચ ગામડાંના પાટીદારોનું જૂથ છે. પણ એમાં કન્યાવ્યવહાર આ ઘોળમાં જ થાય છે. પરિણામે ત્યાં બાળલગ્ન એવા ભયંકર પ્રકારનાં થાય છે કે જેનો અસલ શહેરવાસીઓને તો ખ્યાલ જ ન આવે ! કન્યા બાર મહિનાની હોય તો વર બાવીસ વર્ષનો હોય ! અને વર પાંચ વરસનો હોય તો કન્યા પંદર વરસની પણ હોય ! એ તો જેવી કુલીન પ્રથાની યોજનાની વ્યવસ્થા ! આ વાતની ભયંકરતા સૌ સ્વીકારે છે. પણ એ જે કાંઇ કરે તે સમૂહમાં બ્હીને જ કરે તેમ છે. વ્યક્તિગત બહાદુરીને આંહીં સ્થાન નથી. એટલા માટે જ કાર્યકરો—ખાસ કરીને જ્ઞાનસંસ્કાર ફેલાવનારા કાર્યકરો—નાનકડા નાનકડા છોકરડા જેવા મોકલવામાં આવે તો, એમની કોઇ જ સ્થાયી અસર ગામડાંઓમાં પડવાની નથી. અને જ્યાં હજી તો આટલું બધું પ્રાથમિક કામ પડયું છે ત્યાં રશિયાની વાતથી

ઉપરઈ એમનો અંકુશ પણ નથી, અને જે સાધનોમાં એમને ગતાગમ પણ નથી, એ સીનેમા, નાટકો રંગભૂમિઓ, જે ભાષાને એક છેડેથી બીજે છેડે ફેલાવી જાય છે! ફેલાવી જાય છે એટલું જ બસ નથી, એ જ લોકમાનસને પણ ઘડી જાય છે અને છતાં હજી એમના તરફ કોઇની દૃષ્ટિ જોઈએ તેવી રીતે પડી નથી એમને કોઇએ કોઇ પ્રકારની શુદ્ધિ વિષે આગ્રહ કર્યો? હા, સરકાર એક બોર્ડ રાખે છે ને કોઇ કોઈ વખત એના પ્રધાનો સીનેમા નાટક જોઇને સમજ્યા વિના મહાનચિત્રોની જાહેરાત કરે છે એટલું જ! માત્ર દસ રૂપરડીની જગ્યા બેસવા મળી માટે? ખરી વાત તો એમ છે કે આપણને આપણા ઉપરના કામનો લેશ પણ ખ્યાલ હોત અને એની વિશાળતા વિશેની જરા પણ કલ્પના હોત, તો આપણી આખી કાર્યપ્રણાલિકા જુદા જ પ્રકારની હોત આ કામ એટલે સામાજીક, રાજકીય આર્થિક, સાંસ્કૃતિક ગમે તે પ્રકારનું કામ એમ ગણવાનું છે એક જ ઉદાહરણ આપું હમણાં હું મણુંદરોડથી બે અઢીમાઈલ દૂર આવેલા મંડેર ગામે ગયો હતો ત્યા એક નવા થતા વીજળી કામ માટે આવવાના તો રવિશંકર મહારાજ હતા પણ છેક છેલ્લી ઘડીએ એ આવી શકયા નહિ એટલે કાર્યકરોએ મને પકડયો! ત્યાં મહારાજને નામે સભા થયેલી, અને લોકો તો મહારાજને જોવા આતુર એટલે ઠીક ઠીક સંખ્યામા મેળો જામ્યો હતો

ત્યાર પછી તો સભા થઇ ગઇ બે વેણ જે આવડયા તે કહ્યા અને મહાદેવના મંદિરમા ઉતારો હતો ત્યા સૌ આવ્યા

પણ આસપાસના ગામડેથી જે એકુભાઇઓ આવેલા એમણે પોતાના ગામમાં ગામને આ વેણ સંભળાવવાનો મનમા નિશ્ચય કર્યો એમણે મોડેથી સ્થાનિક કાર્યકર્તાને પકડયા બપોરે જમીને નિરાંતે સૌ પાથા હતા ને ઉપને માળે પતગનું છાપરુ હતું, એટલે નીચેની ઓશરીમા લાણુ કર્યું હતું ત્યાં તો 'કવિરાજ!'ના સંબોધનથી હું ભડકી ઉઠયો અહી પણ કોઇ સ્થાનિક કવિરાજ આવ્યા છે કે શું? એ વિચાર કરું છું ત્યા તો પેલા ભાઈએ મને જ કહ્યુ

'કવિરાજ! આ ભાઇઓ તમને આજ જવા નહિ દે કાલે હું પોતે તમને સ્ટેશને મૂકવા આવીશ પણ આજ રાતે તો પડખેના ગામડાઓમા સભા કરવાની છે!' સભામા થયેલું ધૂમકેતુજીનું સંબોધન સૌ ભૂલી ગયેલા એટલે એમને જે સહજ લાગ્યું, કવિરાજ એ જ એમણે કહી નાખ્યું હતું એટલે આ કવિરાજ નામ મારુ જ હતું એ મને હવે ખબર પડી!

'કમીરજીની તમારી વાતે તો અમારા પાળ ઉતરી ગયાં છે! બીજા ભાઇઓ કહેવા માંડ્યા

મે તો હમણાં પ્રૌઢશિક્ષણ માટે મારી તૈયાર થતી 'ચોથી ચોપડી'માંથી એક બે વાર્તાઓ ઉપાડી લીધેલી, એમા કમીરજીની પણ એક વાત છે એ વાત આહી અસરકારક નીવડી એટલે આ લોકોને જે માર્ગ આપવાનું છે એની ભાષા માહિતી મારી સાચી હતી એટલો આત્મસંતોષ થયો ત્યા તો એ ભાઈઓને મારા મૌનનો અર્થ હકારમા લેતા જોઇને, મારે તરત જ મારા વિચારદોરને અટકાવી વાતને નવો વળાંક આપવાની તૈયારી કરવી પડી વખત હોત તો આસપાસનો બધો બનાસ પ્રદેશ જોઇ કાઢવાની મારી ઇચ્છા હતી પણ અત્યારે તો એ અશકય હતું

એમાંથી ફલિત આટલું જ થાય છે આહી જ્ઞાન ભૂખનો કોઈ પાર નથી બીજું દરેકે દરેક વ્યક્તિગત રીતે જે સમજે છે તે સમૂહમાં કહેવાની કે આચરવાથી હિમ્મત તો જ કરે જો કાંઇક પણ પીઠબળ મળતું રહે આવા તો અનેક વિચારો ત્યાં આવી ગયા આપણી સરકાર નિરક્ષરતાને નાબુદ કરવાનો પ્રયત્ન કરવા માગે છે, અને આ કામ કેટલું અગત્યનું છે એ હવે ફરી ફરીને કહેવાની ખાસ જરૂર જ ન હોય પણ મને લાગે છે કે ખાસ રાજકીય નુકસાન થતું ન હોય તો, સઘળા પ્રકારના 'ઇઝમ' 'ગાંધીઝમથી માંડી ને કોમ્યુની ઝમ' સુધી નિરક્ષરતા નાબુદ કરવાના પ્રયત્નમા તો એકમત થઇ ન શકે? એ પણ એક પ્રકારની દેશ સેવા જ છે' હા, એટલું ખરું કે સામાન્યજ્ઞાન પ્રચાર

કરતાં કોઈ પોતાનું 'ઇઝમ' ફેલાવવાનો પ્રયત્ન ન કરે તો જ આ શક્ય બને.

આટલા આ પ્રદેશનું ઐતિહાસિક મહત્ત્વ પણ ઘણું છે. આંહીં જયસિંહ સિદ્ધરાજના સમયનાં કેટલાક અવશેષ હજી મોજુદ છે. ગામની વચ્ચે જ ઉંચા ભાગમાં બે મંદિર છે.

એમાં તો એક મંદિર તો, સ્થાપત્યની દૃષ્ટિએ છઠ્ઠી સાતમી સદીનું હોવાનું જણાયું, ભુવનેશ્વરની પાર્વતી જેટલી રમણીય તો નહિ, પણ લલિત અંગભંગની દૃષ્ટિએ એટલી જ મધુર વાતાવરણની યાદ આપતી એક પ્રતિમા ત્યાં જોઈ. જયસિંહ સિદ્ધરાજના સમયમાં આ સંડેર એ પાટણનું પૂર્વદ્વાર ગણાતું. શ્રી. ભોગીલાલ સાંડેસરાનો એક લેખ સંડેર ઉપર પ્રસિદ્ધ પણ થયો છે. સંડેર એ સિદ્ધેશ્વર ઉપરથી હોય એમ જણાય છે. આંહી સિદ્ધનાથનું મંદિર છે. સ્થાનિક દંતકથાઓએ તો આ સિદ્ધનાથના મંદિરને ઘણું જ મહત્ત્વ આપ્યું છે, પૃચ્છા કરતાં એમ પણ જાણવા મળ્યું કે, સિદ્ધપુરના વિખ્યાત રાજભારથીની જગ્યાનું પૂજ્યસ્થાન આ સિદ્ધનાથ ગણાય છે.

જ્યારે જ્યારે મહારાજ સિદ્ધરાજને લાટ મારવા જેવી વિખ્યાત યુદ્ધસંચાલની મંત્રણાઓ કરવાનું થાતું, ત્યારે આ સિદ્ધનાથનું કે સિદ્ધેશ્વરનું મંદિર એનું કેન્દ્ર થઈ રહેતું, હારીજ, રાંધનપુર, સાંતલપુર, ને કચ્છ સિંધનો પ્રદેશ આંહીંથી એક રીતે બહુ દૂર ન ગણાય.

આંહીં એક લાલબાવાનું સ્થાનક છે. એ સ્થાનકને ઝાંસીના રાણી લક્ષ્મીબાઈના દામોદરરાવ સાથે સબંધ દર્શાવતી દંતકથા ત્યાંના એક ભાઈ રા. દયાશંકરે કહી બતાવી. કલકત્તાથી નીકળતા જૂના 'નવરોઝ' ના ઇ. સ ૧૯૨૩ના દિવાળી અંકમાં એમણે એ આપેલી છે. 'ને મુળ મરાઠી મહાકાલ' માંથી ઉતારેલી છે. રાણી લક્ષ્મીબાઈને આંહીં આવવું પડ્યું હોય એવો કોઈ ઐતિહાસિક ઉલ્લેખ ધ્યાનમાં નથી. પણ જે સમયે ઝાંસીમાં લડાઈ ચાલી, તે સમયે એ લડાઈમાં સપડાયલા પુનાના એક સજ્જને એક નોંધપોથી લખેલી, તે જૂની કિતાબ, દાદા માવલંકર પાસે મેં જોયેલી એમ કાંઈક યાદ છે. એમાં આવી કોઈ વસ્તુનો ઉલ્લેખ છે કે નહિ તે જોયા પછી કહી શકાય.

આ લાલબાવાના સ્થાનનો સ્થાનિક મહિમા ઘણો છે. એમ કહેવાય છે કે જ્યારે પાણી જળબંબાકાર થઈ સરસ્વતી નદીએ સંડેરને બેટ બનાવી દીધેલ અને ઉગરવાનો કોઈ માર્ગ ન રહ્યો, ત્યારે એ આપત્તિમાંથી લાલબાવાએ ઉદ્ધાર કરેલો. આજ પણ નવરાત્રિના તહેવારોમાં આખું ગામ ત્યાં ઉત્સવ કરવા જાય છે.

અને ત્યારે આખું ગામ ત્યાં આનંદ કરે છે. ગ્રામપ્રવેશ વખતે પહેલ વહેલો પ્રવેશ રજપૂતાણી બાઈનો થાય એવો રિવાજ છે.

ખરા દિલથી જો પ્રયત્ન કરવામાં આવે અને વ્યવસ્થિત રીતે જ્ઞાનપ્રચાર કરનારા, ઠરેલા શાંત, પ્રૌઢ, આપણી સંસ્કૃતિનાં ઊંડાં મૂળ જાણનારા, થોડાક કુનેહવાળા સાધુચરિત માણસો મળી આવે, તો આ તમામ ગામડાંઓ નવા પ્રવાહની આવશ્યકતા સ્વીકારતાં કરે તેવાં નથી. આ ચાર પાંચ ગામડાંના પાટીદારોનું જૂથ છે. પણ એમાં કન્યાવ્યવહાર આ ઘોળમાં જ થાય છે. પરિણામે ત્યાં બાળલગ્ન એવા ભયંકર પ્રકારનાં થાય છે કે જેનો અસલ શહેરવાસીઓને તો ખ્યાલ જ ન આવે! કન્યા બાર મહિનાની હોય તો વર બાવીસ વર્ષનો હોય! અને વર પાંચ વરસનો હોય તો કન્યા પંદર વરસની પણ હોય! એ તો જેવી કુલીન પ્રથાની યોજનાતી વ્યવસ્થા! આ વાતની ભયંકરતા સૌ સ્વીકારે છે. પણ એ જે કાંઈ કરે તે સમૂહમાં રહીને જ કરે તેમ છે. વ્યક્તિગત બહાદુરીને આંહીં સ્થાન નથી. એટલા માટે જ કાર્યકરો—ખાસ કરીને જ્ઞાનસંસ્કાર ફેલાવનારા કાર્યકરો—નાનકડા નાનકડા છોકરડા જેવા મોકલવામાં આવે તો, એમની કોઈ જ સ્થાયી અસર ગામડાંઓમાં પડવાની નથી. અને જ્યાં હજી તો આટલું બધું પ્રાથમિક કામ પડ્યું છે ત્યાં રશિયાની વાતથી





શરૂઆત કરવા બેસવી એ પણ મૂર્ખતાની પરિસીમા જેવું છે. પણ આવી સામાજીક વાતો જ્યારે જાણવામાં આવી ત્યારે એક નવાઈ લાગી. આપણે ક્યાં ઉભા છીએ એના જ્ઞાન વિના જ આપણે ફરી રહ્યા નથી ?

દોઢ બે હજાર માણસોનું આ ટોળું જ્યારે શબ્દે શબ્દને જાણે પી જવા માગતું હોય એટલી આતુર આંખે ત્યાં બેઠેલુ મેં જોયું, ત્યારે મને મોટામાં મોટી શરમ મારી પોતાની જાત માટે આવી. મારી પાસે તો ગામડાની નિશાળોમા, મેં વર્ષો સુધી કામ કર્યુ છે, એટલે કઇક મુડી છે, બાકી રામાયણ મહાભારત, ભાગવત ઉપનિષદો, ભજનિકો એ સૌને કાળે અક્ષરે કુટો મારનારો, કેવળ કોઈ ને કોઈ વાદનો ભણેલો લડવૈયો આમા પોતાની થોડીક અસંતોષ ભરેલી ઉગ્રતાવાળાઓ સિવાય બીજુ શું આપી શકવાનો હતો ? એ દૃષ્ટિએ જોતાં આપણી પ્રૌઢશિક્ષણની પ્રણાલિકાનું સ્થાયી સ્વરૂપ નક્કી કરવા માટે થોડા શત સાચા કાર્યકરોના જૂથ સંમેલનનો, કાંઇક વિચાર આપસે થાય તેવો સમય, હવે પાકી ગયો ગણાય.

જે ગામડાઓને સદેશો આપવાનુ સચુ સેવાકાર્ય કરવાનો કોઈ અખબારનો નિર્ણય હોય તો તેને માટે એણે પણ હવે વિચાર-કરવો જોઇએ. જે ટાઇપ એ વાપરે છે એ ટાઇપ એ સદેશા માટે નકામા છે. એક ખૂણો એને માટે અલગ રાખવો જોઇએ. અને એમા નિષ્ણાત માણસો પાસે અમુક દૃષ્ટિ કોણથી લખાતું લખાણ હમેશા આવે એવો પ્રબંધ થવો જોઇએ. રાજકીયજ્ઞાનપ્રચારનો પણ માર્ગ તો એજ છે. પછી એવું બને કે આપવા આપવાની દૃષ્ટિમા ઘણો ફેર પડે જે હેતુ માટે પોતાનું અસ્તિત્વ હોવાનો વર્તમાનપત્રો દાવો કરે છે, તે હેતુ કેટલેક અંશે પાર પડે. શિશુજ્ઞાન કરતાં પણ વધારે આવશ્યક ને ઝડપી એવું પ્રૌઢો માટેનુ જ્ઞાનસત્ર, એ આપણો આજનો એક મુખ્ય કાર્યક્રમ થઇ જવો ઘટે છે. ભૂખ ઘણી છે આડા અવળા સાચા ખોટા તમામ વિચારો હવામાં અથડાયા કરે છે. ટોળું ટોળામાજ ફરવાને ટેવાયલું છે. એ સમયે આપણે હવે ' પ્રેસ કોન્ફરન્સ ' પાર્ટી ' ને સલામી 'ના જૂના પથોમા નિવૃત્ત થવું ઘટે. હવે તો તમામ પ્રકારના કાર્યકર્તાઓને, અને ખાસ કરીને લોકસંપર્ક સાધી શકનારાઓને, આપણે સામે જઇને બોલાવવા પડે, એમને કહેવાનું છે કે, ' ચાલો ભાઇઓ તમારી પાસે છે, એ આ લોકયજ્ઞમાં આપો. અત્યારે તો કઇ રીતે વધારે સરળતાથી, આપણે લોકોને વિચાર કરતા કરવા, ને એમના સામાજિક બંધનો કાપવામાં કેમ મદદરૂપ થવું એ પ્રશ્ન ખરી અગત્ય ધરાવતો થયો છે.



अ. म. रा.

## પાંચ વાર્તાસંગ્રહો

૧. આકાશદીપ

૨. પરિશેષ

[ લેખક: 'ધૂમકેતુ' : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય; અમદાવાદ; મૂલ્ય, દરેકનું ત્રણ રૂપિયા. ]

સાહિત્યના બજારની રૂખ જોઈ છેલ્લાં કેટલાંક વરસથી નવલકથા લેખનમાં મચી પડેલા આપણા પ્રસિદ્ધ વાર્તાકાર 'ધૂમકેતુ'એ તબિયતે માગેલા આરામના સમયમાં આ બે વાર્તાસંગ્રહો પ્રગટ કરી નાખી પોતાને સાહિત્યયશ આપનાર ટૂંકી વાર્તાને પોતે સાવ વિસારે પાડી દીધી નથી એ બતાવી આપવા માગ્યું જણાય છે.

બંને સંગ્રહોમાં કુલ ૪૦ વાર્તાઓ સંગ્રહાઈ છે. એ બધી નવી નથી. કેટલીક જૂની એટલે પુરોગામી સંગ્રહોમાં નહિ છપાયેલી પણ તેમાંની વાર્તાઓની સમકાલીન કે પુરોગામી વાર્તાઓ પણ છે. 'આકાશદીપ'માં એવી ત્રણ અને 'પરિશેષ'માં ચાર વાર્તાઓ છે. કર્તા જેને સંવાદવાર્તા' નામ આપે છે તે 'મસ્તાની' અને 'દક્ષ–યજ્ઞ–ભંગ'ને પણ આ બે સંગ્રહોમાં અનુક્રમે સ્થાન મળ્યું છે. એ બે સંવાદ પહેલાના વીરત્વ ને સૌંદર્યના રાગની અને બીજાની તીખા આત્મગૌરવ ને સ્વમાનની ભાવનાઓને લીધે તેમજ ભાષાની ઝળકને લીધે ઠીક ધ્યાન ખેંચે છે. જૂની સાત વાર્તાઓ જે કોઈ છાપ પાડે છે તે એટલી જ કે એ 'ધૂમકેતુ'ની '૨૧ ને '૨૪ વચ્ચેના ગાળાની ઘડાતી વાર્તાકલાના જુદા જુદા પ્રયોગો છે અને પ્રારંભિક અવસ્થાની કચાશોથી તે સર્વથા મુક્ત નથી.

બંને સંગ્રહોની બાકીની મુકાબલે નવી વાર્તાઓમાં 'તણખા'ના 'ધૂમકેતુ' દેખાય છે ને નથી દેખાતા. 'દેખાય છે' તે એમની વાર્તાકાર તરીકેની કેટલીક જાણીતી વિષયને લગતી વિશિષ્ટતાઓ અહીં પણ જોવા મળે છે તે કારણે. દાખલા તરીકે, ભાવનાશીલ ધૂનીઓ અને વિદ્યા તથા કલાના અનન્ય ઉપાસકોની વાર્તાઓ 'ધૂમકેતુ'ને લખવી ગમે ને ફાવે છે, તો એવી વાર્તાઓ આ બે સંગ્રહોમાં પણ છે. 'આકાશદીપ'માંની 'મારા પોતાને માટે' અને 'પરિશેષ'માંની 'હિમકન્યકા' અને 'આરાધના' એવી વાર્તાઓ છે. યોગ, વૈદક, જ્યોતિષ ને ગુપ્ત વિદ્યાઓની સિદ્ધિઓ ચમત્કારો તથા મૃતાત્માઓ સંબંધી ઘટનાઓમાં 'ધૂમકેતુ'ની ખુદની જ નહિ તો એમનામાં વસતા રોમાન્ટિક સાહિત્યકારની શ્રદ્ધા વ્યક્ત કરતી વાર્તાઓ જેમ 'ધૂમકેતુ'ના પુરોગામી વાર્તાસંગ્રહોમાં જોવા મળે છે તેવી અહીં પણ છે. 'આકાશદીપ'માંની 'શાપિત રાજલક્ષ્મી', 'કન્યા ઇંદિરા' તથા 'જન્મપત્રિકા,' અને 'પરિશેષ'માંની 'હોલિકા દર્શન', 'વિચિત્ર અકસ્માત' અને 'એક જૂની પોથી' આવી વાર્તાઓ છે. મધ્યમ અને નીચલા વર્ગનાં માનવીઓની વાસ્તવલક્ષી તથા ભાવનાપ્રધાન વાર્તાઓ તેમજ ઐતિહાસિક પાત્રો ને પ્રસંગોની કથાઓ પણ બેઉ સંગ્રહોમાં પોતાની હાજરી પુરાવે છે. આમ છતાં એમાં 'તણખા'ના 'ધૂમકેતુ' દેખાતા નથી એમ કહ્યું તે એ પ્રતીતિને લીધે કે એમાં 'તણખા'ની વાર્તાઓની ખુશબો તથા રસાવહતા અનુભવાતાં નથી, અને 'ધૂમકેતુ'ની વાર્તાકલાએ કોઈ વધુ વિકાસ આ થોડાં વરસમાં કર્યો હોય એવું બહુ જણાતું નથી.

આ તો બંને સંગ્રહના વાચનને અંતે પડતી સમગ્ર છાપ બંનેમાં સારી વાર્તાઓ જોવા મળતી નથી એમ નહિ, પણ એની સંખ્યા મોટી નથી. 'આકાશદીપ'ની એવી મોખરે મુકાવાપાત્ર વાર્તાઓ આ ચાર: અંગ્રેજી લખાણોને આધારે લખાયેલી એક અંગ્રેજના માતૃપ્રેમ અને તેને ય ટક્કર મારતા દેશપ્રેમની અને શિવાજી મહારાજની ઉદારતાની કથા કહેતી 'ગુમ થયેલી તસવીર', સત્તાવનના બળવાના એક તહોમતદાર રાજાની વીરતા તથા જોષીના જોષની અટલતાની વાર્તા 'જન્મપત્રિકા', જૂના ઠગોની ચતુરાઈની વાર્તાઓ જેવી તાતિયા ભીલના પરાક્રમની વાર્તા 'તાતિયો ભીલ' અને કંકુડી કોળણના અભિજાત પ્રેમની વાર્તા 'મનની મોજ'. 'પરિશેષ'ની સારી ગણાવા પાત્ર વાર્તાઓ તે મિત્ર રઘુનાથને ખાતર પોતાના ન્યાયના અમૂલ્ય ગ્રંથને ગંગામાં પધરાવી દેનાર

સમાજ, સાહિત્ય ને સંસ્કારવાંચ્છુનું જીવનસ્પર્શી માસિક

# ઊર્મિ અને નવરચના

સંપાદક:
ઇશ્વરલાલ મોહનલાલ દવે



'ઊર્મિ' · વર્ષ અઢાર • 'નવરચના' · વર્ષ તેર • મે ૧૯૪૮ · અંક બીજો

જીવન સંગીત

ચિત્રકાર · સોમનાથ લાહીરી

છૂટક નકલના બાર આના પરટેજના એક રૂપિયો

## ગ્રામજીવનનું સુભગ દર્શન કરાવતી ઈશ્વર પેટલીકરની




પ્રકાશક · નવસર્જન કાર્યાલય · મોટા આંકડિયા · કાઠિયાવાડ

સમાજ, સાહિત્ય ને સંસ્કારવાંચ્છુનું જીવનસ્પર્શી માસિક

# ઊર્મિ અને નવરચના

સંપાદકઃ
ઇશ્વરલાલ મોહનલાલ દવે



'ઊર્મિ' · વર્ષ અઢાર • 'નવરચના' · વર્ષ તેર • મે ૧૯૪૮ · અંક બીજો

જીવન સંગીત

ચિત્રકાર · સોમનાથ લાહીરી

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૮ : 'નવરચના' વર્ષ ૧૩ : અંક બીજો

મે : ૧૯૪૮

ક્રમ



: વાર્ષિક લવાજમ :

દેશમાં : રૂા. ૭–૮–૦ :: પરદેશમાં : રૂા. ૧૦–૦–૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ–૨
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધીરસ્તો : અમદાવાદ

આફ્રિકા માટેનું સરનામું :
દયાળજી આણંદજી રાજા, પો. બૉ. નં. ૭૯, SOROTI, (B. E. Africa)



## શિક્ષણ વિષે

ધૂમકેતુ

[૧]

પછી એક શિક્ષકે કહ્યું: 'ગુરુદેવ! અમને શિક્ષણ વિષે કાંઈક કહો.'

અને એણે જવાબ વાળ્યો:

તમારા પોતાનામાં જેનું બીજાંકુર નથી એવું કાંઈ પણ જ્ઞાન તમને કોઈ પણ માણસ આપી શકે નહિ; કારણ કે જ્ઞાન, એ આપવાની વસ્તુ નથી; પ્રાદુર્ભાવ પમાડવાની વસ્તુ છે.

મંદિરના શિખરના પડછાયામાં, વિચાર ચંક્રમણ કરતા ગુરુની પાછળ, જે શિષ્યસમુદાય ફરે છે, એને ગુરુ પોતાના જ્ઞાનમાંથી નહિ, પણ શ્રદ્ધામાંથી અને પ્રેમમાંથી કાંઈક પાથેય આપે છે.

વિવેકી ગુરુ પોતાના જ્ઞાનમંદિરમાં પ્રવેશ કરવાની તમને આજ્ઞા નહિ કરે. એ તો તમને આંગળીએ વળગાડીને, તમારા જ પોતાના મનના દ્વારની પાસે તમને મૂકી દેશે. કારણ કે સઘળું સાચું જ્ઞાન ત્યાંથી—તમારા પોતાના મનમાંથી છે. જન્મ લે કોઈ ખગોળવેત્તા આકાશ વિષેનો એનો ખ્યાલ તમારી પાસે રજૂ કરે, પણ એની સમજણ અને એમાંથી ઉત્પન્ન થતો આનંદ, એ તો તમે પોતે અનુભવો ત્યારે જ તમારાં થાય.

કોઈ સંગીતાચાર્ય એનું મધુર ગાન તમારી પાસે ગાઈને તમને બે ઘડી ડોલાવી દે, પણ એના કાન, જે હવાની લેરખીએ લેરખીમાંથી, સંગીતના રમ્ય સ્વરો સાંભળીને પકડી શકે છે, એ કાન, કાંઈ તમને ઉછીના આપી શકે? એ તો તમારે જ મેળવવા રહ્યા. અને કંઠ, એ પણ તમારે જ કેળવવો રહ્યો.

કારણ કે એક માણસની દૃષ્ટિ એ એની પોતાની અનુભવની સૃષ્ટિ છે. કલ્પનાની રમણીય અનુભવવાટિકામાં જે માણસ જતો નથી, એને એ મળતી નથી.

અને જેવી રીતે ઈશ્વર એક છે, છતાં તમારો દરેકની સમજણનો એક એક ઈશ્વર છે, અને તેથી એ અનંત પણ છે, તેમ તમારા જ્ઞાનમાં પણ તમે એક રીતે એક છો, અને છતાં એમાં અનંતની શક્યતા પણ છે. તેથી જ જ્ઞાનસમુદ્રને કિનારે, પંડિત અને મૂર્ખ, સૌ રેતીમાં લીટા કરતા બાળક જેવાં છે.

[૨]

અને પછી નગરના એક વૃદ્ધજને કહ્યું: 'અમને સદ્ અને અસદ્ વિષે કહો.'

અને એણે કહ્યું: 'તમારા સદંશ વિષે હું




પ્રાપ્ત કરવાનું સ્વપ્ન નહિ હોય એમ શા માટે માનવું?

એટલે ભલમનસાઈના હજાર હજાર ને લાખ દ્વાર છે. બૂરાઈ, એ પણ એનું જ એક દ્વાર છે એમ સમજજો.

હરણના જેટલી ફાળ ન ભરનારો કાચબો પણ પ્રગતિ તો કરે જ છે.

વિરાટની ઝાંખી કરવાની તમારી મહેચ્છામાં તમારો સદંશ કામ કરી રહેલ છે. અને એ મહેચ્છા ન હોય એવો તો કોઈ–કોઈ જ નથી. બૂરાઈમાં બૂરાઈ ભરેલી વૃત્તિને પણ ભગવાનની ભલમનસાઈ નો આધાર છે! સદંશનો આ સાર્વત્રિક વિજય નથી?

આ સાર્વત્રિક વિજય જ દર્શાવે છે કે તમારા કેટલાકનો સદંશ તમને એ તરફ નૈસર્ગિક બળથી દોરી જાય છે; તો બીજાનો એ પ્રવાહ બીજી ગતિએ ચાલી રહે છે. પણ પ્રવાહ તો એ એક જ છે: સદંશ.

એટલા માટે જ સંતોએ કહ્યું છે કે પાપીમાં પાપીને પણ પુણ્યપ્રવાહનો પતિત જીવ ગણજો. કેવળ પાપી એવું કોઈ જ આંહીં નથી.

આપણે જેમ ભિખારીને કોઈ દિવસ પૂછતા નથી કે અલ્યા! તારો મોતીનો હાર ક્યાં છૂપાયો છે કે નિરાધારને કહેતા નથી કે તારું ઘર ક્યાં છે—એ જ ક્રમે પાપવૃત્તિવાળાને પૂછવાનું ન હોય કે તેં પાપ કેમ કર્યું? એનું ચાલ્યું હોત તો એ ન કરત

એટલા માટે એ આપણી વધુ પ્રીતિનો અધિકારી છે એટલું જ.

[ ૩ ]

**અને** એક કવિએ વિજ્ઞપ્તિ કરી: 'સૌન્દર્ય વિષે અમને બે શબ્દ કહો.'

અને એણે જવાબ વાળ્યો.

સૌન્દર્યને તમે ક્યાં શોધવા જશો? એને મેળવવાની એક અનિવાર્ય શરત તો આ છે કે તમારું પથદર્શન કરાવનાર સૌન્દર્યદેવી પોતે જ હોય તો તમને સુંદરતા મળે. એટલે શોધનાર પોતે જ પોતાને શોધે એવી એક ચક્રરચના આમાં રહી છે.

અને વળી એ પોતે જ તમારી વાણીમાં બેઠેલ ન હોય તો તમે એને વર્ણવો પણ શી રીતે?

અને એ ક્યાં નથી? દુઃખી અને અન્યાય પામેલાના અંતરમાં પણ એનો વાસ છે. એનો અનુભવ એ દેવીનું વર્ણન આમ આપશે: "સુંદરતા એટલે માયાળુ, મમતા. પ્રેમ, દયા, સહાનુભૂતિ. એ જુવાન માતા જેવી છે. એવી જુવાન માતા, કે જે હજી તો પોતાના નવા માતૃત્વને અરધી લાજની ભરી ચુંદડીનો આધાર આપી રહી હોય! આ સૌન્દર્યદેવીને અમે અમારી વચ્ચે એ પ્રમાણે વસતી જોઇ છે.'

પણ જે રાગ ભરેલ છે એ કહેશે: "ના રે! સૌન્દર્ય તો સામર્થ્ય છે: એ તો ભય છે.

ભયંકર ઝંઝાવાતની માફક એ પૃથ્વીને ધ્રૂજાવે છે: આકાશને વિદીર્ણ કરે છે."

સૌન્દર્યનું એ પણ એક દર્શન છે.

ક્લાન્ત અને શ્રાન્ત કહેશે: "સૌન્દર્ય તો ધીમો મૃદુ મંજુલ વિશ્રમ્ભ શબ્દ પ્રગટાવે છે. તેનો શબ્દ અમારા આત્માને સ્પર્શે છે.

પોતાના પડછાયાથી ધ્રૂજતી નાનકડી દીપશિખાની જેમ એના શબ્દો અમારા

અંતરાકાશને પ્રેમલજ્યોતિ પેઠે પ્રકાશ આપે છે "

પણ અશાંત માનવી કહેશે: "મે તો સુંદરતાને પર્વતાવલિમા જોઈ છે મોટેથી બૂમરાણ પાડવી અને એના બૂમરાણની સાથે જ શાર્દૂલની તાડને ઉઠાડતી."

રાત્રિનો પહેરેગીર બોલશેઃ "સૌન્દર્ય, પ્રભાતના આકાશમાંથી ઊતરી આવે છે!"

બપોરે લીમડાને છાયે બેઠેલા લક્કડફોડા માનશે કેઃ 'ઘણીવખત, સાંજને સમે, આકાશની અગાશીમાં એક કોઈક મૂર્તિ દેખાય છે તે જ સૌન્દર્ય હશે!'

શિયાળામાં સૌન્દર્ય ત્યાં વસે છે—જ્યાં વસંતઋતુ વસે છે.

ઉનાળાની ગરમીમાં પાનખરઋતુનાં પાંદડાંમાં એનું નૃત્ય જણાય છે.

પણ સૌન્દર્ય વિષે આટલી વિવિધ વાણી કહેનારાઓ ખરી રીતે સૌન્દર્ય વિષે કાંઈ જ કહેતા નથી. એ તો માત્ર એમની અનભિવ્યક્ત કામના વ્યક્ત કરે છે

અને સૌન્દર્ય એ ખરી રીતે કામના પ્રગટ કરવા માટે નહિ—આનંદ વ્યક્ત કરવા માટે છે.

એ તૃષાકુલ મોં નથી કે કાંઈક લેવાની ઈચ્છા માટે લાંબો થયેલો ભૂખ્યો હાથ નથી.

એ તો હૃદયનું પ્રતીક છે. એવા હૃદયનું કે જેમાં અગ્નિ પ્રગટ્યો છે. એ એવો આત્મા છે કે જે આનંદ મહોદધિમાં તરી રહ્યો છે!

તમે બંધ નેત્રે જે મૂર્તિ હૃદયમાં જૂઓ છો તે સૌન્દર્ય છે તમે બંધ કાને જે સ્વર સાંભળો છો તે સૌન્દર્ય છે હમેશાં જ્યાં પુષ્પો નિત્યવસંતમાં બહારમાં છે એવી આનંદવાટિકા એ સૌન્દર્ય છે

જીવન, જ્યારે પડદો ખસેડીને જીવનને પોતાનું રહસ્ય આપે છે. ત્યારે જે દર્શન મળે છે તે સૌન્દર્ય છે.

તમે પોતે જ જીવન છો જોનાર તમે છો. જોવાનું દૃશ્ય પણ તમે છો અને વચ્ચેનો પડદો એ પણ તમે જ છો.

પ્રતિમા કોતરેલી કોઈ દર્પણકન્યા. અનંત સમય થયાં, પોતાને જોયા જ કરતી હોય જોયા જ કરતી હોય, અને પોતાની એ સુંદરતાનો કોઈ દી એ અવધિ જ ન પામતી હોય, સૌન્દર્ય એવું છે. જાણે કે અનંતને આરે, આકાશદર્પણમાં કોઇએ પોતાની નિત્ય યૌવની મુખમુદ્રા દીઠી!

પણ એ જેની મુખમુદ્રા છે એની જ શોધખોળ ચાલે છે! શોધનારો પોતે પોતાને શોધવા નીકળે એવી આ સુંદરતાની મોહક રમણીય ભૂલભુલામણી છે!

એટલા જ માટે કવિએ ગાયું કે 'સૌન્દર્યો પામતા પહેલાં, સૌન્દર્ય બનવું પડે!'

[ ખલિલ જિબ્રાન ઉપરથી ]

★

# અપૂર્ણ કવિતા!

અ-યાત્રી

ગિરનાર પાસેનું એ સુંદર નાનકડું, પાર્વતીના નયન જેવું મનોહર જંગલ, શેષાવન હો કે સીતાવન હો, કે ગમે તે નામે હો, પણ ત્યાં મેં ગાળેલો એક દિવસ આજે સાંભરે છે ત્યારે ઘડીભર તો મારું અંતર ત્યાંનાં દરેકે દરેક વૃક્ષની જાણે જૂની પિછાન ધરાવતું હોય એટલું આનંદમગ્ન બની જાય છે! એનાં વૃક્ષો મારી સામે ખડાં થઇ જાય છે! પેલી લીંબુડી—ને પેલો ઘટછાય આંબો!

જગમોહન સાથે ત્યાં ગાળેલો દિવસ એ તો સર્વોત્તમ રહ્યો—અને વળી સ્વપ્નવત રહ્યો!

ઘણું કરીને વિજયાદશમીનો કે એવો કોઇ તહેવાર હતો. જલેબીપૂરી ચડાવીને અમે ચાર પાંચ ટીખળી વિદ્યાર્થીઓ ભેગા થઈને, ભોંઇની પટલાઇ માંડીને બેઠા હતા. એટલામાં જગમોહન આવ્યો.

જગમોહન મારો સાહિત્યમિત્ર હતો. એ લખતો તે હું વાંચતો. હું લખતો તે એ વાંચતો. ઘણાખરા સાહિત્યમિત્રો એમ જ કરે છે. અમારી બન્નેની વચ્ચે વગર બોલી એક સરત હતી.

એકબીજાના લખાણની કોઇને વાત ન કરવી. એટલે એ લખે છે—એની માત્ર મને ખબર હતી. મારું લખાણ મેં એને ઘણી વખત બતાવ્યું હતું. શેષાવનનું મેં કરેલું વર્ણન વાંચીને—એ બીજે જ રવિવારે, છાનોમાનો શેષાવન દોડ્યો ગયો હતો! એને આ બાબતમાં મારો એકનો જ ભરોસો હતો. બીજા સૌ એની મશ્કરી કરતા. એટલે જગમોહન મારી પાસે જ પોતાનું હૃદય—અને પોતાનું લખાણ—બન્ને મૂકતો!

અત્યારે પણ એ એવા જ કોઇક કામે આવ્યો હશે એ હું સમજી ગયો. બધા જાય પછી જ અમારો સાહિત્ય-વ્યવહાર શરૂ થાય તેમ હતું!

ધીમે ધીમે સૌ વેરાવા માંડ્યા. અંતે હું ને જગમોહન બે જ જણા ત્યાં એકલા રહ્યા: જગમોહને ધીમેથી મને કહ્યું: 'દાસભાઇ! મારે જરાક તમારું કામ છે—આવોને!'

હું એટલા વિદ્યાર્થીમંડળમાં જરાક પ્રૌઢમાં ખપતો. કોઇને કાંઇ દુઃખ હોય, કોઈની મૈત્રી તૂટી હોય, કોઇને સાંધવી હોય, કોઇના અડદિયાનો ડબરો ટ્રંકમાંથી તાળું તોડીને કાઢી લેવો હોય, કોઈ મહેફિલ કરવા બહાર જવાનું હોય, કોઇને માનપત્ર આપવાનું હોય, તો તરત મારી સલાહ લેવાતી. જગમોહનને પણ કાંઇક એવું કામ હશે એમ ધારીને હું એની સાથે ચાલ્યો.

જગમોહન મને એની 'રૂમ'માં લઇ ગયો. 'નરસિંહલાલ ક્યાં ગયા?' મેં કહ્યું. નરસિંહલાલ એની સાથે રહેનાર હતો.

'હમણાં આવશે—આટલામાં જ ગયો લાગે છે!'

'શું તમારે કહેવું 'તું?'

જગમોહને પહેલાં બહાર જઇને લાંબી ઓશરીમાં એક દૃષ્ટિ કરી જોઇ. નરસિંહલાલ ક્યાંય દેખાતો નથી એની ખાતરી કરી. પછી એણે બારણું બંધ કર્યું. ધીમેથી પોતાનો ટ્રંક ખોલ્યો. હું તો આભો બનીને જોઇ જ રહ્યો. આણે પોતાનાં કાવ્યોને આવી રીતે ક્યારે સંઘરવા માંડ્યાં? એટલામાં એ એક કવર લઇને મારી પાસે આવ્યો.

'તમારો શેષાવન ઉપરનો લેખ મેં વાંચ્યો—અને મને લાગ્યું કે—આનો જવાબ તો તમારી પાસે લખાવીને—પછી જ હું મોકલું એમ થાય છે.' જગમોહન મારી સામે એક કવર ધરી રહ્યો.

'શું છે જગમોહન? શાની વાત છે?'

'તમે ખોલોને—ખાનગી કાંઈ જ નથી. એમાં પણ એવું જ કાંઇક છે!'

'કોનું છે?'

'તમે જુઓને—આપણી વચ્ચે ક્યાં હવે પડદો રહ્યો છે? મારી બધી વાત તમે જાણો છો. તમારી બધી વાત હું જાણું છું!'

વાત સાચી હતી. તરુણજીવનના પ્રથમ દિવ-

સોની રસિક કથાઓ પણ અમે બન્ને જણાએ ચાંદનીમાં ફરતાં–ફરતાં કલાકોના કલાકો સુધી કરી હતી! પરીતળાવને કિનારે બેસીને અમે ચંદ્રલોકની નૌકાઓમાં હરરોજ રાતે જઈ આવતા!

જીવનની કલ્પનારંગી મૈત્રીના એ દિવસો હતા! એવા દિવસો પાછા ફરી ફરીને આવતા નથી એ એક કરુણતા છે. પણ એ દિવસો, જીવનમાં એક વખત આવ્યા તે કોઇ દિવસ જતા નથી એ બીજી કરુણતા છે!

મેં કવર હાથમાં લીધું. 'કાંઇ ખાનગી નથી નાં જગમોહન! કોનું છે?'

'કોનું છે એ તમે વાંચીને સમજી જશો. ને આપણી વચ્ચે હવે ખાનગી કાંઇ કયાં રહ્યું છે?'

કવરમાંથી કાગળ કાઢીને મેં હાથમાં લીધો. પણ એ કાગળ હાથમાં લેતાં જ હું તો છક્ક થઇ ગયો. કવર તો સાદું ટપાલનું વાપર્યું હતું. પણ અંદરનો કાગળ–એની જાત કદ, ઘડી, રૂપરંગ અને જરાક એમાંથી છાની છાની પ્રગટતી પરિમલ લહરી, એ સઘળાં કોઇક રસિક સંસ્કારી વ્યક્તિનો પરિચય આપી જતાં હતા! આ કાગળ, એવી મુલાયમ જાત જ, કેટલી બધી વાત પ્રગટ કરી દેતી હતી!

'જગમોહન! આ તો ભાઇ, કોઇ ભારે રસિક...'

'તમે વાંચો તો ખરા!' જગમોહન બોલ્યો.

જગમોહન 'ઇન્ટર આર્ટસ'માં ભણતો. હું પણ એની સાથે હતો. ઉત્તરરામચરિતનું ભવ્ય નાટક અમે ભણી રહ્યા હતા. આ કાગળ લખનારે, એ ઉત્તરરામચરિતના એક શ્લોકથી જ શરૂઆત કરી હતી!

હું તો કાગળ પછી અક્ષરના મરોડ જ જોઇ રહ્યો! મોતીના વેરાયલા દાણા જેવા સ્વચ્છ, નાજુક એકધારા–અને એટલા તો અકૃત્રિમ રીતે સુંદર એ ચાલ્યા આવતા હતા કે, આ લખનાર કોણ છે–એ જાણવાની તાલાવેલીમાં, ઝપાટાબંધ કાગળની બીજી બાજુ તરફ, મેં છેડે નજર ફેરવી લીધી. 'લિ૦ આપની નીલાંગના!' નામ વાંચીને હું તો સ્તબ્ધ જ થઇ ગયો!

નીલાંગના જગમોહનની વહુનું નામ હતું એ મને ખબર હતી. પણ એ આટલી સંસ્કારી, રસિક સુઘડ સ્ત્રી હશે એનો તો કોઇ કોઇ દિવસ ખ્યાલ આવ્યો જ ન હતો. જગમોહને પણ એવા કોઇ ઉત્સાહથી મને એની વાત કરેલી નહિ!

'જગમોહન! આ તો ભૈ! તે નીલાંગના ભાભી–'

'ભાભી? જાવ, જાવ, તમે મારા કરતા મોટા છો'

'હા, પણ કહેવાય તો ભાભી જ નાં–? આ તો તેં...રત્ન...'–

'અરે! એ જગમોહનીયા!' બહારથી નરસિંહલાલે લાંબા સ્વરે એને બોલાવીને બારણું ઉઘડાવવા માટે ધાધલ કરી મૂકી હતી!

જગમોહને કાગળ મારા હાથમાં જ રહેવા દીધો. ધીમેથી મને કહ્યુઃ 'તમારા ખીસામાં મૂકી રાખો. આપણે સાંજે પરીતળાવે જઇશું!'

મેં કાગળ ખીસામાં મૂકી દીધો. જગમોહને બારણું ઉઘાડ્યું. ને નરસિંહલાલે ધમધમ અંદર પ્રવેશ કર્યો: 'અલ્યા! શું વહુનો કાગળ વાંચતો'તો?'

'અરે જા જા! કરોળિયા! અહીં વહુ જ કોને છે?'

એક વખત ઓરડીમાં કરોળિયો નીકળ્યો, અને એ વીંછી છે એમ માનીને નરસિંહલાલે એટલી ધાંધલ કરી મૂકેલી કે ત્યારથી એનું નામ નરસિંહલાલ કરોળિયો પડી ગયેલું!

'અલ્યા છતી વહુએ વાંઢો શું કરવા થા'છ?' નરસિંહલાલે કહ્યું.

'તો તારે કયાં નથી?'

'પણ અમે કયારે ના પાડી કે અમારે નથી! અમારે તો બે છે–એક તો મરી ગઇ!'

'લ્યો, હવે તમારું સમાધાન હું કરું, તમારે વહુ છે. એને પણ છે. ને મારે તો વહુ ને છોકરો બેય છે. હવે બોલતા બંધ થાવ–ચાલો!'

હું હસતો હસતો ચાલ્યો ગયો.




[ ૨ ]

તે દિવસે પૂનમની ચાંદની રાત હતી. જ્યારે જગમોહને આવીને મને કહ્યું કે એના કાકાનો તાર છે એટલે એને અત્યારે સ્ટેશને જવાનું છે–ને આપણે હવે કાલે રવિવાર છે તે શેષાવન જઈશું! ને ત્યાં જવાબ લખીશું!–ત્યારે કોણ જાણે કેમ મને શું થયું તે આ કાગળ એકાંતમાં વાંચવા મળશે, એ આશાએ મારું મન ફૂદકા મારી રહ્યું !

જગમોહન ગયો એટલે હું પરીતળાવ ઉપર જ ઊપડયો.

જૂનાગઢના પરીતળાવને જેમણે ચાંદની રાતે જોયું છે, એમણે પછી જીવનભર, એની જ કલ્પના કર્યા કરી છે. એટલી સાદી સુંદરતા ત્યાં પથરાઈ રહી છે! અને ત્યાંનાં વૃક્ષો–જાણે એ તળાવને ઓળખતાં હોય ને તળાવ એમને ઓળખતું હોય–એમ એક એવા પ્રકારનો એમની વચ્ચે સંવાદી મેળ જામ્યો છે કે એ જ્યારે જુઓ ત્યારે આનંદગોષ્ઠિ કરતાં લાગે! હું જ્યારે ત્યાં ગયો ત્યારે ચાંદની પૂરબહારમાં હતી. આકાશનો ચંદ્રમા પોતાની ચાદરને આખા ઉદ્યાનમાં પાથરી દઈને ઊભો રહી ગયો હતો. એક અજબ જેવી શાંતિમાં તમામ ઉપવન બેસી ગયું હતું. આજે સદ્‌ભાગ્યે અત્યારે ત્યાં કોઈ જ ન હતું!

નીલાંગનાનો કાગળ આવી ચાંદનીમાં જ વાંચવો જોઈએ–એને એ પ્રમાણે એ વંચાશે, એવા કાલ્પનિક રંગદર્શી ખ્યાલે મારું મગજ કેટ ઘોડા ઘડી રહ્યું હતું!

અંતે એક શાંત, એકાંત, તેજછાયાની મધુર ગૂંથણીભર્યું સ્થળ મેં શોધી કાઢ્યું.

મેં કાગળ કાઢયો. એના અક્ષર નીરખી નીરખીને જોયા. ફેરવી ફેરવીને એને નીરખ્યો. એમાં જાણે સાચાં મોતી વેર્યાં'તાં. જેમ જેમ એ હું વાંચતો ગયો તેમ તેમ હું તો નીલાંગનાનો, મધુર પ્રેમભર્યો, જરાક શોકભીનો સાદો, નિર્દોષ, આછું સ્મિત કરતો ચહેરો એમાંથી ઊઠતો જોઈ રહ્યો હતો. આ નીલાંગના અદ્‌ભુત રમણી હતી. હું તો એને નીરખી જ રહ્યો–મારી કલ્પનામાં. અને આ જગમોહન–એ કેટલો કઢંગો હતો! એ જમવા બેસતો ત્યારે રસોયાને ડર લાગતો કે આજ જગમોહન ઊઠશે નહિ ને જગમોહનને ડર લાગતો કે આજ રસોયો પીરસી શકશે નહિ! બત્રીસ પૂરી એનો–ઓછામાં ઓછો ખોરાક ગણાતો. ને ચોસઠે એણે પૂર્ણ વિરામ ન કર્યું હોય એવા પ્રસંગ કંઈ ઓછા ન હતા. એનો વેષ–એટલો જ લઘડધબડ ને કઢંગો હાટ. બોલે તો થૂંક ઊડે–ને હસે તો તૂંબડીમાં કાંકરા ખખડતા હોય એવું લાગે!

અને એનું લખાણ–કેટલું કૃત્રિમ ને વિચિત્ર? એ પાછો ફાંકો રાખતો કે તમે જેમ બેદરકાર દેખાવ તેમ લોક તમને 'કવિ'માં ગણે. 'કવિ'માં ગણાવા ઘણી વખત એ એક ચંપલ એક જાતનું ને બીજું બીજી જાતનું પહેરતો!

જગમોહનના નજરે નહિ પડેલા–એવા એક હજાર દોષ અત્યારે મારી સામે મોટા થઈને ઊભા રહ્યા. મને એમ પણ થયું કે આ કાગળનો જવાબ તો હું જ આપી શકું પણ એ મોકલવાનો તો જગમોહનને હતો! હાયરે! વિધાતા! તને કાલિદાસે ધિક્કારી હોય તેના કરતાં એક હજાર ગણી વધારે હું ધિક્કારું છું! તને કોઈ દી જોડી ગોઠવતાં આવડશે જ નહિ!

નીલાંગનાનો આખો કાગળ પ્રેમની એક અત્યંત સુંદર રસિક ચર્ચા જેવો હતો. વૃક્ષને વિંટાતી વેલીના જેવી એની મનોરમ પંક્તિ જેટલી આકર્ષક હતી એટલી જ અર્થગંભીર હતી.

હું તો એની સામે જોઈ જ રહ્યો. આ કાગળ જગમોહન સમજશે? અરે રામ રામ કરો! એટલે તો એણે મને બતાવ્યો હશે! મારા મનમાં આ કાગળને લીધે જગમોહનની લઘુતા વધુ ને વધુ મોટી થતી–ગઈ!

[ ૩ ]

તે રાતે મેં એનો જવાબ વાળતો પ્રેમપત્ર પૂરો કર્યો ત્યારે ઘડિયાળમાં ચારના ટકોરા થયા. સદ્‌ભાગ્યે અમારો ઓરડી મિત્ર તે દિવસે ગામમાં સૂવા ગયો

હતો. એ પત્રમાં મેં પ્રેમને એવો લડાવ્યો હતો કે એનો શું જવાબ નીલાંગના આપશે, એ મારે મન એક રસિક કોયડાનો વિષય બની ગયો હતો.

સવારમાં ૭ ન થયા ત્યાં જગમોહને બારણું ખખડાવ્યું.

અમે ઊપડયા. પણ જગમોહન પ્રત્યેના મારા વર્તાવમાં અત્યારે કેટલી ઠંડી હતી! એ મને એક આવશ્યક અનિષ્ટ જેવો લાગવા માંડયો.

શેલાવન અમે પહોંચ્યા. લગભગ–બારેક વાગે ખાઇ પરવારીને ફરવા નીકળ્યા. ત્યાંની હરિયાળી કુંજોમાં જે પંખી બોલતાં, તે મને પ્રેમની ભાષા લાગતી હતી. ત્યાં ઝરણા જે ગાઈ રહ્યાં હતાં–તે પ્રેમોર્મિની પંક્તિઓ હતી. ત્યાં જે ફૂલ, મંદ પરિમલ ફેલાવી રહ્યાં હતાં, એમા નર્યો સ્નેહનો છંટકાવ જણાતો હતો. અમે તો ત્યાં ફરતાં ફરતાં–જે ગઝલો આવડી એ બધી જ ગાઇ નાખી. પછી એક પથરા ઉપર બેઠા.

'જગમોહન! કાગળ તો મેં લખી નાખ્યો છે રાતે, પણ એમ ને એમ જાવા દેવો છે?'

'તો તો–અક્ષર ઓળખે નાં યાર! કેમ સમજ્યો નહિ?'

આટલું સાદું સત્ય સમજવાની પણ મારું મગજ અત્યારે ના પાડી રહ્યું હતું–મને એ સમજતાં વાર લાગી.

'તેં તે પહેલાં કાગળ લખ્યો છે?'

'નહિ ત્યારે? પણ તે પહેલાં તો એ ટૂંકા સાદા કાગળ લખતી–'

'ને તું જવાબ વાળતો!'

'હાસ્તો. ટૂંકા સાદા!'

'એ...મ! ત્યારે-તો બરા...બર...' મેં વિચાર કરતાં કરતાં જવાબ વાળ્યો. મારા મનમાં એક દુરાશા પ્રગટી રહી હતી. આટલી ચતુર સ્ત્રી જાણી જ જશે કે આ જવાબ આ બોથડનો નથી ને તો!.. તો!

એક સુંદર પ્રશ્ન 'તો?' મારા મનથી એ ઘણો મહત્ત્વનો થઈ ગયો હતો.

મેં કાગળ જગમોહનના હાથમાં આપ્યો. એણે તો પહેલું વાક્ય વાંચ્યું ને એ તો કૂદવા જ માંડયો. 'રે! કવિ! તેં...તેં અલ્યા ભારે કરી નાખી છે. ગજબનું લખાણ છે...' તે બોલી ઊઠયો. કાગળમાં પહેલું વાક્ય આ પ્રમાણે હતું:

'આ મારી દુનિયામાં જ્યાં સુધી તું ન હતી ત્યાં સુધી કેટલાં કેટલા રૂપવિરૂપ બનીને મારી સામે ઊભાં હતાં! અને આજે વિરૂપના હું શોધું છું ને એ ક્યાંય મળતી નથી! તારા વિરાટ પડછાયામાં તમામે તમામ વસ્તુ એટલી સુંદર બની ગઈ છે!...' વગેરે.

અને એક બીજું આશ્ચર્ય થયું. નીલાંગનાને મેં આ કાગળ લખ્યો એ તો ઠીક, પણ મારાં અંતઃકરણની જાણે સરવાણી પ્રગટી હોય, તેમ અત્યંત સુંદર કાવ્યપંક્તિઓ મારામાંથી પ્રગટવા માંડી!

આ તરફ આ પત્ર–વ્યવહાર તો ચાલતો જ રહ્યો. મારું મન કેટલું પ્રચ્છી રહ્યું હતું કે કાગળ લખનાર હું–જગમોહન નહિ, પણ હું છું. એ કોઇ રીતે આ રમણીને ખબર પડે!

પણ એ ખબર શી રીતે પડે? ને નીલાંગનાને પોતાને તો એ શી રીતે દર્શાવાય? કાગળમાં કોઇ સંકેત મૂકયો હોય તો! પણ અજાણી એવી આ વાત કરતાં હિમ્મત ન ચાલી!

એવામાં ગામમાં એક બે પ્લેગના 'કેસ' થયા. એટલે હવે તો એકદમ કૉલેજ બંધ થશે એમ લાગવા માંડયું. જગમોહને મને કહ્યું: 'મારે ઘેર જ ચાલને. પંદર દિવસમાં કાં તો કૉલેજ પાછી ઊઘડે છે! આપણે સાથે વંચાશે ને બેય વાત!'

મારે તો એટલું જ જોઈતું હતું. હું તો નીલાંગનાને જોવા તલસી જ રહ્યો હતો. એની પાનીનો મોહક રંગ ચિત્રલેખાએ કઈ લાલ રંગી વાદળીમાંથી ઉઠાવ્યો છે એ મારે જાણવું હતું!

સાંજરે અમે જગમોહનને ત્યાં પહોંચ્યા. જગ-



મોહને ખબર કર્યા હશે એટલે મારે માટે પાસેનો એક ઓરડો તૈયાર કર્યો હતો.

હું ત્યાં બેઠો. જગમોહન તો ઘરમાં સ્વજનો સાથે વાતોમાં પડી ગયો હતો. થોડીવાર થઇ ને પાસેના ઘરમાંથી, એક કોઇ બાઇ, ચાનો પ્યાલો લઇને આવતી જણાઈ!

આ-હા! આ તો દેવોને પણ દુર્લભ એવો લ્હાવો હતો. આવનાર નીલાંગના જ હોવી જોઇએ. ને જગમોહને એને ચા દેવા મોકલી લાગે છે. હું આતુરતાથી એના આવવાની પ્રતીક્ષા કરી રહ્યો!

એટલામાં તો એ પાસે આવી. હવે તો ઘરના ઉંબરા નજીક હતી. એના શરીરનું સપ્રમાણત્વ અને તો દૂરથી એ ડોલાવી રહ્યું હતું! આ હો હો! આટલું સપ્રમાણ શરીર! જાણે કોઇએ માપ લઇને જ ઘડ્યું ન હોય!

એટલામાં તો એ આરસપૂતળી વધુ ને વધુ નજીક આવતી ગઇ.

હું તો બેઠા જેવો થઇ ગયો હતો. એની સોનેરી બંગડીનો રણકાર તો જાણે કાવ્યધ્વનિ જેવો અદ્દભુત લાગ્યો. મેં એક પગલું આગળ ભર્યું. એની સાથે પહેલો શું શબ્દ બોલવો, શબ્દ તો ઠીક, એ શબ્દને કેટલો સ્વર ભાર દેવો, એનો પણ મારા મનમાં હું વિચાર કરી રહ્યો હતો! એટલામાં તો નીલાંગના નજીક આવી પહોંચી. એણે ઓરડાની અંદર પ્રવેશ કર્યો હતો. એના હાથમાં ચાનો પ્યાલો હતો એટલે એનાં પગલાં ધીમાં પડી રહ્યાં હતાં. અને તેથી સગ્ધરાછંદ જેવી મોહક મંદતા જાણે એમાંથી પ્રગટતી હતી! ઓ અપ્સરા!

હું તો ઉત્સાહમાં ને ઉત્સાહમાં, બોલાય કે નહિ એનું ભાન રાખ્યાં વગર, મોટેથી બોલવા જતો હતો, 'કેમ? ઓળખો છો નીલાં......ભાભી!' કરીને, પણ મારો શબ્દ અધૂરો જ રહી ગયો! પાછળથી આવેલો જગમોહન, નાક ઉપર આંગળી મૂકીને મને ન બોલવાની જાણે કે નિશાની કરી રહ્યો હતો! કાંઇક કાચું કપાયું છે એ ભયે હું બે ડગલાં પાછો હટ્યો, પણ એથી તો જરાક અંધારામાં રહેલું, પેલી નીલાંગનાનું મોં તેજમાં આવી ગયું, અને હું છડી ઊઠ્યો! ઓય મારા બાપ!

પહોળું ચોરસ જડબું નાનકડી ડોક ઉપર ચોડ્યું હોય તેવું, એક કઢંગુ મોં પોતાનું કઢંગુ દર્શન આપતું સાં મારી સામે ઊભું હતું! અરર! રર! આ નીલાંગના? ડુંગર ઉપરથી માણસ ખીણમાં ગબડી પડે ને એની જેવી દશા થાય એવી મારી દશા થઇ ગઇ હતી. મારી જાણે કોઈ કલ્પનાસ્ત્રી મરીપરવારી હતી! એટલામાં તો એ ત્યાં ચા મૂકીને ચાલતી થઇ ગઇ હતી.

'એનું નામ લલિતા છે, નીલાંગનાનું નામ તો એકલો હું જ જાણું છું. એટલે મેં તને બોલવાની ના પાડી હતી!'

'હેં! પણ ત્યારે નીલાંગના ભાભી—એ ક્યાં છે?'

'નીલાંગના ભાભી કોણ?'

'નીલાંગના ભાભી કોણ? જગમોહન! તું તારી વહુનું નામ ભૂલી ગયો?'

જગમોહન હસી પડ્યો. 'હું તો કાંઇ ભૂલ્યો નથી. આ લલિતાનું મેં એવું નામ પાડ્યું'તું! એટલે એ નામે લખતી એટલું જ.'

'નીલાંગના?'

'હા. કેમ?'

'પણ ત્યારે કાગળ કોણ—આ તારી વહુ લલિતાએ લખેલા?'

'ત્યારે નહિ? તેં જવાબ વાળ્યા તે બધા! આ લલિતાના જ લખેલા!'

મારું મગજ ભમવા માંડ્યું. હું આજ દિવસ સુધી, આ કાષ્ટની પૂતળી જેવી, દમણું ગઇ, એ બૈરીને, બૈરીને શું ચોરસ જડબાને, આવા પ્રેમભર્યા પત્રો લખી રહ્યો હતો! એ વિચારે ઘડીભર તો મારું મગજ શૂન્ય જેવું થઇ ગયું!

મારી પગ નીચેથી જાણે સૃષ્ટિ જ ખસી જતી





હોય એવુ મને લાગ્યુ ! હું ખુરશી ઉપર બેસી જ ગયો મને લાગ્યુ કે મારી આખમાંથી હમણાં આંસુ ખરવા માડશે !

અને એટલામાં એ ધાને દ્વિગુણીત કરતો હોય તેવો એક કર્કશ અવાજ બહારથી આવતા તો હું નીચે પડતો રહી ગયો લલિતા શુ ગંધવુ છે એ પૂછી રહી હતી

બીજે દિવસે વહેલી સવારે જ હું મારો સર સામાન બાધીને તૈયાર થઇ ગયો હતો જગમોહન આશ્ચર્યથી એ નિહાળી રહ્યો 'અલ્યા ! કેમ ? પદર દી થઈ ગયા ?'

'જગમોહન ! મને રાતમાં એક બહુ જ ખરાબ સ્વપ્ન આવ્યું છે અમારા કોઇ નિકટના સ્વજન જાણે મૃત્યુ પામ્યા છે એટલે હવે હું નહિ રોકાઉં !

અરે ! પણ તું આવો વહેમી ક્યાથી ? ચાલ, લલિતાને પૂછી લઇએ !'

ના, જગમોહન ! ના,' હું બે હાથ જોડીને તેને નમી રહ્યો કાંઈ પૂછવુ નથી મને જવા દે મને લાગે છે મારુ સર્વસ્વ હણાઇ ગયુ છે !'

×

આ બનાવ પછી ત્રણ વરસ સુધી મે કવિતા લખી તો નથી, પણ વાચી પણ નથી અને કાગળ લખવાનું ખાસ કરીને કોઇ રૂપાળા કાગળને જવાબ આપવાનું તો માડી જ વાળ્યુ છે !

★

# અનંતના સુકાનીને

હોડી હકાર હે સુકાની અનતના,
સાગરના નીર પાર કરવા હોજી રે,
ગર્જે તરગદોલ નભને પખાળવા,
અતરના રુદ્ર તાન મ્હાણવા હોજી રે,
છોડી નિજ દેશ હવે પરદેશે નીસર્યા,
પરદેશી રીતભાત ન્યાળવા હોજી રે,
માનવના હર્ષ અને માનવની વેદના,
માનવની ભાવના વધાવવા હોજી રે
જળના ઉડાણમાથી મોતી લઈ આવવા,
પૃથ્વીના ભેદ બધા ટાળવા હોજી રે;
વાયુ શાં ઘૂમવા ને તેજબર ધારવા,
ભૂમાના વ્યોમગાન ગાવા હોજી રે,
આજે સુદૂર દૂર ધ્રુવના એંધાણમા,
મડાણી મીટ ભાવઘેરી હોજી રે,
આવે ને જાય કૈંક નૌકાના કાફલા,
મારે તો એક તારી યારી હોજી રે !

જયંતીલાલ આચાર્ય

ચાલી આવતી આત્મકથાનો હપ્તો તેરમો




ધૂમકેતુ

★ પોરબંદરના જલવિજલતરંગ કિનારે જન્મેલાં કાવ્યો
★ મેટ્રિકની ને 'કાવ્ય'ની મથામણ. . . . . . .
★ એબટના 'નરકેસરી નેપોલિયન'ની અદ્દભુત જીવનપુરુષાર્થી પગવાટ

પોરબંદર ગાળેલાં બન્ને વર્ષો એક દૃષ્ટિએ અત્યંત મહત્ત્વનાં બની ગયાં છે. ગુજરાતી ભાષામાં 'કાવ્ય' ઉપરથી 'ગદ્ય'માં જવા માટેનો કેટલોક રસ્તો ત્યાં જ દૃઢ થઇ ગયો એમ કહીએ તો ચાલે.

મેટ્રિકના વર્ષમાં ભારે મથામણ હતી. એક તરફથી મારે સૌની સાથે પોતાની પ્રગતિ બતાવ્યા વિના છૂટકો જ ન હતો, તો બીજી તરફથી અનેક મુસ્કેલીઓ વચ્ચે મારે ચાલવાનું હતું. રાજમહેલની પાછળ દરિયા કિનારે એક વગરવપરાશી કૂવાના થાળામાં જઇને બેસો તો વંચાય બાકી વાંચવાનું કોઇ સ્થળ જ મળે નહિ! ઘરની ઓરડી તો એટલી સાંકડી હતી કે ન પૂછો વાત! એટલે હું કોઈ ને કોઇ મિત્રની શોધમાં તો રહેતો જ હતો.

ભોજેશ્વરપ્લોટમાં દામોદરકાકાના ઘરની પાસે જ પંડ્યા માસ્તર રહેતા. અને પાસે માર્કર સાહેબ પણ રહેતા. થોડે દૂર બે મકાનો હતાં. એકમાં ડૉકટર મણિશંકરનું કુટુંબ રહેતું. બીજામાં ડૉકટર વજેશંકર વ્યાસનું કુટુંબ રહેતું. આ વજેશંકર વ્યાસ-તે આંહીંના એક વખતના ન્યાયમૂર્તિ શ્રી. દેવશંકર વ્યાસના પિતા. મૂળ એ રહેવાસી ચૂડાના. એ ત્યાં મેટ્રિકમાં અમારી સાથે જ હતા. એ વખતના-બીજા અમારી સાથેના વિદ્યાર્થીઓમાં એક પ્રેમજી રામજી ચંદારાણા. શ્રી. ભુપતાણી અમારી પાછળ છઠ્ઠા ધોરણમાં હતા. શામળદાસ ગાંધી, એ વખતે પણ પોરબંદરના દરિયાકિનારે ગર્જનાત્મક સ્વરથી જ વાતો કરતાં, તે ઘણું કરીને છઠ્ઠીમાં નાપાસ થઇને છઠ્ઠીમાં જ પડ્યા રહ્યા હતા. પરંતુ એ વખતે પણ એમનો સ્વભાવ અલકમલેકની વાતોને રસિક રીતે કહેવાનો ખરો!-

આ બન્ને ડૉક્ટર કુટુંબો સાથે મારે મૈત્રી જેવું હતું. ડૉક્ટર મણિશંકરના પુત્ર મેટ્રિકમાં હતા, રેવાશંકર એનું નામ. એને અંગ્રેજીનો ઘણો શોખ હતો. મોટા શબ્દો એ મેકોલેમાંથી પણ ઉપાડી લાવીને વાપરતા. એની સાથે સાથે મને પણ અંગ્રેજીનો શોખ જાગ્યો.

આ વખતે ઘણું કરીને એકાદ વખત પ્રાણજીવન પાઠક એક વેકેશન ગાળવા ત્યાં પોરબંદરમાં આવેલા. તે મુંબઇમાં ભણતા હતા એમ સાંભરે છે. નિત્શે એમનો એ વખતે પણ પ્રિય લેખક હતો. અમારા મંડળમાં નિત્શેની પ્રથમ વાત એમની મારફત આવી. મેક્સ નોર્ડો તો રેવાશંકરનો અતિશય પ્રિય લેખક. એટલે સમજીએ ન સમજીએ પણ અમે મેક્સનોર્ડો, મેકોલે, નિત્શે એવાં એવાં નામ હાલતાં ને ચાલતાં-વાપરવા માંડ્યા.

એમાંથી મારી ગણના હોશિયાર વિદ્યાર્થીઓમાં થવા માંડી. ટાગોરે એક જગ્યાએ લખ્યું છે કે 'Every man grows by pretantions' એનો અર્થ ઘણા વખત સુધી સમજાયો ન હતો. મેં

એક વખત એ વાપરેલો ત્યારે આપણા એક સાહિત્યવિવેચક ઉડાઇ પણ પડેલા! 'અરે! એવું તે હોતું હશે. સત્ય જ વિકાસનો જન્મ કરે!'

પણ એક વખત તમે જે સ્વાંગ ધારણ કરો, એ સ્વાંગના નિભાવ માટે તમે સત્યને માર્ગે પાછળથી ધસો છો અને પછી તમને બળ મળે છે. મેં સ્વાગ ધારણ કર્યો. મેકોલે, મેકસવોર્ડી, નિત્શે, એવા એવા લેખકોના નામનો. ધીમે ધીમે વર્ગમાં વાત થવા માંડી કે માળો આ છે તો હોશિયાર!

એમાંથી હોશિયાર ગણાતા વિદ્યાર્થીઓમાં મને વાંચવા માટે આમંત્રણ મળવા માંડ્યાં!

મારે તો ઘાસની ગંસડી ઉપર સૂતાં સૂતાં તારા ગણવા પડતા હતા, એમાં આ આમંત્રણો આશીર્વાદ રૂપ થઇ પડ્યાં!

અને એમાં પણ પાછો ચૂંટણી કરવાનો અવકાશ રહેવા માંડ્યો!

મેં શરૂઆતમાં રેવાશંકરને ત્યા વાચવાનું રાખ્યું. એક તો એ વાંચતાં વાંચતા વારંવાર કોઇ ને કોઇ આડીઅવળી વાતમાં પડી જવાના સ્વભાવવાળો હતો ને મારે એવું જ જોઇતું હતું કે જેને નિશાળ ઉપરાંત બીજે રસ હોય. વળી એ સ્વતંત્ર ઓરડી રાખીને ત્યાં રહેતો. એ ઓરડીમાં એ શિયાળાના દિવસોમાં ખજૂર મગફળી એવું રાખતો. ને ખજૂરનાં બહુ જ ગુણગાન કરતો. મારે તો ખજૂર સાથે કામ હતું. એનાં ગુણગાન સાથે કાંઇ બહુ સંબંધ ન હતો. એ મેકોલેમાંથી 'વોર્ન હેસ્ટીંગ્સ'નો કેસ વાંચતો હું સાંભળતો. એણે પહેલવહેલાં મને એબટના નેપોલિયન વિષે કહ્યું.

એબટનો નેપોલિયન એ પછી તો મારો જીવનમંત્ર થઇ પડ્યો. નેપોલિયનનો પુરુષાર્થ ને સિંહનાદ એ જીવનરસાયન બની ગયા. નરકેસરીની પ્રતિમાઓ ઠેર ઠેરથી ભેગી પણ કરી. એ વખતે 'ગુજરાત'ના દિવાળીના અંકમાં નેપોલિયનની વાતો આવેલી એ તો તમામે તમામ વાંચી કાઢી. એબટના શબ્દે શબ્દે એક અદ્‌ભુત પ્રતિમાનું સર્જન થતું હતું એમટલે અમે ગીતાની પેઠે નિત્યજીવન વ્યવહારનું જીવનપુસ્તક ઠરાવી દીધું હોય એટલો એનો રસ લાગ્યો. પુરુષાર્થ પુરુષાર્થ અને પુરુષાર્થ એ જાણે કે નેપોલિયનના આખા જીવનક્રમમાંથી ઊઠતો મહાધ્વનિ હતો. અમે એ ધ્વનિ પકડી લીધો.

એનું એક સીધું પરિણામ મારા જીવન ઉપર તો એ થયું કે હું પરમ આશાવાદી અને પુરુષાર્થનો-ઉપાસક બની ગયો. પરાજયમાં હું ભૂલ જોવા લાગ્યો. વિજય એ માણસનો જીવનમિત્ર જણાવા માંડ્યો. વિજય મેળવવા માટે જ માણસનો જન્મ છે એ સત્ય મને તો ગળથુથીમાં, મારા પિતાએ 'વૃદ્ધ ચાણક્ય'નું નીતિપુસ્તક વંચાવીને આપ્યું જ હતું એમા આ નેપોલિયનનો, તમામ અશક્યતાઓ ઇન્કાર કરતો, સિંહકંઠ સંભળાયો. આજ દિવસ સુધી એબટનો નેપોલિયન એ મારો પુરુષાર્થનો શ્રેષ્ઠ આદર્શ રહ્યો છે. શ્રી. કનૈયાલાલ મુનશીને ત્યાં મેં નેપોલિયનની એક સરસ કાંસપ્રતિમા જોઇ હતી એવું કાંઇક મને યાદ આવે છે. એમાં એ નરકેસરીની, ભાગ્યને આહ્‌વાન દેતી, વાંસે હાથ મૂકેલી જાણીતી ભવ્ય પ્રતિમા જોઇ હતી.

એ વખતે તો માર્શલ અને નેપોલિયનના વિખ્યાત સેનાપતિઓ, મહાભારતના રણયોદ્ધાની માફક અમને હમેશનો હમેશ જીવનરસ દઇ શકતા હતા. અને અમે ન જાણીએ તેવી રીતે અમારો જીવનપંથ ઘડી રહ્યા હતા. ત્યા જે નાનકડા મંડળમા હું ફરતો તેમાં પણ એબટનો નેપોલિયન દેવની માફક પૂજાતો એક મિ. અમૃતલાલ એચ. વોરા કરીને ગૃહસ્થ હતા, તે એ વખતે હાઇકોર્ટ પ્લીડરની, ઘણું કરીને પરીક્ષા તૈયારી કરતા હતા. આ પરીક્ષા ઘણી અઘરી ગણાતી. પાસ થનાર બહુ ઓછા નીકળતા. વોરા એ માટે તૈયારી કરી રહ્યા હતા. વાત વાતમાં જ ખબર પડી કે એ પાસ થવાના જ છે, કારણ કે નેપોલિયનની પેઠે એ પણ કોઇ વસ્તુ અશક્ય ગણતા જ નહિ!




આ રેવાશંકરની કોટડી એક રીતે ભારે આનંદજનક હતી.

સવારમાં હું વહેલો ત્યાં પહોંચું ત્યાં રેવાશંકર આવી ગયેલ હોય. ખજૂર દાળિયા મગફળી કાઢીને એનાં ગુણગાન કરવાનું એણે શરૂ કર્યું હોય. એટલામાં એનો ભાઈ સવાઈલાલ આવે. એને વ્યાયામની પ્રીતિ હતી. અને મજબૂત સ્નાયુમાં શ્રદ્ધા હતી. એટલામાં નીચે એક મુનસફ રહેતા કલ્યાણજી વોરા, એને ત્યાં 'હેતુ' નામે કોઈ એમનો સગો રહેતો તે પોતાની ભૂમિતિનાં ચિત્રો દોરતો આવે, જ્યારે જુઓ ત્યારે એ ભૂમિતિના કોયડા ઉકેલતો જ હોય, એટલો બધો એને ભૂમિતિનો રસ હતો. પડખેની ઓરડીમાં એ વખતે અભ્યાસ કરી રહેલા રતિલાલ દામોદર જોશી પણ આવી ચડે, અમારી વિદ્યાર્થીઓની મિજલસમાં એમને પણ રસ મળતો કારણ કે એ સહકુટુંબ ત્યાં રહેતા પણ હજી કામ શીખી રહ્યા હતા. એટલે અરધાપરધા તો વિદ્યાર્થી જ હતા: ઘઉંના દાણા લાવીને એ રેલવેની લાઇનો કરતા ત્યાં બેસે.

પછી અમારો નિત્યક્રમ શરૂ થાય. જો 'હેતુ' એ ભૂમિતિનું કોઇ અટપટું 'પ્રોબ્લેમ' મૂક્યું હોય તો તો સૌ એમાં જ પડી જાય. નહિતર રેવાશંકરનો મેકસનોર્ડો આવે કે એબટનો નેપોલિયન વંચાય. મેકોલેના ઇંગ્લીશ અનુકરણમાં મેં ગુજરાતીમાં લખેલો કોઇ ઐતિહાસિક નિબંધ વંચાય કે પછી મારું એકાદ ખંડકાવ્ય પણ શરૂ થાય.

આ પ્રમાણે થોડો વખત ગાળ્યા પછી તરત માર્કર સાહેબ યાદ આવે।

માર્કર સાહેબની પાસેથી ફોર્મ લેવું એ હિમાલયના ડુંગરેથી કસ્તુરી લાવવા જેવું હતું. એટલે તરત અમારી અભ્યાસધમાલ વધી પડે. સૌ બોલ્યા વિના વાંચવા જ બેસી જાય. અગાશીમાં ભીંતને આધારે લાકડી ટેકવી, માથે લુગડું ઢાંકી, રાવટી જેવું કરી હું પણ એમાં બેસી જાઉં તે છેક નિશાળટાણે એમાંથી નીકળું।

આમ વાંચતાં બહુ થાક લાગે ત્યારે શ્રી. રતિલાલનાં પત્ની કાશીબેન, ગાદલાં ગોદડાં સૂકવવા અગાશીમાં આવ્યાં હોય, એનો એક નાનો છોકરો હતો એને જરાક રમાડી લઇએ। આમ મેટ્રિક માટે અરેખરાની તૈયારી આદરી.

પણ એવો કોઈ માનસિક નિયમ લાગે છે કે જેટલા જોરથી તમે તમારી કુદરતી વૃત્તિઓને દાબો એટલા જ જોરથી એનો પ્રત્યાઘાત પડે. આ પ્રમાણેની તૈયારી કરવામાં હું મારાં ખંડકાવ્યોને દાબી રહ્યો હતો. એટલે કોઇ કોઇ વખત એ ખંડકાવ્યો મને દાબી દેતાં. એવાં કાવ્યો રચવા માટે, રાજમહેલની પાછળ દરિયાકિનારે, ભાઇસોના માઇલો સુધી હું ફરવા ચાલ્યો જતો ને સમુદ્રનાં નીલાં ભૂરાં પાણી જોયા જ કરતો। ડુંગરની, દરિયાની, જંગલની નદીની, કુદરતનાં એ તમામ રૂપોની મારા ઉપર એવી આકર્ષક મોહિની છે કે એમને જોતાં જ હું જીવનની તમામ વ્યવહારુ વાતો એક પળમાં ભૂલી જાઉં છું! અટ્ટ હારકા કરીને મને તો ત્યાં જ ધામા નાખવાનું મન થઇ આવે છે. એ તો પછી સારું છે કે પુસ્તકો, પ્રકાશકો, મિત્રો, વર્તમાનપત્રો, નવલકથાઓ, સઘળાં રાહ જોતાં હોય ને મહિનો થાય ત્યારે રેશનિંગ રાહ જોતું હોય, એટલે ગમે ત્યાંથી પાછા ફરી ફરીને ખીલે જ આવી જવાય છે. પણ કુદરતની ને કલાની મોહિની વિષે કાવ્યસો જે કહે છે તેવું કાંઈક, મને લાગે છે, કોઇ કોઇ વખત મારા અંતરમાંથી ઊગી નીકળે છે!

પોરબંદર નિવાસ દરમ્યાન પણ મેં જેતપુરમાં શરૂ કરેલાં ખંડકાવ્યો ચાલુ જ રાખ્યાં હતાં. પણ એ તો એક પ્રયત્નશીલ અભ્યાસીનો કાચો પ્રયોગ ગણાય.

એ બધાં ખંડકાવ્યો ઉપર કલાપી અને કાન્ત અને નરસિંહરાવની છાયા સ્પષ્ટ છે એ આગળ જણાવેલું છે. બીજા નવા પ્રકારોનું ખેડાણ પણ ચાલુ થયું હતું. છતાં મને લાગે છે કે ગદ્યનું આકર્ષણ ધીમે ધીમે વધતું તો જતું હતું. એ વખતે વળી સરસ્વતીચંદ્રના જેવી ધૂન પણ લાગેલી. આ એક ગઝલ જેવું કાંઇક એ ધૂનનું પરિણામ જણાય છે.





'દુનિયા તણા નૃપનો બની હું ભૂપતિ આજે ફરું
સેવક નથી, નહિ સેવ્ય હું, નહિ રાનુ કોનાથી ડરું?
જંગલ વિષે બની જંગલી વળી વસ્તીમાં રમતો ફરું
હાલત ફકીરી હાલ છે *ફિકર તણી ફાકી કરું
મ્હારાં મગજના તારમાં, નવી તાન આ રાઠ વિશ્વનું
એ તારના બસ તાનમાં, રમ્યું રૂપ મ્હારા નાથનું!
આલમ જણાવે મંત્ર કે, હેરાન છું હું મસ્તીમાં
મ્હારે મઝા છે મસ્તીની, મસ્તું ગમે છે ઈશ્કમાં
આશક બન્યો માશૂક, ને સૌન્દર્ય જગજાહિર છે
**હરદમ વિહારી શોધતો, આશુક પ્રિય માશુકડી!**

આમાં 'વિહારી' નામ આવે છે એ કાવ્યમાં ધારણ કરેલું નામ છે. વચ્ચે મેં થોડું પાગલ નામથી પણ લખ્યું હતું. ગોંડલ તાલુકા સ્કૂલના માસ્તર બહેચરલાલ પટેલ, જે ગીતાના સારા અભ્યાસી હતા અને કેટલાંક કાવ્યો લખતા, ખાસ કરીને એમનું વખણાયેલું કાવ્ય 'વીરસૂ' એમણે ધારણ કરેલા 'વિહારી' નામનું આ અનુકરણ હતું.

એ વખતે પોરબંદરમાં નાનું સરખું સાહિત્ય રસ લેનારાઓનું અમે જે મંડળ જમાવેલું તેમાં ઉમંગલાલ મોહનલાલ મોટા એ મારા ત્યાં નિકટના મિત્ર બન્યા હતા. એમણે મને સ્કોટની નવલકથાઓ તરફ દોર્યો. સ્કોટની ઘણી નવલકથાઓ મેં ત્યાં વાંચી અને છાનો વાર્તારસ જાગ્રત થયો. ઉમંગલાલે એક પત્રમિત્ર પણ શોધી આપ્યો હતો. અત્યારે બરાબર યાદ નથી, પણ ચીમનલાલ કરીને પાટણના કોઈ વિદ્યાર્થી કાવ્યો લખતા, ને એ કાવ્યો મને મોકલતા. હું પણ એમને મોકલતો. એમનું એવું એક કાવ્ય મારી પાસે સચવાયેલું પડ્યું છે, તે કલાપી શૈલીનું 'મૃતમાતા' એ નામનું છે.

એની શરૂઆત આમ છે :

'વિત્યા દિનો અને-માસો વર્ષો પાંચે વહી ગયાં
તથાપિ હાય! આ હૈયું, ઝંખે કાં મૃત મવાને!'

---

* પેલી પ્રસિદ્ધ ઉક્તિ,
'ફિકર સબકુ ખાત હે, ફિકરસબ કા પીર
ફિકર કી ફાકી કરે, ઉસકા નામ ફકીર'
નો આમાં ધ્વનિ છે.

ચીમનલાલ ઉપર મેં કેટલાક પત્રો લખ્યા હતા પછી એ પત્રધારાનો શી રીતે અંત આવી ગયો તે આજે યાદ નથી.

એ વખતે ગઝલના કાચા પ્રયોગો પણ ઠીક ઠીક પ્રમાણમાં કર્યાં જણાય છે. એવો એક પ્રયોગ, આશ્ચર્યજનક રીતે, આજના શ્રીમંત ગરીબવાદનો કાંઈક ધ્વનિ પાડતો લાગે છે.

'શ્રીમંતોની સફાઈમાં ગરીબોની ખુવારી છે
ગરીબોની ખુવારીમાં, શ્રીમંતોની ખરાબી છે!
શ્રીમંતો માનતા પોતે, 'હમે તો બાદશાહજાદા'
ગરીબોની ગરીબીમાં શ્રીમંતોને ખુમારી છે!
હજારો દાખલા ટાંક્યા, તવારીખમાં બતાવું કે,
શ્રીમંતોએ ખુમારીથી, બધી દૌલત ગુમાવી છે!
છુપાવ્યા વસ્ત્ર ધોળામાં, તમારાં જીગરો કાળાં,
જીગરમાં ફેલનો કીડો, મુખે મ્હાની છવાઈ છે!
મૂક્યું આરામ લેવાને, તમારે અંક લે માથું,
ઉડાવી માથું ધડથી ને, કતલ ખાસી ચલાવી છે!'

પાછળથી નવલિકા તત્ત્વમાં આવતું ગરીબોની સમાજનું આકર્ષણ, ઘણા વિવેચકો માનવા પ્રેરાયા છે તેમ, રશિયન નવલિકાઓમાંથી નહિ, પણ પરિસ્થિતિમાંથી જ જન્મેલું તત્ત્વ હોય એમ આ ઉપરથી જોઈ શકાય તેમ છે. 'હમારો શબ્દકોશ' એમાં પણ એ જ વાત દેખાય છે.

'અમારા કોશના શબ્દો, તમારા કોશથી ન્યારા,
તમારા શબ્દના અર્થો અમારા અર્થથી જુદા.
તમારા કોશનાં પાનાં, બધાં મેં ફેરવી જોયાં
ન દીઠા 'દોસ્તદારી' કે 'સનમ' 'માશૂક' વા 'ખુદા'!
મીઠું મધ જેવું બોલીને તમે તો ઝેર ધરનારા
અમારે ખુલ્લું કહી દેવું, અમે ખુલ્લુંજ કહેનારા!
તમે આપુ! શાખો ધરતા, જિગરમાં સ્નેહનાં મંત્રો
પછી પંથો હમારા ને તમારા, છે નહિ ન્યારા!

આ પ્રમાણે પોરબંદરમાં હું મેટ્રિકનો અભ્યાસ આગળ વધારી રહ્યો હતો, પરંતુ એ વખતે મારે ત્યાં એક પુત્રી જન્મી ચૂકી હતી તેનું નામ સંધ્યા. એનું જીવન અકાળે કરમાઈ ગયું પણ એ સઘળો સમય, મારે એક કે બીજી રીતે કાંઈ ને કાંઈ પ્રવૃત્તિ કરીને




થોડાઘણા રાહત પૈસા પણ મેળવી લેવા પડે તેમ હતું. હું વીરપુર જતો આવતો. ને ત્યાંથી મારા પિતા ઉમરાળી થોડો વખત રહેવા ગયેલા એટલે ત્યાં પણ જતો. વીરપુરથી ઉમરાળી પાંચ ગાઉ થાય. એટલે વીરપુર ઊતરીને બીજે દિવસે હું ઉમરાળી ચાલ્યો જાઉં !

આ ઉમરાળી જતાં વચ્ચે એક ઘાસનું ઘણું મોટું બીડ આવે છે. રસ્તો એ બીડમાં જ ચાલે છે. ચોમાસું તાજું હોય તો દિવાળી ઉપર માથાપૂર ખેવના ઘાસમાં કેડી ચાલી જાય ને નજર પહોંચે ત્યાં સુધી લીલાં પીળાં ઘાસ ડોલ્યાં કરતાં હોય ! પડખેની કોઇ કોઇ ટેકરી ઉપરથી રબારી દુહા બોલતો હોય ને આઘેના કોઇ ડુંગરે એનો પ્રતિધ્વનિ પડતો હોય ! આજ એ દેખાવ સંભારીને આપણા જુવાન કવિ ઉમાશંકરે હમણાં પોલંડના ઘાસ બીડનું વર્ણન કર્યું છે એ સાંભરી આવે છે ! દેશ દેશના પ્રકૃતિસૌન્દર્યે કવિઆત્માને કેવો સુંદર સમાન આનંદ હીંડોળ આપ્યો છે ! આપણા દેશની સુંદરતાને કેવળ આ દૃષ્ટિથી જોનારા સુભગ આત્માઓ ઘણા ઓછા છે એ ખોટ સાલે તેવી છે.

આ ઉમરાળી હું જ્યારે જ્યારે જતો ત્યારે આ ઘાસબીડની કેડી એ મારો એક અનોખો આનંદ થઇ જતો !

મેટ્રિકની બીજી ટર્મમાં મેં ઘણું કરીને રેવાશંકરની કોટડી છોડી દીધી હોય એમ જણાય છે.

એક નાનો સરખો ગેરસમજણનો પ્રસંગ બન્યો હોય ને એને પરિણામે આ થયું હોય તો નવાઇ નહિ !

વાત એમ હતી કે હું પૈસાની ખેંચમાં હતો જ.

મેટ્રિકના વિદ્યાર્થીઓને પાંચ વાગ્યા પછી ક્રિકેટમાં રોકાવાનું મરજિયાત હતું. એ નિયમનો લાભ લઇ હું વહેલો જ ઘેર પહોંચી જતો. આ પ્રમાણે મને સાંજે એક કલાક લગભગ, આરામનો મળી રહેતો.

આ આરામનો વખત કાંઇક ઉપયોગી થાય એવો હું વિચાર કરી રહ્યો હતો. એવામાં ત્યાં મિ. પંચકી કરીને પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ આવેલા.

એમને પોતાનાં બાળકો માટે કોઇ વિદ્યાર્થી શિક્ષક જોઇતો હતો. એમણે એ વાત હાઇસ્કૂલના એક શિક્ષકને કરેલી. એ શિક્ષકે મને બોલાવ્યો.

શિક્ષકે મને કહ્યું કે, 'પંચકી સાહેબને એક માસ્તર જોઇએ છીએ. ડૉક્ટરને ફાવે તો કહેજો.'

એ જાણે કે રેવાશંકરની સાથે જ આ વાંચે છે. રેવાશંકરને એની બોલવાની શૈલી તેમજ એના પિતા ડૉક્ટર એટલે નિશાળમાં 'કેમ ડૉક્ટર !' એમ કહીને બોલાવવાનું સાધારણ હતું.

આ પ્રમાણે જ્યારે એ એના મનથી મને રેવાશંકર વિષે વાત કરી રહ્યા હતા, ત્યારે હું મારા મનમાં, અજાણતાં જ, એ વાતને બીજી રીતે સમજી રહ્યો હતો !

મારા કાકાનો દીકરો ત્રિભુવન સીકરયમાં હતો. એનું ઘરઆંગણાનું કુટુંબ હુલામણું નામ 'ડૉક્ટર' હતું. અમે એને 'ડૉક્ટર' જ કહેતા. વાત વાતમાં પણ કાં ડૉક્ટર ? એમ જ બોલાઇ જતું. એટલે હું એમ સમજી રહ્યો હતો કે આ વાત ત્રિભુવન વિષેની જ મને કહે છે. મેં જવાબ આપ્યો કે, 'સારું હું પૂછી જોઇશ !'

એણે કહ્યું કે 'પછી મને જવાબ દેજો !

આ વાત આ રીતે પ્રમાણિકપણે જ, એકબીજા જુદી જુદી રીતે સમજ્યા હતા. એમના મનથી એમણે રેવાશંકરને કહેવાની વાત મને કહી હતી. મારા મનથી હું ડૉક્ટર એટલે મારા કાકાના દીકરા ત્રિભુવન વિષેની વાત સમજ્યો હતો.

સાંજે મેં કાકાને ને ત્રિભુવનને વાત કરી કે પંચકી સાહેબને એક માસ્તર જોઇએ છીએ. ને ત્રિભુવનને કહેવાનું મને માસ્તરે કહ્યું છે. એટલે ત્રિભુવને જાવું હોય તો એમને મળે.

કાકાએ કહ્યું કે ત્રિભુવનનો એમાં ગજ નહિ વાગે. પાંચમી ચોપડી પોતે ભણે એવાને કોઇ ન રાખે માટે તું પહોંચી જા.





મેં કીધું 'સારું.' કાલે માસ્તરને કહી જોઇશું!' કાકા કહે કે 'જો એક રાતમાં તો રામચંદ્રે રાજ ખોયું હતું. તું અત્યારે રાતે ને રાતે પંથકી સાહેબને બંગલે પહોંચી જા. ત્રિભુવનને કહેવાનું હતું તે તેં કહી દીધું છે. ત્રિભુવનને નથી જાવું એમ તું કાલે એને કહી દેજે!

આ વખતે પણ ડૉકટર નામથી કોઇ બીજાનો નિર્દેશ થયો હશે એવી લેશ પણ શંકા મારા મનમાં આવી ન હતી. કારણ કે ત્રિભુવનનું ડૉકટર નામ મારા મગજમાં તો છેક બાળપણથી ઘર કરી રહ્યું હતું!

મેં કાકાને કહ્યું: 'પણ પંથકી સાહેબ આપણને ઓળખતા નથી!'

કાકા કહે: 'અરે! એમાં ઓળખવાનું શું કામ છે! જઇને આપવી ચિઠ્ઠી. સલામ કરીને ઊભું રહેવું! આ અમે રાણાસાહેબ પાસેથી એવી રીતે નોકરી લીધી છે ને!'

મને વાત ઠીક લાગી. વિજય મેળવી લેવાનું પ્રોત્સાહન આપ્યું. રાતે ને રાતે હું તો પંથકી સાહેબને બંગલે પહોંચી ગયો.

પંથકી સાહેબ તો સમજ્યા કે જે માણસ માટે એણે માસ્તરને વાત કરી હતી, એ માણસ આવ્યો છે. એટલે એમણે મારી સાથે વાતચીત કરી. 'કે ખુશરો 'ને 'મહેરબાનુ' એમનાં બે બાળકો પણ નવા માસ્તરને જોવા માટે દોડતાં આવ્યાં, વાતચીતમાં પંથકી સાહેબને ઠીક લાગ્યું એટલે એમણે માસિક સાત રૂપિયાથી મને રાખી લીધો!, બારે સાંજે એક કલાક જવાનું હતું!

આ પ્રમાણે એક બે દિવસ હું ગયો પણ ખરો.

પેલા શિક્ષક મને મળ્યા. મને પૂછ્યું: 'કેમ ડૉકટરને પછી તેં વાત ન કરી?'

મેં કહ્યું, 'ડૉકટરને જવું નથી!'

'કેમ, કેમ!'

મેં કહ્યું: 'એનો વિચાર લાગતો નથી!'

'ત્યારે?'

'હું ત્યાં જાઉં છું!'

'હા...એમ કર્યું? શું આપે છે તને? કોણે તારી વાત કરી?'

મેં કીધું, 'હું પોતે જ ગયો હતો.'

એના મનમાં એક શંકા બેસી ગઇ. મેં આને વાત કરી એનો આણે લાભ લીધો છે ને ડૉકટરને અંધારામાં રાખ્યો લાગે છે!

રેવાશંકરને પૂછતાં એણે કહ્યું કે મને તો કોઇએ વાત જ કરી નથી!

હવે તો એ શંકા જડબેસલાખ થઇ ગઇ. એમણે મને બોલાવીને કહ્યું: 'અલ્યા! તેં તો ડૉકટરને વાત પણ ન કરી! તારે વાત તો કરવી'તી!'

મેં કહ્યું: 'મેં તો વાત કરી'તી!'

પડખેની ઓરડીમાંથી જ રેવાશંકર નીકળ્યો: માસ્તરે કહ્યું: 'આ ડૉકટર તો કહે છે કે નથી કરી!'

મને હવે સમજાયું. કે માસ્તર આ ડૉકટર વિષે કહી રહ્યા હતા. મેં તરત કહ્યું કે 'સાહેબ! હું તો અમારા ડૉકટર—ત્રિભુવનને પણ અમે ડૉકટર કહીએ છીએ—એ વિષે સમજ્યો હતો!'

પણ એમના દિલમાં મારી લુચ્ચાઇની જાણે કે ગાંઠ વળી ગઇ. વધારે સમજણ આપો તો વધારે મજબૂત થાય એવી એ ગાંઠ પડી ગઇ. મેં સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ ફોગટ!

આ ઉદાહરણ બરાબર મને યાદ છે. હેતુ નહિ છતાં એમાં જે ગેરસમજણ હતી તેણે મને પકો ઠરાવ્યો. જ્યારે સાચી રીતે હું કેવળ સમજફેરનું કામ કરી રહ્યો હતો!

પણ આવા બીજા ઘણા પ્રસંગો ત્યાર પછી તો મારા જીવનમાં આવી ગયા છે. એ ઉપરથી એક જ વાત યાદ રાખવા જેવી લાગી છે. ઘણી વખત આપણે ભ્રમમાં ને ભ્રમમાં સત્યની આરાધનાનો પણ ભ્રમ જ સેવતા હોઇએ છીએ એટલું જ!

આ વાત આંહીં આવી છે ત્યારે આવી જ એક આશ્ચર્યજનક સ્વપ્નની વાત પણ આપી દેવાનું મન થાય છે।

એક વખત હું સીમલામાં હતો. ઠંડી હવા, પર્વતોની મનોહર હારાવલિ, નયંત જેવું જીવન અને પહેલો જ પ્રવાસ એટલે મનમાં આનંદ પણ હતો. રાતે બેઠા કારકુન સાથે ગપ્પાં મારતા હતા. અને હિમાલયના પહાડી સૌન્દર્યની વાત કરી રહ્યા હતા. એમાં કોઈ પ્રાણીની વાત પણ થઇ હશે. ત્યાર પછી તો અમે સૌ નિરાંતે સૂઈ ગયાં.

મારાથી થોડે દૂર કારકુનનો ખાટલો હતો. એક બીજા શિક્ષક હતા પણ એ તો અંદરની ઓરડીમાં બારણું વાસીને સૂતા હતા.

રાતે એવું બન્યું કે અમને બન્નેને એકસાથે સ્વપ્ન આવ્યું!

કારકુનને સ્વપ્ન આવ્યું કે કોઇ ચોર અંદર પેઠો છે ને જોશીના ખાટલા ઉપર એને દબાવી રહ્યો છે!

મને સ્વપ્ન આવ્યું કે કોઇ રીંછ અંદર આવ્યું છે ને ઝવેરચંદનો પગ પકડયો છે!

હવે આ બન્નેનાં સ્વપ્નસત્યને મદદ કરનાર એક ત્રીજી વસ્તુ અકસ્માત એ સમયે જ ત્યાં બની. ત્રીજા ભાઈ જે નીચે જમીન ઉપર સૂતેલા તે ઊંઘમાં કાંઇક અવાજ કરે!

આ ઉપરથી ઝવેરચંદને પોતાનું સ્વપ્ન તે સત્ય જ જણાવા માંડયું! પોતાના સ્વપ્નમાંથી જરાક આંખ ઊઘડતાં એ ભ્રમમાં ને ભ્રમમાં એણે તરત મને મદદ કરવા માટે, મારા ખાટલા ઉપર આવીને પડતું જ મૂક્યું!

એટલે મારું સ્વપ્ન મને સાચું જ જણાયું! મને પણ લાગ્યું કે રીંછ, ઝવેરચંદને છોડીને મારા ઉપર ધસ્યું છે!

અમે બન્ને અંધારામાં એકબીજાની સામે હોંકારા કરી રહ્યા. એના મનથી એ ચોરને પડકારતો હતો. મારા મનથી હું રીંછને આઘું કરવા મથી રહ્યો હતો!

સદ્‌ભાગ્યે પડખેનું બારણું તરત ઊઘડયું ને 'લાઇટ' થઈ!

પછી તો આ પોતપોતાની ભ્રમણાકથા સાંભળીને એટલું હસ્યા કે બીજે દિવસે રસોયાને ડર લાગ્યો એટલે એણે પહેલેથી જ થાળીમાં વધારે રોટલી મૂકી દીધી!

ત્યારે આપણે આતવારે ને છાશવારે જ્યારે સત્યની ઉપાસનાનો ને પોતાની શુદ્ધબુદ્ધિનો મહિમા ગાઇએ છીએ ત્યારે એક વસ્તુ ભૂલી જઇએ છીએ કે સત્યનું પટ અસંખ્ય થીગડાંઓમાંથી ઊભું થાય છે. ને દરેક માણસ—મહાનમાં મહાન માણસ પણ—પોતાનું એક નાનકડું થીગડું માંડ આપી શકે છે! કોઈએ આપેલું સત્ય, એ આખું સત્ય હોઈ શકે જ નહિ.

પોરબંદરમાં હેડમાસ્તર માર્કર સાહેબ એ એક અંગ્રેજીના તો અદ્‌ભુત શિક્ષક હતા. એમની સમજાવટ એટલી સરસ કે અઘરામાં અઘરી વસ્તુ એમની પાસે આવતાં સહેલામાં સહેલી થઇ જાતી! રેવાશંકરની કોટડી મેં છોડી દીધી પછી હું ડૉક્ટર વજેશંકરને ત્યાં વાંચવા જતો. ડૉક્ટર સાહેબ પોતે પણ એબટના નેપોલિયનના શોખીન હતા. વાંચનમાં અદ્યતન રહેતા. વ્યવહાર પરત્વે કાંઇક ઉદાસીન પણ હતા. મને અને દેવશંકરને આગળ ધસોની રસાયન માત્રા એમણે ઠીક પ્રમાણમાં આપી હતી. અમારું અંગ્રેજી એ સુધારતા. સાદામાં સાદી ભાષામાં શી રીતે સુઘાસર લખવું એ વિષે વારંવાર પોતે આગ્રહપૂર્વક સૂચનાઓ આપતા.

હું અને દેવશંકર એ વખતે ઘણી મહેનત કરી રહ્યા હતા. મારે પાસ થયે જ છૂટકો હતો. પાસ ન થવાય તો આગળ વધવાનું અશક્ય હતું એટલું જ નહિ, બીજી વખત મૅટ્રિકમાં અવાય એ પણ અશક્ય હતું. પાસ થવું હોય તો આ પહેલી જ વખતે અથવા કોઇ દિવસ નહિ, એ જાતની ભવિષ્યવાણી મારા ઉપર લટકતી હતી.

દેવશંકરને એટલો વાંધો ન હતો. પણ પાસ તો થવું જ જોઇએ, પરાજય કેવળ અશક્તો માટે છે, એ નેપોલિયનવાણીનો ટંકારવ એને પણ સ્પર્શી ગયો હતો.

# મોચણી

પન્નાલાલ પટેલ

'કેમ કોદરભાઇ, એ'ણી પા કયાં હે'ડયા?' મેળે જવા માટે ફળીને નાકે ઊભેલા ટોળામાંથી એક જુવાનડીએ સવાલ કર્યો.

'એ...થોડેક જવું પડે એમ છે.' બેમાંના આગળ ચાલતા જુવાને–કોદરે બેદરકારીથી જવાબ આપ્યો. જ્યારે પાછળ ચાલતાં જુવાને પાછળ ડોક ફેરવી કરડી નજર નાખી અને, 'હાળાને આખા ગામની બળ્યે એનેજ પં'ચાત!...' કયાં હે'ડયા' પૂછીને શકન માટે ન બ'ધાવતી હોય તો?...' આમ બડબડાટ પણ કરવા લાગ્યો.

કોદર હસીને વચ્ચે બોલ્યોઃ 'આપણુ આજ–ગોકળઆઠમને દન તેડવા નીકળ્યા છીએ. ને તે ય પાછા રોટલા વખતે (જમવા ટાણે) પછી ઠાલા હાથે પાછા ફરવું પડે તો એમાં બાયડીનો 'વાંક કાઢવો શો કામ આવે?'—

પાછળ ચાલતો જુવાન જરાક ધીમો પડી ગયોઃ 'ત્યારે તો તું જ કમને તેડવા જાય છે એમ કે' ને?–'

'લે પચાત કર્યા વગર પગ ઉપાડ હે'ડ હવે!' કહી કોદરે એને બાવડેથી ઝાલીને આગળ કર્યો.

પેલાએ આગળ ચલાવ્યુંઃ 'તે હું તો આવું જ છું ને? પણ આ તો તેં–એક ને બદલે બે બગાડ્યાંઃ તારી વહુને ય નથી તેડી લાવવાના ને પેલી પા મેળો ય ચૂકવાના.'

'ને જો બે ય કામ સરે તો?'

'એ તો સર્યાં હવે! ને પાછો દને ય બોળી બોળી ને એવો બોળ્યો છે કે બોબો કહાર-(કંસાર) ખાવા મફત એ ય ચૂકયા.—'

'એ ય મલશી એકવાર કહારની કરનારીને મારે ઘેર આવવા દે ને પછી બોબાને બદલે બે બોબા. આઠમનો અપ્પા (ઉપવાસ) આપણે ઘેર છોડજે પછી તો બસને?'

પેલો જુવાન હસ્યોઃ 'કહારની કરનારી આવ-વાની ય નથી ને ભગાભાઇને બે બોબા કહાર મળવાનો ય નથી'—

'જો પાછો!' કોદરે ભગા સામે આંખો માંડી, 'ન શું આવે?' એમ તો તું કે 'તો' તો! ઘેર તો ઊલટો તું મને લઢતો'તો ને અહીં હવે વાટમાં તું જ પાછો—'

'તે એ તો હું હજુ ય તને કહું છું. તું તારા સાસુને ઊંચે સાદે બોલવાનો ય નથી કે નથી કાંઇ વહુને ધાકધમકી દેખાડવાનો.'

'પણ એટલે તો મેં તને સાથે લીધો છે; હું નહિ બોલું પણ તું તો બોલીશ ને!'

ભગો જરા ધીમો પડયો. 'હું તો બહુ બહુ તો તારી સાસુને બે વચન કહું. પણ ધાર કે તો ય ન મોકલી તો?'

'તો ત્યાંથી પરભાર્યા મેળામાં. એકાદ ગડગો ફેર પાડી—'

ભગો એકદમ થંભી ગયો. તૂંબડા જેવું મોં કરતાં કહ્યુંઃ 'તો તો ભાઇસા'બ તું એકલો જ જા!–'

કોદરને હસવું આવ્યું 'અરે તું તો ભલો માણસ છે! ન મોકલે તો પછી કાંઇ—'

'એ કાંઇ કાંઇ કાંઇ નહિ ન મોકલે તો ચોટલો હાઇને આગળ કરવાની. હું તો તને ઘરમૂળથી જ કહેતો આવ્યો છું કે જો આમ કરવું હોય તો જ મને સાથે લઇ જા નહિ તો હું તો નથી આવતો. તું તારે જા એકલો!'

'પણ તું તો–એમ કાંઇ ગામ વચ્ચે કોઇનો ચોટલો હાઇને તે તાણી લવાતી હશે ભગા? તું ય તે જરા વિચાર તો—'

'હા! તું એકલો વિચારવાળો ને અમે બધા–આ એમ ચોટલો હાઇને હું તાણી લાવ્યો'તો બે. વરસથી સીધુંસટ ગાડું ચાલે છે ને તમારે હજુ—'

'હા ભાઇ હા, તું એકવાર હે'ડ તો ખરો. મોડું થશે તો પાછી ભલુ હશે તો મેળે જતી રે'શે; પછી ચોટલો ય કોનો ઝાલીશું—'




ભગાએ પગ ઉપાડતા પહેલાં વળી કહ્યું: 'હા પણ પછી તું-ઠાલા હાથે પાછું ફરવા જેવું કરશે એ નહિ બને. પેલા બધા કે'તા'તા એ ન'તો સાંભળતો ? 'કોદરભાઇ તો પચ્ચી વખત ધક્કા ખાઇને નથી ધરાયા તે હવે વળી ભગોભાઈ ભેળો આ'લવો મેલીને ધાડ મારવા જાય છે!'...આવું જાણ્યુતો હોત તો હું એ લોક સામે મૂછો ન મરડત. અરે આવત જ નહિ ને!

'પણ એવું થાય તો ને?' કહી કોદર ચૂપ રહ્યો. ભગો પણ આ પછી કંઇ ખાસ બોલ્યો નહિ.

શ્રાવણની હરિભરી વાદળિયો જાણે ધરતી પર ગવાઇ રહેલાં ગીત સાંભળવા પોતે જતી જુવાનીને નિરખવા નીચે ઊતરી આવી હોય તેમ ધરતીના માથા ઉપરથી આસ્તે કદમ સરી રહી હતી. કોઇ કોઇ વાદળી તો છાંટા વેરીને પેલાં યુવાન-યુવતીઓની જાણે છેડતી પણ કરતી હતી. પરંતુ એમને-અલબત્ત પોતાનાં અંગ ભીંજાવાની પરવા તો જનમથી જ ન હતી જાણે...પણ આજે તો પેલાં રંગબેરંગી ફાળિયાં કે ગવનની દરકાર પણ ન હતાં કરતાં. ઊલટાની વરસાદને લીધે તો એમની મસ્તી વધતી જતી હતી. કોઇ વાજિંત્રનો સૂર ભળતાં વધારે તાનમાં ન આવ્યાં હોય તેમ અનેરી હલકથી ગાએ જતાં હતાં.

ધરતીને વાદળે ધાવડી એ વાલ્યમા
વનરાઇએ ડુંગરા છવાયા રે લોલ.
સુકી નદીઓનાં ઉર છલકયાં એ વાલ્યમા
ફુંદાં ફૂલડાંની એક કાયા રે લોલ.

કોદર અને ભગો 'કુકડા ઊડણુ' (પાસપાસે વસેલાં) ગામડાઓને સીમાડેથી આવતા ગીતના સૂર સાંભળવામાં પડયાં હોય કે ગમે તેમ પણ ચૂપ હતા. એમના અંગને અથડાઇને નમી જતી મકાઇની પાંનડોના અવાજ સિવાય ચારે બાજુનાં એ વાદળર્યા ખેતરોમાં શાન્તિ જાણે સોડ તાણીને પડી હતી...

એકાએક ભગાએ શાન્તિ તોડી. કેટલાય વિચારને અંતે બોલતો હોય તેમ બોલ્યો: 'તું ભલે ના કે' કોદર પણ મને તો લોકોની વાત સાચી જ લાગે છે,' -તારી વહુએ નક્કી કાંક મોયણી કરી છે.'

કોદર હાસ્ય સાથે બોલી ઊઠયો: 'તે એની ના ય કોણ કે' છે? મોયણી લગાડી છે એટલે જ તો એનો ચોટલો હાથને આગળ કરવાની મારી હિંમત નથી પડતી ને? નકર—'

ભગાને ઝાળ ચઢી. બોલી ઊઠયો: 'ભલેને તું વાતને હસીને કાઢે. પણ જો ફક્કડ'-અને પાછળ ફરી મૂછે-આંબળો ચઢાવતાં કહ્યુ:—'એ બૈરું આગળ જતાં તને નાચ ન નચાવે—અરે નાચ તો શું પણ જો ઘોડો કરીને તારી ઉપર ન બેસે તો યાદ કરજે કે ભગો શું કે'તો'તો!' અને આંખોમાં ભર્યાં ઉલાળી વળી પાછો ચાલવા લાગ્યો. ઉમેર્યું: 'અરે પાંદડે પાણી પારી પાંદડે! એની આંખો જ મને તો અત્યારથી જ કહી આપે છે.'—

'ને જો આજે ચોટલો હાથને આગળ કરી તો?' -કોદરે મૂછમાં હસતાં પૂછ્યું.

'તો તું સાચો મરદ ખરો!'

'તો જો ત્યારે આજ.'

પરંતુ ભગાને-કોદર હસતો હતો તેથી કે પછી વહુ તરફનો એનો પક્ષપાત હતો એને લીધે-એના આ શબ્દોમાં જરાય વિશ્વાસ ન બેઠો. કહ્યું પણ ખરું: 'એ તો જોયા હવે! હા, સાપને તું હાથ લે એ માનું પણ તારા બૈરાના ચોટલાને તો-' પણ તરત જ એણે બોલવાની ઢબ બદલી નાખી: 'પછી ભાઇ કે'વાય નહિ! જો તેં ધાર્યું જ હોય તો તો ભલેને એ લાખ કામણ કરે પણ તું એને ગણકારે એવો તો નથી જ.' ભગાએ ગામ આવવાથી હોય કે ગમે તેમ પણ વાત ટૂંકાવી.

'ધાર્યું છે એટલે જ તો કહું છું.' કોદરે એને ખુશ કરવા કહ્યું.

'તો જોઇએ ત્યારે હવે; વારે ય શી છે.' કહી એણે ગામ બહાર જતા-જમણી બાજુના રસ્તા ઉપર એક નજર નાખી. ભેળે જતી વ્યક્તિઓમાં કોદરની વહુ તો નથી ને એ જોવા સ્તો. પણ ત્યાં તો એની





નજર ડાબી બાજુ વળી અને ફળીને સામે નાકેથી કોદરની વહુને એક સાહેલી સાથે ચાલી આવતી જોઈ ભગાથી બોલી જવાયું: 'કોદરભા...ઈ લો! મેળા તો આ આવે સામે!'

પણ કોદરની નજર તો એ પહેલાંની પડી ચૂકી હતી. અને તેથી જ તો એક તરફ જીવ બળતો હતો, 'બિચારીનો મેળો બગાડયો!' તો બીજી તરફ સાસુ ઉપર રીસ પણ ચઢતી હતી: 'કામ કામ કરે છે ત્યારે આજે ક્યાં ગયું કામ?'...અને વહુને રોકવી કે જવા દેવી એનો કંઈ નિર્ણય કરે તે પહેલાં તો એણે વહુને જ થંભી જતી જોઈ.

આ તરફ ભગો પણ કંઈક વિચાર આવતાં થંભી ગયો. કોદરને ધીમેથી કહ્યું: 'મારું કહ્યું માને તો એક અચ્છો રસ્તો દેખાડું.'—કોદરે વિચારની ધૂનમાં ડોકું હલાવ્યું.

'જો, ભલે તારી વહુ મેળે જતી ને આપણુ– જો મોકલવાની હા કે'શે તો ઠીક છે મેળેથી આવશે ત્યારે તેડી લઇ જશું, પણ જો ના કે' તો તો આપણે ય ફટકારિયે એની પાછળ. મેળો મા'લવા દેવો હશે તો ભલે મા'લતી. પણ પછી વળતી વખત વાટમાંથી કાંડુ હાઇને બારોબાર ઘર ભેગા...કેમ ખરું ને?'

જાણે કશી સૂઝ જ ન પડતી હોય તેમ કોદરે 'એ ય ઠીક છે.' કહી પગ ઉપાડયો. પણ બેઉ જણે જોયું તો પેલી બે જુવાનડીઓ તો ક્યાંય દેખાતી જ ન હતી. ભગો વળી બોલી ઊઠયો: 'જોયું ને!'–

'શું?'

'શું તે–મને તો લાગે છે કે તમારાં વહુ પેલા નવેળામાંથી બારોબાર પાછલી વાટે થઇને હેંડતાં થ્યાં—'

'એમ?' કોદરને જરા નવાઇ લાગી. પૂછવાનું મન પણ થયું,

'તેં તારી નજરોનજર જોયું કે પછી'–પણ એવું કશું ન પૂછતાં એ ચૂપ જ રહ્યો.

પરંતુ સસરાના આંગણામાં જતાં જ જોયું તો પેલી અટકળ ખોટી પડી–પાછલા બારણાની બહારની બારસાખે કોઇ ઊભું હોય તેમ ગવન ફરફરી રહ્યું હતું. જ્યારે પેલી સહિયર તો ઘરમાં જ હતી. કોદરની સાસુને કહી રહી હતી. 'મેં તો ઘણું ય કહ્યું પણ એ તો માનતી જ નથી. ઊલટું જ મારું મેળે જવાનું બગાડયું—'

બારસાખ બહારથી અવાજ આવ્યો: 'તે તું તારે જાને! હજુ તો અડધું ગામ નથી નીકળ્યું.'

કોદરે ચોપાડમાં પેસતાં જ સાસુનો કકંશ અવાજ સાંભળ્યો: 'પણ તો પછી તું કેમ પાછી વળીને આવી! ને તેડવા આવનારને ય આ સપરમે દને આવતાં બે જઇની બાજેય ન આવી! પછી કે'શે કે અમને વારે ઘડિયે પાછા કાઢે છે!—જશે પાછા એમને લખ્ખણે...જા તું તારે મેળે.' કહેતાં સાસુ હાથમાંના સુપડાને બાજુમાં સરકાવી દેતાં ઊભાં થયાં અને બારણામાંથી ચોપાડમાં ડોકું કાઢતાં ખાટલો ઢાળતા કોદરને કહ્યું: આ ત્યારે તમારો વિચાર તો લોકોમાં મને ફજેત કરવાનો છે એમ જ કો'ને?'

આજે પહેલી જ વાર કોદરે સાસુ સામે ભ્રૂકુટિ ચઢાવીને વાત કરી: 'ફજેત થવાની બીક હોત તો તો આ આખુ ચોમાસુ છોકરીને ઘરમાં ન ઘાલી રાખત!'

'ને આજ સપરમે દને હું મારી દીકરીને ઘર બહાર કાઢીશ–તમને આગળ કરી આલીશ એમ!'

'ત્યારે હું આડે દને હળ છૂટું મૂકીને ધક્કા ખાધા કરું એમ ને?'

'તે ધક્કા ખાઓ તો ય કોઇ કોઈની ગરજે! ને હું તો મારી સરવડ (સગવડ) પડે મોકલવાની. તમને કુણ કે'છે કે હળ છૂટું મેલીને ધક્કા ખાઓ!'

'કુણ તે મારું કામ તમારું કામ ખરું ને અમારું કાંઇ નઇ એમ ને! ખેતી તો તમે એકલાં જ કરો છો. તમારે એકલાને જ નેંદવા ગોડવાનું છે અમારે તો ક્યાં—'

'ને આટલા વરસથી કુણ નેંદતું ગોડતું 'તું!



ઉથુ જ ચમ બધું ભાંગી પડ્યું છે ?' સાસુએ હાથનો લહેકો કરતાં પૂછ્યું.

'અમસ્થુ ચમ તે ! છાનાંમાનાં જીભાજોડી કર્યા વગર આગળ કરી આલો; નહિ તો આજ મારા જેવું કોઇ ભૂંડુ નથી.' કોદરે જરાક શાન્ત પડતાં રોકડી વાત કરી.

પણ સાસુ એમ કોપથી ગાંજી જાય એમ ન હતી. ભગાના શબ્દોમાં કહીએ તો, 'દસ વરસથી રંડાપો ગાળે છે !' બારણા બહાર પગ મૂકી કમ્મરે હાથ દેતાં પૂછ્યું: 'નકર ભૂંડા થઇને શું કરવાના છો ?'

'શું તે'—પણ તરત જ કોદરે જબાન પર જાણે લગામ ચઢાવી દીધી. કંટાળા સાથે ઉમેર્યું: તમે મેરબાની કરીને મને ટાસે (જિદે) ન ચઢાવશો. ન મોકલવી હોય તો ન મોકલો ! હું ય જોઉં છું કે કેટલા દન સુધી નથી મોકલતા. આ ખાંટરો છે ને હું છું—'

ભગાથી હવે ન રહેવાયું: 'ત્યારે તમે ય જરા વિચાર તો કરો વેવાણ !—અને પછી કોદર એકલાને ઘરનું ને બહારનું કામ કરતાં કેટકેટલું વીતતું હશે એનો ખ્યાલ આપ્યો, ઉમેર્યું: 'ને તમારે તો હવે તમારા દીકરાની વહુ પણ આવતી જતી થઇ છે—'

'હારતો, દીકરાની વહુએ કામનો ઢગલો વાળી નાખ્યો હવે મારે શું ફકર છે !' જાણે ચાળા પાડતાં હોય તેમ બોલ્યા અને ક્ષણેક થંભી કહ્યું: 'આ શું જોઇને વાત—'

પણ આ આની (કોદરની) પેઠે તમારા દીકરાને હાથ તો નથી બાળવા પડતા ?'

'તે એમને શું કામ હાથ બાળવા પડે ? શું કામ એમના મોટાભાઇથી જુદા થઇ ગયા ?' અને પાછાં જાણે એકાએક છંછેડાઇ પડ્યાં, જમણા હાથની મુઠીને ડાબા હાથની હથેળીમાં ટીપતાં ટીપતાં બોલવા લાગ્યાં: 'આ તો એમ કે જુદા થઇશું એટલે ઘણાય એમની દીકરીને સાસરે મોકલશે... પણ હું ક્યાં એમ કાચી છું તે.' અને કોદર સામે ડોળા કાઢતાં સંભળાવ્યું: 'તમે તમારા મનથી ગમે તેમ બાંડ ખાતા હશો પણ જો આપ સપાઇગેરી કરશો ને તો તો દિવાળી સુધી ય નહિ મોકલું હા !' બારણા તરફ પગ માંડતાં વળી ઉમેર્યું: 'તમે જાણો કે રાંડીગંડ છે એટલે આપણે જેમ બીવરાવીશું તેમ બીશે પણ એ લાલા ભુલી જજો.' અને ઘરમાં જઇ વળી એમની દીકરીને હુકમ કર્યો: 'શું કામ તું હજુ બેસી રહી છે ? રૂખલી જા ઊઠ બેજે જા, આ બિચારી જમની ય —'

રૂપી છણકી પડી: 'તે એને જવાની કુણ ના પાડે છે ? અને બાજુમાં બેઠેલી જમનાને કોણીથી જરાક હડસેલતાં કહ્યું: 'જા'લી જમની ઊઠ અહીંથી.'

'ને તું ?' માએ વળી કેડે હાથ દીધા.

પણ રૂપી ય એમની જ દીકરી હતી ને ? 'મારે નથી જવું.'

'કાંઇ કારણ ?...તને કોઇએ બીક ઘાલી છે કે, છે શું ?' અને જમના તરફ ફર્યાં. 'એ' લી જમની ? તમને આ પેલા ભેગાં મેલીને આવ્યા છે એમણે—'

'તમે ય શું તો ફઇ !' જમનાને પણ ખીજ ચઢી, જ્યારે રૂપી તો ઊઠલીકને પેલી બાજુ જઇ કપડાં બદલવા લાગી.

આ તરફ મા કામ કરતાં કરતાં ઘડીકમાં દીકરીના ભોળા સ્વભાવ ઉપર તો ઘડીકમાં વારે ઘડિયે આવી જીર ખાતા જમાઇ ઉપર છ છ છીમટ કરી રહ્યાં.

રૂપીને સારાં કપડાં પહેરી કામે વળેલી જોઇ જમનાએ પણ કપડાં બદલવા માંડ્યાં. અલબત રૂપીએ એને એક બે વાર કહ્યું પણ એ ન માની તે ન જ માની, અને માની હોત તો પણ હવે સંગાથ મળવો મુશ્કેલ હતો. રૂપીએ પણ ઝાઝી માથાકૂટ ન કરી. એણે કોઠીમાંથી દાણા કાઢી ધુપછાંવના બેસી રહેલા આંગણામાં હવા ઉડાડવા મૂક્યા. માએ તો કહ્યું પણ ખરું: 'આ શું તાપે ચઢવાના હશે આ !'

પણ તોય રૂપીએ કંઇ ધ્યાન ન આપ્યું:





આવીને પુંજો કાઢવા વળી...અને...બારણામાંથી ચોપાડ તરફ ડોકું કાઢતી જમના ઉપર જરાક ખીજાઇ પણ ખરી: 'અક્કલ વગરની એમ જોય શું રહી છે ?'

'એમાં તને શું થાય છે ?'

'તારે કપાળ !' ખમડી રૂખીએ પાછળ જોયું. માને રસોડામાં ગએલા જોઈ ધીમેથી પણ ચીઢ સાથે કહ્યું; 'તું તો જરા ગોદડી તો પાથરી આપ ? ને સામે ઘેરથી હુક્કો—'

જમની તો ડઘાઇ જ ગઇ. 'ઓ હો...! એટલું બધું બળે છે ! ત્યારે તું જ'—

પણ ત્યાં તો રૂખીએ જુડો ઉગામ્યો, 'જોયું છે આ !'

અને જમન જીભ કાઢીને તો વળી આંખો નમાવીને રૂખીને ચીઢવતી ચીઢવતી પરોણાઓની સરભરામાં ગૂંથાઈ......

સાંજ સુધી ખાસ કાંઈ બન્યું નહિ. રૂખી તથા જમન દળવામાં પડયાં હતાં, તો વળી રૂખીની મા ખેતરે જઇ બેઠાં હતાં. જ્યારે કોદર અને ભગો હુક્કાને ભર-ફાલત્ર કરી રહ્યા હતા.

વાતો પણ ખાસ નહોતી થતી. જમન રૂખીને ઘડીકમાં ટાણા મારતી હતી તો વળી કોદરને પણ—ઘડિયે ઘડિયે તેડવા આવવા બદલ ને તેમાંય આજનો મેળો બગાડવા બદલ ભાંડી જતી હતી રૂખી લગભગ ચૂપ હતી.

પેલી બાજુ ભગા અને કોદર વચ્ચે પણ લગભગ આવું જ હતું. ભગો ઘડીકમા, 'નછાવી છોકરી ને મોછડી ( બચ્ચુ મરી ગયા છતાંય દૂજની ) બેંશ કોને ન ગમે ભાઈ ?' આમ કહી કોદરને પાણી ચઢાવતો હતો તો ઘડીકમાં 'તારી વહુએ તને કામણ જ કર્યાં છે. જો ખોટું નીકળે ફક્કડ તો મૂછ મૂંડાવી નાખું,' આમ કહી જીવ પણ બાળતો હતો...

દિવસ ઠીક ઠીક નમી ગયો. અને ભમાએ કહ્યું તેમ 'ઘડી કેક તો મેળે ગયેલાંનાં પગલા પણ સંભળાશે.'

છેવટે કોદર ઊભો થયો. ફળીમાં નજર નાખી પરંતુ કોઈ કામ આવે, એવું છોકરું ન દેખાયું. એનો સાળો પણ મેળે ગયો હતો. છેવટે ઘરમાં આવીને જમનને જ કહ્યું: 'જમન, જરા તમારાં ફઇને તો બોલાવી દો', કહીએ પેલાંને દન આથમે છે ઢોર આવશે તો ઘેર બાંધશે કોણ ?'

ઘંટી થંભી ગઇ. જમને કહ્યું: 'પણ ફઇ તો—તમે લાખ કરશો તોય નથી મોકલવાનાં.'

'તમે એમને બોલાવી તો લાવો. જતા પહેલા હું એમને ભેગો તો થઉં. જોઉં તો ખરો શું કે' છે એ !'

જમને રૂખી સામે જોયું. પણ રૂખી શું કહે ! એ તો થાળામાંના લોટને ચપટીએ ચઢાવતી નીચી નજરે બેસી જ રહી.

શું કરવું એની જમનને કંઈ સમજ ન પડી. અને તેથી જ તો કોદરને એણે કહ્યું ને ? 'ભેગા થવું હોય તોય વાટવાળા વાડામાં જ છે જતાં જતાં—'

પણ ત્યાં તો પાછળ બારણામાંથી સાસુનો અવાજ આવ્યો રતો: 'એક ફેરા કહ્યું તો ખરું કે નઇ આવે પછી વારે ઘડીએ ભેગા—'

કોદરે સાસુ સામે આજ પહેલી જ વાર આંખ માંડી : 'તમે લાખ કરશો તોય આજે તો હું ઠાલા હાથે પાછો નથી ફરવાનો.—'

'ઠાલા હાથે જતાં શરમ આવતી હોય તો ગામમાં પેલા છગના સુતારને કહું કે એક લાકડાની લાડી ઘડી આપે, પછી તો શરમ નહિ આવે ને !' અને બેડું ખાલી કરતાં ઉમેર્યું: 'ત્યારે શું તો ! ભાઈ સાહેબને પાછી લાજ—'

'આજ તમે મને ન છંછેડો હો. હું ઠીક કહું છું.—'

'નકર શું કરી નાખશો !' સાસુ ઊલટાનાં બે ડગ સામે આવ્યાં.

'આ શું તે'—પણ ત્યાં તો કોદર પોતે જ ગૂંચવાયો. બીજી જ ઘડિયે કરી નાખ્યું: 'હાય ચોટ-




હો ને આગળ કરીશ હા.—'

'અરે હાથા હાથા, હવે ચોટલો. હું વાઘણ જેવી બેઠેલી છું ને કઇ માનો જણ્યો મારી દીકરીનો ચોટલો.—'

તકરાર વધી પડી અને ફળીનાં લોક ભેગાં થઇ ગયાં. કોદરને સમજાવીને બહાર લઇ જઇને બેસાડયો અને છંછેડાયલી સાસુને પણ શાન્ત પાડી.

આ પછી બેચાર સ્ત્રીઓએ અને એકાદ બે પુરુષ મળીને વાતનો નિકાલ આણ્યો: 'આજ તો નહિ પણ કાલ દન ઊગતામાં રૂખલી તમારે ઘેર પહોંચશે જાઓ.'

પણ આ ત્રાહિતોની સામે તો ભગો પહોંચી વળે એમ હતો, બોલ્યો: 'તો કાલ સવારે અમે જ તેડીને જઇએ તો શું ખોટું? અપ્પા કર્યો છે એટલે એમને અમારે માટે ખાવાપીવાની ધાંધલ કરવી પડે એમ તો છે નહિ. ખાટલો ય એક હશે તો બેઉ ભેગા લોચો વળાઇને—અરે છેવટે ભોંય પડી રહીશું એ વાતની એમને કંઇ—'

વળી પાછાં કોદરની સાસુ છેડાઇ પડયાં અને તે ત્યાં સુધી કે આ વખત ગામનાંને પણ 'પંચાત' કરવા બદલ સાંભળવું પડયું. અને તેથી જ એ લોક પણ 'એ ત્યારે, સાસુ જમાઇ બે ય પડો કૂવામાં.' કહીને વેરાઈ ગયાં ને?

વળી પાછી શાન્તિ. અલબત્ત ઘરમાં રહ્યાં રહ્યાં સાસુ બબડતાં તો હતાં જ.

આ તરફ ભગો પણ વિચારમાં પડી ગયો હતો. એ ચોટલો ઝાલીને લઈ જવાનું કામ એ પોતે ધારતો હતો એટલું સહેલું ન હતું: ધારો કે ચોટલો ઝાલ્યો ને એની સાસુ—બૈરું બને—હાથે આવીને વળગ્યું તો?...ને વળગે એમાં ભૂલે ય નહિ. અને એણે કોદરને પણ કહ્યું: 'આજે મને ખબર પડી કે તું કેમ તારી વહુને બાવડાંટીને આગળ નથી કરતો!'

કોદર કંઇ સમજ્યો નહિ: 'કેમ? શું ખબર પડી તને?'

'આ તારી સાસુને લીધે સ્તો? ને વાતે ય સાચી છે.—'

કોદર વચ્ચે બોલ્યો: 'હવે ગણીએ ત્યાં સુધી સાસુ બાકી એ તો બિચારી શું કરતી'તી!—'

ભગો અકળાઈ ઊઠયો: 'અલે ત્યારે તું વિચાર શાનો કરે છે? કે પછી તારી વહુની કાંઇ બીક—'

'બીકબીક કાંઇ નથી ભગા, પણ આ મારા મનથી એમ કે...એક તો એ (રૂપી) જરા વટના કટકા જેવી (માની સ્વભાવની) છે ને પાછું આ આટલા મનેખના દેખતાં...પણ સાચું પૂછો તો કોદરને જુદું જ કહેવું હતું. શબ્દો ય જડતા હતા પણ કહી નહોતો શકતો. છેવટે કહી જ નાખ્યું: 'તને ખબર છે ભગા, મન, મોતી ને કાચ એક વાર તૂટયાં તો પાછાં નથી સંધાતાં! સંધાય તો ય સાધો તો રે'વાનો જ! —'

'અરે આમ તૂટયાં ને સંધાયાં કર્યા વગર એમજ કે' ને કે બૈરાને બાકુ લગાડવાની હિંમત નથી ચાલતી!' અને કોદરને ચૂપ જોઈ ઉમેર્યું: 'અમે ય ત્યારે એ જ કહીએ છીએ ને? તું ભલે ન માને પણ જો તારી બૈરીએ તારા પર મોઇણી (મોહિની) ન કરી મેલી હોય તો તારો ગુલામ થઇને રહું જા.' અને એકદમ બેઠો થઇ ગયો. 'લે ઊઠ, તું સાત દન બેસી રહીશ તોય એ સીધી રીતે તો ત્યારે નથી જ મોકલવાનાં.'

એ જ વખતે જમન બહાર આવી અને એણે પણ કોદર તથા ભગાને સમજાવવા પ્રયત્ન કર્યો. 'મારી ફઇ હઠે ચઢયાં છે એટલે આ વખત તો એ —'

'પણ ત્યારે એ કયે ફેરા હઠે ચઢયા વગર રે' છે?' કોદરે કહ્યું.

'તો ત્યારે બેસી રો' અહીં હાથ ભેગા કરીને.' કહી જમને બારણા તરફ એક નજર નાખી લેતાં ટોણો પણ માર્યો: 'કશું બનતું તો છે નહિ ને નકામા ડંફાસ ન હાંકતા હો તો!' અને મોં મચ-

આવીને પુંજો કાઢવા વળી...અને...બારણામાથી ચોપાડ તરફ ડોકું કાઢતી જમના ઉપર જરાક ખીજાઇ પણ ખરી: 'અક્કલ વગરની એમ જોઇ શું રહી છે?'

'એમાં તને શું થાય છે?'

'તારૂં કપાળ!' બબડી રૂખીએ પાછળ જોયું. માને રસોડામાં ગએલા જોઈ ધીમેથી પણ ચીઢ સાથે કહ્યું; 'તું તો જરા ગોદડી તો પાથરી આપ? ને સામે ઘેરથી હુક્કો—'

જમની તો ડઘાઇ જ ગઇ. 'ઓ હો...! એટલું બધું બળે છે? ત્યારે તું જ'—

પણ ત્યાં તો રૂખીએ જુડો ઉગામ્યો, 'જોયું છે આ!'

અને જમન જીભ કાઢીને તો વળી આંખો નમાવીને રૂખીને ચીઢવતી ચીઢવતી પરોણાઓની સરભરામાં ગૂંથાઈ......

સાંજ સુધી ખાસ કાંઈ બન્યું નહિ. રૂખી તથા જમન દળવામાં પડયાં હતાં, તો વળી રૂખીની મા ખેતરે જઇ બેઠાં હતાં. જ્યારે કોદર અને ભગો હુક્કાને ભર-ઠાલવ કરી રહ્યા હતા.

વાતો પણ ખાસ નહોતી થતી. જમન રૂખીને ઘડીકમાં ટાણા મારતી હતી તો વળી કોદરને પણ–ઘડિયે ઘડિયે તેડવા આવવા બદલ ને તેમાંય આજનો મેળો બગાડવા બદલ ભાંડી જતી હતી રૂખી લગભગ ચૂપ હતી

પેલી બાજુ ભગા અને કોદર વચ્ચે પણ લગભગ આવું જ હતું ભગો ઘડીકમા, 'નછારવી છોકરી ને મોજડી (બચ્ચુ મરી ગયા છતાં ય દૂજની) બેય કોને ન ગમે ભાઈ?' આમ કહી કોદરને પાણી ચઢાવતો હતો તો ઘડીકમાં 'તારી વહુએ તને કામણ જ કર્યાં છે. જો ખોટું નીકળે ફક્કડ તો મૂછ મૂંડાવી નાખું,' આમ કહી જીવ પણ બાળતો હતો...

દિવસ ઠીક ઠીક નમી ગયો. અને ભગાએ કહ્યું તેમ 'ઘડી કેડ તો મેળે ગયેલાનાં પગલા પણ સંભળાશે.'

છેવટે કોદર ઊભો થયો. ફળીમાં નજર નાખી પરંતુ કોઇ કામ આવે એવું છોકરું ન દેખાયું. એનો સાળો પણ મેળે ગયો હતો. છેવટે ઘરમાં આવીને જમનને જ કહ્યું: 'જમન, જરા તમારાં ફઇને તો બોલાવી કો', કહીએ પેલાને દન આથમે છે ઢોર આવશે તો ઘેર બાંધશે કોણ?'

ઘંટી થંભી ગઇ. જમને કહ્યું: 'પણ ફઇ તો–તમે લાખ કરશો તોય નથી મોકલવાનાં.'

'તમે એમને બોલાવી તો લાવો. જતા પહેલા હું એમને ભેગો તો થઉં. જોઉં તો ખરો શું કે છે એ!'

જમને રૂખી સામે જોયું. પણ રૂખી શું કહે? એ તો થાળામાંના લોટને ચપટીએ ચઢાવતી નીચી નજરે બેસી જ રહી.

શું કરવું એની જમનને કંઈ સમજ ન પડી. અને તેથી જ તો કોદરને એણે કહ્યું ને? 'ભેગા થવું હોય તોય વાટવાળા વાડામાં જ છે જતાં જતાં–'

પણ ત્યાં તો પાછલા બારણામાંથી સાસુનો અવાજ આવ્યો રતો: 'એક ફેરા કહ્યું તો ખરું કે નઇ આવે પછી વારે ઘડીએ શેના—'

કોદરે સાસુ સામે આજ પહેલી જ વાર આંખ માંડી: 'તમે લાખ કરશો તોય આજે તો હું ઠાલા હાથે પાછો નથી ફરવાનો.—'

'ઠાલા હાથે જતા શરમ આવતી હોય તો ગામમાં પેલા છગના સુતારને કહું કે એક લાકડાની લાડી ઘડી આપે, પછી તો શરમ નહિ આવે ને?' અને બેડું ખાલી કરતાં ઉમેર્યું: 'ત્યારે શું તો! ભાઈ સાહેબને પાછી લાજ—'

'આજ તમે મને ન છંછેડો હો. હું ઠીક કહું છું.—'

'નકર શું કરી નાખશો?' સાસુ ઊંબટાનાં બે ડગ સામે આવ્યાં.

'આ શું તે'—પણ ત્યાં તો કોદર પોતે જ ગૂંચવાયો. બીજી જ પળિયે કરી નાખ્યું: 'હાઇ ચોટ–



લો ને આગળ કરીશ હા.—'

'અરે હાધા હાધા, હવે ચોટલો. હું વાઘણ જેવી બેઠેલી છું ને કઇ માનો જણ્યો મારી દીકરીનો ચોટલો.—'

તકરાર વધી પડી અને ફળીનાં લોક ભેગાં થઇ ગયાં. કોદરને સમજાવીને બહાર લઇ જઇને બેસાડયો અને છંછેડાયલી સાસુને પણ શાન્ત પાડી.

આ પછી બેચાર સ્ત્રીઓએ અને એકાદ બે પુરુષ મળીને વાતનો નિકાલ આણ્યો: 'આજ તો નહિ પણ કાલ દન ઊગતામાં રૂખલી તમારે ઘેર પહોંચશે જાઓ.'

પણ આ ત્રાહિતોની સામે તો ભગો પહોંચી વળે એમ હતો, બોલ્યો: 'તો કાલ સવારે અમે જ તેડીને જંઇએ તો શું ખોટું? અપ્પા કર્યો છે એટલે એમને અમારે માટે ખાવાપીવાની ધાંધલ કરવી પડે એમ તો છે નહિ. ખાટલોય એક હશે તો બેઉ ભેગા લોચો વળાઇને—અરે છેવટે ભોંય પડી રહીશું એ વાતની એમને, કંઇ—'

વળી પાછાં કોદરની સાસુ છેડાઇ પડયાં અને તે ત્યાં સુધી કે આ વખત ગામનાંને પણ 'પંચાત' કરવા બદલ સાંભળવું પડયું. અને તેથી જ એ લોક પણ 'એ ત્યારે, સાસુ જમાઇ બેય પડો કૂવામાં.' કહીને વેરાઈ ગયાં ને?

વળી પાછી શાન્તિ. અલબત્ત ઘરમાં રહ્યાં રહ્યાં સાસુ બબડતાં તો હતાં જ.

આ તરફ ભગો પણ વિચારમાં પડી ગયો હતો. એ ચોટલો ઝાલીને લઈ જવાનું કામ એ પોતે ધારતો હતો એટલું સહેલું ન હતું: ધારો કે ચોટલો ઝાલ્યો ને એની સાસુ—ગૈરું બને—હાથે આવીને વળગ્યું તો?...ને વળગે એમાં ભૂલે ય નહિ. અને એણે કોદરને પણ કહ્યું: 'આજે મને ખબર પડી કે તું કેમ તારી વહુને બાવડાટીને આગળ નથી કરતો!'

કોદર કંઇ સમજ્યો નહિ: 'કેમ? શું ખબર પડી તને?'

'આ તારી સાસુને લીધે સ્તો? ને વાતે ય સાચી છે.—'

કોદર વચ્ચે બોલ્યો: 'હવે ગણીએ ત્યાં સુધી સાસુ બાકી એ તો બિચારી શું કરતી'તી!—'

ભગો અકળાઈ ઊઠયો: 'અલે ત્યારે તું વિચાર શાનો કરે છે? કે પછી તારી વહુની કાંઇ બીક—'

'બીકબીક કાંઇ નથી ભગા, પણ આ મારા મનથી એમ કે...એક તો એ (રૂખી) જરા વટના કટકા જેવી. (માની સ્વભાવની) છે ને પાછું આ આટલા મનેખના દેખતાં...પણ સાચું પૂછો તો કોદરને જુદું જ કહેવું હતું. શબ્દો ય જડતા હતા પણ કહી નહોતો શકતો. છેવટે કહી જ નાખ્યું: 'તને ખબર છે ભગા, મન, મોતી ને કાચ એક વાર તૂટયાં તો પાછાં નથી સંધાતાં! સંધાય તો ય સાંધો તો રે'વાનો જ!—'

'અરે આમ તૂટયાં ને સંધાયાં કર્યા વગર એમજ કે' ને કે બૈરાને મારું લગાડવાની હિંમત નથી ચાલતી!' અને કોદરને ચૂપ જોઈ ઉમેર્યું: 'અમે ય ત્યારે એ જ કહીએ છીએ ને? તું ભલે ન માને પણ જો તારી બૈરીએ તારા પર મોઇણી (મોહિની) ન કરી મેલી હોય તો તારો ગુલામ થઇને રહું જા.' અને એકદમ બેઠો થઇ ગયો. 'લે ઊઠ, તું સાત દન બેસી રહીશ તોય એ સીધી રીતે તો ત્યારે નથી જ મોકલવાનાં.'

એ જ વખતે જમન બહાર આવી અને એણે પણ કોદર તથા ભગાને સમજાવવા પ્રયત્ન કર્યો. 'મારી ફઇ હઠે ચઢયાં છે એટલે આ વખત તો એ—'

'પણ ત્યારે એ કયે ફેરા હઠે ચઢયા વગર રે' છે?' કોદરે કહ્યું.

'તો ત્યારે બેસી રો' અહીં હાથ ભેગા કરીને.' કહી જમને બારણા તરફ એક નજર નાખી લેતાં ટોણો પણ માર્યો: 'કશું બનતું તો છે નહિ ને નકામા ડંફાસ ન હાંકતા હો તો!' અને મોં મચ-

દોડીને ચાલતી થઇ ધરમા જમન પાછળ આગભરી નજરે તાકી રહેના કોદરની આંખમાં જાણે તાપણીઓ સળગવા લાગી એમાં ભગાએ વળી બળતણ ઉમેર્યું 'હે સાભળ્યુ ને ? તારી સાળીએ—'

'તું હમણા મને વતાવીશ (છછેડીશ) નહિ ભગા નકર કાતો મોતો જોવા જેવુ થઇ બેસશે ! એનુ મો પણ તાંગાના ચકમકતા તોટા જેવુ થઈ ગયુ હતુ તરત જ ઊભો થયો 'લે ઊઠ હેંડ ઘેર' અને ખભે પછેડી નાખતાં ઉમેર્યું 'મોકલશે જ્યારે એમને મોકલવી હશે ત્યારે'

પણ ભગાને તો દાવા હાથે જવુ એ માથાવાઢ લાગતું હતું અને તેથી જ તો એણે, 'તું જરા બેસનો ખરો હુ એકવાર' કહી કોદરની સાસુને મળવા પોતાની કાશી લડારના એ ઘરમાં ચાલતો થયો

જ્યારે રૂખી ઘરમાંથી પૂળો કાઢતી કાઢતી ચોપાડમાં આવી અને નીચી મુંડિયે પૂળો કાઢવા લાગી ચીઢાયલો કોદર એની આનપાર જોતો હોય એ રીતે તાકતો કયારે પાસે આવે ને કયારે એને પણ—શુ કામ બધા એક થઇને જીવ ખાવા બેઠા છો ? આવુ કઈક સંભળાવે એમ વાટ જોતો બેસી રહ્યો હતો

પણ એટલામાં તો ભગોભાઇ મયા એના હાથ ઘસતા જ પાછા ફર્યા 'લે ઊઠ ભાઈ, કેનારે બૈંગની જાતને એક નસીલી (હઠીલી) કહી છે તે કઈ ખોટુ નથી કહ્યુ અને ખાટલા પરથી પછેડી લેતા ધીમેથી ઉમેર્યુ 'મે કહ્યુ તે એક જ રસ્તો છે જો ચોટલો હાવાની હિમત હોય તો'—કોદર કટાળા સાથે બોલ્યો 'અરે જરાક વિચાર આવે છે, નહિ તો ચોટલો તો શુ પણ આખી ને આખી–'

જરાકવારમાં પાસે આવી પહોંચેલી રૂખી જાણે દરમાંથી નાગણ ન બોલતી હોય તેમ બોલી 'હાથ હાથ હવે ચોટલો ? વીસ વખત ધક્કા ખાધા પણ એક વખત તો એ હાઈ જોયો તો ?'

ભગો તો ડઘાઇ જ ગયો મનમાં પણ થયુ 'ધન છે તારી છાતીને' અને તિરસ્કૃત નજરે કોદર તરફ જુવે છે ત્યાં તો એ ઊભો પણ થઇ ગયો હતો. હાથમાની પછેડી કેડે વીટી ન વીંટી ને ફટ દેનાકને રૂખીને એણે ચોટીમાંથી પકડી, નોળિયો જાણે નાગણ પકડી ઢેનણ ગાડીની પેઠે ડેલાએ જતી રૂખી બૂમ-બરાડા પાવાને બદલે રડવા લાગી કોદર આઘે આગળે પહોંચે છે ત્યાં તો સાસુ ગાળોના વરસાદ વરસાવતાં ઘરમાંથી ધસી આવ્યા બે પાચ પળ તો શુ કરવુ શુ ન કરવું એવી કંઇક ગડમથલમાં 'જીવો રે' મારા પીગ્યા' એમ બરાડતાં ચોપાડમા આમતેમ જોવા લાગ્યા અને ખૂણામા પડેલુ લાકડુ ઉપાડવા જાય છે ત્યાં તો જમન એમને બાથે વળગી પડી 'તમે ન જશો ફઇ' જમને રડતાં કકળતા કહ્યુ 'એ પીટયો વિફરેલો છે ને તમને—હુ તમારે પગે પડુ' ને એણે પોતાને તાણી જતા ફઇના પગ જ પકડી લીધા

પેલી બાજુ કોદર તો બિલાડી ઉંદરને લઇ જતી હોય એમ રૂખીને એક હાથે ગળામાંથી પકડી ધકેલતો લગભગ ઊંચકતો રસ્તા સુધી પણ પહોંચી ગયો હતો

જ્યારે ભગો, કોદરની અણઆવડાઈ પર તિરસ્કાર વર્ષાવતાં લોકોના અવાજમાં સૂર પુરાવતો અને સાથે સાથે રૂખીની માને રોકવા માટે ફળીનાં બૈરાંને ભલામણ કરતો આગણામાં ઊભો હતો

જમનની મદદમાં ફળીની એક બે ડોશીઓ પણ જઈ લાગી અને રૂખીની માને, 'આપણ બૈરા મને ખનું એ કામ ? એ તો પીટયો ભીન થઇને ઊભો ગ્યો પણ આપણાથી–' આમ કહી એને સમજાવી રહ્યા અને એણે પણ–સ્ત્રી જ્યારે બધીય બાજુથી નાસીપાસ થાય ત્યારે શાનું શરણુ શોધે ?–આંગણામા બેસીને રુદન આદર્યું

ગામમા આ રોતી હતી તો ફળીને નાકે ખેતરોમા દીકરી રડતી હતી. ભગાને પણ ફિકર પેઠી 'હાળો ક્યાંય ગૂઢિયુ ન કાઢી નાખે' અને પાછળ ઊપડયો. તો આ તરફથી જમન પણ દોડતી દોડતી જઇ પહોંચી.

કોદરે રૂખીનું ગળુ તો છોડયુ હતુ પરંતુ એનો ગુસ્સો તો કાયમ જ હતો બલ્કે વધારે ઉગ્ર હતો રૂખીને ધક્કો મારતા એ લગભગ એકનું એક જ




બોલતો હતો: ' આ જુવો ને આ ! હું ઊલટો દયા ખાતો'તો ત્યારે ઊપડતીકને મને જ મેણું મારવા આવી !... ખબર તો રાખ હવે...'

અને ભગા તથા જમનને આવતાં જોઇને તો ઠંડો પડવાને બદલે ઊલટો વધારે છંછેડાયો. રૂખીનો ચોટલો ઝાલતાં લગભગ બરાડી ઊઠયો: ' નાગણ તો આ કે બીજી કોઇ—' અને એણે રૂખીને લગભગ ? ઝંઝેડી નાખી. ઉપરથી કાંતો લાત પણ મારત પણ ત્યાં તો શ્વાસભેરી જમન એના હાથને વળગી પડી. એની સિકલ જોઇ હોય તો જાણે સાચે જ કોઇ છેડાયલી નાગણ જોઇ લ્યો. કોદર પણ ક્ષણભર તો ડઘાઇ ગયો.

' હવે રે'વા દોને તમારી મરદાંઇ ! ' જમને રૂખીને પોતાના પડખામાં લેતા કહ્યું. તિરસ્કાર વર્ષાવતાં ઉમેર્યું, ' આ એણીએ આટલું મેણું ન માર્યું હોત તો કાલે હાથે ઘેર–અરે જવા માટે ઊભા થયા'તા કે વળી થવું'તું ! '

ભગો તો જાણે પેલો પડદો ઊઠતાં તખ્તા પરનો કોઈ ભવ્ય દેખાવ ન જોઇ રહ્યો હોય ! કોદરનું વાન સાવ પડી ગયું.

જ્યારે જમન સહૂકાં ભરતી રૂખીને માથે સાડલો ઓઢાડતી હજીય સુણાવી રહી હતી: ' બે પૈસાભાર અક્કલ તો છે નહિ ને–'

' પણ મને શી ખબર કે એણીએ આવું કરાવવા જ મેણું માર્યું હશે ! અને ઓછીયાળે મોઢે એણે રૂખી તરફ જોયું. 'નહિ તો–'

' ને પાછા કે' છે.' ત્યાં રૂખીએ એની સામે જોયું. જમને એને પણ સંભળાવ્યું: ' ખાધોને પેટ ભરીને મેથીપાક ? '

આટલા દુઃખમાંય રૂખીના હોઠોમાં એણે હાસ્ય જેવું જોયું, અને મીઠા ઠપકાથી ધક્કો મારતાં ઉમેર્યું ' શું લુચ્ચી છે જો ! જાઓ હવે રસ્તો માપો પાછાં...'

અને કોદરે પગ ઉપાડયો. પાછળ ભગાએ પણ. જોજે પાછી મારી બાને ખબર ન પડે, નહિ તો જનમભર એ એના આંગણામાં મને પગ નહિ મૂકવા દે. ' કહી રૂખી પણ એ લોકની પાછળ ચાલતી થઇ.

પણ આ તરફ ભગાનું તો પેટ ચઢી ગયું હતું. છેવટે પાછળ આવતી રૂખી સાંભળે એમ કહી જ નાખ્યું, ' કોદર મારું બેટું, આ તો ઊલટું નીકળ્યું ?—'

' શું ? '

' શું તે–હું તો–અરે આખું ગામ કે'તું'તું કે રૂખી ભાભીએ તને કામણ કર્યું છે પણ આ તો ઊલટું તારું કામણ એમના ઉપર નીકળ્યું. '

' કેમ મારું ? '

' કેમ તે–અરે મૂર્ખા...! આટઆટલામાં મને એક તો એવું બૈરું દેખાડ કે જેણે સાસરે આવવા માટે આમ હાથે કરીને માર ખાધો હોય ! તારા જેવા પાણી વગરનાને આમ પાણી—'

કોદરની છાતી ફૂલી નહોતી સમાતી, પણ એણે ગંભીરતા જ ધારણ કરી. કહ્યું: ' અરે એક તો નહિ ને ઘણુંય છે, બોલ ? ' કહી થંભી ગયો.

' અરે ઘણાં ને બદલે જો એક દેખાડે તો–તારે મારે લાગી નાળિયેરની શરત.' ભગો પણ ઊભો રહી ગયો.

' તો જો ત્યારે,' અને દસ કદમ પર ચાલી આવતી રૂખી સામે એક સ્નેહભરી નજર નાખતાં ઉમેર્યું: ' આ હેંડી આવે પાછળ પાછળ ! '

કોદર પાછળ ભગાએ પણ પગ ઉપાડયો: ' એ તો છે સ્તો...પણ જો મેંણું ન માર્યું હોત તો તો–' પણ તરત જ એના શબ્દો અને અવાજ બેઉ બદલાઇ ગયાં: ' માન ન માન કોદર, પણ મારું બેટું તેં આ બાઈ ઉપર જરૂર કાંક મોયણી કરી છે નકર– આમ તે શું હોય !–' અને આ બડબડાટ સામે કોણ જાણે કેમ પણ ભગાનો જીવ સુદ્ધાં બળી રહ્યો હતો. જ્યારે આ સાંભળીને પેલા બે જીવ ફૂલ્યા નહોતા સમાતા !

# જીવનનું છૂટુંછવાયું

નરસૈયો

મારું વતન! કેટલાય વર્ષોના ગાળા પછી એ ભૂમિના દર્શનનો લાભ મળે છે; અને જૂનાં સંસ્મરણો જાગે છે. વિધિએ મને દૂર ધકેલ્યો છે અને એવું કાર્યક્ષેત્ર આપ્યુ છે કે ફુરસદ મળવા છતાં હું કામમાં જ રોકાયેલો રહું છું. પણ આખરે મને તક મળી મારા માતુશ્રીએ હઠ પકડી: " આ વખતે હું નહીં આવુ: તું આવ."

સરદાર વલ્લભભાઈએ એક ભાષણમાં કહ્યું હતું કે "યુદ્ધ પછીના આ કાળમાં હિંદુસ્તાનની રેલ્વે ઘરડી ડોસી જેવી થઇ ગઈ છે." પરંતુ કાઠિયાવાડની રેલ્વેઓ તો બાપુઓની ગાડી તરીકે ઘણા વખતથી પંકાતી આવી છે. અમારે હવે તેને શું નામથી વિભૂષિત કરવી એ સૂઝતું નથી. મોરબી રેલ્વેના એક ગાર્ડસાહેબે મને મજામાં કહ્યું કે "સાહેબ, ટાઇમની વાત ન કરશો. એવો વખત આવવાનો છે કે જ્યારે રેલ્વેના માણસો ગામમા જઇને ઢોલ પીટાવશે કે કાલની ગાડી આવવાનો વખત થયો છે, સાદ સાંભળજો." આખરે ગાડીએ માત્ર બે કલાક મોડો મને પહોંચાડયો.

સ્ટેશને ઊતરતાં જ હાસમો ગાડીવાળો મળ્યો. હાસમાના બાપા પણ ગાડી હાંકતા, અને અમારા જૂના પાડોશી હતા. હું જવાનો હોઉં ત્યારે હાસમાના બાપાને ઘેરથી ખબર આપી દીધા હોય એટલે મારે તો તેના પાટમાં બેસી જવાનું, હાસમો પણ એવો જ નાતો રાખે છે. ગાડીમાં બેસી જઇએ એટલે ગાડી ચાલુ કરીને હાસમો ગામની નવાજૂની ખબર આપવા માંડે.

*કાઠિયાવાડના રાજ્યોમાં મારા ગામની પ્રજા* પ્રગતિશીલ ગણાય છે. ગામની વસ્તીનો મોટો ભાગ પરદેશ ખાતે કમાવા માટે નીકળી ગયેલો છે. આજની રાજકીય પરિસ્થિતિએ આ બહાર વસતા ભાઇઓને તેમના વતનમાં પાછા ધકેલ્યા છે. આ નવું લોહી તરત દેખાઇ આવે છે. હું નાનો હતો અને જે જોયું હતું અને આજે જોયું તેમાં કાંઈ ખાસ ફરક ન લાગ્યો. એ જ જુનવાણી રીતે બધું ચાલતું લાગ્યું. સિવાય કે ગામમાં સારા સારા મકાનો વિશેષ નજરે પડયા. અમદાવાદ જેવા મોટા શહેરોની હાઉસીંગ સોસાયટીઓની આવૃત્તિ અહીંયા પણ ઊભી થવા લાગી છે. અહીયા જમીન વારના ભાવે નહીં પણ ફૂટના ભાવે વેચાય છે! શું જાહોજલાલી! વેપાર-રોજગારમાં સટો અગ્રસ્થાને છે!!

મારું ઘર ગામના બીજે છેડે આવેલું છે. આ ગામને બહારનું પરું કરે છે. ગામ ફરતો ગઢ હતો-હવે તેનો મોટો ભાગ પાડી નાખવામાં આવ્યો છે. ગઢના એક માઢ પાસે એક ગુજરાતી નિશાળ છે. આ નિશાળમાં હું ભણેલો. વિધિની લીલા છે! એ ગુજરાતી નિશાળનું મકાન એ જ ખંડિયેર હાલતમાં એ જ સ્થાનમાં પુરાતત્ત્વખાતાના એક સ્મારક જેવું આજે પણ ઊભું છે. મને ભણવા બેસાડ્યો ત્યારે જે ગણપતિની મૂર્તિ આગળ નાળિયેર વધેરેલું તે અંદર છે કે નહીં એ હું ન જોઇ શક્યો. મંગારામ માસ્તરના સ્મરણો તાજાં થયાં: નાથાલાલ જેઠ હેડમાસ્તારને યાદ કર્યો.

સામે જ પેસ્તનજી શેઠ દારૂપીઠું ચલાવતા. બાજુમાં આવેલું તેમનું સોડા બનાવવાનું કારખાનું પણ અમારું બાળકુતૂહલ ઉત્તેજિત કરતું. આજે સોડાવોટરનું કારખાનું નથી. એ ઓરડામાં નિશાળના બાળકોને પાણી પીવા માટે ગોઠવણ કરવામાં આવી છે. પરંતુ દારૂપીઠું એ જ સ્થિતિમાં ચાલે છે. માત્ર ફેર એટલો પડયો છે કે પેસ્તનજી શેઠ નથી પણ તેમના દીકરા ધંધો ચલાવે છે, અને આ જમાનાને યોગ્ય ફેરફાર રોડયો અને વીજળીની બત્તી પીઠામાં ઉમેરાયા છે. પીઠાની સામે જ ભીમનાથ મહાદેવનું મંદિર તેની ધજા ફરકાવી રહ્યું છે. કેવું આધુનિક મિલન! કેળવણી, દારૂ અને ધર્મના સ્થાનો!

મને એમ કહેવામાં આવ્યું કે એક ગોરો અમલદાર રાજ્યના ઉપરી તરીકે આવ્યો. તેને ઉપરનું પૂર્વ અને પશ્ચિમનું મિલન બરાબર ન લાગ્યું. નિશાળ ફેરવવા નવું મકાન શરૂ કરાવ્યું. પરંતુ તે ગયો! અને સાફાવાળા સત્તા પર આવ્યા. ઉપરનું 'મિલન' એમ ને એમ ચાલુ છે. તાજેતરમાં અસ્તિત્વમાં આવેલી




સૌરાષ્ટ્ર સરકારના કેળવણી પ્રધાન ઉપરનો કેળવણી-દારૂ-ધર્મસ્થાનનો નિભેરો જોવાનું રખે ચૂકે !

બેચરજી પટાવાળો ! મારી હાઈસ્કૂલનો જૂનો પટાવાળો ! બેઠીદડીનો અને ઝીણી આંખોવાળો ! બેચરજીએ ઘણા હેડમાસ્તરોની સેવા ઉઠાવી છે ! બેચરજીને છોકરાં અડધો માસ્તર કહેતા ! અચાનક બેચરજી ભેટી ગયો.

"કેમ, સાહેબ ! ઓળખો છો ?"

"ઓહો, બેચરજી, કેમ ન ઓળખું ? મજામાં છો ને ?"

"હા, સાહેબ." ખૂબખૂબ વાતો થઈ. પટાવાળાએ દિલ ખોલીને કહેવાનું કહી દીધું.

"આ બધું કર્યું. સાહેબ ! પણ આપણી હાઈસ્કૂલની રીતરસમ ન ફરી. તમે સાહેબ ભણતા હતા ત્યારે જેવું ચાલતું હતું તેવું જ ચાલે છે. એથી સારું નહીં પણ..."

દુનિયા ભલે પલટે પણ અમારા ગામમાં તો ફેરફાર નહીં. જૂનું એટલું સોનું નથી ? તો પછી કેળવણીના આ નવા વિચારો શું કામ કરવા ? ડ્રોઇંગ વિજ્ઞાન એ બધી આ જમાનાની લપને નાહક ભણતરમાં શું કામ દાખલ કરી છોકરાઓને હેરાન કરવા ? ભલેને દુનિયા બૂમબરાડા પાડે કે આ તો વિજ્ઞાનયુગ છે અને વિજ્ઞાનને મહત્ત્વનું સ્થાન બધા આપતા હોય !

મારો પાડોશી લીગવાદી મુસલમાન છે. તે સમજુ છે. પણ લીગવાદીઓનું તર્કશાસ્ત્ર નિરાળું છે એનું સારું દૃષ્ટાંત પૂરું પાડે છે.

એક દિવસ બપોરે અમે મળ્યા. મને ચાપાણી પાયાં, અને એણે વાતચીતમાં કહી નાખ્યું : 'આ તમારા હિંદુ છાપાંવાળાઓ ઉશ્કેરણી કરે છે, અને મુસલમાનોને જંપવા દેતા નથી. વફાદારી જાહેર કરી તો કહે છે કે એ વફાદારી સાચી નથી. મુસલમાનોનું નિંકદન કાઢ્યું છે...' તેની દલીલમાં કોઈ પણ વજૂદવાળી વાત ન મળે. માત્ર એક જ વસ્તુ-લીગનાં છાપાં, રેડિયો કહે તે સાચું : બાકી બધું ખોટું !

મારા પાડોશી નીમજી ખોજા ઈમાનદાર આગાખાની હતા. આજે તેઓ આ દુનિયા પર નથી. તેમનો દીકરો મળ્યો.

'રામ રામ ! શેઠ !'

'રામ રામ' મેં જવાબ આપ્યો. ખોજાના મોંમાંથી આ શબ્દો સાંભળી મને આશ્ચર્ય થયું. ત્યાં તો આજુબાજુ ઓળખીતા બોલી ઊઠ્યા કે એ તો ગાંડો થઈ ગયો છે !

આજે અન્ય ધર્મના ભગવાનનું નામ ઉચ્ચારવું એ પણ વર્જ્ય બન્યું છે એવી આપણી અધોગતિ થઈ ગઈ છે. વેર અને ઝનૂનનું પ્રાબલ્ય માનવીના વર્તનમાં વધી ગયું છે.

રહીમતુલ્લા શેઠ પણ મારા પાડોશી છે રહીમતુલ્લા શેઠનું અને મારું ઘર એકદમ પાસે પાસે આવેલા છે. તેઓ અમારી સાથે સારો નાતો રાખે છે. તેઓ ચુસ્ત આગાખાની છે, છતાં કોઈ દિવસ તેમણે સાંકડી કોમી દૃષ્ટિ દાખવી નથી. હિંદુ પાડોશીની જેમ તેઓ વર્તે છે. બીજા પાડોશીઓ પણ તેમની સલાહ લે છે. સૌની સાથે તેમને મીઠો સંબંધ છે. રહીમતુલ્લા શેઠ રૂના વેપારી છે, એટલે વેપારીને છાજતી ઉદારતા તેમનામાં છે. હિંદુસ્તાનમાં બધે આવા રહીમતુલ્લાઓ હોય તો કેવું સારું !

પેમા દોશા વાણીઆ કદોઈ મારા ઘરની બાજુમાં તેમની દુકાન. પેમા શેઠને ચાર છોકરા; બધા કુશળ કારીગર. ગામ આખામાં પેમા શેઠના ઘીધાબાઈની મીઠાઈ વખણાય. પેમા શેઠ આજે હૈયાત નથી. ગીધો શેઠ પણ નાની ઉંમરમાં આ દુનિયા છોડી ગયા છે. પણ પેમા શેઠની દુકાન હજી પણ ચાલે છે.

પણ આ વખતે એક કૌતુક જોયું. કદોઈની દુકાનના એક ખૂણે પાનની દુકાન અસ્તિત્વમાં આવી છે. મને થયું કે આ તો કોઈ નવીન દુકાન હશે પણ પરશોત્તમ-પસા શેઠને ઠંડે બેઠેલા જોઈને આશ્ચર્ય થયું.

'કેમ છો ! પસા શેઠ,' મેં પૂછ્યું.

'આવો આવો, સાહેબ.' તેમણે મને આવકાર્યો.

'પણ અહીંયા કંદોઈની દુકાનમાં આ શું ?' મેં પાન બીડી સોપારી સિગારેટ તરફ દૃષ્ટિ ફેરવી તેને પૂછ્યું.

'બસ મને આ ધંધામાં કાંઈક દિલ લાગ્યું એટલે પાનની દુકાન શરૂ કરી છે.' હું સાંભળી રહ્યો.





પેમા રોલાના છોકરામાં પરશોત્તમ મેટ્રિક સુધી ભણેલો છે. પસાને કદોઇના ધધામાં પહેલાથી મન નહોતું એ ઊપડયો રંગૂન ઠીક વર્ષ ત્યાં રહ્યો. પાછા આવીને કદોઇની દુકાન કરી મેટ્રિકયુલેશન કદોઇ તરીકે ઓળખાવા લાગ્યો પણ શું થયું એ ભગવાન જાણે !

હવે પાનની દુકાન માંડી છે ત્રણ ધધા બદલ્યા: રંગૂનની નોકરી, કદોઇગીરી અને પાનબીડીવાળો. આ સ્થિતિ જોઈને મને થાય છે કે આપણી કેળવણીએ આપણી કેવી દશા કરી છે? કેટલાય જુવાનો આવી દશામાંથી પસાર થતા હશે !

કલ્યાણ પૂજારાને હજી ભગવાન ફળ્યા લાગતા નથી હું સમજણો થયો ત્યારથી કલ્યાણને પૂજારીનું કામ કરતો જોઉં છું. જૈન સંઘમાં તેને લોટ માગવાનો હક છે. તેની ઝોળી લોટ માટે હજી ફર્યા કરે છે. બંધ થઇ નથી. દેરાસરમાંથી કોઇ કોઇ વાર ભગવાનનાં ઘરેણાં ગૂમ થાય તો કલ્યાણનું કહેવું એમ છે કે ' ભગવાનને પણ જૂનાં ઘરેણાં કોઇ વાર કાઢી નાખવાનું મન થાય ? આપણે પણ બે ચાર વર્ષે નવું વસ્ત્ર લાવીએ છીએ, તો ભગવાનનો શો ગુનો ! અને અત્યારે કાળાં બજારની કમાણીમાંથી ભગવાનનાં ઘરેણાં બનાવવાનું પુણ્ય પણ ભાવિકો સહેલાઇથી પ્રાપ્ત કરે '

કલ્યાણની દલીલ કાઢી નાખવા જેવી નથી ! ઊંટે કર્યા ઢેકા તો માણસે કર્યા કાંઠા.

ગામમા દાખલ થતાં જ એક મોટું મકાન આવ્યુ. મકાનની બારી પાસે સારું પાટિયું દેખાડેલું હતુ–' સર્વ...રી લાયબ્રેરી, ' મને ખૂબ આનંદ થયો. ચાર–છ દિવસ રોકાવું છે એટલે છાપાઓ તો વાંચવા મળશે ઉલ્લાસભર્યો હું બીજે દિવસે લાયબ્રેરીમાં ગયો. મને મુંઝારી છૂટી શું આ લાયબ્રેરી છે ? કે મશ્કરી ! આખું મકાન ડાંગરના ખરડા જેવું લાગતું હતું. સાફ કરવામા આવતું હશે કે નહીં એ વિષે મને મનમાં શંકા થઇ. એક બે દિવસના જૂના છાપાં પડયાં હતા ! બે ત્રણ કબાટમાં અઢારમી સદીના જૂના થતા પુસ્તકો ગોઠવેલા હતા. મકાન જબરદસ્ત– આ તો ઢમઢોલ માંહે પોલ ! ગામના લોકો આને ટાઉન હોલ તરીકે ઓળખે છે. અંદર કબૂતર ઊડતાં હતા.

હું લાયબ્રેરિયન જેવા લાગતા એક વૃદ્ધ કાકા પાસે ગયો, અને પૂછયું: ' આજનું છાપું છે !'

' હોય તો જોઇ લો ':

' મેં જોયું અને કાંઇ પત્તો લાગ્યો નહી એટલે જ આપને પૂછુ છુ '

' તો પટાવાળો હમણાં જ સાહેબને ઘેર લઇ ગયો. '

' એટલે સાહેબને જ વાંચવાનો હક ? મેં બીજી વાતચીત પછી કહ્યુ

' મિસ્તર, ગરબડ ન કરો. તમને ઠીક લાગે તો ફરિયાદ અરજી કરો.'

જવાબ મળી ગયો.

કાળુ ખોજો તેની નાતનો આગેવાન મારા ઘરની સામે તેની ચણા મુંજવાની દુકાન, તેની મેડી ઉપર તે રહે કાળુભાઈની વૃદ્ધ માતા રાજબાઈ હજુય સાભરે છે. ઉનાળામાં કાલાં ફોલવાની મોસમ શરૂ થાય અને રાજબાઈ કાલાંનો સુંડલો ભરી શેરીમાં ફોલવા બેસે. રાતનો વખતે બીજા બૈરાંઓ પણ મંડળીમા બેસે. અમે બધાં છોકરા પણ કાલાં ફોલવા આજુબાજુ ગોઠવાઈ જઇએ. રાજબાઇ મોતીશા શેઠના છોકરાની વાત માંડે છોકરાં હોંકારો દેતા જાય મધરાત થાય તો પણ ઊઠવાનું મન ન થાય.

રાજબાઇ ખૂબ માયાળુ હતા. હિંદુ–મુસલમાનનો તેમને ભેદ નહોતો. અમને છોકરાઓને શાક અને રોટલાનું બટકું ખાવાનું આપે.

' અમે વટલાઇ જઇએ, ' અમે ના પાડીએ.

' એ તો તમે પરશુરી એટલે ધોવાઇ જશે '

રાજબાઇ આગ્રહ કરીને ખવડાવે.

રાજબાઇ ચાલ્યા ગયા. આજે કાળુ ખોજાની મેડી નથી દરબારે લાઇનદોરીમાં મકાન પડાવી નાખ્યુ અને જે થોડો ભાગ રહ્યો તે કાળુભાઈએ વેચી નાખ્યો પછી તો કાળુભાઇએ અનેક ચડતીપડતીના દિવસો જોયા. આજે મારો એ જૂનો પાડોશી આ દુનિયામાં નથી તેમનો દીકરો પોતાના બાપનો ધધો છોડી રેકડી ફેરવે છે. તેની દાનત ને વિચારવૃત્તિ ફરી ગયેલી દેખાય છે જૂની મહોબ્બત દેખાતી નહોતી. લોકો કહે છે કે હડહડતો કળજુગ બેઠો છે.

# વારસો

પ્ર. હ. મહેતા

રાજપુર નાનું ગામ હતું પણ ગામની અંદર જૂનાં મકાનો પર હસ્તલિખિત પાટિયાઓ—'ગુજરાતી નિશાળ' 'વિલેજ ડિસ્પેન્સરી', 'સરકારી કન્યાશાળા'—વગેરે મહામુસીબતે વાંચી શકાય એમ લટકતા જોઇ, ગામના પ્રમાણમાં તેને ઠીક ઠીક સગવડતા મળતી હશે એમ ખ્યાલ આવ્યા વગર રહે નહિ. આ ઉપરાંત પણ એક ખંડિયેર જેવા મકાનમાં 'ગ્રામ સંકટ વિદારક સભા'ની બેઠક પણ મળતી અને નિકાલ ન થઇ શકે એવા પ્રશ્નો પર ઉગ્ર ચર્ચા કરવામાં આવતી અને નિકાલ થઇ શકે એવા પ્રશ્નોને અચોક્કસ મુદ્દત સુધી મુલતવી રાખવામાં આવતા.

નિશાળમાં એક જ માસ્તર હતા. તેમનું પ્રમાણિક-પણે એવું માનવું હતું કે પોતે સાત તો શું પણ કદાચ ચૌદ ધોરણ હોત તો પણ એકલા જ બસ છે, બધાં ધોરણોને પહોંચી વળે. નિશાળનો વખત તેના પર જ નિર્ભર રહેતો અને ક્યારેક 'દ્વિતીયાક્ષય' જેવું કંઇક કહી અને નિશાળમાં છૂટી કરી દેતા, પણ આથી કોઇએ એમ માની લેવાનું નથી કે તેઓ બહુ અનિ-યમિત હશે. છોકરાઓ પાસેથી પોતાના ઘરનું કામ કરાવવામાં ખૂબ નિયમિત જ નહિ, કુશળ પણ હતા.

માસ્તર કરતાં પોતે જરાય ઊતરતી શ્રેણીના નથી, પણ બે ડગલાં આગળ છે એ સાબિત કરવા ડૉક્ટર પણ આગળ આવતા. વિદ્યાર્થીઓને સ્થાને આ વખતે આવતો કંપાઉન્ડર અને એક બે નોકરો 'પોતે આપે છે એવી દવા મોટા શહેરમાં પણ કોઈ આપતું નથી પણ ગામડાંનાં ભૂતને કદર જ નથી.' આ વાક્ય દરેક દવા લેવા જનારને સાંભળવું જ પડતું. કોઇ દર્દીએ પોતાના દર્દ વિષે દવા બાબત બીજા કોઈની સલાહ લીધી છે એવું કાન પર આવતાં એ દર્દીને દવાખાના-માંથી દવા મળતી નહિ—મળતી તો એકલી દવા ન મળતી—સાથે ડૉક્ટરે અનેકવિધ રીતે કરેલી હાંસી, ઠપકો, હલકી એવી ગાળો વગેરેનો બોજો પણ સાથે લઇ જવો પડતો. 'તમે તો સાક્ષાત ભગવાન છો, દયાળુ છો, મોટા માણસ છો.' આવું કહેનારને પ્રસ-ન્નતાપૂર્વક ઠીક દવા આપવામાં આવતી અને સાથે સાથે એ પણ કહેવામાં આવતું કે: 'ઘેર જઇને નાખી દેતા નહિ, દવા કિંમતી છે અને તમે ભૂતછો!'

એટલે ડૉક્ટરને ક્યારેક દવા દેવા સિવાય અને માસ્તરને ક્યારેક ભણાવવા સિવાય બીજી ખાસ ઉપાધિ હતી નહિ. હા, માસ્તરને ડૉક્ટર કરતાં એક કામ વિશેષ હતું. વિદ્યાર્થીની સંખ્યા ઘટતી રોકવા માટે છોકરાંઓનાં માબાપોને આટલું કહેવું પડતું: 'પોતાની નિશાળમાં જે કંઇ થોડુંઘણું ભણીને છોકરાં બહાર આવે છે તેને દુનિયાભરમાં ક્યાંય કોઇ જાતની મુશ્કે-લીનો સામનો કરવો પડતો નથી.'

પણ ગામ જો ખરેખર ભાગ્યશાળી હોય તો આવા મહાનુભાવોને લઇને નહિ પણ જેનાથી એ લોકો પણ ડરીને ચાલતા એવી એક વ્યક્તિથી. તે હતા પરસનદાદા. ગામના સમસ્ત અવિવેક, જડતા, અન્યાય વગેરેને ડારતી, ગામને દેવની દીધેલ એ એક બક્ષિસ હતી. તેઓ વૃદ્ધ હતા અને નાતજાતમાં નહિ માનતા છતાં ચુસ્ત શિવધર્મી હતા. નેવું વરસની ઉંમરે પણ એના શરીરની સ્ફૂર્તિ અજબ હતી. આંખની વેધકતા અને બુદ્ધિમત્તા પણ કંઇ કમ ન હતી. ગામલોકો તેમને 'દાદા' કહીને બહુમાન કરતા અને સારેનરસે પ્રસંગે, ગમે ત્યારે દાદા પાસે દોડી જતા.

માસ્તરનાં અને ડૉક્ટરનાં કર્તવ્યો જો કે જુદાં હતાં પણ જ્યારથી દાદાએ બન્નેને પોતપોતાના કર્ત-વ્યનું સ્પષ્ટ રીતે ભાન કરાવવાની કોશિશ કરી ત્યારથી દાદાની વિરુદ્ધ પ્રચાર કરવામાં બન્નેનાં કર્તવ્યો એક થઇ જતાં. ડૉક્ટરને દાદા તરફ ખીજવું ચોખ્ખું કારણ આ હતું: મોતી લુહારની મા બિમાર પડી. પોતે લાગલો જ દાદા પાસે આવ્યો. દાદાએ કહ્યું, 'તું દવાખાનેથી ડૉક્ટરને તેડી અને ઘેર આવ મોતી, હું તારે ઘેર જઉં છું.' થોડીવાર પછી મોતી ઘેર આવી દાદા પાસે રડી પડ્યો, કહ્યું: 'દાદા, દાક્તરસા'બ આવવાની ના પાડે છે.'

'ના પાડે છે? શું કહ્યું એણે?'

મોતી બોલ્યો: 'તેણે કહ્યું, સીધો જ મારી પાસે આવ્યો છે કે?'

પેમા દોલાના છોકરામાં પરશોત્તમ મેટ્રિક સુધી ભણેલો છે. પસાને કંદોઈના ધંધામાં પહેલાથી મન નહોતું એ ઊપડયો રંગૂન. ઠીક વર્ષ ત્યાં રહ્યો. પાછા આવીને કંદોઈની દુકાન કરી મેટ્રિક્યુલેશન કંદોઈ તરીકે ઓળખાવા લાગ્યો. પણ શું થયું એ ભગવાન જાણે!

હવે પાનની દુકાન માંડી છે. ત્રણ ધંધા બદલ્યાઃ રંગૂનની નોકરી, કંદોઈગીરી અને પાનબીડીવાળો. આ સ્થિતિ જોઈને મને થાય છે કે આપણી કેળવણીએ આપણી કેવી દશા કરી છે? કેટલાય જુવાનો આવી દશામાંથી પસાર થતા હશે!

કલ્યાણ પૂજારાને હજી ભગવાન ફળ્યા લાગતા નથી હું સમજણો થયો ત્યારથી કલ્યાણને પૂજારીનું જેમ ક્યાંય જોઈ શું જૈન સંઘમાં તેને લેટ નાખવાનો હક છે. તેની ઝોળી લોટ માટે હજી ફર્યા કરે છે. બંધ થઈ નથી. દેરાસરમાંથી કોઈ કોઈ વાર ભગવાનનાં ઘરેણાં ગૂમ થાય તો કલ્યાણનું કહેવું એમ છે કે 'ભગવાનને પણ જૂનાં ઘરેણાં કોઈ વાર કાઢી નાખવાનું મન થાય? આપણે પણ બે ચાર વર્ષે નવું વસ્ત્ર લાવીએ છીએ, તો ભગવાનનો શો ગુનો! અને અત્યારે કાળા બજારની કમાણીમાંથી ભગવાનનાં ઘરેણાં બનાવવાનું પુણ્ય પણ ભાવિકો સહેલાઈથી પ્રાપ્ત કરે'

કલ્યાણની દલીલ કાઢી નાખવા જેવી નથી! ઊંટ કર્યા કેકાં તો માણસે કર્યા કાકાં.

ગામમાં દાખલ થતાં જ એક મોટું મકાન આવ્યું મકાનની બારી પાસે સારું પાટિયું ટિંગાડેલું હતું—'સર...ફ્રી લાયબ્રેરી,' મને ખૂબ આનંદ થયો. ચાર-છ દિવસ રોકાવું છે એટલે છાપાંઓ તો વાંચવા મળશે ઉલ્લાસભર્યો હું બીજે દિવસે લાયબ્રેરીમાં ગયો મને ધ્રુજારી છૂટી શું આ લાયબ્રેરી છે? કે મશ્કરી? આખું મકાન લાકડાના બરડા જેવું લાગતું હતું. સાફ કરવામાં આવતું હશે કે નહીં એ વિષે મને મનમાં શંકા થઈ. એક બે દિવસના જૂના છાપાં પડયાં હતાં! બે ત્રણ કબાટમાં અઢારમી સદીના જૂના થતા પુસ્તકો ગોઠવેલા હતા મકાન જબરદસ્ત—આ તો ઢમઢોલ માંહે પોલ! ગામના લોકો આને ટાઉન હોલ તરીકે ઓળખે છે, અંદર કબૂતર ઊડતાં હતાં.

હું લાયબ્રેરિયન જેવા લાગતા એક વૃદ્ધ કાકા પાસે ગયો, અને પૂછ્યુંઃ 'આજનું છાપું છે!'

'હોય તો જોઈ લો':

'મે જોયું અને કાંઈ પત્તો લાગ્યો નહીં એટલે જ આપને પૂછું છું'

'તો પટાવાળો હમણાં જ સાહેબને ઘેર લઈ ગયો.'

'એટલે સાહેબને જ વાંચવાનો હક! મે બીજી વાતચીત પછી કહ્યું

'મિસ્તર, ગરબડ ન કરો. તમને ઠીક લાગે તો ફરિયાદ અરજી કરો.'

જવાબ મળી ગયો.

કાળુ ખોજો તેની નાતનો આગેવાન. મારા ઘરની સામે તેની ચણા મુંજવાની દુકાન, તેની મેડી ઉપર તે રહે. કાળુભાઈની વૃદ્ધ માતા રાજબાઈ હજુય સાંભરે છે. ઉનાળામાં કાલાં ફોલવાની મોસમ શરૂ થાય અને રાજબાઈ કાલાંનો સુંડલો ભરી શેરીમાં ફોલવા બેસે રાતનો વખતે બીજા બૈરાંઓ પણ મંડળીમાં બેસે. અમે બધાં છોકરા પણ કાલાં ફોલવા આજુબાજુ ગોઠવાઈ જઈએ. રાજબાઈ મોતીશા શેઠના છોકરાની વાત માંડેઃ છોકરાં હોંકારો દેતા જાય મધરાત થાય તો પણ ઊઠવાનું મન ન થાય.

રાજબાઈ ખૂબ માયાળુ હતા. હિંદુ-મુસલમાનનો તેમને ભેદ નહોતો. અમને છોકરાઓને શાક અને રોટલાનું બટકું ખાવાનું આપે

'અમે વટલાઈ જઈએ,' અમે ના પાડીએ.

'એ તો તમે પરણશો એટલે ધોવાઈ જશે.' રાજબાઈ આગ્રહ કરીને ખવડાવે.

રાજબાઈ ચાલ્યા ગયા આજે કાળુ ખોજાની મેડી નથી દરબારે લાઈનદોરીમાં મકાન પડાવી નાખ્યું અને જે થોડો ભાગ રહ્યો તે કાળુભાઈએ વેચી નાખ્યો પછી તો કાળુભાઈએ અનેક ચડતીપડતીના દિવસો જોયા. આજે મારો એ જૂનો પાડોશી આ દુનિયામાં નથી તેમનો દીકરો પોતાના બાપનો ધંધો છોડી રેકડી ફેરવે છે. તેની દાનત ને વિચારવૃત્તિ ફરી ગયેલી દેખાય છે જૂની મહોબ્બત દેખાતી નહોતી. લોકો કહે છે કે હડહડતો કળજુગ બેઠો છે.

# વારસો

પ્ર. ઉ. મહેતા

રાજપુર નાનું ગામ હતું પણ ગામની અંદર જૂનાં મકાનો પર હસ્તલિખિત પાટિયાઓ—'ગુજરાતી નિશાળ' 'વિલેજ ડિસ્પેન્સરી', 'સરકારી કન્યાશાળા'—વગેરે મહામુસીબતે વાંચી શકાય એમ લટકતા જોઇ, ગામના પ્રમાણમાં તેને ઠીક ઠીક સગવડતા મળતી હશે એમ ખ્યાલ આવ્યા વગર રહે નહિ. આ ઉપરાંત પણ એક ખંડિયેર જેવા મકાનમાં 'ગ્રામ સંકટ નિવારક સભા'ની બેઠક પણ મળતી અને નિકાલ ન થઇ શકે એવા પ્રશ્નો પર ઉગ્ર ચર્ચા કરવામાં આવતી અને નિકાલ થઇ શકે એવા પ્રશ્નોને અચોક્કસ મુદ્દત સુધી મુલતવી રાખવામાં આવતા.

નિશાળમાં એક જ માસ્તર હતા. તેમનું પ્રમાણિકપણે એવું માનવું હતું કે પોતે સાત તો શું પણ કદાચ ચૌદ ધોરણ હોત તો પણ એકલા જ બસ છે, બધાં ધોરણોને પહોંચી વળે. નિશાળનો વખત તેના પર જ નિર્ભર રહેતો અને ક્યારેક 'દ્વિતીયાક્ષય' જેવું કંઇક કહી અને નિશાળમાં છૂટી કરી દેતા, પણ આથી કોઇએ એમ માની લેવાનું નથી કે તેઓ બહુ અનિયમિત હશે. છોકરાઓ પાસેથી પોતાના ઘરનું કામ કરાવવામાં ખૂબ નિયમિત જ નહિ, કુશળ પણ હતા.

માસ્તર કરતાં પોતે જરાય ઊતરતી શ્રેણીના નથી, પણ બે ડગલાં આગળ છે એ સાબિત કરવા ડૉક્ટર પણ આગળ આવતા. વિદ્યાર્થીઓને સ્થાને આ વખતે આવતો કંપાઉન્ડર અને એક બે નોકરો 'પોતે આપે છે એવી દવા મોટા શહેરમાં પણ કોઈ આપતું નથી પણ ગામડાંનાં ભૂતને કદર જ નથી.' આ વાક્ય દરેક દવા લેવા જનારને સાંભળવું જ પડતું. કોઇ દર્દીએ પોતાના દર્દ વિષે દવા બાબત બીજા કોઈની સલાહ લીધી છે એવું કાન પર આવતાં એ દર્દીને દવાખાનામાંથી દવા મળતી નહિ—મળતી તો એકલી દવા ન મળતી—સાથે ડૉક્ટરે અનેકવિધ રીતે કરેલી હાંસી, ઠપકો, હલકી એવી ગાળો વગેરેનો બોજો પણ સાથે લઇ જવો પડતો. 'તમે તો સાક્ષાત ભગવાન છો, દયાળુ છો, મોટા માણસ છો.' આવું કહેનારને પ્રસન્નતાપૂર્વક ઠીક દવા આપવામાં આવતી અને સાથે સાથે એ પણ કહેવામાં આવતું કે: 'ઘેર જઇને નાખી દેતા નહિ, દવા કિંમતી છે અને તમે ભૂતછો!'

એટલે ડૉક્ટરને ક્યારેક દવા દેવા સિવાય અને માસ્તરને ક્યારેક ભણાવવા સિવાય બીજી ખાસ ઉપાધિ હતી નહિ. હા, માસ્તરને ડૉક્ટર કરતાં એક કામ વિશેષ હતું. વિદ્યાર્થીની સંખ્યા ઘટતી રોકવા માટે છોકરાંઓનાં માબાપોને આટલું કહેવું પડતું: 'પોતાની નિશાળમાં જે કંઇ થોડુંઘણું ભણીને છોકરાં બહાર આવે છે તેને દુનિયાભરમાં ક્યાંય કોઇ જાતની મુશ્કેલીનો સામનો કરવો પડતો નથી.'

પણ ગામ જો ખરેખર ભાગ્યશાળી હોય તો આવા મહાનુભાવોને લઇને નહિ પણ જેનાથી એ લોકો પણ ડરીને ચાલતા એવી એક વ્યક્તિથી. તે હતા પરસનદાદા. ગામના સમસ્ત અવિવેક, જડતા, અન્યાય વગેરેને ડારતી, ગામને દેવની દીધેલ એ એક બક્ષિસ હતી. તેઓ વૃદ્ધ હતા અને નાતજાતમાં નહિ માન। છતાં ચુસ્ત શિવધર્મી હતા. નેવું વરસની ઉંમરે પણ એના શરીરની સ્ફૂર્તિ અજબ હતી. આંખની વેધકતા અને બુદ્ધિમત્તા પણ કંઇ કમ ન હતી. ગામલોકો તેમને 'દાદા' કહીને બહુમાન કરતા અને સારેનરસે પ્રસંગે, ગમે ત્યારે દાદા પાસે દોડી જતા.

માસ્તરનાં અને ડૉક્ટરનાં કર્તવ્યો જો કે જુદાં હતાં પણ જ્યારથી દાદાએ બન્નેને પોતપોતાના કર્તવ્યનું સ્પષ્ટ રીતે ભાન કરાવવાની કોશિશ કરી ત્યારથી દાદાની વિરુદ્ધ પ્રચાર કરવામાં બન્નેનાં કર્તવ્યો એક થઇ જતાં. ડૉક્ટરને દાદા તરફ ખીજનું ચોખ્ખું કારણ આ હતું: મોતી લુહારની મા બિમાર પડી. પોતે લાગલો જ દાદા પાસે આવ્યો. દાદાએ કહ્યું, 'તું દવાખાનેથી ડૉક્ટરને તેડી અને ઘેર આવ મોતી, હું તારે ઘેર જઉં છું.' થોડીવાર પછી મોતી ઘેર આવી દાદા પાસે રડી પડ્યો, કહ્યું: 'દાદા, દાક્તરસા'બ આવવાની ના પાડે છે.'

'ના પાડે છે? શું કહ્યું એણે?'

મોતી બોલ્યો: 'તેણે કહ્યું, સીધો જ મારી પાસે આવ્યો છે કે?'





પેમા દોશાના છોકરામાં પરશોત્તમ મૅટ્રિક સુધી ભણેલો છે પણ તેને કંદોઈના ધંધામાં પહેલાથી મન નહોતું એ ઊપડ્યો રંગૂન ઠીક વર્ષ ત્યાં રહ્યો પાછો આવીને કંદોઈની દુકાન કરી મૅટ્રિક્યુલેશન કંદોઈ તરીકે ઓળખાવા લાગ્યો પણ શું થયું એ ભગવાન જાણે!

હવે પાનની દુકાન માંડી છે ત્રણ ધંધા બદલ્યા રંગૂનની નોકરી, કંદોઈગીરી અને પાનબીડીવાળો આ સ્થિતિ જોઈને મને થાય છે કે આપણી કેળવણીએ આપણી કેવી દશા કરી છે? કેટલાય જુવાનો આવી દશામાંથી પસાર થતા હશે!

કલ્યાણ પૂજારાને હજી ભગવાન ફળ્યા લાગતા નથી હું સમજણો થયો ત્યારથી કલ્યાણને પૂજારીનું કામ કરતો જોઉં છું જૈન સંઘમાં તેને લોટ માગવાનો હક્ક છે તેની ઝોળી લોટ માટે હજી ફર્યા કરે છે બંધ થઈ નથી દેરાસરમાંથી કોઈ કોઈ વાર ભગવાનના ઘરેણાં ગૂમ થાય તો કલ્યાણનું કહેવું એમ છે કે 'ભગવાનને પણ જૂનાં ઘરેણાં કોઈ વાર કાઢી નાખવાનું મન થાય? આપણે પણ બે ચાર વર્ષે નવું વસ્ત્ર લાવીએ છીએ, તો ભગવાનનો શો ગુનો? અને અત્યારે કાળા બજારની કમાણીમાંથી ભગવાનના ઘરેણાં બનાવવાનું પુણ્ય પણ ભાવિકો સહેલાઈથી પ્રાપ્ત કરે'

કલ્યાણની દલીલ કાઢી નાખવા જેવી નથી! ઊંટે કર્યા ઢેકાં તો માણસે કર્યા કાંઠા

ગામમાં દાખલ થતાં જ એક મોટું મકાન આવ્યું મકાનની બારી પાસે સારું પાટિયું ટિંગાડેલું હતું– 'સર્વ ફ્રી લાયબ્રેરી' મને ખૂબ આનંદ થયો. ચાર–છ દિવસ રોકાવું છે એટલે છાપાંઓ તો વાંચવા મળશે ઉલ્લાસભર્યો હું બીજે દિવસે લાયબ્રેરીમાં ગયો મને ફુજારી છૂટી શું આ લાયબ્રેરી છે? કે મશ્કરી? આખું મકાન ઢાખણના બરડા જેવું લાગતું હતું સાફ કરવામાં આવ્યું હશે કે નહી એ વિષે મને મનમાં શંકા થઈ એક બે દિવસના જૂના છાપાં પડ્યાં હતાં! બે ત્રણ કબાટમાં અઢારમી સદીના જૂના થતા પુસ્તકો ગોઠવેલા હતા મકાન જબરદસ્ત– આ તો ઢમઢોલ માંહે પોલ! ગામના લોકો આને ટાઉન હોલ તરીકે ઓળખે છે અંદર કબૂતર ઊડતાં હતા

હું લાયબ્રેરિયન જેવા લાગતા એક વૃદ્ધ કાકા પાસે ગયો, અને પૂછ્યું 'આજનું છાપું છે!'

'હોય તો જોઈ લો'

'મેં જોયું અને કાંઈ પત્તો લાગ્યો નહીં એટલે જ આપને પૂછું છું'

'તો પટાવાળો હમણાં જ સાહેબને ઘેર લઈ ગયો'

'એટલે સાહેબને જ વાંચવાનો હક્ક? મેં બીજી વાતચીત પછી કહ્યું

'મિસ્તર, ગરબડ ન કરો તમને ઠીક લાગે તો ફરિયાદ અરજી કરો'

જવાબ મળી ગયો

કાળુ ખોજો તેની નાતનો આગેવાન મારા ઘરની સામે તેની ચણા ભુંજવાની દુકાન, તેની મેડી ઉપર તે રહે કાળુભાઈની વૃદ્ધ માતા રાજબાઈ હજીય સાંભરે છે ઉનાળામાં કાલાં ફોલવાની મોસમ શરૂ થાય અને રાજબાઈ કાલાંનો સુંડલો ભરી શેરીમાં ફોલવા બેસે રાતનો વખત બીજા બૈરાંઓ પણ મંડળીમાં બેસે અમે બધાં છોકરા પણ કાલાં ફોલવા આજુબાજુ ગોઠવઈ જઈએ રાજબાઈ મોતીશા શેઠના છોકરાની વાત માંડે છોકરાં હોંકારો દેતા જાય મધરાત થાય તો પણ ઊઠવાનું મન ન થાય

રાજબાઈ ખૂબ માયાળુ હતા હિંદુ–મુસલમાનનો તેમને ભેદ નહોતો અમને છોકરાઓને શાક અને રોટલાનું બટકું ખાવાનું આપે

'અમે વટલાઈ જઈએ,' અમે ના પાડીએ

'એ તો તમે પરણશો એટલે ધોવાઈ જશે' રાજબાઈ આગ્રહ કરીને ખવડાવે

રાજબાઈ ચાલ્યા ગયા આજે કાળુ ખોજાની મેડી નથી દરબારે લાઇનદોરીમાં મકાન પડાવી નાખ્યું અને જે થોડો ભાગ રહ્યો તે કાળુભાઈએ વેચી નાખ્યો પછી તો કાળુભાઈએ અનેક ચડતીપડતીના દિવસો જોયા આજે મારો એ જૂનો પાડોશી આ દુનિયામાં નથી તેમનો દીકરો પોતાના બાપનો ધંધો છોડી રેંકડી ફેરવે છે તેની દાનત ને વિચાર વૃત્તિ ફરી ગયેલી દેખાય છે જૂની મહોબ્બત દેખાતી નહોતી લોકો કહે છે કે હડહડતો કળજુગ બેઠો છે

# વારસો

પ્ર. હ. મહેતા

રાજપુર નાનું ગામ હતું પણ ગામની અંદર જૂનાં મકાનો પર હસ્તલિખિત પાટિયાઓ–'ગુજરાતી નિશાળ' 'વિલેજ ડિસ્પેન્સરી', 'સરકારી કન્યાશાળા'–વગેરે મહામુસીબતે વાંચી શકાય એમ લટકતા જોઇ, ગામના પ્રમાણમાં તેને ઠીક ઠીક સગવડતા મળતી હશે એમ ખ્યાલ આવ્યા વગર રહે નહિ. આ ઉપરાંત પણ એક ખંડિયેર જેવા મકાનમાં 'ગ્રામ સંકટ વિદારક સભા'ની બેઠક પણ મળતી અને નિકાલ ન થઇ શકે એવા પ્રશ્નો પર ઉગ્ર ચર્ચા કરવામાં આવતી અને નિકાલ થઇ શકે એવા પ્રશ્નોને અચોક્કસ મુદ્દત સુધી મુલતવી રાખવામાં આવતા.

નિશાળમાં એક જ માસ્તર હતા. તેમનું પ્રમાણિક-પણે એવું માનવું હતું કે પોતે સાત તો શું પણ કદાચ ચૌદ ધોરણ હોત તો પણ એકલા જ બસ છે, બધાં ધોરણોને પહોંચી વળે. નિશાળનો વખત તેના પર જ નિર્ભર રહેતો અને ક્યારેક દ્વિતીયાક્ષય' જેવું કંઇક કહી અને નિશાળમાં છૂટી કરી દેતા, પણ આથી કોઇએ એમ માની લેવાનું નથી કે તેઓ બહુ અનિયમિત હશે. છોકરાઓ પાસેથી પોતાના ઘરનું કામ કરાવવામાં ખૂબ નિયમિત જ નહિ, કુશળ પણ હતા.

માસ્તર કરતાં પોતે જરાય ઊતરતી શ્રેણીના નથી, પણ બે ડગલાં આગળ છે એ સાબિત કરવા ડૉક્ટર પણ આગળ આવતા. વિદ્યાર્થીઓને સ્થાને આ વખતે આવતો કંપાઉન્ડર અને એક બે નોકરો 'પોતે આપે છે એવી દવા મોટા શહેરમાં પણ કોઇ આપતું નથી પણ ગામડાંનાં ભૂતને કદર જ નથી.' આ વાક્ય દરેક દવા લેવા જનારને સાંભળવું જ પડતું. કોઇ દર્દીએ પોતાના દર્દ વિશે દવા બાબત બીજા કોઇની સલાહ લીધી છે એવું કાન પર આવતાં એ દર્દીને દવાખાના-માંથી દવા મળતી નહિ–મળતી તો એકલી દવા ન મળતી–સાથે ડૉક્ટરે અનેકવિધ રીતે કરેલી હાંસી, ઠપકો, હલકી એવી ગાળો વગેરેનો બોજો પણ સાથે લઇ જવો પડતો. 'તમે તો સાક્ષાત ભગવાન છો, દયાળુ છો, મોટા માણસ છો.' આવું કહેનારને પ્રસન્નતાપૂર્વક ઠીક દવા આપવામાં આવતી અને સાથે સાથે એ પણ કહેવામાં આવતું કે: 'ઘેર જઇને નાખી દેતા નહિ, દવા કિંમતી છે અને તમે ભૂતછો!'

એટલે ડૉક્ટરને ક્યારેક દવા દેવા સિવાય અને માસ્તરને ક્યારેક ભણાવવા સિવાય બીજી ખાસ ઉપાધિ હતી નહિ. હા, માસ્તરને ડૉક્ટર કરતાં એક કામ વિશેષ હતું. વિદ્યાર્થીની સંખ્યા ઘટતી રોકવા માટે છોકરાંઓનાં માબાપોને આટલું કહેવું પડતું: 'પોતાની નિશાળમાં જે કંઇ થોડુંઘણું ભણીને છોકરાં બહાર આવે છે તેને દુનિયાભરમાં ક્યાંય કોઇ જાતની મુશ્કેલીનો સામનો કરવો પડતો નથી.'

પણ ગામ જો ખરેખર ભાગ્યશાળી હોય તો આવા મહાનુભાવોને લઇને નહિ પણ જેનાથી એ લોકો પણ ડરીને ચાલતા એવી એક વ્યક્તિથી. તે હતા પરસનદાદા. ગામના સમસ્ત અવિવેક, જડતા, અન્યાય વગેરેને ડારતી, ગામને દેવની દીધેલ એ એક બક્ષિસ હતી. તેઓ વૃદ્ધ હતા અને નાતજાતમાં નહિ માનતા છતાં ચુસ્ત શિવધર્મી હતા. નેવું વરસની ઉંમરે પણ એના શરીરની સ્ફૂર્તિ અજબ હતી. આંખની વેધકતા અને બુદ્ધિમત્તા પણ કંઇ કમ ન હતી. ગામલોકો તેમને 'દાદા' કહીને બહુમાન કરતા અને સારેનરસે પ્રસંગે, અમે ત્યારે દાદા પાસે દોડી જતા.

માસ્તરનાં અને ડૉક્ટરનાં કર્તવ્યો જો કે જુદાં હતાં પણ જ્યારથી દાદાએ બન્નેને પોતપોતાના કર્તવ્યનું સ્પષ્ટ રીતે ભાન કરાવવાની કોશિશ કરી ત્યારથી દાદાની વિરુદ્ધ પ્રચાર કરવામાં બન્નેનાં કર્તવ્યો એક થઇ જતાં. ડૉક્ટરને દાદા તરફ ખીજનું ચોખ્ખું કારણ આ હતું: મોતી લુહારની મા બિમાર પડી. પોતે લાગલો જ દાદા પાસે આવ્યો. દાદાએ કહ્યું, 'તું દવાખાનેથી ડૉક્ટરને તેડી અને ઘેર આવ મોતી, હું તારે ઘેર જઉં છું,' થોડીવાર પછી મોતી ઘેર આવી દાદા પાસે રડી પડ્યો, કહ્યું: 'દાદા, દાક્તરસા'બ આવવાની ના પાડે છે.'

'ના પાડે છે? શું કહ્યું એણે?'

મોતી બોલ્યો: 'તેણે કહ્યું, સીધો જ મારી પાસે આવ્યો છે કે?'





'તેં શું કહ્યું ?'

'મેં તમારું નામ લીધું દાદા એટલે એણે ખીજાઈ અને આવવાની ચોખ્ખી ના પાડી, ઉપરથી કહ્યું બીમાર તો ડોસી છે ને ? મર્યાં તો તું ય છૂટયો અને એય છૂટશે '

દાદાએ આ વખતે મહીનાર વિચાર કર્યો. પછી કહ્યું: 'કાગળનો ટુકડો હશે ઘરમા ?'

મોતી દોડતો કાગળ અને ખડિયો-કલમ લાવ્યો. કઈક બેચાર લીટી લખી અને મોતીને આપતા કહ્યું: 'આ લે, ડૉકટરને આપ.'

કોણ જાણે શું ય લખ્યું હશે પણ મોતીનાં આશ્ચર્ય વચ્ચે ડૉકટર તુરત જ તેની સાથે ચાલી નીકળ્યા. અલબત્ત ખીજનું પ્રમાણ કઈક વધ્યું ખરુ પણ મોતીની મા તે વખતે દવા વગરની રહી નહિ

આ બધી વાત અને ડોસાની 'તુમાખી' વિષે ડૉકટરે જ્યારે માસ્તરને વાત કરી ત્યારે તેણે કહ્યું: 'બુદ્ધો ભારે ખેપાન છે ડૉકટર સા'બ ! જેમ તમે એક સાધારણ કંપાઉન્ડરમાંથી અહીં ડૉકટર બની બેઠા છો એ વાત એ જાણે છે એમ મારું પણ શું શું નહિ જાણતો હોય ! મને એક દિવસે આવી અને શું કહે છે ખબર છે ? કહે છે: 'માસ્તર છોકરાંઓ પાસેથી ઘણું કામ લીધું. હવે બેચાર અક્ષરો માંડતા શિખવાડો.'

આ વખતે ડૉકટરે બધું કામ પડતું મૂકી, આંખેથી ચશ્મા ઉતારી અને ખૂબ જ રસપૂર્વક પૂછ્યું 'પછી ?'

મેં કહ્યું, 'છોકરાઓની જવાબદારીનું માસ્તરને પૂરેપૂરું ભાન છે. એ ભાન કરાવવાની કોઈએ ખોટી તસ્દી લેવાની નથી. હેં ડૉકટર કામ કરાવ્યું છે તે ક્યાં પારકા ઘરનું કરાવ્યું છે ? મેં તો ચોખ્ખું કહ્યું કે એ પણ એક જાતનું શિક્ષણ જ કહેવાય.

તે કહે-'શિક્ષણ ખરું, પણ તમે જે અહીં આપવા બેઠા છો એ સિવાયનું છોકરાઓ મોટા થશે ત્યારે તેઓને નાનાં છોકરાંઓ સાફ કરવા, ઘર સાફ કરવું, ગંદવાગોદડાં તડકે નાખી અને માકડ વીણવા એ કામ નહિ હોય એ કેમ ભૂલી જાઓ છો !'

આવો બુઢ્ઢો છે. પાછો કહે છે કે કોઈથી બીતો નથી. તમે શું કહો છો ?

ડૉકટરે કહ્યું 'હું શું કહું ? તમે જ તો બધું કહો છો-માત્ર એક ઉપાય સિવાય ! આખરે માસ્તર જ ને ?'

ક્ષમણે હાથ દઈ થોડીવાર પછી માસ્તર બોલ્યા 'બ્રાહ્મણ થઈ અને હલકા વર્ણને ઘેર આવે જાય, એનાં છોકરાંઓને તેડે રમાડે અને એમ ને એમ પાછો મંદિરમાં આવે એ શું હું નથી જાણતો ?'

'હલકી કોમના ?'

'હા, મુસલમાન સુદ્ધાનાં—'

ડૉકટરે ધીમેથી માસ્તરના કાનમાં કહ્યુ-'તો નાત બોલાવી એનો જવાબ માંગો—નાત બહાર મૂકો !'

'મારો વિચાર જ તમે મને કહ્યો ડૉકટર સાહેબ. પણ તેને કહે કોણ ? બીજું, કહે છે કે નાતજાતમાં તે માનતો પણ નથી.'

'એ તો કહેવાનું—'

'હા, કહેવાનું જ વળી ! ઠીક તો એમ જ થશે. આપણો ત્રિકમ મારી ય શરમ રાખે એવો નથી. સાચું મોઢામોઢ કહેવાનો જ.' પછી ઊંડાનાં ઊંડતાં કહ્યું: 'બેઅથીની બાને તાવ ઊતરતો જ નથી. તે એમ કહ્યા કરે છે કે પોતે પીએ છે તે ચોખ્ખું કિવનાઈન નથી.'

'ચોખ્ખું કિવનાઈન નથી ? કોઈ આવે તો સામે......'

'ના, ના, સાહેબ, એમ તે હોય ! તમે તો કિવનાઈન જ આપો. આપણે ક્યાં એવો સંબંધ...'

'તો પછી ?'

'તો પછી શું ! મેં તો એને ચોખ્ખું કહ્યું કે તું જે દવા પીએ છે તે કિવનાઈન નથી એ શંકા તું કરી શકે છે, પણ ડૉકટર સા'બ કિવનાઈન સિવાય



બીજું આપે છે એવી શંકા કદી કરીશ નહિ. અમારા સંબંધની તને શું ખબર પડે? અને કિવનાઇન અત્યારે બીજો કોણ આપે છે?'

'હું તો કિવનાઇન જ આપું પણ ગામલોકોને મારી કદર ક્યાં!'

[ ૨ ]

તે જ સાંજે ત્રિકમે બેચાર માણસોની વચ્ચે દાદાને કહ્યું, 'બ્રાહ્મણ થઈને અને હલકાં વર્ણનાં છોકરાંઓને રમાડવા એમનાં ઘરમાં જઈ આવો અને મંદિરે આવો છો. બીજા લોકો તો ઠીક બ્રાહ્મણો આ વિષે વિચાર કરે છે. નાતને શું સાવ ભૂલી જ ગયા છો?

દાદાએ કંઇક ગંભીર થઇને ત્રિકમ સામે જોયું પછી એકદમ ખડખડ હસી પડયા. 'નાત છે એ કેમ ભૂલું? બરાબર યાદ છે. ત્રિકમ, નાતની બીક તો તારા કરતાં મને ઘણી છે ભાઇ!'

ત્રિકમે આશ્ચર્ય પામી કહ્યું: 'તો દાદા, તમને નાત બહાર મૂકવાની વાતો ચાલે છે.'

દાદાએ કહ્યું: 'ખોટી વાત.'

'ખોટી વાત હું ન કહું દાદા. પૂછો મહાશંકર માસ્ત...'

દાદાએ વચ્ચે જ તેને રોકી અને કંઇક અલૌકિક હસી અને બોલ્યા. 'મારે એ નાત નથી ભાઈ, મારે તો એથી ય બહુ મોટી નાત છે. એ નાતમાં બધાં માણસો–આખું ગામ–આવી જાય છે. હું તો એટલી ફિકર રાખું છું કે એ નાતમાંથી હું છુટો પડી ન જાઉં. હું માણસોને હલકાં અને ઉચ્ચ વર્ણના જોવા નથી બેસતો ભાઈ, હું તો માણસને માણસ તરીકે જ જોઉં છું.'

ત્રિકમે સામા પક્ષના મહારથીઓને સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે એને તમારી નાતબાતની પડી નથી. એની પાછળ પડો મા! એની ઊંચાઇએ તો નહિ પહોંચી શકો પણ નીચે પડશો તો કોઈ બાવડું પકડનાર પણ નહિ મળે.'

'બડો જાદુગર છે'–ત્રિકમની વાત સાંભળી માસ્તરે અને ડોકટરે એકીઅવાજે પોતપોતાનો અભિપ્રાય જાહેર કર્યો.

[ ૩ ]

દાદાના પરિવારમાં એક પુત્ર છે. નામ છે. માધવલાલ. સારી એવી કેળવણી પામી અને શહેરમાં મોટા પગારથી નોકરી કરે છે. સ્ત્રી છે, અને ચાર વરસનો વાસુ પણ છે. લોકો ઉપરાંત માધવે પોતે પણ પોતાના વૃદ્ધ માબાપને શહેરમાં વસવાટ કરવાનો ઘણીવાર આગ્રહ કરી જોયો પણ દાદા કહેતા, 'અમારે બન્નેને અહીં આરામ છે. થોડાં વરસ માટે થઇને હવે બીજે ક્યાંય જવું નથી. અમને અહીં કોઇ જાતની ઉપાધિ નથી.'

પણ થોડા દિવસ પછી દાદાને પોતાનો ઉપલો અભિપ્રાય ફેરવવો પડયો. એક બપોરે તેઓ બહારથી ઘેર આવ્યા અને રસોડામાં નજર કરી તો વૃદ્ધ પત્ની માંડમાંડ લોટ મસળી અને રોટલા ઘડતી હતી. રોટલો પણ તાવડીમાં નાખવા જતાં તેમાં પડયો નહિ. દાદા સમજ્યા કે વૃદ્ધાવસ્થાને લઇને આમ થાય છે. પોતે જમ્યાં અને પુસ્તકો લઇ બીજા ખંડમાં ચાલ્યા ગયા. ચારેક વાગે આવીને જોયું તો ઘરમાં પત્ની સૂતી હતી અને ધીમે અવાજે પાણી માગી રહી હતી. દાદાએ એકદમ પાણી આપી, શરીરે હાથ અડાડયો. શરીર ભઠ્ઠીની જેમ તપતું હતું. તાવ તો સવારથી જ આવેલો પણ પોતે નહિ રાંધે તો વૃદ્ધ બ્રાહ્મણને તકલીફ પડશે એમ ધારી જણાવવા દીધું ન હતું.

દાદાનું મોં ગંભીર થઇ ગયું અને કપાળે કરચલીઓ પડી ગઇ. એમ ને એમ વિચાર કરતા ઘણીવાર સુધી ત્યાં જ બેસી રહ્યા. ઘરમાં માત્ર બે જણાં. એકલાં–અટૂલાં–નિઃસહાય. માંદગીનો પણ કંઇ એવો નિયમ નથી કે બન્નેને સાથે ન આવે! બન્નેનાં મંદવાડમાં શું દશા થાય? દાદાએ તે જ વખતે માધવને લખ્યું.

'એવું ન બને કે તમે બધા અહીં આવીને રહો?' જવાબમાં માધવલાલે ખૂબ દિલગીરી સાથે





પુછાવ્યું કે એ વાત કેમ બને! પોતે આટલો ભણેલ માણસ ખોબા જેવડાં ગામમાં આવીને કરે પણ શું! ઉત્તરે એમ પણ લખ્યું કે અમને ય તમારાથી જુદા રહેવું ગમતું નથી પણ શું થાય! મન કઠણ રાખીને અમે દિવસો પસાર કર્યે જઈએ છીએ...વગેરે.

કાગળ વાંચી દાદાએ નિસાસો નાખ્યો.

એકાદ માસ પછી માધવ પોતે માતાપિતાની ખબર કાઢવા આવ્યો માએ કહ્યું: 'વહુ અને વાસુને કેમ ન તેડતો આવ્યો ભાઇ!'

માધવ : 'થોડા દિવસ રહેવું એમાં ક્યાં તેડતો આવું!'

મા : 'હેં, ભાઇ, તે તને અહીં નોકરી ન મળે!'

માધવ : 'કઇ નોકરી મા'?'

મા : 'આ કંઇક માસ્તરગીરી કે એવી કંઇક'

પરિહાસપૂર્વક હસી માધવ બોલ્યો, 'એવી તો સત્તરસો નોકરી મળે મા પણ એમાં મારા ભણતરના કાંકરાં થઇ જાય. આટલું ભણ્યા પછી એવી નોકરી કરવી! છી!'

અભણ માએ આશ્ચર્ય પામી પૂછ્યું, 'ભણતરનાં કાંકરાં થઇ જાય? તો તો ભણતર સાવ નકામું થઈ જાય!'

'એ તો હું કહું છું મા.' માધવ હસીને બોલ્યો.

માધવને અહીં આવ્યાને બે દિવસ પસાર થઇ ગયા. એક બપોરે જમતા જમતાં માધવે વાત કરી. 'દાદા, ચાલો આપણે બધાં શહેરમાં રહીએ. અહીંની તકલીફથી તો બચી જવાય!'

દાદા જમતાં જ રહ્યા. કંઇ ઉત્તર દીધો નહિ.

'તો આપણે કામ નહિ અને પરમ દિવસે જ ઉપડીએ—શું કહો છો દાદા!' આ વખતે જમતાં અટકી દાદાએ કહ્યું, 'ના.'

'ના! ના કેમ દાદા, હા કેમ નહિ! તમને બન્નેને કોઇ અગવડતા નહિ નડે. ચોપડીઓ તો ત્યાં પણ જેવી જોઇએ તેવી મળી રહેશે. મોટા શહેરમાં વિદ્વાન લોકોનો સમાગમ પણ થઇ શકશે. કશી ક્યાંય કોઇ વાતે ઉપાધિ નહિ રહે, દાદા. ઉપરાંત અમને પણ સેવાનો લાભ મળશે.

દાદાનો કોળિયો એમ ને એમ રહી ગયો, બોલ્યા, 'અહીંથી હવે બીજે ક્યાંય મારાથી ન જવાય માધવ. અગવડ સગવડની વાત નથી ભાઇ, પણ તેનું કારણ તો છે આ ગામનાં ભોળાં, અબુધ ગામડીઆં, સાંજ પડ્યે તેઓ મારી પાસેથી કંઇને કંઈ જાણવાની પ્રચ્છા રાખીને બેસે છે. કોઇકને કંઇ સલાહ જોઇએ છે, દોરવણી જોઇએ છે, દુઃખ દર્દમાં સહાનુભૂતિના બે શબ્દો જોઇએ છે. એ સિવાય મારૂં શિરપરિ પણ છે. પાછલી અવસ્થામાં આવું છોડાવીને અમને તું બીજે ક્યાંય લઇ જવાનું કરીશ નહિ ભઇ એવું હું માનતો નથી, અને તું ય એવું સમજતો નહિ! અમુક વ્યક્તિ વગર આ ગામના લોકો અધિગાળીત થઇ જશે પણ એક વાત એય છે કે એક વખત પાળ ભાંગી એટલે પછી તેનાં બેફામ પાણીને પકડીને રોકી નહિ શકાય.

ગૃહિણીએ રસોડામાંથી કહ્યું. 'જમવું પણ નહિ અને જમવાય ન દેવું!'

માધવ શાંત ચિત્તથી સાંભળી રહ્યો હતો. માતા કહેવાથી તેણે જમવામાં ધ્યાન પરોવ્યું. દાદાએ આગળ કહ્યું, 'જમાનો જેટલો બહારથી સારો અને સુધરેલ લાગે છે એટલો જ એ અંદરથી સડેલો છે ભાઈ નીચતા, અધમતા, પાખંડપણા વગેરેની સામે થવા અહીંના લોકોમાં જોર નથી. એક જ ઝટકો એને પાડવા માટે બસ થઇ પડશે.'

હાથ પોતાં પોતાં માધવ બોલ્યો, 'તો એમાં આપણે શું કરીએ! જે થવાનું હશે તે તો થશે જ. લાખ પ્રયત્નો પણ કામ નહિ લાગે.'

'કામ નહિ લાગે એ પહેલાં માત્ર પ્રયત્ન કરી લેવાની જ હું વાત કરૂં છું. કામ નહિ લાગે તો થયું પણ પરિણામનો ગુણાકાર પહેલેથી શા માટે કરી રાખવો!'

જમ્યા પછી બીજા ઓરડામાં થોડીવાર આરામ કરવા માધવ પથારી પર પડ્યો, આંખો મીંચી અને



નિદ્રા લાવવા માટે ઘણીય કોશિશ કરી પણ વ્યર્થ ગઈ. આંખ સામે વૃદ્ધ માતાપિતાના આખા દિવસનાં કાર્યો તેની આંખ આગળથી પસાર થઈ ગયાં. આટલી ઉંમરે મા રાંધવાનું, ગાય સાચવવાનું, એ ઉપરાંત દાદાનાં બધાં કાર્યોમાં પણ મદદ કરવી–ઓહો, કેટલું કામ! કંટાળી અને છેવટે પોતે ઊઠી ગયો. પરસાળમાં આવીને જોયું તો મા સામે જ અનાજનો ઢગલો કરી અને સાફસૂફ કરી રહી છે. માધવ મા પાસે બેસી ગયો, બોલ્યો, 'મા, તમે હા પાડો આવવાની.'

માએ હસીને કહ્યું; 'મારી એકલીની 'હા' થી શું વળે ભાઈ! ઉપરાંત મને પોતાને પણ ફાવવું જોઈએને?'

'તમે 'ન ફાવે, ન ફાવે' કર્યા કરો છો, પણ એકવાર આવી અને જુઓ તો ખરા કે ફાવે છે કે નહિ!' પછી જરા શરમાઈને બોલ્યો, 'તમને ખબર નથી પણ એણેય આગ્રહ કરવામાં કચાશ રાખી નથી મા!'

'હું જાણું છું. વહુ મારી લક્ષ્મી છે. પણ માધવ, હજીય મારા હાથપગ તો ચાલે છે. ત્યાં આવવાથી વૃદ્ધ બ્રાહ્મણની સેવામાંથી સાવિત્રી મને બાકાત રાખી દેશે એ હું સારી રીતે જાણું છું. લોક કહેશે, 'ડોસીના હાથપગ ચાલતા હતા છતાં ય ધણીનું ભાણું સાચવતી ન હતી,' ત્યારે મારે જીવવું કેવી રીતે, કહે તો?'

આ પછી માધવ કંઈ બોલ્યો નહિ. જવા વખતે નિયમાનુસાર પોતે માતપિતાને તેમની તબિયત બરાબર સાચવવાની અને વધારે પડતો શ્રમ ન લેવાની ખાસ ભલામણ કરી અને એને માટે જરૂર પડતા સમસોગંદ પણ દેવાનું ભૂલ્યો નહિ.

[ ૪ ]

**મા**ધવલાલની વહુનું નામ હતું સાવિત્રી. બાપને ઘેર બેચાર ચોપડી ભણી હતી પણ પોતાની અતિશય નમ્રતાને લીધે અને અપૂર્વ સમજણશક્તિને લીધે તેણે પોતાનું અનોખું સ્થાન પ્રાપ્ત કરી લીધું હતું. સ્વામી આવ્યા કે તરત જ પાસે જઈને પૂછ્યું. 'બા અને દાદાને તેડતા ન આવ્યા?'

માધવે કોટ ઉતારતાં કંઈક લાપરવાઈથી કહ્યું, 'મારો ખભ્ભો કંઈ ભીમસેનનો નથી કે બન્નેનો ભાર ઉપાડી શકે!' કહી પોતે હસી પડ્યો.

અમુક માણસો એવાં હોય છે કે તેઓનાં વર્તન, વિચાર, વાતચીત, રંગઢંગ, વગેરે જુદે જુદે ઠેકાણે જુદાં જુદાં હોય છે. આમાં એમનો કંઈ વાંક હોતો નથી. વાંક હોય છે કુદરતે દીધેલા એમના સ્વભાવનો. એટલે અહીં આગળ માધવે માત–પિતા માટે કરેલી આ ટકોરમાં કદાચ પરિહાસ જેવું લાગશે પણ ખરી રીતે એમ નથી. માધવલાલ સાવિત્રી આગળ જુદી પ્રકૃતિનો માણસ ક્યારેક બની જતો. હસતાં હસતાં પોતે સાવિત્રી સામે જોયું તો પોતાના આવા બુદ્ધિશાળી જવાબથી તેણે મોં પણ મલકાવ્યું નહિ, ઊલટાની ગંભીર થઈ ગઈ હતી.

માધવે એકદમ પાસે આવી અને કહ્યું, 'શું થયું? શું વિચાર કરે છે સાવિત્રી?'

સાવિત્રી આ વખતે મોં ફેરવી લઈ કંઈક બોલી, પણ શું બોલી તે માધવ બરાબર સાંભળી શક્યો નહિ.

તે આખોય દિવસ સાવિત્રી બહુ ઉદાસ રહી. તેની દરેક હિલચાલ કામકાજ વગેરે પતિ તપાસતો રહ્યો. જમવા વખતે પણ ઝટપટ એકાદ બે કોળિયા મોંમાં નાખ્યા અને ઊઠી ગઈ. મોં જોતાં માધવ ડરનો માર્યો કંઈ બોલી શક્યો નહિ. સાંજે ઑફિસેથી આવીને જોયું તો સાવિત્રી એમ જ સુમસામ બેઠી હતી. માધવે પૂછ્યું; 'તને થયું છે શું?'

અન્યમનસ્કભાવે અને કંઈક પરાણે હસીને સાવિત્રી બોલી, 'મને? મને તો કંઈ થયું નથી, થાય શું?' કહી ચાલ્યા જવાનું કરતી હતી એટલામાં માધવ બોલ્યો. 'જતી નહિ સાવિત્રી જરા બેસ.'

'શું કહો છો?'

'તું એમ ન સમજતી કે મને કંઈ થતું નહિ હોય! મા અને દાદાને સમજાવવામાં કંઈ બાકી





રાખી નથી પણ જે બનવાનુ નથી એ એક વખત ખબર પડી જાય પછી તેની પાછળ પડવા કરવુ એમા વ્યવહારિકપણુ નથી લોકો તેને લાગણીવેડા અને એવુ ઘણુ ય કહી અને હાસી ઉડાવવા મડી પડશે '

થોડીવાર પછી બોલ્યો 'તેઓ પોતે પોતાની મેળે આરામ નહિ જ લે તેઓનો સ્વભાવજ એવો છે બળજબરીથી કોઇ આરામ અપાવે તો જુદી વાત તો પણ દુનિયામા કામ કઇ એક જ નથી અગણિત છે એકમાથી નિવૃત્તિ મળશે એટલે બીજાને લેવા હાથ લબાવશે જ !'

આ વખતે સાવિત્રી ધીમેથી માત્ર આટલું બોલી પણ કામકામમાં ય ફેર હોય છે ને ?'

હા, એ ખરુ !

રાતની વેળાએ પતિપત્ની વચ્ચે આ પ્રમાણે વાતચીત થઇ

પતિ 'દાદા અને બાની સેવા, તને કરવી ગમે સાવિત્રી ?'

'પત્ની ખુબ જ'

પતિ 'નાનુ ગામ તુ શહેરમાં ઊછરેલી કામ પણ કઇ ઓછુ નહિ તારાથી એ થઇ શકે ?'

પત્ની થઇ શકે, જરૂર થઇ શકે !'

પતિ 'થઇ શકે' ન થઇ શકે સાવિત્રી એ તો કહેવાની વાત તુ વિચારીને બોલતી નથી '

પત્ની 'શહેરમા ઉછરવાથી સ્ત્રીઓ સ્ત્રીઓ મટી જતી હશે શુ ? શહે ની સ્ત્રીઓ કઇ કામ જ ન કરી શકે એવો અભિપ્રાય તેઓના પતિઓ જ બાંધે છે અને પછી જાણ્યે અજાણ્યે અથવા દુર્બળતાથી સ્ત્રીઓનુ અપમાન કરી બેસે છે '

આ વખતે માધવે પથારીમાથી બેઠા થઇને પૂછ્યુ 'અપમાન કેવી રીતે માધવી દેવી ? તમારી દલીલ ગળે ન ઉતરી–જરા સમજ પડે તેમ કહો !'

ઝાખા દીવાના પ્રકાશમા પોતે પતિનુ મોં મગ ખગ જોઇ રહેતી હતી પૂછવાની આ રીત અને પતિના હાવભાવ તથા તેણે જ પાડેલુ પોતાનુ લાડીલુ નામ માધવી વગેરે સાભળી સાવિત્રી એકદમ શરમાઈ ગઇ દાંત નીચે હોઠ દાબી અને ધીમેથી બોલી 'આપની સામે દલીલ કરવાની મારામાં તાકાત નથી સ્વામી મારી ભૂલ થઇ તમે શુ કરવાનુ કહેતા હતા ?'

સાભળી માધવ ખૂબ હસી પડ્યો સાવિત્રી ક્યારેક આવેશમાં આવી જતી ત્યારે આવુ બોલી ઊઠતી માધવને એ ગમતું પણ ખરુ છતા ય જ્યારે 'માધવીદેવી, કઇ સમજાણુ નહિ'—આમ પતિ જ્યારે બોલી ઊઠતો ત્યારે સાવિત્રી પોતાની હાર કબૂલી લેતી માધવનું હાસ્ય ઝાઝીવાર ટક્યું નહિ. મૂળ વાત પાછી ગભીરપણે જ ચાલુ થઇ 'તો હું કહેતો હતો, તુ ત્યા જઇશ ? દાદા અને બા ખૂબ જ રાજી થઇ જશે તુ ?'

સાવિત્રીનું મો મલકી ઊઠયુ બોલી, 'તમે કહો છો ને જવાનુ ? ક્યારે કાલે જવાનું રાખુ ?'

માધવ હાફળોફાફળો થઈ ને બોલ્યો, 'તું વિચારીને નથી કહેતી, તને એકલીને ત્યા ગમવા ન ગમવાનો પણ વિચાર કર્યો છે કે નહિ ?'

'ગમશે રે ગમશે હું ત્યા એકની રાની ? બા દાદા વાસુ–બધા ય તો હશે !'

માધવ ભોંઠો પડી અને ચૂપ થઇ ગયો થોડી વાર સુધી બન્ને કઇ બોલ્યા જ નહિ શરૂઆત કરી સાવિત્રીએ–'કેમ કઇ બોલ્યા નહિ ? તમારો શુ મત છે ?'

ઢીના અવાજે માધવે કહ્યુ 'બહુ સારુ, ઉત્તમ, સરસ '

બીજે જ દિવસે સાવિત્રી વાસુને તેડી, સાસુ સસરાની સેવા કરવા રાજપુર આવી પહોચ્યા

માધવ પાસેથી છૂટા પડતી વખતે સાવિત્રી રડી પડી હતી અને માધવના મો સામુ જોઇને એમએક કહી બેઠી કે મારે જવુ નથી–જઇએ તો ચાલો આપણે બધાં ય ત્યા જઇને રહીએ તમે પણ અહીં



ઓછા દુઃખી નહિ થાવ ! મારે નથી જાવું,–કહી પોતે બેસી ગઇ હતી.

પતિએ આ વખતે પોતાનું મન રાજી કરવા કહ્યું હતું. 'હાય રે, અર્જુન, આજે સૈન્ય વચ્ચે આવીને ઊભા પછી 'હું નહિ લડું' કહેવાની તને આ દુર્મતિ કયાંથી સૂઝી ? આ તે તારો કેવો વ્યામોહ ?'

આ કથન સાંભળી પોતે રડતી હતી કે હસતી હતી એ સાવિત્રી પોતે પણ કહી શકે એમ ન હતી.

માધવે પછી કહ્યું હતું: 'આ શું તૂત–બધી તૈયારીઓ થઇ ગઇ છે અને હવે આ શું ?'

'તમે અહીં એકલા હેરાન થશો.'

'બા અને દાદાની હેરાનગતિ તું જોઇશ, તો તને પાછું અહીં આવવાનું મન નહિ થાય સાવિત્રી'

પોતે પછી થોડીવારે બોલી હતી: 'ઠીક, પાછી ન આવું તો મારો વાંક તો નહિ કાઢો ?'

'તારો વાંક ? જરાય નહિ, બિલકુલ નહિ.'

'વારુ, ત્યારે એમ જ થશે,' કહી એકદમ સ્વામીના ચરણે માથું નાખી માધવના પગને આંસુથી ભીંજવી દીધો. ખૂબ હેતપૂર્વક માધવે સાવિત્રીને બેઠી કરી. ઘડીભર તેના સામુ જોઈ રહ્યો. જોયું તો ઘડી પહેલાં છલકાતો આંસુનો સમુદ્ર અને વિષાદના ભાવો કોણ જાણે કયાં ય અદશ્ય થઇ ગયા છે. ઘણા વરસે પતિના ઘેરથી પિયર જતી સ્ત્રીના જેવા ભાવો સાવિત્રીના મોં પર રમવા લાગ્યા.

સાવિત્રીને સ્ટેશનેથી મૂકીને માધવ ઘેર આવ્યો ત્યારે તેને પણ કયાંય ચેન પડયું નહિ. સારા ખોટા કેટલાય વિચારો મગજમાં આવતા જ રહ્યા. છેવટે પોતે એકલો એકલો બબડયો—'એમ જ હોય, મને આ સ્થિતિમાં લાવનાર માતપિતા માટે મારે શું કંઇ ન કરવું જોઇએ ? અહીં આવ્યાં હોત તો સારું થાત પણ તો ય શું થઇ ગયું ? સાવિત્રી ગઈ છે, હું પણ જતો આવતો રહીશ. જિંદગીના પાછલા દિવસો સારા ન જાય તો એથી વધીને દુનિયામાં બીજું કોઇ દુઃખ મોટું નથી. એઓને નેવું વરસે કોઇ આરામ ન આપે, સાજેમાંદે કોઇ કહેનાર ન મળે કે, 'દાદા, અમે તમારી પાસે છીએ'—તો એને પરિણામે શરમનો જે બોજો મારી પર આવી પડશે એથી તો હું કોઇને સારું મોં નહિ બતાવી શકું. પછી બધું ય નકામું. પોતાનું ભણતર, આવડો મોટો પગાર, પોતાનું પુત્રપણું અને પોતાનું જીવતર પણ.

સાવિત્રી રાજપુર પહોંચ્યા પછી અઠવાડિયા પછી માધવનો કાગળ દાદાને મળ્યો. સાવિત્રી પર જુદો કાગળ હતો. બેચાર લીટીમાં લખ્યું હતું કે 'મને તું ખોટો સમજીશ નહિ સાવિત્રી. કર્તવ્ય જ્યારે માથે આવી પડે છે ત્યારે મોજશોખ કે સુખસગવડ કંઇ જોવા બેસાતું નથી. દઢમને એ કરવું જ રહ્યું.'

વળતા જવાબમાં સાવિત્રીએ લખ્યું કે 'હવે એ બાબત ચિંતા કરી મને ચિંતામાં ન નાખો તો સારું તમે પત્ર લખતા રહેજો. કામકાજ આડે મારાથી પત્ર ન યે લખાય. આજે આ અવસર મળ્યો છે તો મારા શરીરની કિંમત કરવા બેસું એવું મને શિક્ષણ મળ્યું નથી—તમારી તબિયત સંભાળજો' વગેરે.

જે કામ આજસુધી માત્ર નિયંત્રણપૂર્વક થતું તે કામમાં સાવિત્રીએ આવીને જીવ અને રસ પૂરી દીધો. સાવિત્રી પોતે પણ કામમાં એવી તો તલ્લીન થઇ ગઇ કે આત્મ–ભાન જેવું પણ બહુ ઓછું રહ્યું. સવારમાં દાદાથી ય વહેલા ઊઠી. 'બેટા, રહેવા દો—એ કામ મૂકી દો બેટા,' વગેરે દાદાને મોંએથી સાંભળવાની જાણે તેને ટેવ પડી ગઇ. વૃદ્ધના સ્નેહનિતરતા એકએક શબ્દથી સાવિત્રીમાં નવું જોશ ઉમેરાતું. ઘરની સફાઇ, રાંધવુંચીંધવુંથી માંડી છોડને પાણી પાવાસુધીનું કામ તેણે ઉપાડી લીધું. માના હાથમાંથી કામ છોડાવી તેને મીઠો ઠપકો આપ્યો; 'ના, મા. શરીર પાસેથી ઘણુંય કામ લીધું, હવે જરા વાસુને વાર્તા નહિ કહો ?

માત્ર સાસુ–સસરો જ નહિ પણ આખા ગામે એકી અવાજે કબૂલ કર્યું કે વહુએ બુઢ્ઢાઓની પાછલી જિંદગી સુધારી અને ભગવાન પાસે પ્રાર્થના કરી; જો કદીય ઇશ્વર પોતાના ઉપર કૃપા કરવાની ઇચ્છા કરી બેસે તો સાવિત્રી જેવી જ ઘરમાં વહુ આવે.

નહિતર કાં તો છોકરાને વાંઢો જ રાખે અગર પ્રસન્ન થવાની જ માથાકૂટ ન કરે!

દેવસેવાનો સામાન તૈયાર કરવાથી માંડી ઘરના પાછલા ભાગમાં આવેલી પીળી કરેણો, જૂઇ અને બારમાસીના ફૂલો ઉતારવા સુધીનું કામ સાવિત્રી વહેલી કરી નાખતી. પિતાતુલ્ય સસરા હોવા છતાં અને—'તમે તો મારી દીકરી છો બાપુ'—એમ ખુદ દાદાએ કહ્યા છતાં પોતે જાણી જોઇને દાદાની આડે ઊતરતી નહિ સસરાની માન-મર્યાદાની એને મન ખૂબ કિંમત હતી.

પણ દાદાને ફાવ્યું વાસુ સાથે અને વાસુને ફાવ્યું દાદા અને એના 'દાદા' સાથે. દાદા પૂજા કરતા હોય ત્યારે મંદિરના ઉંબર પર બેસી વાસુ તે કામ બહુ જ બારીકીથી જોતો. ઠાકોરજીને નવડાવવા, લૂછવા, આસન પર બેસાડવા, ચંદન કરી અને શણગારવા—આ બધી ક્રિયાઓ જોઈ જોઇને એને તો મોંએ થઇ ગઇ હતી કે હવે પછી કઇ ક્રિયાઓ આવશે અને એ કેવી રીતે કરવાની છે એ પોતે દાદાને આગળથી કહી દેતો. વચ્ચે વચ્ચે પ્રશ્ન પણ પૂછતો.

'દાદા, કહું?'

દાદા: 'હં, કહે.'

વાસુ: 'ભગવાનને રોજ નવડાવવા પડે?'

દાદા: 'હા જ તો.'

વાસુ: 'તમે તો દાદા ઊને પાણીએ નહાવ છો, ભગવાનને ટાઢું પાણી કેમ?'

દાદા: 'મને તો ટાઢ વાય. ભગવાનને ટાઢ ન વાય. વાસુ.'

વાસુ: 'ભગવાનને ટાઢ કેમ ન વાય દાદા?'

દાદા: 'તો એ ભગવાન ન કહેવાય!'

વાસુ: 'દાદા કહું? ઉંદરને ગણપતિ સૂંઢથી મારતા કેમ નથી?'

દાદા: 'ઉંદર ગણપતિનું વાહન છે એટલે. વાહન સમજે છે વાસુ ..ગાડી...'

વાસુ: 'દાદા મારું વાહન શું?'

દાદા: 'તારું વાહન હું!'

બાળક આ વખતે ખિલખિલાટ હસી પડતો અને વારે વારે પૂછીને ખાતરી કરતો કે પોતાનું વાહન ખરેખર દાદા જ છે ને? પછી પૂજાનો આખોય વખત વસુ પોતાને પૂજા કરવા દેવાની માગણી દાદાની હજુરમાં કર્યા જ કરતો અને કહેતો કે જો એક વખત માત્ર એક જ વખત—પોતાને તક આપવામાં આવે તો દાદાના કામને પણ ટક્કર મારે એવું કામ પોતે કરી બતાવવામાં પાછી પાની કરશે નહિ.

દાદા કહેતા, 'તને ન આવડે બાપ!'

'ન કેમ આવડે? તમને તો આવડે છે!'

• 'હું તો તારાથી મોટો છું તું નાનો છે.'

'ઠીક'—કહી એકાએક પોતે ચૂપચૂપ બેસી જતો. છેક આગલી વખતે દાદાને વાસુ સાથે ફરજિયાત સંધિ કરવી પડતી કે જો વાસુએ પોતાની નજર ચુકાવીને લીધેલી એક શાલીગ્રામની મૂર્તિ, બે શિવલિંગ અને એક ગણપતિનું આસન-આટલી વસ્તુ પાછી સુપ્રત કરશે તો તેને આજે તો નહિ પણ આવતી કાલે જરૂર પૂજા કરવા દેવામાં આવશે.

વાસુ રાજી રાજી થઇ અને ખિસ્સામાંથી ઉપર જણાવેલી વસ્તુઓને ઉંબરા પર ઢગલો કરી દેતો.

સાંજને વખતે વાસુ દાદાની આંગળી પકડી તેની સાથે મંદિરે જતો. દાદા જે ઓટલા પર બેસતા એ ઓટલા પાસે જ ચૂપચાપ બેસી જતો. આ વખતે પણ તેના બાલમગજમાં તર્કો ન ઊઠતા એમ નહિ કેમ દાદાને પૂછવાની તક ન મળતી. પરિણામે તેના બધા પ્રશ્નો માર્યા જતા. આથી શાંતચિત્તે દાદા જ્યાં સુધી બેસે ત્યાંસુધી બેસી રહેતો. લોકોને પણ આ શાંત અને મંગલમય બાલ-સ્વરૂપ એકદમ ચિત્તમાં વસી જતું.

[૫]

છેક વર્ષના ટૂંક ગાળામાં પછી જે કાંઇ બની ગયું તે માણસની નજરે વિધાતાનું ક્રૂર અને અરવા-




ભાવિક કૃત્ય લાગ્યું. પણ અસ્વાભાવિક વસ્તુને સ્વાભાવિક વસ્તુ બનાવવાનું કુદરતનું જ એક કામ છે એ જાણવા છતાં ય ડરના માર્યા આપણે બીજાને દોષ દઈ બેસીએ છીએ. કિનારો જોઈને થનગનતી નાવને કોણ જાણે ક્યાંથી કોઈ પ્રચંડ આંધી ચડી આવીને પાછી ખેંચી ક્યાંય સમાવી દે છે કે તેનો પત્તો પણ ન મળે! પછી અલ્પબુદ્ધ જીવો કહે છે કે 'જો આમ થયું હોત તો જે વસ્તુ બની તે ન બની હોત!' પણ એ તો અજ્ઞાનને ઢાંકવાનાં નકામા ફાંફાં જ, સિવાય કંઈ જ નહિ. એટલે દુનિયામાં કોઈ વસ્તુ આમ જ બનવી જોઈએ કારણ કે ચર્મચક્ષુને ચોખ્ખું દેખાય છે અને બુદ્ધિ પણ એવા તર્કો કરે છે—અને છતાં ય એમ ન બને તો નવાઈ પામવા જેવું કંઈ નથી. આંધીમાં સૂકાં, પીળાં ફૂલોની સાથે જીવનનું પ્રભાત જ હજી તો ઊઘડતું હોય એવાં ય ફૂલોનો કચ્ચરઘાણ વળી જાય છે તેમ દેવની આંધીમાં એક એવું જ ઊઘડતું અને સુવાસથી ભરપૂર પુષ્પ ઝપાટામાં આવી ગયું. તે પુષ્પ હતું સાવિત્રી. સાસુ-સસરાને ખૂબ જ સુખ આપી-સુખનું તેઓને સારી પેઠે ભાતું બંધાવી—તેઓને રવાના કર્યા પછી—મોં પર પોતાની ફરજ બજાવ્યાના આત્મ-સંતોષનું નિર્મળ અને નિરભિમાની હાસ્ય લઈને એકાએક પોતે પણ તેઓની પાછળ ચાલી નીકળી.

આંધી પછીના એ ભયાનક અને સૂમસામ વાતાવરણમાં માધવ નિસ્તેજ મોં લઈ, તોફાને કરેલાં નુકસાનનું સરવૈયું કાઢતો એકલો બેઠો છે. વાસુ પડખેના શિવમંદિરમાં એકલો એકલો પથ્થરની મૂર્તિઓ સાથે કોણ જાણે શું ય લમણાઝીક કરતો હતો. માધવનું મોં કાળું પડી ગયું હતું અને મોં પર તિતિક્ષાના ભાવ સ્પષ્ટ દેખાઈ આવતા હતા. દાદા અને માની સ્નેહમૂર્તિઓ તો નજર સમક્ષ હતી જ છતાંય સાવિત્રીના વિચારોથી તો તેનું હૃદય ચીરાઈ જતું હતું.

સાવિત્રીએ એક વખત કહેલા શબ્દો યાદ આવ્યા.

'ઠીક, તો પછી ન આવું તો મારો વાંક તો નહિ કાઢો ને?' પોતે કહ્યું હતું 'વાંક, તારો? જરાય, નહિ!'

'વારુ ત્યારે એમ જ થશે—'

વળી પાછું સાવિત્રીએ એક પત્રમાં લખ્યું હતું. 'એટલું કેમેય બની જાય કે માતાપિતાની ગોદમાં જ હસતી રમતી અને સેવા કરતી...'

આ વખતે પોતે એકદમ ઊઠીને લટાર મારવા લાગ્યો. એમ તો પોતેય ઘણી વખત ઘેર આવી ખબર લઈ ગયો હતો પણ સાવિત્રી આમ ચાલી નીકળશે એમ તો કેમેય ખ્યાલ પણ નહોતો આવ્યો. પોતે બબડ્યોઃ 'હું મૂરખ છું.'

લટાર મારતો મારતો પોતે દાદાના નાના સરખા બગીચામાં આવીને ઊભો. હવા અને મુક્ત વાતાવરણથી મનને કંઈક શાંતિ વળી અને વિચાર આવ્યો: 'મારામાં કેટલી નિર્બળતા છે? પ્રિયજનોનાં મૃત્યુથી ગભરાયે કેમ ચાલશે? મૃત્યુ મને પણ કંઈ મૂકી દેવાનું તો નથી! મારેય તો બધાંને રસ્તે જવું છે ને? દાદા...મા...સાવિત્રી...'

પાછું એકાએક કોણ જાણે શું થઈ ગયું. કે જોરથી રાડ પાડી ઊઠ્યો: 'વાસુ.'

વાસુ દોડતો આવી બોલ્યો 'બાપુજી'

'વાસુ, કાલે આપણે જવું છે. ચાલો, તૈયારી કરો મારે ય તો નોકરી છે-છોકરા છે, આમ કામ ન ચાલે વાસુ, આમ કોઈ દિવસ ન ચાલે!'

બાળક વાસુ પોતાના પિતાની આ ઉન્માદ અવસ્થાને કંઈ સમજી શક્યો કે નહિ એ તો એ જાણે. મોં ફાડીને તે માત્ર જોઈ જ રહ્યો.

બપોરને સમયે માધવ, મા જ્યાં બેસીને અનાજ વગેરે ઠીકઠાક કરતી હતી તે જગ્યાએ આરામખુરસી પર માથે હાથ દઈ બેઠો બેઠો એકાદ ચોપડીનાં પાનાં ફેરવતો હતો. પાછળથી એકદમ અવાજ આવ્યો.

'મારી બા ક્યાં છે?'

માધવ ચોંકી ઊઠ્યો. પાછળ નજર કરી તો રડી ગયેલ મોં લઈ વાસુ ઊભો હતો. માધવ કંઈ બોલ્યો નહિ. વાસુએ ફરીવાર એવાજ અવાજે કહ્યું 'ક્યાં છે મારી બા?'

માધવે આ વખતે સામે એવા જ અવાજથી કહ્યું: "દાદાબાપુની સેવા કરવા ગઈ છે!"

"દાદાબાપુ ક્યાં ગયા છે?"

'દાદા'ને ઘેર-કહી પોતે જૂનાપુરાણા મંદિર તરફ આંગળી ચીંધી.





'દાદા ત્યાં ગયા છે ? મારે જવું છે દાદા પાસે !'

'વાસુ, ચુપ રહે-' માધવે જોરથી રાડ પાડી. થોડીવાર પછી પોતેજ ભોઠો પડી ગયો અને એકદમ છોકરાને છાતી સરસો ચાંપી-કેટલીય વાર સુધી તેના માથા પર હાથ ફેરવતો રહ્યો.

સાંજને હજી ઠીકઠીક વાર હતી. ગાયોનું ધણ પણ હજી આવ્યું ન હતું. માધવ અહીંની શું વ્યવસ્થા કરવી એના વિચારમાં પડયો હતો. કાલે ન જવાય તો પરમ દિવસે તો જવું જ જોઇએ. જેમ જેમ દિવસો જતા જાય છે તેમ તેમ આ જગ્યા તેને માટે અસહ્ય થતી જાય છે. શહેરમાં જઇ અને નોકરીમાં જીવ પરોવે તો કંઇક શાંતિ મળે એવો દઢ અભિપ્રાય માધવનો બંધાઇ ગયો હતો. જવાની પણ તૈયારી કરવાની હતી જ. મુસાફરીમાં સાથે છોકરો છે. એને કયારે શું વસ્તુ જોઇશે, એ બધી ગણતરી કરવાની હતી જ. આ વખતે વાસુએ આવીને કહ્યું:

'બાપુ ચાલો મંદિરે જઇએ.'

'તું એકલો જા વાસુ. કાલે આપણે જવું છે. તૈયારી કરવી પડશે ને ?' બાળક કંઇ રાજી થયો નહિ, બોલ્યો—'દાદા તો રોજ જતા !'

માધવે વાસુ સામે જોયું તો તેનું મોં ખિન્ન થઇ ગયું હતું. પોતે એકદમ શરીર ઉપર ઝભ્ભો નાખી બોલ્યો—'ચાલ જઇએ.'

મંદિર કંઇ મોટું ન હતું પણ મંદિરની પાસે જ એક મજાનો ચોક હતો માધવ મંદિરમાં દાખલ થયો. તેણે આસપાસ નજર કરી. આ મંદિર, આ જ પેલા લોકો—દાદાના પ્રિય શ્રોતાજનો—એ જ પેલો ઓટલો જેના પર દાદા બેસતા. એ જ હતું સંસ્કાર-ઝરણાનું મૂળ. ત્યાંથી જ નાની એવી સરિતા ધીરગંભીર નાદે થોડા કાળ પહેલાં ખળખળ કરતી વહેતી હતી. જનસમુદાય તેમાંથી ખોબો ભરી ભરી પી અને સંતોષ અનુભવતો. આજે એ મૂળ સૂકાઇ અને રસવિહીન બની ગયુ છે, છતાંય માણસો પોતાના તરસ્યાં ગળાં લઇને હજીય જાણે કંઇક આશામાં મોં ફાડીને બેઠાં છે !

ચોકમાં થઇ અને ધીમે પગલે પોતે ઓટલા પાસે આવ્યો. ફાટી આંખે તેણે ઓટલો-માણસો વગેરે જોયું. ઓટલાને ખૂબ પ્રેમથી પોતાના ઝભ્ભાની ચાળ વડે લુછયો અને પછી પોતાની આંખમાં આવેલાં થોડાં આંસુને લુછયાં. ઓટલાને એક ખૂણે ધબ કરતો પોતે બેસી ગયો.

તેને જાણે કોઇ કહેતું હોય એમ લાગ્યું. 'ના, માધવ, શહેરમાં મારાથી ન જવાય. આ લોકો પોતાનાં દુઃખદર્દો લઇ તેનો ઉકેલ માગતા મારી પાસે દોડયા આવે છે અને હું મોં સંતાડું—એને જાકારો દઉં—એ મારાથી નહિ બને. ગામડાનો જુવાનવર્ગ ભણીગણી અને ગામ છોડી શહેરમાં જઇ વસે છે. તેઓની અવેજીમાં કોઇકે તો તેમનું કામ કરવું જ જોઇએ ! અહીંની ગ્રામ્યજનો નહિતર ટકશે શા આધારે ?'

એકદમ તેણે ચોકમાં બેઠેલાં માણસો તરફ જોયું. દીન વદને તેઓ પોતાના તરફ શા માટે જોઇ રહ્યાં હતાં !

ઘેર ગયો ત્યારે ભાર ઘટવાને બદલે વધ્યો. વાસુને ખવડાવી અને કહ્યું, 'સુઇ જા—વહેલો સૂર્ઇશ તો વહેલો ઊઠી શકાશે. કાલે આપણે જવું છે.' પોતે પછી દાદાનાં પુસ્તકો ખોલીને જોવા લાગ્યો. બધાં પુસ્તકો સામાજિક અને ધાર્મિક હતા અને દરેક પુસ્તક દાદાની આંખ નીચે ફરી ગયું હતું એની સાબિતી દાદાની નોંધ આપતી હતી. માધવે બહુ સાવચેતીથી બધાં પુસ્તકોને જતનપૂર્વક કપડામાં વીંટીને મૂકી દીધાં. શિયાળો હજી હમણાં જ બેઠો હતો. કંઇક ઠંડીની પણ શરૂઆત થઇ ચૂકી હતી છતાંય આ વખતે પોતાને પરસેવો વળી ગયો. ફાનસ લઇ પરસાળમાં આવીને ઊભો.

પરસાળની સામે મોટું ફળિયું હતું અને ફળિયાને એક ખૂણે ગાય બંધાતી. બીજા ખૂણામાં તુલસીના છોડનું કૂંડું હતું. માની માનીતી આ બે વસ્તુઓ. માધવને જોઇને ગાય બેઠી થઇ ગઇ. તેના સામું જોઇને ભાભરી. માધવે પાસે જઇ હાથ ફેરવતાં ફેરવતાં તે બોલ્યો—તેને હજી ખાવા મળ્યું નથી ખરું ને ?' કહી પોતે પાસેના ઓરડામાંથી ખડ લાવી નાખ્યું. ગાય ઘડીભર ભાવવિહાણી આંખે માધવ સામે જોઇ રહી પછી પોતે ખાવા લાગી. માધવ તેને હાથ ફેરવતો ત્યાં જ ઊભો રહ્યો.

પાસે જ આવેલા—દાદાએ વાવેલા વનસ્પતિ અને ફૂલઝાડના છોડવા કેવા મોટા થઇ ગયા છે !



પેલી જૂઇ, ડોલર, બારમાસી તો ફૂલથી લુમેઝુંબે છે! માધવના મોંમાંથી એક નિશ્વાસ નીકળી પડયો.

પછી આવ્યું દાદાનું શિવમંદિર. સાવિત્રીના અહીં આવ્યા પછી દાદા કલાકો સુધી અહીં બેઠા રહેતા. ધીમેથી તેણે શિવમંદિર ઉઘાડયું. ખૂણામાં જ એ વર્ષો પહેલાં બેઠેલા ઇષ્ટદેવ હજી પણ ત્યાંજ બેઠા હતા. એક તલમાત્ર પણ ફેરફાર થયો નથી. ઇષ્ટદેવને જોઇ પોતાને એક નાનપણનો પ્રસંગ યાદ આવી ગયો. દાદા કંઇક કામસર બહારગામ ગયા હતા અને નિશાળેથી આવતાં ખબર પડી કે પૂજા કરવાનું મહદ્‌ભાગ્ય આજ પોતાનું છે. દેવોને ફૂલ ચડાવવા સિવાયનું બધું કામ પોતાને કંટાળા ભરેલું લાગતું. ઓરસિયા પર સુખડ ઠીક ઘસાતી જ નહિ એટલે એ સુખડ પોતે થોડીવાર મૂર્તિ પર જ ઘસી અને ચંદન ચોપડયાનો દેવ પાસે દાવો કરતો. તે દિવસે પોતે બધા દેવતાઓને ખૂણેખાંચરેથી પ્રયત્નપૂર્વક એકઠા કરી અને છાબડીમાં નાખી—માથે એક ઘડો પાણી રેડી દીધું. પછી ખબડયો: સંખ્યા પણ કંઇ થોડી છે? આટલા બધાને લૂછવા બેસું તો આરો ન આવે!' એટલે એમ ને એમ મરજી અનુસાર સૌને બેસાડી દીધા હતા. ફૂલ ચઢાવવાનું અને આરતિનું કામ બહુ જ ધામધૂમપૂર્વક થયું. માત્ર એક ભૂલ રહી ગયેલી. દેવને ધરવાનો ભોગ મંદિરના ઉંબરેજ પડી રહ્યો. અને ઉતાવળમાં દીવો સળગાવવાનું યાદ જ ન આવ્યું.

માને કહ્યુ હતું : જા તો મા. જઇને હમણાં જ દર્શન કરી આવ. પૂજા એટલી તો સરસ થઇ છે કે જો હમણાં નહિ જા તો પછી તેની બધી મજા મારી જશે!'

આજે આ પ્રસંગ યાદ કરી પોતે ખૂબ ગ્લાનિ અનુભવવા લાગ્યો. શિવની મૂર્તિ સામે નજર ગઇ. એની કલ્પના સામે શાંત પ્રશાંત અને સૌમ્ય મુખમુદ્રા ખડી થઇ ગઇ. અરે આ શો ચમત્કાર! આ દાદાનુંજ મોં નહિ? એ જ ભવ્ય અને ભરાવદાર મોં. મોં પર શાંતરસ છલકી રહ્યો છે અને મોટી આંખો બીડાયેલી છે. માધવે પોતાની આંખો ચોળી. ફાનસવાળો હાથ ધ્રૂજી ઊઠયો. પોતે ઊભો રહી શકયો નહિ. મંદિરના ઉંબર પર માથું નાખી દઇ બેભાન જેવી અવસ્થામાં ઢગલો થઇને પડી ગયો.

પછી કેટલો વખત વીતી ગયો એ માધવને ભાન રહ્યું નહિ. અકાળે જાગેલ કોઇ પક્ષીની પાંખના ફફડાટે પોતે જાગી ઊઠયો. ફાનસ હજીય ઝાંખું ઝાંખું બળતું હતું અને આસપાસ બધેય ગાઢ અંધકાર છવાયેલો હતો. રાત પણ કંઇ થોડી ગઇ ન હતી. આવી અંધારી રાત, લૂખાસૂકા વાળવાળો અને લાલઘૂમ આંખોવાળો માધવ! દશ્ય બહુ જ ડગામણું હતું. મંદિરનું બારણું બંધ કરી અને ધીમે ધીમે તે ઘરમાં આવ્યો. કાગળનો ટુકડો ગોતી તે વખતે તેણે પોતાના ઉપરીને એક પત્ર લખ્યો: "હું મારી નોકરીનું રાજીનામું આપું છું. સ્વીકારીને આભારી કરશો."

ગામની ટપાલ વહેલી સવારે નીકળી જતી. પત્રને પરબિડિયામાં બીડી, વાસુને બરાબર ઓઢાડી અને માધવ રસ્તા પર આવ્યો.

પત્ર પેટીમાં નાખી ઘેર પાછો આવ્યો ત્યારે જાણે અસહ્ય બોજો એકાએક દૂર થઇ ગયો. ઘડી પહેલાનું કાળાડીબાંગ વાદળોથી ખીચોખીંચ ભરેલું આકાશ ક્ષણમાત્રમાં ચોખ્ખું થઇ જાય એમ માધવના મોં પરથી તમામ ઉદ્વેગ, પરિશ્રમ વગેરે કયાંય અદશ્ય થઇ ગયાં.

વાસુ ઊંઘમાં ઝંખતો હતો: ' દાદા—એ દાદા—હનુમાનજીને કંઇક કહો: જામફળીનાં કાચાં જામફળ—મારે નથી જવું—હું નહિ આવું—હું...તમે...'

માધવે હેતથી તેને માથે હાથ ફેરવ્યો: બોલ્યો; 'હવે જવાનું કેવું? અહીંનું કામ કાંઇ ઓછું નથી કેટલો વખત થયાં સંસ્કારઝરણું સુકાઇ ગયું છે તેને પાછું રસવાળું કરવું જોઇશે. નીલકંઠની શરૂઆતની કરેલી પજવણીની પણ માફી માંગવી છે અને એથીય વધીને જ્ઞાનનો દીવો પ્રગટાવવો છે અને એના હાથમાંથી જે લાકડી ઝૂંટવાઇ ગઇ છે તે પણ પાછી આપવી છે. સાવિત્રીના ઠપકામાંથી પણ બચવું છે. દાદાનો આ અમૂલ્ય વારસો છે અને હું દાદાનો જ દીકરો છું ને?'

ઝાંખા ફાનસના પ્રકાશમાં માધવનું મોં કોઇ અનેરી દીપ્તિથી ઝળહળી ઊઠયું.

# અદ્વૈતનો સાક્ષાત્કાર

સાને ગુરુજી

અનુઃ નટવરલાલ દવે

સર્વ સજીવનિર્જીવ સૃષ્ટિમાં અદ્વૈતનો અનુભવ થવો એ અંતિમ સ્થિતિ હોવી જોઇએ. મનુષ્યેતર ચરાચર સૃષ્ટિ માટે પણ પોતાપણું લાગવું, આત્મૌપમ્ય જણાવું એટલે અદ્વૈતની પરાકાષ્ઠા કહેવાય. મનુષ્યથી જ્યારે એ સધાય ત્યારે ખરું. પરંતુ નિદાન માનવજાતિ પૂરતું તો તેણે વિશાળ દૃષ્ટિથી ન વર્તવું જોઇએ ?

આ ભરતભૂમિમાં પ્રાચીનકાળથી માંડીને પરસ્પર ભિન્ન એવી સંસ્કૃતિનું ઘર્ષણ શરૂ થયું ભારત બહારના આર્ય અને એવાજ ઉદ્દેશવાળા મહાન સંસ્કૃતિ સંપન્ન અનાર્ય એમની વચ્ચે અનેક ઝઘડા થયા. દક્ષિણ તરફના વાનર એટલે અનાર્ય લોક. લંકામાંનો રાવણ એ આર્ય હતો. તે પોતાનું સામ્રાજ્ય, ઉપર નાસિક સુધી ફેલાવતો આવ્યો વાલીનું અને તેનું યુદ્ધ થયું. આ કાળા ને ભૂખરા રંગના લોકોને તેઓ તિરસ્કારથી વાનર કહેતા. પરંતુ બીજા કેટલાક આર્ય લોકો આ અનાર્યોમાં ભરાયા. અગસ્ત્ય ઋષિ વિંધ્યાચળ ઓળંગીને આવ્યા અને આ દ્રાવિડી લોકોમાં ભળ્યા. તેમણે તે લોકોની ભાષાનાં વ્યાકરણ લખ્યાં. તામિલ ભાષાના પહેલા વ્યાકરણ કર્તા અગસ્તિ મનાય છે. તામિલ ભાષા એ અત્યંત પ્રાચીન એવી સુસંસ્કૃત ભાષા છે. આર્ય ઋષિઓએ અનાર્ય લોકોમાં પોતાના આશ્રમ સ્થાપ્યા સંસ્કૃતિની આપ-લે શરૂ થઇ. રામને આ આર્ય ઋષિઓએ અનાર્યોની બાજુ લેવાને આણ્યા. રાવણનો રામે પરાજય કર્યો. આર્ય અને અનાર્યનું જોડાણ કરનાર રામ એ પહેલા મહાપુરુષ હતા. રામ સહુને પ્રેમથી પાસે લે છે. અદ્વૈત ફેલાવે છે. સંપીજંપીને રહેતાં શીખવે છે. રામ એ માણસની ઉપાસના કરનાર છે. મનુષ્યના ધર્મને એ ઓળખે છે.

આર્ય અને અનાર્ય એકબીજામાં ભળવા લાગ્યા. પરસ્પર વિવાહ થવા લાગ્યા. પરંતુ ક્યારેક ક્યારેક પોતાના આર્યત્વનો ગર્વ કરનારા પ્રતિષ્ઠિત આગેવાનો નીકળી આવે છે અને તેઓ અનાર્યોનો ઉચ્છેદ કરવાને ઇચ્છે છે. આજે જે પ્રમાણે હિટલર સર્વ જ્યૂ લોકોને હાંકી કાઢે છે, તે પ્રમાણે જનમેજય સર્વ નાગજાતિનો ઉચ્છેદ કરવાને ઉદ્યત થયા હતા. અર્જુન નાગકન્યાને પરણ્યો હતો, પરંતુ નાગસ્ત્રીથી ઉત્પન્ન થયેલા બભ્રુવાહનને અર્જુન, અભિમન્યુ કરતાં ઊતરતો ગણતો હતો! પરીક્ષિતનું એક નાગકન્યાએ ખૂન કર્યું તેથી જનમેજય ચિડાયો. સર્વ નાગજાતિને બાળીને ભસ્મ કરો, એવો તેનો અમાનુષી હુકમ છૂટ્યો. ઠેકઠેકાણે નાગલોકને જીવતા સળગાવવામાં આવ્યા. જે કોઇ નાગલોકોને આશ્રય આપતા તેને પણ એ જ પ્રાયશ્ચિત્ત ભોગવવું પડશે એમ જાહેર કરવામાં આવ્યું.

આવે વખતે ભારતીય સંસ્કૃતિના સંરક્ષક ભગવાન આસ્તિક ઊભા રહ્યા. માંગલ્ય ઉપર જેની શ્રદ્ધા તે જ ખરો આસ્તિક! આસ્તિક ઋષિને પ્રત્યક્ષ દૃશ્ય સંસારમાં અદ્વૈતનાં દર્શન કરવાં હતાં. દૃશ્ય સંસારમાંથી વિરોધ, વિષમતા દૂર કરવાને માટે પ્રયત્ન ન કરતાં, પરલોકનાં ગપ્પાં મારનારાઓ ખરેખર નાસ્તિક છે! તે ખરો આસ્તિક કે જે આજુબાજુ જે દેખાય છે તેમાં સુંદરતા આણવા ઇચ્છે છે. આજે જે આસ્તિકના નામે ઓળખાય છે તે ખરેખર નાસ્તિક છે અને જે નાસ્તિક તરીકે ઓળખાય છે તે ખરેખર આસ્તિક છે, ગીતામાં કહ્યું છે કે યજ્ઞ ન કરનારને આ લોક તો નહિ જ પણ પરલોકેય દૂર જ છે! એટલે આ લોકનું મહત્ત્વ વર્ણવે છે. પ્રાચીન મુનિઓ જીવયાત્રા, લોકયાત્રા એ શબ્દોને મહત્ત્વના માનતા. સંસારને તેઓ તુચ્છ માનતા નહિ. ફક્ત પોતાના જ સંસારને જોવો એ મિથ્યા છે. પરંતુ સમાજના ધ્યેયથી પોતાનો સંસાર જોવો તો તે મિથ્યા નથી. મને એકલાને આ જગતમાં શું કરતાં આવડે? સમાજથી મારું પોષણ થાય છે. આ સમાજની સેવા કરવામાં વ્યક્તિનો વિકાસ છે.

તે મહર્ષિ આસ્તિક સમાજના થતા ટુકડા શાંતપણે શી રીતે જોઇ શકે! આસ્તિક ઊઠ્યા અને લોકોને સળગાવનાર જનમેજયને આસ્તિકે કહ્યું, "અરે મને પણ હોળીમાં ફેંકો. હું પણ નાગકન્યાને પેટે અવતર્યો છું!" તપસ્વી આસ્તિકનો મહાન ત્યાગ જોઇને જનમેજયની આંખો ઊઘડી. નાગજાતને શું હીન સમજાવી! જે જાતિમાં આસ્તિક જેવા વિશ્વવંદ્ય માણસો



નિર્માણ થાય છે, તે જાતિ શું તુચ્છ ?

જનમેજય આસ્તિકને પગે પડયા. તે સર્પસત્ર બંધ પડયો. આસ્તિકે ભારતવર્ષનું ઉજ્જવળ ભવિષ્ય તે સમયે કહ્યું. આસ્તિકે કહ્યું: "હે જનમેજય! અરે જગતમાં કોઈ તુચ્છ નથી, કોઇ ઊંચ નથી. સર્વમાં દિવ્યતા છે. આર્યોમાં કોઇ ગુણો છે, અનાર્યોમાં પણ છે. બન્નેમાં દોષ પણ છે. આપણે એકબીજાના દોષ ન જોતાં દોષની નીચે સંતાયેલી આંતરિક ગુણસંપત્તિ જ જોવી જોઇએ. જે બીજી જાતજમાતને સદાય હીન સમજશે તેને નાસ્તિક જાણજે. આ અફાટ દેશમાં અનેક જાતિ અને વંશ છે. તમે આર્યો બહારથી આવ્યા. હજી પણ આવી જ રીતે જાતિઓ આવશે. આજે તમે જે પગદંડી પાડશો તે આગળ ઉપર ટકશે. આ ભારતભૂમિમાં સેંકડો જાતિજમાતો એકત્ર સંપીજંપીને રહે છે એવો પ્રયોગ થવા દો. આર્ય અને અનાર્ય એક બનો. આર્યોનું દૈવત એ અનાર્યોનું બનો, અનાર્યોનું આર્યોનું બનો. આર્યોના સુંદર રીતરિવાજ અનાર્યો અપનાવશે અને અનાર્યોના આર્યો અપનાવશે. આ પ્રમાણે નવીન ભવ્ય સંસ્કૃતિ નિર્માણ થાય. ભારતીય સંસ્કૃતિ એટલે સહસ્રદળ શતરંગી ભવ્ય કમળ! આ પુષ્પોમાં સેંકડો વિવિધ સુગંધ નિર્માણ થાવ. તરેહ તરેહના રંગ, તરેહ તરેહની ગંધ! હે જનમેજય, નાગજાતિને સર્પદેવતા ખૂબ જ પ્રિય અને પૂજ્ય લાગે છે. તારા પિતાએ સાપ મારીને તે મરેલો સાપ એક ઋષિના ગળામાં પહેરાવ્યો! નાગના દેવતાનો આ ઉપહાસ હતો. નાગલોકોની નાગપૂજા તમે પણ અપનાવો. નાગપંચમીનો દિવસ પંચાંગમાં પોતે રૂઢ કરતા જાવ. આર્ય અને નાગજાતિના ઐક્યની તે નિશાની ભાવિ પેઢીઓને માર્ગદર્શન કરાવશે !"

ભારતીય સંસ્કૃતિની આ મહાન વિશેષતા છે. અભેદમાં ભેદ અને ભેદમાં અભેદ એ ભારતીય સંસ્કૃતિનું સ્વરૂપ છે. તે પ્રાચીન ઋષિએ એક પૃથ્વીના મૂલ્ય જેટલો મંત્ર કરી રાખ્યો છે.

* "एकं सद् विप्रा बहुधा वदन्ति । ।"

* ઋગ્વેદ મણ્ડલ ૨.

સત્ય વસ્તુ એક જ છે; પરંતુ તેને જુદી જુદી રીતે સંબોધન કરવામાં આવે છે. સેંકડો દૈવત એ એકજ શક્તિનાં નામ હોય છે. એક જ પાણીને જે પ્રમાણે જલ, નીર, વારિ વગેરે નામ આપણે આપ્યાં છે, તે પ્રમાણે આ વિશ્વની પાછળ રહેલી શક્તિને આપણે અનેક નામ આપીએ છીએ. આપણે આ નામ માટે લડીએ છીએ! અંદરનો અર્થ જોવા જઇએ તો આપણે કરેલા અનર્થનું આપણને જ હસવું આવશે. આપણે શરમથી માથું નીચું ઘાલીશું.

આર્ય અને અનાર્યના સેંકડો દૈવતોનું ઐક્ય કરવામાં આવ્યું. દૈવતોનું ઐક્ય કરીને માનવોનું ઐક્ય સાધવામાં આવ્યું. દેવનાના હીન સ્વરૂપને આધ્યાત્મિક સ્વરૂપ આપવાના પ્રયત્ન થયા. અદ્વૈત અનુભવવાનો એ કેવડો મોટો પ્રયત્ન હતો!

ભારતીય સંસ્કૃતિમાં પ્રત્યેક તત્ત્વ મનમાં ઠસાવવાને માટે કેટલાક પ્રતીકો વર્ણવવામાં આવેલાં છે: પરંતુ આ પ્રતીકોમાંથી મહત્ત્વ નહિ જેવું રહીને તે પ્રતીક એક નિર્જીવ મુડદું બનતું જાય છે. પ્રતીકમાંનો અર્થ નાશ પામે છે અને પ્રતીકોની પૂજા ફક્ત મંત્રવત શરૂ થાય છે. અદ્વૈતનું તત્ત્વ મનમાં ઠસાવવાને માટે એક મહાન પ્રતીક કહેવામાં આવ્યું છે.

સમુદ્ર ઉપર સ્નાન કરવા જાવ, સંગમ ઉપર સ્નાન કરવા જાવ, નદી ઉપર સ્નાન કરવા જાવ, એમ આપણને શીખવાડવામાં આવેલું છે. આપણે જ્યાં સ્નાન કરીએ ત્યાંનો ભાવ શરીર સ્વચ્છ બનતાં મનમાં પણ ઊતરતો. નળ ઉપર સ્નાન કરનાર માણસનું હૃદય નળના મોઢાં જેટલું જ સંકુચિત અને ક્ષુદ્ર બનવાનો સંભવ છે. વાવ નળ કરતાં સારી, પણ વાવ પણ ચારેય બાજુથી બાંધેલી હોય છે. તેનું મોં પણ સાંકડું હોય છે; પરંતુ નદી! તે ખળખળ વહે છે. સેંકડો માઇલ જાય છે. નદી ઉપર સ્નાન કરવાનું પુણ્ય હોય છે! શાનું પુણ્ય?

નળ નીચે પલાળેલું માથું નળ જેવું થશે, નદીમાં ડૂબાડેલું માથું નદી પ્રમાણે થશે. નદી પાપ દૂર કરે છે. માથાનો મેલ અને હૃદયનો મેલ, શરીરના મેલ





સાથે જ નીકળી જશે. નદી એટલે શું ! નદી એટલે સેંકડો ઠેકાણેના નાના મોટા પ્રવાહોનું જાણે કે પરમ મંગલ અદ્વૈતદર્શન ! નદી એટલે અદ્વૈતની મૂર્તિ ! નદી એટલે સુંદર ઉદાર પરમોચ્ચ સહકાર્ય ! તે સેંકડો પ્રવાહોને એકબીજાથી તુચ્છ ગણતી નથી. ગટર આવો, કે બીજો ગમે તે પ્રવાહ આવો, બધા સામટા આવે છે. "આપણામાંથી મેલ નીચે બેસશે, આપણામાં પ્રસન્નતા પ્રગટશે," આવી અમર શ્રદ્ધાથી બધાય પ્રવાહ એકમેકમાં ભળી જાય છે. એકબીજાની સાથે સહકાર કરવાથી તેનો મહાન પ્રવાહ બને છે. એ પ્રવાહ જો એકબીજાનાથી અહંકારને કારણે દૂર રહેત તો તેનો વિકાસ થયો ન હોત. તેને લંબાઇ, ઊંડાઇ ને પહોળાઇ પ્રાપ્ત ના થઇ હોત. સેંકડો એકર જમીન તેનાથી પાકવાળી બનાવી શકાઈ ન હોત. તે અહંકારી પ્રવાહ સુકાઇ ગયો હોત, નહિ જેવો થઈ ગયો હોત. તેમાં જીવ પડયા હોત. પરંતુ તે એકબીજામાં અભિજાત પવિત્રતા જોઈને એકત્ર આવ્યા અને મહાન નદી નિર્માણ થઇ !

નદીમાં ડુબાડેલા મસ્તકમાં આ વિચાર ઉત્પન્ન થવા જોઇએ. નદીનું આ અદ્વૈતગાન બુદ્ધિને સંભળાવું જોઇએ. પરંતુ ગંગાજી ઉપર સ્નાન કરનારા ગંગાપુત્રો પથ્થરનાય પથ્થર જ રહે છે. સર્વ પ્રવાહોને પાસે લેનાર તે નદીમાં ઊભા રહીને તે બીજાનો ઉપહાસ કરતા હોય છે ! "તું તુચ્છ, તું પાપી, તું ત્યાં જા !" આ પ્રમાણે રુદ્રનું ઉચ્ચારણ કરતાં અને નદીમાં ડુબકી મારતાં તેઓ માનવોનું અપમાન કર્યે જાય છે, સેંકડો વરસોથી નદીમાં માથું ડુબે છે, પરંતુ મસ્તક ખાલી જ રહેલું છે !

નદી કરતાં સંગમ અધિક પવિત્ર ! અદ્વૈતનો અનુભવ લેનારા બે સંતોની ભેટ એટલે કેવું પવિત્ર દર્શન ! વસિષ્ઠ-વામદેવની ભેટ, ગમદાસ-તુકારામની ભેટ, મહાત્માજી અને રવીન્દ્રનાથની ભેટ, એટલે એક મહાન કાવ્ય હોય છે.

**'सतां सद्भिः सङ्गः कथमपि हि पुण्येन भवति ।'**

હજારો પ્રવાહોને પેટમાં સમાવીને એક નદી આવે છે, બીજી બાજુએથી બીજી એક એવી જ નદી આવે છે અને બન્ને એકબીજાના ગળે વળગી પડે છે !

ગંગા, જમના અને સરસ્વતી એના સંગમને આપણે પવિત્ર માનેલો છે. એક જ શુભ્રસ્વચ્છ ઊંચા હિમાલયમાંથી ગંગા, જમુના નીકળી ! પરંતુ ગંગા જરા ગોરી ને સુંદર. તે અહંકારથી ઉપર ઉપર વહેવા લાગી. જમના શ્યામ એટલે તે જરા દૂર દૂર વહેવા લાગી. પરંતુ શ્યામ જમનાને આલિંગન દીધા સિવાય, ગંગાથી શતધારાએ, સાગરને ભેટવા જવાનું શકય ન હતું. તે અહંકારી ગંગા નમ્રપણે બોલી. ત્યાં જમના આવી. ગંગાએ હાથ લંબાવ્યો. "આવ, જમના, આવ. તું શ્યામ-કાળી એમ માનીને મેં તને તુચ્છ ગણી. પરંતુ તારા તીર ઉપર ગોપાળકૃષ્ણે પ્રેમભક્તિનો વરસાદ વરસાવ્યો. રાજા અને રંકને એક બનાવ્યા. સર્વને '**सहनौ भुनक्तु**'નો મંત્ર આપ્યો. તીરે તીરે એકતાની મુરલી વાગી. આકાશમાંથી દેવ તારા પાણીમાં માછલી બન્યા તારો મહિમા મહાન છે. તું દેખાવમાં કાળી શ્યામળી છે, પરંતુ અંદરથી તો અત્યંત નિર્મળ છે. આવ, મને ભેટ." ગંગાનું હૃદય ભરાઇ આવ્યું. તેનાથી બોલાયું નહિ.

જમના પણ ઊછળી. તે બોલી, "ગંગાબહેન ! તું મારી સ્તુતિ કરે છે, પરંતુ તારો મહિમા પણ અપાર છે. મારા તીરે ભક્તિ વધી, પરંતુ તારા તીર ઉપર જ્ઞાન વધ્યું. યોગીરાજ ભગવાન પશુપતિ તારા તીરે જ્ઞાનમાં તલ્લીન બન્યા. સેંકડો ઋષિમહર્ષિ તારા તીરે તપશ્ચર્યા કરતા. મોટા મોટા રાજાઓ રાજ્યોને તૃણસમાન માનીને તારે તીરે બ્રહ્મચિંતન કરે છે. ગંગાબહેન, તું એટલે મૂર્ત જ્ઞાન છે. મને તારા શુભ પગ આગળ આળોટવા દે."

ગુપ્ત રહેનાર સરસ્વતીની ગંભીર વાણી સંભળાવવા લાગી, "જ્ઞાન સિવાય ભક્તિ આંધળી છે. ભક્તિ સિવાય જ્ઞાન લૂખું છે, અને કર્મ અવતીર્ણ પામ્યા સિવાય જ્ઞાન અને ભક્તિનો અર્થ નથી.



જ્ઞાનમયી ગંગાને ભક્તિમય જમનામાં મળવા દો, અને કર્મમય સરસ્વતીને ભક્તિજ્ઞાનનો સ્પર્શ થવા દો. "

ગંગા, જમના ને સરસ્વતી એટલે જ્ઞાન, ભક્તિ અને કર્મનો મને સંગમ દેખાય છે. ગંગાજમની વાસણને આપણે પવિત્ર માનીએ છીએ, બન્ને આંખોમાંથી વહેનારી અશ્રુધારાને આપણે ગંગાજમના કહીએ છીએ. ગંગાજમના આપણા જીવનમાં ઊતરેલી છે. પરંતુ જ્યાં પહોંચવી જોઈતી હતી ત્યાં હજી પણ પહોંચી નથી. ઊજળે લૂગડે ફરનારાંની ગંગા કાળા શામળા શ્રમજીવી લોકોની જમનાને હજી પણ મળેલી નથી. ઊજળે કપડે ફરનારા લોક પોતાને પવિત્ર અને શુદ્ધ માનીને બહુજનસમાજથી દૂર રહેલો છે. ઊંચો વર્ગ ને નીચો વર્ગ એકત્ર બનીને જ્યાં સુધી પ્રેમથી એકબીજાને આલિંગશે નહિ ત્યાં સુધી ભારતના લલાટેથી ગુલામી દૂર થનાર નથી. અને સમુદ્રમાં સ્નાન કરવું એટલે તો પવિત્રતાની પરિસીમા.

"सागरे सर्वतीर्थानि।"

જગતના સર્વ પ્રવાહને સમુદ્ર પોતામાં લે છે. એટલે તે સદાય ઊભરાતો રહે છે. વરસાદ વરસો યા નહિ, સમુદ્રને સુકાવું શું તે ખબર નથી. જે સર્વને પાસે લેશે, તેની પાસે સર્વ તીર્થો છે એમ ઋષિ કહે છે.

"देव रोकडा सज्जनी"

ભેદાભેદને બાળીને સર્વને હૃદયે લગાવનાર સજ્જનમાં પ્રત્યક્ષ રોકડા દેવ છે. પ્રત્યક્ષ જોઈ શકાય એવા દેવ ત્યાં છે.

ભારતીય સંતોએ આ પ્રમાણે આ પદાર્થપાઠ આપણને આપ્યો. પરંતુ તેમાંનો મહાન અર્થ આપણે ક્યારેય મનમાં ઉતાર્યો નહિ. સંગમ ઉપર અને સમુદ્રમાં સ્નાન કરવાથી પાપ નાશી જનાર નથી. તે સંગમ ઉપર અને સમુદ્રમાં સ્નાન કરીને પાછા આવ્યા બાદ અદ્વૈતનો સંદેશ પ્રત્યક્ષ જીવનમાં ઉતાર્યો તો સમાજ નિષ્પાપ બનશે, નિર્દોષ થશે. સમાજમાં ઊણપ બાકી રહેશે નહિ, મેલ રહેશે નહિ, દુઃખ જણાશે નહિ. સર્વત્ર પ્રસન્ન એવું વાતાવરણ નિર્માણ થશે.

જીવનમાં અદ્વૈતનો આ રીતે સાક્ષાત્કાર કોણ ભારતપુત્ર કરી જોવા ઇચ્છે છે? આપણે સર્વ જગ્યાએ ખાબોચિયાં નિર્માણ કર્યાં છે, ચિત્તપાવન, કહાડા, દેશસ્થ યજુર્વેદી, મૈત્રાયણી, હિરણ્યકેશી, આ પ્રમાણે બ્રાહ્મણોમાં સેંકડો ખાબોચિયાં છે. પહેલાં એક એક જાતિનાં ખાબોચિયાં અને ફરીથી એ ખાબોચિયાંમાં બીજાં ખાબોચિયાં! ખાબોચિયાં, કહીને જોનારા અને અહંકારથી ટ્રૅ-રાં ટ્રૅ-રાં કરનારા આપણે બધા દેડકા જેવા બન્યા છીએ! કાદવમાં કૂદકા મારવાના અને કાદવ જમવાના—એ આપણું પવિત્ર ધ્યેય બન્યું છે!

જાતિજાતિના, સ્પૃશ્ય અસ્પૃશ્યોના, બ્રાહ્મણ-બ્રાહ્મણેતરોના, હિંદુ-મુસલમાનોના સેંકડો વાડા છે. એ સિવાય ગુજરાતી, મહારાષ્ટ્રીય, મદ્રાસી અને બંગાળી એ પ્રાંતીય વાડાઓ તો છે જ! ખાબોચિયામાં રહેનારને પ્રસન્નતાનો પ્રસાદ પ્રાપ્ત થતો નથી. ખાબોચિયાનું પાણી બંધિયાર બન્યું કે ગંદકી ઉત્પન્ન થાય જ. ડાંસ મચ્છરનો ગણગણાટ થાય છે. રોગ ઉત્પન્ન થાય છે. ભારતભૂમિને માટે ભલો દિવસ ઊગે એવી જો ઇચ્છા હોય તો એ વાડાઓને દૂર કરવાને માટે આપણે ઊઠવું જોઇએ. ભેદની ભીંતોને જમીનદોસ્ત કરવી જોઇએ. બધા ય પ્રવાહોને પ્રેમપૂર્વક પાસે આવવા દો—ઊછળવા દો એ સાગરને.

"ચાલીશ હું મેંદ, જેનું પ્રમાણ છે વેદ"

એમ તુકારામ મહારાજ પ્રતિજ્ઞા કરે છે. સમાજના કલ્યાણની લગની લાગેલી હોય એવો પ્રત્યેક મનુષ્ય આ પ્રમાણે પ્રતિજ્ઞા કરશે.

ભારતીય સંસ્કૃતિના ઉપાસકો! કર્યાં એટલાં પાપ હવે બહુ થયાં. ઊઠો અને હરિજનોને છાતીએ લગાવો. સર્વ પદદલિત જનતાને પ્રેમપૂર્વક આલિંગન દો. એક જ પ્રભુનાં આપણે સર્વ સંતાનો એક જ શુભ્ર, સ્વચ્છ ચૈતન્યનાં આપણે રૂપો છીએ. જેટલા જેટલા આપણે પ્રેમમય બનીશું, અદ્વૈત બનીશું, તેટલા પ્રમાણમાં આનંદથી ને સૌભાગ્યથી નાચીશું.





જે બીજાને તિરસ્કારશે, તે જાતે તિરસ્કારાશે. જે બીજાને તુચ્છ ગણશે, તેને પણ લાતો પડશે. આપણે આપણાં જ પાપનાં ફળ આજે ભોગવી રહ્યાં છીએ. આપણે ગુલામી રોપી તે આજે પેટ ભરીને મળી રહી છે. આપણે સર્વત્ર ગુલામગીરીને પુષ્ટ બનાવી. પુરુષોની સ્ત્રીઓ ઉપર લાદેલી ગુલામગીરી, સ્પૃશ્યોની અસ્પૃશ્યો ઉપર લાદેલી ગુલામગીરી, રાજાની રંક ઉપરની ગુલામગીરી. શાહુકારની ખેડૂત ઉપરની ગુલામગીરી, જ્ઞાનવંતોની અજ્ઞાનીઓ ઉપર લાદેલી ગુલામગીરી! શતમુખી ગુલામગીરી આપણે નિર્માણ કરી અને આજે સંપૂર્ણપણે ગુલામ બન્યા છીએ. મરાઠાઓનું રાજ્ય અદ્વૈતના આધાર ઉપર નિર્માણ થયું, પરંતુ ભેદાભેદ નિર્માણ થતાંમાં જ તે હતું ન હતું થઈ ગયું. 'મરાઠા તિતુકા મેળવાવા' +—મરાઠાઓ હોય એટલાને સંગઠિત કરવા. આ મંત્રથી મરાઠાઓનું રાજ્ય અસ્તિત્વમાં આવ્યું. પરંતુ બ્રાહ્મણ, મરાઠા, પ્રભુ, શૂદ્ર એમની, અંદર અંદર સ્પર્ધા શરૂ થઈ. ઊંચનીચપણું શરૂ થયું અને *ભગવોઝંડો ભસ્મીભૂત બન્યો. મરાઠાઓ ઉત્તર હિંદુસ્થાનમાં ગયા. તેમણે રજપૂત, જાટ વગેરે લોકોને પાસે લીધા નહિ, તેથી કરીને મરાઠાઓનો પરાજય થયો. હળવે હળવે એ ઐક્યમંત્ર વધારતા જવાનું હતું, 'મરાઠા તિતુકા મેળવાવા' એવું કહેનાર સમર્થ થયા. પેશ્વાના કાળમાં 'હિંદુમાત્ર મેળવાવા' એવું કહેનારા બીજા કોઈ સમર્થ જોઈતા હતા. અને આજ "હિંદીમાત્ર મેળવાવા" એવું કહેનાર મહાત્મા જોઈએ છે.

જીવનમાં આવું અદ્વૈત અનુભવનારા મહાત્મા એ જ માનવજાતિની આશા છે. મનુષ્યજાતિ કેટલે ઊંચે ચઢી શકે છે તે મહાપુરુષ બતાવે છે, આકાશમાં કોટયવધિ અંશની ગરમીથી સૂર્ય પ્રકાશે છે ત્યારે આપણા શરીરમાં ૯૮ અંશ ગરમી હોઈ શકે છે. ભગવાન બુદ્ધ જેવા મહાત્મા વાઘણ ઉપર પણ પ્રેમ કરે છે ત્યારે ક્યાંક, માણસ પાડોશના માણસ ઉપર થોડી દયા કરતો થાય છે! સમાજ આગળ જાય માટે, ઉપર ચઢે માટે, વિશ્વપ્રેમી પુરુષોની ખાસ જરૂર હોય છે. તે પ્રેમસમુદ્રને તેઓ જ્યારે જીવનમાં હેલે ચઢાવે છે, ત્યારે ક્યાંક પ્રેમબિંદુ આપણા જીવનમાં આવવાને શક્ય બને છે! સંત એ પોતાના પ્રેમે કરીને અને અને તપશ્ચર્યાથી સમાજને ધારણ કરી રહ્યા છે.

'सन्तो तपसा भूमिं धारयन्ति।'

અદ્વૈતના મંત્રનો જાપ કરતાં જીવનમાં સંગીત નિર્માણ કરનારા પૂર્વજો હતા. હિંદુ-મુસલમાનોમાં પણ તે આશાથી ઐક્ય આણતા હતા, હિંદુના દેવસ્થાનોને મુસલમાની રાજાઓએ દાન આપ્યાં અને મુસલમાની પીરોને હિંદુ રાજાઓએ વેતન આપ્યાં. હિંદુ રાજાઓ મોહરમ ઊજવતા અને હિંદુ ઉત્સવમાં મુસલમાનો પણ આવતા. અમલનેરના સખારામ મહારાજના રથને પહેલી હિંદુના રથને મુસલમાન બિરાદરે પહેલાં આપવાનું માન મુસલમાનને છે! અને તેમને નાળિયેરનો પ્રસાદ વહેંચવા દેવામાં આવે છે!

આજના જમાનામાં આને મૂર્ખપણું ને સ્વાભિમાન શૂન્યપણું સમજવામાં આવશે. પરંતુ પૂર્વજોની દૃષ્ટિ ખૂબ મહાન હતી. ભારતમાં આવેલા સહુમાં પ્રેમનો સંબંધ નિર્માણ કરવો એ તેમનું પરંપરાગત પવિત્ર કાર્ય હતું. આસ્તિકે ચેતાવેલો તે જ્ઞાનદીપ* તેમને ઓલવતો ન હતો. મુસલમાનોની મોહરમમાં હિંદુ પણ સામેલ થતા. હિંદુ જમીનદારોને ઘેર તાબૂત આવવાનું. મુસલમાનોને નારિયેળ અને ગોળ આપવાનાં. અમારા ગામમાં મારા નાનપણામાં એ પ્રેમળ સંબંધ મેં જોયેલો છે. ગરીબ મુસલમાન બાળકો અમારી પાસે કાગળ માગવા આવતાં અને અમે તેમને આપતા. મનમાં થાય કે મારી પાડોશનાં બંધુનું તાબૂત સરસ થાય!

હિંદુના ઉત્સવમાં મુસલમાનોને બોલાવીએ તો તે આવતા. મારા એક મિત્ર પાસે એક મુસલમાન છોકરો પ્રેમપૂર્વક ગણપતિ અથર્વશીર્ષ શીખ્યો. મારા એક અમલનેરના મિત્ર પાસે દત્તજયંતીને દિવસે મુસલમાન મિત્રો આવ્યા હતા.

+ રામદાસ સ્વામીના 'દાસબોધ'માંથી.

* શિવાજી મહારાજનો ઝંડો ભગવા રંગનો હતો.

* મૂર્તિ આગળ અખંડ બળતો દીવો.



આપણા કરતાં આપણા પૂર્વજો સમાજશાસ્ત્રને વધારે જાણનારા હતા. આપણે આજે સામ્રાજ્યવાદી પર સત્તાના ગુલામ બન્યા છીએ. પારકા લોક આપણામાં ભેદ પાડે છે. આપણે પણ ભેદ પાડીએ છીએ. ભેદ પાડીને ગુલામગીરી લાદનાર સરકારને આપણે મદદકર્તા બનીએ છીએ. ભેદને કાઢવાને માટે અભેદ એ જ ઔષધ છે. વિષને માટે અમૃતનો જ ઉપાય. બીજાની ટેકી લાગવાની નથી.

પૂર્વજોના પ્રયોગને આપણે આગળ ચલાવીએ. અદ્વૈતનો અધિક સાક્ષાત્કાર કરીએ. ભારતભૂમિમાં ઐક્ય નિર્માણ કરીને પછી જગતને આપણે હાક મારીએ. આ ભારતભૂમિ, માનવજાતિનું તીર્થક્ષેત્ર બનશે. બધાય ધર્મો, જુદી જુદી સંસ્કૃતિઓ અહીંયાં સંપીજંપીને રહે છે એ સાંભળીને સર્વ દેશો ભરત-ભૂમિના પગ આગળ બેસશે! એ ઇશ્વરદત્ત મહાન કાર્ય આપણે સાધવાનું છે! એ મહાન ધ્યેય આપણને બોલાવે છે. આ મહાન ધ્યેય માટે બાકીની બધી ક્ષુદ્રતા આપણે ખંખેરીને ફેંકી દેવી જોઇશે. ભારતીય સંસ્કૃતિના ઉપાસકોએ શ્રદ્ધાથી ત્યાગપૂર્વક આને માટે ઊઠવું જોઇશે.



## સરકારી યોજનાઓ

ઉત્તરમાં એક કોલેજમાં એક અધ્યાપકને તેમની ઇચ્છા વિરુદ્ધ ધર્મ વિષે શીખવવાનું કહ્યું. ભારે શ્રમ અને પ્રયાસ વડે તેમણે બુદ્ધના જીવન અને કથન પર એક લેખમાળા તૈયાર કરી. પ્રતિવર્ષે વિદ્યાર્થીઓ નવા નવા આવતા અને આ ઊગતા શ્રોતાગણ માટે આ એકના એક વ્યાખ્યાન આપ્યા કરતા, પરન્તુ એક વિદ્યાર્થી દરેક વર્ષે નપાસ થતો. તે એની એ વ્યાખ્યાનમાળા સાંભળી કંટાળી ગયો. એક દિવસ અતિશય કંટાળીને તેણે અધ્યાપકને કહ્યું કે હવે તો આ વ્યાખ્યાનનો વિષય બદલો. અધ્યાપકે જવાબ વાળ્યો, “તું પ્રત્યેક વર્ષે નપાસ જ થયા કરે તો તારે માટે મારે નવા બુધ્ધો સરજાવવા ?”

હિંદ સરકારના નાણાંમંત્રીનું અંદાજપત્ર પરનું ભાષણ વાંચી આ વાત યાદ આવી. સરકારે હમણાં જે નીતિ તથા યોજનાઓ જાહેર કર્યાં છે તે ૧૯૪૨થી વાઇસરોયની કારોબારી સમિતિ જે કહેતી આવી છે તે જ થોડાક ફેરફારો સાથે રજૂ થયા છે. આ ભાષણો જુદાજુદા ખાતાઓના વડાઓ તૈયાર કરે છે. છેલ્લાં ૭ વર્ષમાં વહીવટની બાબતમાં ભલે કશી પ્રગતિ થઇ શકી ન હોય પરન્તુ યોજનાઓ તૈયાર કરવામાં તો બધા જ મશગૂલ હતા.

ખાતાઓના આ વડાઓ લગભગ એ જ રહ્યા છે. જ્યારે પ્રધાનો બદલાયા છે. પરન્તુ એમાં પેલા વડાઓ શું કરે?

# બલિદાનથી ધ્યેયપ્રાપ્તિ

રવિશંકર મ. રાવળ

શત્રુતા વિસારે પાડવા કે ક્ષમા દાખવવા એક માત્ર રીત છે કે આપણે આપણી જાતને ભૂલી તેનાથી અનેકગણા મહાન અને પુણ્યવંતા કાર્યમાં મચી પડવું. પછી અપમાનો કે દુશ્મની અસર કરી શકશે નહિ કારણકે તમને તમારા ધ્યેય વિના બીજું નજરે પડશે જ નહિ

૧૯૧૮માં મીસીસીપીના દેવદારુના વનોમાં એક અત્યંત દૃષ્ટાંતરૂપ ઘટના બની ગઇ હતી.

જીવતા બાળી મૂકવાનો જ એ બનાવ હતો. લોરેન્સ જોન્સ નામના એક શ્યામવર્ણના શિક્ષકની એ વાત છે.

પહેલા વિશ્વયુદ્ધ વખતે લોકલાગણી ખૂબ તીવ્ર બની ગઈ હતી. મીસીસીપીના મધ્યપ્રાંતમાં ગપગોળો ઊડયો કે જર્મનોએ સીદી લોકોને ઉશ્કેર્યા છે અને તેઓ મોટો બળવો કરવાના છે. લોરેન્સજોન્સ એક સીદી હતો અને તે આ બળવો કરાવવામાં આગેવાની લઇ રહ્યો છે એવી માન્યતા ફેલાઇ. કેટલાક ગોરા લોકોએ તેને લોકસમુદાય આગળ આવું બોલતો પણ સાંભળેલો. 'જીવન એક યુદ્ધપ્રસંગ છે અને તે માટે પ્રત્યેક સીદીએ બખતર સજી જીવવા અને જીતવા યુધ્ધે ચડવું જોઇએ.'

યુદ્ધે ચડવું, બખતર રાખવું–બસ થઇ ગયું પેલા ઉશ્કેરાયેલા જુવાનીઆઓ ઘોડે પલાણ નાખી નીકળી પડયા. લોકોને કર્યા ભેગા અને ઊપડયા ચર્ચમાં.

ત્યાં જઇ કાળા પાદરીના ગળામાં દોરડાનો ગાળીઓ નાખ્યો અને રસ્તા પર ઘસડતા અડધો માઇલ ખેંચી ગયા ત્યાં લાકડાની ચિતા પર ખડો કરી દીવાસળીઓ ચાંપવાની તૈયારી કરી. એમનો ઇરાદો તેને એકસાથે ફાંસો દેવો અને બાળી મૂકવાનો હતો. એવામાં કોઇએ બૂમ પાડીઃ 'ખામોશ, આ કાળિયો સળગી જાય તે પહેલાં તેની વારતા સાંભળી લો પાદરી કંઇ બાલશે આ તો જા.' એ વખતે ગળામાં ફાંસો નાખી ચિતા પર ઊભેલો લોરેન્સ જોન્સ બોલવા લાગ્યો. તેણે પોતાની જીવનકથા અને તેનું જીવનમત કહી સંભળાવ્યું. ૧૯૦૭માં તે આગેવાન યુનિવર્સિટીમાંથી ગ્રેજ્યુએટ થયો. તેનું અણીશુદ્ધ ચારિત્ર્ય, વિદ્વત્તા અને ગીત ગાવાની શક્તિથી તે વિદ્યાર્થીઓમાં અને પ્રાધ્યાપક મંડળમાં ખૂબ જ માનીતો થઇ પડેલો. સ્નાતક થયો કે તુરત તેને ધંધામાં પડવાને એક હોટલવાળાએ કહ્યું. બીજા એક શ્રીમંતે સંગીતના શિક્ષણ માટે તેની માગણી કરી પણ તેણે સૌને ના જ પાડી. શા માટે ના પાડી? એટલા માટે કે તેના જીવનમાં એક ભવ્ય આદર્શ જાગી રહ્યો હતો.

બુકર ટી વોશીંગટનનું જીવનચરિત્ર વાંચીને તેને પ્રેરણા મળી ગઇ હતી કે પોતાની કોમમાં અસંખ્ય દારિદ્રયગ્રસ્ત અજ્ઞાન બાંધવો માટે જીવન સમર્પણ કરવું. એટલા માટે તે દક્ષિણ પ્રાંતમાં સૌથી પછાત પડી રહેલા વર્ગને શોધવા નીકળ્યો. મીસીસીપીના જેકસન નગરથી ૨૫ માઇલ દૂર એ જગ્યા હતી. ૧ ડૉલર ૬૫ સેંટમાં તેણે પોતાનું ઘડિયાળ વેચી નાખ્યું અને ખુલ્લાં જંગલમાં લાકડાના ઢીમાં પર બેસી તેણે ત્યાં શાળા શરૂ કરી.

તેને જીવતા બાળી મૂકવા તૈયાર થયેલા—ધગી રહેલા લોકોને તેણે આ બધી વાત કહેવા માંડી એ જંગલના બિચારા અજડ છોકરાઓને અને છોકરીઓને ભણાવી શીખવી સારા ખેડુતો, યંત્રવાહકો, રસોઇઆઓ અને ઘરના નોકરો બનાવવા તેણે મહેનત માંડી હતી તે સાથે જે જે ગોરા લોકોએ તેની બીજી ગ્રામ્ય શાળા સ્થાપવામાં સહાય કરી હતી. જેઓએ જમીન, લાકડાં, ગાયો, ડુક્કરો અને પૈસા આપી તેના શિક્ષણ અને સેવાના કામમાં સહાય આપી હતી તે બધાના નામ લીધાં.

છેવટે તેને પૂછવામાં આવ્યું કે 'તેને ફાંસીએ દઇ સળગાવી દેનારા લોકો પ્રતિ દ્વેષ કે તિરસ્કાર કેટલો થયો છે?' ત્યારે તેણે કહ્યું. 'મારા કાર્યના વિચારમાં તિરસ્કાર માટે જગ્યા જ નથી હું લડવાને નવરો જ નથી તો પછી દિલગીર શાને માટે થવું! કોઇપણ માણસ મારી નજરમાં તિરસ્કારપાત્ર અને એવી કોઇ ફરજને હું વશ થવાનો જ નથી.'



આ બધું લૉરેન્સ જોન્સ બહુ લાગણીથી અને હૃદયદ્રાવક વાણીમાં કહેતો હતો, તે પોતાની જાત માટે બોલતો નહોતો પણ પોતાના કાર્યને સમજાવી રહ્યો હતો એટલે ટોળું શાંત બન્યું.

છેવટે તેમાંના એક આગેવાને કહ્યું. 'આ પોરીઓ કહે છે તે બધી સાચીજ વાત છે. જે માણસોનાં તેણે નામ-આપ્યા છે તે બધાને હું ઓળખું છું. એ ખરેખર સુંદર કામમાં રોકાયેલો છે અને આપણી ભારે ભૂલ થઇ છે, તેને મારી નાખવાને બદલે આપણે તો તેને મદદરૂપ થવું જોઇએ, એમ કહી તે આગેવાને ટોળામાં પોતાની ટોપી હાથમાં લઇ ફેરવી. અને જે માણસો આમશાળાના શિક્ષકને લટકાવી દેવા આવ્યા હતા તેમણે જ તેને પર ડોલર ૪૦ સેંટનો ફાળો કરી આપ્યો. શા માટે કે, એ માણસને ધિક્કાર માટે જીવનમાં સમય નહોતો.



'હું મારા વિરોધીને મારું' તો તે હિંસા છે જ, પણ ખરેખરા અહિંસક થવા માટે એના પ્રત્યે પ્રેમ રાખવો જોઈએ. અને તે મને મારે તેને માટે પ્રાર્થના કરવી જોઇએ.

'કઠણમાં કઠણ ધાતુ પણ પૂરતી ગરમી આપતાં ઓગળી જાય છે. તે જ રીતે કઠણમાં કઠણ હૃદય, અહિંસાની પૂરતી ગરમી લાગતાં, પીગળવું જ જોઇએ. અને અહિંસામાં ગરમી પેદા કરવાની અમર્યાદ શક્તિ પડેલી છે.'

'પચાસ વર્ષના મારા અનુભવમાં મેં એક પરિસ્થિતિ એવી નથી જોઈ કે જ્યારે મારે કહેવું પડ્યું હોય કે હું લાચાર છું.'

—ગાંધીજી



# ગ્રામજીવનનું કાવ્ય

કાકા કાલેલકર

'રંગચુંદડી' એ સાત ચિત્રોનો સંપુટ ધ્યાનપૂર્વક જોઈ ગયો. ચિત્રો સારાં છે. દરેક ચિત્રમાં પ્રાકૃતિક અને ઘરગથ્થુ વાતાવરણ છે. એ જોઈ વિશેષ આનંદ થયો. ગૂજરાતમાં ગ્રામજીવનનું કાવ્ય આલેખનારા ચિત્રકારો એક પછી એક નીકળતા જાય છે એ સમાધાનની વાત છે. આપણા જીવનમાં રંગનું જે સ્થાન છે તે આ ચિત્રકારે સરસ પકડયું છે.

'પ્રેમસંગીત' એ ચિત્રમાં બંનેના મોઢા ઉપરના મુગ્ધભાવો સરસ ચિતરાયા છે. એટલું જ સરસ ચિત્ર છે. 'ઉમળકા' પણ એના ભમ્મર સહેજ સુધારવા જેવા લાગ્યા. ઓઢણીની કિનારીનો વાદળી છેડો સાપ જેવો લાગે છે બાળક માના હાથમાં એવું મજાનું સમાયું છે કે આ રીતે જ માના હૈયાનો ઉમળકો એ ઝીલી શકે.

'ખેડુત કન્યા'ની મુગ્ધતા વાછરડાના સાથથી વધે છે. એ કન્યાના જમણી બાજુના વાળની લટો જરા બંડખોર લાગે છે ખેડુત કન્યા અને એનું વાછરડું એ બેલડી સાથે મળીને ત્રિપુટી બનાવનાર ચકલીને માથે મૂકીને ચિત્રકારે પોતાની રસિકતા સિદ્ધ કરી છે. જમણો હાથ જેટલો સુંદર દેખાય છે તેટલો ડાબો હાથ નથી દેખાતો. અંગૂઠાનું મૂળિયું જરાક ઉપર કાઢયું હોત તો ડાબો હાથ સુંદર દેખાત. કૂતરું બિચારું છે પોતાને ઠેકાણે. એને કારણે સૌન્દર્યમાં વધઘટ થતી નથી કેમકે એનામાં વ્યક્તિત્વ જેવું છે જ નહિ

'માનતા' અને 'સુખનો ઘૂંટ' એ બંનેમાં દાંપત્યજીવનનો પરિપાક અપત્ય વાત્સલ્યમાં પરિણમ્યો છે. 'માનતા'માં કુલ પરંપરાનું સૂચન કરી કુલપરંપરાની ગંભીરતા એમાં આણી છે. પતિપત્ની બંનેના હાથમાં કુલદીપક છે. અને એનું સ્વાગત કરતો લાલ શિખાવાળો દીપક ત્રિપુટીને પૂરી કરે છે. 'સુખનો ઘૂંટ'માં ત્રણેને ત્રણ પ્રકારના ઘૂંટ મળે છે.

'સંધ્યાને ઓવારે'માં કેટલીયે બેલડી છે! આનું વાતાવરણ પણ સારું છે. જમણી બાજૂ પૂલામાં તારક શા માટે બતાવ્યો છે! બગલાના બૅલેન્સમાં?

'લોકગાયકો' ગાઈ ગાઈને ઘણું મેળવી શક્યા છે પણ થાક્યા નથી લાગતા. અથવા ઘેર જવાની એમને ઉતાવળ થઈ હોય. પણ એમનો રસ્તો ટૂંકો હોય એમ લાગતું નથી.

ચિત્રો સારા છે પણ પ્રસંગો સહેજ hackneyed છે. આશા રાખું છું કે તમાશ ચિત્રકાર વ્રજલાલ ત્રિવેદી ગુજરાતના સમૃદ્ધ જીવનની અનેક જાતની વિવિધતા પોતાની કળામાં ખીલવી બતાવશે *

* રંગચુંદડી : ચિત્રકાર વ્રજલાલ ત્રિવેદી, પ્રાપ્તિસ્થાન : ભારતી સાહિત્ય સંઘ લિ૦ મુંબઈ-અમદાવાદ : કિંમત ત્રણ રૂપિયા.

★

## ધૂમકેતુ

હે! સોમનાથના શિલ્પી!

તું તારી કલ્પનામાં સોમનાથ ભગવાનનું જે ભવ્ય મંદિર ઘડી રહ્યો છે, તેમાં એકાદ ખૂણે, મારી આ એક અનામી, નાનકડી રૂદ્ર-રમ્ય પ્રતિમાનું નિર્માણ કરજે ભાઇ!

એ પ્રતિમા સોમનાથના પૂજારીના જુવાન પુત્રની છે. એણે શું પરાક્રમ કર્યું એમ તું પૂછે છે? હે શિલ્પી! એણે જે પરાક્રમ કર્યું છે એ તો કેવળ જાણનારા જ જાણે છે. આ પૂજારીના છોકરાનું કોઇ નામ નથી. એની અનામીની કોઇ ઇતિહાસે નોંધ લીધી નથી. કોઈ શીલવંતી તરુણ સ્ત્રીએ એનો પાંગરતો વેલો જાળવી રાખીને આજ દિવસ સુધીની એની વંશાવલિ ચોપડે નોંધાવી નથી. અને છતાં પૂજારીના આ એકાકી છોકરાએ જે વિષપાન કર્યું હતું, હે શિલ્પી! ભાઇ! આજ પણ એ સાંભારીએ છીએ, અને કલ્પના ધ્રૂજી જાય છે! ઓહોહો! આટલી બધી મૂંગી વેદનાના મહાસાગરને એણે પીધો શી રીતે હશે? રણભૂમિમાં બિરદાવલિ સાંભળતે સાંભળતે તો અનેક મરી ખૂટે છે. આ તરુણ તો એકલો મર્યો. કોઈ એને એક પ્રેમનો સપૂન કહેનાર ત્યાં ન હતું. કોઈ એનું નામ સાંભળનાર પણ ત્યાં ન હતું. એ તો એવો અનામી અણજાણ્યો 'કોઈકનો લાડકવાયો' થઈ ગયો!

એટલા માટે હું તને કહું છું ભાઈ! કે આ રૂદ્રરમ્ય જુવાનની પ્રતિમાનું તું તારા સોમનાથી મંદિરમાં ક્યાંક પણ નિર્માણ કરજે! એને તું ભૂલતો નહિ ભાઈ! એનાં વિનાનું મંદિર એ મંદિર નહિ હોય! એની એવી રૂદ્રરમ્ય પ્રતિમા વિના તો તારાં આરસકમળ લજવાશે! તારી દેવાંગનાઓ, યક્ષકન્યાઓ, દર્પણકન્યાઓ, ગંધર્વો દેવો, વિમાનો, તારી અપ્સરાઓ અને તારો ભવ્ય કૈલાસદરબાર પોતે, તારી તમામે તમામ શિલ્પકૃતિઓ એના વિના અપૂર્ણ થઈ જાશે અને અધૂરી અધૂરી લાગશે.

ભગવાન શંકરને પોતાને તું પૂછી જો કે "હે ભગવાન! કર્યું વિષપાન વધે? તમે કર્યું તે કે આ જુવાન છોકરાએ કર્યું તે?" પિનાકપાણિ હસીને તને જવાબ આપશે કે "હે કંડારણરાજ! સાચું વિષપાન કરનારા તો આવા સમર્પણ ધર્મને વરેલા કોઇ કોઈ તરુણ ક્યારેક જ પ્રગટે છે. આ અને એમને તો હું પણ ભાગીરથી મંડિત મારી જટા-જૂટમાં શીર્ષ ઉપર રાખું છું! વિષપાન તો એમનું. મેં પીધું એ તો એમની તુલનામાં સમુદ્રનું અમૃત હતું!"

હે શિલ્પી! ભગવાન શંકર જેવાની જટામાં ઓપરી રૂપે રહેલા, સોમનાથના આ તરુણની પ્રતિમા ઘડતાં, તું રૂપની ને રંગની ને ભાવની ને શોકની, વિષાદની ને વેદનાની, આનંદની અને મહાઆનંદની હજાર હજાર વાતની રસકૂંપી, તારા હૃદયમાં ભરી રાખીને પછી ટાંકણું ઉપાડજે ભાઇ!

સોમનાથના એ તરુણની પાવનકારી સમર્પણ કથા તેં સાંભળી છે? નહિ? ત્યારે સાંભળ ભાઈ! સાંભળ! સોમનાથનાં જલબિંદુએ જલબિંદુ ને સિંધના રેતીના કણે કણ, આ વિષપાન કરનાર જુવાનને હજી પણ સંભારે છે! એવી એ કથા કહેવા માટે જે ભવ્ય

* શ્રી. ધૂમકેતુના હમણા બહાર પડેલા ઐતિહાસિક કથનિકાઓના સંગ્રહ 'મેઘબિંદુ'માંથી થોડા વધારા ઘટાડા સાથે.





[૪]

મધરાત થઇ તારાઓ એમની વેદના વાણી કહેવા માટે જાણે સમુદ્રના હૃદયમાં આવ્યા. ચારે તરફ શાંતિ છવાઈ ગઇ. ઘોર અંધકારના અંચળા નીચે સોમનાથ રણમેદાનના અનેક વીરો હાકલ પડકારા દેતા, હજી જાણે ફરીને જીવી રહ્યા હોય એમ લાગવા માંડ્યું. સમુદ્રના અગાધ જળમાં પડેલાં અનેક અભાગી નારીઓનાં શબરુદન જાણે કે, ઠેર ઠેર કરુણાર્દ્ર સ્વરે પોકારી રહ્યાં હતાં કે, અમારાં શિશુઓને અમે ધરતી ઉપર છોડ્યાં છે, એમને હવે તમે કોઇક સંભાળજો! કોઇક સંભાળજો!

પૂજારીના છોકરાની આંખ આ વખતે ઊઘડી ગઇ. તેણે ખંડિયેરમાં ચારે તરફ જોયું, તો છાના બળી રહેલા દીપકના હાલતા પડછાયા દેખાતા હતા. એના કાનમાં સોમનાથના સમુદ્રનું ધીમું ગર્જન આવી રહ્યું હતું. કોઇક ઠેકાણે બેઠેલા ઘુવડની અમંગળ વાણી આકાશને વીંધતી, ચારે તરફની ભયની હવાને જાણે થથરાવી રહી હતી. એક પળ એ શાંત બેઠો રહ્યો. પછી ધીમેથી પોતાના શરીરને આધારે રહેલો કંઠેશ્વરીનો હાથ, પડખેના ફૂલના ઢગલામાં એણે ઢાળી દીધો. તે એકદમ સાવચેતીથી બેઠો થઇ ગયો. એનું મન આજ એનું ન હતું.

એના દાદા, બાપા, મામા, કાકા, તમામે તમામ, જ્યાં પ્રાર્થનાનો કાંઇ જ અર્થ ન હતો, એ વિદેશી સેનાપતિના ચરણ પાસે પ્રાર્થના કરતા કરતા થાકી ગયા હતા એ એણે પોતે સગી આંખે જોયું હતું. છેવટે તો એ સૌ ભાગી છૂટયા. કોઇ સમુદ્રમાં પડયા. કોઇ ઝેર પીને સૂઇ ગયા. કોઇ ભિખારી થઈ ગયા. કોઇ જીવતું મરણ ભોગવી રહ્યા.

પણ એમના ઉપર અકારણ આક્રમણ કરનારનો એક વાળ પણ વાંકો કરવાનું કોઇને ન સૂઝ્યું!

આવી વાતઘેલી ભાગેડુ પ્રજામાં એ શું હવે વારંવાર નહિ આવે? આકડે મધ છે એ જાણ્યા પછી એ શું નિરાંતે બેસશે? આવની કાલે એ પાછા આવશે! ને આવતી કાલે આ સોમનાથી સમુદ્રના જળમાં અનેક અભાગી નારીઓનાં પાછાં શબ ખડકાશે! તેણે કાંઇક વજ્જર નિશ્ચય કર્યો. હોય તેમ એ એક ડગલું આગળ વધ્યો.

થોડે દૂર એની કંઠેશ્વરી, આજે ત્યાં નિરાંતની નિદ્રા જાણે લઇ રહી હતી. કોણ જાણે કેટલા દિવસના શ્રમ પછી એણે આ ખંડિયેર ગુફા શોધી કાઢી હતી! હજી તો એણે પોતાની વાત પૂરી કહી પણ ન હતી. એ કહેવા માટે તત્પર એવા એના રસિક હોઠ જાણે ઊંઘમાં પણ ઉત્સુકતા દર્શાવતા જરાક ખુલ્લા થઈ રહ્યા હતા! જેમ ફૂલની કળી રજનીના પાલવ નીચે નિરાંતે ઊંઘે તેમ આજે એ ત્યાં ઊંઘતી હતી! કાલે સવારે તો એ પડખેને ગામડેથી પોતાની ગાય આંહીં આણવા માટે જવાની હતી!

પૂજારીનો છોકરો ધીમેથી શય્યા પાસેથી વધારે દૂર જવા આગળ વધ્યો.

એણે પોતાનો સરસામાન સંભાળવા માંડયો. સરસામાનમાં બીજું શું હતું? એક અત્યંત નાનકડી, કાળભૈરવની એની પૂજામૂર્તિ હતી. એક દોરી લોટો હતો. ખભે નાખવાનું એક ઉપવસ્ત્ર હતું. પોતાની નામમુદ્રાની એક વિંટી હતી. અને એક નાનકડું પોટલું હતું! સઘળાંની ગંઠડી કરીને એણે જવા માટે પગ



ઉપાડયો ! પણ આ...હા ! એ પળ અને એ પગ ! હે શિલ્પી એની એ વેદના તું ભાઈ ! તું, પથ્થરમાં રેડજે ! મારું એ ગજું નહિ ! પણ એ જતો હતો ક્યાં ? કોણ જાણે ક્યાં ?

દૂર દૂર દૂર, જે રસ્તે આ આક્રમણ કરનારાઓ પાછા ફરી રહ્યા હતા, એ રેતીરસ્તે દૂર દૂર, કોઈક રીતે એમને રફેદફે કરવા ! અને એમ કરતાં પકડાઈ જાય પોતે તો ? તો જીવતી સમાધ લેવા ! જલસમાધિ એ તો વૈભવ હતો. આ તો મા ધરતીની સમાધ !

એ જાણે હવામાંથી આવતો ભૈરવી ડમરૂ નાદ સાંભળતો હોય તેમ અવશ જેવો આગળ વધ્યો. એ એકલો હતો સામે હજારો હતા. છતાં એણે એક પગલું આગળ ધર્યું અને દૃઢતાથી આગળ પગલાં ભરતો જ ગયો.

[ ૫ ]

હે સોમનાથના શિલ્પી ! તારે આ તરુણની પ્રતિમા ત્યાં મૂકવી છે. જેવા તેવાની નહિ. જે કાંઈ રિદ્ધિસિદ્ધિ હોય તારી, તે આજ હવે ખરચી નાખજે ભાઈ ! આવો સમો ફરી ફરીને તને નહિ મળે.

પણ હે શિલ્પી ! તું તે આ વીરની કઈ પ્રતિમાને ઘડશે ને કઈને નહિ ઘડે ? એના જીવનની કઇ પળ આપશે ને નહિ આપે ?

એ જુવાન છોકરાએ, કનક અને મૌક્તિકનાં આભૂષણોથી ભરેલો, અમૃતના જીવનસ્રોત સમો, રૂપ ને રૂપથી મઢેલી પોતાની જુવાન પત્નીનો, મહાપ્રેમના પ્રતીક જેવો, રસભર્યો હાથ, એ મધરાતે ધીમેથી પોતાની છાતી ઉપરથી ઉઠાવીને, ફૂલશય્યામાં ઢાળી દીધો, ને પછી પોતે મહાત્યાગની ઘડીએ, ભગવાન તથાગતને મળેલો એવો, એક છેલ્લી નજર નાખવાનો આશ્વાસની સંતોષ પણ લીધા વિના, જ્યારે ચાલી નીકળ્યો, ત્યારે સોમનાથ ભગવાનના ખંડિત મંદિરના વેરણછેરણ પડેલા ભગ્ન પથ્થરોને પણ, જાણે કે કાવ્યવાણી ફૂટી નીકળી ! એમાંનો દરેકે દરેક પુલકિત હૃદયે આનંદવાચા ઉચ્ચારી રહ્યો કે ધન્ય છે ! સેંકડો ને હજારોમાંથી તને એકને, ભૈરવી વૈરઘોષની રુદ્રવાણી સંભળાણી માટે તને ધન્ય છે ! રે પૂજારીના તરુણ પુત્ર ! ધન્ય તો તને છે !'

એ વાણી સાંભળીને સાનંદાશ્ચર્ય થંભી ગયેલા એ હર્ષ રોમાંચી વીરની પ્રતિમા તું ત્યાં મૂકશે કે તે સંધ્યાટાણે, ભગવાન સોમનાથના ઉન્મત્ત મહાસાગરને નિહાળતો, એ ત્યાં બેઠો બેઠો, પોતાના હૃદયના રાખ ઢગલામાં જળતા સ્ફુલિંગને જોઇ રહ્યો હતો, એ પ્રતિમા ત્યાં મૂકશે કે પછી તારા અંતરમાં એની કોઈ અનોખી પ્રતિમા ઊભી છે ?

પણ હે શિલ્પી ! આ નીલકંઠ—એને અનામીને આપણા આત્મસંતોષ ખાતર હવે કાંઈક નામ જ આપોને, એણે પણ વિષપાન કર્યું હતું ને—આ નીલકંઠ જે પળે, સેંકડો ને હજારો ગાઉને અંતરે, કોઈક ઠેકાણે ક્રૂર મશ્કરીઓ, ખુનામરકી ભરેલી આંખો, ભયંકર ઉપહાસો અને કાતિલ ઝેર ભરેલા ધિક્કાર સખૂનોની વચ્ચે, પોતાની જાતને, ધીમે ધીમે રણરેતીની દયાહીન ભોંમાં જીવતાં જીવત ભંડારાઈ જવાનું અનિનિશ્ચિત ભાગ્ય નિહાળી રહ્યો છે, અને છતાં પોતાના દેશ ઉપર આફત લાવનારાઓને રફેદફે કરી નાખવાનો વજ્જર નિશ્ચય કરે છે, અને વિશ્વાસઘાતના મહાવિષનું પાન કરીને, રણભોમિયો બનવા નીકળે છે,





હે શિલ્પી! ભાઈ! જો તારાથી બને તો નીલકંઠની, એ પળની મનોવેદના દર્શાવતી, એક ભવ્ય ને ભૈરવીરમ્ય એવી પ્રતિમા આપજે! એ પળની! એવી એક પ્રતિમા આપજે હે કલાધર!

અને એને તું ત્યાં સોમનાથના દ્વારે મૂકજે!

એની આંખમાં તું ભલે ભગવાન ત્રિલોચનનો વજ્જર અગ્નિકુંડ ઠાલવે, પણ એના મો ઉપર તો સોરઠી સોમનાથને નિહાળી રહેલા ભક્તજનની આતુરતા છવરાવી દેજે!

હે શિલ્પી! તું આ એક પ્રતિમા–સોમનાથના પૂજારીના જુવાન છોકરા નીલકંઠની પ્રતિમા–જરૂર આપજે! જરૂર કડારજે, હે કડારણાધિરાજ!

એ પ્રતિમા વિનાની તો તારી તમામ પ્રતિમાઓ અર્થહીન થઈ જાશે!

હે શિલ્પી! જ્યાં સુધી આવો, કોઈ ને કોઈ કૃતનિશ્ચયી, ભૈરવી સ્વરૂપને સંઘરનારો, પોતાની જાતસમર્પણની મહાકથા વડે, સત્યના જીવનજળને પ્રાણ આપતો જુવાન આત્મા નીકળતો રહેશે, ત્યાં સુધી તો આ પૃથ્વી ઋતભરા સોહાશે!

હે કડારણાધિરાજ! તું સોમનાથના આ મહામાનવને ત્યાં મૂકજે! મૂકજે! ત્યારે જ કોઈ કવિજન ગાઈ શકશે,

'જ્યાં સિંહણ નિજ સંતાન, ધવરાવે જાળે
જ્યાં સાગર ઉછળે નીર, મોતીની પાળે
જ્યાં પ્રેમભક્તિના ગાન, ભક્તજને ગાયા
જ્યાં સ્થળ સ્થળમાં ઇતિહાસ, શૂરના સોહાયા!

જય હો! સોમનાથના પૂજારીના, એ જાતસમર્પણી, વૈરશુદ્ધિ કરનારા, વીર તરુણ પુત્ર* નીલકંઠનો!

* આ નીલકંઠની આખી કથા શ્રી ધૂમકેતુના 'અજિત ભીમદેવ'માં આવે છે 'અજિત ભીમદેવ' હજી લખાય છે એનું ઐતિહાસિક સંશોધન ચાલુ છે



આવા વ્યાપક સત્યનારાયણના પ્રત્યક્ષ દર્શનને સારુ જીવમાત્રની પ્રત્યે આત્મવત્ પ્રેમની પરમ આવશ્યકતા છે અને તે કરવાને ઇચ્છનાર મનુષ્ય જીવનના એક પણ ક્ષેત્રની બહાર નથી રહી શકતો તેથી જ સત્યની મારી પૂજા મને રાજ્યપ્રકરણમાં ખેંચી ગઈ છે ધર્મને રાજ્યપ્રકરણની સાથે સબંધ નથી એમ કહેનાર ધર્મને જાણતો નથી એમ કહેતા મને સંકોચ નથી થતો

—ગાંધીજી

# ઝેર તો પીધાં છે જાણી જાણી

**ખંડ પહેલો : સત તમારાં વ્રત અમારાં** દર્શક

## પ્રકરણ ૮મું

## સાંકડી શેરીમાં હંસા જાવું સામે તીર

રોહિણીએ અમળાઇ જતા હૃદયે કાગળ વાંચ્યો

હજારીબાગ જેલ.

પ્રિય રોહિણી,

હું અહીં શા માટે આવ્યો છું તે પછી લંબાણથી લખીશ ત્યાં વખતસર પહોંચવા જ નિકળ્યો હતો. પણ ધર્મસંકટ આવ્યું–માગ પગમાં બેડી પડી ચૂકી; આ જેલની બેડી તૂટે પણ જે ધર્મસંકટમાં હું આવી પડ્યો તેમાંથી એક ડગે ચરા કે સજ્જન એકેથી હઠાય તેવું નહોતું. જો મેં એમાંથી છટકવા પ્રયત્ન કર્યો હોત તો ઊલટું બાપાનું સંસ્કારધાવણ લજાવ્યું ગણાત. અત્યારે તો એટલું જ કહું કે એક દીપ–જોડને ઓલવાઈ જતાં મેં બચાવી છે.

બાપા ગયા એ વાંચીને હું શું અનુભવી રહ્યો છું તે કેવી રીતે લખું? હવે તારી એકલ સ્થિતિ કલ્પતાં અંતર વલોવાઇ જાય છે, પણ હિમ્મત હારે નહિ ચાલે. હું ને તું એવા પુરુષનાં સંતાન છીએ કે જેને જીવન અને મૃત્યુ બંનેએ વંદના કરી છે, એ હકીકતને આપણને ટટાર કરવા જોઇએ–ભલે અમે ત્યાં હોઈએ.

આ ઘાતથી માણસ પડી જાય છે એ વાત ખોટી છે. આઘાતથી તો માટી પડે છે, માણસ તો પાપથી જ પડે છે. આપણે બાપાજીની પૂણ્ય છાયામાં જીવ્યાં છીએ. આપણે ખડા રહેવું પડશે.

આ છતાંએ જે વાત મારે તને ખાસ લખવી છે તે લખાતી નથી; મન કેવું છે! વલખાં માર્યા વિના એનાથી રહેવાતું જ નથી. ત્યારે વાત કરું. તું ગભરાતી નહિ તારી જ મને ચિંતા છે, પણ એટલે જ આ લખું છું.

તું જાણે છે કે મને જ્યોતિષનો શોખ છે, કાકતાલીય કે ગમે તે ન્યાયે એમાં સાચું પડતું જોયું પણ છે. અગિયારસની રાત હતી–હું પહર ચારવા ગયો હતો. આકાશના તારા સામે જોતો વિચારતો હતો કે નિર્મળ ઝળકાટ કોનામાં વધારે છે? તારામાં કે એનામાં વધારે છે? મનમાં મનમાં ઘરમાં લાવવાની ચીજોની યાદી કરતો હતો—ત્યાં નરશી કાકાએ આવીને કહ્યું, "મારું માન તો તું લગ્નનો વિચાર માંડીવાળ. બેમાંથી એક જણ લગ્ન પછી ટૂંકગાળામાં ને હો તેવો આ યોગ છે."

શું થયું હશે મને? વિચાર કરી જોજે. મને મોતની બીક હજુ તો લાગી નથી. અહીં પણ આ કઠોર એકાન્ત કારાવાસમાં મને કશી જ યાદ સતાવતી નથી—માત્ર તું એકલી હો—વિધવા થઇ હો—એ કલ્પનાથી જ હું હતબુદ્ધિ બની જાઉં છું. એટલે વાત સાંભળી માથું દુઃખવા માંડ્યું. ઘેર આવીને સૂઈ ગયો. ઊંઘમાં સાંભળ્યું તો નરશીમહેતા—મારી સાથે જે વાત કરી હતી તે જ વાત બાપાને સમજાવતા હતા. "દેખી-પેખીને શા સારૂ આવું કરવું? બંને જીવતા હશે તો એકબીજાનાં મોં તો જોશે." પણ બાપા તો મક્કમ હતા. એમણે તિથિ પણ કહી દીધી. પણ મહેતા તો કહેઃ બાપા તમે એ તિથિએ લગન કરાવી શકો તો સારું. હું ધાબળો ફગાવીને બેઠો થઇ ગયો. આપણા ઉપર કાંઇક પડવાની તૈયારીમાં હતુ–હું કેમ સહી રહી શકું?

બાપાએ તો એને કહ્યું–મને જોશમાં વિશ્વાસ નથી–કર્મમાં છે. પણ મેં એટલું નક્કી કર્યું કે નરસિંહ મહેતાની આ બીજી વાત સાચી પડે તો પહેલી પણ સાચી પડે એમ માની આ લગ્નના વિચારમાંથી હટી જવું.

આજે એ બન્યું છે.

મારો ધર્મ શું? મનોવ્યથાના પ્રચંડ વાવાઝોડાં ને ઉલ્કાપાત વચ્ચે પણ મને આફતસૂચક અવાજ સંભળાય છે. આ—ન થાય—આમાંથી અટકવું જોઇએ. આટલી સાન ઠેકાણે રાખવા માટે





હે શિલ્પી! ભાઈ! જો તારાથી બને તો નીલકંઠની, એ પળની મનોવેદના દર્શાવતી, એક ભવ્ય ને ભૈરવીરમ્ય એવી પ્રતિમા આપજે! એ પળની! એવી એક પ્રતિમા આપજે હે કલાધર!

અને એને તું ત્યાં સોમનાથના દ્વારે મૂકજે!

એની આંખમાં તું ભલે ભગવાન ત્રિલોચનનો વજ્જર અગ્નિકુંડ ઠાલવે, પણ એના મોં ઉપર તો સોરઠી સોમનાથને નિહાળી રહેલા ભક્તજનની આતુરતા છવરાવી દેજે!

હે શિલ્પી! તું આ એક પ્રતિમા–સોમનાથના પૂજારીના જુવાન છોકરા નીલકંઠની પ્રતિમા–જરૂર આપજે! જરૂર કંડારજે, હે કંડારણાધિરાજ!

એ પ્રતિમા વિનાની તો તારી તમામ પ્રતિમાઓ અર્થહીન થઇ જાશે!

હે શિલ્પી! જ્યાં સુધી આવો, કોઇ ને કોઈ કૃતનિશ્ચયી, ભૈરવી સ્વરૂપને સંઘરનારો, પોતાની જાતસમર્પણની મહાકથા વડે, સત્યના જીવનજળને પ્રાણ આપતો જુવાન આત્મા નીકળતો રહેશે, ત્યાં સુધી તો આ પૃથ્વી જાતંભરા સોહાશે!

હે કંડારણાધિરાજ! તું સોમનાથના આ મહામાનવને ત્યાં મૂકજે! મૂકજે! ત્યારેજ કોઈ કવિજન ગાઈ શકશે,

'જ્યાં સિંહણ નિજ સંતાન, ધવરાવે જાળે
જ્યાં સાગર ઉછળે નીર, મોતીની પાળે,
જ્યાં પ્રેમભક્તિનાં ગાન, ભક્તજને ગાયાં
જ્યાં સ્થળ સ્થળમાં ઇતિહાસ, શૂરના સોહાયા!

જય હો! સોમનાથના પૂજારીના, એ જાતસમર્પણી, વૈરશુદ્ધિ કરનારા, વીર તરુણ પુત્ર* નીલકંઠનો!

* આ નીલકંઠની આખી કથા શ્રી. ધૂમકેતુના 'અજિત ભીમદેવ'માં આવે છે. 'અજિત ભીમદેવ' હજી લખાય છે. એનું ઐતિહાસિક સંશોધન ચાલુ છે.



'આવા વ્યાપક સત્યનારાયણનાં પ્રત્યક્ષ દર્શનને સારુ જીવ માત્રની પ્રત્યે આત્મવત્ પ્રેમની પરમ આવશ્યકતા છે, અને તે કરવાને ઇચ્છનાર મનુષ્ય જીવનના એક પણ ક્ષેત્રની બહાર નથી રહી શકતો. તેથી જ સત્યની મારી પૂજા મને રાજકારણમાં ખેંચી ગઈ છે. ધર્મને રાજ્યપ્રકરણની સાથે સંબંધ નથી એમ કહેનાર ધર્મને જાણતો નથી, એમ કહેતાં મને સંકોચ નથી થતો.'

—ગાંધીજી

# ઝેર તો પીધાં છે જાણી જાણી

**ખંડ પહેલો : સત તમારાં વ્રત અમારાં**

દર્શક

## પ્રકરણ ૮મું

## સાંકડી શેરીમાં હંસા જાવું સામે તીર

રોહિણીએ અમળાઇ જતા હૃદયે કાગળ વાંચ્યો.

હજારીબાગ જેલ.

પ્રિય રોહિણી,

હું અહીં શા માટે આવ્યો છું તે પછી લંબાણથી લખીશ. ત્યાં વખતસર પહોંચવા જ નિકળ્યો હતો. પણ ધર્મસંકટ આવ્યું–માગ પગમાં બેડી પડી ચૂકી; આ જેલની બેડી તૂટે પણ જે ધર્મસંકટમાં હું આવી પડ્યો તેમાંથી એક ડગે શરા કે સજ્જન એકેથી હઠાય તેવું નહોતું. જો મેં એમાંથી છટકવા પ્રયત્ન કર્યો હોત તો ઊલટું બાપાનું સંસ્કારધાવણ્ લજાવ્યું ગણાત. અત્યારે તો એટલું જ કહું કે એક દીપ-જોડને ઓલવાઈ જતાં મેં બચાવી છે.

બાપા ગયા એ વાંચીને હું શું અનુભવી રહ્યો છું તે કેવી રીતે લખું ? હવે તારી એકલ સ્થિતિ કલ્પતાં અંતર વલોવાઇ જાય છે, પણ હિમ્મત હાર્યે નહિ ચાલે. હું ને તું એવા પુરુષનાં સંતાન છીએ કે જેને જીવન અને મૃત્યુ બંનેએ વંદના કરી છે, એ હકીકતે આપણને ટટાર કરવા જોઇએ–ભલે ગમે ત્યાં હોઈએ.

આ ઘાતથી માણસ પડી જાય છે એ વાત ખોટી છે. આઘાતથી તો માટી પડે છે, માણસ તો પાપથી જ પડે છે. આપણે બાપાજીની પુણ્ય છાયામાં જીવ્યાં છીએ. આપણે ખડા રહેવું પડશે.

આ છતાંએ જે વાત મારે તને ખાસ લખવી છે તે લખાતી નથી; મન કેવું છે ? વલખાં માર્યા વિના એનાથી રહેવાતું જ નથી. ત્યારે વાત કરું. તું ગભરાતી નહિ તારી જ મને ચિંતા છે, પણ એટલે જ આ લખું છું.

તું જાણે છે કે મને જ્યોતિષનો શોખ છે, કાકતાલીય કે ગમે તે ન્યાયે એમાં સાચું પડતું જોયું પણ છે. અગિયારસની રાત હતી–હું પહેર ચારવા ગયો હતો. આકાશના તારા સામે જોતો વિચારતો હતો કે નિર્મળ ઝળકાટ કોનામાં વધારે છે ? તારામાં કે એનામાં વધારે છે? મનમાં મનમાં ઘરમાં લાવવાની ચીજોની યાદી કરતો હતો—ત્યાં નરશી કાકાએ આવીને કહ્યું, "માઈ માન તો તું લગ્નનો વિચાર માંડીવાળ. એમાંથી એક જણ લગ્ન પછી ટૂંકગાળામાં ને હો તેનો આ યોગ છે."

શું થયું હશે મને ? વિચાર કરી જોજે. મને મોતની બીક હજુ તો લાગી નથી. અહીં પણ આ કઠોર એકાન્ત કારાવાસમાં મને કશી જ યાદ સતાવતી નથી—માત્ર તું એકલી હો—વિધવા થઇ હો—એ કલ્પનાથી જ હું હતબુદ્ધિ બની જાઉં છું. એટલે વાત સાંભળી માથું દુ:ખવા માંડયું. ઘેર આવીને સૂઈ ગયો. ઊંઘમાં સાંભળ્યું તો નરશીમહેતા—મારી સાથે જે વાત કરી હતી તે જ વાત બાપાને સમજાવતા હતા. "દેખી-પેખીને શા સારૂ આવું કરવું ? બંને જીવતા હશે તો એકબીજાનાં મોં તો જોશે." પણ બાપા તો મક્કમ હતા. એમણે તિથિ પણ કહી દીધી. પણ મહેતા તો કહે: બાપા તમે એ તિથિએ લગન કરાવી શકો તો સારૂં. હું ધાબળો ફગાવીને બેઠો થઇ ગયો. આપણા ઉપર કાંઇક પડવાની તૈયારીમાં હતુ–હું કેમ સૂઇ રહી શકું ?

બાપાએ તો એને કહ્યું–મને જોષમાં વિશ્વાસ નથી–કર્મમાં છે. પણ મેં એટલું નક્કી કર્યું કે નરસિંહ મહેતાની આ બીજી વાત સાચી પડે તો પહેલી પણ સાચી પડે એમ માની આ લગ્નના વિચારમાંથી હટી જવું.

આજે એ બન્યું છે.

મારો ધર્મ શું ? મનોવ્યથાના પ્રચંડ વાવા-ઝોડાં ને ઉલ્કાપાત વચ્ચે પણ મને આજ્ઞાસૂચક અવાજ સંભળાય છે. આ—ન થાય—આમાં અટકવું જોઇએ, આટલી સાન ઠેકાણે રાખવા





પણ મારે ભગવાનનો પાડ માનવો જોઈએ આ કારાવાસમા નાખવા માટે પણ એ જ નિયતાનો આજે અહેશાન માનું છુ કારણકે જો હુ ત્યા પહોચ્યો હોત—તો બાપાના આવા આઘાત પછીની તારી મુખરેખાએ મારી સાન ને દૃઢતાને ટકવા ન દીધાં હોત આજે આ ઘડીએ પણ તારા એ મોતી ક પના કરતા મારા મન પર ચાપેલી શિના ખસવા માડે છે પણ થોડા દિવસના સુખને માટે થઈને તને શાશ્વત દુખસાગરમા ધકેલવા જેટલો અધમાધમી હુ નથી. મારો પ્રેમ મનોહર ફૂલ જેવો નથી કે જે મનારે ઊગે ને સાજે ડોક ઢાળી કરમાઈને ખરી પડે મારો પ્રેમ તો અનત આકાશ ને સહનશીનાધરિત્રી સમો છે એણે તો આપવુ વેઠવુ ને સર્જવુ એ જ ધર્મ છે. પણ આકાક્ષા ને પરિપૂર્ણતા બેઉ એક નથી બેઉની વચ્ચે પ્રચડ દરિયો ઘુઘવે છે પુરુષાર્થ વડે સેતુબધ કરવાનો છે તે પુરુષાર્થ તારી પાસે રહીને થાય તેવુ આજે દેખાતુ નથી મોહમા એવી બથ ભીડુ તો તો મારા હાથે જ મા નો સર્વનાશ થાય એટલે આ જેનમાથી તો થોડા વખતમા છૂટીશ પણ એ તરફ આવવાનું મન નથી કયાક દૂર ચલ્યો જઈશ, કયા જઈશ તે તો નક્કી નથી પણ જ્યા મને તારી પાસે રહેતા છતા ચલિત ન થવાની તાકાત સાપડશે ત્યા જઈશ આવુ સ્થળ નહિ મળે તેવુ માનવાનું કોઈ કારણ નથી પૃથ્વી બહુરત્ના છે, ખૂણેખાચરે કોઈ ને કોઈ પડયા જ હશે બાપા હતા જ ને ?

સાંજ થઈ ગઈ છે, મારી ઓરડીમા અધારુ આવે છે, પણ મારા અતરનો દીવો તો સ્થિર જ્યોતે જલે છે, ને તેવો જ સ્થિર, નિર્મળ, તેજ નીતરતો બીજો દીવો હુ દૂર દૂર ની વાડીના અધૂરા રહેલા મકાનમા પણ જોઈ શકુ છુ

હુ કબૂલ કરુ છુ કે કોઈકવાર દિવસો મહિના જેવા લાબા લાગશે ને રાત્રિઓ વર્ષો જેવી લાંબી થઈ જશે પણ આપણે ફટકિયા મોતી નથી કે ઘણના ઘાથી ફૂટી જઈએ—આપણે સાચા નવલખા મોતી છીએ—નવલખા

સાથેસાથ એક બીજી વાત પણ કરી દઉ હાથ તો છે કે પાછો એક દિવસે આવીશ તુ એ વખતે નાહીને ભીનાવાળે કપડા સૂકવતી હોઈશ એક બે વાછરડા તારી આજુબાજુ ફરતાં હશે આપણી બોરસલીની ઘટામાં ચકલીઓ—પોપટો બોલતા હશે તારી સાથે મધુ ઘસવા આવતી વાછડીને તું હસીને થોભી જવા કહેતી હઈશ, એ હાસ્યને નીચે પડતુ અટકાવી ઝીલી લેવા હુ આવીશ, આવીશ પણ સભવ છે કે ન પણ આવુ સભવ છે કે કર્યાક રેઢમ્ કે અક સ્માતથી મારે જવાનું પણ થાય પણ એ વખતે મ હુ તો એક જ વસ્તુ ઇચ્છવાનો કે તારૂ હસ્ય તે નિર્મળ તેજન વીનાય તે રીતે જ જીવન ગે ઠવજે—જે પ્રેમ બધે છે તે મોહનુ છદ્મરૂપ છે એટલે આજે કે કાલે મે તને બાધી રાખી છે, ને મુક્તિના માર્ગલતી અ ડે મારો ઓછાયો આવે છે એવી કલ્પનાય મને ગમે ત્યા સુખી થવા નહિ દે એટલુ ઠેકને કહી રાખુ

શેફાલી આગળ વાચી ન શકી એની આંખમાથી આસુની ધારાએ વહેતી હતી, પણ એના મો પર ગૌરવનો ઝળહળાટ હતો

× × ×

રાત્રે અનેકવાર કાગળ લખ્યો ને ફાડી નાખ્યો. કેટલીયે છેકભૂસ કરી છેવટે લખ્યુ

"તમે બહુ ઊચે ચડાવી પણ એવી રીતે હુ કેટલોક વખત આકાશમા રહીશ ? તમે એકવાર અહીં આવો પછી આપણે નક્કી કરશુ બાપા ગયા ને તમે પણ તમે સૌએ મરુ શુ ધાર્યુ છે ? ભારે જ્યેતિષ ! મોતથી હુ બીતી નથી—વિયોગથી બીઉ છુ આપણે સાથે હોઈએ ને મોત આવે તો એ નહિ બીવરાવી શકે પણ આજે તો દિવસમાં વીસવાર અશુભની શકા મને ફફડાવે છે

ને મુક્તિની વાતે સારી કહી હુ તો મુક્તિ ન માગુ—માગુ જનમોજનમ અવતાર રે ' એવી સાદી છુ શુ લખુ ?

અન્નડા ન ભાવે
નયણે નીદરા હરામ



થોડું લખ્યું ઝાઝું કરી વાંચજો, ને જવાબ ઝટ લખજો."

કાગળ નાખી દીધા પછી રોહિણીને થયું કે એને લખવાનું-હતું તે બધું તો રહી ગયું. પણ ટપાલ નીકળી ગઈ હતી.

ઘણા દિવસો પછી કાગળ આવ્યો.

પ્રિય રોહિણી,

તારો કાગળ રખડતો રખડતો અહીં મળ્યો. મોડો મોડો પણ મળ્યો તે સારુ ઈશ્વરનો પાડ માનવો જોઈએ. તને કાગળ લખ્યા પછી મેં કેટલીયે વાર મારા વિચારને ફરી ફરીને તપાસી જોયો છે. પણ તું કહે છે એ દિશામાં આવવાની હામ ચાલતી નથી. ચડતાં લોહીનો વિશ્વાસ કરવો મુશ્કેલ છે. ને અહીં તો લોહીની ગંધ લીધી છે. ખરેખર બાપાના અવસાને મને ચોકાવી દીધો છે. કોટાનકોટિ જોજન દૂર પડેલા આકાશના તારાઓની મનુષ્યના ભવિષ્ય પર કઈ રીતે અસર થાય છે તેનો ખુલાસો હું કરી શકતો નથી. પણ આપણે બધા ખુલાસો થાય પછી જ પગલાં મૂકીએ તેવુ થોડુંજ છે? નરસિંહ મહેતાએ બાપા વિષે ભાખેલું તે ગમે તે કારણે સાચું પડ્યું. તારા વિષે હવે જોખમ ખેડવા તૈયાર નથી. એક ટકો પણ જો એવો સંભવ હોય તો પણ નહિ. મગરી એનાં બચ્ચાંને ખાઈ જાય છે એ વાત સાચી, પણ માણસ-જાતે એના કરતાં ઘણી પ્રગતિ કરી છે; મારાથી મારા જ પ્રેમને નહિ ખાઈ શકાય.

મારા મનમાં એમ હતું કે તું મને જય તિલક સમો કાગળ લખશે. તું તો ઊલટી મને ભોલાવે છે. બાપા જતા તું એવી થઈ જા તેમાં નવાઈ નથી. પણ મને શું ઓછું દુઃખ થયું છે? મારા મનમાં બળીને વેરાન થયું છે તે તું જો તો છળી મરે; પણ બાપાએ જેમ વેરાનમાંથી વાડી કરી તેમજ આપણે આ વેરાનમાંથી વાડી કરવાની છે. મારું મન તો સાક્ષી પૂરે છે કે એ થશે જ. કયે દિવસે તેની મને ખબર નથી.

ને વૈધવ્ય કરતાં વિયોગ વધારે દુઃખકર છે ખરો? તું સ્વસ્થ મને જરાક વિચારી જોજે.

તારો હું કેટલો ઋણી છું તે કયા શબ્દોમાં કહું? બે અક્ષરોમાં કેટલી મીઠાશ ભરી છે તે આજ સુધી જાણ્યું નહોતું. હું વાડીમા આવ્યો ત્યારે મોળેલો ને બેપરવા હતો. બાપાને સંગે તો મને નવું જીવન આપ્યું છે, પણ એ જીવન તું ન હોત તો પાંગરત જ નહિ, તને ખાતરીપૂર્વક કહું કે જે અનેક વડવાઈઓ આમાંથી પાંગરશે તેની ગાંઠે ગાંઠે તું હશે.

તું કહીશ પણ બધાં વલોણાં શા, બાપનાં? જે ગામ જવું નહિ તેની દશ્ય પૂછવી શા સારું?

રોહિણીએ આ કાગળનો તરત જવાબ આપ્યો

"તમે આટલા બીરુ કેમ થયા છો તે મને સમજાતું નથી. બાપાનુ મૃત્યુ જોશીએ ન જોયું હોત તો પણ ન થયું હોત? ને લગન થવામાં શું બાકી રહ્યું છે? બ્રાહ્મણ આવીને બે મંત્રો બોલે ત્યારે આપણા લગન થાય ખરું? એ તો કેંઇકે, કઈ લહીએ થયાં છે એની જોશીનેય ખબર નહિ હોય ને તો તો હું ને તમે તરત મરીપરવારવાનાં. તમને ભય હોય તો ભલે બે વરસ-ત્રણ વરસ જુઓ, ને તે પછી આવજો-મારે મન લગ્ન થવાના નથી, થયાં છે. મૃત્યુના ભયે જિંદગીભર ભાગતા રહેવા કરતા મૃત્યુ સાથે જ ઝપટી લેવુ સારું—તમે ડેર ડેર ભણું માંડતા જિંદગી પસાર કરો ને હું આહીં આંબાને છાંયે બેસી રહું તેવો જુલમ તમને કરવો કેમ ગમે છે? તમે એકવાર અહીં આવો."

રોહિણીએ દિવસો સુધી-મહિનાઓ સુધી રાહ જોઈ, પણ કશો જવાબ ન આવ્યો. જાણે અનંત સાગરમાં કાંકરી ફેંકાઈ ગઈ. એને એક-બેવાર કાગળના છેલ્લા સરનામે જઈ આવવાનું મન થયું પણ એવી હિમ્મત ન ચાલી. શા સારુ નહિ ગઈ? એના મનમાં પણ ઊંડે ઊંડે સત્યકામની વાત સાચી હોય તેમ લાગતું હતું? જે વાતાવરણમાં એ ઊછરી હતી તે એને વખતે સા . તેમ ઊંડે ઊંડે





*કહેતું હતું? રખેને સત્યકામ કહે છે તેવું જ પાછળથી થાય તો પોતાને પોતે ક્ષમા આપી ન શકે તેવો ભય હતો? કે એને જો ઉતાવળ નથી તો મને શું છે તેવું અભિમાન હતું? સંભવ છે કે ત્રણે વસ્તુઓ સાથે સાથે હોય. માનવી મનરસાયણ અણુશોધ્યું છે; પૃથક્કરણ કર્યા પછી પણ એનો પ્રદેશ એટલો ને એટલો જ રહીં જાય છે. રોહિણી સત્યકામને ઝંખતી હતી, ખેંચવા માગતી હતી, પણ એના પોતાના પગ પણ પ્રેમની પોચી ધરતી પર જ હતા ને, એનો પ્રેમ પણ અંદરથી સત્યકામને ન ખેંચવાનું કહેતો હતો. એટલે એક બે વાર એની પાછળ જવાનો સામાન તૈયાર કરાવ્યો ને પાછો છોડાવી નાખ્યો. ક્યાં જવું એણે? કોને ખેંચવું? ને ખેંચ્યા પછી પણ જો હાથમાંથી કોઇક ખેંચી જવાનું હોય તો શા સારૂ આ બધી દોડધામ? ધક્કા મારીને જાણે દિવસને કાઢતી હતી. ખાવાનું ભાવતું નહોતું કામ થતું નહોતું, આંખો નદીને પેલે પાર ભમ્યા કરતી—વચમાં વચમાં અસીમને છેડે જાણે ખોડાઈ ગઇ હોય તેમ સ્થિર થઇ જતી—વાત કરવાનું મન નહોતું થતું, અરે બે ડગલાં ખસવાની પણ શરીર ના ભણતું—મન કહેતું—"બધું સરખું જ છે ને!"

એક દિવસે બપોરે અરજણના માંદા છોકરાને તે જોવા જતી હતી. ત્યાં રસ્તામાં ટપાલીએ કાગળ આપ્યો. કાગળ ઘણી છાપ ખાઇને આવ્યો હતો—અક્ષર પણ કોઈ અજાણ્યાના હતા; ઉપર અશુભ લખ્યું હતું—કોઇકવાર દૂરના સગાઓ એને આવા પ્રસંગે સંભારતા—એવું કાંઇક હશે એમ ધારી એણે કાગળ ફોડયો; કાશીના કોઇ અન્નછત્રમાંથી કાગળ લખ્યો હતો—એનું હૃદય ફફડવા માંડયું.

ભગિની,

"વિધિની એ વિચિત્રતા છે કે તમને પહેલી જ વાર કાગળ લખું છું ને તે કઠોર સમાચાર આપવા. આ અન્નછત્રમાં છેલ્લા છ મહિનાથી એક ભાઇ આવીને અર્ધમાગધી ને સંસ્કૃત ભાષા શીખતા હતા. એમનું નામ સત્યકામ. હું એમને વિષે ખાસ કશું જાણતો ન હતો. થોડા દિવસ પહેલાં એમને શીળી નિકળ્યાં—કાશીની ગરમીનું શું પૂછવું? શરીર પર દાણ મૂકે તેટલીયે જગ્યા બાકી નહોતી. અજાણ્યા ને અકિંચન વિદ્યાર્થીઓની સારવાર કેવીક થાય! પણ હું કાઠિયાવાડનો એટલે એમની પાસે બેસી રહેતો એ ભાગ્યે જ કાંઇક બોલતા. જીભમાં પણ શીળી નીકળેલાં એટલે ફાવે પણ કેમ? કોઇકવાર મારા તરડાયેલા રાગમાં પણ ભજન ગાઉં એમ કહેતા. કાલે મને કહે, "સુખદેવ—હવે આ અસહ્ય થતું જાય છે; આંખો ગઇ લાગે છે. અંદર જાણે ચિતા સળગે છે, માતા અંદર ઊતર્યાં હોય તેમ લાગે છે. જો મારું કશું સારૂંમાઠું થાય તો નીચેના સરનામે ખબર આપજે—કે મારી બધી મિલકત એને આપતો જાઉં છું ને મને યાદ કરીને જિંદગી મરૂભૂમિ ન બનાવી દે તેમ આજ્ઞા આપતો જાઉં છું. બાપાની બીજી ઇચ્છા અમદાવાદની હતી તે પણ યાદ આપું છું" પછી કાંઇક ભજન બોલ્યા, પણ એ હું સમજ્યો નહિ. રાત્રે કાઇક ઠીક હતું. મે લખેલું તે સાભળીને બરાબર કહ્યું ને પછી સુઇ જવા કહ્યું. માધુકરી માગીને પગ દુઃખી ગયેલા એટલે ઊંઘ આવી ગઇ. સવારે ઊઠીને એમની ઓરડીમાં જાઉં તો ન મળે અમે ચારે બાજુ શોધખોળ કરી, પણ પત્તો ન લાગ્યો બપોરે અમારા અધિપતિએ કહ્યું કે પડખેની કોટવાળીમાં ગંગામા તણાતુ મુડદું મૂકાયુ છે. ને એ સત્યકામ ભાઇનું છે...હું..."

રોહિણીની છાતીને મસ્તક સોંસરવી જાણે ગોળી પસાર થઈ ગઇ, ત્યાં ને ત્યાં ચત્તીપાટ પડી ગઇ—બપોર તપતા હતા. સાથીઓ બધા બપોરા ગાળવા પોતપોતાની ઓરડીએ ગયા હતા; દાડીઆઓ એકાદ એકાંત ખૂણે ભાત ખાવા બેઠા હતા—આજુબાજુમાં કોઇ ન હતું રોહિણીએ પડતાં પડતાં જાણે આ સમાચાર માનતી ન હોય તેમ કાગળ દૂર ફગાવી દીધો હતો. એના દાત દાઢે ચડી ગયા હતા—આંખો જાણે હાહાકાર પોકારતી હતી. સૌથી પહેલાં એક ગાય આવી, એ ચરીને આવતી હતી. રસ્તામાં




પોતાને આવજત કરનારીને જોઇ ઊભી રહી. થોડી વારે અંજણુ ભગત આવ્યા. એ બહેનને કેમ વાર લાગી તેની તપાસ કરવા આવ્યા હતા. રોહિણીને રસ્તા વચ્ચે બેભાન પડેલી જોઈ એણે બુમરાણ કરી મજૂરોને બોલાવ્યા–ખાટલો મંગાવ્યો–ઓશરીમાં લઇ ગયા.

"હરિ હરિ–તેં શું ધાર્યું છે? કોક પ્રાણજીવનદાસને કહો, દાગતરને એ ઝટ બોલાવતા આવે."

એક બે જણા ગામમાં દોડ્યા. વાડીવાળાઓ ટોળે મળીને જુદી જુદી દવાઓ ચીંધતા હતા–કોઈક ડુંગળી સુંઘાડવાની વાત કરતું, કોઇક જોડો સુંઘાડવાની વાત કરતા હતા, કોઈક ઘરમાં વિલાયતી દવાઓના કબાટની શીશીઓ પરનાં ભૂંસાઇ ગયેલા ગુજરાતી નામો ઉકેલવા મથતા હતા–ત્યાં ઘોડાગાડીનો અવાજ આવ્યો.

"દાગતર સાહેબ આવ્યા."

"રોહિણીબેન અહીં જ રહે છે ને?" પૂછતાં એક સોળેક વર્ષનો કિશોર ગાડીમાંથી બેગ લઇને ઊતર્યો.

"આવો આવો, દાગતર સાહેબ." અરજણે આગળ આવીને કહ્યું.

"શેનો કેસ છે? હું દાક્તર નથી, હું તો અમદાવાદથી આવું છું."

લોકોએ માર્ગ આપ્યો–ખાટલા પર તૂટેલી કમલિની સમી રોહિણી પડી હતી.

આવનારે રોહિણી ઊંઘમાં હોય તેમ નમીને કહ્યું.

"મારું નામ અચ્યુત, મારા બાપાએ અમદાવાદથી તમારા ખબર કાઢવા મને મોકલ્યો છે."



## જૂનાગઢની લોકક્રાન્તિ :

[ લેખક રતુભાઈ કોઠારી: પ્રકાશક વોરા એન્ડ કંપની લિ. ૩, રાઉન્ડ બિલ્ડીંગ, કાલબાદેવી, મુંબઈ–૨, કિંમત રૂા. ત્રણ. ]

જૂનાગઢમાં અભુતપૂર્વ ક્રાંતિ થઈ તેનું દર્શન આ પુસ્તકમાં લેખકે સુંદર રીતે કરાવ્યું છે. કાઠિયાવાડની કાયાપલટ જેને કારણે થઇ, જે જન જાગ્રતિ કાઠિયાવાડના એક ખૂણેથી બીજે ખૂણે વ્યાપી ગઈ તેનો પરિચય શ્રી. રતુભાઈએ આપણને આપ્યો છે.

ટૂંકા સમયમાં જૂનાગઢની ધરતી ઉપર એક એવો સંગ્રામ ખેલાયો કે જેનું દસ્તાવેજી મહત્ત્વ આજે આપણે સમજીએ છીએ. સમય કેટલીકવાર એવી છલાંગો મારીને દોડતો હોય છે કે નાનો માનવી ઘણો પાછળ રહી જતો હોય છે.

કાઠિયાવાડ અને હવે સૌરાષ્ટ્ર એક એવો ખમીવંતો પ્રદેશ છે જ્યાં એના બાળકો સાગરની છાતી ઉપર કૂદતા હોય છે. સાવજની બોડમાં ઘૂમતા હોય છે. જંગલો ને પહાડોમાં રખડતા હોય છે, પ્રાકૃતિક સંજોગોએ એને ખડતલ બનાવ્યો છે. અનેક સીમાડાઓમાં વહેંચાયેલી પ્રજાને જીવવા માટે જ ઘણો પરિશ્રમ કરવો પડતો.

જૂનાગઢની ક્રાંતિએ ઇતિહાસને બદલી નાખ્યો છે. સૌરાષ્ટ્રના જુવાનોમાં નવો મર્દાનગીનો રંગ પુરાયો છે. વૃદ્ધોને જૂની આંખે ઘણું નવું જોવા–જાણવાનું મળ્યું છે. એવા વીર વાતાવરણને તાદશ્ય કરતું આ પુસ્તક અનેક પ્રાણભરી તસવીરોથી ભરેલું છે. જૂનાગઢની લોકલડત અનેક રીતે અનોખી હતી.

આ પુસ્તક ક્રાંતિ ને ઇતિહાસમાં જેને રસ છે તેવા દરેક ઘરમાં હોવું જોઇએ. આપણા જુવાનોના પરાક્રમનું આ એક વીરકાવ્ય છે.

## વિજ્ઞાની રાષ્ટ્રપિતા ‘ બાપુજી ’

શ્રી. બચી ગાંધી, બી. એસસી.
પ્રોફે. જયંતીલાલ દે. ઓઝા, એમ એસસી.
ડો. નરસિંહ મૂ. શાહ, એમ એસસી, પીએચ.ડી.

30મી જાન્યુઆરી ૧૯૪૮ની, સંધ્યા ભારતવર્ષના ઇતિહાસમાં એક કાળીઅંધારી સંધ્યા બની ગઈ છે. આખા દેશનો જીવનપ્રકાશ બુઝાઈ ગયો. સર્વત્ર અંધકાર છવાઇ ગયો. એક અવિવેકી પાગલ નવજુવાને મહાત્મા ગાંધીજીને ગોળીબાર કરી ઠાર કર્યા. આખી દુનિયાએ અતિ દુઃખપૂર્વક એ સમાચાર સાંભળ્યા.

વિજ્ઞાનીઓમાં બાપુજીની પ્રતિષ્ઠા ખૂબ હતી. માત્ર ભારતના જ નહીં પણ સમગ્ર દુનિયાના વિજ્ઞાનીઓને મહાત્માજી અર્વાચીન કાળના એક મહાન સંત પુરુષ તરીકે ખૂબ આદરપાત્ર હતા. તેમની પંચોતેરમી વર્ષગાંઠ ઉજવતી વખતે વિજ્ઞાનીઓની વતી અંજલિ આપતાં દુનિયાના એક મહાન વિજ્ઞાનશાસ્ત્રી પ્રોફેસર આઈન્સ્ટાઇને કહ્યું હતું: ‘ કોઇ પણ જાતની બહારની સત્તા નહીં હોવા છતાં ગાંધીજી જનતાના નેતા છે. એમની સફળતાનો આધાર રાજરમતની કુનેહ ઉપર નથી ટકતો. દિલ સોંસરું ઊતરી જાય એવું એમનું વ્યક્તિત્વ જ એમને સફળતા અપાવે છે. તેઓ એક વિજયી લડવૈયા છે, છતાં બળના ઉપયોગને એમણે હમેશાં તુચ્છકાર્યો છે. એમના અણુએ અણુમાં નમ્રતા અને ડહાપણ ભરેલાં છે. એમણે એમની સમગ્ર શક્તિબળ એમના દેશવાસીઓના ઉદ્ધાર અને કલ્યાણ અર્થે ખર્ચ્યું છે. એમણે યુરોપની પશુતાની સામે અદના મનુષ્યની ભવ્યતા રજૂ કરી અને દરેક પ્રસંગે એ શ્રેષ્ઠ સિદ્ધ થઇ છે. ભવિષ્યની પેઢીઓ તો કદાચ માનશે પણ નહીં કે આવો એક આદમી આ પૃથ્વી પર પાક્યો હતો ! ’

ગાંધીજી સત્યના અડગ પૂજારી હતા. તેમના દરેક કાર્યમાં ઊંચા પ્રકારની વૈજ્ઞાનિક વૃત્તિ હતી. પોતાની આત્મકથાને તેમણે ‘ સત્યના પ્રયોગો ’નું નામ આપી પોતાની વિજ્ઞાન-વૃત્તિ પુરવાર કરી બતાવી છે. એ આત્મકથાની પ્રસ્તાવનામાં બાપુજીએ લખ્યું છેઃ ‘ મારા પ્રયોગોને વિષે હું કોઈ પણ પ્રકારની સંપૂર્ણતા આરોપતો જ નથી. વિજ્ઞાનશાસ્ત્રી જેમ પોતાના પ્રયોગો અતિશય નિયમસર, વિચારપૂર્વક અને ઝીણવટથી કરે છે, છતાં તેમાંથી નિપજાવેલાં પરિણામોને તે છેવટનાં ગણાવતો નથી, અથવા તો એ એમનાં સાચાં જ પરિણામ છે એ વિષે પણ સાશંક નહીં તો તટસ્થ રહે છે, તેવો જ મારા પ્રયોગોને વિષે મારો દાવો છે...હા, એક દાવો હું અવશ્ય કરું છું કે મારી દૃષ્ટિએ એ ખરાં છે અને અત્યારે તો છેવટનાં જેવાં લાગે છે. ’ કેટલી નમ્રતાથી પરંતુ દૃઢતાપૂર્વક ગાંધીજીએ પોતાના પ્રયોગોના પરિણામોમાં વિશ્વાસ પ્રકટ કર્યો છે !

જેઓ ગાંધીજીના ગાઢ સંપર્કમાં હતા તેઓ બરાબર જાણે છે કે ગાંધીજી પોતાના દરેક કાર્યમાં પૂર્વગ્રહ રહિત વૈજ્ઞાનિક વૃત્તિ ધરાવતા. વિચાર કે અનુમાન શિથિલતા અને ખોટાં વિધાનો તેમની પાસે કરવામાં આવે તો તેઓ ધૈર્ય ગુમાવતા, તેમની પ્રવૃત્તિઓમાં આધુનિકતા ન દેખાતી, છતાં સત્યની શોધમાં તેઓ વૈજ્ઞાનિકોના જેવા જ સંશોધક હતા. ચોકકસ વૈજ્ઞાનિક પદ્ધતિપૂર્વક યોજેલા હથિયારો વડે જ તેઓ કામ કરતા. તેમની દરેક ગ્રામ-પ્રવૃત્તિમાં વિજ્ઞાનની મદદ લેવા તેઓ ચૂકતા નહીં. પરંતુ એ મદદ માનવીનું મનુષ્યત્વ હણનારી ન હોય એવું ધ્યાન રાખતા.

આજે જગતમાં વિજ્ઞાનને માત્ર મોઢેથી માન આપનારા ઘણા જડી આવે છે. તેઓ તેનો સાચો ખોટો ઉપયોગ પણ કરી લે છે. પરંતુ જીવનના અનેકવિધ પ્રશ્નોના ઉકેલ માટે વિજ્ઞાન અને તેની રીતો અખત્યાર કરનાર મહાત્મા ગાંધીજી જેવા ભાગ્યે મળી આવે છે.

આપણા વૈજ્ઞાનિકોને આ એક બોધપાઠ પૂરો પાડે છે. એમાંથી આપણને ખૂબ શીખવાનું મળે છે. આપણા વિજ્ઞાનનો ઇતિહાસ ઉજ્જવળ છે. છેલ્લા ત્રણ દશકાઓમાં આપણા વૈજ્ઞાનિકોએ ખૂબ પ્રતિકૂળ સંજોગોમાં પણ પ્રશંસનીય સંશોધનકાર્ય કર્યું છે



આ કાર્ય ઊંચી કોટિનું હોવા છતાં દુનિયાના વિજ્ઞાન-જગતમાં તેને યોગ્ય પ્રતિષ્ઠા મળી શકી નથી. કારણ સ્પષ્ટ છે. થોડાં ગણ્યાંગાંઠ્યાં અપવાદોને બાદ કરતાં, આપણા દેશમાં વિજ્ઞાનનો અભ્યાસ તેમજ સંશોધન કેવળ 'સત્યની ઉપાસના' તરીકે રહ્યા નથી. કારણ કે આપણા પરિણામોની બાબતમાં આપણે ગાંધીજીની માફક તટસ્થ રહ્યા નથી. આપણે એ શીખવું જોઇએ કે વિજ્ઞાનની ઉપાસના સત્યની ઉપાસના છે અને તેમાં સ્વાર્થ તથા આંતરિક દ્વેષને જરાય સ્થાન નથી.

કોઈ પણ દેશમાં વિજ્ઞાનની પ્રગતિનો આધાર તે દેશની રાજકીય પરિસ્થિતિ પર રહે છે. પંદરમી ઓગસ્ટ ૧૯૪૭ની પૂર્વે આપણા દેશના વૈજ્ઞાનિકો પણ પરદેશી બંધનની ગુલામીમાં હતા. આજે આપણે ગુલામીમાંથી મુક્ત થયા છીએ એ આપણા રાષ્ટ્રપિતા ગાંધીજીના પ્રયત્નોનું ફળ છે. એ મહાન પુણ્યાત્માના સ્મારક તરીકે સર્વોત્તમ કાર્ય એ છે કે આપણે આપણી નવી પરિસ્થિતિની જવાબદારીઓ સમજીએ અને એ સત્યના પરમ ઉપાસકનું અનુકરણ કરી આપણી પ્રિય જન્મભૂમિની ઉન્નતિ અર્થે હંમેશ પ્રયત્ન કરીએ.

## કાઠિયાવાડમાં કોલસો નીકળવાની શકયતાઓ

ત્રણ બાજુ રત્નાકરથી વીંટાયેલો, ડુંગરો અને નદીઓથી ગળિયામણો, ખેતીએ ફળદ્રુપ કાઠિયાવાડનો પ્રદેશ ખનિજે પણ સમૃદ્ધ છે. તેની ધરતીના પેટાળમાં અનેક ખનિજ પદાર્થો સંતાયેલા પડયા છે. સોનું, લોઢું, ત્રાંબુ ઇત્યાદિ ધાતુઓની ખાણો હોવાની શકયતા છે. કાઠિયાવાડનું વૈજ્ઞાનિક ઉદ્યોગીકરણ થાય તો ત્યાં અનેક ઉદ્યોગો ખીલવી શકાય તેમ છે.

કોઇ પણ દેશની ઔદ્યોગિક ખિલવણી માટે પ્રથમ જરૂરિયાત સંચા ચલાવવા કાજે શક્તિની જરૂર છે, અને તે ઉત્પન્ન કરવા બળતણની જરૂર છે. કોલસો શક્તિ ઉત્પન્ન કરવાનું આદિ સાધન છે. વીજળીનો ઉપયોગ વધતો જાય છે પણ ધોધમાંથી પેદા કરવામાં આવતી વીજળી (હાઇડ્રો-ઇલેક્ટ્રીક પાવર) નો પ્રશ્ન બાજુએ રાખીએ તો કોલસાનો ઉપયોગ પહેલે નંબરે આવે છે.

આ મશીનના જમાનાની અગત્યની જરૂરિયાત કોલસો અને લોઢું છે. આ બંને વસ્તુઓ વિના આધુનિક ઔદ્યોગિક સંસ્કૃતિની પ્રગતિ અશકય છે. લોઢાના ખનિજમાંથી લોઢું કાઢવા માટે પણ કોલસાની જરૂરિયાત છે. રેલ્વે, સ્ટીમર ઇત્યાદિ વ્યવહારના સાધનોમાં પણ કોલસો અગ્રે આવે છે. તેના વિના એ સૌ સાધનોનું સંચાલન અટકી પડે છે.

કોલસો ભૂસ્તરીય કાળની વનસ્પતિના અસ્મીભૂત અવશેષ હોવાથી તે જમીનમાં દટાયેલો પડયો છે. તે જલદીથી બનાવી શકાતો નથી. એટલે કોલસો રાષ્ટ્રનું ધન છે. ઉદ્યોગોમાં આગળ વધેલા બધા દેશો તેને રાષ્ટ્રીય મિલકત તરીકે ગણે છે. કાઠિયાવાડનું એકીકરણ થયા પછી તે પ્રદેશની સમૃદ્ધિ વધારવા કોલસો ઉપયોગી ભાગ ભજવશે એટલે કોલસા સંબંધી કાઠિયાવાડમાં પરિસ્થિતિ શી છે તે ચર્ચવા આ નોંધમાં પ્રયત્ન કર્યો છે.

કાઠિયાવાડમાં કોલસો દટાયેલો પડ્યો છે એ સંબંધી સુપ્રસિદ્ધ વિજ્ઞાની જયકૃષ્ણ ઇન્દ્રજીએ તેમના 'બરડાનું વનસ્પતિશાસ્ત્ર' નામના પુસ્તકમાં ઉલ્લેખ કર્યો છે. જૂના પુરાણકાળમાં દુર્વાસા મુનિને કાઠિવાડના જંગલોમાં ફરતાં ઝાડના કાંટા વાગ્યાં. મુનિને ક્રોધ ચડયો. તેમણે એ જંગલોને શાપ આપ્યો એટલે બધાંનો નાશ થયો. આમાં દંતકથાનું તત્ત્વ વિશેષ લાગે છે. પછી તો અનેક ભૂસ્તરીય પરિવર્તનો કાઠિયાવાડની ભૂમિએ જોયાં. એ પ્રદેશ ટાપુ મટીને દ્વીપકલ્પ થઇ ગયો. સિંધુનાં વહેણ ફરી ગયાં. આ બધા ફેરફારોમાં જંગલોના જંગલો દટાઈ ગયા એટલે સ્વાભાવિક છે કે કાઠિયાવાડની ભૂમિમાંથી કોલસો નીકળે. તો પ્રશ્ન ઉદ્‌ભવે છે કે આ દિશામાં કાંઇ પ્રયત્નો નથી થયા ? એમાં શંકા નથી કે રાજકીય પરિસ્થિતિ અનુકૂળ નહોતી. આ દિશામાં અત્યારસુધી થયેલ પ્રયત્નોની પ્રાપ્ય માહિતી જરા જોઇ જઇએ.





મોરબી રાજ્યની ભૂસ્તરીય તપાસ મિ० હેનરી જે. યુન્સને કરી હતી. તેમના અહેવાલમાંથી થાન નજીક કોલસાના થરોના "ચોક્કસ" અસ્તિત્વનો ઉલ્લેખ મળી આવે છે. યુન્સને ધ્યાન ખેંચ્યું છે કે કાઠિયાવાડની ઉત્તરે કચ્છના ઉમિયા થરોમાં પણ કોલસો આવેલો છે.

૧૯૦૬માં વઢવાણ રાજ્યની ભૂસ્તરીય માપણી મિ. પી એન. બોઝે કરી હતી. તેમના રિપોર્ટમાંથી નીચે પ્રમાણે માહિતી મળે છે: "ઉપલા ગોંડવાના યુગના નીચલા થરોમાં આવેલા રેતી-પથ્થરોમાંથી વઢવાણનો રેતી-પથ્થર મુશ્કેલીથી જુદો પડે છે.

...*ઉમિયા પથ્થરોના ઉત્તર તરફના થરોમાં* કોલસો મળી આવવાનો સંભવ છે...હું ભલામણ કરું છું કે ત્રણ બોરીંગ કરવા, એક વઢવાણ શહેર નજીક, બીજું વઢવાણ કેમ્પ નજીક અને ત્રીજું ચામરાજ પાસે."

૧૯૦૯માં વઢવાણ રાજ્યની ખનિજ સંપત્તિ સંબંધી ત્યાંના ઠાકોર સાહેબને રજૂ કરવામાં આવેલ અહેવાલમાં લીનડલે અને વેઇવેલે લખ્યું છે. "વઢવાણ રાજ્યનો ઉત્તર-પશ્ચિમ વિભાગ ઉપલા ગોંડવાના યુગના રેતી-પથ્થરો પર આવેલો છે. કાઠિયાવાડમાં આ જૂનામાં જૂના પથ્થરો છે વઢવાણની સરહદથી પંદર માઇલ લખતર રાજ્યના થાન વિભાગમાં પણ આવા પથ્થરો નીકળે છે. તેવી જ રીતે સાયલા રાજ્યના ખાખરથલ ગામ પાસે અને ધ્રાંગધ્રાના કાટુંડી ગામ નજીક પણ આવા પથ્થરો આવેલા છે."

હિંદી દ્વીપકલ્પની પૂર્વ બાજુએ, ખાસ કરીને બંગાળ અને મધ્યપ્રાંતોમાંથી, નીકળતો પુષ્કળ કોલસો નીચલા ગોંડવાના થરોમાંથી મળી આવે છે. એટલે હિંદની પશ્ચિમ બાજુ પર આવેલા આ ઉપલા ગોંડવાના થરોની તપાસ કરવાથી કોલસો મળી આવવાનો સંભવ છે. અને જો આ તપાસ ફળીભૂત નીવડે તો બંગાળ કરતાં પણ વધારે કિંમતી કોલસાના થરો મળી આવશે. આ તપાસ માટે પ્રારંભિક પગલાં લેવાની શરૂઆત થવી જોઇએ.

ભાવનગર રાજ્યે ૧૯૧૫માં પોતાના રાજ્યની ભૂસ્તરીય તપાસ કરાવી હતી. તે રિપોર્ટમાંથી જણી આવે છે કે બોટાદ, નીંગાળા અને વેલાવદરની ઉત્તરે કોલસો હોવાનો સંભવ છે.

૧૯૪૦માં બેંગલોરના શ્રી. નરસિંહ મૂર્તિએ સાયલા રાજ્યની ભૂસ્તરીય તપાસ કરી રિપોર્ટમાં લખ્યું છે કે "મને સાયલા અને લખતર રાજ્યમાંથી થોડાક કોલસાના નમૂના મળી આવ્યા છે. મેં આજુબાજુનો પ્રદેશ તપાસી જોયો છે. વઢવાણનો ઉત્તર તરફનો પ્રદેશ મુખ્યત્વે ઉપલા ગોંડવાના રેતી-પથ્થરોનો બનેલો છે. આવી જ રચનાઓ લગભગ બધેય આજુબાજુના પ્રદેશમાં મળી આવે છે."

આવા રિપોર્ટો પરથી એમ લાગે છે કે કાઠિયાવાડના પ્રદેશમાંથી કોલસો નીકળવાની શક્યતાઓ છે. કેટલાક સાહસિક વેપારીઓએ ૧૯૪૧માં કોલસો કાઢવા માટે પ્રાથમિક તપાસ કરવા સાયલા રાજ્ય પાસેથી સનંદ લીધી હતી. પરંતુ ૧૨૭ ફૂટ નીચે ખોદ્યા પછી એ પ્રયત્ન છોડી દેવામાં આવ્યો હતો ભૂસ્તરશાસ્ત્રીઓના અભિપ્રાય અનુસાર ૮૦૦ ફૂટ જવાનું હતું.

ઉપરના અહેવાલ પરથી એમ લાગે છે કે કોલસો કાઢવા માટે વધારે વ્યવસ્થિત પ્રયત્ન થવો જોઇએ. સમગ્ર કાઠિયાવાડની ભૂસ્તરીય માપણી કરાવવી જોઇએ અને જે જગ્યાએ કોલસો સારી રીતે નીકળે એમ હોય ત્યાં પદ્ધતિસર કાર્ય શરૂ કરવું જોઇએ. આ કાર્ય માટે વૈજ્ઞાનિક સંશોધનની સગવડતાઓ મળે એવાં પગલાં સૌરાષ્ટ્ર સરકારે લેવાં જોઇએ. કાઠિયાવાડની ખિલવણી માટે પ્રથમ જરૂરિયાત છે એક પ્રથમ પંક્તિની વિજ્ઞાન-કોલેજની, જેમાં વિજ્ઞાનની વિધવિધ શાખાઓનો અભ્યાસ કરાવવામાં આવે એટલું જ નહી પણ સંશોધન પર વિશેષ લક્ષ અપાય.

## ગળોનો રોગ

ગળોની ઔષધીય ઉપયોગિતા સુવિદિત છે, તેના વિષે આયુર્વેદમાં ઉલ્લેખ છે. અને યુરોપીય તેમજ હિંદી વનસ્પતિવિદોએ તેની ઔષધીય ઉપયોગિતાના



મુક્તકંઠે વખાણ કર્યાં છે. આયુર્વેદમાં ઔષધિ તરીકે લીમડા પરની ગળો ઉપયોગ માટે શ્રેષ્ઠ ગણાય છે. પરંતુ 'વનસ્પતિસૃષ્ટિ'ના લેખક ગોકુલદાસ ખાંભડાઇ તેમાં લખે છે. "લોકમાન્યતા એવી છે કે લીમડા પરની ગળોમાં વધારે ગુણો આવી જાય છે. પરંતુ તે માન્યતા તદ્દન સાચી નથી. જોકે તેમાં કેટલાક વિશિષ્ટ ગુણો આવતા હશે પરંતુ તેથી થોર વગેરે બીજા સ્થાનોની નકામી કે ગુણહીન છે એ કહેવું બરાબર નથી. "ગળોનું લેટીન નામ 'ટાઇનોસ્પોરા કાર્ડીફોલીઆ (Tinospora Cordifolia, Miers)

ચોમાસાના દિવસોમાં કેટલીક જગ્યાએ ગળોના વેલાના પાંદડા પર સફેદ કોઢ જેવા ડાઘા નજરે પડે છે. શરૂઆતમાં પાંદડા ઉપર નાના સફેદ ડાઘા નીકળે છે અને તે ક્રમેક્રમે મોટા થતા પ્રસરાઇને એકબીજાની સાથે મળી જતાં આખા પાંદડા ઉપર એક મોટા સફેદ ડાઘ દેખા દે છે. આ સફેદ ડાઘા પાંદડાની નીચેની બાજુ ઉપર દેખાય છે. ઉપરની બાજુ પર તે ડાઘા પીળાશ રંગના હોય છે. આખા પાંદડા ઉપર જ્યારે રોગના સફેદ ડાઘા નીકળે છે ત્યારે પાંદડું તે રોગિત સ્થિતિમાં રોજ બ રોજની જીવનક્રિયા કરવાને અશક્ત હોઇ વેલાથી વિખુટું પડી જમીન પર ખરી પડે છે.' આ કોઢીઓ રોગ જ્યારે વેલાના બધાં પાંદડાં ઉપર ફરી ફળે છે ત્યારે ભયંકર દૃશ્ય નજરે પડે છે. આ રોગ એકલાં પાંદડાં ઉપરજ નહિ પરંતુ ગળોની પાનની દાંડીઓ તેમજ થડ ઉપર પણ છૂટાછવાયા ડાઘા રૂપે નજરે પડે છે.

ગળોની આવી રોગિત દશા કરનાર એક ફુગ છે. વનસ્પતિ વનસ્પતિને ખાય અગર નુકસાન કરે તેવી અહીં વસ્તુસ્થિતિ છે. આ ફુગનો જીવનવૃત્તાંત અદ્ભુત છે. પોતાના જીવનચક્રાવામાં તે ત્રણ અવસ્થા માંથી પસાર થાય છે. શિયાળો, ઉનાળો અને ચોમાસામાં તે જુદી જુદી અવસ્થામાં રહી પોતાની જીવનદોરી લંબાવે છે અને એક નહિ પરંતુ અનેક ગળોના વેલા ઉપર રોગનો ફેલાવો કરે છે. ગળો ઉપર થતાં આ રોગ અને તેને અટકાવવા માટેના ઉપાયો વિષે અભ્યાસપૂર્ણ સંશોધન થયેલ છે એ સંશોધનનો વિસ્તૃત અહેવાલ મુંબઇ યુનિવર્સિટીના જર્નલ (માર્ચ ૧૯૩૫) માં તેમજ બેંગ્લોરથી પ્રસિદ્ધ થતાં 'કરન્ટ સાયન્સ'(ફેબ્રુઆરી ૧૯૩૫)માં છપાયેલ છે. વિશેષ માહિતી માટે જિજ્ઞાસુએ એ અંગ્રેજી સાહિત્ય વાંચી લેવું.

## કેરી અને વિટામીન

કલકત્તાની બજારમાં મળતી જુદી જુદી જાતની કેરીઓની પોષણની દૃષ્ટિએ કેટલી યોગ્યતા છે એ તપાસવા કલકત્તાની પ્રેસીડન્સી કોલેજના બસુ, રાય અને ડે એ એક સંશોધન હાથ ધર્યું હતું. સદરહુ સંશોધનના પરિણામો જર્નલ ઓફ ઇન્ડિયન કેમિકલ સોસાયટીના તાજેતરના અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. તેમાંથી ઉપયોગી તારવણી નીચે આપીએ છીએ :

(૧) કાચી કેરીઓમાં ખાટા પદાર્થો અને વિટામીન 'સી'નું પ્રમાણ, પાકી કેરીઓ કરતાં વિશેષ હોય છે.

(૨) પાકી કેરીઓમાં કેરોટીન ( જેમાંથી વિટામીન 'એ' પેદા થાય છે ) ખૂબ હોય છે, અને કાચી કેરીઓ કરતાં સાકર પણ વિશેષ હોય છે. કેરી પાકે એટલે ખાટા પદાર્થોનું સાકરમાં રૂપાંતર થાય છે એ સૌ કોઇ જાણે છે.

(૩) કેરીઓ પાકતાં કેરોટીનના પ્રમાણમાં વૃદ્ધિ થાય છે, અને વિટામીન 'સી'નું પ્રમાણ ઘટે છે. આ વધઘટમાં કોઇ ચોકસ પ્રમાણ જડી આવતું નથી. મુંબઇ કેરી તરીકે ઓળખાતી જાતમાં કેરોટીનનું પ્રમાણ અને વિટામીન 'સી'ની વધઘટ લગભગ સરખી થાય છે.

(૪) વિટામીન 'સી' અને ખાટા પદાર્થોના પ્રમાણ વચ્ચે કોઇ પ્રમાણ પુરઃસર સંબંધ નથી. એની જ રીતે ખાટા પદાર્થોની ઘટ અને સાકરનું પ્રમાણ વધે એ બે વચ્ચે પણ કોઇ સંબંધ જડતો નથી.

(૫) પાકી લાંગડા કેરીઓમાં કેરોટીન તેમજ વિટામીન 'સી' બીજી બધી જાતની કેરીઓ કરતાં વિશેષ હોય છે.

(૬) પાકી મુંબઇ કેરી, ફઝલી, સેપીઆ તેમજ કીસનભોગ જાતની કેરીઓમાં કેરોટીન સારા પ્રમાણમાં હોય છે.

(૭) કાચી લાંગડા કેરીઓમાં પાકી લાંગડા કેરીઓ કરતાં વિટામીન 'સી' ખૂબ વિશેષ હોય છે.

(૮) તોતાફલી, મુંબઇ, સેપીઆ કેરીઓમાં બીજી





બધી જાતો કરતાં સાકર ખૂબ વિશેષ હોય છે એટલે આ કેરીઓ વિશેષ સ્વાદિષ્ટ લાગે છે.

(૯) પાકી ફોસનવેગ કેરીઓમાં ખટાશ ઓછામાં ઓછી માલૂમ પડે છે. ગુજરાત–કાઠિયાવાડ તેમજ મુંબઈ ઇલાકામાં કેટલીય સારી જાતની કેરીઓ પાકે છે. આ બધી જાતની કેરીઓની તપાસ કરવાની જરૂર લાગે છે. આપણા ખોરાકની ચીજોનું વૈજ્ઞાનિક પૃથક્કરણ કરવાની આવશ્યકતાનો આ એક ભાગ છે.

## વનસ્પતિ અને માનવી વિષે વિશેષ

જીવિત વનસ્પતિ પોતાના અંગો–મુખ્યત્વે કરીને પાંદડામાં રહેલા લીલા પદાર્થને અંગે પોતાનો ખોરાક તૈયાર કરે છે એટલું જ નહિં પરંતુ વિશેષ કહીએ તો આખી માનવજાતને વનસ્પતિ જ ખોરાક પૂરો પાડે છે. ટૂંકામાં મનુષ્યજાતિના નિર્વાહ કે શરીર-પોષણ માટેનો જરૂરી ખોરાક મુખ્યત્વે વનસ્પતિ જ પૂરો પાડે છે. આપણા નિર્વાહ માટેનો વિવિધ ખોરાક પૂરો પાડવાની પરોપકારી પ્રવૃત્તિ ઉપરાંત જીવિત વનસ્પતિ સાથે આપણને અનેક જાતનો સંબંધ રહેલો છે. અગાઉ જણાવ્યું હતું તેમ આપણા શરીરનું રક્ષણ કરવા માટે જરૂરી વસ્ત્રો કે આપણા રોજ બ રોજના જીવન માટે રહેઠાણ કે નિવાસ માટેનું ઘર વનસ્પતિ પાસેથી મેળવેલા સાધનોમાંથી જ મુખ્યત્વે કરીને આપણને મળે છે. રોગપીડિત જનતામાં પ્રસરી રહેલ અસંખ્ય રોગોનું નિવારણ કરનારી ઔષધિઓ મુખ્યત્વે કરીને વનસ્પતિના અંગ કે ઉપાંગોમાંથી જ મળે છે. આધુનિક સમાજમાં જ્ઞાન પ્રસારના જે મુખ્ય સાધનો પુસ્તકો અને વર્તમાનપત્રો છે તેમાં વપરાતા કાગળની બનાવટ માટે વનસ્પતિમાંથી ઉત્પન્ન થતાં સાધનો ઉપર આધાર રાખવો પડે છે. ચિત્રવિચિત્ર રંગોથી સુશોભિત બનેલાં અને વિવિધ સુવાસથી મ્હેકતાં પુષ્પો જે આપણી સૌન્દર્યલાલસા તૃપ્ત કરે છે અને સૃષ્ટિશોભાનું એક મનોરમ ચિત્ર આપણી દૃષ્ટિ સમક્ષ ખડું કરે છે તે વનસ્પતિના જ મુખ્ય અંગો છે. ટૂંકામાં મનુષ્યને વનસ્પતિ સાથે અહોનિશ સંબંધ રહેલો છે. અને તેથી વનસ્પતિજીવન વિષે જેટલી માહિતી મળી શકે તેટલી માહિતી મેળવવામાં જન-સમાજને હંમેશાં ફાયદો જ રહેલો છે. વનસ્પતિ-શાસ્ત્રનો પદ્ધતિસર અભ્યાસ કરવાનું સર્વ માટે શક્ય નથી તથાપિ સામાન્ય સુશિક્ષિત મનુષ્ય વનસ્પતિ શાસ્ત્રના મૂળભૂત સિદ્ધાન્તો અને વનસ્પતિની વિવિધ પ્રવૃત્તિ સમજવાનો પ્રયત્ન કરે તો એ અભ્યાસથી મેળવેલી વનસ્પતિજીવન વિષેની સાધારણ માહિતી આજકાલ થતી વનસ્પતિશાસ્ત્રની આધુનિક શોધોનું મહત્ત્વ અને ઉપયોગ તેમજ એ શોધોના વ્યાવહારિક ફાયદા સમજવામાં ઉપયોગી અગર તો કેટલેક અંશે માર્ગદર્શક થઈ પડે. વનસ્પતિશાસ્ત્રના અભ્યાસથી થતાં અસંખ્ય વ્યાવહારિક ફાયદાના એક બે ઉદાહરણો એ કથનની યથાર્થતા સમજવા માટે પૂરતા થઈ પડશે. આપણો દેશ–હિન્દ–ખેતીપ્રધાન હોઈ ખેતીની અગત્ય સૌને સહેજે સમજાય. દર વર્ષે હિંદમાં નીપજતા જુદા જુદા ધાન્યના પાકને તેમાં થતા અસંખ્ય રોગોથી પારાવાર નુકસાન થાય છે. ઉદાહરણ તરીકે દર વર્ષે ઘઉંના પાકને 'ગેરુ' નામના રોગથી લગભગ ૪ કરોડ રૂપિયાનું નુકસાન થાય છે. ઘઉંના છોડ ઉપર થતાં બીજા રોગોથી થતાં નુકસાનની તો વાત જ જુદી. અત્યારસુધી આવા રોગોથી થતાં પારાવાર નુકસાનને મનુષ્ય 'ઈશ્વરી કોપ' સમજી હાથ જોડી બેસી રહેતો. પરંતુ હવે વનસ્પતિ ઉપરના વિવિધ રોગોના નિવારણ સંબંધી શાસ્ત્રીય શોધખોળોની માહિતી મેળવ્યા પછી તેના નિવારણ માટે વ્યાપક અને વખતસર ઉપાયો લઈ શકાય છે. દિલ્હીની ઇમ્પીરીઅલ કાઉન્સિલ ઓફ એગ્રીકલ્ચરલ રીસર્ચે આગ્રાના પ્રોફેસર ડૉ. કે. સી. મહેતા પાસે ગેરુ વિરોધક ધાન્યની જાત ઉત્પન્ન કરવાને લાખો રૂપિયા ખર્ચી કરાવેલા પ્રયોગોનો ઉલ્લેખ અહીં કરી શકાય. વળી, વનસ્પતિની પુનરુત્પત્તિ વિષેના જ્ઞાનથી નવીન ગુણધર્મવાળી, ઇચ્છિત, વનસ્પતિની જાત ઉત્પન્ન કરવાનું આપણા માટે શક્ય છે. આના ઉદાહરણ તરીકે કોઇમ્બતુરના ઇમ્પીરીઅલ સ્યુગરકેન રીસર્ચ ઇન્સ્ટીટ્યુટમાં શેરડીની જાત સુધારવાના પ્રયોગોને ગણાવી શકાય.

ટૂંકમાં મનુષ્યને વનસ્પતિ સાથે નિકટનો સંબંધ રહેલો છે, અને તે વિષેનું સામાન્યજ્ઞાન ઘણું ઉપયોગી છે.

★

अ. म. रा.

## પરિભ્રમણ ભાગ : ૨–૩

[ લે. ઝવેરચંદ મેઘાણી; ભારતી સાહિત્ય સંઘ મુંબઈ, અમદાવાદ; મૂલ્ય, પ્રત્યેકના સાડાત્રણ રૂપિયા.]

'દૈનિક ' જન્મભૂમિ 'ના ' કલમ અને કિતાબ 'ના પાના માટે ૧૯૩૩ થી ૧૯૪૧ સુધીનાં આઠ વરસમાં ' વિવેચનના પંડિત લેખે નહિ, એવા પંડિત બનવાની ઉમેદ રાખીનેય નહિ, પણ એક સામાન્ય સમજના રસિક વાચક લેખે જ ' સ્વ. મેઘાણીએ લખેલાં ને તે પાનાં પર છપાઈ ગયેલાં લખાણો ને સાહિત્ય-નોંધોના સંગ્રહ ' પરિભ્રમણ 'ના આ બે અનુગામી સંગ્રહો છે.

એમાં રજૂ થયેલી સામગ્રી બહુવિધ છે. એનું વિભાગીકરણ જરા મુશ્કેલ છે. એમાં નવાં ગુજરાતી પુસ્તકોનાં અવલોકન છે, સાહિત્ય અને સાહિત્યકારોને પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે સ્પર્શતા અનેક પ્રશ્નોની ચર્ચા છે, અને ગુજરાતી, હિંદના અન્ય પ્રાંતોના અને પરદેશી સાહિત્યકારોનાં જીવન તથા કૃતિઓને લગતી માહિતી તથા તેમના વિશિષ્ટ અભિપ્રાયોનો પરિચય છે.

બધી સામગ્રી સ્વ. મેઘાણીની ઘણી શક્તિઓ બતાવી રહે છે. બીજા ભાગમાંની ' સાત ગુજરાતી કાવ્યગ્રંથો ' ની અને ત્રીજામાંની ' સાત ગુજરાતી નવલિકાસંગ્રહો ' ની સમીક્ષા સંસ્કારગ્રાહી અને રસલક્ષી વિવેચનના સારા નમૂના છે અને એમની પ્રકૃતિ તથા વ્યવસ્થા વચ્ચે શક્ય હતી તેવી સ્વ. મેઘાણીની અભ્યાસશીલતા, એમની રસજ્ઞતા, એમનું રુચિતંત્ર અને એમની સાહિત્યપારખ સારા પ્રમાણમાં છતાં કરે છે. સાહિત્યક ચર્ચાઓ સ્વ.મેઘાણીના જાહેર સાહિત્ય-ચિંતન (Thinking aloud)જેવી છે અને તેમની સાહિત્યભાવનાનો સારો પરિચય કરાવે છે. સાહિત્યકારના કર્તવ્યને એના હકો સંબંધમાં એક સાહિત્યકાર તરીકે સ્વ. મેઘાણી કેવા જાગૃત હતા એ પણ કેટલીક નોંધો બતાવી આપે છે. આપણા, અન્યપ્રાંતીય અને પરદેશી સાહિત્યકારોનાં જીવનકવનાદિ સંબંધી લખાણો સ્વ. મેઘાણીનું વાચન, મધુરી મધુકર વૃત્તિ અને પોતાને ઠીક લાગ્યું તે ગુજરાતી વાચકો આગળ ધરી દેવાની એમની હોંસ બતાવી આપે છે. અને બંને સંગ્રહોમાંનું બધું લખાણ મેઘાણીના વ્યક્તિત્વનો તેમજ સાહિત્યચર્ચા અને વિવેચન જેવા પંડિતોને હાથે રુક્ષ ને ભારેખમ થઇ જતા વિષયને ય રસાળ અને હળવા ફૂલ જેવા બનાવી દેતી તેમની કલમની રંગદર્શી છટાનો પૂરો પરિચય આપે છે.

આ સંગ્રહોમાંનું સાહિત્યદર્શન ને વિવેચન છે તો પત્રકારિત્વની નીપજ. એમાં ઊંડાણ બહુ નથી તો બીજે પક્ષે છીછરાપણું પણ નથી. એમાં નરી પ્રાસંગિકતા નથી, પ્રાસંગિકતાને ઓળંગી આગળ જતી સ્થાયિતા પણ છે. એનું એક વખતનું વાચન બધા સાહિત્યરસિકોને માટે જરૂરીછે. અને એનો લાભ સૌથી વધુ તો ઉઠાવી શકશે આપણાં વર્તમાનપત્રોનાં સાહિત્યપૃષ્ઠોના સંપાદકો. સાહિત્યપૃષ્ઠને કેવી રીતે ચમકદાર બનાવી શકાય અને સાહિત્યચર્ચા તથા વિવેચનને સામાન્ય વાચકના હૈયાના બારણા સુધી પહોંચતું કરી કેવી રીતે લોકપ્રિય કરી શકાય તેનો કસબ આ સંગ્રહો તેમને શીખવશે.

## સોરઠિયા દુહા

[ સં. ઝવેરચંદ મેઘાણી : ભારતી સાહિત્ય સંઘ મુંબઇ–અમદાવાદ, એક રૂપિયો ]

' ઉલ્લાસ વાચનમાળા 'ની આ ચોથી પુસ્તિકા ૧૬૪ દુહા, દીનદરવેશના ૯ કુંડળિયા અને ' બાજંદા ' ની ૯ કડીઓ રજૂ કરે છે. દુહાઓ નીચે તેના અર્થ પણ આપ્યા છે. ' દુહો દસમો વેદ ' અને ' સોરઠિયો દુહો ભલો ' જેવાં વચનો જેના પરિચય અને રસાસ્વાદની ઇચ્છા જગાવે છે તે સોરઠી દુહાના સાગરમાંથી ચિત્તને પ્રસન્ન કરે તેવું એક નાનું શું આચમન આ પુસ્તિકાથી અવશ્ય કરી શકાશે. બે જ લીટીમાં મર્માળાં વેણ, વ્યવહારબોધ ને અનુભવશીખ આપતા, તેમજ વીર ને શૃંગાર જેવા રસોનું અસરકારક નિરૂપણ કરતા દુહાની શક્તિનો પણ એમાંથી

પણ સ્રીની કેવી ભયંકર અવહેલના થાય છે તે કર્તાએ બતાવવા ધાર્યું છે.

કર્તાની સુધારક દૃષ્ટિ માત્ર આ હકીકત પૂરતી જ નહિ, આખી કથામાં બહુ વાગે નહિ એવી રીતે કામ કરતી જણાય છે. કર્તાએ બાળક ગોવિંદને નગર કન્યા સુશીલા જોડે ખવડાવ્યું છે, અને ગોવિંદનો બ્રાહ્મણ રામરાયની પુત્રી સાથે લગ્ન સંબંધ ગોઠવ્યો છે. સુશીલાની માતા કે રામરાય ને તેનાં પત્નીને આ બાબતનો કશો ઉઝ્ઝ નથી. કર્તાએ હીણવરને પામેલી પરિણીતા ચંચળને વજેસંગ સાથે નવો સંસાર માંડતી બતાવી છે ને એ પગલાને પોતાની સંમતિની મોહર મારી છે. વિધવા બ્રાહ્મણ પુત્રી મહાકોરને તો કથાનાયકની સૂચનાથી જાહેરમાં પુનર્લગ્ન કરતી તેમણે આલેખી છે, એટલું જ નહિ તેની જૂની પ્રણાલિકામા ઊછરેલી ને જીવેલી માને પોતાની પુત્રીના આ પગલાને જાહેરમાં સંમતિ આપતી બતાવી છે.

આ ઉલ્લી વાત 'પાતાળ કૂવા' પરત્વે કહેલી એ વાતને આ નવલકથા તરફથી પણ ટેકો આપે છે કે કર્તાને સમજુ, સુશીલ ને ગુણની સુગંધ પમરાવતાં ઓપાત્રો આલેખવાં ઠીક ગમે ને ફાવે છે. મહાકોરની મા તો ગૌણ પાત્ર છે, પણ રાધાની માતા કપિલાબેન, અને સુશીલાની માતા કૈલાસબેન એ બે ગુણગરવાં પાત્રો બધા વાચકોનો આદર જીતી લે એવાં છે. યુવતીઓમાં બાળપણમાં તેજસ્વી અને ગરીબાઇને લીધે કરમાઇ ગયેલી છતાં શીલભ્રષ્ટના કરતાં મોતને વહાલું ગણતી સવિતા, મસ્તીખોર ને ઊછળતી રાધા, અને સુશીલ સુસ્મિતા પણ કર્તા પાસેથી સારું આલેખન પામ્યાં છે. એમ તો સુધા પણ પાણીદાર બનાવાઇ છે. એના પાત્રનો આ અંતમ કર્તા લાવશે અને એને અંતમાં એકકોર ખસેડી મૂકશે એવો ખ્યાલ વાચકોને પહેલેથી આવે તેમ નથી.

સાચી સંસ્કારિતા શી તે બતાવવાનો પણ કર્તાનો આશય આ કથામાં વરતાય છે. સુરેન્દ્રના કુટુંબના વિલાયતી આચારની સામે આઇ. સી. એસ. અમલદાર રામરાયના ઘરની રહેણીકરણીને તથા રામરાય જેની કદર કરે છે તે ગોવિંદના સભ્ય વર્તનને કર્તાએ એટલા માટે જ મૂક્યાં છે.

કથાને કર્તાએ વધુ પડતી ફુલાવી છે. નારણ પોપટના આલેખનમાં અસ્વાભાવિકતા આવી છે. પોતાની પુત્રી સુશીલા પહેલે નંબરે આવે એ માટે શિવપ્રસાદ માસ્તરને કિશોર ગોવિંદના કદર દત્તુ બનાવવામાં ય કર્તાએ જરા હદથી વધુ ખેંચ્યું છે. સુરેન્દ્રને એક તરફથી ગુજરાતીનો પ્રોફેસર કરી બીજી બાજુ એના મોંમાં અંગ્રેજી મિશ્ર દેઢ ગુજરાતી ભાષા મૂકી તેને પોતાનો હેતુ સારવા કર્તાએ પૂતળું બનાવ્યો છે. સુધા અને સુસ્મિતાનું શું કરવું તે ન સૂઝતાં આખરે તેમની આ કથામાં કરી તેની ગતિ કરી છે. આવું આવું આ કથા માટે જુદા જુદા વાચકોને કહેવાપણું મળી રહે તેમ છે. તેમ છતાં કથા પૂરતી સુવાચ્ય છે.

શ્રી. પેટલીકરને ખાસ કહેવા જેવી વાત તો એ છે કે આવી સુવાચ્ય કથાઓ ગુજરાતને આપો છો તો 'ચોળી' ને બદલે 'ચોરી' (ભા. ૧ પૃ ૧૯૫), 'ઓરતો' ને બદલે 'ઓળનો' (ભા. ૨ પૃ ૫૪), 'સાંભર્યો' ને માટે 'સાંભળ્યા' (ભા. ૨. પૃ. ૧૦૪), અને 'હરમ' ને સ્થળે 'હવસપણું' (ભા. ૨. પૃ. ૧૧૭) જેવા અશુદ્ધ શબ્દપ્રયોગો વહેલી તકે બંધ થાય તો સારું થશે.

## અવધિ

મઝા મિલનમાં ન કાં, સ્મરણ–માંહી જે જે ભરી ?
પ્રિયતમ તણી જ રાહ નિરખવી વધુ ઉત્તમ ?
ભરી અમિત પ્રેમની પ્રવરતા, સગાથમાં
સદા વસવું—એજ શું પરમ છે અવધિ ખરી ?

પ્ર ધા મ.

---

'ઊર્મિ અને નવરચના' અંગેનો બધો પત્રવ્યવહાર, બદલાનાં પત્રો, અવલોકનનાં પુસ્તકો વગેરે અમદાવાદ કાર્યાલયને સરનામે જ કરવો. ગ્રાહકોએ કોઇપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રા. નં. લખવો ભૂલવો નહીં.

પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી તારાચંદ માણેકચંદ રવાણી; ૧૯ શ્રીમાળી સોસાયટી - અમદાવાદ.
મુદ્રક : હરિલાલ મગનલાલ ભટ્ટ - ભારતી મુદ્રણાલય : હરણવાળી પોળ - ચાર રસ્તા; ખાડિયા અમદાવાદ.
વિજ્ઞાપના વ્યવસ્થાપક: સાયન્ટિફિક પબ્લિસિટી કાં. ફરનાન્ડીઝ પુલ પાસે - અમદાવાદ.

# શ્રી. ધૂમકેતુનો ઐતિહાસિક ટૂંકી વાર્તાઓનો નવો સંગ્ર,




## મેઘબિન્દુ

આ ઐતિહાસિક કથાનો લેખકે પોતાની પ્રતિભ- કમળથી રચ્યા છે. આ સં- હની વાર્તાઓની રચના, કે નિરૂપણ, એની શૈલી બધાનો સંયોગ થઈને એ એવુ વાતવરણ ઉભુ કરે છે વાચકને ઘણું સમયે આવું ! મતક વાચ્યાનો સંતોષ મળે કિં માત્ર રૂા ત્રણ ટપાલ આના રજીસ્ટરથી મગાવનારે ચાર આના વધારે મોકલવા

卐

શ્રી ધૂમકેતુના બીજા બે ન પુસ્તકો તૈયાર થઇ રહ્યા છે

१ વનછાયા - અભિનવ ન લિકાઓનો નવો સંગ્ર કિંમત રૂા ત્રણ

२ જ્ઞાનગોષ્ઠિ: સામાન્ય જ્ઞાન માટેનુ સુંદર પુસ્ત કિંમત રૂા એક

—પ્રાપ્તિસ્થાન—

**ભારતી સાહિત્ય સંઘ લિમિટે**

કરનાન્ડીઝ પુલ પાસે, ગાંધી રસ્તો - અમદાવાદ    ભીમનાજ બિલ્ડિંગ ૪૦૫, કાલબાદેવી રોડ - મુંબઈ

[illegible] છાપનાર [illegible] અમદાવાદ



પ્યાર-મંગળ

ચિત્રકાર · ચન્દ્ર ત્રિવેદી

# ઊર્મિ નવરચના

વર્ષ ૧૮ · જૂન '૪૮ · અંક ત્રીજો



નિરાંતની પળોમાં

ચિત્રકાર મ[illegible]લાલ ત્રિવેદી




અમારો 'કાન્તિ' કામણગારો છે આંજીનાખે એવા લીસા કેશકલાપનો સર્જક

છે એવું અમે કહેતા નથી,

એમ તો પછી એ સાબુમાં અપચો દૂર કરવાનો કિમિયો છે એમ કાં ન કહેવું ?

- કાન્તિ ન્હાવામાં છે અવ્વલ નંબરનો સાબુ.
- સસ્તાઇતો એનીજ.
- કોમળમાં કોમળ ચામડીને પણ બળતરા કે ઇજા કરતો નથી.
- નાજુક ચિત્તહારી સુગંધવાળો એ સાબુ અજમાવી જોશો?

સ્વસ્તિકની બીજી ઉંચી બનાવટોમાં શીકાકાઈ, સુગંધીતેલ, દાઢીના સાબુ, ધોવાના સાબુ, ગોપાલક છાપ વનસ્પતિ વગેરે વગેરે છે.



**કાન્તિ** ન્હાવાનો સાબુ

સ્વસ્તિક ઓઇલ મીલ્સ લીમીટેડ, મુંબઈ.

ડીસ્ટ્રીબ્યુટર્સ : વેસ્ટર્ન ઇન્ડિયા પ્રોસ્પેક્ટિંગ સિન્ડિકેટ લિ. પો. બો. નં. ૨૮ અમદાવાદ

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૮ : 'નવરચના' વર્ષ ૧૩ : અંક ત્રીજો

જુન : ૧૯૪૮

ક્રમ



—: વાર્ષિક લવાજમ :—

દેશમાં : રૂ. ૭-૮-૦ :: પરદેશમાં : રૂ. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

સીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધીરસ્તો : અમદાવાદ

આફ્રિકા માટેનું સરનામું :

દયાળજી આણંદજી રાજા, પો. બૉ. નં. ૭૯, SOROTI, (B. E. Africa)



## પ્રસંગો : પુસ્તકો : પરિભ્રમણો

ધૂમકેતુ

થોડા દિવસ પહેલાં નડિયાદ, ઉમરેઠ અને ડાકોર જવાનો પ્રસંગ આવ્યો ત્યારે ગુજરાતની રસાળમાં રસાળ ભૂમિની લીલી હરિયાળી જોને જાણે નજરથી પીધા જ કરીએ, એવી ત્યાંની ખેતર ખેતરમાં પથરાયલી વનશ્રીને જોઈને મનોર્મિ થઈ આવી. જ્યાં જુઓ ત્યાં મનોહર આંબાઓ ઊભા જ હોય. આપણી સંસ્કૃતિનો તલસ્પર્શી અભ્યાસ કરનાર કોઈ પણ પંડિત, ખેતર વૃક્ષ ને પાણીની પરબ એ ત્રણ વિનાની સંસ્કૃતિને કદાપી કલ્પી શકશે જ નહિ; એટલે કે ધરતી, આરામ, અને શાંત સ્વસ્થ સૌને શાંતિ આપનારું જીવન, આપણી સંસ્કૃતિનો આ જ મૂળભૂત પાયો છે. આથી ભારતની આ ધરતીસંસ્કૃતિનો, કાબુલ, કંદહાર, પેશાવર તરફની ડુંગરી રખડુ જીવનસંસ્કૃતિ સાથે હમેશાં કલહ થતો આવ્યો છે. આજે પણ એ જ પ્રશ્ન મુખ્ય બની જવાનો ભય ઊભો થયો છે.

ગુજરાતની કોઈ એવી ભૂગોળ આપણી પાસે નથી, તેમ જ એવો કોઈ ઈતિહાસ પણ નથી, કે જે દ્વારા ઘરઆંગણેથી, શિશુઓને ભવિષ્યના મહાન ગુજરાતીઓ બનાવવાનું કોઈ સ્વપ્નદર્શીને મન થાય તો એમાં એ સહાય્ય રૂપ થઈ પડે. વધારે નહિ, જો આટલી જ વ્યવસ્થા આપણી આ નવી રચનામાં શક્ય બને કે, દેશના જે કોઈમાં કાંઈ શક્તિ હોય, એનો સ્વમાનભર્યો સુંદરમાં સુંદર ઉપયોગ કરવાની તક શોધવામાં આવે .... તો પણ એમાંથી અચૂક સારું પરિણામ આવે. પણ સંતરામ મંદિરની પાછળનું પેલું લીલુંકાચ પાણી સંઘરતું વિશાળ તળાવ મેં જોયું, અને આ તમામ ઈચ્છાઓ એ ઈચ્છાઓ જ રહેવાની છે એવી નિરાશા થઈ આવી. દસ વર્ષ પહેલાં પણ એમાં એવું જ લીલું કાચ પાણી લેરખી મારતું હતું. દસવર્ષ પહેલાં જીવનની જેવી અસ્વચ્છતા ત્યાં દેખાતી હતી એવી જ અસ્વચ્છતા ત્રિગુણીત બનીને આજે પણ ત્યાં દેખા દે છે. જાણે કે સમાજને, આ વિશાળ તળાવનો જીવનકાન્તિકારી કાંઈ ઉપયોગ હોઈ શકે એવો કોઈ ખ્યાલ જ કોઈ દિવસ કોઈને આવ્યો ન હોય! આ વાતને



## પ્રસંગો : પુસ્તકો : પરિભ્રમણો

ધૂમકેતુ

થોડા દિવસ પહેલાં નડિયાદ, ઉમરેઠ અને ડાકોર જવાનો પ્રસંગ આવ્યો ત્યારે ગુજરાતની રસાળમાં રસાળ ભૂમિની લીલી હરિયાળી લોને જાણે નજરથી પીધા જ કરીએ, એવી ત્યાંની ખેતર ખેતરમાં પથરાયલી વનશ્રીને જોઈને મનોર્મિ થઈ આવી. જ્યાં જુઓ ત્યાં મનોહર આંબાઓ ઊભા જ હોય. આપણી સંસ્કૃતિનો તલસ્પર્શી અભ્યાસ કરનાર કોઈ પણ પંડિત, ખેતર વૃક્ષ ને પાણીની પરબ એ ત્રણ વિનાની સંસ્કૃતિને કદાપી કલ્પી શકશે જ નહિ; એટલે કે ધરતી, આરામ, અને શાંત સ્વસ્થ સૌને શાંતિ આપનારું જીવન, આપણી સંસ્કૃતિનો આ જ મૂળભૂત પાયો છે. આથી ભારતની આ ધરતીસંસ્કૃતિનો, કાબુલ, કંદહાર, પેશાવર તરફની ડુંગરી રખડુ જીવનસંસ્કૃતિ સાથે હમેશાં કલહ થતો આવ્યો છે. આજે પણ એ જ પ્રશ્ન મુખ્ય બની જવાનો ભય ઊભો થયો છે.

ગુજરાતની કોઈ એવી ભૂગોળ આપણી પાસે નથી, તેમ જ એવો કોઈ ઈતિહાસ પણ નથી, કે જે દ્વારા ઘરઆંગણેથી, શિશુઓને ભવિષ્યના મહાન ગુજરાતીઓ બનાવવાનું કોઈ સ્વપ્નદર્શીને મન થાય તો એમાં એ સહાય્ય રૂપ થઈ પડે. વધારે નહિ, જો આટલી જ વ્યવસ્થા આપણી આ નવી રચનામાં શકય બને કે, દેશના જે કોઈમાં કાંઈ શક્તિ હોય, એનો સ્વમાનભર્યો સુંદરમાં સુંદર ઉપયોગ કરવાની તક શોધવામાં આવે .... તો પણ એમાંથી અચૂક સારું પરિણામ આવે. પણ સંતરામ મંદિરની પાછળનું પેલું લીલુંકાચ પાણી સંઘરતું વિશાળ તળાવ મેં જોયું, અને આ તમામ ઈચ્છાઓ એ ઈચ્છાઓ જ રહેવાની છે એવી નિરાશા થઈ આવી. દસ વર્ષ પહેલાં પણ એમાં એવું જ લીલું કાચ પાણી લેરખી મારતું હતું. દસવર્ષ પહેલાં જીવનની જેવી અસ્વચ્છતા ત્યાં દેખાતી હતી એવી જ અસ્વચ્છતા ત્રિગુણીત બનીને આજે પણ ત્યાં દેખા દે છે. જાણે કે સમાજને, આ વિશાળ તળાવનો જીવનક્રાન્તિકારી કાંઈ ઉપયોગ હોઈ શકે એવો કોઈ ખ્યાલ જ કોઈ દિવસ કોઈને આવ્યો ન હોય! આ વાતને





થોડા વર્ષ પહેલાની એક બીજી વાત સાથે સાંકળું છું અને થાય છે કે પરદેશી સત્તાને ટાળવાનો જે ભગીરથ પ્રયત્ન થયો, એ આમ અણધારી રીતે, સંજોગવશાત .ધાર્યા કરતાં વહેલું, જેવું તેવું પણ કાંઈક સારું પરિણામ લાવી શક્યો છે, તો એ પ્રયત્નને દફેવાત કરવામા હવે કોઈ રાષ્ટ્રપ્રેમી કહેવાતો મનુષ્ય ક્યારા ન રાખે એટલું થાય તો આ દેશ ફરીને નર્મદ ઇચ્છયું 'હરિ તું ફરી જોબનિયું આપે,' એ કવિવાણીનો પડઘો પાડે!

થોડા વર્ષ પહેલાંની બીજી વાત વિષે કહ્યું તે એ છે કે, હું ભાઈ રાયચુરાની મહેમાની માણતો, એક વખત ગીરનાં જંગલ જોવા જઈ ચડયો હતો. ત્યારે તુળસીશ્યામ (તલ-શ્રી-શ્યામ) જવાનું થયું. ત્યાંના એક ભાઈ સાથે વાત કરતાં ખબર પડી કે જૂનાગઢનો નવાબ કેવો છે ને કોણ છે એ છેલ્લા પચાસ વરસ સુધીની ઉમ્મરના કોઈ માણસને ખબર નથી! કારણ કે કોઈ નવાબ ત્યાં આવેલ જ નથી! તુળસીશ્યામનું સ્થાન ઘણું સુંદર છે. પણ એ વાત બાજુએ મૂકીએ તો, ત્યાં જે ઉનાંપાણીનાં નિરંતર ઝરણાં વહ્યા કરે છે-યુરોપના કોઈ પણ દેશમાં એ સ્થાન હોત તો આજે ત્યાં એક મહાન નિસર્ગોપચારી ઓષધાલય ઊભું હોત!

આ બધી વાતનો સાર સમજવા જેવો છે ઉત્તાકામાંડમાં યુરોપીઅન શિશુઓની એક નાનકડી શાળા જોવાનો પ્રસંગ મળ્યો ફરતાં ફરતાં એક ઓરડામાં ગયો. ત્યાં માત્ર એક નાનકડું પાંચ છ વર્ષનું, ભૂરી આંખવાળું બાળક બેઠું હતું બેઠું બેઠું કાળા પાટિયા ઉપર એક ચિત્ર દોરી રહ્યું હતું દરિયો ને હોડી!

મેં એને પુછયું: 'આ શું છે?'

એણે થડકયા કે ભડકયા વિના જવાબ વાળ્યો: 'મારા દેશનો દરિયો!' અને એ જવાબ આપીને કાલ્પનિક મનોભૂમિમા એ તો પાછો મગ્ન થઈ ગયો.

આ શિક્ષણ સંસ્કૃતિ દ્વારા આવતા સર્વાંગી વિકાસનો વારસો આપણે જો વ્યાપક રીતે ફેલાવવા માગતા હોઈએ તો આપણે એક વસ્તુનો ખ્યાલ રાખવો ઘટે છે કાઠિયાવાડમાં એક વખત કોઈ અંગ્રેજ અમલદારને માન આપવા માટે રાજકોટમાં સૌ રાજાઓ ભેગા થયા. એમાં જૂનાગઢના નવાબ પણ હતા: જ્યારે મેળાવડો વીંખાયો ત્યારે દરેક રાજાની ગાડીમાં એક એક ઓફીસર બેસાડવાનો ફાળો આવ્યો. એ વખતે ગોપાળજી સુરભાઈ, નડિયાદના દેસાઈ, કાઠિયાવાડના કેળવણી અધિકારી, નવાબ સાહેબની ગાડીમાં આવ્યા! નવાબને ખબર નહિ કે આ કોણ છે. એટલે એણે પૂછયું, પણ 'એજ્યુકેશનલ ઈન્સ્પેકટર' ને એવી એવી વાતમા બિચારા ભોળિયા નવાબ શું સમજે? ઇન્સ્પેકટર હોય તો પટો બંદૂક કાંઈક હોય નાં? એ તો કાંઈ સમજે નહિ! રાજદ્વારી પુરુષો આ શિક્ષણ સંસ્કૃતિની પોલને બરાબર સમજે છે એટલે એક નાગર અમલદાર ભેગા હતા એમણે ફોડ પાડી કે 'સાહેબ! યે બડા પંડા, લડકેકુ પઢાનેવાલા! વો કોઈ સાહેબ નહિ હય!'

સમાજના માનસમાં શિક્ષણ પ્રત્યે આ જે અવહેલના ભારી હતી અને હજી પણ રહી છે, એ આપણી અધમદશાનું બરાબર માપ યંત્ર છે. એ અવહેલનાને આપણે હવે કાઢયે જ છૂટકો છે. એમાં પ્રયત્ન બન્ને બાજૂ તરફથી થશે તો જ ઉકેલ થશે નહિતર તો




પહેલાં જે સ્પષ્ટ અવહેલના થતી તે જરાક સફાઈનું રૂપ ધારણ કરશે એટલું જ ! સમય પ્રમાણે એ આખી વસ્તુસ્થિતિ, તદ્દન જ નવી પ્રકારની રચના માગે છે. માત્ર શૈક્ષણિક દૃષ્ટિએ નહિ, પરંતુ આર્થિક દૃષ્ટિએ પણ. કોઈ પણ શિક્ષકને, કોઈપણ ગામડું, એના તમામ જીવનવ્યવહારની સુગમતા કરી ન આપે, તો એ ગામડું સ્વરાજના એકમ તરીકે તદ્દન નાલાયક ગણાવું જોઈએ. તેમ જ ગ્રામજીવનની સાથે એકરસ થવાની વૃત્તિ ન હોય તો એ માણસે શિક્ષકનો ધંધો છોડી દેવો જોઈએ. ગામઠામાં શિક્ષકનું આ પગાર પ્રમાણ સ્થપાવું ઘટે.

અમદાવાદ જેવા મોટા શહેરમાં તો કોઈ પણ શિક્ષકનો સો રૂપિયાથી નીચે પગાર રાખવો, એ મ્યુ. ને નાલાયક ઠરાવવાનું પુરતું કારણ છે, એવો સરકારે પોતે જ પોતાનો ધારો સ્થાપી દેવો જોઈએ—જો એ વારંવાર ઉલ્લેખ કરે છે તેમ એણે, શાંત રીતે પ્રજાજીવનનો નવરચના દ્વારા ઉપયોગ કરવાની સાચી ધગશ બતાવવી હોયતો. બાકી આપણે શિક્ષણ સંસ્કૃતિની વાતો કરીશું ને તમામ પ્રકારની આર્થિક સંકડામણને, શિક્ષકના ટૂંકા પગાર સાથે સાંકળતા રહીશું, તો એ વિષચક્રનો અંત કેવળ આપણા સર્વનાશની ભૂમિકા તૈયાર કરશે.

સાંજનો છનો ટકોરો પડે અને રક્તપિત્તથી કૃશ બનેલી, અનેક યાતનાઓ સહન કરતી, એક ભિખારણ બાઈ, મંદિર પાસે આવીને હમેશાં ઊભી રહે. શહેરનું એ પ્રસિદ્ધ મંદિર હતું. ત્યાં ભિખારીઓનાં ટોળે ટોળાં પડયા પાથર્યા રહેતાં. એ પ્રમાણે એ હમેશાં ત્યાં ઊભી રહેતી. અને કલાકોના કલાક સુધી ઊભવું પડે તો ઊભી રહીને પણ મૂર્તિની ઝાંખી કર્યા પછી જ એ ત્યાંથી ખસતી.

એને કોઈ પાઈ પૈસો આપે છે કે નહિ એની બહુ એવના ન હતી. આપે તો લઇ લેતી. માગતી પણ ખરી, પરંતુ એનું ધ્યાન તો, બે ડગલાં આમ કે તેમ ખસીને, કોઇ પણ રીતે માતું, દર્શન મેળવવામાં રહેતું જ રહેતું !

પોતાની યાતનાનો આ ઉકેલ છે એમ કદાચ એના ગાંડાઘેલા મનમાં ઉગી નીકળ્યું હોય !

એ ગમે તેમ હોય જે જીવન એના ભાગે આવ્યું હતું, એમાં હવે રસમાં રસ, એના માટે કેવળ આટલો જ રહ્યો હતો: આ મૂર્તિનાં દર્શન કરવાનો !

પણ ભક્તિપ્રધાન જનતાના ટોળેટોળાં છ વાગ્યા પછી તો ત્યાં ઉભરાતાં, એમાંથી કોઈનું માથું આડે આવતું. કોઈની ટોપી આડે આવતી. કોઈની પાઘડી, કોઈનું આખું શરીર હરપળે એની અને માની વચ્ચે આવીને એમાંનું કાંઇનું કાંઈ ઊભું રહેતું !

એટલે એમ ને એમ સાત વાગે, આઠ વાગે, નવ વાગે. પણ એ કંગાલ રક્તપિતીયા બાઇ હજી ત્યાં ઊભી જ હોય ! એની નજર ત્યાં મંડાણી હોય. તૃષાતુરની જેમ. એણે પોતાના મન સાથે શું સંકલ્પ રચ્યો હતો એની તો કોને ખબર ? પણ ગમે તેમ પોતાની મનભરી ઝાંખી ન મળે ત્યાં સુધી એ ત્યાંથી ખસતી જ નહિ !





એમ તો કોઇક દિવસ વહેલી પણ ચાલી જતી પણ તે કોઇક વખત.

એક દિવસ હું રાતના મોડેથી ત્યાંથી નીકળ્યો, ત્યારે એને હજી પણ ત્યાં ઊભેલી જોઇને નવાઇ પામ્યો મંદિર તો બંધ હતું. બીજા ભિખારીઓ દરવાજાના ખૂણા ખાંચરામાં આડા અવળા પડી ગયા હતા. માણસ પણ કોઈ દેખાતાં ન હતાં. અત્યારે દર્શન પણ થાય તેમ ન હતું. અને છતાં એ ત્યાં ઊભી હતી!

મને શંકા પડી. આ ભિખારીઓ—એમની સૃષ્ટિ પણ કાંઈ ઓછી ભયંકર છે? પરંતુ મારે પળ બે પળ જ થોભવું પડ્યું.

પેલી ભિખારણ ધીમેથી નીચે બેસીને આકુળ વ્યાકુળ ભયગ્રસ્ત ચહેરે ચારે તરફ દૃષ્ટિ કરી રહી હતી. પાસેના મકાનના પડછાયામાં હું ભીંત સરસો એ શું કરે છે એ જોવા ઊભો રહી ગયો. એની દરેક ક્રિયા ત્યાંથી સ્પષ્ટ જોઇ શકાતી હતી.

મને લાગ્યું કે કોઈનું કાંઈ પડી ગયેલું છે અને એણે ત્યાં છુપાવી દીધું લાગે છે.

અત્યારસુધી કદાચ માણસની અવરજવર ઓછી થવાની એ રાહ જોઇ રહી હશે

થોડીવાર થઈ. તે બેઠી હતી ત્યાંથી ધીમે ઘસડાતી ઘસડાતી આગળ વધી! મને નવાઈ લાગી. કોઈની ખોવાયલી ચીજનું બરાબર થાનક એણે યાદ રાખ્યું હોય એમ સમજાયું.

ઘસડાતી ઘસડાતી તે આગળ વધતી રહી. આસપાસ એક ભયત્રસ્ત દૃષ્ટિ નાખીને, ઘડીભર એ થોભી જતી. પછી પાછી આગળ વધતી. એને બીકમાં બીક કોઈ દેખી જાય એની હોય એમ જણાતું હતું

મંદિરના પગથિયાં પાસે પહોંચીને એણે ત્યાં ઉતાવળે પોતાનું માથું નીચે ઢાળી દીધું! એના આંગળીઓ વિનાના બે ઠુંઠા હાથ એ માથાની આગળ જોડાઈ ગયા હતા એ જાણે પોતાનું સમર્પણ જ કરી રહી હતી; પોતાની રીતે. થોડીવાર એ એમ પડી રહી.

'ઓ હો હો!' મારા મનમાં એક ઊંડો વિચાર ઉદ્ભવ્યો. 'આને તે અજ્ઞાનની પરિસીમા કહેવી કે અંધશ્રદ્ધાની?'

એ ત્યાંથી પાછી ફરતી જણાઇ. એટલે હું પણ એની પાસેથી નીકળ્યો.

એને આપવા માટે મેં એક બે આની કાઢી. એની સામે ધરી.

એણે પોતાના ઠુંઠા હાથ લાંબા કરવાને બદલે મારી સામે જોડી રાખ્યા: 'નાંહિં સેઠજી! હવે નાંય!'

'કેમ હવે શું છે તે લેવાનું નહિ એની એ વાતમાં મને કાંઈ સમજ પડી નહિ

મેં કહ્યું: 'હવે લેને લેતી હોય તો..' પણ એણે તો લેવાને માટે હાથ ન લંબાવતાં મારી સામે જોયું એની આંખમાં ઝળઝળીયાં સ્પષ્ટ દેખાતાં હતાં. હું છોભીલો બની ગયો કારણ વિનાની કર્કશ ભાષા વાપરવાનો મનમાં પશ્ચાત્તાપ પણ થયો એટલામાં તો એણે બે હાથ જોડી રાખીને મારા પગ પાસેની જમીન ઉપર જ પોતાનું માથું ઢાળી દીધું હતું 'સેઠજી મારા સા'બ! હવે નાંય!'

એનો આ 'હવે' શબ્દ 'હાવે' જેવો સંભળાતો, એ અગમ્ય થઈ રહ્યો.



એના આ વર્તનનો કોઈ ખુલાસો મારા મનમાં આવ્યો નહિ. હું ત્યાંથી ખસવા જતો હતો એટલામાં એક અપંગ વૃદ્ધ જેવો અશક્ત ભિખારી ત્યાં મારી સામે આવીને ઊભો રહ્યો. એના હાથમાં મેં બેઆની મૂકી દીધી. ને ચાલતી પકડી.

થોડેક આઘે જઈને પાછી નજર કરું છું તો હું જે જોતો હોઉં તે માનવામાં આવતું ન હોય તેમ, મારો આગળ વધતો પગ ત્યાં જ થંભી ગયો !

પેલી કંગાળ ભિખારણ પોતાનાં પાઇ પૈસો, આની, જેમાં રાખતી હતી એ આખું ડબલું, એની મરણમૂડી, પેલા ભિખારીને આપી રહી હતી ! કોઈ ભારે નવીન વસ્તુ જોઈ હોય તેમ બે પળ ત્યાં થોભી ગયો. ડોસો ચાલ્યો ગયો, પણ પેલી ભીખારણ હજી ત્યાંજ બેઠી હતી. માતાના મંદિર સામે દૃષ્ટિ રાખીને.

બીજે દિવસે સાંજે છ વાગે નિયમ પ્રમાણે હું ત્યાં ગયો તો આજ પેલી ભિખારણને ત્યાં ઊભેલી જોઈ નહિ ! મને ઘણી જ નવાઈ લાગી. કોઈ દિવસ એક પળ પણ એ સોડી ન પડે !

દર્શન કરીને પાછો ફરું છું ત્યાં કોઈ ધાર્મિક ભાઈએ એક ચુંથાઈ ગયેલા જેવું કાગળિયું મારી સામે ધર્યું: 'સાહેબ! તમારી શ્રદ્ધા હોય તે પ્રમાણે !'

'શું છે ?' મેં પૂછ્યું: 'શાને માટે છે ?'

'અરે ! સા'બ ! એ તો પેલી ભિખારણ મરી ગઈ છે તે સાળીને આ ભિખારાં મસાણ ભેગી કરે. બે પૈસા એટલા માટે ભેગા કરવા છે !'

'કઈ ભિખારણ ?' મેં આશ્ચર્યથી પૂછ્યું.

'અરે ! સા'બ પેલી આંહીંથી ટળતી જ નહિ એ ?'

'પેલી ?'

'હા–એ, પેલી રગતપીતડી !'

મેં ઝડપથી એના હાથમાં જે આવ્યું તે આપી દીધું. એનાથી આઘો ખસવા માંડયો. એણે કાગળિયું ચીંથરું બીજા કોઈની સામે ધરી રાખ્યું હતું. મારા મનમાં એક મોટો વિચાર તરંગ સવાર થતો હતો: 'કાલે એણે કહ્યું 'નહિ સેઠજી ! હવે નાંય...' એના ઉચ્ચારનો સ્પષ્ટ અવાજ જાણે અત્યારે પણ સંભળાયો. 'એ આટલા માટે હશે ? એને ભિખારણને શું . . . ?'

મેં ઉતાવળે પેલા ધર્મવાનને પકડયો: 'એ ક્યારે મરણ પામી ?'

'એ તો શું ખબર સા'બ ? સવારે ભંગીયો વહેલો વાળવા આવ્યો તો એ.... પેલે ઠેકાણે . . .' એણે આંગળી વતી જગ્યા બતાવી: 'ત્યાં એ પડી હતી !'

મેં એણે બતાવ્યું ત્યાં જોયું. 'પેલા વૃદ્ધ અશક્તને એણે પોતાની મરણમૂડીની જ્યાં સોંપણી કરી હતી, એ જ એ જગ્યા હતી !'

બે પળ હું વિચાર કરતો ઊભો જ રહી ગયો !

એના મૃત્યુના માનમાં કાંઈક વધારે આપવાની ઇચ્છાથી મેં ખીસામાં હાથ નાખ્યો તો સિક્કાને બદલે, ખોટી પ્રશંસાથી ભરેલો કોઈક નવા લેખકનો ચૂંથાઇ ગયેલો કાગળ એમાંથી હાથ પડયો !





મારા ખીસ્સામાંથી એક વખત એક સો રૂપિયાની નોટ કોઈક ગઠિયો કલકત્તાની બજારમાં ઉપાડી ગયો હતો. પણ એ તો એ જમાનો 'તરત દાન ને મહાપુણ્યનો' હતો, એટલે મને લાગે છે સોની નોટ મળી જતાં એણે મારો બોગ લેવાનું માંડી વાળ્યું હોય. ગમે તેમ પણ એ સોની નોટ કરતાં એક વખત એક રૂપિયાની નોટ બરાબર સમયે ખોવાણી હતી મને એવું આજ લાગી આવે છે

સીવીલ હોસ્પીટલ પાસે એક થાંભલાને અઢંગીને એક બાઈ બેઠી હતી. દેખીતી રીતે એ કોઈક નજીકની ગામડામાંથી આવેલી હતી. એના મોં ઉપર નુર ન હતું. આંખમાં ભયંકર શૂન્યતા હતી. ચહેરા ઉપર અતિશય નિરાશા વ્યાપી ગયેલી હતી

એના ખોળામાં જેવા તેવા પાથરેલા એક ફાટલા લૂગડા ઉપર જેને માણસ નહિ પણ હાડકાનું માળખું કહી શકાય એવું એક માનવ હાડપિંજર પડ્યું હતું!

બાઈ પોતાના કાળા સાડલાના છેડાથી એને ધીમો પવન નાખી રહી હતી

આવતા જતા રાહદારીના ધ્યાન પર પડે તેમ એણે પડખે એક લૂગડું પાથર્યું હતું એમાં જતા આવતા માણસે નાખેલા પૈસા પડ્યા હતા. હું ત્યાંથી નીકળ્યો. મારે કામની ઉતાવળ હતી. પણ કેવળ હાડકાંને આ બાઈ, જે જતનથી ધીમો ધીમો પવન નાખીને જરાક આરામ આપવા પ્રયત્ન કરી રહી હતી, એ પ્રયત્નના માનમાં હોય તેમ પગ આગળ ચાલતો થંભી ગયો!

મેં એની સામે અદબ ભરેલી રીતે ઊભા રહેવામાં ઔચિત્ય જોયું. બોલી શકાય એવી કોઈ અવસ્થા ત્યાં હતી નહિ આ એનો છોકરો ભાગ્યે જ બે દિનો મહેમાન હશે. એને એ ખબર હોય તેમ એ પણ એને સાથે ધીમા શાન્ત શોકભર્યા અવાજે એવું કાંઈક કહી રહી હતી.

મેં વરસો પહેલાં એક વૃદ્ધ ગામડિયાને પોતાનો એકનો એક ક્ષયરોગી દીકરો દવાખાને લાવતાં જોયેલો ખરે બપોરે એ ગાડામાં હડગડ હડગડ થતો આવ્યો. દવાખાને ગયો. ડોક્ટરને બોલવામાં સહેલામાં સહેલું થઈ પડ્યું છે, એ મોસંબીનું ડોક્ટરે એને કહ્યું. એ ગામમાં મોસંબી શોધવા ગયો પાછો આવ્યો મોસંબી લઈને, તો ત્યાં છોકરો હતો નહિ! મારી બહુ જ નજીક આ બનાવ બન્યો—ત્યારે એ ડોસાએ જે રૂદન કરેલું—વર્ષો પહેલાં સાંભળેલું એ રૂદન, આજ મને અચાનક આ ડોશી ને એના જેવા જ આ ક્ષયરોગી છોકરાને જોતાં સાંભરી આવ્યું!

ત્યાં ડોશીએ કહ્યું: 'બાપુ! આને માટે મોસંબીના પૈસા આપજો. મારે આજ ઉધાર માટે થઈને ભીખ માગવી પડે છે બાપુ!'

મેં ખીસામાં હાથ તો નાખ્યો. પણ સો નવી નક્કોર રૂપિયાની નોટ હતી. બીજું કંઈ કહેતાં કાંઈ હતું નહિ. એક રૂમાલ હતો રૂપિયો આપી દેતાં જીવ ચાલ્યો નહિ!

પાછા ફરતાં આપશું કહીને એ વખતે મેં ચાલતી પકડી.

ઝપાટાબંધ બસમાં બેઠો પણ આ તો 'બસ થોભો'ની બસ. એટલે જીંદગીનું પૂછવું શું? મળી એ જ મોટો ઉપકાર ને!



આંદમાંડ પિતળનો અરધો તૂટલ સળિયો પકડીને, મ્યુ. ના સાઠે મેમ્બરોને મનમાં ભાંડતો ત્યાં ઊભો તો રહ્યો, પણ પછી બીજે કે ત્રીજે સ્ટેશને ટીકીટ લેવા માટે ખીસ્સામાં હાથ નાખ્યો, ત્યાં નોટ તો ઠીક, રૂમાલ પણ મળે નહિ! કોઈ ભગવાનભરોંસે લૂંટી ગયો હતો!

ચારે તરફ નજર કરી. કોઈ હરિનો લાલ મળે તો. એક આનો ટીકીટનો જોઇએ નાં?

એટલામાં એક ખૂણામાં કોઈકનો હસતો ચહેરો નજરે પડયો. નિશાની કરીને એક આનો એની પાસેથી પડાવ્યો.

સાંજરે પાછા ફરતી વખતે સિવિલ હોસ્પીટલ પાસે નીકળ્યો તો પેલી ડોશી ત્યાં બેઠી હતી. પણ મારી પાસે કાંઈ હતું નહિ.

બીજે કે ત્રીજે દીવસે સાંજે હું ત્યાંથી નીકળ્યો તો પેલી ડોશી એકલી ટુંટિયાંવાળીને મોં નીચું કરીને ત્યાં બેઠી હતી. આજ એના ખોળામાં પેલો છોકરો ન હતો. કે પડખે પાથરેલું ફાળિયું ન હતું.

મેં ત્યાંથી પસાર થતાં એના તરફ દૃષ્ટિ કરી તો એકીટશે એ જમીન ઉપર નજર કરીને બેઠી હતી.

'ડોશીમા!' મેં એને જગાડી : 'આ લ્યો—તે દિવસે તમને આપવાનું રહી ગયું હતું!'

'કોણ ભઈલા!' ડોશીએ જરાક મોં ઉંચું કરીને કહ્યું, 'કોણ છે?'

મેં તેની સામે એક બેઆની ધરી.

'હેં!'

એક રૂપિયાની નોટ ગુમાવ્યાનો મને ત્યારે ખરો પશ્ચાતાપ થઈ આવ્યો.

'ના માડી! એણે તો ગામતરું કર્યું!' હું આશ્વાસન દેતો બોલ્યો એ વધુ કાંઈ બોલી નહિ. પણ એ ચૂપ જ થઈ ગઈ. કેટલીએવાર સુધી એણે એ પથરા ઉપર જોયા કર્યું. અને પછી પોતાનો ફાટલ સાડલો લઈને એ ધીમે શોકભર્યા પગલે ત્યાંથી ચાલી નીકળી!

હું જોતો જ રહ્યો!

હમણાં અશ્વમેધયજ્ઞની આખી વિચાર-સરણી ઉપર એક નવી દૃષ્ટિ નાખવાનો પ્રયત્ન કર્યો. અશ્વ એટલે આપણું પોતાનું મન એવો સ્પષ્ટ ધ્વનિ એમાંથી નીકળે છે. ગીતામાં મનની ઘોડા સાથે સરખામણી કરી છે. પણ એ વિચારબીજનું મૂળ તો ઉપનિષદ્‌માં છે. ત્યાં જ એક બીજી વાત પણ છે. વર્ષે ઘોડો ફરીને પાછો આવે ત્યારે યજ્ઞમાં હોમાય —એ રૂપકનો અર્થ તો એમ છે કે, વ્યક્તિનું જીવનચક્ર પુરું થાય, ત્યારે જાણે એ નવજીવનનો સ્વાંગ સજવા મૃત્યુના દ્વારમાં આવે છે. એ રીતે જીવનના કરતાં પણ વધારે મોટો મહોત્સવ મૃત્યુનો કરવો ઘટે. મૃત્યુ, એ જીવનને બરાબર જાણનાર માટે તો, જીવન કરતાં કોઈ જુદો પદાર્થ નથી. મૃત્યુના મહાસાગરમાં તો જીવન સ્ફુરી રહ્યું છે. મૃત્યુ વડે તો જીવનનો તંતુ હમેશાં ચાલતો રહે છે. એટલા માટે સમાજમાં મૃત્યુને અમંગળ રૂપ આપવાની રીત દાખલ થઇ ગઈ છે એ સુધારો માગે છે. જીવનના જેટલું જ આપણે મૃત્યુને સમજવું ઘટે. પ્રોફે. હાવરે લખેલું 'મોત ઉપર મન' એ નામનું એક પુસ્તક હમણાં વર્નાક્યુલર





મારા ખીસ્સામાંથી એક વખત એક સો રૂપિયાની નોટ કોઈક ગઠિયો કલકત્તાની બજારમાં ઉપાડી ગયો હતો. પણ એ તો એ જમાનો 'તરત દાન ને મહાપુણ્યનો' હતો, એટલે મને લાગે છે સોની નોટ મળી જતાં એનું મારો બોજ લેવાનું માંડી વાળ્યું હોય. ગમે તેમ પણ એ સોની નોટ કરતાં એક વખત એક રૂપિયાની નોટ બરાબર સમયે ખોવાણી હતી મને એવું આજ લાગી આવે છે

સીવીલ હોસ્પીટલ પાસે એક થાંભલાને અઢેલીને એક બાઈ બેઠી હતી દેખીતી રીતે એ કોઈક નજીકની ગામડામાંથી આવેલી હતી એના મોં ઉપર નુર ન હતું. આંખમાં ભયંકર શૂન્યતા હતી. ચહેરા ઉપર અનિવાર્ય નિરાશા વ્યાપી ગયેલી હતી

એના ખોળામાં જેવા તેવા પાથરેલા એક ફાટલ લૂગડા ઉપર જેને માણસ નહિ પણ હાડકાનું માળખું કહી શકાય એવું એક માનવ હાડપિંજર પડ્યું હતું!

બાઈ પોતાના કાળા સાડલાના છેડાથી એને ધીમો પવન નાખી રહી હતી

આવતા જતા મદદગારીના ધ્યાન પર પડે તેમ એણે પડખે એક લૂગડું પાથર્યું હતું એમાં જતા આવતા માણસે નાખેલા પૈસા પડ્યા હતા. હું ત્યાંથી નીકળ્યો. મારે કામની ઉતાવળ હતી. પણ કેરળ દાક્તરને આ બાઈ, જે જતનથી ધીમો ધીમો પવન નાખીને જરાક આરામ આપવા પ્રયત્ન કરી રહી હતી, એ પ્રયત્નના માનમાં હોય તેમ પગ આપોઆપ ચાલતો થંભી ગયો!

મેં એની સામે અદબ ભરેલી રીતે ઉભા રહેવામાં ઔચિત્ય જોયું. બોલી શકાય એવી કોઈ અવસ્થા ત્યાં હતી નહિ આ કેને છોકરો લાગે જ બે દિનો મહેમાન હશે. એને એ ખબર હોય તેમ એ પણ એની સાથે ધીમા શાન્ત શોકભર્યા અવાજે એને કાંઈક કહી રહી હતી

મેં વરસો પહેલાં એક વૃદ્ધ સામટિયેને પોતાનો એકનો એક ક્ષયરોગી દીકરો દવાખાને લાવતાં જોયેલો ખરે બપોરે એ ગાડામાં હડબડ હડબડ થતો આવ્યો દવાખાને ગયો. ડોક્ટરને બોલવામાં સહેલામાં સહેલું થઈ પડ્યું છે, એ મોસંબીનું ડોક્ટરે એને કહ્યું. એ ગામમાં મોસંબી શોધવા ગયો. પાછો આવ્યો મોસંબી લઈને, તો ત્યાં છોકરો હતો નહિ! મારી બહુ જ નજીક આ બનાવ બન્યો—ત્યારે એ ડોસાએ જે રૂદન કરેલું—વર્ષો પહેલાં સાંભળેલું એ રૂદન, આજ મને અચાનક આ ડોશી ને એના જેવા જ આ ક્ષયરોગી છોકરાને જોતાં સાંભરી આવ્યું!

ત્યાં ડોશીએ કહ્યું: 'ભાઈ! આને મારે મોસંબીના પૈસા આપજો. મારે આજ છોકરા માટે થઈને ભીખ માગવી પડે છે બાપુ!'

મેં ખીસ્સામાં હાથ તો નાખ્યો. પણ સો નવી નકોર રૂપિયાની નોટ હતી. બીજું કંઈ કહેતાં કાંઈ હતું નહિ એક રૂમાલ હતો રૂપિયો આપી દેતાં જીવ ચાલ્યો નહિ!

પાછા ફરતાં આપણું કહીને એ વખતે મેં ચાલતી પકડી.

ઝપાટાબંધ બસમાં બેઠો પણ આ તો 'બસ પોલો'ની બસ. એટલે ગીરદીનું પૂછવું શું? મળી એ જ મોટો ઉપકાર ને!



માંડમાંડ પિતળનો અરધો તૂટલ સળિયો પકડીને, મ્યુ. ના સાઠે મેમ્બરોને મનમાં ભાંડતો ત્યાં ઊભો તો રહ્યો, પણ પછી બીજે કે ત્રીજે સ્ટેશને ટીકીટ લેવા માટે ખીસ્સામાં હાથ નાખ્યો, ત્યાં નોટ તો ઠીક, રૂમાલ પણ મળે નહિ! કોઈ ભગવાનભરોસે ભેટી ગયો હતો!

ચારે તરફ નજર કરી. કોઈ હરિનો લાલ મળે તો, એક આનો ટીકીટનો જોઇએ નાં?

એટલામાં એક ખૂણામાં કોઈકનો હસતો ચહેરો નજરે પડ્યો. નિશાની કરીને એક આનો એની પાસેથી પડાવ્યો.

સાંજરે પાછા ફરતી વખતે સિવિલ હોસ્પીટલ પાસે નીકળ્યો તો પેલી ડોશી ત્યાં બેઠી હતી. પણ મારી પાસે કાંઈ હતું નહિ.

બીજે કે ત્રીજે દીવસે સાંજે હું ત્યાંથી નીકળ્યો તો પેલી ડોશી એકલી ટુંટિયાંવાળીને મોં નીચું કરીને ત્યાં બેઠી હતી. આજ એના ખોળામાં પેલો છોકરો ન હતો. કે પડખે પાથરેલું ફાળિયું ન હતું.

મેં ત્યાંથી પસાર થતાં એના તરફ દૃષ્ટિ કરી તો એકીટશે એ જમીન ઉપર નજર કરીને બેઠી હતી.

'ડોશીમા!' મેં એને જગાડી: 'આ લ્યો–તે દિવસે તમને આપવાનું રહી ગયું હતું!'

'કોણ ભઈલા!' ડોશીએ જરાક મોં ઉંચું કરીને કહ્યું, 'કોણ છે?'

મેં તેની સામે એક બેઆની ધરી.

'હું!'

એક રૂપિયાની નોટ ગુમાવ્યાનો મને ત્યારે ખરો પશ્ચાતાપ થઈ આવ્યો.

'ના માડી! એણે તો ગામતરું કર્યું!' હું આશ્વાસન દેતો બોલ્યો એ વધુ કાંઈ બોલી નહિ. પણ એ ચૂપ જ થઈ ગઈ. કેટલીએવાર સુધી એણે એ પથરા ઉપર જોયા કર્યું, અને પછી પોતાનો ફાટલ સાડલો લઈને એ ધીમે શોકભર્યા પગલે ત્યાંથી ચાલી નીકળી!

હું જોતો જ રહ્યો!

હમણાં અશ્વમેધયજ્ઞની આખી વિચાર-સરણી ઉપર એક નવી દૃષ્ટિ નાખવાનો પ્રયત્ન કર્યો. અશ્વ એટલે આપણું પોતાનું મન એવો સ્પષ્ટ ધ્વનિ એમાંથી નીકળે છે. ગીતામાં મનની ઘોડા સાથે સરખામણી કરી છે. પણ એ વિચારબીજનું મૂળ તો ઉપનિષદ્‌માં છે. ત્યાં જ એક બીજી વાત પણ છે. વર્ષે ઘોડો ફરીને પાછો આવે ત્યારે યજ્ઞમાં હોમાય –એ રૂપકનો અર્થ તો એમ છે કે, વ્યક્તિનું જીવનચક્ર પુરું થાય, ત્યારે જાણે એ નવજીવનનો સ્વાંગ સજવા મૃત્યુના દ્વારમાં આવે છે. એ રીતે જીવનના કરતાં પણ વધારે મોટો મહોત્સવ મૃત્યુનો કરવો ઘટે. મૃત્યુ, એ જીવનને બરાબર જાણનાર માટે તો, જીવન કરતાં કોઇ જુદો પદાર્થ નથી. મૃત્યુના મહાસાગરમાં તો જીવન સ્કુરી રહ્યું છે. મૃત્યુ વડે તો જીવનનો તંતુ હમેશાં ચાલતો રહે છે. એટલા માટે સમાજમાં મૃત્યુને અમંગળ રૂપ આપવાની રીત દાખલ થઇ ગઈ છે એ સુધારો માગે છે. જીવનના જેટલું જ આપણે મૃત્યુને સમજવું ઘટે. પ્રોફે. હાવરે લખેલું 'સોત ઉપર મન' એ નામનું એક પુસ્તક હમણાં વર્નાક્યુલર





સોસાયટીએ પ્રગટ કર્યું છે. એમાં મૃત્યુ વિષે મહાન વિચારકોએ કેવી કેવી દૃષ્ટિ વડે વિચાર કર્યો છે તે આપ્યું છે. ઐચ્છિક મૃત્યુ નામની કોઈ ભવ્ય સ્થિતિ હશે કે નહિ એ આપણે માટે આજે તો કલ્પનાનો વિષય થઈ પડયો છે, પણ એવું નહિ હોય કે જન્મ અને મરણ એ બન્ને ઉપર માનવનો કોઈક પ્રકારનો એક વખત કાબૂ તો હશે જ હશે? આપણી દુનિયા જે પ્રગતિ કરી રહી છે તેમાં એણે બુદ્ધિ પહોંચી શકે ત્યાં સુધીની વસ્તુઓનો પત્તો મેળવ્યો છે. મન, ચિત્ત, અહંકાર, અને ચેતન એ સઘળા પદાર્થો ઉપર હજી જોઈએ તેટલી શોધખોળ થઈ નથી. એ પણ શોધખોળના વિષયો છે એટલો સ્વીકાર થઇ શકયો છે, એ વસ્તુ જ અત્યારે તો સંતોષકારક ગણવી જોઈએ. જરાક વિષયાંતર થાય છે છતાં આપણે સમજવું જોઇએ કે સત્યની શોધ એ કામ ધર્મનું જ છે એમ નથી; વિજ્ઞાનનું પણ છે જેવી રીતે કલા માત્રનું પ્રધાન કામ, ધર્મ નીતિ કે સત્ય આપવાનું નથી, પણ સૌન્દર્ય આપવાનું છે, અને સૌન્દર્ય વિષેનો આપણો ખ્યાલ છીછરો બની જવાથી જ, આપણે સત્ય નીતિ અને ધર્મનાં વિશેષણોને વારંવાર સૌન્દર્યદર્શનમાં પણ ઉપદેશક બનીને આપવાનું શરુ કર્યું છે! બાકી એ બધાં એમાં હોય જ હોય. તેમ વિજ્ઞાનનો ખરો ખ્યાલ ન રહેવાથી જ આપણે વિજ્ઞાનને ધર્મથી જુદી વસ્તુ ગણવા માંડયા છીએ. બાકી વિજ્ઞાન એ સત્યની જ ઉપાસના છે. જેવી સત્યની ઉપાસના વિજ્ઞાને કરી છે એવી તો ધર્મે પણ કરી નહિ હોય એ વિજ્ઞાનનો આ કે તે ઉપયોગ એ તો માનવ બુદ્ધિના દીવાળાનો વિષય છે. એમાં વિજ્ઞાનને, વિજ્ઞાન તરીકે કાંઇ લેવા દેવા નથી. વિજ્ઞાન, જે નિયમિતતા, વ્યવસ્થા, ધ્યાન, અને શક્તિની ઉપાસના માટે છે, એ પ્રત્યે આપણો દેશ બેદરકાર રહેશે, તો આવતી કાલે આપણે જે સંદેશો દુનિયાને આપવાની હવાઇ વાતો કરી રહ્યા છીએ, તે સંદેશો પણ વિજ્ઞાનદ્વારા જ સિદ્ધ થશે અને આપણા હવાઈ મહેલ એ તો હવાઈ મહેલ જ રહેશે! કોને ખબર છે આવતી કાલે ગુનેગારની જુદી જુદી વૃત્તિઓના પૃથક્કરણ માંથી, એક કદાપિ ગુનો ન કરનારી પ્રજા નહી નહિ આવે? પાણીની ખાશશમાં થોડા આમ કે તેમ ફેરફાર કરવાથી જો માછલીઓના મગરમચ્છ બનાવી શકવાનું સફળ થતું હોય ને બિલાડી ઉંદર વચ્ચે સહેજ વેર નથી, એ પ્રયોગ દ્વારા સિદ્ધ કરવાની પાછળ વિજ્ઞાન લાગ્યું હોય, તો એ વિજ્ઞાન, પ્રજાની નૈતિક ને સાંસ્કારિક ભાવનાને પણ વંશવિજ્ઞાનનો લાભ આપતાં શું પરિણામ ન લાવી શકે એ કલ્પનાતીત વિષય છે.

આપણે વિજ્ઞાનના રાક્ષસી ઉપયોગ સામે સાવચેતી રાખવાનું શીખવાની વાત કરતા કરતા હવે ખુદ વિજ્ઞાનની સામે જ મોરચો માંડયો છે. આપણે ભૂલવું ન જોઈએ, કે વિજ્ઞાનની ને યંત્રવાદની સામે વાત કરનારો દરેક દરેક માણસ, યંત્રના ઉપયોગ વડે જ હરે છે, ફરે છે, વાંચે છે વિચારે છે ને વાતો કરે છે. આ યંત્રવાદમાં આપણે માણસ ગુમાવી ન બેસીએ–એટલું જ જો આપણે આપણી આર્થિક વ્યવસ્થાથી શકય બનાવી દઈએ, તો આપણો દુનિયાને આપવાનો એ એક જ સંદેશો હોઈ શકે: માણસને ન ગુમાવતા.

પરન્તુ એ પણ ધર્મનો નહિ–એટલો



વિજ્ઞાનનો વિષય છે. અને એમાં માણસજાતે આગળ વધવું રહ્યું.

જો કે રાજતંત્ર ચલાવવા માટે કુનેહ જોઈએ, અને લડાઈઓ ચલાવવા માટે વ્યૂહ રચના જોઈએ, છતાં આદર્શ તો માનવનો એ હોવો ઘટે કે, રાજતંત્ર ચલાવનારાઓએ ઓછામાં ઓછી ડખલ કરીને રાજતંત્ર ચલાવતાં શીખવું જોઈએ.

મહાશક્તિ ત્યારે જ નભે છે, જ્યારે આની કોઈ ડખલ એ ઊભી કરતાં નથી.

આ મેં શી રીતે જાણ્યું એમ તમે પૂછો છો ?

એની આ સૂત્રાવલિ છે.

જ્યારે રાજ્યમાં ઘણી નિયમાવલિઓ અને ઘણા ખાસધારાઓ હોય, ત્યારે લોકો વધારે ને વધારે દીન અને હીન બને.

જેમ કાયદાનાં શાસ્ત્રો વધારે તીક્ષ્ણ, તેમ કાયદાની વધારે ગેરવ્યવસ્થા.

જેમ લલિતકલાના નામનો લોકોને વધારે હરામચસ્કો, તેમ નિરૂપયોગી વસ્તુઓનો વધારે ઠઠારો.

જેમ જેમ વધારે કાયદા ઊભા થાય, તેમ તેમ વધારે ચોર રસ્તા શોધાતા જાય. એટલા માટે પ્રાજ્ઞ પુરુષો તો કહે છે કે, જેમ સૂર્ય તપે તેમ સુરાજ્યે, લોક કલ્યાણ માટે દૂરથી તપવું ઘટે. એના નિત્ય જીવનમાં ડોકિયું કરી ડખલ કરનાર સરકાર, ચોર ડાકુની ટોળી ગણાય. અને વળી રાજ્ય જ્યારે ઓછું ડખલ કરનારું અને થોડું ધુસેળિયું થાય છે, ત્યારે એ પોતાની પ્રજાને રાજ કરતાં શીખવાડી શકે છે.

જ્યારે રાજ્ય અવિવેકી બને છે, ત્યારે લોકો અશાંત ને ટીકાખોર થાય છે.

દુઃખના સાગર ઉપર, સુખની એક લહરી ચાલી જાય તો પણ બસ થઈ રહે છે.

સુખના સાગર નીચે દુઃખ તો છે ને છે જ એટલે રાજ્ય એ હમેશાં રામ-રાજ્ય થઈ રહેશે એમ તો કોણ કહી શકે ?

પણ રાજ્ય, જો પોતાનો કક્કો જ ખરો કરવા માટે રાજ કરે, તો એમાંથી વહેલે મોડે એ કુનેહ ને ઠગબાજી શીખે અને પોતાની પહેલાંનાં શઠ રાજકર્તાઓની પેઠે, એ પણ બોલવા માંડે કે ' લોકકલ્યાણ માટે. ' અને ખરી રીતે એ સઘળું હોય પોતાની પોલ ઢાંકવા માટે. માણસ જાત, રાજદ્વારીઓની આ કુનેહબાજીથી બિચારી હમેશાં ત્રસ્ત રહી છે. એટલા માટે જ્યારે પેલા ઈંદ્રે માછલીઓને લાકડાનો કટકો આપ્યો ત્યારે એણે બીજો રાજા માગ્યો. વધારે બળવાન. પછી બગલો આવ્યો ! માણસજાત બિચારી રાજદ્વારી વિષયમાં આમ આંધળે બહેરા જેમ કૂટાય છે !

એટલા માટે રાજ્ય તો એ છે કે જે, નિયમિતને વ્યવસ્થિત છે, પણ તુમારી ઢીલમાં પડેલું નથી.

એ આદર્શવાદી છે; પણ સસ્તાં સૂત્રો બોલતું નથી.

એ પ્રમાણિક સીધું છે; પણ





પ્રજાને ભાર રૂપ થઈ પડે તેવા અત્યાચારીઓને પણ નભાવી લે, એટલું બધું નહિ.

એ પ્રકાશમાન છે; પણ બીજાને આંજી નાખે એવું ભભકાભર્યું 'પ્રોપેગેન્ડીસ્ટ' નહિ.

[ Taoist scripture ઉપરથી ]

ઉંચામાં ઉંચા પ્રકારની બુદ્ધિ, શક્તિ અને સંયમ વિના, કેવળ ગાંધીજીનું નામ લેવાથી રામરાજ્ય સ્થપાઈ જાશે, એવી જાતનું ભયંકર માનસરોગી મૂર્તિપૂજક વાતાવરણ હવામાં દેખાય છે, ત્યારે મનમાં ને મનમાં એક પ્રશ્ન ઉઠે છે, વર્ષો સુધી ચીનમાં આંતરવિગ્રહનો અગ્નિ શમી શકયો નથી, એવા કોઈ ભયંકર અગ્નિ તરફ તો આ અભાગી દેશ ઘસડાતો નહિ હોય? ગઇ કાલ સુધી જે ડાહ્યા જણાતા હતા તે કેવળ સોધાં સૂત્રો જ કાં બોલ્યા કરે? અને છતાં જેમ કાપડ ને મીલમાલિકો વિષેની અનેક સાચીખોટી કુશંકાઓ લોકહૃદયમાં ઘર કરી રહી છે તેમ આ ખુદ રાજતંત્ર સંચાલકો વિષે પણ આવી સાચીખોટી કુશંકાઓ લોક હૃદયે કેમ ઊભી થયા કરે છે? લોકો શું નાલાયક છે? તો સ્વરાજ પ્રાપ્તિ માટે શું આવા નાલાયક લોકો લડતા હતા? ટીકાખોર બનવા નવરા છે? કે સત્યનો અંશાંશ પકડાતાં ઉતાવળા ને ઘેલા બન્યા છે? છે શું?

આપણા આ રાષ્ટ્રને ઘડનાર મહાનપુરૂષનું મૃત્યુ પણ આપણને સંયમી રહેવા નહિ પ્રેરે?

આપણો રાષ્ટ્ર એક એવા મહાસંધિ કાળમાં છે, કે જે વખતે ઉતાવળે બોલેલો એક શબ્દ કે ઉતાવળે કરેલો એક કાયદો, એને વિપત્તિમાં ધકેલી દઈ શકે તેમ છે

જેમને હૈયે રાષ્ટ્રનું હિત હોય—એ તમામ કોઈ સંધીદ્વારા ફરી વાતને અને વાતાવરણને વિચારવાનો તક લેશે કે લોકમાનસ સંપર્ક સાધવાનો પ્રયત્ન કરશે કે પછી આપણા દિવસો ભરાઇ ચૂકયાનો અટળ ભાવિલેખ કોઇ મહાન વિપ્લવની ભૂમિકા તૈયાર કરી રહ્યો હશે? ન જાને.

✱

## સ્થિરતા

યુવાન! બસ ઝંખના જગવ એક હૈયા મહીં:
'બનાઉં જગ પ્રેમશાંતિમય વેદનાઓ સહી!'
પછી અડગ, સ્થિર ને અટલ તું રહેજે સદા!'
અને ઝલક આણીને જીવનમાં તું કર્તવ્યની
સદા સ્થિર રહીશ તો—
બનીશ જ તું કો'ક દી લસત ધ્રુવતારા સમો!
અને નિરખી સ્થિરતા—
બધાં મનુજ હોડલાં તુજ ભણી દગો માંડશે!

**શેખઆદમ આબુવાલા**

# નીલી

જ યાજ્ઞી

કોઇ ઉદ્યાનમાં આમ તેમ ખેલતું એ પેલું નાનકડું-ફૂલસરા પંખી આવે છે જોયું છે? નીલીને જોતાં એ પંખીની યાદ આવે! એટલી ખુશનુમા. એટલી પોતાની નાનકડી સૃષ્ટિમાં તલ્લીન. એટલી આનંદી ને રમતિયાળ. એવી જ ફૂલ ઉપરથી ફૂલ ઉપર ઉડતી જાણે પંખિણી!

એ કોઈ દિવસ ગંભીર મળે નહિ. કોણ જાણે એના હૃદયમાં ક્યાં એણે નાનો સરખો એક આનંદ ફુવારો સંઘરી રાખ્યો હશે, પણ જ્યારે જૂઓ ત્યારે એ એમાં જ નહાતી ઊભી હોય! અને તમે જો એની પાસે ઊભા રહો તો તમને પણ એ આનંદ-સેરમાં થોડાક ભીંજવી નાખે! ગંભીરતાને અને એને એક સો ગાઉનું છેટું. શોક ને એને તો એક હજાર!

એના જીવનમાં કોઈ દિવસ મેં ડોકિયું કરેલું નહિ. માત્ર આટલું જ જોયેલું કે આ જીવનમાં ક્યાંક કાંઈક બેઠું છે. અને એના જોર ઉપર આ પંખીનો કિલ્લોલ ચાલી રહ્યો છે!

એક દિવસ સવારે મેં એને જોઈ. આ પૃથ્વી ઉપર પગ મૂકવાના પણ જાણે એણે સોગંદ લીધા હોય એમ એ ઉડી જ રહી હતી! એના આનંદી જીવનને, આજે કોઇએ પેલછાની પ્યાલીમાંથી, જાણે કે, ઢંગધડા વિનાના ઉત્સાહનું એક મોટું ચાંગળું લઈને પીવરાવી દીધું હતું!

આજ માત્ર એનું મોં જ હસતું ન હતું. આંખો હસતી હતી. પગ હસતા હતા. એની ગતિમાં હાસ્ય ઠેકડા દેતું હતું. ઉડતા વાળમાંથી પણ હાસ્યના જ પડઘા ઉઠતા હતા. તંગ પહેરેલાં કપડામાંથી પણ એની જ લેરખીઓ રેલાતી હતી.

મેં એને બગીચામાં દોડતી પકડી: 'અરે! નીલી ઇતની ક્યું ખુસ ખુસાલ હો ગઇ હો? કુછ નઇ બાત આઇ હય?'

'અરે! માસ્ટર સા'બ! કુછ કેને કી બાત નહિ!' પોતાના વિશિષ્ટ ઉચ્ચારણે વધું પ્રિય ને મધુર લાગતી એની જબાનમાં પણ કોઈ અનેરા ઉત્સાહનો પડછંદો ઉઠતો હતો.

હું એની પાસે સર્યો: 'ક્યું? ભૂલને કે લીયે કોઇ ડાલી મીલ ગઈ?'

'અરે! માસ્ટર સા'બ!' તે ગોરેથી હસી પડી: 'એસા નહિ! એસા કુછ નહિ!

'પણ બોલ તો ખરી ત્યારે છે શું?' મેં મારી જાડી રીત વાપરી.

'અરે! સા'બ મૈં તો દેસ મેં જા રહી હું!'

'દેસમેં? મગર યે બાતમેં ઇતની ખુશખુસાલ ક્યું હો ગઈ હો?'

'અરે! માસ્ટર સા'બ! તુમકુ ક્યા બતલાઉં? મેરે હૃદયમેં ક્યા હે ઓર ક્યા નહિ? કીસી તરહસેં બતલાઉં? 'આ ગયા કુછ યાદ દિલ, ભરઆય આંસુ ગીર પડે!' તેણે એક પંક્તિ ગાઈ કાઢી, અને પછી અતિ આનંદના એ ભારથી હોય તેમ જરાક શોકથેરી આંખે મારી સામે જોઇ રહી.

'નીલી! શું છે? દેશમાં શું છે? કોઇકા બ્યાહ હય?'

'કુછ નહિ સા'બ!' તેણે કહ્યું: અને પછી ધીમેથી ઉમેર્યું: 'સા'બ! ઇધર અમારા ઘર હય. માં હય. અરે સા'બ! મને જે થઈ રહ્યું છે એ હું તમને શી રીતે બતાવું?' મને સ્પષ્ટ સમજાવવા માટે હોય એમ એણે ભાષા ફેર કરી નાખતાં કહ્યું: 'અરે! માસ્ટર સા'બ! હું આવડી હતી...' તેણે જમીન ઉપર હાથ રાખીને પોતાની સાત આઠ વર્ષની ઉમ્મરનું કદ બતાવ્યું: 'હું આવડી હતી, ત્યારથી આહીં આવી છું. આજ એ વાતને આઠ દસ વરસ વીતી ગયાં. મને એટલું સાંભરે છે, કે અમારું એક નાનકડું સુંદર ઘર છે. ડુંગરના પડખામાં. એની પોછળ લીલી ટેકરીઓ છે. શીના ઉપર નાનકડું વનકુંજી જંગલ આવી રહ્યું છે. ઘરથી થોડે દૂર એક નાનું સરખું ચોખ્ખા પાણીનું ઝરણું વહે છે. મારા મા બાપ ભાઇ ભોજાઈ સૌ ત્યાં છે. આજ હું ત્યાં મારાં મા બાપને મળવા જવાની છુ ને મારા આનંદની કોઇ





સીમા નથી.' દૂર દૂર પોતાનું ઘર જોતી હોય તેમ એ પળભર આકાશમા નજર માંડતી થોભી ગઈ. 'મારી રાહ જોઈને ત્યાં મારી મા ગામને પાદર આવેલા આંબા નીચે બેઠી હશે હું ત્યાં જઈશ. એ મને ઉપાડી જ લેશે કેટલી બધી વાર એના હેત ભર્યાં આલિંગનમાથી હું છૂટીશ! અરે! માસ્ટર સા'બ! મને શું થઈ રહ્યું છે, એ હું તમને શું કહું? મને તો અત્યારે ને અત્યારે કોઈ પાંખો આપે'

મારી ભાભી કેવી હશે! એને તો મેં જોઈ પણ નથી! મારા બાપા લાકડી લઈને, અમારી ડુંગરી નાનકડી ગાવડીને, પેલી ટેકરીમાં ચારતા હશે, એને ખબર પડશે કે નીલી આવી છે અને એ દોડતા આવશે! અરે! માસ્ટર સા'બ મૈ—મેરા હૃદય ભી, કુછ ન કુછ કવિતા આપ લોગ લીખ દો. આપ બોલો તો મૈ સીખ લુંગી! યે હમારે હૃદયકી બાત ભી કોઈ કવિતા મોટા લોગ કભી નહિ લખતે ક્યું!'

છાતી ઉપર હાથ મૂકીને, એ થોડીવાર સુધી આંખે મીચી ગઈ જાણે કે પોતાની કલ્પનામા પડી ગઈ હોય!

હું શરમીંદો બનીને મુંગો જ ઉભો રહ્યો હતો. કવિતાની તો અત્યારે જ મારા ટેબલના ખાનામાં તેરહજાર લીટીઓ પડી હતી! પણ આ નીલીને સમજાવવા જેવી કોઈ બે લીટી પણ, એમાંથી મારે પોતાને જ કંઈ જડતી જ હતી ને!

અને એ તો કલ્પનાની નિંદરમાંથી જાગીને કવિતાના ઝરણાં માફક અત્યારે પોતાની જાતની આનંદભરી પ્રેમભાવ પ્રગટાવવા માંડી!

'અરે! માસ્ટર સા'બ! યે લોક મારી ક્યારની રાહ જોતા હશે! હું ત્યાં મારી નાનકડી વાડીમા હરીશ ફરીશ મારા બાપ સાથે હશે. મારી મા ત્યાં હશે. મારી ભાભી મને પકડવા દોડશે. બાથમાં મળશે ત્યાંના કેટલા કેટલા પંખીને હું ઓળખુ છુ! એક તો ચોક્કસ મને જોઈને દોડ્યું જ આવશે! દોસ્ત પેલુ મારું બુલબુલ!'

એની માનસી સૃષ્ટિને જરાક પણ પાર્થિવ સ્પર્શ થાશે તો આ ગાંડી છોકરી અત્યારે અહીં જ રડી પડશે એ બીકથી મૂંઝલો હું ત્યાંને ત્યાં બોલ્યા વિના શાંત ઉભો ઉભો એને જ સાંભળી રહ્યો હતો!

નીલી તો આગળ બોલતી હતી 'અરે! માસ્ટર સા'બ તુમભી કોઈ દિન ઉપર આ જાના મૈ આપકે લીયે અચ્છા સા ચાવલ બનાઉંગી ઔર આલુકા સાક ભી તૈયાર કરુંગી. મારો ભાઈ લડાઈમાંથી આવી ગયો હશે.' તેના મોં એમ બોલતાં ઉપર કોઈ અનેરો આનંદ છવાઈ ગયો.

એના નાનપણના મગજમાં એના ઘરની એક કલ્પનાછબી સૂતી પડી હતી. આજ એણે પોતાને ઘેર થોડા વખત જવા માટે રજા મેળવી. અને એ જાગી ઉઠી હતી! એ મનોહરસૃષ્ટિ એમાં નાચી રહી હતી મેં એને વ્યવહારુ વાતનું કંઈક કહ્યું.

'અહીં નીલી! તું પાછી ક્યારે આવશે?' મે પૂછ્યું

'આઉંગી. જબ મૈં મેરા ઘર સે... અરે! માસ્ટર સા'બ! મારું નાનકડું ઘર, મારે ઘરાઈ ઘરાઈને જોવું છે! હમણાં અહીં 'છીલ્લી' રહેગી!'

'છીલ્લી?'

'છીલ્લી ઈધર હમેરે બદલે મે વો કામ કરેગી હમેરી છોટી બહેન હય! મૈ આજ જાઉંગી. છીલ્લી કલ પરસુ આ જાયગી.'

મને એના નામનો ધ્વનિ આકર્ષક લાગ્યો કોઈ બચરવાળ કુટુંબે એની બહેન હવે 'છેલ્લી' કહીને જાણે ભગવાન પાસે આરામ માગ્યો હતો!

પણ નીલી તો પોતાની મનસૃષ્ટિના પડઘા પાડતી ગાતી ગાતી જ દોડી ગઈ!

'યે હમેરી જીંદગી કા, ખ્વાબ કોઈ લે ગયે, ખ્વાબ નહિ પુરી જીંદગી કો, વો હમેરી લે ગયે!

[૨]

નીલીની બહેન છીલ્લી આવી. નીલી ઉડતા પંખી જેવી હતી તો છીલ્લી, જાણે પાંજરામાં બેઠેલ મેના જેવી તદ્દન મુંગી. મને તો લાગ્યું કે એની વાણી

જાણે મરી જ ગઇ હતી. મને નવાઇ લાગી. નીલી વિના વાતાવરણમાંથી જાણે કોઇ પડઘા ઉઠતા ન હતા ! નીલી હોય તો હવા ગાજતી જ હોય !

એક દિવસ બપોરથી જ વાદળાંઓએ નાનકડાં રખડુ છોકરાંની પેઠે, ખીણ ટેકરા ડુંગરા ને ઝાડમાં જેમ ઠીક પડે તેમ, ભમવાનું શરુ કરી દીધું હતું. ડુંગરા ઉપર તડકો દેખાતો હતો તો ખીણની ગોદમાં ધોધમાર વરસાદ પડતો હતો ! ડાહ્યા ડમરાં થઇને ડુંગરાની ખીણમાં આળોટી ગયેલાં વાદળાંને એક ક્ષણે પવન હીંચકાવતો હતો, તો બીજી જ ક્ષણે એમને ઝાડના ટોચ સિંહાસન ઉપર લઇ જઇને ત્યાંથી કોણ જાણે કયાં ફેંકી દેતો હતો !

એમની આ રમતિયાળ દોડાદોડી જોઇને લાગે કે બરાબર જાણે કે નીલી જ દોડી રહી છે ! હું વિચાર કરી રહ્યો હતો કે નીલીનું પછી એને ઘેર શું થયું હશે ? એના ગાંડા સ્વપ્નનું !

બહાર કઠેરાની બારી ઉઘાડી રાખીને, મોડી સાંજે વાદળાંની આ રમ્મત જોતાં જોતાં મારી આંખ ક્યારે મીંચાઇ ગઇ એનું મને કાંઇ ધ્યાન રહ્યું નહિ. પણ અરધી રાતે અંધકાર સાગરમાં ડૈકડા મારતી વીજળીએ મને જગાડ્યો, હું તરત બારીને બંધ કરવા માટે ઊભો થયો. બહાર નજર કરી. બધે અંધકાર છવાઇ ગયો હતો. ધીમા પવનની પાંખ ઉપર નાનકડાં જલબિંદુ આવી રહ્યાં હતાં.

એ ક્ષણે ત્યાં જોતો ઊભો રહ્યો. અંધારાની નિઃસીમ સૃષ્ટિમાં સામેના ડુંગરાના કોઇ કોઇ વીજળી દીવા માત્ર ઝબૂકી રહ્યા હતા.

પાછો પથારીમાં પડવા જતો હતો, પણ કાન ઉપર, જાણે કોઇનો પરિચિત અવાજ સંભળાતો લાગ્યો. કઠેરામાંથી એ આવતો હોય તેમ જણાયું. મને નવાઇ લાગી. કઠેરાનું એક બારણું સીધું રસ્તા ઉપર પડતું હતું એ મને યાદ આવ્યું. અત્યારે ત્યાં કોણ હોય !

હું ચુપચુપ બહાર નીકળ્યો. છાને પગલે જઇને ત્યાં કઠેરાના બારણાની પાછળ લપાઇ ગયો. અવાજ ધીમો–અતિધીમો, આવતો હતો. પણ શબ્દ સ્પષ્ટ પકડાતા હતા. હું જ્યાં હતો ત્યાં પૃથ્વી સાથે જાણે ચોંટી જ ગયો. નીલી ને છીલ્લી બન્ને કાંઇક વાતો કરી રહ્યાં હોય એમ મને જણાયું. મને લાગ્યું કે મારો ભ્રમ હશે. પણ ના, અવાજ ચોખ્ખો હતો. ત્યારે તો નીલી પાછી આવી કે શું ? નીલી આવી હોય તો પણ મોડી રાતે આવી હોય. એટલે તો મને બહુ જ નવાઇ લાગી. એટલી જ વારમાં એ પાછી આવતી રહી કે શું ! ધીમેથી જરાક આધે સરીને એમની વાતને કાન દીધા. નીલી છીલ્લીને કાંઇક કહી રહી હતી:

[ ૩ ]

' મુઝે ક્યા માલુમ છીલ્લી ! તુમને દિખલાયા વી નહિ, અપના ઘર ઇધર નહિ થા ! '

હું સાંભળી રહ્યો. નીલી પોતાને ઘેરથી આજે જ આવી હોવી જોઇએ. છીલ્લીને આંહી છાની રીતે મળવા આવી હોય તેમ જણાયું. છીલ્લીએ કાંઇ પ્રત્યુત્તર વાળ્યો હોય એમ જણાયું નહિ. એ તો મૂંગી જેવી હતી જ.

' જો ઘર મૈંને બચપણસે, અપને ખ્વાબમેં રાતદિન દીખ રહા થા, વો ઘર છીલ્લી ! ઉધર નહિ થા.' નીલીનો અવાજ ભારે થઇ ગયો હતો. ઘડીભર એ બોલી શકી નહિ.

' અરે ! છીલ્લી ! તેં મને લખ્યું પણ નહિ ! '

છીલ્લી ઓછાબોલી હતી. પણ અત્યારે એનો જવાબ સાંભળીને હું સ્તબ્ધ થઇ ગયો. એની વાણીએ વેદનાનું મૌનજળ જાણે પી લીધું હતું. તે બોલી:

' નીલી ! તું ત્યાં જઇ આવી ને જાતે જોઇ આવી એ જ સારું હતું. એમાં લખાય એવું શું હતું ! '

' તેં ખબર પણ કરી નહિ ? '

' ખબર કર્યે તું શું કરી શકવાની હતી ! જ્યાં આભ ફાટયું હતું ત્યાં થીગડું ક્યાંથી લાવવાનું હતું ! '

' પણ હું તો છીલ્લી ! જે માને મૂકીને આંહી આવી હતી એ માને, એ ઘરને, એ વાડીને, એ આપણી ગૌને જોવા ગઇ હતી ! મને તો એમ હતું કે એ ની એ મા ત્યાં બેઠી હશે ! એ ગૌ હશે ! અરે !





કેટલાં બધાં પંખી આપણી વાડીમાં બોલતાં હતાં ! એમાંનું એક પણ પંખી ત્યાં મળે નહિ. બીજું તો ઠીક, પંખી કયા ગયા ! પેલું મારું બુલબુલ પણ આવ્યું નહિ !

દસ વરસમાં આ થઈ શું ગયું ? ત્યાં જાણે વાડીમા કાંઈ રહ્યું જ ન હતું. આપણી ગાય પણ ન હતી. ગૌ કયા ગઈ છીલ્લી ?'

'ગૌ ? માએ તને કહ્યું નહિ હોય ? કસાઈને ત્યાં !'

'અરર ! આપણે એ કર્યું !'

'નીલી ! તને આહીં બેઠાં ખબર નથી કે બહાર કેવો વખત ચાલે છે !' છીલ્લી અતે ગંભીરતાથી બોલી: 'આપણે દાણા ખાવા હોય તો ગાય વેચવી પડે, વાડી આપવી પડે, ઝાડ પશુપંખી, અરે ! આપણી જાત વેચવી પડે એવો સમય હતો. મકાનના વીસ બોલતા હતા. બાપાને તાવ આવ્યો ને ચાવલ લાવવા પડ્યા, ત્યારે નીલી ! . . નીલી ! . . નીલી ! . .'

મૂંગી જેવી છીલ્લી આગળ બોલવાને બદલે હીબકા ભરી રહી હતી: 'અરર ! ની . . લી !' એટલું જ એ બોલી શકી.

બન્ને બહેનો જાણે એકબીજાને બાથ ભરીને ત્યાં અંધારપછેડામાં કોઈ શરમકથાને ઢાંકી રહ્યાં હતા !

'છીલ્લી ! આ તું શુ બોલે છે ?'

'નીલી ! આખી દુનિયા કેટલી પલટાઈ ગઈ છે એ તને શુ ખબર પડે !' મૂગી જેવી જણુતી છીલ્લીના પાસે કોણ જાણે કેવા કેવા અનુભવની વેદનાવાળી બહેની લાગી એના મૂંગાપણાનો આ અર્થ સમજાતા કાઈનું કાઈ નવુ અજવાળું પડ્યું. એ આગળ બોલી રહી:

'મા ત્યાં હોય ક્યાંથી ? ત્યાં બાપા પણ નથી. ત્યાં ઘર પણ નથી. નીલી ! દેશભરમા એક જ વસ્તુ રહી છે, પૈસા ?'

કાળી મજુરી કરીને કેવળ પોતાનો રોટલો રળવા નીકળેલી આ બન્ને બહેનોને ખબર ન પડી કે દસ વરસ પહેલાં એમના ઘરમાં કિલ્લોલ હતો એ કિલ્લોલ આજે હવે ક્યાં ગયો હતો ? શી રીતે ગયો હતો ? અને કોને ત્યાં ગયો હતો !'

નીલી બોલી: 'છીલ્લી ! આપણું ઘર હવે ત્યાં રહ્યું નથી. હું ક્યાં રહું ! અને મારી પાસે, થોડુંક મૂડી જેવું હતું, એ ઘરનું સ્વપ્નુ. એ પણ હવે મારું રહ્યું નહિ ! હું હવે શું કરું ?'

મને એના ગાણાની પેલી બે લીટી યાદમાં આવી ચડી.

'માએ શું કહ્યું ?'

નીલી કેટલીયે વાર સુધી બોલી નહિ.

'નીલી ! માએ શું કહ્યું ?'

નીલીએ કાંઈ જ પ્રત્યુત્તર વાળ્યો નહિ.

ત્રીજી વખત છીલ્લીએ પૂછ્યું: 'નીલી ! માએ તને શુ કહ્યુ ?'

નીલી જવાબ આપવાને બદલે એને વળગીને રોઈ પડી: 'છીલ્લી ! એ જ. તને કહ્યુ હતું તે. ઘર રાખવું કે જાત રાખવી. જીવવું કે જાત સાચવવી. છીલ્લી ! એ બેની વચ્ચે પસંદગી રહી છે. ત્રીજો કયાય રસ્તો જ નથી. હું આજ તને એ કહેવા આવી હતી. તું હવે હમણાં આંહીં જ રહી જાજે. ઈ . . ચોગમ ધરતીમાંથી માને કાંઈક કાંઈક આધાર મળે . . . . અને આપણા માંદા બાપને ચાવલ મળે . . .' નીલી બોલતી અટકી પડી.

અને પછી એક પણ શબ્દ બેમાંથી કોઈ બોલ્યું નહિ બોલી શક્યુ નહિ.

અને બન્ને બેનો એકબીજાને વળગીને ત્યાં અંધારામા જ બોલ્યા વિના સોડી ગઈ. નાનકડી, જનેતા વિહોણી, શોક કરી કરીને થાકી ગયેલી બાલિકાઓનાં હીબકા જેવાં એમનાં રહી રહીને આવતાં હીબકાં માત્ર સંભળાતાં હતાં.

બહાર આકાશમાંથી, એક મોટા કડાકા સાથે વરસાદ તૂટી પડ્યો.

☆



★ મેટ્રીકનું ફોર્મ મળ્યું.
★ અમદાવાદનું પહેલું દર્શન. ની પોળમાં
★ ડાહ્યાભાઈ ધોળશાજીની પ્રખ્યાત નાટક કંપનીનું નાટક 'ઉષા અનિરુદ્ધ' જોયું.

એ વખતે હું અને દેવશંકર બન્ને એક જ ઠેકાણે બેસીને એને ઘેર વાંચતા. અમે રાતે પાસે પાસે પથારીઓ કરીને પડ્યા પડ્યા કેક સ્વપ્નાંઓ ઘડતા અને મેટ્રીકમાં પાસ થઈ જવાય તો કોલેજ-જીવનની મજાનાં સુખદ વર્ષોની ભૂમિકા રચતા.

દેવશંકરના પિતા ડૉ. વજેશંકર વિદ્યારસિક માણસ હતા. એમને મારા ઉપર પ્રીતિ હતી. અમને બન્નેને પાસે બેસારીને એ અમારું ઇંગ્લીશ કમ્પોઝીશન સુધારતા. હમેશાં એ કાંઈ ને કાંઈ લખાવતા ને ભૂલો બતાવતા. એ ઉપરાંત એમનામાં પરાક્રમ, પ્રયત્ન અને પુરુષાર્થ પ્રત્યે અજબ જેવી શ્રદ્ધા હતી. એ અત્યંત ઉદ્યમશીલ હતા. છેલ્લામાં છેલ્લું તબીબી વિદ્યાનું જ્ઞાન મેળવી લેવાનો એમનો પ્રયત્ન વિદ્યાર્થીની અદાથી એ ચાલુ રાખ્યા જ કરતા.

પાછળથી દેવશંકર, જે આઇ. સી. એસ. થઈને આગળ વધી શક્યા, તેમાં પોરબંદરના અત્યારના સજ્જન મહારાજાની ઉદારતા ભરેલી મદદ કારણરૂપ હતી, પણ એ મહત્ત્વાકાંક્ષાનાં બીજાંકુર મૂકનાર તો ડૉ. વજેશંકર હતા.

એ કરતાં પણ એમનું એક મોટું ઋણ મારા ઉપર એ હતું કે મેટ્રીક પાસ થયા પછી, મારે માટે તો અંધકાર જ નિર્માયો હતો. મારે માટે આગળ વધવાનું શક્ય જ ન હતું. એ છતાં ડૉ. વજેશંકરે મને પ્રોત્સાહન આપ્યું હતું એમ સાંભરે છે. એમણે કહ્યું હતું કે પ્રયત્ન કરનારને કાંઈ ને કાંઈ પાધરું પડી જ જાય છે. એ ઉપરથી મને ભુખ એવું મન થયું કે જો મેટ્રીક થવાય તો આપણે પ્રયત્ન તો કરવો. પછી થવું હોય એ થાય.

પણ એ વખતે કાઠિયાવાડમાં, જે વાણિયા કે નાગરને પેટે જન્મ્યા ન હતા, એ સઘળા પશુઓ ગણાતાં. આજ એમાં કેટલો ફેરફાર થયો છે એ કાંઈ ખબર નથી. પણ એમાં ફેરફાર થવાની શક્યતા, આપણા કેવળ જ્ઞાતિમાં જ શક્તિ માનતા માનસમાં, એકદમ પ્રવેશે એ એક કોયડા જેવી વાત છે. એટલે મારા મનમાં ઊંડો ઊંડો ભય તો હતો કે કદાચ ફૉર્મ મળે, કદાચ પાસ થવાય, પણ કદાપિ કોઈ પણ સ્કૉલરશીપની મદદ કરે ને કૉલેજમાં જવાય એ 'ન ભુતો ન ભવિષ્યતિ'ની વાત હતી. રાજ સિવાય બીજું કોણ સ્કૉલરશીપ આપે? ને ત્યાં તો બધે ભોરંગની ચોકી બેઠી હતી. અને રાજાઓને પોતાને તો કોઈ પ્રજાજનને સાંભળવાના કાન જ ક્યાં હતા?

પણ આગળ ઉપર એક ચમત્કાર થયો. અને કાઠિયાવાડના તમામ હલકટ મુત્સદ્દીઓની, કોઈને પણ વિદ્યામાં મદદ ન આપવાની રાજનીતિને, ઉંધે કાંધ નાખીને, કુદરતે રસ્તો સરળ કરી દીધો ત્યારે મારા આશ્ચર્યનો પાર રહ્યો ન હતો! એ મદદ કરનારા



જુદા જુદા નીકળી પડ્યા ને દિશામાંથી મદદની આશા પણ નહિ—એવા દક્ષિણીભાઈઓએ પણ કેવળ મારી વિદ્યા પ્રીતિથી દોરાઈને સ્વયંભૂ મદદ આપી દીધી હતી આજે એ નોંધ લેતા એ બન્ને સજ્જનો પ્રો. મહાદેવ મલ્હાર જોશી, અને તે વખતના જૂના મઠના રાજ કર્મચારી તામ્બે સાહેબ—એમને મારુ અંતઃકરણ પ્રેમથી સંભાર્યા વિના રહી શકતું નથી

એમ તો પીઠડપુર ઠાકોર સુગાજી અને એક વખતના અમારા માસ્તર ને પાછળથી બીલખામાં દિવાન થયા તે જેઠાનાન શંકરલાલ રાવળ, એમણે પણ મદદ કરેલી પણ એ મને ઓળખતા હતા આ બન્ને સજ્જનો તો વિના ઓળખાણે મદદે આવેલા અને એમાં તામ્બે સાહેબે તો નિયમ રાખેલો કે એમના ઘણું કરીને આડસોના પગારમાંથી પાંચસો આ પ્રમાણે મદદમાં જાય!

દેવશંકર ને હું એ વખતે ભોજેશ્વર મહાદેવના મંદિરમાં દિવસે વાંચવા બેસતા પ્રિલિમિનરી હજી થવાની હતી એક પણ વિષયમાં એક પણ માર્ક ઘટે તો માર્કરસાહેબ ફ્રોમ આપે એ વાત તદ્દન અશક્ય એ નાનકડા પારસી દેહની સીધી રહેણીકરણીની કડકાઈ પાસે ભલભલાનો ગજ વાગે તેમ ન હતો ત્યાં એ વખતે પોરબંદરમાં એડમીની સ્ટ્રેટર તરીકે આવેલા હડાળા દરબાર વાજસુરવાળાના અંગત મિત્ર ને ખાનગી કારભારી જેવા સચિતના એક પુત્રને એમણે જરાક માટે ફ્રેમ આપવાની ના પાડી હતી ને કોઈની લાગવગે માર્કર સાહેબ ડગ્યા ન હતા પોરબંદરની હાઈસ્કુલમાં મેટ્રીકમાં મૂળે છોકરા જ વીસ કે પચીસ એટલે એમાં જરાક જેટલી પણ કચાશ હોય તો એ વર્ગમાં દ્વિગુણીત થઈ રહેતી કાકાએ પણ કહ્યું હતું કે આપણે આ માર્કરસાહેબના ઘરથી ત્રણ ખોરડાં આઘે રહીએ છીએ એ ખરુ, પણ એ જો એક વખત નાનું ડોકું ધૂણાવશે, તો એ 'ના'ની પછી હા નહિ થાય!

અને અમને પણ એ અનુભવ હતો એટલે દેવશંકર ને હું બન્ને ઘણી સખત તૈયારી કરતા હતા ગોખલેના પાંચસો એ પાંચસો દાખલા ગણી કાઢ્યા હતા એવી જ તૈયારી અંગ્રેજીની હતી રાતના બાર સામાન્ય હતા ને બે વાગે અમે વાંચતા હોઈએ એવા દિવસો પણ ઘણા પણ એ બધી તૈયારીનો અમને જે થાક ચડતો તેમાથી આરામ લેવા, મંદિરમાં આજ તો હસવું આવે છે એવી એક વિચિત્ર રમત અમે શોધી કાઢેલી

મંદિરની પડસાળમાં ઘણી ઠંડી રહેતી. ઓકળી પટાથી છાંયો પણ ઠીક રહેતો એટલે ત્યાં કોકરૂ પીળી મોટી માખોના પુંડા જામતા. પૂજારીની એક ખજુરીની સાવરણી ત્યાં બહાર પડી રહેતી વાંચી વાંચીને થાકી જઈએ ત્યારે અમારામાંથી એક જણ ચુપચુપ ઉઠે બીજાએ કેટલું વાંચ્યું છે એ જાણવાની તાનાનેલી બહુ રહેતી પણ પહેલો એક ખૂણેથી ઉઠે, ત્યાં જ બીજો વાચનારો પોતાની ચોપડી જ બંધ કરી દે દેવશંકરતી ગણના હોશિયાર વિદ્યાર્થીઓમાં હતી, તેમ જરાક જાડી બુદ્ધિવાળા ગોખણુદાસમાં પણ હતી જો કે એ તો એ પુસ્તકને આધારે ઘણું બોલવાનો પ્રયત્ન કરે, એમાંથી ઉભી થયેલી માન્યતાને લીધે પણ હોવાનો વધુ સંભવ હતો આ પ્રમાણે બીજાએ શું વાંચ્યું ને કેટલું વાંચ્યું એનો પત્તો ન મળે એટલે જેને નિરાશા મળે તે સાવરણી લઈને કાકરૂની માખીના પૂડા ઉપર હુમલો કરે! માખીઓ ઉડે એટલે બન્નેને ભાગવુ પડે ને વાંચવું વાંચવાને ઠેકાણે રહી જાય! આ પ્રમાણે બે ત્રણ વખત દિવસમાં થાય થાય ને થાય એ અમારી જાણે કે, ત્રણ ચાર વાગ્યાની નિયમિત ચા થઈ પડી! માખીઓ થોડીક મરતી પણ ખરી, પરંતુ અમને મળેલી એ નવી તાજગીથી પાછું કામમાં ચિત્ત ચોંટી જતું

સદ્ભાગ્યે કોઈ વખતે માખી કરડી હોય એ સાંભરતું નથી બાકી જો કરડી હોત એ પૂરા વૈરથી જ વળગી હોત ને પંદરેક દિવસનો ખાટલો થાત!

મધમાખીઓએ એક વખત અમને સૌને હેરાન કર્યા હતા એવી એક વાત આના અનુસંધાનમાં યાદ આવી જાય છે અમે પાલણ ગયેલા ત્યારે ત્યાં ગામ



બહાર બંગલામાં ઉતારો હતો ને વિશાળ બગીચાનો ઠંડો પવન લેતા પંખા નીચે બેઠા હતા. બપોરનો પાટણનો ઘામ તડકો હતો. હમણાં જ ટપાગાડીમાંથી ઉતરીને નિરાંત કરી રહ્યા હતા. ત્યાં કોણ જાણે શું થયું તે એકદમ આખો ઓરડો માખીઓના લશ્કરથી ભરાઇ ગયો! ને માખીઓ તો મંડી એક પછી એક ચોટવા. બારીમાંથી બારણામાંથી જેને જેમ ઠીક પડ્યું તેમ દોડી દોડીને ભાગવા માંડ્યા. કોઇક અનુભવી માળીએ હાકલ કરી કે હાથ હલાવ્યા વિના શાંત રીતે ચાલતા જ રહો ને માથા ઉપર રૂમાલ કે કાંઇક નાખી દો નહિતર ટોળું કેડો નહિ છોડે!

દરેક જણ જુદી જુદી દિશામાં ભાગી ગયા. ત્યારે એકાદ કલાકે એ તોફાન શમ્યું.

પાછળથી ખબર પડી કે ગાડીવાળો ઘોડાને ખડ ખવરાવતો હતો ત્યારે એણે બીડી સળગાવી. ઉપર જ છતમાં મધમાખીનો પૂડો. એને ધૂમાડો પહોંચ્યો ને એમાંથી આ તોફાન શરૂ થયું.

ગાડીવાળાનો ઘોડો તો એવો ભાગ્યો કે એની ગાડી સાજી રહી કે શું થયું તેનો કાંઇ પત્તો જ મળ્યો નહિ.

નર્મદા નદીમાં આ પ્રમાણે ખીજાયલી મધમાખીઓના ટોળાએ એક છોકરાનો પાણીમાં જીવ લઇ લીધો હતો. જેવો પાણીમાંથી ડોકું બહાર કાઢે કે તરત ચોટી પડે. એમ ને એમ એને ડૂબાડી દીધો!

જબલપુરના ભેડાઘાટ પાસે નર્મદા જળકિનારે એવડા મોટા માખીના પૂડા બાઝેલા છે કે એ શી રીતે રહેતા હશે એ નવાઇની વાત લાગે.

ત્યાં હોડીમાં ફરવા ગયા, ત્યારે હોડીવાળાએ પહેલી સૂચના એ કરી કે, જરા પણ અવાજ કરતા નહિ. આ માખીઓ ભયંકર છે.

એ જ મધમાખીઓને કેળવીને એમાંથી તો અમૃત લેનારા દેશો પણ પડ્યા છે. કેળવેલી મધમાખી હાથ ઉપર નિરાંતે બેઠી રહે છે. એવી કેળવેલી મધમાખીઓનું મધ પણ ઘણું સ્વચ્છ બને છે. જો કે મેં એક વખત જોયું હતું તેમ, આ મધમાખીઓને પાછી ખાંડ કે એવા પદાર્થ ઉપર રાખીને, ઝડપી ઉત્પાદન કરવામાં આવે તો એ મધ કદાચ ઓછું ગુણકારી થતું હોય. પણ આપણા દેશમા એ એક ઉદ્યોગની–ખાસ કરીને કાઠિયાવાડમાં–શકયતા રહેલી છે. નીલગીરીના જંગલો તો આવા મધપૂડાઓના ધામ બની ગયેલ છે. ગીરનારમાં એ શકયતા છે. દૂધ ઘી ને મધની નદીઓ રેલાવવાની સુરચના થાય તો જનતાનું સામર્થ્ય પણ વધે.

આ પ્રમાણે જ્યારે અમે બન્ને જણા આ માખીઓના ખેલમાં પડ્યા હતા ત્યારે કોને ખબર હતી કે ભવિષ્યનાં વર્ષો શું શું છુપાવી રહ્યાં છે? અંતે અમે જેની આતુરતાથી રાહ જોતા હતા તે પ્રિલિમિનરી પણ આવી પહોંચી.

જે દિવસે પરિણામ આવવાનું હતું તે દિવસે દસ વાગ્યાથી જ ભાવસિંહજી હાઇસ્કુલના કમ્પાઉન્ડમાં અમે સૌ ટોળે વળીને ઊભા રહી ગયા હતા. પરિણામની વિચિત્રતાનો પુરો ખ્યાલ છતાં, જેમને ખાત્રી જ હતી એ તો ફોર્મના પૈસા લઇને આવ્યા હતા. મારી પાસે પૈસા ન હતા.

પરિણામ આવ્યું. પાટિયા ઉપર નામ દેખાયું. મને જાણે સ્વર્ગ નજીક આવતું જણાયું. એકદમ ઘેર દોડયો. ઘેર કાકાની ચિંતાનો પાર ન હતો. બે વરસ સુધી જેને બાળવ્યો એની આ છેલ્લી કસોટી પાર પડે તો જ વાત પાર પડી કહેવાય. હું દોડતો આવ્યો અને એ વાત પામી ગયા 'શાબાશ! લીધું નાં? જીવરામ બાપાના મોળા ન હોય! વગેરે...' એમણે એમની શૈલી પ્રમાણે ઉત્સાહ દર્શાવ્યો.

ફોર્મ મળ્યા પછી જ આકરી તાવણી હતી.

મારે તો ઓળખાણમાં ઓળખાણ એક આ દેવશંકરની. એટલે પરીક્ષા આપવા અમદાવાદ જવું એ પણ એક મોટો કોયડો હતો. ને અમદાવાદ વિના બીજે ક્યાંય પરીક્ષા મળે નહિ! અમદાવાદમાં ઉતરવાનું ઠેકાણું નહિ ને કોઇ ઓળખાણ મળે નહિ! દેવશંકરના કાકાએ અમદાવાદમાં બંદોબસ્ત કરેલો.





એટલે છેવટે દેવશંકર સાથે પરીક્ષા આપવા માટે હું પોરબંદરથી ઉપડયો. તે પહેલાં હું પથકી સાહેબને મળી આવ્યો. એમના 'ટ્યુશન'નો ઠીક આધાર મને મળ્યો હતો. એમણે એક સુંદર સર્ટિફીકેટ મને આપ્યુ.

અમદાવાદ સુધીની એ મારી પહેલી લાંબી મુસાફરી હતી. વઢવાણથી દેવશંકરના કાકા ડૉ. ગૌરીશંકર લોલાધર અમારી સાથે આવવાના હતા. જ્યાં દેવશંકર ઉતરે ત્યાં જ મારે ઉતરવુ એમ નક્કી કર્યું. આ એના કાકા વિષે અમને પોરબંદરથી જ ડૉકટર સાહેબ વજેશંકરભાઇએ કેટલીક રીતે તૈયાર કર્યા હતા: મોઢું ઉચું 'મીલટરી' કદાવર શરીર, પડછંદ દેખાવ ને ઘેરો તંદુરસ્તી ભર્યો મોટો અવાજ અને હસમુખો વાતોડિયો સ્વભાવ. ડૉ વજેશંકર એક રીતે વૈરાગી સ્વભાવના હતા. ઓછામાં ઓછું બોલે. સ્વભાવમાં પુરુષાર્થની શ્રદ્ધા છતાં કાંઇક નિરાશા ખરી. પણ આ એમના ભાઇ એ તો લશ્કરી માણસ નીકળ્યા. આનંદી ને મુશ્કેલી માત્રને રોળી ઢોળી નાખનારા!

એમને લીધે અમારી અમદાવાદ ઉતરવા રહેવાની બધી મુશ્કેલીઓ તરત દુર થઇ ગઇ.

અમે અમદાવાદમાં મોટી ઢમામની પોળમાં ઉતર્યા. ડૉકટર સાહેબની પીછાનવાળા પટેલ ભોગીલાલ તથા ઇશ્વરલાલ એમને ત્યાં મુકામ કર્યો. એ વખતે અમદાવાદમાં બસ નહિ. ગાડી વાળા તો ચીરી નાખે ની! એટલે ગુજરાત કૉલેજના તંબુમાં પહોચી જવા માટે નવ વાગે નીકળી જતા. જેમને ત્યા ઉતર્યા હતા તે સજ્જન નીકળ્યા. એમણે ત્રણે દિવસ એક મીનીટનું પણ મોડું થવા દીધું નહિ!

પણ આ મેટ્રીકનો મહિમા આજના કરતા એક હજાર ગણો તે વખતે વધારે હતો. અમારા વીરપુરમાં એક ફોજદાર હતા. દયારામભાઇ એનું નામ. એના ચિરંજીવી અમૃતલાલે ત્યાંથી મેટ્રીકમાં બેસવાનુ પહેલું સાહસ કર્યું હતું! અને એક પછી એક એમ ત્રણ વરસ સુધી ઉપરા ઉપરી નાપાસ થયા હતા. ત્યારથી જ આખા ગામમાં એક માન્યતા આવી ગઇ હતી કે મેટ્રીકમાં કોઇ જ પાસ થાય નહિ!

વળી અમારી પછાત જ્ઞાતિમાં તો એવો પણ એક વહેમ હતો કે, એમાં મેટ્રીકમાં પાસ કોઇ જ ન હોય! એ તો પરીક્ષામાં બેસે કે તંબુમાં તરત ઢળી પડે! હીસ્ટરીયા જ લાગુ થઇ જાય. કોઇએ એવું પરાક્રમ કર્યું હતું કે નહિ એ તો ખબર નથી, પણ પેપર હાથમાં લેતાં જ તરત ઢળી પડવાનો એ વહેમ એટલો સજ્જડ હતો કે મે અમદાવાદ આવીને હમેશાં એક એક કાગળ મારા પિતા ઉપર વીરપુર મોકલેલો કે એમને ચિંતા ન થાય!

ડૉકટર સાહેબ અમારી સાથે જ આવે ને મંડપની બહાર આખો દિવસ બેસી રહે! કોઇ પેપરમાં અમને શંકાને લીધે નિરૂત્સાહ આવે તો એ ઊડાડી મૂકે!

મેટ્રીક મંડપની એ છાપ પહેલી હોવાથી આજ દિવસ સુધી એવી ને એવી ભવ્ય રહી છે! સેંકડો ને હજારો વિદ્યાર્થીઓનાં ટોળા કમળાશંકરભાઇને આવતા જોવા માટે ઊભાં રહી જાતા. એ વખતે એ 'હેડ' હતા. પહેલો દિવસ બરાબર યાદ છે. મંડપમા કાકરી પડે તો સંભળાય એવી શાંતિ થઇ ગઇ કેવળ પેપર વહેંચવાનો અવાજ આવી રહ્યો હતો. પેપર વહેચાઇ રહ્યા. કોઇ ઢળી પડ્યું કે નહિ એ ખબર નથી. પણ હું ઢળી પડયો ન હતો એટલું ચોક્કસ! એટલામા આજ દિવસ સુધી જે સ્વચ્છ, સ્પષ્ટ, સમર્થ શબ્દ રણકો, કાનમાં અથડાયા કરે છે, એવો રણકો આખા મંડપને ભરી દેતો સંભળાયો: ' Gentleman Question No.' કાંઇક ભૂલ હશે તે સુધરાવવા પ્રોફે. વીરમિત્ર દિવેટીયા બોલી રહ્યા હતા. આંહીં અમદાવાદ આવ્યો ત્યારે ખબર પડી કે વંશપરંપરા કુટુંબવેલીની જતનથી જાળવેલી સંગીત ઉપાસનાને લીધે એ શબ્દરણકારમાં એવું સ્વચ્છ સ્પષ્ટ સામર્થ્ય હતું, કે મંડપમાં એક વખત કે બે વખત બોલ્યા પછી, એક પણ છોકરો ગેરસમજમાં રહ્યો ન હતો! આજે શિક્ષકની પસંદગી કરતાં એના અવાજ વિષે કાંઇ ખ્યાલ રાખવામાં આવે છે કે નહિ, એ તો હામશી ભામશી ભાઇનું જે પબ્લીક સર્વીસ કમીશન સરકારે નીમ્યું



હોય એ જાણે, પણ નિયમ અને વ્યક્તિ એ બેનો એને મેળ મેળવતાં આ લાલ તુમારી ફાઇલોને કોઇ દિવસ નહિ આવડે તે નહિ જ આવડે !

શિવાજી મહારાજ વિષે એના ચારિત્રકારે એક જગ્યાએ લખ્યું છે કે એમની યુદ્ધોની જીત એ વ્યૂહને આભારી હતી એના કરતાં પણ વિશેષ તો બરાબર યોગ્ય માણસની બરાબર યોગ્ય જગ્યા માટેની જાતપસંદગીને વિશેષ આભારી હતી. અહીં એક રમુજી વાતનું સ્મરણ થઇ આવે છે. સ્વ. હીરાલાલ પારેખના વખતમાં ગુજરાતમાં કાંઇક 'રીસર્ચ' કરવા ના હેતુથી એક મંડળી જેવું કાંઇક અમદાવાદમાં આવેલું. તેમાના એક મુખ્ય માણસને દેવપટ્ટન એટલે સોમનાથ પાટણ અને એ અણહિલપુર પાટણથી જૂદું છે એની ખબર જ ન મળે ! અમને, એ, ગુજરાતમાં 'રીસર્ચ'નો શોખ નથી, એ વિષે ભાષણ આપી રહ્યા હતા અને નીચી મુંડીએ બેસીને એ ભાષણ હું સાંભળી રહ્યો હતો ! એ ગુજરાત !

ડૉકટર સાહેબે અમને બન્નેને આખું અમદાવાદ બતાવ્યુ. વર્ષો પછી પોતાના ચિરજીવીના કોઇ પાઠ્ય પુસ્તકમાં મારી આ ટૂંકી જીવનરેખા પ્રગટ થયેલી તે વાંચીને વૃદ્ધ ડૉકટરે એક પ્રેમભર્યો પત્ર ને થોડી માહિતી સુધારણા મને મોકલી હતી !

ઘણું કરીને આ પરીક્ષાના છેલ્લે દિવસે—એક પોસ્ટમેન મને શોધતો આવ્યો. મારા એક મનીઓર્ડર હતો. દસ રૂપિયાનો. હું તો મોકલનારનું નામ વાંચીને છક્ક થઇ ગયો. મારા કાકા પાસેથી તપાસ કરી સરનામું મેળવી અને પંથકી સાહબે પોરબંદરથી એ મનીઓર્ડર મોકલ્યો હતો. ઘણું કરીને એમનાં વહુએ. એટલું એ નાનુસરખું, પણ બરાબર સમયસર યોજેલું કામ આજ દિવસ સુધી હું સંભારી રહ્યો છું. એને હું એક કલાકૃતિ કહું. એમાં ભાવના હતી.

આ પૈસા લેણા ન હતા. કે મેં ધારેલા પણ ન હતા. પરંતુ જે દિવસે પરીક્ષા પૂરી થાય, તે દિવસે જુવાન માણસ છે, કાઇક અમદાવાદમાં લેવા કારવવાનું જોવાનું મન થાય, તો બરાબર તેજ દિવસે એના હાથમાં આવે તેમ, સંભારીને, કલ્પના કરીને, આમ પૈસા મોકલવાં, એ વસ્તુ કરવી ઘણી જ અઘરી છે. અને એમાં પંથકી સાહેબ તો ત્યાં પોલીસ સુપ્રી-ન્ટેન્ડેન્ટ હતા અને માથા ઉપર બહારવટાનાં કામ લટકતાં હતાં !

આજ દિવસ સુધી કોઇ પણ માણસે આ પ્રમાણે અણધારી રીતે બરાબર યોગ્ય સમયે યોગ્ય પગલાંની મદદ મને આપી હોય એમ સાંભરતું નથી. એટલે આ એક એકાકી ઉદાહરણ વધારે આકર્ષક બનીને હજી પણ પોતાની સ્મૃતિની અનોખી મીઠાશ જાળવી રહ્યું છે !

પછી તો મને એવો અનુભવ થયો કે કોમ તરીકે પારસીકોમમાં માણસનું કામ કદર કરવાની અનોખી જ ઉદારતા છે. એની તોલે આવે એવી કોઈ સંસ્કારિતા બીજે શોધવી મુશ્કેલ પડે !

જે દિવસે પરીક્ષા પૂરી થઇ તે દિવસે નાટક કંપની—ઘણું કરીને સ્વ. ડાહ્યાભાઇ ધોળશાની—એણે અનિરૂદ્ધ ઉષા કે ઉષાસ્વપ્ન એવો કોઇ ખેલ રાખેલો કે પછી વીણાવેલી કે અશ્રુમતી હોય ! એ ખેલ જોવા વિદ્યાર્થીઓનાં ટોળાં ઉપડેલાં. અત્યંત લોકપ્રિય ખેલ ગણાતો ને 'સખી સ્વપ્ન મહીં' મનમોહન મેં', નીરખ્યા એકાંત વિષે શયને' એ કવિતા આખી, પ્રેક્ષકો જ ઝીલી લેતા હતા !

એમાં આવતું હીંડોળાનું દૃશ્ય એના ભવ્ય દેખાવથી જનતાને મંત્રમુગ્ધ કરીને બેથી રાખતું હતું !

નાટકની લોકમાનસ ઉપર ઘણી જ ઉંડી અસર છે અને છતાં આપણે ત્યાં એ વિષે હજી પણ કાંઇ થઇ શકતું નથી એ જેવો તેવો દુઃખનો વિષય નથી. તમામ નાટક કંપનીએ એક થઇને, એક નાટક કંપનીની પહેલી શરુઆત જો કરી શકે, તો હજી પણ નાટક માટે લોકહૃદયમાં ઘણો અવકાશ છે.

મેટ્રીક પાસ થઇ જવાય તો મારી ઇચ્છા દેશીરાજમાં ગમે ત્યાં ઘુસી જવાની હતી. કારણ કે ત્યાં પગાર ઓછો મળે, પણ સાહેબીનો પાર નહિ. એમાં





જો 'રેવન્યુ ડીપાર્ટમેન્ટ' જેવું કાંઇ હાથમાં આવી જાય તો તો બેડો પાર ! પણ જેમ જેમ અનુભવ થતો ગયો તેમ તેમ ખબર પડી કે આ નોકરી ઉપર તો ભોરંગ બેઠા છે ને એ કાંઇ એમાં કોઈ ઉદરડાને પેસવા દે તેમ નથી !

નથુરામ શર્માના આશ્રમમાંથી મને એક મોહિની લાગી હતી રામકૃષ્ણ મીલનું રેશમી પીળી કિનારનું ધોતિયું એ વખતે વૈભવની કલ્પનાનું અંતિમ દષ્ટિબિન્દુ હતું. મને પણ થયું કે જો મેટ્રિક થઈ જવાય, પગાર મળે, તો આવું ધોતિયું પહેરીને હમેશાં નોકરીએ જઇએ. હાથમાં લાકડી હોય. બમે બેસ હોય. માથે પાઘડી હોય. મોમાં પાન હોય. અગિયાર વાગે જમીને નીકળ્યા હોઈએ. કામ કાંઈ હોય નહિ. ને હોય તો કણુખીને ઠેબે ચડાવવાનું. આના કરતાં વધારે મોટી મહત્ત્વાકાંક્ષા જન્મે એવું કાંઇ એ વખતની કાઠિયાવાડની હવામાં જ મળે નહિ !

એટલે મેટ્રીકની પરીક્ષા આપ્યા પછી હું સીધો મૂળી પાસે નળિયા કરીને ગામ છે ત્યાં ગયો. એ વખતે અંબાશંકરભાઇ ત્યાં માસ્તર હતા.

ત્યાંથી હું પાછો વિરપુર આવીને રહ્યો. ને મેટ્રીકના પરિણામની રાહ જોતા બેઠો.

પણ મારા મનમાં શંકાનો પાર ન હતો. મેટ્રીક થનારો કોઇપણ મહાનપુરૂષ હજી સુધી તો અમારા ગામમાંથી નીકળ્યો ન હતો. એટલે જ્યારે મેટ્રીકના પરિણામમાં મારું નામ આવ્યું ત્યારે તો અમારે ત્યાં ઉત્સવનો કોઇ પાર ન હતો. એ મહાન પ્રસંગને ઉચિત સ્મરણાંજલિ આપવા રામજીભાઈએ, મારી કલ્પનાના અંતિમ બિંદુ જેવું પેલું પીળી કોરનું, રામકૃષ્ણ મીલનું, દીવાનો, વકીલો, ડૉક્ટરો, ઓરીમરો પહેરતા એવું, ધોતિયું અપાવ્યું! કારણકે એ વખતે એ ઉંચામાં ઉંચી ફેશનમાં ગણાતું! આ 'ફેશન' કેવી હીન વસ્તુ છે ? તે પહેલાં 'એન' કવોલીટીની ગણાતી ટોપી એ ફેશનમાં હતી. આજ ગાંધીકેપ ફેશનમાં છે. હવે વળી ઉઘાડું માથું ફેશનમા આવ્યું છે. પણ એ તમામ ફેશન વચ્ચે રહેશે માણસ એ તો એ નો એ જ રહ્યો છે! જીવન સત્ત્વનો પોતાની આ કેવી દુરાગ્રહી વિડંબના ?

મેટ્રીક થતાંની સાથે જ મેં ભલે ગમે તે કલ્પના કરી રાખી હતી, પણ રામજીભાઇને 'પોસ્ટલ ડીપાર્ટમેન્ટ' ને 'પેન્શનેબલ સર્વીસ' એ બે શબ્દોએ એવી મોહીની લગાડેલી કે એમણે મને એમાં જ જવાનો રસ્તો બતાવ્યો. પોસ્ટલ ડીપાર્ટમેન્ટ એ પોસ્ટલ ડીપાર્ટમેન્ટ !

અરજી તો કરી હતી ટપાલખાતાને એટલે રાજકોટથી સુપ્રિન્ટેન્ડેન્ટનો કાગળ આવ્યો. એટલે આ ધોતિયું, પુનાલેધર કહેવાતા, પણ ખરી રીતે તો સતાળાના મોચીએ, પોતાની કારીગરીથી પીળા ચામડાના બનાવેલા સ્લીપર, કોટ, પાઘડી એવા બાદશાહી ઠાઠમાઠથી હું રાજકોટ પોસ્ટલ સુપ્રિન્ટેન્ડેન્ટને મળવા ઊપડયો. મને વિશ્વાસ હતો કે મારો વિજય જ છે. સુપ્રિન્ટેન્ડેન્ટ મારા મોતીના દાણા જેવા અક્ષર અને ગુજરાતી ભાષા એના ઉપર મોહી પડવાના ! પોસ્ટ ખાતામાં ત્રણેક જગ્યા ખાલી હતી અને તે માટે ઉમેદવારોને પરીક્ષા માટે બોલાવ્યા હતા. એમાં એક હું પણ હતો. ઘણી વખત સરકારી આવી જાહેર ખબરો ને 'ઇન્ટરવ્યુ' એ તો એક પ્રકારની હમ્બાજી બની ગયેલ હોય છે. અલબત સદૈવ, પણ એ વખતે આપણને શી ખબર? પરંતુ એ વખતે પોસ્ટખાતામાં તો ખાસ કોઇને આકર્ષણ નહિ એટલે આ જાહેરખબરના જવાબમાં પાંચ છ જણા જ આવેલા, પણ એમાંથી બે ત્રણ જણા જુદા જુદા પોસ્ટમાસ્ટરના સગાસંબંધી હતા, એમ વાત વાતમાં ખબર પડી. એક જણે તો મને કહ્યુ કે મારુ તો લગભગ નક્કી જેવું છે. આ તો આવુ કરવું પડે. સરકારી ખાતાઓ જ્યારે 'કાળા બજાર' 'ઓન' વગેરેની તપાસ કરતાં હશે ત્યારે એમને ખબર પડતી હશે ખરી કે એમના જ વ્યવસ્થિત જીવનસડાનો આ પ્રત્યાઘાત છે ?

એ વ્યવસ્થીત સડો છેક ઉપરથી નીચે સુધી ફેલાયલો છે! બ્રિટિશનું જે સળી ગયેલું ઝાડનું આપણે ભાગ આવ્યું છે તેમાં, કયાંથી કેટલું કાપવું



એનો પણ તુમારી સરકારને પત્તો લાગે તો ય માર્યું ! સુધારો તો તે પછી ઘણો દૂર છે !

એટલે ખરી રીતે આ ત્રણ જગ્યા માટે પોસ્ટ માસ્તરોના જ ભત્રીજા ભાણિયા નક્કી થઈ ચૂકયા હતા. 'ઇન્ટરવ્યુ' તો એક ઢોંગ હતો. આમાં મારો કયાંય પત્તો ખાય તેમ ન હતું. જે આવ્યા હતા એ તમામના કરતાં મારી શક્તિ વધારે હતી. કારણ કે મેં ઘણી વખત પોસ્ટમાસ્ટરનું કામ કર્યું હતું. પણ આંહીં કાંઇ એ વાતને સ્થાન જ ન હતું.

ઓફીસને ઓટલે પટાવાળા સાથે વાતો કરતા અમે છએ જણા ઊભા રહ્યા.

થોડીવાર થઇ. એક વાણિયા જેવા ગૃહસ્થ બહાર આવ્યા. એમણે બધાને અંદર બોલાવ્યા ને સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ પાસે રજુ કર્યા.

હવે અમારી છએ જણાની નવી પરીક્ષા શરુ થઇ

સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ ભલા હતા. ઘણું કરીને લાલ કાકા નામ હતું. એમના હાથ નીચે એક બીજા પારસી ગૃહસ્થ હતા. એમણે અંગ્રેજી ડીકટેશન લખાવ્યું. વાણિયા શીરેસ્તદાર તેમને જોવામાં મદદ કરી રહ્યા હતા.

એક જણાએ ત્રણ ભૂલો કરી હતી. તુરત સાહેબે એને 'દિલગીર છું' કહીને બહાર મોકલી દીધો !

પછી ગણિતનો વારો આવ્યો. સદ્‌ભાગ્યે એક જણો એમાં પણ ઉડી ગયો.

બાકી ચાર રહ્યા. જગ્યા ત્રણ હતી. ત્રણે જણા નક્કી હતા. પણ દેખાવ કર્યા વિના છુટકો ન હતો. સાહેબ પ્રામાણિક ને સારા લાગ્યા. પણ વાણિયા ભાઇ સીરેસ્તદાર મુંઝાયા. એક જણો હવે ઉડવો જ જોઇએ. આ બ્રાહ્મણભાઇ ઉડે તો સારું એવું જાતિ રક્ષાનું અભિમાન પણ કદાચ એમને થઇ આવ્યું હશે. ગુજરાતીનું ડિકટેશન લખાવવું શરુ કર્યું. એમાં તો કાંઇ ભય જ ન હતો. એમ વિચાર પણ આવ્યો કે સ્વચ્છ સુંદર ને શુદ્ધ ગુજરાતી લખવું. જેથી કટોકટીના પ્રસંગે આપણો નંબર ઊંચો રહે !

પણ એમાં ને એમાં એક વ્યવહારુ ગલતી થઇ ગઇ. નરસિંહરાવ ને ન્હાનાલાલ વાંચેલા. 'હમે' સંસ્કારી ગણાય એ ખ્યાલ હતો. 'જ્યહારે' ને 'ત્યહારે' તો ઉત્કૃષ્ટ પ્રકારની શૈલીના નમુના તરીકે મગજમાં રમતા હતા. એટલે આમાં પણ એમ જ લખ્યું ને અક્ષર —અક્ષર તો કોઇ ચીજ બનાવ્યા હતા. છાપખાનાના કોમ્પોઝીટરો સિવાય બીજા બધાએ મારા અક્ષરને વખાણ્યા છે !

શિરેસ્તદારે મારો કાગળ હાથમાં લીધો ને અક્ષરો જોઇને એ જરાક ઝાંખો પડી ગયો !

પણ અરે, અરે, આ શું ? તેણે પોતાની આંખ ઉપર ચશ્મા બરાબર ઠરાવ્યાં. ને પ્રસન્નતાનું એક મોજું ત્યાં છવાઇ ગયું. તે લગભગ હસી પડયો હતો !

— 'અરે...સી...તમને તો ગુજરાતી પણ નથી આવડતું !' મારી સામે જોઇને તેણે કહ્યું ને પારસી સાહેબ પાસે મારો કાગળ ધર્યો.

આજ 'પણ 'સંદેશ'નું ગુજરાતી 'હાઇ' કહેનારા પારસી ભાઇઓ મને મળી આવે છે તો એ જમાનામાં 'જ્યહારે' ત્યહારે' ને 'હમે' એ કોઇ ચલાવી લે ખરા ? ને તે પણ પોસ્ટખાતામાં ? 'જ્યહારે' ત્યહારે' ને 'હમે' ઉપર લાલ ચોકડીઓ પડી હતી !

સાહેબે મારી સામે જોયું. 'મિ... I am sorry' એટલું બોલીને એમણે કાગળમાં માથું નાખી દીધું.

પણ આજના તાજા પી. એચ. ડી. કરતાં તે વખતના તાજા મેટ્રીકના મગજમાં રાઇ વધારે રહેતી. મૂળ તો આ અંગ્રેજી ફીલોલોજી એમાં રાઇનું પ્રમાણ જ વધારે છે. એટલે આપણા માથામાં કયાં રાઇ ઓછી હતી ?

'પણ સાહેબ ! શું છે ? કયાં ભૂલ છે ? આ ભૂલ નથી !' મેં કહ્યું.

'મિ.' ઇન્સપેકટર જેવા હતા તે વચ્ચે બોલ્યા: 'Do yon mean to say, અમે ખોટું જોયું છે એમ ?'





'તમને ગુજરાતી ભાષામાં શી ગતાગમ પડે સાહેબ?' મોમાંથી ઉતાવળે આકરું વાક્ય નીકળી ગયું. નીકળ્યા પછી ઘણું થયું કે ન નીકળ્યું હોત તો સારું.

ઇન્સપેક્ટરે જવાબ ન આપ્યો. પણ એ જરાક રોષથી મારી સામે જોઇ રહ્યો. એટલામાં પેલા સીરેસ્તદારે મીઠાશથી કહ્યું: 'હવે તમે જઇ શકો છો હો! પાછળથી પરિણામ તમને જણાવીશું!'

એની આ ઝેરી મીઠાશ તો સહન જ થઇ ન શકી: 'તમે શું પરીક્ષાનુ પરિણામ આપવાના હતા! તમને પોતાને જ આવડતું નથી ને!'

એટલું બોલીને ઝપાટાબંધ ઓફીસની બહાર નીકળી ગયો. પાછળ ઓફીસમાં હાસ્યનું એક મોજું ફરી વળ્યું હતું!

ઠેઠ કમ્પાઉન્ડની બહાર આવીને મને લાગેલા આ અન્યાયી વલણ વિષે વિચાર કરતો ઊભો રહ્યો. એ વખતે આ તત્ત્વજ્ઞાની ઉકેલ નહિ મળેલો, કે કુદરત ઘણી વખત, દેખીતા અન્યાયની મારફત પણ ન્યાય જ આપે છે!

ટૂંકામાં હું પોસ્ટખાતાને માટે લાયક ન હતો. અને પોસ્ટખાતું મારે માટે લાયક ન હતું.

એક ઝાડ નીચે ઊભો ઊભો હું મનની વ્યગ્રતા સમાવવા પ્રયત્ન કરતો હતો. એવામાં અચાનક જ કોણ જાણે કયાંથી, આ બાજુ ફરવા નીકળી પડેલા, બીલખાના ડૉકટર નરભેરામ દેખાયા. મારો સંસ્કૃતનો પાયો બીલખામાં એમણે જ નાખ્યો હતો. એમણે મને જોયો પાસે આવ્યા ઘડીભર ચહેરા તરફ ને વેષ તરફ જોઇ રહ્યા:

'આંહીં કયાંથી?' એમણે પૂછ્યું.

'આંહીં પોસ્ટલ સુપ્રિન્ટેન્ડેન્ટની ઓફીસમાં આવ્યો હતો!'

'કેમ?' એમને નવાઈ લાગી: 'તમે તો મેટ્રીક થઇ ગયાનાં? હવે શું કરવુ છે?'

મેં કહ્યું: 'એટલા માટે જ આવ્યો હતો!'

'પોસ્ટખાતામાં? અરે! એમાં શું છે? કૉલેજમાં નથી જાવું!'

'ફી બહુ આકરી. ખરચો...'

'બધું થઇ રહેશે. તમે ઘેર તો ચાલો. કયાં ઉતર્યા છો?'

ડૉકટર નરભેરામ મને પ્રેમથી પોતાને ઘેર લઈ ગયા. આ એક ખરેખર અદ્‌ભુત અકસ્માત મને જણાયો છે. એમણે મને કૉલેજ જીવનનો લાભ સમજાવ્યો એમણે કહ્યું: તમે જુનાગઢ કૉલેજમાં જાઓ, ત્યાં પ્રોફે. ભટ્ટ છે. જોશી છે. બન્ને મદદ કરશે ને તમને ફીની તો માફી મળી જ જાશે!'

એમની પાસેથી બે ભલામણ પત્રો લઇને હું પાછો સનાળા ગયો.

ત્યાં મારી સાથે પોરબંદર મેટ્રીકમાં ભણતા બે મિત્રો, હરિલાલ નરભેશંકર માંકડ, અને ઉમંગલાલ મોહનલાલ મોટા એમના કામળ હતા. એ બન્ને જુનાગઢ બહાઉદ્દીન કૉલેજમાં જવાના હતા. છોટાલાલ માનસંગ કામદાર એ પણ ત્યાં જ જવાના હતા.

મારું તો છેવટની ઘડી સુધી કૉલેજમાં જવાનું નક્કી ન હતું. આ બન્ને મિત્રોએ અત્યાગ્રહ પૂર્વક લખ્યું હતું કે એક વખત કૉલેજમાં દાખલ થઇ જવું, પછી બધું એની મેળે થઇ રહેશે. એમના પત્રોએ મારા અસ્થિર વિચારને સ્થિર કરી. થોડી ઘણી મુડી લઈ કૉલેજમાં જવા નીકળ્યો.

એ વખતે બહાઉદ્દીન કૉલેજ જુનાગઢની, કાઠિયાવાડમાં સારી પ્રતિષ્ઠા હતી. આ નવાબ નાના હતા ને કુતરાંનો શોખ આપનારો કોઇ અંગ્રેજ હજી મળ્યો ન હતો. અને વળી તે વખતે નવાબી ન હતી. રેન્ડલ નામના અંગ્રેજ એડમીનીસ્ટ્રેટર તરીકે હતા. જેમ્સ સ્કોટ પ્રિન્સિપાલ હતા. પ્રોફે. હોડીવાલાની અગાધ વિદ્વતા વિષે અને એવી જ વિચિત્રતા વિષે, વિદ્યાર્થીઓમાંથી રસિક ચર્ચાઓ મળ્યા કરતી હતી. જેતપુરના અત્યંત હોંશિયાર ગણાતા ફર્સ્ટક્લાસ વિદ્યાર્થી વાલજી દેસાઈનું નામ પણ આ કૉલેજ સાથે સંકળાયલું હતું.

પ્રોફે. મહાદેવ મલ્હાર જોશી, એમની નાટો કાલિદાસનાં શીખવવાની પદ્ધતિ ઉપર તો વિદ્યાર્થીઓ વખાણ કરતાં થાકતા નહિ. એટલે છેવટે મેં પણ બહાઉદ્દીન કૉલેજમાં જવાનો નિશ્ચય કર્યો.



નાના હતા ત્યારે ગીરનારને અમે દૂરથી જોયા કરતા હતા. ખીલખાથી તો એ રાતદિવસ સાથે રહ્યો હતો. એ ગિરનારનું સાન્નિધ્ય મળે એ પણ આ નિશ્ચય કરવામાં એક કારણ બન્યું હતું.

ડુંગર, નદી, દરિયા, અને જંગલ એ મને હમેશાં સ્વજન જેવાં જ લાગ્યાં છે. એટલે ગીરનારનો ડુંગર નિત્ય જોવા મળશે એ વિચારે પણ જૂનાગઢ જવાનું જ નક્કી કર્યું.

એ વખતે કાંઈક વિદ્યાર્થીઓનો ધસારો વધારે હતો. આપણે તો બરાબર જોઈએ તેટલા જ ફુલ માર્ક મેટ્રીકમાં મેળવેલા. નહિ એક ઓછો કે નહિ એક અદકો. એટલે હોસ્ટેલમાં જગ્યા મળશે કે નહિ એની ચિંતા હતી.

પણ સદ્‌ભાગ્યે સલધાના સાહેબે, વહેલો તે પહેલો એ હિસાબ રાખેલો એટલે 'રૂમ' મળી ગઇ.

અંતે કોલેજમાં દાખલ થવાનું બની શક્યું, એટલે મારા ઉત્સાહનો પાર ન હતો.

પ્રોફે. મહાદેવ મલ્હાર જોશીને વિક્રમોર્વશીયનો શ્લોક 'अस्या सर्गविधौ प्रजापतिरभूत् चन्द्रो नु कान्त प्रभः, અને 'વેદાભ્યાસ જડ'નું રસિક વિવેચન કરતા સાંભળ્યા અને મારો અંતરાત્મા ડોલી ઉઠ્યો!

મને પહેલી વખત લાગ્યું કે આવું કાંઈક સાંભળવાની આંતરતૃષા તો મારા હૃદયમાં કોણ જાણે ક્યારની બેઠી જ હતી! નિત્ય એ સાંભળું ને હું ડોલી ઉઠું!

મનમાં થાય કે ઓહો હો! આ કાલિદાસ? કવિ તો આ કહેવાય.

ઘણું કરીને એ અરસામાં જ મારી કવિતા પણ મને મૂકીને ચાલતી થઈ ગઇ.

હું દિવસે દિવસે જ્ઞાનસાગરના કિનારાને જોઈને વધુ ને વધુ એમાં લીન થ । ગયો.

તમામ લખવાનું તો નહિ, પણ ઘણું ખરું લખવાનું મેં એ અરસામાં છોડી દીધું, છૂટી ગયું એમ કહીએ તો ચાલે. તે છેક બી. એ. થયા પછી પાછું જડયું!

(ચાલુ.)

## વૈશાખ

આકાશી અવધૂત આયો!
મહાનલ, આકાશી અવધૂત આયો
ઘેરી ધરાતલ છાયો,
ગગન ફેરો જોગંદર આયો—મહાનલ.

આભ-ચોકે એણે ધૂણી ધખાવી
આહલેકી હાક કઠોર લગાવી
ઘોર હુતાશ જલાયો—મહાનલ.

પીંગળી ઝાલ જટાને પ્રસારી
વૈશાખી ભેરીને અધરે ધારી
ભીષણ રાગ જગાયો—મહાનલ.

ભાલે જલે એને સિંદૂરી જ્વાલા
કંઠે ઝૂલે એને કિશુંકી માલા
રંગ કસુંબી લગાયો—મહાનલ.

વનવનમાં એના ગાજે નિસાસા
જુગજુગ એની જાણે પિપાસા
શોષ ન ક્યાંય શમાયો—મહાનલ.

વંટોળે જોગીના ફરકે છે નેજા
ગભરુ પ્રાણી કેરાં ધ્રૂજે કલેજાં
દારુણ દહનોને લાયો—મહાનલ.

ગામસીમે છાંયે વાગોળે ઢોરાં
ગાળે ગોવાળ અજંપ બપોરા
વગડો તો ભડકે ભુંજાયો—મહાનલ.

આભ ભરી દઈ અગ્નિ-ત્રિશુળે
ઘૂમી રહ્યો તું તો ધરણીની ધૂળે
ડમ્મર નાચ રચાયો—મહાનલ.

તપસી! તારે ક્યાં મમતા-માયા?
ક્યાંય મળે નહિ ટાઢક-છાયા
પોતીકા પ્રાણે દાવાયો—મહાનલ.

આકાશી અવધૂત આયો!
મહાનલ, આકાશી અવધૂત આયો
ગેબી જોગંદર આયો!
ધરાતલ ઘેરી દિગંત છવાયો.

મકરન્દ દવે





પાશ્ચરે પોતાનો અનુભવ આ કામમાં ઉપયોગમાં લીધો. હડકવાથી મરી ગયેલા કૂતરાનાં મગજમાંથી થોડો ભાગ લઈને એક સસલાને ઈંજેકશન માર્યું. સસલું મહિના પછી હડકવાને લીધે મરી ગયું. પાશ્ચરે સસલાનું મગજ ઉઘાડીને તેમાંથી થોડો ભાગ લઈ બીજા સસલાને ઇન્જેશન માર્યું. બીજું સસલું મહિના પહેલાં મરી ગયું બીજાનો ચેપ ત્રીજા સસલામાં દાખલ કર્યો: ત્રીજું સસલું એથી ય વહેલું મરી ગયું. એ રીતે એકવીસમા સસલાને હડકવાથી મરતાં માત્ર છ દિવસ જ લાગ્યા. પાશ્ચર આથી ઓછો સમય ન કરી શક્યો. બાવીસમા સસલા પછી ત્રેવીસ, ચોવીસ... ત્રીસ સુધી એ જ સમય. તેમાં પાશ્ચર ફેર ન કરી શક્યો, એટલે એ ઝેર સિદ્ધ શક્તિવાળું નક્કી થયું.

પાશ્ચરે એનું નામ હડકવાનો ચેપ (Virus) પાડ્યું. આ ચેપ શુદ્ધ કલ્ચર તરીકે બધી રીતે કામ આપી શકે. જંતુઓ છૂટા પાડવાની મુશ્કેલી આમ દૂર થઇ. માત્ર એક વસ્તુ બાકી રહી: આ ચેપ એટલો પાતળો શક્તિહીન બનાવવો કે તે હડકવાનાં જંતુઓના મારણ તરીકે ઉપયોગમાં લઈ શકાય—એનું ઈંજેકશન મારી શકાય. પાશ્ચરની પ્રયોગશાળા ડાકણના રસોડા જેવી બની ગઈ. જનાવરના ઝેરી જંતુઓવાળા લોહી કાચના વાસણોમાં ભરેલાં પડ્યાં હતાં. કાચની પટ્ટીઓ પર પરુનાં ટીપાં ચમકતાં હતાં: નાની નાની રકાબીઓમાં ચીકણા ગળફા પડેલા હતા. મૂત્ર અને પાચન રસથી ભરેલાં કાચનાં વાસણો એક બાજુ ગોઠવેલાં' હતાં. કેટલીક પેટીઓમાં જંતુઓના કલ્ચર તૈયાર કરીને ભરી રાખ્યાં હતાં.

દેશદેશાવરથી અનેક જાતનાં પારસલ આવતાં. પાશ્ચર હવે તેના પર ઓછું ધ્યાન આપતો. હમણાં તો હડકવાના જંતુઓને લગતાં કાર્યમાં તેનું મન પરોવાયેલું રહેતું.

ભંડકીયામાં કૂકડાં, ભૂંડ, ધોળા ઉંદર અને સસલાંનો પાર નહોતો. એક ખુણામાં એક નાનો વાંદરો પણ રાખેલો હતો. આ બધાં પ્રાણી પ્રયોગો માટે લાવવામાં આવ્યાં હતાં. સૌને પાશ્ચર પોતાના હાથે ખવરાવતો.

પણ હમણાં તેણે એ બધાંને છોડી દીધા હતા. તેનું ધ્યાન માત્ર કૂતરાં પર જ હતું.

પાતળા દોરા વડે શીશીમાં ટીંગાડેલો હડકવાથી મરી ગયેલા સસલાનો મગજનો ભાગ: નીચે એક ચૂસવા રાખેલા કોસ્ટીક પોટાશના ટુકડા—આ પ્રમાણે સુકવવાની વ્યવસ્થા કરી હતી ઓરડાની ઉષ્ણતા વધારવામાં આવી હતી. આમ સુકવેલા મગજના ટુકડામાં રહેલા હડકવાનાં જંતુઓની ભયંકરતા ઓછી કરવાનો તેનો ઇરાદો હતો. ચૌદ દિવસે આ ચેપ નુકશાન કર્યા મટી જતો. આ ચેપના ઇન્જેકશન પાશ્ચરે કૂતરાને મારવા માંડ્યા. રોજ એક દિવસ ઓછો સુકવેલો ચેપ વાપરવા માંડ્યો. પંદરમે દિવસે હડકવાથી તુર્ત મરી ગયેલા સસલાના ભેજાનું ઇન્જેકશન માર્યું.

કૂતરો જીવશે કે મરશે?

એક મહિનો ગયો: બીજો મહિનો...ત્રીજો... ચોથો કૂતરો. સંપૂર્ણ રીતે તંદુરસ્ત રહ્યો. રક્ષણાત્મક ઇન્જેકશનો અસરકારક પૂરવાર થયાં; કૂતરાના હડકવા સામે રક્ષણ મળી ગયું. પાશ્ચરને એ કૂતરો દેવ જેવો લાગ્યો. તેણે તેને ખૂબ સાકર ખવડાવી, અને માંસ હાડકાંનો નાસ્તો કરાવ્યો.

૧૮૮૩ના જુલાઇની ૧૪મીએ તેની જન્મભૂમિના ઘરને તકતી મારવામાં આવી:

"અહીંઆ લૂઈ પાશ્ચર ૧૮૨૨ના ૨૭મી ડીસેમ્બરના રોજ જન્મ્યો હતો.' પાશ્ચરને આ વિધિમાં હાજરી આપવાનું આમંત્રણ હતું. લોકોએ તેને 'પાશ્ચર ઝીંદાબાદ' ના હર્ષનાદથી વધાવી લીધો. નગરપતિએ ભાષણ કર્યું: પાશ્ચરના કાર્યની કદર કરી. પાશ્ચરને ભૂતકાળ યાદ આવ્યો. તેની આંખો ભીની થઈ ગઈ. તેણે ગળું સાફ કર્યું અને સહુનો આભાર માન્યો.

૧૮૮૪નો આખો શિયાળો પાશ્ચરે હડકવાના ચેપની રસી લગાડવાનાં પરિણામો તપાસવામાં ગાળ્યો. પરિણામો બરોબર માલૂમ પડતાં હતાં. રસી મૂકેલા



દરેક કૂતરો હડકવાથી મુક્ત રહેતો હતો. પાશ્ચરને પોતાનાં પરિણામો પ્રગટ કરવાની ઉતાવળ નહોતી. છતાં ઉત્સાહના હર્ષનાદો સર્વત્ર ગાજવા લાગ્યા. કેટલાક શંકાશીલો ટીકા કરવા લાગ્યા.

પાશ્ચરે ઘણાં વર્ષોની પોતાની મહેનતનાં પરિણામો વિગતવાર તપાસી જવા એક સમિતિની માગણી કરી. ૧૮૮૪ના મે માસમાં સમિતિ નીમવામાં આવી. મેરીએ મજાકમાં તેને 'હડકાયી સમિતિ'નું ઉપનામ આપ્યું.

સભ્યોએ તપાસ શરૂ કરી: રોજ પ્રયોગો કરવામાં આવતા. 'હડકાયી સમિતિ'ના પ્રમુખ ડૉ. વલ્પિયને પાશ્ચરને ધન્યવાદ આપ્યા. 'તમારી ફતેહ અદ્‌ભૂત છે. હું તમને અભિનંદુ છું.'

પાશ્ચરના મુખ પર શરમના શેરડા પડયા.

"ફતેહની વાત હજી ખૂબ વહેલી લાગે છે." પાશ્ચરે નમ્રતાપૂર્વક કહ્યું. વલ્પિયન આશ્ચર્ય સાથે પાશ્ચર સામે તાકી રહ્યો. "કેમ વહેલી!' વલ્પિયને પ્રશ્ન કર્યો.

"કારણ કે હડકાયાં કૂતરાં રોજ શેરીમાં દોડતાં નથી. અને હડકાયું કૂતરું કરડયા પછી આટલાં બધાં ઇન્જેકશન લેવા લોકો ખુશી ન હોય. મારા અને સહ-કારીઓના અપવાદ સિવાય આવા લોક તમને નહીં મળે. તમે જ લેશો!"

"ના." વલ્પિયને કહ્યું.

"બસ સાહેબ! તો પછી આ ફતેહની વાત શું કામ કરવી?'

"છતાં, તમારી શોધ મોટી ફતેહ છે." વલ્પિયને ફરીથી કહ્યું.

"હડકાયું કરડે પછી જનાવરને હડકવા થતો અટકાવી શકાય એવો ઉપાય શોધ્યો નથી: ત્યાં સુધી હું માણસને હડકવા થતો અટકાવી શકીશ નહીં. અને એટલા માટે આપણે ફતેહની વાત નહિ કરી શકીએ. વળી ત્યાં સુધી હડકાયું જનાવર કરડેલા માણસને મૃત્યુમાંથી બચાવી શકાય નહીં."

કેવી નમ્રતા!

પારીસની નજીક સેઈન્ટ કલાઉડની પ્રસિદ્ધ જગ્યા છે. ત્યાં એક મોટો બગીચો છે. તેમાં એક નાનો મહેલ હતો. ફ્રાંસ-પ્રશિયાના યુદ્ધ દરમિયાન આ મહેલનો મોટો ભાગ નાશ પામ્યો હતો—માત્ર થોડી જગ્યા બચી હતી.

હડકવાને લગતાં કામ માટે કૂતરાંઓ રાખવા કેળવણીના પ્રધાને મોન્સિયર પાશ્ચર માટે થોડી રકમ મંજૂર કરી, પણ આ કૂતરાં ક્યાં રાખવાં એ પ્રશ્ન થઇ પડ્યો. જે કોઇ જગ્યા પસંદ કરવામાં આવે ત્યાંના આજુબાજુના રહેવાસીઓ વાંધા ઉઠાવે. છેવટે સેઇન્ટ કલાઉડ પાસેના મહેલની પસંદગી થઇ. તેમાં જોઇતા ફેરફારો કરવામાં આવ્યા.

૧૮૮૫માં 'હડકાયી સમિતિ' ફરી મળી. નીચેના મુદ્દા પર પ્રયોગો તપાસવાનું નક્કી કરવામાં આવ્યું:

(૧) કૂતરાંને હડકવામાંથી મુક્ત કરી શકાય!

(૨) હડકાયું જનાવર કરડેલા પ્રાણીને હડકવા થતો અટકાવી શકાય?

પાશ્ચરે સમિતિને બધી વિગતવાર માહિતી આપી. સૈમજુતી આપ્યા પછી છેવટે કહ્યું: "જો હડકાયું જનાવર કરડે અને તુરત ડાક્તર પાસે રક્ષણાત્મક રસીનાં ઇન્જેકશનો લેવામાં આવે તો બે અઠવાડિયામાં દર્દમાંથી મુક્તિ મળી શકે. કારણકે હડકવાનું ઝેર ધીમે ધીમે અસર કરે છે. ઝેર જ્ઞાનતંતુઓમાં પહોંચે તે અગાઉ રક્ષણાત્મક ઇન્જેક્શન લેવામાં આવે તો તેની જીવલેણ અસરમાંથી મુક્તિ મળી જાય. આ માટે મને ખાતરી છે અને આ પ્રયોગ મારી જાત પર અજમાવવા હું તૈયાર છું."

પ્રથમ મુદ્દો પુરવાર કરવા સારૂ કૂતરાને હડકવાની રસી આપવામાં આવી, અને પછી રક્ષણાત્મક ઇન્જેકશનો શરૂ કર્યાં. બધાય કૂતરા સંપૂર્ણ તંદુરસ્તીમાં જીવતા રહ્યા. પણ પાશ્ચર વિરુદ્ધ એકેડેમી ઑફ મેડીસીન પડી. દ્વેષ અને ઈર્ષ્યા કામ કરી રહ્યાં હતાં [×]

× આ લેખકના તાજેતરમાં પ્રગટ થયેલ લુઈ પાશ્ચરના પુસ્તકમાંથી એક પ્રકરણ

મં ગ પુ તે 'રવીન્દ્રનાથ ( મૈત્રેયીદેવી)'માંથી

અનુવાદક : રમણીક મેઘાણી

"ચોદમી મેએ પહોંચું છું.—" પુરીથી સમાચાર સાંપડયા.

સ્ટેશન ઉપર પળવાર માટે એમને નિરખી લેવા માનવમેદની ભેગી મળી હતી. એમને કદીયે નહોતા જોયા તેવા માણસો પણ એમને તુરત ઓળખી ગયા. એમની વિશ્વવ્યાપી પ્રતિભા એમને અજાણ્યા રહેવા દે એમ કયાં હતું. ગુરુદેવ કાવ્યદેહે જે રૂપમાં માનવ-હૃદયને સ્પર્શ્યા હતા, એવો જ એક અપૂર્વ જ્યોતિર્મય સ્પર્શ પ્રત્યક્ષ દેહધારી રવીન્દ્રનાથનાં દર્શનમાં છૂપાયો હતો. કેટકેટલા હૃદયોને એમણે પ્રફુલ્લિત કરી વિકસાવ્યા છે, કેટલા બધા મૂંગાઓને એમણે વાચા આપી છે, કેટ-કેટલીયે વણકથી કથાને એમણે વાણી અને શબ્દ દેહ આપ્યો છે તે કોણ નથી જાણતું? પરંતુ એમની સ-શરીરી હાજરી, એમનું ક્ષણભરનું દર્શન પણ માનવ-મનને આનંદે ઊછળતું કરી મૂકતું એ બહુ ઓછા જાણે છે.

से शुधु चाय नयन मेले
दुटि चोखेर किरण फेले
अमनी जेन पुर्ण प्राणेर मंत्र लागे चोंटाते
जे पारे से आपनी पारे, पारे से फुल फोटाते।

તેઓ માનવહૃદયમાં ફૂલ પ્રગટાવી શકતા. મૂંગી જડ ધરતીમાં જે રીતે ફૂલ ઊગે છે તે રીતે—

निश्वासे तार निमेषेते
फुल जेनो चाय उड़े जेते
पातार पाखा मेले दिये
हाउआय थाके लोटाते।

આ વાત આપણે ઘણીવાર અનુભવી છે.

સાડા નવ વાગ્યા, ને નોર્થ બેન્ગાલ એક્સપ્રેસ શિલિગુરિ પ્લેટફોર્મમાં પ્રવેશી.

ઉત્સુક જનતાએ મારગ કરી આપ્યો. માંડ માંડ ખુરસી વગેરે સાથે એમનાં ડબ્બાની સામે જઈને ઊભી રહી. બે પથારીનાં એક નાનકડા ડબ્બામાં ચોકલેટ રંગનો ઝભ્ભો પહેરીને એ બેઠા હતા.

"અરે થોભ, થોભ, મારો સાજ શૃંગાર કંઈજ થયું નથી. ક્યાં લિપસ્ટિક, ક્યાં રૂજ, એકદમ એકાએક અંદર આવી પહોંચી?"

"સુધાકાન્તબાબુ નથી આવ્યા?"—મેં પૂછ્યું.

"અહા, સુધાકાન્તબાબુ ન આવ્યા એટલે કંઈ મઝા જ નથી જીવનમાં ખરું ને! તો પછી હમણાં જ પાછો વળીને એને મોકલી આપું તો ઠીક થશે કેમ? અને તમે તાર પણ શું મઝાનો કરેલો! Sudhakanta Babu's letter read clear. મેં એને કહ્યું કે આ આવડી મોટી લિપિકુશળ પત્રલેખક ક્યારથી થઇ ગઇ કે read clear! આપણેય આટલા તો આધુનિક નથી થયા. ઓછામાં ઓછો આજ સુધીમાં તારથી કોઈનો આવો જવાબ તો નથી સાંપડયો કે-Rabindranath's letter read clear!"

"એ રે, પણ તમે તાર બરાબર ન વાંચી શકો તો હું શું કરું? મેં લખ્યું હતું કે Sudhakanta Babu's letter, એ પછી Stopને પછી Read clear. અહીંનો પહાડી પથ ઉઘાડો છે કે બંધ એ જણાવવું જોઇએને?"

'હું એ કંઇ ન જાણું, મેં તો ચોકખું વાંચ્યુ કે 'રેડ ક્લિયર.' એ તો મુસીબતમાં પડી ગયો. માથું ખજવાળવા લાગ્યો. 'રેડ ક્લિયર'—આ તો બરાબર નથી.'

"તમે અહીં આવી ન પહોંચો ત્યાં સુધી આવશો એ વાત મનાતી નહોતી—ક્યારે વિચાર બદલશો એની શંકા સદાયે રહ્યા કરતી."

"એમ તો છે જ, એ તો અમારો વારસાગત સંસ્કાર છે Babu Changes his mind એ જાણો છો ને!"

સાંભળ્યું છે કે દ્વારકાનાથ ઠાકુર યુરોપના પ્રવાસે ગયા ત્યારે એમના કાર્યક્રમમાં હંમેશાં ફેરફાર થયા જ





કરતા. એ વિષે એમનાં એક સાથીએ પત્રમાં લખેલું કે હવે તુરતમાં અમારે બીજે સ્થળે જવાની વાત છે. છતાં નક્કી કંઈજ કહી ન શકાય, કારણ Babu changes his mind so often. આ વાત ઉપર અવારનવાર મમત્ત કરતા. કારણ અભિપ્રાય બદલતા, ખાસ કરીને પ્રવાસનો કાર્યક્રમ બદલવામાં ગુરુદેવ પણ સદાય તૈયાર જ રહેતા, એ કહેતા કે જાણો છો ને—એતો મારો વારસગત સ્વભાવ છે."

"તેં કલકત્તા ફોન કરેલો કે શું? ક્યારેક ક્યારેક ફરીને દોટ દઈ જવાનું મન નથી થતું એમ નથી. તે પછી વિચાર્યું કે આ છોકરીને હવે વધુ દુઃખી નહિ કરું."

"એથી જ તો આ વખતે તમને કંઈ લખ્યું જ નહિ, આવવા વિષે ઇસારો પણ ન કર્યો. અહીં સૌ કહેતા હતા કે મૂળ વ્યક્તિને કંઈજ ન લખવું અને બીજા બધાને લખવાનો અર્થ શું છે? મેં કહેલું કે એનો અર્થ બહુ ગૂઢ છે. આ વખતે તેડવાયે નહિ જાઉં, ને લખીશ પણ નહિ. કોઈ પણ પ્રકારે પ્રત્યક્ષ સાક્ષાત્કાર નહિં કરું. મારો અધિકાર તો જ સંતોષાશે, જો ધિરજ ધરીને નીરવપણ રાહ જોયા કરીશ તો."

"બરાબર છે. બરાબર છે. તું તો હવે મોટી માનસશાસ્ત્રી થઈ ગઈ લાગે છે, જે પાછળ રહે છે એજ વધુ આગળ આવે છે. જે વધુ ચૂપચાપ રહે છે એજ વધુ બોલે છે. જો કલકત્તા આવી હોત તો કદાચ તને સમજાવી દેત કે હવે વધુ આવ-જાની ધમાલ ન થાય એજ સારું છે, પરંતુ ઓચિંતાનો જો તાર કરો કે—unavoidably detained, can't come. તો એ સહેવાશે નહિ. એ બહુ કઠોર લાગશે."

"એ જાણતી જ હતી, એથી જ તો આ વેળા ન આવી. ગયે વખતે પૂજાટાણે જે થયેલું, કલકત્તા સુધી આવીને—"

"ઓ! તે વખતે! તારી યાદદાસ્ત આટલી પ્રખર શા માટે? એ ભૂલી જા. જો આ વખતે તો બરાબર નક્કી તારીખે જ આવી પહોંચ્યો છું—
તોમાર દિન ગણુના શેષ હયે છે દેહલી-દત્ત પુષ્પે"

અમે જ્યારે મંગપુ પહોંચ્યા ત્યારે બપોરના બાર થઈ ગયા હતા.

'અરે આલુ! મારી પેલી પુરી-વાળી રૂપિયાની થેલી જરા સાચવીને રાખજે, અહીં વિષે વધુ કહેવાની જરૂર નથી. સહુના સ્વભાવ સરખા નથી હોતા આલુ નામની ઉત્પત્તિ જાણો છો? એનું એક મોટું એવું સંસ્કૃત નામ હતું. પણ હવે કોઈ એ જાણતું નથી. જે દિવસે સાંભળ્યું કે એ પટ્રોલનો ભાઈ છે ત્યારથી એ આલુ છે, હમણાં હમણાં વળી દેશી-આલુથી ચાલતું નથી એટલે કહું છું Potato. મારી એક બાજુ છે બલકુઈન અને એક બાજુ છે પરેટો. જોરાવર નામ છે ને બેઉ.'

'પુરી-વાળી રૂપિયાની થેલી એ શું?' મેં પૂછ્યું.

ને ગુરુદેવ બોલ્યા— 'જોયું ને, બરાબર નજર ગઈ, જેનો જે સ્વભાવ. પુરીમાં મને એક 'પર્સ' ભેટ આપવામાં આવી હતી, એમાં છે ઓગણીસ રૂપિયા ને આઠ આના રોકડા! હવે મારા એ જૂના દિવસો નથી,—હાથમાં છે નગદ સાડીઓગણીસ રૂપિયા, અને હવે એવે ઠેકાણે આવ્યો છું કે એ સંભાળીને જ રાખવા જોઈએ. એકવાર એક સ્થળેથી એક પગરખું જ ગૂમ થઈ ગયું, અરે ઉપાડી જ જવા હતા તો બેઉ પગરખા જ ઉપાડવા હતા ને! પણ બૈરાં બુદ્ધિ પછી કોને કહે!'

'હેં, પણ તમારું પેલું વાંસનું ફૂલદાન બહુ મઝાનું અને સુંદર છે હો. આવા પાત્રમાં જ ફૂલ શોભી ઊઠે—ઘણા શ્રીમંતો કિંમતી પાત્રોમાં ફૂલ ગોઠવે છે. પણ એ એક રીતે. વધુ પાર્તું છે. એથીજ હું માટીનું ફૂલદાન પસંદ કરું છું. પણ તમારું આ વાંસનું ફૂલદાન તો એથીયે વધુ સુંદર છે. હેં આ નીલા ફૂલનું શું નામ ભલા? એનો આ નીલ-વર્ણ મને વધુ ગમે છે-દેખાવમાં તો સરસ છે. કોણ છે એ વિદેશી?"



'પણ નામ સાંભળતા તમારો અંદર ઓસરી જશે, એનું નામ છે 'જોકારાન્ડા'

'એ શું એ શું કહે છે! આવું સુકુમાર રૂપ અને આવું દંતવિમર્દક નામ! યાદ જ ન રાખી શકું. એક નામ યાદ છે 'કારનેશાન' તમારી દીકરી આ ફૂલોનાં દેશમાં, પ્રકૃતિની નિકટ રહીને મોટી થઇ રહી છે એ બહુ સ્વાસ્થ્યપ્રદ છે. શહેરોમાં લોકોની ભીડાભીડ અને શાળાના અત્યાચારોનું વાતાવરણ પ્રાણ શોષી લે તેવું હોય છે. અમારે ત્યાં શાન્તિ-નિકેતનમાં છોકરા છોકરીઓ ખુલ્લા મેદાનોમાં અને ખોવાઇઓમાં ભમતા ભમે છે. વર્ષા શરૂ થતાં જ ટોળાબંધ સહુ બહાર નીકળી પડે છે ભીંજાવા. ત્યારે શું આનન્દ હોય છે એમના વદન ઉપર—આનંદવાનો સુયોગ એમને સાંપડે છે. તે દિવસે તમારી પુત્રીએ એક જીવડું પકડી લાવી ઘણુંયે પ્રાણીતત્ત્વ સમજાવ્યું. જો કે એ શું બોલી ગઇ એ કંઈ જ હું સમજ્યો નહિ, છતાં એથી એનો ઉત્સાહ નામ માત્ર પણ ઓછો ન થયો. જો એનો ઉત્સાહ આવો ને આવો વધતો રહેશે તો અહીંના જીવ-જંતુઓને નિરુત્સાહી થઇ જવું પડશે.'

સાંજવેળા તેઓ વરંડામાં આવી એક ખુરશી પર આસન જમાવતા, સામેનાં પહાડનાં વૃક્ષે એક પછી એક દીપ પ્રગટી ઊઠતા. ગુરુદેવને એ દૃશ્ય બહુ ગમતું. અંધકારે બધું આવરાઇ ગયું છે, આકાશ અને પહાડ એકાકાર બની ગયા છે માત્ર વચ્ચે વચ્ચે નાનાં નાનાં દીપકો દૂરનાં અદૃશ્ય જીવનની વાતો વહેતા દેખાય છે. ગુરુદેવ કહેતા—'ત્યાં પણ માનવીની જીવનયાત્રા ચાલી રહી છે એ વાત વિચારતાં અજબ લાગે છે! આવાં નાનાં નાનાં એમના ઘર છે. તો તેઓ કેવા પ્રકારના માણસ હશે? ને કેવી હશે એમની જીવન-યાત્રા? કંઇ જ જાણતા નથી આપણે, માત્ર ગાઢ ગાઢ અંધારામાં આટલોક નાનકડો દીવો—દિલનો દીવો..."

'અરે ઓ, આ અંધારા મેદાનમાં આપણો મહામાન્ય પોરટો અને દાક્તર શું કરે છે! આલુ જ્યારે ત્યાં છે, ત્યારે નક્કી કંઇક નવાજૂની થવાનીજ'

સામેના પહાડ ઉપર ચિત્રિતા વગેરે છે, તેઓ દીવા દ્વારા હમણાં જ આપણી સાથે વાતો કરશે. અમારી પોતીકી એક સાંકેતિક ભાષા છે. એ માટે જ તેઓ દીવા સાથે તૈયાર થઇ રહ્યા છે.

ઓરે બાપ, વાત કંઇ નાની સૂની નથી! સુચિત્રા-દેવી વિરહિણી વેષે બેઠી છે, અને અહીંથી એનો બનેવી દીવાને દૂત કરીને મોકલશે! અરે, દાક્તર, તમે તો મેઘદૂતથીએ વધી ગયા. જુઓ, પેલો દીવો પ્રગટ્યો. આટલી બધી લૂટ–તું કઈ રીતે સહન કરે છે આ?- વળી હસે છે, આટલું હસે છે શાને? વારંવાર કહ્યું નથી તને કે મારી વાત ઉપર કદીયે હસતા નહિ. હું તો રમૂજ કરી શકતો નથી. હાસ્યરસનું મને ભાનજ નથી એ તો સાબિત થઇ ચૂક્યું છે તે તું નથી જાણતી? કોઇ એક પ્રાધ્યાપકે એ સિદ્ધ કરી આપ્યું છે કે 'લિરિક' કવિઓને હાસ્યની ગમજ નથી હોતી, અકાટ્ય છે એમની દલીલો. એટલે સ્વીકારવું જ રહ્યું કે કાંતો મને હાસ્યની ગમ નથી અથવા તો હું કવિ નથી. અને આટ આટલી મહેનતે જે કવિપદ મેળવ્યું છે એ ઓછું ગુમાવી દેવાય? શું જરૂર છે, એ કરતાં તમે મારી વાતો પર ન હસો એજ વધુ સારું નથી?'

'એવું વળી કોણે લખ્યું છે?'—મેં પૂછ્યું.

'કોક એક પ્રાધ્યાપક છે પ્રાધ્યાપક. એ વિના આવી વિશ્લેષણની બુદ્ધિ બીજા કોનામાં હોય! આવી અકાટ્ય દલીલ બીજું કોણ કરી શકે—નવ નવ ઉન્મેષશાલિની પ્રતિભા સિવાય!'

× × ×

'અહીં સાંજવેળા તમે શું કરો છો? ગંજીપે રમો છો? આજકાલ બ્રીજનો પવન ખૂબ છે.'

'ના, એ બધી રમત મને જરાયે આવડતી જ નથી.' મેં કહ્યું.

'મને ય નથી આવડતી. છતાં ક્યારેક ક્યારેક ઝપાટામાં આવી જાઉં છું ત્યારે રમી નાખું છું.'





અમે નાના હતા ત્યારે બધી જુદી જ રમતો હતી. 'આબુ' એ વેળા ખૂબ રમાતી.'

'આજે સાંજે ગંજીપે રમીશું!'–મેં પૂછ્યું.

'એમાં ખોટું શું છે? પણ છાપાંવાળાઓને ખબર ન આપશો. મારે વળી આ એક પાપ છે,–સાથે છે એસોશીએટેડ પ્રેસ, આ ખબર મળતાં જ ઢગલે ઢગલા ગંજીપા આવવા માંડશે–સર્ટિફિકેટ લખો કે કયા ગંજીપામાં કયો ગુણ–કઇ વિશેષતા છે–ગંજીપો રમવાના ફાયદા, કઇ કંપનીનો બનાવેલો ગંજીપો સારો છે વગેરે. સર્ટિફિકેટ અને નામકરણની ઉપાધિમાંથી ઊંચે નથી આવતો. પ્રશાન્તને કહેવું પડશે આજસુધીમાં જેટલા નામ મેં પાડ્યા એટલાની એક સૂચિ તૈયાર કરે અને પછી જુએ કે તેમાંથી કોણ કોણ શું થયું છે? કેટલા ખૂની, ને કેટલા ચોર ડાકુ–અને આશીર્વાદનો હિસાબ પણ મેળવવો પડશે, કે જેથી મારા આશીર્વાદ કેવા કિંમતી નિવડ્યા એની પણ કંઇ ખબર પડે.'

સાંજે ગંજીપો લઇને સૌ બેઠા. ગુરુદેવની સાથે ગંજીપો રમવામાં અમને બહુ મઝા પડતી. છાપામાં ખબર આપવા જેવી વાત જ કહેવાય ને!

'જો, તમારી આજકાલની આ બધી બાજી હું જરાયે જાણતો નથી. બે બાજી જાણું છું, એકનું નામ નેપ અને બીજીનું નામ– 'એ નામ લખતાં હું ચૂકી ગઇ છું. પણ કંઇક Poker જેવી રમત હતી.' બધા ટેબલની ચારે તરફ ગોઠવાઇ ગયા. આલુબાબુ બોલ્યા–'આ શું, તમે ગુરુદેવની પાસે કેમ બેઠા? તો તો તમને મેરુ નહિ બનાવી શકાય."

'વાહ, એમાં શું ખાટું—મોળું થઇ ગયું!' મેં પૂછ્યું.

'હું પણ તારી મૂડી ક્યાં? રૂપિયા બહાર કાઢ, વિના પૈસે ગંજીપે રમશો એ નહિ ચાલે, આ વખતે મારી સ્થિતિ સારી છે. સાડા ઓગણીસ રૂપિયા રોકડા થેલીમાં પડ્યા છે એ જાણો છો ને? બેશક, હવે અત્યારે એ છે કે નહિ તે નથી જાણતો...'

સુધાકાન્તબાબુએ એમને પકડી પાડ્યા, એ બોલ્યા–'આ શું? નક્કી કંઇક ગોટાળો કર્યો છે આપે, પાના બદલો છો કે શું!'

અને હાથમાના પાનાં ફગાવી દેતા તેઓ બોલ્યા 'ના, આવી જાડી બુદ્ધિનો ભાગીદાર રાખીને પાનાં રમવાનું નહિં અને મારાથી, ક્યારથી ઇશારો કરું છું, પણ મૂરખની જેમ મો ફાડીને બેઠો છે તે બેઠો જ છે. એ કરતાં ચાલો કવિતા વાંચીએ. આવી જાડી બુદ્ધિવાળાઓ માટે ગંજીપો કરતાં કવિતા જ વધુ સારી.'

× × ×

પ્રભાતનો પ્રથમ પ્રકાશ કાચ–ઘર (ચારે બાજુ કાચથી ઘેરાયેલો)માં આવી રહ્યો હતો. કાચની ભીંતની પેલી બાજુ બે મોટાં ફૂલ ખીલ્યાં હતા. ઘરમાં કાચની કરામત ન જાણતો એક ભ્રમર ગુંજ-રવ કરતો વારંવાર એ ફૂલ પર લળવા મથતો ભીંત સાથે અફળાતો હતો.

'આવ ઓ કમલિની, દ્વાર ઉઘાડીને મુક્તિ આપ આ બદ્ધ ભ્રમરને. ઘણીવાર થયાં બીચારો દુઃખી થઇ રહ્યો છે, મેં ગાયું હતું કે 'ઘરે તો ભ્રમર પશી ગુણગુણિયે'–પણ આની દુર્દશા જોઇ અટકવું પડ્યું......'

'તમારી આ પીળાં ફૂલની હારમાળા ગઝબની સુંદર લાગે છે હો, હું ક્યારનો બેઠો બેઠો એ જ જોઇ રહ્યો હતો. કયું ફૂલ છે એ! કો'ક અભિજાત વંશી હશે નક્કી!'

'જરાયે નહિ. જંગલી લીલી છે, એકદમ જંગલી.'

'પણ અહિ ફૂલનું જ રાજ છે, ફૂલનો જ દેશ ન હોય એમ લાગે છે!'

'પરંતુ અત્યારે તો એની મોસમ જ નથી. માર્ચ એપ્રિલમાં અહીં ફૂલ જોવા જેવાં હોય છે. અત્યારે તો આ બગીચામાં કંઇજ નથી.'

પરંતુ આટલું જે તમે કર્યું છે તે માટે હું તમારો Grateful Madam–I am grateful



to you. ફક્ત તમારા માણસને જરા કહી આપજો કે હવેથી એક જ ફૂલદાનમાં આટલા ફૂલ ન ગોઠવે. પણે જ જોને, મહાદેવ હમણાં જ આ આટલા બધાં ફૂલ મૂકી ગયો. આટલાં બધાને એકી સાથે ગોઠવી દેતા એ સૌની વિશિષ્ટતા મારી જાય છે, અને એ બધાં મળીને પણ કંઇક સાર્થક સુન્દરતા સર્જી શકતા નથી. જાપાનીઓની ફૂલ ગોઠવણી બહુ સુંદર લાગે છે. એનાં કારણમાં એની અત્યંત સાદગી જ છે. એ લોકો એક ફૂલદાનમાં એક જ ફૂલ રાખે છે, ને તેથી જ એ પરિપૂર્ણપણે અવલોકી શકાય છે. એક જ બસ થઇ પડે છે.'

એ દિવસે રાત્રે જબ્બર તોફાન આવ્યું. બારી–બારણાં કેમ જાણે ભાંગી ન નાંખવા હોય, એટલા જોરથી આથી ઊપડી. અમને બીક લાગી, કારણ એમનાં ખંડની આકાશી–બારી ઉઘાડી હતી, જરા ચિંતા થઇ, ચુપચાપ બીલ્લી પગલે એમનાં ઓરડામાં જઇને જોયું–તો એ મોડી રાત્રે અંધારામાં તેઓ ઊંઘી ગયા હોય તેમ લાગ્યું–એમણે એક માત્ર ચાદર જ ઓઢી હતી. અમે બારી બંધ કરી નીરવપણે કામળો એમને ઓઢાડી બહાર ચાલ્યા આવ્યા.

વળતી પ્રભાતે ઊઠતાં બોલ્યા—'કાલ તમે વર–વહુએ મળીને કેવો ગોટો કરી નાંખ્યો, એ તો એક સમારોહ હતો, હું ચૂપચાપ પડયો જોતો હતો કે હવે શું બને છે.'

'આપ જાગી ગયા હતા કે શું? અમને તો કંઇ ખબર જ ન પડી.'

'પાડવી જ નહોતી પછી ક્યાંથી પડે? રાતને બીજે પહોરે આવી બારી બંધ કરી, પાછો ધરતી–કંપ અંદર પ્રવેશી જાય તો! બેઉ જણ મારાં એ મજાના ઝભ્ભા ચોરી જઇને—'

'અરે, આપના ઝભ્ભા અમે શા માટે ચોરીએ?' મેં કહ્યું.

'પાછા વળી કહો છો ચોરી શા માટે કરીએ? સ્વભાવ પડયો એટલે. મેં બરાબર જોયું, મારા ઝભ્ભા જેવા જ ઝભ્ભા—'

'એ તો ડ્રેસિંગ ગાઉન હતા'—મેં કહ્યું.

'ફસ્ કરતાંક કંઇક અંગ્રેજી નામ આપી દો એટલે પત્યું.–ખેર, જે થવાનું હશે તે થશે, આ ભવમાં એકલો જ નીકળ્યો છું ઝભ્ભો જેને લેવો હશે તે લેશે. હવે તારા આ ઘરના સ્વામીને કહે કે આજના સમાચાર સાંભળે. ચીનની વાતો હવે વધુ હું સાંભળી શકતો નથી. છાપું ઉઘાડવાની કે રેડિયોમાં ખબર સાંભળવાની ઇચ્છા જ થતી નથી, અને છતાં એ સાંભળ્યા વિના યે રહેવાતું નથી. આંખ મીંચ્યે ઓછી વેદનાનો આરો આવે છે? આ અત્યાચારનો ઇતિહાસ અસહ્ય થઇ ઊઠયો છે, આશ્ચર્ય તો એ છે કે ગમે એટલું દુઃખ પામો, ગમે એટલી શુભ ભાવના ભાવો, છતાં થોડુંકેય શુભ પરિણામ લાવી શકાતું નથી.–શુભ કામના અને સહુનાં કલ્યાણની પ્રાર્થનાનું જાણે કંઇ ફળ જ નથી. વધુ જીવવાનું મન નથી થતું. હવે આ પૃથ્વી મારા વાસ માટે અયોગ્ય થઇ ઊઠી છે. માનવી માનવીનાં ઉરમાં અકારણ વારંવાર ક્રૂર છરી ભોંકવા શા માટે તૈયાર થતો હશે? આવી નૃશંસતા હજુયે કેટલી જોવાની હશે!'

* * *

'તમારો સ્ત્રીઓનો આ એક મોટો દોષ છે, જો કંઇક પણ અણગમતું બન્યું તો એને તમે જલદી ભૂલી શકતા નથી. કોણે શું કહ્યું ને શું નથી કહ્યું એમાં શું આવ્યું ગયું?'

'મને તો લોકો જેટલી વધુ નિન્દા કરે છે એટલું વધુ જોર મળે છે. મારે માટે એ શક્તિવર્ધકનું કામ કરે છે. એટલે નકામી વાત મૂકીને મારો સત્પરામર્શ લો. ચાલો કાવ્ય–ચર્ચા કરીએ. તમે એક કવિતા વાંચો, હું દત્ત ચિત્તે એ સાંભળું.'—ગુરુદેવે કહ્યું.

'પણ અત્યારે કંઇ ગમતું નથી.' મેં કહ્યું.

'આ જ તો તમારામાં ખામી છે. જ્યારે ખૂબ જ ગમવું જોઇએ ત્યારે જ તમને એમ નથી લાગતું. સાંભળ, હમણાં શું લખે છે કહે તો? લઇ આવ તો જોઉં.'

# મુક્તિદાતા

નવલભાઈ

દૃશ્ય પહેલું

[બે પગ વચ્ચે માથું નાખી દઈને ખેડુત જેવો લાગતો એક માણસ બેઠો છે. એનાં શરીર પર લંગોટીવાળી હોય એવા એક જીર્ણ વસ્ત્ર સિવાય બીજું કશું નથી. માથે ફાટલું ફાળિયું છે અરું. ઉજળી દૂધ જેવી ખાદીનું ધોતિયું, કફની, બંડી અને ધોળી ટોપી ખૂફી મુક્તિદાતા પ્રવેશ કરે છે.]

મુક્તિદાતા : ઊડો, પોપટ, ઊડો !

પોપટ (ખેડૂત) : કોણ ? (લાંબી તંદ્રામાંથી જાગતો હોય એમ ડોક ઉંચી કરીને આંખો ચોળે છે.)

મુક્તિ : ઊડો, ઊડો, પોપટરાજ ! કોણ શું, હું, હું–તમારો મુક્તિદાતા.

પોપટ : મુક્તિ ?

મુક્તિ : હા, હા, મુકિત. તમારે માટે મુકિત આવી છે. અમે લઇ આવ્યા છીએ. અમે તમારે માટે લડયા, આકરી સજાઓ સહી, લાઠી ને ગોળીના ભોગ બન્યા, શિર વધેરાવ્યાં. એકવાર નહિ, બે વાર નહિ અનેક વાર ને આજે તમારે આંગણે લઇ આવ્યા છીએ મુકિત, આઝાદી, ઊડો, ઊડો ! ઉડવા માંડો.

પોપટ : પણ કયાં ?

મુકિત : કયાં ! ઊંચા ઊંચા આકાશમાં જ્યાં તમે કદી ગયા નથી, જ્યાંની હવા તમે લીધી નથી. જ્યાંની મઝા તમે માણી નથી, ધરતીથી ઉપર, અદ્ધર, એ...ખૂબ ઊંચે ઊડો. તમાર, પગની સાંકળો આજે તૂટી છે. તમારી પાંખો વછૂટી છે. હલાવો એને અને ઊડો !......

પોપટ : પણ કયાંય કશું દેખાતું નથી. કશું સૂઝતું નથી.

મુકિત : અત્યાર સુધી તમે અંધકારમાં હતા. ખોલો તમારી આંખો, અને જુઓ કે બહાર તો પ્રકાશ છે, જુઓ, જુઓ જરા.

પોપટ : પણ આ પાંખ તો હાલતી નથી.

મુકિત : હલાવોને ! જરા જોર કરો.

પોપટ : (હાથ હલાવવાનો પ્રયત્ન કરતા) નથી હાલતી, તમે જરા—

મુકિત : અમે તો તમારાં બંધન તોડયાં. શું પાંખેય અમે હલાવી દઇએ ?

પોપટ : ઉપકાર તમારો ભાઇ ! પણ આ અમારી પાંખને શું થયું છે, ઊંચી થતી જ નથી.

મુકિત : એ તો ઊડવાની ટેવ નથી તેથી. જરા જોર કરો, જોર કરો.

પોપટ : (ફરીથી હાથ ઊંચકવા પ્રયત્ન કરે છે, પણ હાથ ઊંચો નથી થતો.) પણ પાંખ ઊંચકાય તોને ? (નિરાશ મુખે મુક્તિદાતા તરફ જુએ છે.)

મુક્તિ : (ખિન્ન મોઢું કરી, ડોકું હલાવીને) અરે, તમે દબાઇ રહ્યાં છો, કચડાઇ રહ્યાં છો. નહિ તો ના કેમ ઉડાય ? તમારાં બંધન તો અમે છોડાવ્યાં.

પોપટ : હા, હા ! જુઓ, આ અમારી પાંખ ઉપર કોઇ બેઠું છે, અમને ઉડવા નથી દેતું, ઊડવામ નથી દેતું.

મુક્તિ : એમ ને ! એ—હમણાં એને બંખેરી નાંખું છું. આ ઘડીવારમાં એનેય ઉથલાવી નાખું છું. તમે તૈયાર થઇ જાવ, હું આ આવ્યો.

(જવા માંડે છે.)

પોપા : શું, જાદુ કરશો ?

મુક્તિ : (પાછું જોઈને) જાદુ શું, કાયદો કરીશ. હવે તો તમારું રાજ્ય છે. ને કાયદો આપણા હાથમાં છે.

પોપટ : તે, એ ઉતરી જશે ?

મુક્તિ : જરૂર. કાયદા આગળ એના શા ભાર ! આ પડયો જ સમજોને !

(જાય છે.)





કારે બહુ વરસ તમને ચૂસ્યા છે. હવે તમને ચૂસવાનો એમને અધિકાર નથી.

ખેડૂત : ખરું છે. પણ—તે, શું બધુંય દેવું માફ થઈ જશે !

મુક્તિ : હાસ્તો. વ્યાજમાં મૂળ રકમ જેટલા પૈસા ભરાઈ ગયા હોય, તે બધાનું દેવું માફ.

રાણી : અરે બાપ! એ વ્યાજ ગણે તો તો જોઈતું'તું શું! આ લખમીચંદ વાણીઆને તાંથી બાર વરહ પહેલાં સો રૂપિયા લીધા'તા. દર વરહે પંદર વીસ આલીએ છીએ તોય એના સો તો ઊભાને ઊભા જ.

મુક્તિ : એ હવે નહિ ચાલે.

રાણી : તો તો ખરું, ભાઈશા'બ. તમારા પગ પૂજીએ. ( બંને આનંદમાં આવી જાય છે. )

મુક્તિ : અને તમારી ગીરો જમીનો તમને પાછી મળશે.

ખેડૂત : શું કો'છો, માબાપ! આ અમારું ઓલું સમડીવાળુ ખેતર બાર વરહથી ગીરો છે. ફક્ત રૂ. ૧૦૦માં મૂકેલું. કાંય નહિ તો ઓણુસાલજ બસેં અઢીસેંનું પાકશે.

મુક્તિ : એ તમને પાછું મળી જશે. હવે તો કાયદો થવાનો છે. ખેડે તેની જમીન.

ખેડૂત : બસ, બસ, બાપુ! ભગવાન તમારું ભલું કરશે.

મુક્તિ : અહીં જમીનદાર ખરા કે ?

ખેડૂત : હાસ્તો બાપુ !

મુક્તિ : જુઓ. એમને માટે પણ હવે કાયદો આવ્યો છે. વેઠ નહિ કરાવાય. ભાગ પણ હવે ત્રીજો જ આપવાનો. માખડવેરો બંધ.

ખેડૂત : તો તો ઉગરી જ જઈએ. આખો મલક દખીદખી થઈ રહ્યો છે.

મુક્તિ : હવે તો તમારું રાજ્ય આવે છે.

રાણી : તો શું આજથી જ જમીન અમારી ને દેવું માફ !

મુક્તિ : અરે એમ તે હોય. એ તો બધું કાયદેસર થાય. હવે તમે બધા અરજી કરો, પછી કોરટમાં કેસ ચાલશે, અને પછી એનો ચુકાદો આવશે.

ખેડૂત : અરજી ?

મુક્તિ : હાસ્તો. બધું કાયદેસર જ થવું જોઈએ ને ! એને માટે ખાસ વકીલ રોકવામાં આવશે, અને પછી બધું વ્યવસ્થિત થશે.

રાણી : સારું, સારું, ભાઈશા'બ. એમ અરજી કરતાંય જો આ લપમાંથી છૂટાય તો.

( અંદરથી 'મેળા નાખજો, માબાપ !'નો અવાજ આવે છે, અને થોડી વારમાં એક હાથમાં લાકડી સાથે એક ભંગી પ્રવેશ કરે છે.)

મુક્તિ : કોણ છે, અલ્યા ?

ભંગી : હું ભંગડો, માબાપ !

મુક્તિ : અલ્યા, હવે તો તમે આઝાદ છો. તમારે માટેય સરકારમાં કાયદા થયા છે.

ભંગી : કાયદા ?

મુક્તિ : હા, હા, જુઓ, હવેથી નાગરિક તરીકેના બધા અધિકાર તમને મળે છે. બધા સવર્ણોની પેઠે જ તમે છૂટથી હરીફરી શકો. મંદિરમાં પણ જઈ શકો.

ભંગી : તો તો માબાપ અમારાં મોટાં ધનભાગ ! પણ એ મંદિરમાં જઈએ તો મહંતો અમારાં માથાં નો ફોડી નાખે ?

મુક્તિ : અરે, કોઈની જીગર છે ? કાયદો થયો છે. રોકે તો સીધો જેલમાં જ ન બેસી જાય !

ભંગી : માબાપ, તો તો કંઈ પરભુનાં દર્શન—

મુક્તિ : અને હવે તમે કોઈ પણ હોટલમાં જઈ શકો. બધે જ છૂટ. મોટરમાં પણ ફરી શકાય.

ભંગી : (મુક્તિદાતાથી થોડે છેટે રહીને પગે પગે પડતાં ) બાપા, તમારો બહુ મોટો ઉપકાર.

ખેડૂત : અલ્યા એઈ ! આ એમના પરતાપે તો અમો દુઃખમાંથી છૂટયા.

મુક્તિ : અમારો ઉપકાર શાનો ? હવે તો તમારું

રાજ છે. બોલો–જયહિંદ (મોં વકાસીને બધાં ઉભાં રહે છે )

જુઓ તમને કોઈને આટલુ બોલતાંય આવડતું નથી. હુ 'જય' બોલુ ત્યારે તમારે બધાંએ 'હિંદ' બોલવાનું, શુ ? બોલો 'જય—'

બધાં : ( એક બીજાના મોં સામું તાકીને ) હિંદ!

(મુક્તદાતા ત્યાંથી જાય છે ભંગી પણ 'એ ......મેળો નાખજો..... માબાપ'ની બૂમો પાડતો પસાર થાય છે. પડદો પડે છે. )

※

## દશ્ય ત્રીજુ

સમય : છ મહીના પછી એક સાંજ

( ખેડૂત ઓશરીના છેડા પર બેઠો હુકો પી રહ્યો છે. રાણી પાસે જ બેઠી બેઠી કપડાને થિગડાં મારી રહી છે. )

ખેડૂત : આ તો મારી નાખ્યાં, બાપલા !

રાણી : ભોગવો તમારાં કરમ. કોઇ ધીરનારેય ના દિયુ. આ બે પૈસા લાવવા હોય તોય હવે કોણ મારો બાપ ધીરે ?

ખેડૂત : જમીન ખેડી ખાતો'તાં તેય ગઇ.

રાણી : એમ તે કોઇ આપી દેતું હશે ? હું પ્હેલેથી ન્હોતી કે'તી, કે એ મોટાં માણહની વાતુમાં ભરમાઇ ના જાવ.

ખેડૂત : હવે આવવા તો દે એને !

( મુક્તિદાતા પ્રવેશ કરે છે. )

મુક્તિ : કેમ, મઝામા ને ?

ખેડૂત : જવાદોને. મારી નાખ્યા ભાઇશા'બ તમે તો

મુક્તિ : મારી નાખ્યા ? તમારે માટે આટ આટલા સારા કાયદા ઘડયા, આ કર્યું. તે કર્યું. અને—

રાણી : એ કાયદાની જ મ્હોંકાણ છે ને !

ખેડૂત : આ તમે કહ્યુ. તારે ,મણુરાહતમાં અરજી નોંધાવી. મારા બાપની હમ, આ એક વરહમાં તો એક જગ વીતી ગયો. કાંઇ નહિ તોય પચ્ચી ધક્કા થયા હશે. અને પૈસાનું પાણી થયુ તે તો જુદું.

રાણી : રાહત લેવા ગયાં, ત્યારે ઊલટાં મળાફળી કાઢવામાં ઊતરી પડયાં. આ કોરટમા ગયા, તે હવે તો કોઇ શાહુકારેય પાહે ઊભાં રહેવા દેતા નથી. અમારો તો જીવ જ જાણે છે, વગડ કેમ ગયુ તે !

ખેડૂત : અને કોણ જાણે હજી તે કેટલું સહેન કરવું પડશે.

મુક્તિ : પણ ભાઇ, એમાં ધીરજ જોઇએ. તમારા એકલાનું કામ કંઇ થોડું જ છે ?

ખેડૂત : ઓલ્યો ગણોતધારો. છ મહીનાથી અરજી કરી, હજીય આરો નથી આવતો. ટાંપા ખરડાવી ખરડાવીને ટાંટીઆ તૂટી ગયા. અને ઉપરથી પેલા શેઠ શરમના બે વીઘાં ખેડવા આલતા'તા તેય ગયા.

મુક્તિ : ભાઇ ! થોડુ તો સહન કરવું જ પડે ! આઝાદી કાંઇ અમથી આવે છે ?

રાણી : ધૂળ પડી તમારી એ આઝાદીમાં. અમને અહીં સુખે મરવા દોને ! નાહક જીવ ઉકાળો શું કામ કરાવો છો ?

ખેડૂત . ( રાણીને ) તું બેસ હવે.

મુક્તિ : હોય એમો. આ આપણું અજ્ઞાન ભોરે બે વરસોથી કચડાયેલા છીએ એટલે જ આ દશામા આવી પડયા છીએ.

ખેડૂત : આ તમારો કાયદો. તે દા'ડે કે'તાતા, ખેડે તેની જમીન. ઓલા ઠાકોરે ૭૦૦૦ વીઘાં જમીન ટેકટરથી ખેડવા માંડી. હવે શું અમારું કરમ ખેડવાના છીએ ?

મુક્તિ : ભાઇ, જરા ધીરજ રાખો. એનોય નિકાલ થશે. એવો કાયદો અમે કરવાના જ છીએ. ૨૦૦ વીઘાંથી વધારે જમીન એક આસામીને ખેડવા નહિ મળે.

ખેડૂત : મારા બાપ, એ બધી વાતું જવાદોને. કાંઈ કશું કરતું નથી. નાહકના બધાને મધલાળે લટકાવી મેલો છો. તમારા કાયદાથી અમારાં કરમ કંઈ સુધરવાનાં હતાં ?

મુક્તિ : તો શું, ગાડું ધોંચમાં તો થોડું જ રહેવાનું છે !

ખેડૂત : ત્યારે તમે ધોળાં બગલાં જેવા હાથ દઈને કાઢવાના છો ?

( 'એ મેળો નાખજો માબાપ!' નો અવાજ આવે છે. ભંગી અને ભંગડી પ્રવેશ કરે છે. )

મુક્તિ : અલ્યા, તમને લોકોને કહ્યું તોય હજી મેળો માગવાનું ના ભુલ્યાં ? હવે તો તમે અમારા જેવા, સમાન—

ભંગડી : ઓ બાપલા મારી નાખ્યાં.

મુક્તિ : પણ છે શું ?

ભંગડી : આ આનાં ( ભંગીને બતાવીને ) મારી મારીને હાડકાં ખોખરાં કરી નાખ્યાં.

મુક્તિ : પણ કેમ કરતાં ?

ભંગી : અમારોય બધાંના જેટલો હક્ક છે એમ કહીને હોટલમાં જવા ગર્યાં—

મુક્તિ : તેમાં શું થયું ? એતો હક મારે લડવાનું છે ને, કેસ કરો, સરકાર તમારી છે.

ભંગડી : ધૂળ પડી એ સરકારમાં. એ સપઈડાંએ કંઈ ધક્કે ચઢાવ્યાં છે, ધક્કે—

મુક્તિ : પણ વાત તો કરો !

ભંગી : તમે કીધું'તું; તે ઓલ્યા પટેલની હોટલમાં ચ્હા પીવા ગયાં'તાં.

ભંગડી : તે ધોબી નાખ્યાં.

મુક્તિ : પણ મને તો લખવું'તું એની ખબર લઈ નાખત.

ભંગી : બાપલા ! એવું લખતાં આવડતું હોત તો મોટા સાહેબ નો થઈ જાત !

ખેડૂત : તમે કે'તા'તા કે સરકાર તમારી છે, રાજ તમારું આવ્યું છે. પણ કોરટ તો તેની તે જ છે. કચેરીને પેલા સપઈને હવાલદાર બધાય એના એજ છે. કાંઈ બદલાયું નથી અને અમે તો મરી આવ્યા.

ભંગી : આ હોતનો તેરમો ધક્કો થયો, પણ કંઈ ઠેકાણું જ પડે તારે ને !

મુક્તિ : એમ અધીરા થયે કામ ના ચાલે. બધું ધીમે ધીમે જ થાય અને કાયદો છે' એટલે થોડો અધૂરો તો રહેવાનો જ.

ખેડૂત : હા, તમારા કાયદા અધૂરા, ને કરવન અમારે ગળે.

મુક્તિ : આ બધું તમને શી રીતે સમજાવું ? પણ ધીમે ધીમે બધું થાળે પડશે. તમે લોકો જરાય ચિંતા ના કરશો. જવાદો હવે એ વાત. પણ એટલું ધ્યાનમાં રાખજો કે તમે ભણેલા નથી તેનું આ દુઃખ છે ભણ્યા વિના કશું ના સમજાય. ભણીએ ના, ત્યાં સુધી આવું ને આવું જ રહેવાનું.

રાણી : ને ભણવાથી સુધરી જશે.

ભંગડી : મકોડા ઘૂંટાવી ઘૂંટાવીને મારી તો નાખશે મુંઉ ને એવું ભણતર.

મુક્તિ : અરે, હવે તો તમે મુક્ત થયાં છો, તમારે હવે તૈયાર થવું જોઇએ.

ખેડૂત : મરવા માટે ? આ ચાર વીઘાં ભોંય ખેડી ખાતા'તા, તેય ગઈ. હવે તો કોઈ ધીરનારોય ના રહ્યું. લેવા જઈએ છીએ તો કે'છે કે ' લડોને અમારી સામે કોરટમાં. લઇલો ને જમીનો બધી પાછી.' કોઈ ઉભુંય રાખતું નથી.

ભંગી : અરે બાપ અમારો મેળો માગવાનો ગયો ને ! માગવા નીકળીએ છીએ ત્યારે ઘણાય કે'છે ' જાવને, હોટલમાં બેસીને ખાઓ, મંદિરમાં જાઓ, હવે તમે નાગરિક બન્યાં છો, માગવા શાનાં આવો છો ! '

મુક્તિ : એ બધું સહેવું પડે ભાઈઓ આઝાદ કાંઇ અમથું થવાય છે ? આ તો તમારું અજ્ઞાન તમને આમ બોલાવે છે.

રાણી : તો શું તેય દૂર કરવાનો કાયદો કરશો ?

મુક્તિ : કરશો શું, થઇ ગયો છે ! હજાર ઉપરની વસ્તીવાળાં ગામોમાં ફરજિયાત કેળવણી દાખલ થશે.





ખેડૂત : અને પછી ?

મુક્તિ : પછી નિશાળો ખુલશે. મોટાં-તમારા જેવાને પણ ભણવું પડશે. પ્રૌઢવર્ગો નીકળશે.

રાણી : બધું ખરું, પણ આ પેટના ખાડાનું ?

ભંગડી : આ ભૂખનું ?

મુક્તિ : એ બધુંય ધીરે ધીરે થશે. તમને આજે એ નહિ સમજાય કે એનાથી શા શા ફાયદા છે !

ખેડૂત : બાપુ, અમારે કઈ જ સમજવું નથી. અમે છીએ એમજ રહેવા દો તો બસ. તમારા કાયદાએ તો કેર કર્યો.

મુક્તિ : એમ બોલાય ? કાયદાને શુ કામ વગોવો છો ? એ તો કેટલા સુંદર છે ?

ભંગી : એથી અમારો શો દા'ડો વળ્યો. આતો ઊલટા ઓલામાંથી ચૂલામાં પડયા.

ભંગડી : તમારા કાયદાથી તો થાક્યાં. કોણ જાણે કેવા કેવા કાયદા કરે છે !

રાણી : ઓલી સરકારને તો આવું કાંઇ નહોતું. આતો તમારી સરકારને કાયદા કરવાનો રોગ લાગ્યો છે. આ આમ થયું ને કાયદો, ફલાણાનો કાયદો, ઢીંકણાનો કાયદો, જ્યાં જુઓ ત્યાં કાયદા, કાયદા ને કાયદા. બીજી વાત જ નહિ. પણ મુવું કોઇ જોતુંય નથી કે કાયદાનું થાય છે શું ! લોક મરે છે કે જીવે છે !

મુક્તિ : મોટાં તંત્રમાં થોડું ઘણું એવું રહેવાનું જ.

ખેડૂત : બાપુ તમે જાવ. તમ તમારે ખુરશી ટેબલ પર બેસીને મોટા મોટા કાયદા કર્યે રાખો, અને કાગળિયાંમાંથી આખી દુનિયાને સુધારી દો. અમને તો સુખે મરવા દેશો તોય પા'ડ માનીશું.

મુક્તિ: તમે અજ્ઞાન છો. તમારામાં સમજ નથી. આ તો તમારું અજ્ઞાન બોલે છે.

ખેડૂત : તો એનોય કાયદો કરજો

મુક્તિ : થશે (મુક્તિ દાતા જાય છે)

રાણી : અરે ભાઈ, એમ કાગળ ઉપર કાળા આંકડા પાડયે દુનિયા બદલાઇ જતી હોય તો જોઇએ છે શું ?

(પડદો પડે છે)

## દૃશ્ય ચોથું

(પોપટ ઊભો થઇને ઉત્સાહમાં આવી જાય)

પોપટ : મેનારાણી ! મેનારાણી !

મેના : શુ છે ?

પોપટ : જો જો

મેના : શું ?

પોપટ : મને થાય છે આ પાખો હલાવું. તું જરા હાથ દેને ?

મેના : પણ આ જમ જેવા ઊતરે તોને ?

પોપટ : મને થાય છે જ્યાં સુધી આપણે નહી હાલીએ ત્યાં સુધી કોઈ આવીને થોડું હલાવવાનું ?

મેના : હાલતો. ચાલો હુંય ફફડાવું.

પોપટ : આપણે મફતનાં કચકાઈ મુખાં. આ આખો દી મે'નત આપણે કરીએ, પણસેો આપણે વહાવીએ અને.......

મેના : પણ આપણે એકલા જોર કરીશું તેથી શુ વળે.

પોપટ : અરે એક હાલ્યો એટલે બધા સળવળવાના. જોયું ઓલા દરબારે જમીન સોંપી દીધી. હવે તો ખેડૂ તેની જમીન. પણ આપણે હાથ લબાવીએ તો ને ?

મેના : બોલ્યા વગર તો માય ના પીરસે

પોપટ : જો આ મારા પગમાં જોર આવ્યું.

મેના : અરે આ મારાય પગ છૂટે છે.

પોપટ : આ ઊઠયો.

બંને : એ જાગો, ખેડૂત જાગો.

પોપટ : મુક્તિદાતા ! અમેજ છીએ અમારા મુક્તિદાતા.

મેના : આપણી મુક્તિ આપણા જ હાથમાં છે. ચલાવો હાથ ! ચલાવો પગ.

(બંને સાથે મળી ક્રાંતિનૃત્ય કરે છે. બીજા ખેડૂતો પણ દાનરડાં વગેરે સાથે નૃત્યમાં જોડાય છે નૃત્ય પૂરું થતાં)

જાગો ! જાગો ખેડૂત જાગો
આપણી મુક્તિ આપણે હાથે
જાગો ! ખેડૂત જાગો

★

# કોકિલા

અનુવાદક : હિરાલાલ પો. શાહ

લે. : વિ. સ. ખાંડેકર

જેના જેના કાન ઉપર એ સ્વર પડે તેના પગ ત્યાં જ જગ્યાએ થંભી જાય—જાણે તે મધુર સ્વરજાળમાં ન ફસાઇ ગયા ન હોય!

કુહૂ–કુહૂ!
કુહૂ–કુહૂ!
કુહૂ–કુહૂ!

એકાકી લતાકુંજમાં વિકસેલા પુષ્પની ઉન્માદક સુવાસ દૂર સુધી ફેલાયેલી હોય અને તે પુષ્પ કોઇને પણ દૃષ્ટિગોચર ન થતું હોય—તેવી જ તે મધુર સ્વરની સ્વામિની કોઇ સ્થળે દૃષ્ટિગોચર થતી નહોતી.

જેના જેના કાને તે મધુસંગીત પડતું તેનું હૃદય કોઇક સુંદર સ્મૃતિની પાંખે આકાશમાં ઊંચે ઊંચે ઊડતું.

કુહૂ—કુહૂ
કુહૂ—કુહૂ
કુહૂ—કુહૂ

મધપૂડામાંથી ઝરતાં રસબિંદુઓ—!

મિલન માટે અધિરી બનેલી રમણીના મનમાં ગુંજતા ગીતના ધ્રૂપદના એ શબ્દો—

પાલવની પાછળ છુપાઇને સ્તનપાન કરનાર બાળકના મધુર હુંકાર—

કુંજવનમાં મૂંગા સંકેત કરતી રાધાના નયનોના નૃત્યનો નાદ—

એવો મધુર અને કર્ણપ્રિય સ્વર સાંભળનારાના મનમાં કલ્પનાની જાણે વર્ષા વરસી રહેતી!

× × ×

આમ્રવૃક્ષોના પાંદડાઓમાં છુપાઇ બેઠેલી કોકિલા દિગ્વિજયના મસ્ત પંચમસ્વરે ગાવા લાગી.

કુહૂ–કુહૂ
કુહૂ–કુહૂ
કુહૂ–કુહૂ

આમ્રવૃક્ષોના મોર દેખીને કોકિલાને લાગ્યું. 'મારું ગીત સાંભળીને જ આ વૃક્ષોના અંગ ઉપર આનંદના રોમાંચ ઊભા થાય છે.'

પૂર્ણ બહારમાં ખીલેલા બગીચાને જોઇને તેના મનમાં થયું, "મારું ગીત સાંભળીને જ વસંતની કળી આજે કેવી ખીલી રહી છે!"

રમણીય ઉષઃકાળ જોઇને તે મનમાં બોલી ઊઠી, "મારા ગીતથી ઉલ્લાસિત થઇને જ ઉષા આજે આટલી સુંદર દેખાય છે."

ચાંદની રાત્રે, હાથમાં હાથ પરોવીને, મંદ હાસ્ય વેરતા પ્રેમીયુગલને વૃક્ષોની છાયામાં એકમેકને ચુંબન કરતા દેખીને કોકિલા બોલી, "મારા ગીતથી જ આનાં હૃદયમાં પ્રેમના ફુવારા ઉછળવા લાગ્યાં છે."

મોરથી સુગંધિત આમ્રવૃક્ષ, પૂરબહારમાં ખીલેલી વસંત, ઉષાની રમણીયતા અને પ્રેમીઓની પ્રેમચર્યા એ બધું સૌન્દર્ય મારા મીઠા કંઠે નિર્માણ કર્યું છે. આ અભિમાનથી કોકિલા ફુલાવા લાગી.

તે આમ્રવૃક્ષને કહેવા લાગી, "હું સુક્કા ઠૂંઠા ઉપર બેસું તો તેને પણ કુંપળો ફુટવા માંડે!"

તેણે વસંતને કહ્યું, "હું રાનવેરાનમાં ગાવા માંડું તો ત્યાંયે નંદનવન બની રહે!"

તેણે ઉષાને સંભળાવ્યું, "સંધ્યાકાળ હોય ને હું 'કુહૂ–કુહૂ' બોલું તો આથમતો સૂર્ય ફરી પાછો ઉપર આવે!"

પ્રેમી–પ્રેમિકાના જુગલને તેણે કહ્યું, "જો હું દૂર દૂર દેશે ઊડી જાઉં તો તમારો પ્રેમ પણ મારી સાથે ઊડી જાય!"

× × ×

વર્ષાકાળ આવ્યો;
આંબાના મોર અદૃશ્ય થયા.
આકાશમાંથી મૂશળધાર વરસાદ પડવા લાગ્યો.

મેઘના આડમાંથી કદિક ઉષા બહાર ડોકિયાં કરવા લાગી પણ તે તો ઘડીભર પૂરતી.

ચાંદની રાત્રી સુકાઇ ગયેલા મધુકુંઠ સરખી દેખાવા લાગી.





કોકિલા પહેલાની જેમ ગાવાનો પ્રયત્ન કરવા લાગી પણ તેના કંઠમાંથી સ્વર જ બહાર નિકળ્યા નથી.

શિયાળો આવ્યો.

બધાં વૃક્ષો ફાટેલ કપડાં પહેરેલાં ભિખારીઓ જેવા જણાવા લાગ્યા.

બેડૂનો ડાંગર ખાડે તેમ, શરીરને ધ્રુજાવી મૂકતો હેમંતનો પવન વૃક્ષો અને વેલીઓના પાંદડાઓને કંપાવી રહ્યો હતો, તેવા પવનથી ડરેલી ઉષા પણ પથારીમાંથી જલદી બહાર નિકળે જ શેની! કોક ચાંદની રાત્રે ચંદ્ર સહેજ બહાર ડોકિયું કરીને ચાલ્યો જતો.

પછી દરેક રાતે આકાશમાંથી આંસુ સરવા લાગ્યા. તે જોવા કોઈ પ્રેમી પોતાની પ્રેમિકાને હૂંફ છોડી ઘર બહાર નીકળ્યો નહિ!

આમ્રવૃક્ષની ડાળી ઉપર બેસી કોકિલા ગાવાનો પ્રયત્ન કરવા લાગી. કંઠ સુકાઈ જવાનો તેને ભાસ થયો. પણ અંગમાં હતું તેટલું બળ એકઠું કરીને ગાવા લાગી

તેના કંઠમાંથી મહામહેનતે સ્વર બહાર નીકળ્યો પણ—

તે વસંતના આમ્રવૃક્ષ પરનો સ્વર નહોતો—તે વસંતના ઉષઃકાળનો સ્વર નહોતો—તે વસંતની ચાંદની રાત્રીનો સ્વર નહોતો! તે તો પેલા મધુર સ્વરનું પ્રેત હતું!!

તેને ખુદને પોતાનો સ્વર સાંભળવો ન ગમ્યો, કોકિલા મૂંગી બની. તેની આંખ કો સૂક્ષ્મ વ્યથાથી ભીની બની. તે મનમાં ને મનમાં વસંતને યાદ કરવા લાગી "આવ, જલદી આવ મારા જીવનના શિરતાજ, જલદી આવ."

★

# અમે કવિ

અમે કવિઃ સમાજની મધુર સૂરીલી વાંસળી;
કરી હૃદય ભગ્ન, મંથન થકીય આત્મા દળી,
સમાજ જયમ ફૂંકતા ત્યમ સૂરો ઉરેથી ઝરી
સદા અમરગીતને રટી જવાય હેતે કરી,
અમે કવિઃ સમાજના પથ પરે દીપો શા ખડા
મશાલચી બની સુઝાડીં સહુ સત્ય પથો અહા
અહીં નિસરતા બધા પથિકને, અને અંતરે
ભરી મધુર નમ્રતા, શમની ઊર્મિ અંતસ્તલે.
અને સળગતો હવે ઘર મહીં દવાગ્નિ મહા
ભમ્યો અતિશ બાળતો, સૂસવતો ઘૂમી જો રહ્યો
સમાજ અવ રૌદ્ર ઘોર ગજવે છ સિત્કારને
અને અમ કવિ તણા કવન રુદ્રતા પામતા.
અમે કવિ સમાજની બની ગયા છ જો વાંસળી
હવે અરપવા રહ્યાં ગીત ઉરો અતિશે દળી.

હરીન્દ્ર દવે

## સને ૧૯૪૨ના સંસ્મરણો

# દાવપેચ

અનુ. જયેન્દ્ર ગિ. ત્રિવેદી

લેખક : શ્રીરામ શર્મા

[ શ્રીરામ શર્મા હિંદીના લોકપ્રિય લેખક છે. અત્યારે એઓ જાણીતા માસિક 'વિશાલભારત'ના તંત્રી છે. ૧૯૪૨ની જનક્રાંતિમાં એમણે અને એમના કુટુંબે અગ્રગણ્ય ભાગ લીધો હતો. એમણે એમના બે વહાલસોયા પુત્રોનું એ જનક્રાંતિમાં બલિદાન આપ્યું છે. રાષ્ટ્રીયતાથી રંગાએલા એક પીઢ કાર્યકર ને સાહિત્યકાર આ સંસ્મરણો આલેખે છે. એક નવો પ્રાણ સ્ફુરતો આમાં દેખાય છે. ગુજરાત આને સત્કારશે. —સંપાદક ]

સને ૧૯૪૨ના આંદોલનનાં દિવસોમાં, ઘણીવાર ક પરથી ગિરફતાર થયાં છતાં હું પોલીસને હાથ-ાળી દઈને છટકી ગયો ત્યારે ઘણા મિત્રોએ અને ખાસ કરીને ડૉક્ટર કેસકરે કહ્યું કે મને પોલીસ હીં પકડી શકે. મને ખાત્રી હતી કે કામ કરતાં રતાં એકાદ દિવસ તો પોલીસના સકંજામાં સપડાવું જ પડશે. હાં, ફક્ત છુપાઈ રહેવાની જ ભાવના હોય ા પોલીસનું કંઇ ન ચાલે. પણ સુબામા કામ કરવું ડતું હતું. મુંબઇ, દિલ્હી અને અન્ય સ્થાનોએ જાવું મને આગ્રા આવવું પડતું હતું. પોલીસ અને મિલિ-રીના ચક્રવ્યૂહમાં પણ ઘૂસવું પડતું હતું. લગભગ રરોજ પોલીસ સાથે 'આંખમિચોલી' તો થઈ જ જતી હતી. જ્યારે ગોળીથી મારી નાખશે એવા એવા સમાચાર મળ્યા ત્યારે તો સક્રિયતા વધુ પ્રબળ થઇ ગઇ. કામ કરતાં અને લડતા લડતાં મરવાની મોજ મગજમાં હતી. પરંતુ મિત્રોની એ વાતથી તો હસવું જ આવતું હતું કે હું પોલીસની પકડમાં નહીં આવું.

'બકરાની મા ક્યાં સુધી ખેર મનાવશે' એ વાળી વાત ન હતી. એ દિવસોમાં બકરા તો તેઓજ હતા જે પોલીસને મળી ગયા હતા અથવા જેમણે જાસુસી કરી હતી. અમે લોકો તો હિંમતથી મોર્ચા પર કામ કરવાવાળા હતા. અરે રણક્ષેત્રમાં બચવાની ગેરન્ટી કોઇ નથી આપતું. કામ કરતાં કરતાં ગિરફતાર ન હોવાની વાત તો ૯૦ વર્ષના પેલા બુઢ્ઢાની વાત જેવી હતી જેણે પોતાના મોત વિષે પૂછાતાં કહ્યું હતું—'૯૦ વર્ષ સુધી મોત આવ્યું નથી તો હવે તો શું આવતું હું!' હા, એ વાત સાચી છે કે જો મારી ધરપકડના દિવસે–'૪૨ની ૭મી ડિસેમ્બરે–મારી તંદુરસ્તી સારી હોત, બે ચાર માઇલ ચાલી શકવાની દેહમાં શક્તિ હોત, તો પરિસ્થિતિ કદાચ સાવ જુદી જ હોત પણ મુંબઇના સાત દિવસના તાવે, જેમાં ટેમ્પરેચર ૧૦૩ થી ઉતર્યું ન હતું અને તાવ નિયમિતરૂપે ચઢતો જ રહ્યો હતો, એણે મને એટલો કમજોર બનાવી દીધો હતો કે સો ગજ પણ નહોતો ચાલી શકતો. અસ્તુ. ધરપકડ અને મારપીટ, સાડી પહેરવાની વાત અને અન્ય વિષયો આ સંસ્મરણ માટે અપ્રાસંગિક છે.

હા, એ વાત સ્પષ્ટ કરવી જરૂરી છે કે દગો દેવો મારા સ્વભાવમાં જ નથી. મારી પુંજી તો છે પ્રમાણિકતા અને સચ્ચાઇ. હું આ પુંજીને કંજૂસ વાણિયાની જેમ અક્ષુણ્ણ રાખવા માગું છું. સને '૪૨માં પોલીસને જે દગો દીધો એ કોઇ સ્વાર્થ માટે નહીં પરંતુ એક સંગઠન–કોંગ્રેસજનોના એક સંગઠન–દ્વારા વિશુદ્ધ રીતથી રચાયેલા નિયમો અનુસાર વિશુદ્ધ સાત્વિક ભાવનાની દ્રષ્ટિએ, દેશ માટે ઉપયોગમાં લેવાએલ એ રીત ભલે બરાબર ન હોય, પણ કર્તવ્ય પાલનની દ્રષ્ટિએ, બૌદ્ધિક બળનો પ્રયોગ એ રીતે જ કરવામાં આવ્યો જે રીતે જંગલમાં સશસ્ત્ર વ્યક્તિઓથી ઘેરાઇ જવાતાં કોઇ, લુપાઇ છુપાઇને નાસવાની ચેષ્ટા કરે તેમ. જે કંઇ એ દિવસોમાં કર્યું એને આજે પણ હું યુક્તિયુક્ત સમજું છું.

એ વાતની બહુ થોડા લોકોને ખબર છે કે આગ્રામાં હું રાત્રે ક્યાં રહેતો હતો. આગ્રા શહેર, સુબા, અને સુબાની બહારના લોકોનો એવો ખ્યાલ છે કે હું રાત્રે ત્યાં જ રહેતો હતો. જ્યાં હું અન્ય સાથીઓ સાથે પકડાયો હતો, એટલે કે નારાયણ–ભવનમાં આવેલા બટેટાના કારખાનામાં. આગ્રામાં મારી રહેવાની જગ્યા, એ એક એવું સ્થાન હતું જેની





કલ્પના પોલીસ પણ ન કરી શકે અને જે બતાવવાની અત્યારે જરૂરત નથી. બસ, ત્રણ કે ચાર સાથીઓ અને મિત્રોને જ એ નિવાસ-સ્થાનની જાણ હતી. યુ. પી. પોલીસનું અનુમાન હતું કે મારું કાર્યક્ષેત્ર બિહાર છે, એટલે તેમણે પટનામાં કોઈની ધરપકડ પણ કરી હતી જ્યારે એમને ખબર પડી કે ગિરફતાર કરવામા આવેલી વ્યક્તિ તો કોઈ બીજીજ છે ત્યારે એને છોડી દેવામાં આવેલ પરંતુ જ્યારે લક્ષ્મીનારાયણ પાલીવાલે (જે અત્યારે લક્ષ્મીનારાયણ શર્મા લખે છે) પોતે પકડાતાં, હું કયાં છું અને શું કરૂં છું એ ભેદ પોલીસને બતાવી દીધો ત્યારપછી પોલીસનો માર્ગ ઘણો ખરો સાફ થઈ ગયો. લક્ષ્મીનારાયણ પાલીવાલ અને ભુદેવ પાલીવાલના વિષયમાં તો પછી કયારેક લખશુ. અહી એટલું જ લખવુ પર્યાપ્ત છે કે પોલિસે પોતાની સતર્કતા અનેકગણી કરી દીધી ઘરની દેખરેખ રાખનાર પોલિસોની સંખ્યામાં સારો એવો વધારો કરવામાં આવ્યો. દિવસ-રાત મકાન પર પહેરો રહેતો. બહારનાં માટે અને આગ્રાવાસીઓ માટે પણ મારું મકાન ભુતિયા મકાન જેવું હતું. જ્યાં કોઇ જતું નહી. એમાં જરાયે શક નહોતો કે ત્યા જવાથી જરૂર ધરપકડ થઈ જાય.

મકાનની ચારે બાજુ અને મકાનના દરવાજા પર બે છૂપી પોલિસના માણસો ચોવીસે કલાક રહેતા છતાં હું પોતે ઘણી વાર રાત્રે બાગ ઘરમાં રહ્યો હતો. આગ્રાનું રાજામંડી સ્ટેશન છૂપી પોલિસનો ખાસ અડ્ડો છે. એ સ્ટેશન પર પોલિસ હંમેશાં જાગ્રત રહે છે કારણ સ્ટેશન શહેરમાં છે અને ગ્વાલિયર, ધોળપુર, ભરતપુર અને રાજપૂતાનાના અન્ય સ્થાનોની સંદિગ્ધ વ્યકિત રાજામડી સ્ટેશને ઉતરીને શહેરમાં છુપાઈ જાય છે. અને પછી ત્યાંથી મુંબઇ, પેશાવર, કલકત્તા તરફ પોતાની યાત્રા શરૂ કરી દે છે. રાજામંડી સ્ટેશન પર જ પં. શ્રી કૃષ્ણદત્ત પાલીવાલના સાળી શ્રીમતી રૂપરામ પાલીવાલની સાથે લક્ષ્મીનારાયણ પાલીવાલની ધરપકડ થઇ હતી ધરપકડ સમયે અને પછી પણ શ્રીમતી રૂપરામ પાલીવાલનું રૂપ એક વીરાંગના સમાન હતું. અને લક્ષ્મીનારાયણ પાલીવાલ તો કાયરતાની સજીવ મૂર્તિ જ હતા. એ બન્ને ખાલી બોમ્બ સાથે પકડાયા હતા. પરંતુ એમની ગિરફતારી પછી પોલિસે પોતાની સાવચેતી અને તપાસ વધારી દીધા.

એક દિવસ ગ્રાંડટ્રંક એકસપ્રેસમાંથી મારે રાજામંડી ઉતરવું પડયું. દિલ્હીથી આવતો હતો. ગ્રાંડટ્રંક એ દિવસે રાજામંડી સ્ટેશને સાંજને બદલે રાત્રે ૧૦ વાગે પહોંચેલ રાત ગાળવા માટે પ્રથમથી જ એક સ્થાન નક્કી હતું. પરંતુ સ્ટેશન પર સામે આવનાર મહાશય ઉતરતી વખતે કયાયે ન દેખાયાં, ઇંટર કલાસનો ડબ્બો આગળ હતો અને તે ભાઈ પાછળ પ્લેટફોર્મ પર રાહ જોતા હતા. ઇંટર કલાસનો ડબ્બો જેવો ખોલ્યો કે રેલ્વે પૂલ નીચે બરાબર સામે બે છૂપી પોલિસના માણસો દેખાયા. સ્થિતિ ગંભિર લાગી. મનમાં જરા શંકા થઇ કે ધરપકડ કદાચ થઇ જશે. બચાવ એકજ રીતે શકય હતો જો હોશકોશ ઠીક રહે અને ચાલચાલથી કોઈ પ્રકારની શંકા ન ઉપજે તો કદાચ બચી શકાય. એક ક્ષણમાં જ બધું વિચારીને નિર્ણય કરી લીધો. ડબ્બામાંથી એ રીતે ઉતર્યો. જાણે કોઇ પ્રકારની જરાયે શંકા જ નથી છતા પણ પોલિસવાળાની તેજ નજરનું ફોકસ મારા પરજ હતું અને તેઓ મારી તરફ આગળ પણ વધ્યા. પહેરવેશ પરથી હું વેપારી લાલા જેવો લાગતો હતો. સમજી લીધું કે જ્યારે પકડાવાનું જ છે ત્યારે પછી શા માટે ખાલી રીતે નિર્ભય હોવાનો દેખાવ ન કરવો! સાથે ખાસ વજન ન હતું એક નાની પોટલી હતી, જે લઇને દ્રઢતાથી આગળ વધ્યો. પૂલના પ્રથમ પગથીયે પગ રાખતા જ ગણગણવું શરૂ કરી દીધું—

બિન સત સંગ વિવેક ન હોઈ,
રામ કૃપા બિન સુલભ ન સોઇ.

આગલે પગથિયે પગ મૂકતાં થુંકવાનો પ્રયાસ કરીને મેં પાછળ જોઇ લીધું તો છૂપી પોલિસના બે આદમી અને રેલ્વે-પોલીસનો એક કોન્સ્ટેબલ લગભગ ત્રણ ગજના અંતરે જાણે ઘેરો ઘાલીને ચાલ્યા આવતા હતા. મેં એમની જરા પણ પરવા ન કરી. રામાય-



જુની ચોપાઈયો ગણગણતો માફી માપીને ડગલાં ભરતો આગળ વધ્યો—એ શંકાએ કે કોઇ પળે પકડાઇ જવાનો. પૂલની બીજી બાજુ ગણગણતો ગણુ-ગણુતો ઉતર્યો અને પોલિસનો જરા પણ ખ્યાલ ન કર્યો. સ્ટેશનની બહાર વાંક વળતાં પોલિસવાળા દેખાયાં. એ લોકો ચાલ્યા તો આવતા હતા. પરંતુ મારી અને એમની વચ્ચે આઠ દસ ગજનું અંતર પડી ગયું હતું. તેઓ એકબીજાના કાનમાં વાતો કરતા આવી રહ્યા હતાં. કદાચ તેઓ સમજ્યા હશે કે કોઇ ધર્મભીરૂ લાલાજી છે, જે પોતાના ઘર તરફ જાય છે રાજામંડી સ્ટેશનથી પં. હરિશંકર શર્માનું મકાન બહુ નજદીક છે પણ મારી તપાસમાં ત્યાં પણ પોલિસનો પહેરો રહેતો હતો એટલે ત્યાં જવું યોગ્ય ન હતું. સ્ટેશનની બહાર જઇને જોયું તો પોલિસો દૂર ઉભા રહ્યા હતા. સ્ટેશનનો મોર્ચો તો જીતી લીધો હતો. પણ રાત વિતાવવાની હતી અને એ માટે મારા પોતાના ઘરે જવાનું જ મેં નક્કી કર્યું.

પોલિસવાળાને જો થાપ આપી શકું તો ઠીક છે, નહીં તો રાત કયાંક બીજે વિતાવવી પડશે. ગણગણતો ગણગણતો મકાનના દરવાજા પર જ્યાં પહોંચ્યો તો જોયું કે ચાર આદમી બેઠા છે—દરવાજાની બન્ને બાજુ એક એક આદમી, મકાનની સામે અને મકાનથી જરા દૂર એમ બીજા બે માણસો. એક અપરિચિત વ્યક્તિની જેમ એમને પૂછ્યું—"શું ભટ્ટજીનો વાડો આજ છે?" ખૂબ બેદરકારીથી એમણે જવાબ આપ્યો—"હા."

"શું આપ કહી શકશો કે પં. કેદારનાથ ભટ્ટ કયા મકાનમાં રહે છે અને તેઓ ઘરે છે કે નહીં?"

"ભટ્ટજીને મળીને શું કરશો?"—આંખો કાઢીને એકે પૂછ્યું.

"હું એમનો જુનો અસિલ છું, મથુરાથી આવ્યો છું. એક સલાહ લેવી છે, જો ભટ્ટજી હોય તો રાત અહીંજ રહું_નહીં તો ધર્મશાળામાં જવું પડશે."

"વધુ બક બક કર મા. અમે નથી જાણતા ભટ્ટજી ક્યાં છે."

"આપને તકલીફ તો પડશે, પણ જરા અંદર જઇને ભટ્ટજીનું મકાન તો બતાવો."

પોલીસો તો આ સાંભળીને ખૂબ ગુસ્સે થયા અને બીડી ફેંકીને એક અધિકાર પૂર્વક કહ્યું. "બક બક મત કર. તારી કમબખ્તી તો તને અહીં નથી લાવી! જાતે જઇને જોઈ લે અથવા રસ્તો માપ જાણતો નથી અમે કોણ છીએ?"

મેં નમ્રતાપૂર્વક કહ્યું—"માફ કરજો, આપને તકલીફ આપી. હું ન સમજી શકયો કે આપ અમલદાર આદમી છો. હું જાતે જ જઇને પૂછી લઇશ." બસ, પછી શું! અંદર જઇને મકાનના પાછલા દરવાજેથી મારા ઘરે ચાલ્યો ગયો અને પ્રાતઃકાળે અંધારામાં જ અસિલના રૂપમાં ઘરની બહાર નીકળી ગયો.

× × ×

**આ**ગ્રામાં વિજયનગર કોલોની તરફ જતો હું એક દિવસ આગળ વધ્યો કે એક સિવિક-ગાર્ડ અને એક એક છુપી પોલિસના આદમીએ મને પકડી લીધો. એક હાથ સિવિક-ગાર્ડે પકડયો અને બીજો છુપી પોલિસના માણસે. મેં ખાખી ખમીસ, સેંથો અને કાળી ટોપી પહેર્યા હતા. હાથમાં એક રજીસ્ટર હતું. જેના પર અંગ્રેજીમાં લખ્યું હતું—"ઠાકુર બહાદુરસિંહ—મિલિટરી ઈજારદાર". આંખ સાથે આંખ મેળવીને પોલિસે પૂછ્યું—'આપનું નામ?'

મેં હસીને કહ્યું—'મારું નામ બહાદુરસિંહ. અંગ્રેજી ભણ્યા હો તો વાંચી લ્યો" "પણ તમારે થાણાપર આવવું પડશે"—કંઇક સંકોચાતાં તેણે કહ્યું.

"થાણાએ શું, ગમે ત્યાં ચાલો; પણ ચાલો જલ્દી, અને જો જવામાં વાર લાગે તેમ હોય તો પાસે કયાંકથી મેજર રોઠ સાહેબને ફોન કરી લ્યો. મોડું થવાથી જે નુકશાન થશે એની જવાબદારી આપ લોકો પર રહેશે."—મેં આત્મવિશ્વાસથી કહ્યું.

જવાબ સાંભળીને સિવિક-ગાર્ડ તેમજ છુપી પોલિસનો માણસ, એક બીજાના મ્હોં સામું જોવા





લાગ્યા. એમની મુખાકૃતિથી જ હું પામી ગયો કે મારો દાવ સીધો પડયો છે. એટલે મેં સ્મિત કરીને કહ્યું—"ઠીક, હું સમજ્યો. પણ ભાઈ. હજી તમને દેશ્ત-દુશ્મનની પિછાણ નથી. કંઈ વાંધો નહીં. આવી ભૂલ થઈ જ જાય છે. પરંતુ તમને કંઈ શંકા હોય તો જલદી ચાલો થાણા પર. ત્યાંથી જ સાહેબને ટેલિફોન કરી લઈશું જો આપ મને અહીં જ રોકશો તો આપની ખેર નથી. સેંકડો લારીયો ઉભી રહેશે અને લાખોનું નુકશાન થશે."

'માફ કરજો સાહેબ, અમારૂ કામ જ એવું છે. એક નામી બદમાશ શ્રીરામ શર્માને પકડવાનો છે. અમને કહેવામાં આવ્યું હતું કે તે ખાખી ખમીસ, લેંઘો અને કાળી ટોપી પહેરે છે અને આજ રસ્તે દિવસે નીકળે છે જીલ્લાના અમલદારો એની શોધમાં છે. આજકાલ એ આગ્રામાં છે. ખોટું ન લગાડશો, જાઓ તમે."

"કંઈ વાંધો નહીં. આ સમય જ એવો છે. ભૂલ થઈ જ જાય છે—" કહીને હું પોશાગ ભણી ગયો. એ દિવસ પછી એ પોષાક મેં ન પહેર્યો અને દિવસે એ રસ્તે નીકળ્યો પણ નહીં.

× × ×

**એ**ક દિવસ સવારે આગ્રાની રાવતપાડે શેરીમાં થઈને કિનારી બજાર તરફ આગળ વધ્યો ત્યાં આગ્રાના એક બહુ જુના છુપી પોલિસના માણસ અજમેરીસિંહને જોયો. અજમેરીસિંહ લગભગ ૨૦ વર્ષથી આગ્રામાં હતો અને એ આગ્રાના લગભગ બધા જ કોંગ્રેસજનોને ઓળખતો હતો. પરંતુ મારા બદલેલા ચહેરા પરથી એ કદાચ મને ન ઓળખી શકે. છતાં યે મને ડર તો હતો જ. મારે કિનારી બજાર અને સેવ બજાર પસાર કરીને હીવેટ પાર્ક સુધી જવું હતું સમય લગભગ સવારના નવનો હશે ભીડ ખાસ ન હતી છતાં સાવધની તો રાખવી જ જોઈએ. મેં ઉતાવળે પગ ઉપાડયા અને આગળ વધ્યો અને જેવો સેવ બજારમાં પહોંચ્યો કે સામેથી ૩૦-૪૦ ગજ દૂરથી ૭ સાત કોન્સ્ટેબલો સાથે ઇન્સ્પેકટર રામપ્રસાદને આવતા જોયો. પાછળ અજમેરીસિંહ હતો બચવાનો કોઈ રસ્તો ન હતો. બહુ ખરાબ રીતે ફસાયો હતો. ઇન્સ્પેકટર રામપ્રસાદ મને સારી રીતે ઓળખતો હતો. આગ્રાના "સૈનિક"ના મામલામાં, એના ટ્રસ્ટી તરીકે એ મને ઘણી વાર મળ્યો હતો. અને આ વખતે મને પકડવા માટે એ તનતોડ પ્રયત્ન કરતો હતો ભાગવાથી કે ડગવાથી બચાવ સંભવિત ન હતો. બસ, એક જ વાતે એ સમયે ધરપકડ ન થવા દીધી અને એ વાત એવી હતી જે જીવનમાં મેં કદી નથી કરી. આગ્રાની બજારની ઉપર સદા સુહાગણો રહે છે. વિચાર્યું કે ધરપકડ થવાની જ છે. જો એક મિનિટ ઉપર તરફ જોવાથી પોલિસ ભુલાવામાં પડી જાય તો કદાચ બચી જવાય. બસ, ધીરે ધીરે ચાલતાં ચાલતાં મેં એમજ કર્યું. અંદર હૃદય તો બેસતું જતું હતું કારણ જીવનમાં કદી મેં આવું નથી કર્યું. એટલી વારમાં-એક દોઢ મિનિટમાં-રામપ્રસાદ કોન્સ્ટેબલો સાથે આવી ગયો અને ઉપેક્ષાની દૃષ્ટિએ મને જોતો જોતો આગળ વધી ગયો. એ સમજ્યો હશે કે કોઈ લફંગો સિપાહી છે! રામપ્રસાદે સેશન-અદાલતમાં કહ્યું પણ હતું કે મૂછો મુંડાવવાથી મારો ચહેરો એટલો બદલાઈ ગયો હતો કે તે મને ન ઓળખી શક્યો.

× × ×

**સ**પ્ટેમ્બર '૪૨ ની વાત છે. હું પં. શ્રીકૃષ્ણદત્ત પાલીવાલાના મકાનની બાજુના ઘરમાં બેઠો બેઠો આગ્રાથી પ્રગટ થનાર 'આઝાદ હિન્દુસ્તાન' માટે થોડુ લખી રહ્યો હતો. જીલ્લાના કાર્યકર્તાઓ માટે એક ટ્રેકટ તૈયાર હતો. બપોરના બાર વાગ્યા હશે. ખાખી ખમીસ પહેરીને ખાટલા પર બેઠો બેઠો હું લખી રહ્યો હતો ત્યાં એકદમ સાદા પોષાકવાળા પોલિસના માણસોએ મકાનને ઘેરી લીધુ. મકાન કુંવર બૈજનાથસિંહજી ભદૌરિયાનું હતું એ વખતે R S P. ના ઠાકુર મુકુન્દસિંહ પણ ત્યાં જ હતાં. મારે જણાવવું જોઈએ કે R. S. P. (ક્રાન્તિકારી સમાજવાદી પાર્ટી) સાથે મારે કંઈ સંબંધ નહોતો અને નથી. ઉધરસ ખાઈને થૂંકવાને બહાને ઉઠયો.



ચોકમાં જઈને મેં બધા કાગળ બાળી નાખ્યા અને નોકરને કહી દીધું કે પૂછે તો કહે કે જે હું અર્જુનપુરનો રહેવાસી છું. અર્જુનપુર કુંવર બૈજનાથસિંહના સગાનું છે. મકાનના પ્રત્યેક દરવાજે માણસો ઉભા હતા. મુખ્ય દરવાજે તો ત્રણ ચાર આદમી હતા. એમને જ્યારે એમ પૂછવામાં આવ્યું કે તેઓ ત્યાં એમ શા માટે ઉભા છે ત્યારે એમણે ઉદ્દંડતાથી જવાબ આપ્યો કે થોડીવારમાં જ ખબર પડી જશે કે તેઓ શા માટે ઉભા છે. ઠાકુર મુકુન્દસિંહ જમવા બેસી ગયા. એટલામાં જ પંદર–વીસ પોલિસ–થોડા યુનિફોર્મમાં અને થોડા સાદા પોષાકમાં ધડધડ કરતા મકાનમાં ઘુસી આવ્યા. આંગણાની વરંડામાં ખાટલા પર હું બેઠો હતો. એકદમ હરીપર્વત થાણાના દારોગા ઔલાદ અહમદે પૂછ્યું—'આપનુ નામ શું છે?'

"લાલસિંહ."

"આપ કયાં રહો છો?"

"અર્જુનપુર"

"અહીં કેમ છો?"

"કુંવર બૈજનાથસિંહ મારી ફૂઇના દીકરા થાય. લડાઇનો વખત છે. કદાચ અહીં એકાદ ઈજારો મળી જાય, તો થોડું કમાઇ લઉં એ વિચારે આવ્યો છું."

"કયાં સુધી રહેશો?"

"જ્યાં સુધી કાંઇ કામ ન થઇ જાય ત્યાં સુધી રહેવાનો વિચાર છે. જો આપને કંઈ વાંધો હોય તો અત્યારે જ ચાલ્યો જાઉં."

'હમણાં શું કરો છો?'

'ગામડાંની નિશાળમાં ઉર્દુ અને ગણિત ભણાવું છું.'

'હું' કહીને એણે મકાન તપાસી લીધું અને કેવા હેરાન કર્યા અમને એમ કહીને ચાલ્યા ગયા.

× × ×

નવેમ્બર '૪૨ની વાત છે. ડૉ. કેસકર; રાધેશ્યામ શર્મા તથા હું વિચાર વિનિમય અને ત્યાંના આંદોલનોની પ્રગતિ જાણવાને માટે મુંબઇ ગયા હતા. શ્રીમતી સુચેતા કૃપલાની અને દયાભાઇ પટેલ સાથે વાતો થઈ. અમે લોકો રૂપીઆ પૈસા માટે નહોતા ગયા પણ યોજના સંબંધી ચર્ચા કરવી હતી. અચ્યુત પટવર્ધનજી સાથે પણ વાતો કરવી હતી. યુ. પી માં મહેસુલબંધી આંદોલનનો હું વ્યાવહારિક દૃષ્ટિએ વિરોધી હતો. અમે સેન્ડહર્સ્ટ રોડપર એક ડૉક્ટર મિત્રને ત્યાં ઉતર્યા હતા. ડૉક્ટર સાહેબ ગુરુકુલ કાંગડીના સ્નાતક હતા. એમણે જર્મનીમાં આંખના ઈલાજનું ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. એમનું મકાન પણ વારેવારે તપાસવામાં આવતું. અમે પણ એટલું સમજી લીધું હતું કે જ્યાં કંઈ ભય હોય ત્યાં જ કયારેક બચાવ પણ સારી રીતે થઇ જાય છે.

મુંબઇમાં મને સાત દિવસનો ભયંકર તાવ આવી ગયો. ટેમ્પરેચર ૧૦૩' અને ૧૦૪'ની વચ્ચે રહ્યું. ચોવિસે કલાક તાવ રહેતો. ડૉક્ટર સાહેબના ઘરમાં કોઇ નોકર પણ ન હતો. એમનાં બાળકો હૈદરાબાદ હતા. એમના સાળા હતા. ડૉક્ટર સાહેબ બિચારા દવા દારૂમાં જ રોકાઇ રહેતા. પરંતુ સારવાર કરનાર કોઇ માણસ નહોતું. ડૉક્ટર સાહેબે સાળા સાહેબને કહી દીધું હતું કે જો કોઇ પૂછે તો કહી દેવું કે વનસ્થલીનો કોઇ રોગી છે.

રૂમમાં ફર્શ પર પડયા રહેવાથી શરીર આખું લાકડા જેવું થઇ ગયું હતું. જ્યારે જ્યારે રાધેશ્યામ આવતા ત્યારે દેહચંપી કરાવી લેતો. પરંતુ ભય વધતો જતો હતો. એટલે રાધેશ્યામને યુ. પી. મોકલી દીધા. મારી હાલત એટલી ખરાબ હતી કે મને થયું કે મુંબઇમાં જ દેહ છુટી જશે, સખત તાવ અને અર્ધ-મુર્છિત અવસ્થામાં નાનો પુત્ર સામે ઊભો ઊભો જાણે કહેતો હોય —'બાપુજી ઠીક થઇ જશે માથું દાબી દઉં?' એમ લાગતું. આંખ ઉઘાડીને જોઉં તો કોઇ ન મળે

બરાબર સાત દિવસે એ ભયંકર તાવ ઉતર્યો. સાત દિવસના ઉપવાસ અને તાવ પછીની નબળાઈ. બોલી પણ નહોતું શકાતું.' પરંતુ તાવ ઉતર્યો એટલે જાણે નવું જીવન પ્રાપ્ત થયું. ઓરડો સાત દિવસથી વાળવામાં નહોતો આવ્યો. ગંદકીથી જીવ મુંઝાતો હતો. બેઠા બેઠા સરકતાં સરકતાં રૂમ વાળવો શરૂ કર્યો કે દરવાજા સામે બે ટોપા પહેરેલ વ્યક્તિઓ દેખાઇ.

# 'આતિથ્ય'નું આતિથ્ય

દુર્ગેશ શુક્લ

નવીન ગુજરાતી કવિતાના આ આપણા પ્રતિભાશીલ કવિ ગુજરાતને ઘણા પરિચિત છે. 'ગંગોત્રી' અને 'નિશીથ'ના કાવ્યો કવિતા પ્રેમીઓનાં તાજાં સુવાસિત ફૂલો જેવા હજી મહેકે છે. આ યુગના અગ્રગામી કવિઓમાં શ્રી ઉમાશંકરનું સ્થાન ગૌરવવંતું છે.

એમની કવિતાને આપણે યુગબળોને ઝીલતી કવિતા કહી શકીએ. આપણી રાષ્ટ્રીય લડતે ગુજરાતના ઇતિહાસમાં એક મહત્ત્વનું પ્રકરણ ઉમેર્યું છે. ગાંધીવાદની અસર તળે ગુજરાતી સાહિત્યની ભાષાનો આડંબર ઓછો થયો. સાહિત્ય જીવનને માટે છે—એવી પ્રતીતિ થઈ. સત્ય, અહિંસાના મંત્રો વાતાવરણમાં ગુંજવા લાગ્યાં. ગાંધીવાદની સાથે સાથે સામ્યવાદનું પણ જોર વધ્યું. સ્વાતંત્ર્ય પ્રેમ, મૂડીવાદનો નાશ, ઇશ્વરનો ઇન્કાર, અને પીડિતો તરફ હમદર્દીના સૂર સંભળાવા લાગ્યાં. આવા વાતાવરણમાં શ્રી ઉમાશંકરની કવિતા જન્મી છે.

"આતિથ્ય"માં એમની કવિતાની કેટલીક વિશિષ્ટતાઓ જળવાઇ રહી છે. 'શમે નહીં વેરથી વેર આંહીં' એ સત્ય રજૂ કરતાં ગાંધીવાદી વિચારો કે પીડિતોની વેદના ગાતાં સમાજવાદી વિચારોનું બળ, આ સંગ્રહમાં જળવાઇ રહ્યું છે. નવીન કવિતાના છંદોવિધાન પરત્વેનાં લક્ષણો, વિષયનું વૈવિધ્ય, સુકોમળથી માંડીને સુભવ્ય સુધીના બધા ભાવોમાં સંચાર કરતી કલ્પના, ક્ષુદ્રમાં રાચતી નહિ, પણ ક્ષુદ્રમાં મહત્તાનાં દર્શન કરાવતી દૃષ્ટિ આ કાવ્યસંગ્રહમાં પણ નજરે ચડે છે. 'ગંગોત્રી' રૂપે પ્રગટેલું કાવ્ય-ઝરણ 'નિશીથ'માં કલરવ કરી ગયું. આજે એ સહુના 'આતિથ્ય' પામવા પ્રગટ થાય છે, એ આનંદની વાત છે.

હવે 'આતિથ્ય'ની કાવ્યસમૃદ્ધિનો આસ્વાદ લેઇએ. દેશના જીવનના પ્રસંગોનું પ્રતિબિંબ, શ્રી ઉમાશંકરની કવિતામાં સરસ ઝીલાય છે. મહાત્માજીના ૨૧ ઉપવાસ પછીના પ્રભાતે કવિનું હૃદય આનંદથી ગાય છે.

'આજ આનંદ, આનંદ, આનંદની આજ સર્વત્ર ગાજે વધાઇ' પૂજ્ય કસ્તુરબા જતાં બાપુના ઉદ્ગારો પણ કવિતામાં ઝીલાય છે.

"સહજ શિખવી, ભોળી જેને ગણી હતી, ધર્મ તે;
સ્મરણ બની એ સાધ્વી ! આત્મન્ **प्रसीदस्व स्वपते**"

ગાંધી-ઝીણા મુલાકાતો દરમ્યાનની ઇદનો ચાંદ જોતાં કવિ કહે છે કે, હે બીજના ચંદ્ર !

આ પ્રલય હળી ભૂમિને, પણ
શું ન દંડે દંતાગ્ર પર
ઉંચકી ઉપર તું લાવશે ?

શ્રી ઉમાશંકરની રાષ્ટ્ર-પ્રીતિ અને દેશભક્તિ 'અદીન ભારત' 'બે હજાર વર્ષ પછી' 'ભારત' જેવાં કાવ્યોમાં સ્પષ્ટ થાય છે. ભારતનું ગત ગૌરવ ફરી પુનર્જીવન પામે, જગની જમાત વચ્ચે ભારતનું સંસ્કૃતિ નિર્ઝર ફરી વહેતું થાય એ જોવા કવિ ઉત્સુક છે.

સંગ્રહમાંનાં પ્રણય કાવ્યોની પરિમલ પણ આહલાદક છે. 'ધીરેથી આવી સખી, તેં મુજ ભાગ્ય ચુમ્યું' અને એ રીતે

'આત્માની એ વરદ રમ્ય વસંત દીક્ષા' મળી. પ્રણયીઓ 'સાથે-સાથે' આગળ ચાલ્યા.

'લીધી કેડી નવતર, કંઇ છોડી પ્રાચીન ચીલા' અને એમ કરતાં કરતાં

"અહો બે જીવોએ ઉર વિનિમયો જે અનુભવ્યાં" પ્રિયાના પત્રોમાં મૃદુહૃદયનો મૌન મહિમા" પ્રગટ થયો. પ્રિયાનું મુખ નીરખવાની અવશતા જન્મી. એના સદય અને ગહન નયનોનું આકર્ષણ વધ્યું અને આમ નમતી સંધ્યાએ,

"અમે માણી માણી હૃદયની ઉજાણી મનભર" કૌટુંબિક સુખના કાવ્યો "થઇશ તુજ જેવડી" "એકલી" "ચિંતવન" અને "ભણતર" ઘણાં હૃદયંગમ છે. ઘરનું બધું કામ કરવાં ઉત્સુક બાળકીને "થઇશ



એક શ્રીમાન તો કાળા મેશ હતા અને બીજા ભાઈ હતા ગોરા-દેખાવડા. પુર્ણિમા અને અમાવાસ્યા સાથે જ પ્રગટ થઈ ગઈ. જો અમાવાસ્યાની કાળાશ કંઈક સાવધાની પૂર્વક આવી હોત તો પુર્ણિમા અને અમાવાસ્યાના સહયોગથી ધરપકડ થઈ જાત. બન્ને વ્યક્તિઓમાં એક હતા છૂપીપોલિસના પારસી ઇન્સ્પેકટર અથવા સબ-ઇન્સ્પેક્ટર ભરૂચા અને બીજા કદાચ ગોવાનીઝ પોલિસ-અફસર હતા. બન્ને શુદ્ધ હિન્દુસ્તાની બોલતા હતા. જો ગોવાનીઝે પોલિસના દમામ સહિત ન પૂછ્યું હોત કે 'એય તારૂં નામ શું!' તો મને ભ્રમ થાત કે કદાચ સુચેતાજીએ એને મારી પાસે મોકલ્યો હશે. પરંતુ એ એંધાણીએ પોલિસવાળા તરીકે એમને ઓળખાવી દીધા. જેવી મને ખબર પડી કે તેઓ પોલિસવાળા છે, કે તરત જ મને જાણે મૂર્ચ્છા આવી ગઈ અને હું એક તરફ ઢળી પડયો. જવાબ દેવાને બદલે મેં હાથથી નિશાની કરી કે અંદર આવો, તેઓ આવ્યા અને ખુરસી પર બેસી ગયા. પડયા પડયા મેં કહ્યું—"મારાથી બોલી શકાતું નથી. આપ લોકો પાસે આવો." ગોવાનીઝ સાવ નજીક આવીને બેસી ગયો અને વાતો શરૂ થઈ. એ મને પાછળથી ખબર પડી કે આ લોકોને ડૉકટર સાહેબના સાળા પાસેથી માહિતિ મળી ગઈ હતી કે હું વનસ્થલીનો કોઈ રોગી છું.

"તારૂં નામ શું!"

"મારૂં નામ શ્યામલાલ છે."

"અહીં કેમ આવ્યો છે?"

"મારી આંખો ખરાબ છે. ઇલાજ માટે આવ્યો છું."

"ક્યાનો રહેવાસી છો?"

"જો આપને ખ્યાલ હોય તો જયપુરમાં વનસ્થલી નામની એક જગ્યા છે. તે ઉત્તર હિંદુસ્તાનમાં છે."

"વાહ! વનસ્થલીથી દીલ્હી નજીક પડે કે મુંબઈ!"

"ડૉકટર સાહેબ પં. હીરાલાલ શાસ્ત્રીના દોસ્ત છે અને શોખથી મફત ઇલાજ કરી દેશે. આપ જાણતા હશો કે ઓળખીતા હોય તો ઇલાજ સારો થાય છે."

"મુર્દા જેવો કેમ થતો જાય છે!"

"હવે તો મુર્દું નથી, જીવતો છું. સાત દિવસથી સખત તાવ આવતો હતો. હમણાં જ હજી તાવ ઉતર્યો છે."

"કોની દવા લીધી!"

"હું અંગ્રેજી દવા નથી લેતો."

"ક્યાં સુધી મુંબઈ રહેવુ છે!"

"જાન બચી તો લાખો મેળવ્યા. ચાલવાની શક્તિ આવે કે તરત જ ચાલતો થાઉં. મરી ગયો હોત તો અહીં કોણ ભાવ પૂછત?"

"મુંબઈ કેટલી વાર આવ્યો?"

"પ્રથમ વાર."

"ઠીક. વનસ્થલીથી અહીં સુધીનાં મોટા મોટા સ્ટેશનના નામ બતાવ."

ધીરે ધીરે હું મોટા સ્ટેશનના નામ બોલી ગયો. થોડા હાથે કરીને ન બોલ્યો. અને કહ્યું કે રાત્રે બધા સ્ટેશન નથી જાણી શકયો. પરંતુ એણે વીસ મિનિટ સુધી ઉલટ તપાસ કરી અને સવાલ જવાબ થતા રહ્યા.

"અંગ્રેજી ભણ્યો છો!"

"સહી કરી શકું છું. ચાર અંગ્રેજી ભણ્યો હતો. કોઈ ધીરે ધીરે બોલે તો થોડું થોડું સમજી શકું. જલ્દી બોલવાથી કે અઘરી અંગ્રેજી નથી સમજી શકતો."

"શું કામ કરે છે!"

"હિન્દી-ઉર્દૂ શીખવું છું. હવે ઇજારો લેવાની ઇચ્છા છે."

"કયા કયા છાપા વાંચે છે!"

"ઉર્દૂનું "રિયાસત" અને હિન્દીનું "હિન્દુસ્તાન" જો મળી જાય તો."

સવાલ જવાબની ઝડીથી થાકીને હું આંખો બંધ કરીને એક બાજુ સૂઈ ગયો અને હાથના ઇશારાથી કહી દીધું કે થાકી ગયો છું.

"Leave the wretched fool alone otherwise he is likely to Collapse." (કમબખ્ત મૂર્ખને મૂકો પડતો, નહીં તો કદાચ મરી જશે.) એમ કહેતા તેઓ ચાલતા થયા.

મૂર્ખ કોણ હતું. એ તો વાચક સમજી ગયા હશે.

★

# 'આતિથ્ય'નું આતિથ્ય

દુર્ગેશ શુક્લ

નવીન ગુજરાતી કવિતાના આ આપણા પ્રતિભાશીલ કવિ ગુજરાતને ઘણા પરિચિત છે. 'ગંગોત્રી' અને 'નિશીથ'ના કાવ્યો કવિતા પ્રેમીઓનાં તાજાં સુવાસિત ફૂલો જેવા હજી મહેકે છે. આ યુગના અગ્રગામી કવિઓમાં શ્રી ઉમાશંકરનું સ્થાન ગૌરવવંતું છે.

એમની કવિતાને આપણે યુગબળોને ઝીલતી કવિતા કહી શકીએ. આપણી રાષ્ટ્રીય લડતે ગુજરાતના ઇતિહાસમાં એક મહત્ત્વનું પ્રકરણ ઉમેર્યું છે. ગાંધીવાદની અસર તળે ગુજરાતી સાહિત્યની ભાષાનો આડંબર ઊડી ગયો. સાહિત્ય જીવનને માટે છે—એવી પ્રતીતિ થઈ. સત્ય, અહિંસાના મંત્રો વાતાવરણમાં ગુંજવા લાગ્યાં. ગાંધીવાદની સાથે સાથે સામ્યવાદનું પણ જોર વધ્યું. સ્વાતંત્ર્ય પ્રેમ, મૂડીવાદનો નાશ, ઇશ્વરનો ઇન્કાર, અને પીડિતો તરફ હમદર્દીના સૂર સંભળાવા લાગ્યાં. આવા વાતાવરણમાં શ્રી ઉમાશંકરની કવિતા જન્મી છે.

"આતિથ્ય"માં એમની કવિતાની કેટલીક વિશિષ્ટતાઓ જળવાઇ રહી છે. ' શમે નહીં' વેરથી વેર આંહીં ' એ સત્ય રજૂ કરતાં ગાંધીવાદી વિચારો કે પીડિતોની વેદના ગાતાં સમાજવાદી વિચારોનું બળ, આ સંગ્રહમાં જળવાઇ રહ્યું છે. નવીન કવિતાના છંદોવિધાન પરત્વેનાં લક્ષણો, વિષયનું વૈવિધ્ય, સુકોમળથી માંડીને સુભવ્ય સુધીના બધા ભાવોમાં સંચાર કરતી કલ્પના, ક્ષુદ્રમાં રાચતી નહિ, પણ ક્ષુદ્રમાં મહત્તાનાં દર્શન કરાવતી દૃષ્ટિ આ કાવ્યસંગ્રહમાં પણ નજરે ચડે છે. 'ગંગોત્રી' રૂપે પ્રગટેલું કાવ્ય-ઝરણુ 'નિશીથ'માં કલરવ કરી ગયું. આજે એ સહુના 'આતિથ્ય' પામવા પ્રગટ થાય છે, એ આનંદની વાત છે.

હવે 'આતિથ્ય'ની કાવ્યસમૃદ્ધિનો આસ્વાદ લેઇએ. દેશના જીવનના પ્રસંગોનું પ્રતિબિંબ, શ્રી ઉમાશંકરની કવિતામાં સરસ ઝીલાય છે. મહાત્માજીના ૨૧ ઉપવાસ પછીના પ્રભાતે કવિનું હૃદય આનંદથી ગાય છે.

'આજ આનંદ, આનંદ, આનંદની આજ સર્વત્ર ગાજે વધાઈ' પૂજ્ય કસ્તુરબા જતાં બાપુના ઉદ્‌ગારો પણ કવિતામાં ઝીલાય છે.

"ગાઇજ શિખવી, ભોળી જેને ગણી હતી, ધર્મ તે;
સ્મરણ બની એ સાંખી ! આત્મન્ प्रसीदत रुचते"

આંધી—ઝીણા મુલાકાતો દરમ્યાનની ઈદનો ચાંદ જોતાં કવિ કહે છે કે, હે બીજના ચંદ્ર !

આ પ્રલય દૂબી ભૂમિને, પણ
શું ન દંડ દંતાગ્ર પર
ઉંચકી ઉપર તું લાવશે ?

શ્રી ઉમાશંકરની રાષ્ટ્ર-પ્રીતિ અને દેશભક્તિ 'અદીન ભારત' 'બે હજાર વર્ષ પછી' 'ભારત' જેવાં કાવ્યોમાં સ્પષ્ટ થાય છે. ભારતનું ગત ગૌરવ ફરી પુનર્જીવન પામે, જગની જમાત વચ્ચે ભારતનું સંસ્કૃતિ નિર્ઝર ફરી વહેતું થાય એ જોવા કવિ ઉત્સુક છે.

સંગ્રહમાંનાં પ્રણય કાવ્યોની પરિમલ પણ આહ્લાદક છે. 'ધીરેથી આવી સખી, તેં મુજ ભાગ્ય ચુમ્યું' અને એ રીતે

'આત્માની એ વરદ રમ્ય વસંત દીક્ષા' મળી. પ્રણયીઓ 'સાથે-સાથે' આગળ ચાલ્યા.

'લીધી કેડી નવતર, કંઇ છોડી પ્રાચીન ચીલા' અને એમ કરતાં કરતાં

"અહો બે જીવોએ ઉર વિનિમયો જે અનુભવ્યાં"

પ્રિયાના પત્રોમાં સુહૃદયનો મૌન મહિમા" પ્રગટ થયો. પ્રિયાનું મુખ નીરખવાની અવશતા જન્મી. એના સદય અને ગહન નયનોનું આકર્ષણ વધ્યું અને આમ નમતી સંધ્યાએ,

"અમે માણી માણી હૃદયની ઉજાણી મનભર"

કૌટુંબિક સુખના કાવ્યો "થઇશ તુજ જેવડી" "એકલી" "ચિંતવન" અને "ભણતર" ઘણાં હૃદયંગમ છે. ઘરનું બધું કામ કરવાં ઉત્સુક બાળકીને "થઇશ





મુજ જેવડી, ત્યારે બધું કરવા દઈશ" એમ કહેતી માતા કારણુવશાત્ પતિ સાથે લડી પડે છે ત્યારે બચુડી પૂછે છે,

"ક્યારે બા, હું યે નયહારે, થનશ તુજ જેવડી" ? આ પ્રશ્ન સ્ત્રી જીવનના એક કરુણામય અંશને સ્પર્શી જાય છે. 'એકલી' અને 'ભણતર' આ બંને કાવ્યો બાલિકાના માર્મિક પ્રશ્નો ઉપર રચાયાં છે. ફરવા જતાં પિતાએ પોતાનું જૂનું ઘર બતાવ્યુ પુત્રીએ પૂછ્યુ, "તમે આંહી રહેતા હતા ત્યારે હું ક્યાં હતી?" જવાબ મળ્યો, "ભગવાન પાસે" ફરી એકવાર એજ ઘર પાસેથી પસાર થતા બચુ બોલી ઊઠી,

"જુઓ બાપુ, ઘર આ રે
રહેતા જ્યા બા ને તમે બે,
એકલી હતી હું જ્યારે"

કેવો રહસ્યપૂર્ણ ઉદ્‌ગાર! કવિ-પુત્રીએ કવિ-પિતાને ઠીક ઠીક ચિંતા કે ચિંતવન કરતા કરી મૂક્યા છે.

પ્રણય પછી પ્રકૃતિ કવિનો પ્રિય વિષય છે. "કાંકરિયા" 'ગ્રીષ્મ ગીતા' "મધ્યાહ્ન" એ પ્રકૃતિ કાવ્યોમાં 'ગ્રીષ્મ ગીતા, અનેરુ છે. જટાજૂટ વિખેરતો જોગી ઉનાળો, લીમડા તળે અડિંગા લગાવી બેઠો. લીમડા યે કેવા! "ફેલાવતા મૃદુતા ભર્યા હૈયાની ચંદન-છાંયડી" ગ્રીષ્મનુ આ વર્ણન એટલે સદાવત્સલ લીમડાનો મહિમા જ તો!

કવિતા અને કવિ વિષેના શ્રી ઉમાશંકરના વિચારો 'કવિતા' 'કવિ ધર્મ' 'કવિ' 'કવિજન' વગેરે કાવ્યોમા વ્યક્ત થયા છે. કવિતા એટલે

"ઊર્મિ સ્થિર થઈ શબ્દે, ચૈતન્યે ધબકી રહે,
કાવ્ય એનેજ તો કહે"

કવિનો ધર્મ,-કલહ-તાંડવમાં લોક મચી રહે, તેવી કારમી પળે પણ, વિશ્વ કલ્યાણના ગીતો ગાવાનો, આલમોડામાં નૃત્ય શિક્ષણ લેતી પ્રિયતમાને મેઘદ્વારા સંદેશ મોકલવાની ચેષ્ટા કરનાર કવિને એની પ્રિયા સંદેશ પાઠવે છે કે, "હે કવિ! તારા મેઘને અહીં નહીં, પણ ધાન્ય વિના સૂકી બંગાળની ભૂમિ પર વરસવા કહે!"

'કવિ' નામના લાંબા કાવ્યમાં 'તે અને હું' વચ્ચેના સંવાદમા તે હું ને સૃષ્ટિના દુઃખો 'ગા અને શમવ કૈં કૈં', એવો સંદેશ આપે છે.

અન્ય લલિત કલાના ઉપાસકો, નર્તિકા, ચિત્રકાર, અને શિલ્પકારોને પણ કવિનો સંદેશ છે. નર્તિકાને, એ કહે છે કે,"

"લે, લે, રચી સતત લાસ્ય સુંઆતરોથી
નર્તતી આદ્ય જનની જગ મંગલોની"

માટે તું પણ, જગતના મંગલ કાજે, નૃત્ય કર. ચિત્રકાર પણ એના ફલક પર એવું ચિતરે કે જેથી,

'પૃથ્વી અને છલકતા અમૃતોનું પાત્ર"

'શિલ્પ લાલસા'માં કવિ એવી ઇચ્છા વ્યક્ત કરે કે આ પથ્થરમાંથી "આનન્દથી તરવરંત મુખું ચહેરા"

આમ પ્રત્યેક કલાકારનો ધર્મ, જગતના મંગળ કાજે, પોતાની સર્જન-શક્તિ વહાવવાનો છે.

વ્યક્તિઓને ઉદ્દેશીને લખાયેલા કાવ્યો પણ ઉલ્લેખ માગી લે તેવા છે. કલિકાલ સર્વજ્ઞ હેમાચાર્ય અને દુનિયાને પલટવાનું, અદમ્ય ઉર-સ્વપ્ન લઈ, અવસાન પામેલા મિત્ર ડૉ. ગોવિંદ સ્વામીને આપેલી અંજલિ ભાવપૂર્ણ છે. વનમાં પ્રવેશતા કાકાસાહેબ, અને વૃદ્ધ સ્વજન શ્રી બળવંતરાય ઠાકોરને ઉદ્દેશીને લખાયેલા કાવ્યો પણ લાક્ષણિક છે.

શ્રી ઉમાશંકરના કાવ્યોમા ઊર્મિ અને ચિંતનના તાણાવાણા એકમીજમાં એવી રીતે ગુંથાય છે કે ચિંતન ઊર્મિમય બની જાય છે. ને ઊર્મિ ચિંતનાત્મક બની જાય છે અપૂર્ણતાનો આનંદ માંગતા કવિ કહે છે કે,

"માગુ : રહો દૂરનું દૂર લક્ષ્ય તો,
ઉતારશો ના ક્રુતને ધરા પરે.
સંપૂર્ણતા દૂર રહો, સદા મને
હો ઊણપોના ઉકળાટ અંતરે"



'અહંની યાત્રા' અને 'અતીત'માં પણ ઊર્મિમય ચિંતનની પ્રતીતિ થાય છે, સાંકડી મનોદશામાંથી ક્રમેક્રમે કુટુંબ સમાજ, રાષ્ટ્ર અને અંતે સમગ્ર વિશ્વનો થતો અહમ્ એની યાત્રા પૂરી કરે છે.

"ગુંજી રહો શ્રવણ દ્વાર અતીત ગાન"

કહેતા કવિને રૂદ્ર, સૌમ્ય અતીત, સર્વભક્ષી ભૂતકાળની મહત્તા બતાવે છે.

"ન્હોરી ભાવી ને નહીં વર્તમાન,
જીવી રહેશે હાંકતો વિશ્વલક્ષ્મી,
કાલાંતે યે એકલો ભૂતકાલ."

આ અતીત ભૂતકાળ, માનવીના પુરુષાર્થની ગાથા સાંભળાવતો રહ્યો છે. માનવીનો વહ્યો જતો મહાનદ, ક્યારેક ગાતો, ક્યારેક કંદતો વહ્યો જાય છે. અને મંત્ર સંભળાવે છે.

"શમે નહીં વેરથી વેર આંહીં. સંસારનું નામ બીજું સહેવું" વેગીલી ભાષા, વિચારની વિશદતા, વાંચકને મુગ્ધ કરે છે. "આવ્યો છું મંદિરો જોવા". આ કાવ્યમાં, દક્ષિણ હિંદના મંદિરોના દર્શને આવી ચડેલ કવિ, મંદિરોની ભવ્યતાની પડખો પડખ, વિદેશીને હાથે જર્જર થએલા, પોતાના દેશબંધુઓની દુર્દશાનું દર્શન કરે છે. આખું કાવ્ય ઘણું વેગીલું, પ્રવાહી અને સુમધુર વર્ણનોથી ચિત્રાત્મક બન્યુ છે. નંદી અને નાના પ્રકારની શિલ્પાકૃતિઓથી શોભતા સ્તંભોનું વર્ણન હૃદયંગમ છે.

"દયારામનો તંબુર જોઇને" કવિ હૃદયમાં ઉઠતી ઊર્મિઓ એજ નામના કાવ્યમાં સરસ રીતે વ્યક્ત થઇ છે. કવિ દયારામના છેલ્લા વાક્યો 'છમી રતનને દેજો, તંબુરો રણછોડને'થી ઊપડતું આ કાવ્ય, કવિના વિધવા રતન સાથેના ભાવમય જીવનમાં ડોકિયું કરવા નિમંત્રે છે.

આ સંગ્રહની શોભા તો એનાં ગેય કાવ્યો છે. શ્રી. ઉમાશંકરની કવિતા-રચના જ્યારે લોકગીતોની લય પકડે છે, ત્યારે અનુપમ રૂપ ધારણ કરે છે. એ સાદી પંક્તિઓમાંજ સાચું કવિતા તત્ત્વ ઝડપાઇ જાય છે, સરવડાંનાં અઢાર કાવ્યો અને છૂટક વેરાયેલા બીજા ગીતો વાંચતાં આની પ્રતીતિ થશે. ધરતીને માથે પડેલી સેંથા જેવી વાટડી કે શહેરમાં ઝગમગ રૂપનો દીવો ફરફરતી જતી સાબરની દીકરી; દક્ષિણ હિંદમાં ડુંગરે ભાંભરતી ગાવલડીનું સ્મરણ કે લીમડે ઝૂલતી લચકાલોળ એવી લીંબોળીઓ; ચૈત્ર વૈશાખના ધખતા ઘેમ કે અષાઢની. મેઘલી રાત્રી; ભરીભરી ભાદ્ર સુંદરી કે શ્રાવણના થેકું થેકું ભિંજતા જતાં સરવડાં, વર્ષાના વરણાગીઆ આગીઆ કે ઉનાળાના મધુરમભર્યા લીમડાં, શ્રી ઉમાશંકરને ઉલ્લાસથી ભરી દે છે. 'પરબ' 'શુક્રતારા' અને 'અક્ષયનો મધપૂડો' ઘણાં સુંદર કાવ્યો છે. હાસ્યરસનાં કાવ્યોનાં 'જવાનલાલ' 'ઝબ્બો' અને 'કવિ' ગણી શકાય.

હવે આપણે શ્રી ઉમાશંકરના કાવ્યોની શૈલી અને છંદો-વિધાન વિષે વિચાર કરીશું. સામાન્ય વાચકની એવી માન્યતા હોય છે કે નવી કવિતામાં પૃથ્વી છંદોજ ઉપયોગ વધારે થાય છે. પરંતુ આ માન્યતા સાચી નથી. આજના કવિઓની વાણી અક્ષરમેળ કે માત્રામેળ છંદોમાં સરળતાથી વહે છે. 'આતિથ્ય'માં સંસ્કૃત શબ્દો ઉપરાત 'અંજની' 'વિષમ-હરિગીત' 'ગુલબંકી' અને 'લાવણી' વપરાયા છે. બંગાળીમાંથી 'દીર્ઘ-પયાર' પણ આયાત કરવામાં આવ્યો છે. આમ છંદની પસંદગી છુટ્ટે હાથે કરવામાં આવી છે, 'લોકગીતો' નો રાહ અને ભજનોના ઢાળ ઉપર રચાયેલાં ઘણાં ગીતો આ સંગ્રહમાં છે.

એમના પહેલા કાવ્ય સંગ્રહોમાં-જે યતિ-સ્વાતંત્ર્ય, શ્રુતિ-સ્વાતંત્ર્ય અને પ્રાસ-રહિતત્ત્વ દેખાય છે. તેવું અહીં નથી. શ્રી ઉમાશંકરની શૈલીએ 'પ્રાચીના'માંથી જુદી દિશામાં પ્રસ્થાન કર્યું છે. અખાના અધ્યયને એમની કવિતા ઉપર જબરી અસર કરી છે. પરિણામે "આતિથ્ય"માં અર્થ-ભારે લચી પડતી પંક્તિઓ અને પ્રાસ માટેનો આગ્રહ દેખા દે છે. અખા જેટલા એ દુર્બોધ થતા નથી. પરંતુ 'ગંગોત્રી' કે 'નિશીથ'માં દેખા દેતી ઊર્મિમય





મુજ જેવડી, ત્યારે બધું કરવા દઈશ" એમ કહેતી માતા કાગ્ણુવશાત્ પતિ સાથે લડી પડે છે ત્યારે બચૂડી પૂછે છે,

"ટડીશ બા, હુ યે જયહારે, થનશ તુજ જેવડી" ? આ પ્રશ્ન સ્ત્રી જીવનના એક કરુણામય અંશને સ્પર્શી જાય છે. "એકલી" અને 'ભણતર" આ બંને કાવ્યો બાલિકાના માર્મિક પ્રશ્નો ઉપર રચાયાં છે. ફરવા જતાં પિતાએ પોતાનું જુનું ઘર બતાવ્યું. પુત્રીએ પૂછ્યુ, "તમે આંહી રહેતા હતા, ત્યારે હું કયાં હતી !" જવાબ મળ્યો, "ભગવાન પાસે" ફરી એકવાર એજ ઘર પાસેથી પસાર થતા બચુ બોલી ઊઠી,

"જુઓ બાપુ, ઘર આ રે
રહેતા જયાં બા ને તમે બે,
એકલી હતી હું જ્યારે"

કેવો રહસ્યપૂર્ણ ઉદ્ગાર ! કવિ-પુત્રીએ કવિ-પિતાને ઠીક ઠીક ચિંતા કે ચિંતવન કરતા કરી મૂકયા છે.

પ્રણુય પછી પ્રકૃતિ કવિનો પ્રિય વિષય છે. "કાંકરિયા" "ગ્રીષ્મ ગીતા" "મધ્યાહ્ન" એ પ્રકૃતિ કાવ્યોમાં 'ગ્રીષ્મ ગીતા, અનેરું' છે. જટાજૂટ વિજોગતો જોગી ઉનાળો, લીમડા તળે અડિંગા લગાવી બેઠો. લીમડા યે કેવા ! "ફેલાવતાં મ્હુતા ભર્યાં હૈયાની ચંદન-છાંયડી" ગ્રીષ્મનું આ વર્ણન એટલે સદાવત્સલ લીમડાનો મહિમા જ તો !

'કવિતા અને કવિ વિષેના શ્રી ઉમાશંકરના વિચારો 'કવિતા' 'કવિ ધર્મ' 'કવિ' 'કવિજન' વગેરે કાવ્યોમા વ્યક્ત થયા છે. કવિતા એટલે

"ઊર્મિ સ્થિર થઈ શબ્દે, ચૈતન્યે ધબકી રહે,
કાવ્ય એને જ તો કહે"

કવિનો ધર્મ,-કલહ-તાંડવમાં લોક મચી રહે, તેવી કારમી પળે પણ, વિશ્વ કલ્યાણુનાં ગીતો ગાવાનો, આલમોડામાં નૃત્ય શિક્ષણુ લેતી પ્રિયાતમાને મેઘદૂત દ્વારા સંદેશ મોકલવાની ચેષ્ટા કરનાર કવિને એની પ્રિયા સંદેશ પાઠવે છે કે, "હે કવિ ! તારા મેઘને અહીં નહી, પણ ધાન્ય વિના સૂકી બંગાળની ભૂમિ પર વરસવા કહે !"

'કવિ' નામનાં લાંબા કાવ્યમાં 'તે અને હું' વચ્ચેના સંવાદમાં તે હું ને સૃષ્ટિના દુઃખો 'ગા અને શમવ કેં કો, એવો સદેશ આપે છે.

અન્ય લલિત કલાના ઉપાસકો, નર્તિકા, ચિત્રકાર, અને શિલ્પકારોને પણુ કવિનો સંદેશ છે. નર્તિકાને એ કહે છે કે,"

"જો, જો, રચી સતત લાસ્ય સુંગાતરોથી
નર્તંતી આદ્ય જનની જગ મંગલાની"

માટે તું પણ, જગતના મંગલ કાજે, નૃત્ય કર. ચિત્રકાર પણ એના ફલક પર એવું ચિતરે કે જેથી,

'પૃથ્વી બને છલકતાં અમૃતોનું પાત્ર"

'શિલ્પ લાલસા'માં કવિ એવી ઇચ્છા વ્યક્ત કરે કે આ પથ્થરમાંથી "માનવ્યથી તરવરંત ઘડુ ચહેરા"

આમ પ્રત્યેક કલાકારનો ધર્મ, જગતના મંગળ કાજે, પોતાની સર્જન-શક્તિ વહાવવાનો છે.

વ્યક્તિઓને ઉદ્દેશીને લખાયેલા કાવ્યો પણુ ઉલ્લેખ માગી લે તેવા છે. કલિકાલ સર્વજ્ઞ હેમાચાર્ય અને દુનિયાને પલટવાનું, આભ્ય ઉર-સ્વપ્ન લઈ, અવસાન પામેલા મિત્ર ડો. ગોવિંદ સ્વામીને આપેલી અંજલિ ભાવપૂર્ણ છે. વનમાં પ્રવેશતા કાકાસાહેબ, અને વૃદ્ધ સ્વજન શ્રી બળવંતરાય ઠાકોરને ઉદ્દેશીને લખાયેલા કાવ્યો પણુ લાક્ષણિક છે.

શ્રી ઉમાશંકરના કાવ્યોમા ઊર્મિ અને ચિંતનના તાણુાવાણા એકમીજામાં એવી રીતે ગુંથાય છે કે ચિંતન ઊર્મિમય બની જાય છે. ને ઊર્મિ ચિંતનાત્મક બની જાય છે. અપૂર્ણતાનો આનંદ માંગતા કવિ કહે છે કે,

"માગુ : રહો દૂરનું દૂર લક્ષ્ય તો,
ઉતારશો ના ધ્રુવને ધરા પરે.
સંપૂર્ણતા દૂર રહો, સદા મને
હો હણુપોના ઉકળાટ અંતરે"



'અહંની યાત્રા' અને 'અતીત'માં પણ ઊર્મિંગય ચિંતનની પ્રતીતિ થાય છે, સાંકડી મનોદશામાંથી ક્રમેક્રમે કુટુંબ સમાજ, રાષ્ટ્ર અને અંતે સમગ્ર વિશ્વનો થતો અહમ્ એની યાત્રા પૂરી કરે છે.

"ગુંજી રહો શ્રવણ દ્વાર અતીત ગાન"

કહેતા કવિને રૂદ્ર, સૌમ્ય અતીત, સર્વભક્ષી ભૂતકાળની મહત્તા બતાવે છે.

> "ન્હોરી ભાવી ને નહીં વર્તમાન,
> જીવી રહેશે હાંકતો વિશ્વભક્ષી,
> કાલાંતે યે એકલો ભૂતકાલ."

આ અતીત ભૂતકાળ, માનવીના પુરુષાર્થની ગાથા સાંભળાવતો રહ્યો છે. માનવીનો વહ્યો જતો મહાનદ, ક્યારેક ગાતો, ક્યારેક ક્રંદતો વહ્યો જાય છે. અને મંત્ર સંભળાવે છે.

"શમે નહીં વેરથી વેર આંહીં. સંસારનું નામ બીજું સહેવું" વેગીલી ભાષા, વિચારની વિશદતા, વાંચકને મુગ્ધ કરે છે. "આવ્યો છું મંદિરો જોવા'. આ કાવ્યમાં, દક્ષિણ હિંદના મંદિરોના દર્શને આવી ચડેલ કવિ, મંદિરોની ભવ્યતાની પડખો પડખ, વિદેશીને હાથે જર્જર થએલા, પોતાના દેશબંધુઓની દુર્દશાનું દર્શન કરે છે. આખું કાવ્ય ઘણું વેગીલું, પ્રવાહી અને સુમધુર વર્ણનોથી ચિત્રાત્મક બન્યુ છે. નંદી અને નાના પ્રકારની શિલ્પાકૃતિઓથી શોભતા સ્તંભોનું વર્ણન હૃદયંગમ છે.

"દયારામનો તંબુર જોઈને" કવિ હૃદયમાં ઉઠતી ઊર્મિંઓ એજ નામના કાવ્યમાં સરસ રીતે વ્યક્ત થઇ છે. કવિ દયારામના છેલ્લા વાક્યો 'છબી રતનને દેજો, તંબુરો રણછોડને'થી ઊપડતું આ કાવ્ય, કવિના વિધવા રતન સાથેના ભાવમય જીવનમાં ડોકિયું કરવા નિમંત્રે છે.

આ સંગ્રહની શોભા તો એનાં ગેય કાવ્યો છે. શ્રી. ઉમાશંકરની કવિતા–રચના જ્યારે લોકગીતોની લય પકડે છે, ત્યારે અનુપમ રૂપ ધારણ કરે છે. એ સાદી પંક્તિઓમાંજ સાચું કવિતા તત્ત્વ ઝડપાઇ જાય છે, સરવડાંનાં અઢાર કાવ્યો અને છૂટક વેરાયેલા બીજા ગીતો વાંચતા આની પ્રતીતિ થશે. ધરતીને સાથે પડેલી સેંથી જેવી વાટડી કે શહેરમાં ઝગમગ રૂપનો દીવો ફરકાવતી જતી સાબરની દીકરી; દક્ષિણ હિંદમા ડુંગરે ભાંભરતી ગાવલડીનું સ્મરણ કે લીમડે ઝૂલંતી લચકાલોળ એવી લીંબોળીઓ; ચૈત્ર વૈશાખના ધખતા ઘોમ કે અષાઢની મેઘલી રાત્રી; ભરીભરી ભાદ્ર સુંદરી કે શ્રાવણના થોડું થોડું ભિંજતા જતાં સરવડાં, વર્ષાના વરણાગીઆ આગીઆ કે ઉનાળાના મધુગ્રમભર્યા લીમડાં, શ્રી ઉમાશંકરને ઉલ્લાસથી ભરી દે છે. 'પરબ' 'શુક્રતારા' અને 'અલખનો મધપૂડો' ઘણાં સુંદર કાવ્યો છે. હાસ્યરસનાં કાવ્યોનાં 'જવાનલાલ' 'ઝબ્બો' અને 'કવિ' ગણી શકાય.

હવે આપણે શ્રી ઉમાશંકરના કાવ્યોની શૈલી અને છંદો–વિધાન વિષે વિચાર કરીશું. સામાન્ય વાચકની એવી માન્યતા હોય છે કે નવી કવિતામાં પૃથ્વી છંદનોજ ઉપયોગ વધારે થાય છે. પરંતુ આ માન્યતા સાચી નથી. આજના કવિઓની વાણી અક્ષરમેળ કે માત્રામેળ છંદોમાં સરળતાથી વહે છે. 'આતિથ્ય'માં સંસ્કૃત શબ્દો ઉપરાત 'અંજની' 'વિષમ-હરિગીત' 'ઝુલણાંકી' અને 'લાવણી' વપરાયા છે. બંગાળીમાંથી 'દીર્ઘ–પયાર' પણ આયાત કરવામાં આવ્યો છે. આમ છંદની પસંદગી છુટે હાથે કરવામાં આવી છે, 'લોકગીતો' નો રાહ અને ભજનોના ઢાળ ઉપર રચાયેલાં ઘણાં ગીતો આ સંગ્રહમાં છે.

એમના પહેલા કાવ્ય સંગ્રહોમાં–જે યતિ–સ્વાતંત્ર્ય, શ્રુતિ–સ્વાતંત્ર્ય અને પ્રાસ–રહિતત્ત્વ દેખાય છે. તેવું અહીં નથી. શ્રી ઉમાશંકરની શૈલીએ 'પ્રાચીના'માંથી જુદી દિશામાં પ્રસ્થાન કર્યું છે. અખાના અભ્યાસે એમની કવિતા ઉપર જબરી અસર કરી છે. પરિણામે "આતિથ્ય"માં અર્થ–ભારે લચી પડતી પંક્તિઓ અને પ્રાસ માટેનો આગ્રહ દેખા દે છે. અખા જેટલા એ દુર્બોધ થતા નથી. પરંતુ 'ગંગોત્રી' કે 'નિશીથ'માં દેખા દેતી ઊર્મિંમય





સરળતા, કેટલાંક છંદ કાવ્યોમાં દેખાતી નથી લોક-ગીતોના ઢાળમાં રચેલા કાવ્યોમા શ્રી ઉમાશંકર નાચી કૂદી રહે છે. ભાષા અને અર્થની ક્લિષ્ટતા દૂર થઈ જાય છે. અને એમની નૈસર્ગિક કવિ-પ્રભા સોળે કળાએ ખીલી ઊઠે છે.

આમ પ્રુમબળોને ઝીલતી અને પોષતી, શ્રી ઉમાશંકરની કવિતા આપણા સાહિત્યનું એક વેગીલું ઝરણું છે. એનો કલરવ કલ્યાણદાયી છે. એનો પ્રવાહ શાંત, ગંભીર છે. કાલક્રમે એનો પટ વિસ્તીર્ણ થશે અને એ નદીનું સ્વરૂપ ધારણ કરશે-'ગંગોત્રી' એ હવે ગંગા બનવું જોઈએ શ્રી ઉમાશંકરે એમના કવિ મિત્ર સુમિત્રાનંદન પંતને ઉદ્દેશી કહેલી કાવ્યપંક્તિઓ આપણે એમને ઉદ્દેશીને કહીશું કે, હે કવિ!

આજે ભવ્ય ઇતિહાસ માગે,
એટલું આવ્યું છે તમ ભાગે,
બળતી જલવાનું યુગકર્મ,
દેશધૂલિ પ્રેરે કવિ—ધર્મ.
ધરણીનું સુકાર્ય છે અમી,
કરલે તે આર્દ્ર હૈયા—ક્રમી
ઉઘાડી ભારતનું અફાટ,
જાર્જર હૃદયનું કપાટ,
ઊંડે રહ્યો આત્મ સમસમે,
કરી દો પ્રગટ તમે તેને *

* ઓલ ઇન્ડિઆ રેડિઓના સૌજન્યથી



આતિથ્ય : લેખક, ઉમાશંકર જોશી. પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ-અમદાવાદ.
કિંમત રૂા. ત્રણ, ટ. ખ. છ આના.

## સ્વ. મેઘાણીને

આ ભૂમિની એકતાના પ્રસંગે
સીમાડાના શુભ વિલયના આ મહારાષ્ટ્રપર્વે
સાલે છે એક ઊંડી દુઃખદ ક્ષતિ અહિં આપની મોજુદીની.
આપે જાણ્યું ય ના કે મનુજમનુજની ભેદરેખા ભુંસાઈ;
સારી સૌરાષ્ટ્રભૂમિ જ્વરરહિત બની મુક્તિચૈતન્ય પામી
આપે તો એય જાણ્યું નહિ જ મુલકમાં મુક્તિગંગા વહી રહી;
આપે સેવેલ સ્વપ્નું વરસ દિવસ આંહિ થયું સિદ્ધ કેવું.
આપે કીધેલઃ 'સ્વપ્ને પણ કદિય પરાધીનને સુખ નાહીં.'
આજે સ્વાધીનતામાં ડગ ભરતી પળે આપ જો હોત આંહિ!
કિન્તુ સંકેત કોઇ અગમ કહિ હશે આપના એ પ્રયાણેઃ
ઊંડી સંવેદનાએ ભરપુર દિલને ઘા પડયો હોત કેવો
જાણીને મુક્તિદાતા મનુકુલગુરુ એ સંતનો અંત એવો?
કર્મે દીધું અમે સૌ અઘટિત ઘટનાનાં બન્યાં મૂક સાથી;
ત્યારે એ યાતનાના નવ બનવું પડયું ભાગી, ઓરે સુભાગી!

યશવંત દોશી

# ઝેર તો પીધાં છે જાણી જાણી

દર્શક

ખંડ પહેલો : સત તસારાં વ્રત અસારાં

## પ્રકરણ ૮મું (ચાલુ)

## 'સાંકડી શેરીમાં હંસા જાણું સામે તીર'

રોહિણી બેભાન અવસ્થામાંથી જાગી કેટલા વખતે? કંઈ ખબર ન હતી. જાણે કાળનું માપ કાઢવાની શક્તિ વીસરાઈ ગઈ હતી. પડખું ફરી દૂધ જેવા ઉજળા સ્વચ્છ ઓછાડ પાથરેલ પલંગ પર એને સુવાડી હતી. નાનાં એવા ઓરડામાં એક ખૂણામાં ફૂલદાની હતી એમાં વાદળી રંગના તનમનીયાં; ને નવરંગી ચૂંદડીનાં ફૂલોનો ગુચ્છ કોઈકે મૂક્યો હતો. દિવાલ ઉપર યરવડા જેલમાં બેઠા બેઠા કાંતતા ગાંધીજીની છબી હતી. ક્યાં હતી એ? સામેનું બારણું અડકાડેલું હતું. એણે ધીરે ધીરે બેઠા થવા પ્રયત્ન કર્યો પણ શક્તિ ન હતી. કોને ત્યાં હતી એ જિજ્ઞાસા તો નહોતી એટલે પડી રહી પડખું ફરી ડોક ઉંચી કરીને પાછળ જોયું – ખાટલો બારીને અડીને હતો ને બારીમાંથી સામે ધુમ્મસ ઘેરા ડુંગરા દેખાતા હતા. હળવે હળવે એણે ઓશીકું બારી પર મૂક્યું—ને પછી માથું ટેકવીને બહાર જોવા લાગી—વીશેક હાથ નીચે ગાંધર્વ લોકનું કોઈક સરોવર હોય તેવું નાનકડું સરોવર ફેલાયું હતું. સૂર્ય હજુ ઊગ્યો ન હતો પણ શોખીન સહેલાણીઓ ફરવા નીકળી પડયા હતા. ઘેટાંના ટોળાં જેવા વાદળા સમૂહો એ સરોવરમાં નહાવા પડ્યા હોય તેમ દોટમદોટ આવતા હતા. પહાડ પરનાં વૃક્ષો જાણે બે હાથ ઊંચા કરીને વિશ્વકર્માની પ્રાર્થના કરતાં વચ્ચે વચ્ચે આનંદથી ડોલતાં હતાં. સરોવરનાં કાંઠા પર નજર કરે તો વિવિધ માળની કોઠીઓના ઘુમ્મટો મિનારા ને છત્રીઓ દેખાતાં હોય તેવાં દેખાતાં રોહિણી ક્યાંય સુધી આ ઘુમ્મટો ને મિનારા નીચે પથરાયેલ સરોવર, એમાં હોડી ચાલવાનો આવતો છલ–છલ–છલ અવાજ, સામેના ડુંગર પર પથરાયેલું વિસ્તૃત ધુમ્મસ આ બધું જોઈ રહી સાંભળી રહી એ ક્યાં આવી હતી? આ ગાંધર્વ લોક તો ન હતો? છેલ્લે એ ક્યાં હતી? બરાબર યાદ ન કરી શકી, જાણે સ્મૃતિ એનો હુકમ માનવાની ના પાડતી હતી. કંટાળીને એણે નીચે જોવા માંડ્યું. એક યુરોપીયન બાઈ બે બાળકોને લઈને સરોવરનાં કાંઠે ફરવા નીકળી હતી. છોકરાઓના ગાલ પર ગલ પડયા હતા. રોહિણી જે બારીમાંથી સુતાં સુતાં જોતી હતી તેની નીચે પડેલ એક બાંકડા પર આવીને એ બેસી ગયાં.

છોકરાંઓ વાતો કરવા માંડયા. જાણે બે પંખીઓ ગીત ગાતાં હતાં. છોકરી પૂછતી હતી :

'દિવસ પહેલો કે રાત?'

છોકરો કહે 'દિવસ'

છોકરી કહે 'ખોટી વાત–રાત, રાત પહેલાં પડે છે. પછી સૂરજ ઊગે છે.'

છોકરો હસીને કહે 'કેવી મૂરખ જેવી વાત કરે છે, પહેલાં સૂરજ ઉગે છે પછી દિવસ આખો જાય છે, પછી રાત પડે છે.'

છોકરી જરાક હઠથી કહે 'રાત વિના દિવસ થાય કઈ રીતે?

છોકરો કહે 'દિવસ તો પહેલાં જોઈએ.'

છોકરી કહે–'ઉભો રહે–અત્યારે સૂરજ ઉગ્યા છે?'

છોકરો કહે–'ના'

'હવે ઉગશે?'

'હા'

"ત્યારે રાત પહેલાં ને દિવસ પછી"

સાથેની બાઈ હસી પડી, ઉપર સંવાદ સાંભળતી રોહિણીથી હસ્યા વિના ન રહેવાયું. બંને છોકરાએ ઉપર જોયું ને શરમાઈ ગયાં. બાઈએ બંનેના માથા પર હાથ ફેરવ્યો ને કહે

"શરમાઓ નહિ. એનો જવાબ તો પંડિતો પણ નથી શોધી શકયા"

ત્યાં છોકરી કહે "જુઓ જુઓ સૂરજ ઉગ્યો"

ટેકરીઓના મથાળે સોનેરી રસના ગોળા સમો સૂર્ય ગૌરવભેર ઉન્નત મસ્તકે ચડતો હતો. એજ વખતે ફરતી કોઇક ટેકરી પરના મંદિરના ઘંટો વાગવા માંડ્યા. જાણે કહેતા હતા: સૂરજ ઉગ્યો છે, નવો દિવસ શરૂ થાય છે. રાત અંધારભરી કાજળ ઘેરી, દિશા શૂન્ય રાત ગઈ છે, બિસ્તર લપેટો, સામાન સંભાળો, નવું જીવન શરૂ થાય છે, પાછળ રહી ગયેલ રાત તરફ ન જુઓ, પ્રકાશ લાવતા ગીતો લાવતા, રંગો લાવતા નવા દિવસ ભણી નજર રાખો"

રોહિણી મૂંગી મૂંગી એ ઘંટારવ સાંભળી રહી મંદ મધુર ખલપ્રદ પવન સરોવર પરથી આવતો હતો. જાણે એના મનની અનેક દિવસોની વ્યથા એ લઇ જતો હતો. શું એ વ્યથા હતી, તેની પણ પાકી સ્મૃતિ ઊઠતી નહોતી. પણ એને માટે જાણે આ ઘંટારવે નવું જીવન નિર્માણ કરી મૂક્યું હતું. વ્યથાના બોજા નીચે પિલાઇને મરવાનું નથી. વિષ્ણુના પદલાછનની જેમ એને ગૌરવભેર આત્મસાત કરી આગળ ચાલવાનું છે. રાત્રિ એને સદૈવ ઘેરી વળી ભીંસી નાખે તે જાણે એના વિધાતાને મંજુર નથી એણે આંખો ઉઘાડી ને જોયું એના ભીના થયેલા ગાલ તરફ જોઈ પેલી આયા જેવી બાઇ પૂછતી હતી.

'આજે તમને ઠીક લાગે છે. અમે સૌ તમને શુભસ્વાસ્થ્ય પ્રચ્છીએ છીએ'

'હું માંદી છું એમ ક્યાંથી ખબર પડી?'

'સવાર સાંજ રોજ અમારી આ બેસવાની જગ્યા છે ને અવાર નવાર તમારા દિયર આ છોકરાને ફળો આપે છે.

'મારા દિયર?'

'કદાચ તમારા ભાઇ પણ હોય—મારી તો કલ્પના'

રોહિણીના મગજમાં અચાનક પ્રકાશ પડ્યો. પેલો કિશોર—અમદાવાદવાળા બેરીસ્ટરનો—થઇ ચૂક્યુ. એનું નિર્માણ પેલી બાઇ કહેતી હતી 'તમારા એ ભાઇ કે દિયર બહુ હેતાળ છે, આ બાળકો મિશનનાં છે.'

'તમારાં નથી?'

'ના બહેન, હું તો ઇશુની સેવિકા છું. અહી અમારૂં મિશન એક અનાથાશ્રમ ચલાવે છે, રેલગાડીમાં ને બીજે ત્રીજે ઘણાં અનાથ છોકરાંઓ રખડ્યાં કરતા હોય છે. તેને અમે લઇ આવીએ છીએ ને મોટાં કરીએ છીએ.'

પણ રોહિણીનું ધ્યાન વાતમા નથી એ દેખાતા બાઇ કહે,

'તમારી તબિયત જલદી સારી થશે, આબુની હવા બહુ ચેતનવાળી છે.'

રોહિણીએ ધીમેથી કહ્યું 'આબુ—સમજી' ને નીચે પથરાયેલ યુગલ સુંદરીના નખ સમા સ્વચ્છ ને રમણીય સરોવર તરફ જોઇને કહે.' આમાં સેંકો ડૂબી પણ મરતા હશેને-સંસાર કેવો વિચિત્ર છે, માણસ ક્યાંનો ક્યાં આવી ચડે છે.'

થાકી ગઈ હોય તેમ પાછી પથારીમાં આવી. ઊંઘ આવી ગઈ.

ફરી જાગી ત્યારે એ જ પથારી પાસે ત્રણ જણ બેઠા હતા ને એક નર્સ નાનકડા પ્યાલામાં નારંગીનો રસ કાઢતી હતી

એક તો કિશોર હતો. ને બીજાને તો વગર કહે ઓળખી શકી. એ હતા દાસ ને ત્રીજા એ કલ્પી શકી. એ નાની હતી ત્યારે વાડીમાં આવેલા બેરીસ્ટર.

રોહિણીને આંખો ઊઘાડેલી જોઇ બેરીસ્ટરના મો ઉપર ઉત્સાહ પથરાઇ ગયો ખુરશી સહેજ પાસે ખેંચીને કહે,

'બહેન ઠીક છે ને? તેં તો અમારા શ્વાસ ઊંચે ચડાવી દીધેલા. ઘડીક તો થયું લાવતાં તો લાવ્યા પણ અહીં કેસ બગડી જશે તો જવાબ શું દઇશ?'

રોહિણી એના સ્નેહનાં જવાબ રૂપે સહેજ હસી

'કેમ મીસ શાપ, આજે સારૂં લાગે છે?'

'અસાધારણ સરસ—આબુની હવા જ એવી છે.'

'આબુની હવા કે અચ્યુતની આનતા'

'બેરીસ્ટર થઇને વહેમી છો?' નર્સે પૂછ્યું



'બીક તો બેરીસ્ટરનેય લાગેને ? બીકના માર્યા બધુંય થઇ જાય ' અચ્યુતે તડ દઇને કહ્યું.

પછી માનતા પ્રકરણ ચાલ્યું. અચ્યુતે આ અર્બુદગિરિ પરનાં કેટલાં સ્થાનકોની માનતાઓ કરી, કેટલે ઠેકાણે જઇને નમસ્કાર કર્યા, તેનો ઇતિહાસ બેરીસ્ટરે હસતાં હસતાં રજુ કર્યો. પહેલા ત્રણ દિવસ તો રોજ વસિષ્ઠાશ્રમમાં જઇને આવ્યા પછી ખાવાનો નિયમ કર્યો, પણ સંભવ છે કે વસિષ્ઠ રામની સાથે વિમાનમાં ગયા હોય એટલે ત્યાં દાદ ન મળી, પછી વળી પોતે જૈન છે એ યાદ આવ્યુ એટલે વખતે પોતાના દેવ રૂઠયા હોય એમ ધારી દેલવાડામાં આદિનાથને ૩૦૦ નમસ્કાર કરીને આવવાનું નક્કી કર્યું.'

રોહિણીએ ધીમેથી કહ્યું '૩૦૦૧' ને આશ્ચર્યને સ્નેહથી પંદરેક વર્ષના એ છોકરા તરફ જોઇ રહી, છોકરો રંગે ઉજળો ન કહેવાય. આંખો ભોળાને સ્નેહભૂખી છે.

'હું એકલોજ માનતા નહોતો માનતો મોટાંકાકા પણ સહસ્ર નામનો જાપ કરતા હતા ' અચ્યુતે દાસ સામે જોઇને કહ્યું.

'ઇશ્વરશ્રદ્ધા ઓછી એટલે એ બધાં આવતાં મારીએ. સાચુ તો ભગવાન જે આપે તે હસીને લઇએ તે'

દાસ કહેતા હતા ને હાથની માળા ફરતી હતી.

રોહિણીએ ઇસારા વતી એ માળા માગીને ફેરવવા પ્રયત્ન કર્યો.

નીચે ફેરીઓ બૂમ મારતો હતો.

'બારડોલીનો જંગ જામે છે. ગુજરાતની જનતાને સરદારની હાકલ ' અચ્યુત છાપું લેવા નીચે ગયો- નર્સ પણ ગઇ.

બેરીસ્ટર કહે ' મારે કાલે અમદાવાદ જવું પડશે. ગાંધીજીનો કાગળ છે. કદાચ બારડોલી અંગે કંઇક કામ હોય. '

દાસ કહે ' તમે જઇ આવો પછી મારે પણ જવું પડશે. રજાઓ પુરી થવા આવી છે '

'રોહિણીની તબિયત સુધરતી જાય છે. એટલે જો દશ પંદર દિવસ તમે રહી શકો તો સારૂં '

અચ્યુત છાપું લાવ્યો એટલે બેરીસ્ટર બહાર ગયા. ' રોહિણી ધીમેથી કહે.

'હું પણ તમારી સાથે આવું '

'શું કામ બેન? માંડ માંડ બે ચાર દિવસથી સારૂં દેખાય છે'

'વાડીમાં સારૂં થઇ જશે. '

'બહેન, ત્યાં શું સારૂં થાય ? ત્રણ દિવસ ને રાત તું બેભાન રહી એટલે અમે બધા તો ગભરાઇ ગયા. પછી આ અચ્યુતે બેરીસ્ટરને બોલાવ્યા, એ દાકતર સાથે આવ્યા ને દાકતરે કહ્યું કે તને કાંઇક હીલસ્ટેશન પર તત્કાળ ખસેડવી પડશે, નહિતર જોખમ છે, એટલે તને અહીં લાવવાનું ઠર્યું, કોકે સાથે આવવું જોઇએ. નરસિંહ મહેતો કહે તમે અંગ્રેજી જાણો એટલે તમે જાઓ. તે આવ્યા અહીં રંગનાથજીના મંદિરમાં પણ બેરીસ્ટર હાથના છૂટા, દિલના ય એવા મોટા '

'પણ આપણને ને એમને શું ! '

'એ કહે છે કે મારા દિકરાને બચાવનારને મારા ઘરમાં એક પાઇ હોય ત્યાં સુધી બચાવું નહિ તો ધૂળ પડીને મારા ધનમાં. તેં તે દિવસે ...'

'એ તો કહે પણ આપણે બદલો લેવા થોડું જ કાંઇ કરીએ છીએ—મને વાડીમાં લઇ ચાલો, ત્યાં સારૂં થઇ જશે. નહિતર આપણી મેળે ક્યાંક જશું '

'જોશું તને જરાક શક્તિ આવે એટલે એમ કરીશું ' દાસે બંધ વાળ્યો.

સાંજનાએ સુતી સુતી સામેના ડુંગરાના વેણુંવનો જોતી હતી. ત્યાં ધીમેથી સંભળાયું.

'તમે પાછા તમારે ગામ ચાલ્યા જવાનો છો ?' જોયું તો અચ્યુત હાથમ નારંગીનાં રસનો પ્યાલો ધરીને પૂછતો હતો.





રોહિણીએ કાંઈ જવાબ આપ્યા વિના પ્યાલો લીધો. જાણે એની વાટ જ જોતી હતી.

'તમે પાછા જશો તો હું સાથે આવીશ'

રોહિણીથી હસ્યા વિના ન રહેવાયું પણ બોલી નહિ. થયું કે જોઉં તો ખરી કે હવે શું બોલે છે.

'સાથે લઇ જશોને?'

'શું કામ?'

'શું કામ કેમ? તમારી તબિયત કોણ સાચવશે? બાપા તો હવે છે નહિ'

'તમે નહોતા ત્યારે કોણ સાચવતું?'

'ત્યારે તો તમે સાજા હતા ને?'

'રોહિણી ફરી હસી.

'મને સાજી કરવાની તમને સૌને આટલી બધી હોંશ શા સારૂ થાય છે!'

અચ્યુતે તરત જ જવાબ આપ્યો 'બીજાની તો મને પુરી ખબર નથી. પણ મારૂં કારણ કહું. તમારા જેવું હાસ્ય ક્યાંય જોયું નથી. કોઇનું પણ નહિ, ને તમે મોટાભાઇને બચાવ્યા છે ને? તમને બને તેટલા ઉપયોગી થવું એ અમારી ફરજ નહિ? બેરીસ્ટર ધંધામાં રોકાણા છે, મોટાભાઇ એમના અભ્યાસમાં ને આશ્રમજીવનમાં ગુંથાણા—હું એ એક અમારા કુટુંબમાં નવરો છું. તે એ બધાનું ઋણ શક્તિ મુજબ અદા કરીશ' તે પછી જાણે વધુ પડતું બોલાઇ ગયું હોય તેમ અદબ વાળી ચુપચુપ ઉભો રહ્યો.

'મારી ઇચ્છા તો વાડીએ ચાલ્યા જવાની છે.'

'પણ ત્યાં તબિયત બગડશે'

'છો બગડતી. મને સુધારીને ય શું કરવું છે!'

અચ્યુત કાંઇ ન બોલ્યો સુનમુન ઉભો રહ્યો, આંખ ઝળઝળીયાંથી ભરાઇ ગઇ. થોડીવારે જાણે ઉભા રહેવાતું ન હોય તેમ દોડીને બહાર નાસી ગયો. પડખેની ઓરડીનું બારણું બંધ થવાનો અવાજ આવ્યો.

રોહિણીએ એના બોલાય તેટલા ઉંચા સાદે કહ્યું 'અચ્યુતભાઈ અહીં આવો'

પણ એ સાદ કાંઈ ઓરડા બહાર જાય તેવો નહતો.

રાત્રે એ ઝોકાં ખાતી હતી ત્યાં કોઇક આવીને પગતળિયે માખણ ઘસવા માંડયું, પગ ખેંચવા પ્રયત્ન કરી કહ્યું.

અચ્યુત કહે 'હું'

'કાંઇ જરૂર નથી'

અચ્યુતે કહ્યું 'રોજ ઘસું છું. નર્સે કહ્યું છે'

અવાજ સાંભળી રોહિણી જાગી. કહે, તમે રાતા કેમ માંડયા હતા!

અચ્યુતે કાંઇ જવાબ ન આપ્યો.

'કહો જોઇએ'

અચ્યુતે તો પણ જવાબ ન વાળ્યો, ફક્ત માખણ જોરથી ઘસવા માંડયું.

'હું અહીં રહેવા તૈયાર છું પણ એક શરતે'

'તમારે રહેવું પડવાનું જ છે ચાલવાની શક્તિ ક્યાં છે? છતાં કહો'

'અહીં તમારે જ રહેવાનું તમારા મોટાભાઇ કે બેરીસ્ટર કોઇ નહિ'

અચ્યુત તાળી પાડીને કહે 'સરસ—એ તો સહેલું છે મોટાભાઇને કવિતા વાંચવામાંથી નવરાશ નથી, ને બેરીસ્ટરને તો પળોજણનો પાર જ નથી. એટલે એ અહીં નહિ આવે'

રોહિણી કહે 'પણ પાકું થવું જોઇએ.'

'તમ્મા રાજરે, સાક્ષી કાર્ય'

'ને હું સારી થાઉં ત્યા સુધીની જ બંધણી'

'કબુલ'

'બીજું હું જે પૂછું તે વિષે સાચું જ કહેવાનું'

'આવું શા માટે બોલ્યા?'

'કેમ!'

'તમારી પાસે ખોટું બોલું એવી તમને શંકા છે?'

'ઓળખાણ વિના તો એવું જ ને?'



'તમને ભલે મારી ઓળખાણ ન હોય, પણ મને તમારી છે'

'ક્યાંથી ?'

'ઘરમાં વાતો થાય ને! આ બેરીસ્ટર છે એ આમ સાચા કાળજાના છે, પણ તમારી આ સ્થિતિ જોઈને સિગારેટ મૂકી દીધી.'

'તમારા પિતા વિષે આમ કેમ બોલો છો ?'

'મને ટેવ પડી ગઈ છે મોટાભાઈ ઘણીવાર એ મારે ટપારે છે'

'તમારા ઘરમાં કેટલાં જણ ?'

'અમે બે ભાઈઓ, મારા બા ને બેરિસ્ટર' બા જરાક સાચા ગાંડા જેવા છે'

'બહેન એકે નથી'

'ના'

'તમારી હું ચોટી બહેન થાઉં.'

અચ્યુત મુંગો રહ્યો

'કેમ ? ન ગમે કે ?'

'ગમે શું નહિ ? પણ મારે તો તમારી સાથે જ રહેવું છે'

'તે રહેજો'

'પણ બહેન તો સાસરે જાયને !'

રોહિણી સારીવાર મુંગી રહી. પછી ભારે સાદે કહે 'મારે એવું નથી.'

બેરિસ્ટર બીજે દિવસે ગયા. જતી વખતે રોહિણી પાસે આવીને કહે

"નાસ્તિકનો મોટો સરદાર છું. ને થોડો પાજી પણ છું, પણ તારા ખાતર સિગરેટ મૂકી છે. પાછો આવું ને હરતી ફરતી નહિ હોય તો આદિશ્વરને સિગરેટના ડામ દઈશ હં"

રોહિણીથી હસી પડાયું "હું ન સાજી થાઉં તેમાં આદિશ્વરનો શું ગુનો ?"

"એ જ કર્તા, ભર્તા સંહર્તા છે ને તમારાથી તણખલું પણ હાલવું નથી. તમારા આસ્તિકોના મત પ્રમાણે-પણ તું સાજી થા પછી બધી ચર્ચા, પછી ગંભીર થઈને જરા કડકાઈથી કહે "જો અચ્યુત અહીંથી ખસવાનું નથી. ડુંગરામાં રખડવા નાસી ન જતો.'

બીજે દિવસે દાસ પણ ગયા. જો કે રોહિણીને અંતસ્તલમાં પ્રતીતિ થઈ ચૂકી હતી કે એની નૌકા કોઈ નવા પ્રવાહમાં પેસી ચૂકી છે; પણ એ વિષે ઝાઝો વિચાર કરી શકે તેવી એની તબીયત નહોતી દસ-વીસ મિનિટથી વધારે વખત એકનો એક વિચાર કરતી તો મગજ કામ ન કરતું. એટલે આખો વખત બારી પાસે આરામખુરશી નાખીને બેસી રહેતી, ઊંઘનો સમય બાદ જતાં નીચે પસાર થતા મુસાફરો, સહેલાણીઓ કે નાનાં ભૂલકાંની રમતો તે જોયા કરતી; સામે વનરાજીથી શોભતા પહાડો ને ધ્યાનીના અંતસ્તલ સમા શીતલ, સ્વચ્છ ને શાંત સરોવર સામે જોયા કરતી, સવારે એની બારી પાસેના જરૂખા પર પોપટનું ટોળું આવીને બેસતું. સાંજે પડખેના આંબા પર બગલાઓ પોતાની સભા જમાવતા, આ બધું બેઠી બેઠી જોયા કરતી. બોલવાનું કાંઇ મન ન હતું. અચ્યુત સાથે પણ એ રાત પછી ભાગ્યે જ બોલી હતી. એ પણ મુંગો મુંગો એને જોઈતું પાણી, સુપ, રસ લાવવા મેલવાની દોડધામ કર્યા કરતો; રોહીણીની તબિયત દહાડે દહાડે સુધરતી જતી હતી, એના ચહેરા પર નવી સુરખી ભરાતી જતી હતી, તે જ એને મન મોટી બક્ષીસ હતી. અરે રોહીણી બેન એનો ટેકો લઈને બેસતાં ઊઠતાં, એનો બનાવેલ સુપ પીતાં-તે જ પુરતો બદલો હતો. એટલે રોહિણી મુંગી મુંગી બેસી રહેતી તેનું એને દુઃખ થતું નહોતું. રોહિણી વખતસર દવા કે રસને ન લે તો જ એને કલેશ થતાં પણ બેરીસ્ટર ગયા પછી એવું કોઈવાર બન્યું નહોતું. એ જે આપતો તે એ લેતી. જાણે આભાર માનતી હોય તેમ સહેજ હસતી. એ સમજી ગઇ હતી કે અચ્યુતને માતૃસ્નેહ મળ્યો ન હતો-ને પિતાના સ્નેહ અસર આ અત્યંત સ્વમાનશીલ કિશોરને કોઇ કારણસર પડી ન હતી-કોઇ બીજો વખત હોત તો એણે આ એવા પ્રવૃત્ત સ્નેહાળ ને

## ઔષધીય વનસ્પતિ અને વિટામીન

શ્રી. બંસી ગાંધી, बी. एससी
પ્રોફે. જયંતીલાલ દે. ઓઝા, एम. एससी
ડો. નરસિંહ મૂ. શાહ, एम. एससी , पीएच डी.

ઔષધોમાં વપરાતી જુદી જુદી વનસ્પતિમા વિટામીન 'સી' અને કેરોટીનનું (જેમાંથી વિટામીન 'એ' પેદા થાય છે.) પ્રમાણ કેટલું છે એ તપાસવા એક સંશોધનની યોજના હાથ ધરવામાં આવી હતી. તેના પરિણામો જર્નલ ઓફ ઇન્ડીયન કેમીકલ સોસાયટીના તાજેતરના અંકમાં પ્રગટ કરવામાં આવ્યા છે. તેમાંથી મહત્તાપૂર્ણ સારભાગ અહીયા રજૂ કર્યો છે:

લીંબડાના પાકાં પાન લાંબા વખતથી નહી રૂઝાતા ગુમડા મટાડવા માટે દવાઓની બનાવટમાં લગભગ બધેય વપરાય છે. આ પાકાં પાંદડામા વિટામીન 'સી' અને કેરોટીન ખૂબ પ્રમાણમાં માલૂમ પડે છે એ નવાઇની વાત છે. બીજી બાજુ લીબડાના કુમળા પાનમાં વિટામીન 'સી' અને કેરોટીનનું પ્રમાણ ઓછુ હોય છે. અડુલસાના પાંદડાંમાથી કાઢેલું સત્ત્વ ઉધરસ અને ઠંડી મટાડવા માટે અસરકારક ગણાય છે. આ પાંદડાંઓમાં પણ વિટામીન 'સી' અને કેરોટીનનું પ્રમાણ ખૂબ માલૂમ પડે છે. લીલા ધાણાના પાંદડાં—કોથમરી આપણા સામાન્ય ઉપયોગમાં આવે છે તેમા પણ વિટામીન 'સી' અને કેરોટીનનું પ્રમાણ ખૂબ માલૂમ પડે છે. કોથમરીનો ઉપયોગ ઉત્તેજવો જોઇએ. ગરીબમા ગરીબ માણસ પણ આ વસ્તુ સહેલાઇથી વાપરી શકે અને સહેલાઇથી ઉગાડી શકે.

કાંટાળા બાવળના પાંદડાં ખાવામાં વપરાતા નથી પણ પોટીસની બનાવટ અને બીજા ઔષધીય ઉપયોગોમાં વપરાય છે. તેમાં પણ વિટામીન 'સી' અને કેરોટીનનું પ્રમાણ ખૂબ છે. ગુમડાં રૂઝવવામા વપરાતી વનસ્પતિઓમાં આવેલ વિટામીન 'સી' અને કેરોટીનનું પ્રમાણ દર્દ મટાડવાનાં કામમાં કારણભૂત હોય તો બીજી એવી વનસ્પતિઓનું આ અંગે સંશોધન થવાની જરૂર લાગે છે.

ફુદીનાના પાંદડામાં કેરોટીનનું પ્રમાણ સારુ છે પણ વિટામીન 'સી' જૂજ છે.

લીબડો, ફુદીનો, કોથમરી, બાવળ, ભુરેન્ડો; અને આમરૂલના પાંદડાંઓમાં કેરોટીન ખૂબ હોય છે. રોજની કેરોટીન યા વિટામીન 'એ'ની આપણી જરૂરિયાત ૪૦૦૦ ઇન્ટરનેશલ એકમોની છે. આટલા એકમો લગભગ પા શેર (૪૫૩ ગ્રામ =૧ શેર) ઉપરની ચીજો લેવાથી મળી રહે છે. બીજી વસ્તુઓની સાથે એવી રીતે પસંદગી કરવી જોઇએ કે જેથી ઉપરની જરૂરિયાત સહેલાઇથી ખોરાકમાં આવી જાય.

નગોડ, પારિજાતક, આયપન, ભુરેન્ડોમાં વિટામીન 'સી'નું પ્રમાણ તળવાથી ઘટવાને બદલે વધે છે એ ખાસ નોંધવા જેવુ છે.

નીચે આપેલા આંકડા જુદીજુદી વનસ્પતિઓમાં આવેલ કેરાટીન અને વિટામીન સી પ્રમાણ દર્શાવે છે.

| નામ | શાસ્ત્રીય નામ | સો ગ્રામે વિટામીન 'સી' (મીલીગ્રામમાં) | સો ગ્રામે કેરોટીન (માઇક્રોગ્રામમાં) |
|---|---|---|---|
| ૧. લીંબડો | મેલીયા અઝાડીરક્ટા | | |
| પાકા પાદડાં | | ૫૦૦'૦ | ૭૫૦૦ |
| કુમળાં પાંદડાં | | ૩૦૦'૦ | ૩૪૦૦-૧૨૫૦ |
| ૨. અડુલસા (પાકાપાન) | અધટોડા વસીકા | ૨૫૦'૦ | ૪૫૦૦ |
| ૩. કોથમીર | કોરીએનડ્રમ સટીવમ | ૨૫૦ ૦ | ૫૨૦૦ |
| ૪. બાવળના પાન | એકેસીયા એરેબીકા | ૨૦૦'૦ | ૪૮૦૦ |
| ૫. દુર્વા ઘાસ | સીનોદેર ડક્ટાઇલોન | ૧૫૦'૦ | ૪૬૦૦ |
| ૬. નગોડ | વિટેક્ષ નેગુડો | ૧૫૦'૦ | ૩૫૦૦ |
| ૭. કારેલાના પાન | મોમેર્ડીકા ચરાનટીઆ | ૪૦'૫૦ | ૨૪૦૦ |
| ૮. ફુદીનો | મેન્થા સટીવા | ૧૬ ૬ | ૫૪૦૦ |



## કોલમ્બીઅમ

યુદ્ધ દરમિયાન વિષમ પરિસ્થિતિ પેદા થાય છે. કોઇ ચીજ મળતી બંધ થઇ જાય છે; તો કોઇની તંગી પડે છે. એટલે આ પરિસ્થિતિને પહોંચી વળવા શોધખોળ હાથ ધરવામાં આવે છે. છેલ્લા વિશ્વયુદ્ધ દરમિયાન આવી રીતે એક "નવી" ધાતુ ખૂબ પ્રસિદ્ધિમાં આવી. અમેરિકામાં તેને યુદ્ધ સંચાલનના કાર્યમાં અગ્રસ્થાન મળ્યું. અને યુદ્ધ ખતમ થઇ ગયું છે છતાં એની ઉપયોગિતામાં ઘટાડો થયો નથી.

આફ્રિકાના પશ્ચિમ કિનારા પર નાઇજેરિયામાંથી આ ધાતુના ખનીજ મળી આવે છે. તેના શુદ્ધ સ્વરૂપમાં આ ધાતુ ભાગ્યેજ કોઇએ જોઇ હશે. કારણ કે તે અસંત જૂજ પ્રમાણમાં બીજી ધાતુઓની સાથે મિશ્રણ માટે વપરાય છે. આથી બીજી ધાતુઓના ગુણમાં મોટું પરિવર્તન થાય છે, અને નવા ગુણો અસ્તિત્વમાં આવે છે. આ ધાતુનું નામ કોલમ્બીઅમ.

વસ્તુતઃ કોલમ્બીઅમ "નવી" ધાતુ નથી. પરંતુ તેના ઉપયોગો નવા છે. ૧૮૦૧ માં ચાર્લ્સ હેચેટ નામના એક વિજ્ઞાનીએ કેટલાક ઝાંખા કાળા સ્ફટિકો તપાસીને અનુમાન બાંધ્યું હતું કે અન્ય જાણીતા ખનીજો કરતાં તે જુદા છે. એટલે તેને ઓળખાવવા તેણે પોતાના દેશ અમેરિકાના માનમાં તેનું નામ કોલમ્બાઇટ પાડયું. કવિતામાં અમેરિકાને કોલમ્બીઆ તરીકે સંબોધાય છે. અને તેણે સૂચના કરી કે કોલમ્બાઇટમાં રહેલી અજ્ઞાત ધાતુને કોલમ્બીઅમ તરીકે ઓળખવી.

આ બધું તો ભૂલાઇ ગયું. ૧૮૪૬ માં હેચેટે સૂચવેલ ધાતુ જુદી પાડવામાં આવી, અને તેનું નામ "નીઓબીયમ" પાડવામાં આવ્યું. ગ્રીક પુરાણોમાં ટેન્ટાલસ નીઓબેનો પિતા છે. નીઓબીઅમ અને ટેન્ટાલમ ધાતુ સાથે નીકળે છે. એટલું જ નહીં પણ દેખાવ અને ગુણમાં એક બીજાને મળતી આવે છે. આ ઉપરથી નીઓબીઅમ નામ રાખવામાં આવ્યું હતું. લાંબા વખત સુધી આ નામ પ્રચલિત રહ્યું. પરંતુ હમણાં જૂનું નામ પાછું પ્રચલિત થવા લાગ્યું છે.

કોલમ્બીઅમના ખનીજ ખૂબ વિરલ છે, એટલે આ ધાતુની શોધ પછી એમ લાગતું હતું કે તેનો કોઈ ખાસ ઉપયોગ થશે નહીં. માત્ર એક નવાઇ તરીકે તે રહેશે.

કોલમ્બીઅમ ધાતુ પ્લેટીનમ જેવી સફેદ ધાતુ છે. તેના કેટલાક ગુણો અદ્વિતીય છે. તેનો સુંદર ચળકાટ ખૂબ આકર્ષક છે. શરૂઆતમાં તેનો ઉપયોગ ઘડિયાળના ઘરા અને બીજી કિંમતી ઝવેરાતની બનાવટમાં થતો. પરંતુ ગયા વિશ્વ યુદ્ધ દરમિયાન તેના કેટલાક નવીન ઉપયોગો જડી આવ્યા છે.

ગેસ-ટરબાઇનના પાનાં અને કેટલાક બીજા અગભાગોની બનાવટમાં વપરાતી, ખૂબ ગરમીમાં પણ ટકી શકે એવી મિશ્ર ધાતુઓની બનાવટમાં આ ધાતુ ખૂબ ઉપયોગી નીવડી છે. ખૂબ ગતિવાળા વિમાનોની બનાવટમાં તેનો ઉપયોગ અનિવાર્ય બનતો જાય છે.

જેમ શરદી અને એવા બીજાં દર્દોને દૂર રાખવા માણસને વિટામીનની ગોળીઓ દાક્તર આપે છે તેમ અમુક ધાતુઓની અમુક ખામીઓની સામે પ્રત્યાઘાત વધારવા કોલમ્બીઅમ તેમાં ઉમેરવામાં આવે છે. દાખલા તરીકે, ત્રાંબાની સાથે કોલમ્બીઅમ મેળવવાથી પેદા થતી મિશ્ર ધાતુ વેલ્ડીંગમાં વપરાતા ઇલેક્ટ્રોડ માટે આદર્શ રૂપ બને છે. સખત ગરમીમાં પણ આ મિશ્ર ધાતુ પોચી પડતી નથી, એટલું જ નહીં પણ તેની વિદ્યુતવાહકતા વધે છે. કાર્બનની સાથે મેળવવાથી કોલમ્બીઅમ કાર્બાઇડ બને છે. આ પદાર્થ એકદમ સખ્ત છે. હથિયારો કાપવા માટે અને તાર ખેંચવા માટે બીબાં બનાવવા આ પદાર્થ ખૂબ ઉપયોગમાં આવશે એવી સંભવિતતા છે. ન કટાય એવી ગજવેલ ( Stainless steel ) ની બનાવટમાં કોલમ્બીઅમ ધાતુ ખૂબ ઉપયોગી નીવડી છે.





## કોલાબાની વેધશાળા

મુંબઈની સુપ્રસિદ્ધ કોલાબા ઑબ્ઝર્વેટરી–વેધશાળા બાંધવા ૧૮૨૩માં કંપની સરકારના હુકમથી કોલાબામાં એક સ્થળ પસંદ કરવામાં આવ્યું હતું ઈ. સ. ૧૮૨૬માં વેધશાળા બંધાઈને તૈયાર થઈ પરંતુ કોઈપણ પદ્ધતિસર વૈજ્ઞાનિક અવલોકનો નોંધવાનું કામ ત્યાં થતું નહીં.

આ નિષ્ક્રિયતા ૧૫–૧૬ વર્ષ સુધી ચાલી. ૧૮૪૧માં રીતસર નોંધો તૈયાર કરવાનું કામ શરૂ થયું. આ વેધશાળાના પ્રથમ વેધશાસ્ત્રી મિ૦ કુર્નીન નીમાયા હતા. તેમને આપવામાં આવેલા યંત્રોમાં ખૂબ ખામીઓ હતી એટલે એ બધાં વિલાયત પાછા મોકલવામાં આવ્યાં હતા. લંડનની રૉયલ સોસાયટીએ કરેલી ભલામણો અનુસાર પદ્ધતિસર અવલોકનો નોંધવાનું કામ ૧૮૪૧ પછી શરૂ થયું અને હવામાન, લોહ–ચુંબકતા અને સમયને લગતાં સિગ્નલો–આટલા વિષયોથી વેધશાળાએ પોતાની પ્રવૃત્તિ શરૂ કરી હતી ૧૮૬૫માં મુંબઈ સરકારે વેધશાળાને લગતી સુધારણાર્થે એક સમિતિ નીમી. સમિતિની ભલામણોમાં મુખ્ય એ હતી કે આધુનિક યંત્રો મંગાવવાં અને બાહોશ તેમજ યોગ્ય લાયકાતવાળો નિયામક નીમવો. આ ભલામણોનો અમલ તુરત કરવામાં આવ્યો અને એજ વર્ષમાં મિ. સી. ચેમ્બર્સને નિયામક તરીકે ગોઠવવામાં આવ્યા મિ૦ ચેમ્બર્સને એફ. આર એસ (F. R. S.) તરીકે ચૂંટાવાનું મહામાન મળ્યું હતું.

૧૮૬૫થી૧૮૯૪ પર્યંતના ત્રીસ વર્ષના ગાળામાં મિ૦ ચેમ્બર્સની દેખરેખ નીચે વેધશાળામાંથી ઉપયોગી પ્રકાશનો પ્રગટ થયાં: પૃથ્વીની લોહ–ચુંબકતા અને હવામાન એ બંને વિષયોમાં શોધખોળ હાથ ધરવામાં આવી હતી. ૧૮૯૬માં મિ૦ ચેમ્બર્સના અવસાન બાદ પારસી વૈજ્ઞાનિક ડૉ. એન. એ. એફ. મૂસની નિમણુંક કરવામાં આવી. ૧૮૯૮ના ધરતીકંપના આંચકા અને તેને લગતો વિશેષ અભ્યાસ કરવા બ્રિટિશ એસોસિયેશનની સમિતિના કાર્યક્રમ અનુસાર એક ધરતીકંપ–માપક યંત્ર (seismograph) વેધશાળામાં ગોઠવવામાં આવ્યું. વેધશાળાની હયાતિનો આ પૂર્વાર્ધ.

૧૮૯૯માં વેધશાળાનું સંચાલન હિંદી સરકારે મુંબઈ સરકાર પાસેથી પોતાના હાથમાં લીધું વીસમી સદીની શરૂઆતમાં (૧૯૦૦માં) મુંબઈમાં વીજળીક બળ દાખલ કરવાનું નક્કી થયું એટલે લોહ–ચુંબકતાને લગતું કાર્ય કોલાબામાંથી કાઢી લઈને એવી કોઈ જગ્યાએ ખસેડવાનું નક્કી થયું કે જ્યાં વીજળીની અસર લોહ–ચુંબકતાને લગતાં સંશોધનના પરિણામો પર કોઈ અસર ન કરી શકે એટલે લોહ–ચુંબકતાના વિષયમાં શોધખોળ માટે એક નવી પ્રયોગશાળા અલીબાગમાં બાંધવામાં આવી અને આ ખાતાનું બધું કાર્ય ત્યાં ૧૯૦૬માં પાકે પાયે લઈ જવામાં આવ્યું. આ વિષયને લગતું છેલ્લાં ૬૦ વર્ષ દરમિયાન કરેલ સુંદર કાર્ય ડૉ. મૂસે "કોલાબા મેગ્નેટીક ડેટા" એ નામના ગ્રંથમાં એકત્રિત કરી પ્રસિદ્ધ કરેલ છે.

૧૯૩૦માં વાતાવરણીય વીજળી અને બીજા એવા વિદ્યુતને લગતા પ્રશ્નો પર નિયમિત અવલોકનો શરૂ કરવામાં આવ્યાં. વરસાદનાં વાદળાં અને ખાલી ગર્જના કરતા વાદળાંઓની હિલચાલ અંગે થતાં વિદ્યુતીય ક્ષેત્રમાં પરિવર્તનો અને તેને લગતો અભ્યાસ પણ કરવામાં આવ્યો છે 'પૃથ્વી–પ્રવાહો'ને લગતી તપાસ પણ કરવામાં આવી છે ધરતીકંપને લગતી શોધખોળનું કાર્ય પુષ્કળ વિસ્તારવામાં આવ્યું છે. અને ૧૯૩૭થી હિંદની બધી વેધશાળાઓના ધરતીકંપ–માપક યંત્રોના પૃથક્કરણ કરેલાં અવલોકનો દર ત્રણ મહિને એક ત્રૈમાસિકમાં પ્રગટ કરવામાં આવે છે.

કોલાબા અને અલીબાગની વેધશાળાઓ ભૂ–ભૌતિક (geophysical) શોધખોળનું એક સારું કેન્દ્ર છે: પૃથ્વીની લોહ–ચુંબકતા, હવામાન ભૂકંપ અને વાતાવરણીય વિદ્યુત–આ વિષયોમાં નિયમિત અવલોકનો કરી ઉપયોગી માહિતી આ વેધશાળાઓ એકઠી કરે છે સમયની નિયમિતતા અર્થે તારાઓનું અવલોકન પણ રાખવામાં આવે છે. દરિયાઈ ઘડિયાળોને સાચો ટાઈમ પૂરો પાડવાનું પણ કામ



કરવામાં આવે છે. લોહ-ચુંબકતા, હવામાન, ભૂકંપને લગતાં માપ રાખવા માટે આધુનિક યંત્રોની પૂરેપૂરી સગવડ ત્યાં છે. ખગોળને લગતું કાર્ય કરવા માટે પણ ત્યાં સારી સાધન-સામગ્રી વસાવવામાં આવેલી છે. ૧૮૪૧માં ગોઠવેલાં કેટલાંક યંત્રો હજી પણ નિયમિત રીતે રોજિંદા ઉપયોગમાં લેવાય છે. આવાં જૂનાં યંત્રોમાં હવાનું દબાણ માપવાનું યંત્ર-બેરોમિટર અને વરસાદ માપવાનું યંત્ર (રેઇન ગેઇજ) ખાસ ધ્યાન ખેંચે છે.

આ ટૂંકી નોંધ કોલાબા વેધશાળા જેવી એક સૈકાજૂની સંસ્થાની સવિસ્તર માહિતી આપી ન શકે, પણ તેની લોકોપયોગી પ્રવૃત્તિઓનો ખ્યાલ આપવા પૂરતી છે. આ વેધશાળા જોવાની તક મળે તો ચૂકતા ના. આ વેધશાળા હજી વધારે લોકોપયોગી નીવડે એમ ઇચ્છી વિરમીએ.

## પ્રાચીન હિંદમાં વિજ્ઞાન

એક હજાર વર્ષ પૂર્વે, હિંદુસ્તાન અને તેની આસપાસના પ્રદેશોમાં સાહિત્ય અને વિજ્ઞાનનાં ક્ષેત્રોમાં ઉચ્ચ અભ્યાસની પ્રગતિ કેવી હતી, તે સંબંધી પ્રમાણભૂત સાધનોદ્વારા એકત્રિત કરેલી માહિતી આપતો એક પ્રાચીન ગ્રંથ હિંદના પુરાતત્ત્વ ખાતાએ થોડા વખત પહેલાં પ્રગટ કર્યો છે.

આ ગ્રંથ સુપ્રસિદ્ધ વિદ્વાન અલ-બિરૂનીએ આરબી ભાષામાં લખેલો છે. ઝેકી વલીદી તોગાં નામના તુર્કીના વિદ્વાને આ ગ્રંથનું સંપાદન કરેલ છે અને કેટલાંય વર્ષોની મહેનતનું આ પરિણામ છે. પ્રકાશકની શોધમાં સંપાદક મહાશય યુરોપમાં ખૂબ ફરી વળ્યા પણ તેમાં તેઓ નાસીપાસ થયા. પણ તેમના સુંદર કાર્યની કદર કરીને હિંદના પુરાતત્ત્વખાતાએ આ ગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે. એનો અંગ્રેજી તરજૂમો હજી પ્રસિદ્ધ થયો નથી.

અલ-બિરુની અગિયારમી સદીમાં થઇ ગયા. તેઓ ગીઝનીના સુલતાન મહમદના દરબારમાં અનેક જ્યોતિષંશાંમાંના એક હતા. એશિયા ખંડના જુદા જુદા પ્રદેશોની ભૂગોળનું જ્ઞાન મેળવવાના તેમને ઘણા પ્રસંગો મળેલા. તેઓ અનેક ભાષાઓ સારી રીતે જાણતા હતા. આથી તેઓ અનેક જાતિઓમાં ભળી શકતા અને તેમની રીતભાતો, માન્યતાઓ અને ધર્મ, ભાષા, સાહિત્ય, તત્ત્વજ્ઞાન વિજ્ઞાન વગેરેનું સરસ અવલોકન જ્ઞાનપૂર્વક કરતા હતા. આ બધા અવલોકનનાં પરિણામો ' અલ-કવનુન-અલ મશુદી ' નામના તેમણે લખેલ ગ્રંથમાં ભેગા કરી પ્રસિદ્ધ કર્યાં હતાં. પુરાતત્ત્વ ખાતાએ પ્રસિદ્ધ કરેલ પુસ્તક ' અલ-મશુદી'ના સાર રૂપ છે. હિંદની તે સમયની ભૂગોળ અને દેશમાં મળી આવતા ખનીજો અને બીજા વૈજ્ઞાનિક વિષયોનું તેમાં વર્ણન છે.

પુસ્તક ચાર પ્રકરણમાં વહેંચી નાખેલું છે: પ્રથમ પ્રકરણમાં, પૃથ્વી સંબંધી સામાન્ય વર્ણન, અક્ષાંશ અને રેખાંશને ખાસ ધ્યાનમાં રાખી પ્રદેશોના ભૌગોલિક વિભાગોનું વર્ણન કરવામાં આવેલું છે. વિશેષ સમજૂતી માટે આ બધો અહેવાલ કોઠાના રૂપમાં પણ ગોઠવવામાં આવ્યો છે. બીજા પ્રકરણમાં પૃથ્વીની ઉત્પત્તિ, મનુષ્યવંશની શરૂઆત વગેરે વિષયો આવે છે. બરફ-યુગ ( Glacial age )ને લગતા સિદ્ધાંતનું પણ આ પ્રકરણમાં પ્રતિપાદન કરેલું છે. અરબસ્તાનમાં યેમેનની ટેકરીઓમાંથી મળી આવેલા પુરાવાના આધારે બરફયુગ પ્રવર્તેલો એવો સિદ્ધાંત સૌ પ્રથમ અગિયારમી સદીમાં આ ગ્રંથકારે બહાર પાડેલો. ત્રીજા પ્રકરણમાં સોનું રૂપું તાંબુ ઇત્યાદિ ધાતુઓ અને તેનાં ખનીજો કયા પ્રદેશોમાં આવેલાં છે અને તેમાંથી ધાતુઓ કેવી રીતે કાઢવી એ સંબંધી વર્ણન આવે છે. છેલ્લા પ્રકરણમાં, પહેલા વિભાગમાં વનસ્પતિઓને લગતું વિવરણ છે. જાતજાતના છોડ, વેલ અને વૃક્ષો તેમનાં ફળ-ફુલ, ઔષધિમાં તેમની ઉપયોગિતા, તેમનું પ્રાપ્તિસ્થાન વગેરેનું વર્ણન છે. બીજા વિભાગમાં, જળચર અને બીજા પ્રાણીઓનું સવિસ્તર વર્ણન કરેલું છે. એ પ્રાણીઓને ઓળખવા તેમની વિશેષતાઓ, તેમનાં નિવાસસ્થાનો ઇત્યાદિ ઉપયોગી માહિતી આપેલી છે.

સર્વ વિજ્ઞાનોનું ઉત્પત્તિસ્થાન પશ્ચિમના દેશોમાં છે એવું પુરવાર કરવા મથતા ઇતિહાસકારોને આ ગ્રંથ અવશ્ય વિચારવો પડશે.

( 'કરંટ સાયન્સ 'ની એક નોંધને આધારે )

## બે નવજીવન પ્રકાશનો

### (૧) સમૂળી ક્રાન્તિ

( લે. કિશોરલાલ મશરૂવાળા; પ્રકા૦ નવજીવન પ્રકાશન મંદિર. અમદાવાદ મૂલ્ય, દોઢ રૂપિયો. )

વર્ધામાં શ્રી શંકરરાવ દેવ સાથે દેશના સામાજિક–રાજકીય વગેરે પ્રશ્નો પર ત્યાંના આગેવાન કાર્યકરોએ કરેલી ચર્ચા દરમ્યાન પોતે રજૂ કરેલા વિચારો લખી નાખવા જતાં શ્રી કિશોરલાલ મશરૂવાળાથી લખાઇ ગયેલું આ પુસ્તક આપણા સ્વરાજ પામેલાં છતાં તેજ વખતે પામરતા ને નીતિભ્રંશને તળિયે જઇ બેઠેલા દેશમા કરવાની મરામતિયા નહિ પણ મૂલગામી ક્રાન્તિનો માર્ગ બતાવે છે.

શ્રી મશરૂવાળા સાફ દૃષ્ટિ અને કુશાગ્ર બુદ્ધિવાળા આપણા પ્રથમ પંક્તિના સંમાન્ય વિચારક છે. વિવેક, અસંકુચિતતા, બુદ્ધિયુક્તતા, મૌલિકતા અને લોકસંગ્રહની દૃષ્ટિ એ એમની વિચારણાના કાયમી ગુણોનું આ પુસ્તક પણ મનોહર દર્શન કરાવે છે.

એમની આ ક્રાન્તિવિચારણા એકદેશી નથી. ધર્મ, સમાજવ્યવસ્થા, અર્થકારણ, રાજ્યશાસન ને કેળવણી જેવા પ્રજાજીવનના એકેએક મહત્ત્વના અંગને એ સ્પર્શી વળી છે. એ પણ બતાવી આપે છે કે આ બધું વિચારતી ને લખતી વેળા એમના ચિત્ત આગળ જગતમાં ને આપણા દેશમા દેખાતું માનવી ને માનવી વચ્ચે વધતું જતું જુદાપણુ એમને અકળાવતું ખડું હશે. એમણે એ ભેદ ને કલહના વિલોપનને જ આમૂલ ક્રાન્તિનું સાધન અને સાધ્ય બંને ગણેલ જણાય છે તે આ કારણે. દરેક ધર્માનુયાયી પોતાના ધર્મગ્રંથને ઇશ્વરપ્રણીત માને તેથી ઝગડા થાય છે ને ' એટલે શ્રી મશરૂવાળાએ સૂચવ્યું છે કે કોઇ ધર્મગ્રંથને ઇશ્વરપ્રણીત માનવો નહિ. એવી જ રીતે કોઇ માનવીને ઇશ્વરનો અંશ કે પેગંબર માનવાની હઠ પકડવામાથી ભેદો ને કલહ જન્મે છે તો એ વાત બંધ કરવાની શ્રી મશરૂવાળાએ સૂચવી છે, અનેક દેવ દેવતા, ગ્રહ, પિતૃ, ગુરુ આદિની ને તેમની પ્રતિમાઓ કે પ્રતીકોની ઉપાસના પણ ભેદભાવ વધારનારી છે, તો શ્રી. મશરૂવાળા કહે, એક સર્વવ્યાપક પરમેશ્વરનેજ અનન્ય નિષ્ઠાથી માનો, બીજા કશાને નહિ. વાવટા આદિની પ્રતીક પૂજા તથા ધર્માન્તર પ્રવૃત્તિને ધર્મના ત્યાજ્ય અનિષ્ટો એમણે ગણ્યાં છે તે પણ આ દૃષ્ટિથી સામાજિક ક્રાન્તિમાં ' આપણા લોહીમાંથી જ્ઞાતિભાવનાનો સસ્કાર અને સમાજમાંથી જ્ઞાતિસંસ્થા નાબૂદ કરવાની ' તેમજ ભાષા લિપિ વેશ શિષ્ટાચાર ઇ૦મા પ્રવર્તતી વિવિધતા ને એકતાનો વિવેક અને સકુચિત અસ્મિતાનો ત્યાગ કરવાની એમની સૂચના પણ આ ભેદવિલોપન અર્થે જ છે. કેળવણી વિશે પણ તેઓ કહે છે કે 'ધર્મની જેમ કેળવણી માણસને માણસથી જુદો પાડનારી નહીં પણ એક કરનારી હોવી જોઇએ' ( પૃ. ૧૪૧ ) અને તેથી જ નિર્મળ સત્યની સંપ્રાપ્તિના સંભવની અલ્પતાને કારણે, પણ તેથી વધુ તો કોમો ને પ્રજાઓને પ્રેમ ને એકતા શીખવવાને બદલે તેમને જુદાં પડતાં ને ઝઘડા કરતાં શીખવવા જેવાં તેમા અનિષ્ટ પરિણામોને કારણે જ, તેઓ કેળવણીમાં ઇતિહાસને અપાતા મહત્ત્વને ઘણું ઓછું કરી નાખવાની બહુઓને ક્રાન્તિકારક લાગે એવી સૂચના કરે છે.

એવી જ રીતે જગતમા તેમજ હિંદમાં અત્યારે દેખાતું કોઇપણ જનહિતૈષીને વિષાદખિન્ન કરી મૂકે એવું માણસાઇના લોપનું દર્શન શ્રી. મશરૂવાળાને માણસાઇની એટલે ચારિત્ર્યની પુન:પ્રતિષ્ઠાને સમૂળી ક્રાન્તિનું બીજું સાધ્ય ઠરાવવા પ્રેરે છે. આર્થિક ક્રાન્તિ વિશે લખતાં શ્રી. મશરૂવાળાએ કુદરતી સામગ્રી, મનુષ્યબળ અને અનુકૂળ રાજ્યતંત્ર ઉપરાંત પ્રજાના જ્ઞાન અને ચારિત્ર્યને ચોથુ પરિણામ કહી એનું મહત્ત્વ સમજાવ્યું છે. એવા ચારિત્ર્યના ઘડતર માટે શિક્ષા અને દીક્ષા કરતાં અનુકૂળ વાતાવરણના સર્જન પર એમણે ભાર મૂક્યો છે લાંબી ટૂંકી યોજનાઓ પ્રજાના ચારિત્ર પર શી અસર કરશે તે જોવા પર એમણે ભાર મૂકી દૃષ્ટાન્ત તરીકે હિંદના ભાગલા પાછળની ટૂંકી દૃષ્ટિએ આણેલાં પરિણામ તરફ આંગળી ચીંધી છે ચારિત્ર્યના સ્થિર અને અસ્થિર અંગોની આથી તેમણે વિસ્તારથી ચર્ચા કરી



છે. રાજકીય ક્રાન્તિમાં પણ પ્રજાના ચારિત્ર પર જ એઓ બધો ભાર મૂકે છે ને લખે છે કે 'પ્રજા પોતાના ચારિત્રથી જેટલા સુખસ્વાતંત્ર્યને લાયક હોય તેથી વધુ સુખસ્વાતંત્ર્ય ભોગવી શકશે નહીં.' જાહેર હોદ્દા ને નોકરીઓની ચર્ચા વેળા ભથ્થાં, વર્ગટુકાવારી, ખાતાઓનાં ભારણ ખરચ ને જંજાળ તથા લાંચ રૂશ્વત ઇ૦ તેની સાથે જોડાયેલા દોષો બતાવી એ પ્રશ્ન પણ જૂની પરંપરા બદલવાનો અને ચારિત્ર વૃદ્ધિનો છે એમ તેમણે છેવટે કહ્યું છે. પુસ્તકના ઉપસંહારમાં જગતની વર્તમાન અસ્વસ્થતાનું સ્વરૂપ દર્શાવી, તેનાં કારણોનું ઉચિત દૃષ્ટાન્તો અને આકૃતિઓ સાથે સુંદર પૃથક્કરણ કરી, શ્રી મશરૂવાળાએ સમગ્ર વિચારણાના સાર કે અર્ક જેવું પ્રતિપાદન કર્યું છે તે પણ આવું જ છે. આ રહ્યા એમના શબ્દો: 'તાત્પર્ય કે જે મોટામાં મોટી ક્રાન્તિ કરવાની છે તે આપણે જડ જાહોજલાલી કરતાં માણસાઇને સૌથી વધારે મહત્વ અને જીવ માટે સૌથી વધારે આદર આપતાં શીખવાની છે. એને અભાવે કોઇપણ પ્રકારનું રાજતંત્ર કે અર્થવાદ કે ધર્મ મનુષ્યને સુખશાંતિ આપશે નહીં...આપણે એવી ક્રાન્તિ કરીએ કે જેમાં પદે પદે આપણી માનવતા દેખાય અને ખીલે, અને સમગ્ર માનવજાતિને તે પંથે વાળે.' (પૃ. ૧૬૨)

આટલું ધ્યાનમાં રાખીએ અને વધુમાં એ સમજી લઇએ કે શ્રી મશરૂવાળાની દષ્ટિ લોકસંગ્રહ પર પૂરતો ભાર મૂકનારી છે તો એમના નિર્ણયો અને સમગ્ર વિચારણા આવાં કેમ છે તે તરત સમજાઇ જશે. લોકસંગ્રહ પર ભાર મૂકવાને લીધે જ તેઓ અસ્ખલનશીલતા જેવી અશક્ય નહિ તોય સુદુર્લભ એવાં મનુષ્યપ્રાણીઓમાંથી કોઇ કહેતાં કોઇમાં ઇશ્વરભાવ કે પેગંબરપણું આરોપવાની મના કરે છે, જેનો ભંગ રાજા કે સંતથી માંડી મજૂર કે પામર જન સુધી કોઇથી થઇ શકે નહિ એવી સમાજસ્વાસ્થ્ય લક્ષી નિયમવ્યવસ્થાનો આગ્રહ રાખે છે, અને એથી મનુષ્ય સમાજધર્મની અવગણના કરે તેને અનિષ્ટ ગણે છે. 'કેળવણીકારનું કર્તવ્ય માનવ પુરુષાર્થની દિશા અને ગતિને વારંવાર તપાસતા રહી એને માર્ગ પર રાખવાનું અને અનિષ્ટોથી બચાવવાનું છે.' (પૃ. ૧૭૮) એમ કેળવણી સંબંધમાં તેઓ કહે છે તે પણ આ દૃષ્ટિની પ્રેરણાનેજ. સર્વધર્મસમભાવ બની જતા સર્વધર્મસમભાવને 'શ્રદ્ધાળુ નાસ્તિકતા'નું વ્યક્ત વલણ ગણી એક જ ઇષ્ટ ધર્મને અનન્ય નિષ્ઠા અર્પવાની તેમણે સૂચના કરી છે એ પણ એજ કારણે.

શ્રી. મશરૂવાળાના બધા નિર્ણયો બધાને સ્વીકાર્ય થાય એવું કદાચ નહિ બને. છેલ્લી ઉલ્લેખી તે વાત જ લો. જો ભેદવિક્ષેપન અને વિસંવાદનિવારણ એમને ઇષ્ટ છે તેને સ્યાદ્વાદી સર્વધર્મસમભાવ વધુ અનુકૂળ કે માણસની અનન્યભાવી સ્વધર્મનિષ્ઠા એ વિચારવા જેવું છે. 'બીજાનો ધર્મ બીજાને મુબારક, મારો મને' એવી વૃત્તિ એમણે સાથે સૂચવી છે, છતાં સામાન્ય માણસ પોતાના ઇષ્ટ ને વારસામાં મળેલા ધર્મની એકભક્તિથી લાંબે ગાળે સંકુચિત, ઝનુની ને ઇતરધર્મનો નિંદક નહિ બને એની શી ખાતરી? અને સર્વધર્મસમભાવ એ શ્રદ્ધાળુ નાસ્તિકતાની વૃત્તિ શા માટે? ઊંચી તાત્વિક ભૂમિકાથી જોતાં એ સમ્યગ્ જ્ઞાનની ને પરમ આસ્તિકતાની દશા છે. એવી જ રીતે ઇતિહાસનું જ્ઞાન એ ભેદ વધારવામાં પરિણમે છે તેથી અનુપયોગી છે એ વાત પણ બરાબર નથી, વર્તમાનને સાચો ઓળખવા તેનાં બીજ જેમાં હોય છે તે ભૂતકાળને પૂરો ઓળખવો ને તે જે કંઇ શીખવે તેનો લાભ લેવો એ જરૂરી છે. ઇતિહાસ જે શીખવે છે તે એ કે એ કશું શીખવતો નથી એ અવળવાણી તો માનવીની ક્ષુદ્રતાને લીધે જન્મી છે, ઇતિહાસની પોતાની નબળાઇ કે ખામીને લીધે નહિ. ધર્મે ઊભાં કરેલાં વિઘ્નોમાં પ્રતીકપૂજાની વાત કરતાં વાવટાપૂજાની વિરુદ્ધ જરા લખાયું છે. તેના અવિવેકી અતિરેકથી થતા અનર્થો બતાવાયા છે, પણ તેનાથી કેળવાતા કેટલાક ગુણો ને થતા કેટલાક લાભ તરફ પણ જોવું જોઇએ. આર્થિક ક્રાન્તિ માટે સોનાચાંદી જેવી વિરલ અને જીવન માટે અનિવાર્ય રીતે ઉપયોગી નહિ એવી વસ્તુઓને વધુ કિંમતી માનવાને બદલે જીવન જેના વિના ચાલી શકે જ નહિ તેવી હવા, પાણી, અન્ન જેવી વસ્તુઓને કિંમતી ગણવાની





એમાંના પુરુષાર્થગાન અને પ્રયુત્સાને કારણે ધ્યાન ખેંચે છે. પ્રકૃતિગીતોમાં 'યાદ રહી જાય', 'વસંત પધારે', 'ખેતરની વાટ', 'હીંચકો', 'પૂર્ણિમા' અને 'તારાનાં ગાન' તથા યુદ્ધગીતોમાં 'ધ્રુવતારો', 'શક્તિનાં ગાન', 'રંગ' અને 'પથિક' ઉપર ગણાવ્યાં તે તત્ત્વોને લીધે તેમજ મીઠી ગેયતાને લીધે સંગ્રહનાં સૌથી આગળ મૂકાય એવાં ગીતો ગણાશે. ગેયતાની કવિની ઉપાસના ગીતોના કવિતાતત્ત્વને તથા કાવ્યકલાને કવિ પાસેથી પૂરતું ધ્યાન મેળવવા દેતી નથી એમ સંગ્રહનાં કેટલાંક કાવ્યો આપણને કહે છે. ગેયતા ગદ્યતત્ત્વને ઢાંકતી પણ કેટલાંક ગીતોમાં જણાય છે. શબ્દોનું ઔચિત્ય અને કાવ્યોદ્દિષ્ટ રહસ્ય કે ભાવ સમજવાનો યત્ન કરતાં કેટલાંક કાવ્યોની નબળાઇ વરતાઈ આવે છે. કવિએ સંગીત જેટલી ઉપાસના શુદ્ધ કવિતાની પણ કરવાની છે એટલું જ આ સૂચવે છે.

અ. મ. રા.

## વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો

(લેખક : પદ્મકાન્ત રણછોડલાલ શાહ, બી. એસ સી., એ. એમ. આઇ. ઈ. ટી. પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિ૦ મુંબઈ અમદાવાદ કિંમત રૂ. ૩-૦-૦

અંગ્રેજી ભાષામાં જાણીતા વૈજ્ઞાનિકોએ લોકભોગ્ય વિજ્ઞાનનો સામાન્યજનતામાં પ્રચાર કરવા માટે, બધાયથી સમજાય તેવી સાદી અને સરળ ભાષામાં, અનેક સુંદર પુસ્તકો લખ્યાં છે. પરન્તુ આપણી ગુજરાતી ભાષામાં તો અવારનવાર માસિકોમાં છપાતા વિજ્ઞાન વિષયક થોડા લેખો સિવાયનું બીજું વિજ્ઞાનનું સાહિત્ય નહિ જેવુંજ છે. ભાઇશ્રી પદ્મકાન્ત શાહ આમ જનતામાં વિજ્ઞાન માટેની અભિરુચિ ઉત્પન્ન કરવાના સ્તુત્ય ધ્યેયથી ઘણા વર્ષો થયાં 'કુમાર' અને અન્ય માસિકોમાં વિજ્ઞાન વિષયક લેખો લખતા રહ્યા છે અને હાલમાં પોતાના આવા થોડા લેખો માસિકમાંથી તારવીને "વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો" નામથી પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરીને, ગુજરાતી ભાષામાં લોકભોગ્ય વિજ્ઞાનનું સાહિત્ય વિકસાવવાના સ્તુત્ય કાર્યમાં સુંદર ફાળો આપવા બદલ તેમને ધન્યવાદ ઘટે છે. તેમના આ પ્રથમ સંગ્રહમાં રસાયણશાસ્ત્ર, ભૌતિક વિજ્ઞાન, ખગોળવિદ્યા અને અન્ય વિજ્ઞાન વિષયક સાદી અને સરળ ભાષામાં લખાયેલા ચોત્રીસ લેખો છે. અને આખુંય પુસ્તક પહેલેથી છેલ્લે સુધી રસથી અને આનંદ સાથે વાંચવું ગમે તેવું છે. આપણા રોજના જીવનના ઉપયોગી વિજ્ઞાનના વિષયો અને ખાસ કરીને "પરમાણુઓની ભીતરમાં" "ધ્વનિ ચિત્રોની કળા" "સૌરભ, સંજીવન અને સૌંદર્યના રસાયણો" જેવા વિજ્ઞાનના અઘરા વિષયોનું જ્ઞાન બધાયથી સમજી શકાય તેવી સાદી ભાષામાં રજુ કરવા બદલ તેમને જેટલાં અભિનંદન આપીએ તેટલાં ઓછાં છે. ગુજરાતીમાં વિજ્ઞાન વિષયક લેખો અને પુસ્તકો લખનારને વિજ્ઞાનની પરિભાષા સમ્બન્ધી મોટી મુશ્કેલી નડે છે, તેનો તોડ ભાઇ પદ્મકાન્તે પોતાના લેખોમાં જેટલા બંધ બેસતા પારિભાષિક શબ્દો ગુજરાતીમાં છે, તે વાપરીને અને બાકીના અંગ્રેજી પારિભાષિક શબ્દોનો જ્યાં આવશ્યકતા લાગી છે ત્યાં સમજુતી આપીને એમને એમ ઉપયોગ કરીને કાઢયો છે ગુજરાત– અને કાઠિયાવાડની વિજ્ઞાન અને પ્રેમી જનતા તરફથી આ નાનકડા પુસ્તકને સુંદર આવકાર અને આદર મળશે અને ભાઇ પદ્મકાન્તની માફક આપણા અન્ય ઉત્સાહી લેખકો માસિકોમાં છપાયેલા પોતાના વિજ્ઞાન વિષયક લેખો પુસ્તક રૂપે છપાવીને અને લોકભોગ્ય વિજ્ઞાનનાં ખાસ પુસ્તકો લખીને ગુજરાતી સહિત્યની સેવા કરી તેને સમૃદ્ધ બનાવશે તેવી હું આશા રાખું છું

પુસ્તકનું મુદ્રણ સારૂં છે અને દેખાવ આકર્ષક છે. અત્યારની મોંઘવારી જોતાં પુસ્તકની કિંમત ઘણી જ વ્યાજબી છે. પુસ્તકમાં રહી ગયેલી અશુદ્ધિઓ શુદ્ધિપત્રક આપીને સંભાળપૂર્વક અને ચીવટથી સુધારી છે અને મને ખાત્રી છે કે બીજી આવૃત્તિમાં બધીય અશુદ્ધિઓ દૂર થઇ જશે.

નિર્ભયશંકર અમરજી યાજ્ઞિક
એમ. એ., ડી. એસ. સી. એ. આર. આઇ. સી., એફ. એન આઇ.

ગ્રંથ ગ્રંથમાળા

## ગુ જ રા ત ની શ્રે ષ્ઠ ગ્રં થા વ લિ

(વર્ષ તેરમું)

**મા ત્ર આ ઠ રૂ પિ યા ના લ વા જ મ માં**

### આ વર્ષનાં ચાર પુસ્તકો

[૧] મેઘબિન્દુ : લેખક : ધૂમકેતુ [૨] પાતાળકૂવો : લેખક : ઈશ્વર પેટલીકર

[૩] ગગનરાજ : જુલેવર્ને : અનુ. : મૂળશંકર ભટ્ટ [૪] મિસ્તર આદમ : લેખક : જયંતિ દલાલ

✱ ઉત્તમ પુસ્તકો આપતી ગુજરાતની આ એક અગ્રગણ્ય ગ્રંથમાળા છે. આટલા વર્ષમાં એણે જે જે પુસ્તકો આપેલાં છે તે જ એની સાક્ષી પૂરે છે. આ વર્ષે પણ એક એકથી ચડિયાતાં એવા ચાર પુસ્તકો અમે પસંદ કર્યા છે. વાંચ્યા પછી ગ્રાહકોને પણ એવી પ્રતીતિ થશે.

✱ માત્ર આઠ જ રૂપિયાના નાના લવાજમમાં ચાર પુસ્તકો આપવા એ આજની કાગળ, પ્રેસ અને બીજી ચીજ-વસ્તુની સખત મોંઘવારીના પ્રમાણમાં સાવ સસ્તાં આપને લાગશે, પણ અમે કેવળ અમારા ગ્રાહકોની સંખ્યા ઉપર એ સાહસ કરીએ છીએ આ યોજનાથી ચારે ચાર પુસ્તકો જે ભાઈ લવાજમ મોકલશે તેને રજિસ્ટર પોસ્ટથી ઘેર બેઠા એકીસાથે મળી જશે.

### આ વર્ષના ચાર પુસ્તકોનો ટૂંકો પરિચય

[૧] **મેઘબિન્દુ :** ધૂમકેતુ : કિં. ૩-૦-૦ સાહસ ને શૌર્યનો કસુંબલ રંગ આ ઐતિહાસિક વાર્તાઓને લાગ્યો છે. લેખકે પોતાની તેજસ્વી પ્રતિભાથી આ વાર્તાઓમાં પ્રાણ પૂર્યો છે. [૨] **પાતાળકૂવો :** ઈશ્વર પેટલીકર : કિં. ૩-૦-૦ જાણીતા લેખક સુંદરમ્ આ પુસ્તક વિષે કહે છે: "ઘણાં વરસ પછી મેં આવી વાર્તા રસપૂર્વક વાંચી. ઘણી કુશળતાથી, સંયમથી અને છટાથી એ લખાઈ છે." [૩] **ગગનરાજ :** અનુ : મૂળશંકર ભટ્ટ : કિં. ૨-૦-૦ જૂલે વર્નની આ સાહસિક નવલકથા અનેક નવા પ્રદેશમાં લઈ જાય છે શરૂથી તે અંત સુધી પ્રવાહ વેગભર્યો વહ્યો જાય છે. ગ્રામદક્ષિણામૂર્તિ-આંબલાનું આ પ્રકાશન ગ્રંથાવલિના ગ્રાહકોને આપવાનું નક્કી કર્યું છે. [૪] **મિસ્તર આદમ :** જયન્તિ દલાલ : કિં. ૧-૮-૦ જાણીતા લેખક પેટ ફ્રેન્કના એક ઐતિહાસિક પુસ્તકનો આ અનુવાદ છે. આ નવલકથાનો સંસ્કાર આપણને પ્રેરણા આપે તેવો છે. સમાજની મનોદશાનું વેધક ધ્યાન આમાં છે.



આ ચાર પુસ્તકો, ઘેર બેઠાં માત્ર આઠ જ રૂપિયાના જૂજ લવાજમમાં આજે જ મંગાવી લેશો. આ ખલાસ થયા પછી પુસ્તકો નહિ મળે.

આશા છે કે દર વર્ષની જેમ આપ ગ્રાહક તરીકે ચાલુ રહીને આપનો પૂરો સહકાર અમને આપશો.

## ભા ર તી સા હિ ત્ય સં ઘ લિ મિ ટે ડ

ફરનાન્ડીઝ પુલ નીચે·અમદાવાદ ◉ મીમરાજ બિલ્ડિંગ·કાલબાદેવી રોડ·મુંબાઈ-૨

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી તારાચંદ માણેકચંદ રવાણી; ૧૬ શ્રીમાળી સોસાયટી·અમદાવાદ.

મુદ્રક : હરિલાલ મગનલાલ ભટ્ટ · ભારતી મુદ્રણાલય : હરણવાળી પોળ · ચાર રસ્તા; ખાડિયા · અમદાવાદ.

વિજ્ઞાપના વ્યવસ્થાપક : સાયન્ટિફિક પબ્લિસિટી ઠાં. ફરનાન્ડીઝ પુલ પાસે·અમદાવાદ.

છૂટક નકલના બાર આના પરદેશમાં એક રૂપિયો

# ફાલં ગોવિંદ

— ધૂમકેતુ —








સાહિત્ય અને સંસ્કારવાંચ્છુઓમાં વિશિષ્ટ સ્થાન દાખવતું આજનાં ધરોનું એક માત્ર અગ્રણી માસિક

'ઊર્મિ' · વર્ષ અઢાર • 'નવરચના' · વર્ષ તેર • જુલાઈ ૧૯૪૮ · અંક ચોથો

સંપાદક

ઈશ્વરલાલ મોહનલાલ દવે

ચરને માર્ગે

ફોટો · જગન્નાથ પટેલ

છૂટક નકલના બાર આના પરદેશમાં એક રૂપિયો

# જ્ઞાનગોષ્ઠિ

— ધૂમકેતુ —





સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૮ : 'નવરચના' વર્ષ ૧૩ : અંક ચોથો

જુલાઈ : ૧૯૪૮

ક્રમ



—: વાર્ષિક લવાજમ :—

દેશમાં : રૂા. ૭-૮-૦ :: પરદેશમાં : રૂા. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધીરસ્તો : અમદાવાદ
આફ્રિકા માટેનું સરનામું :
દયાળજી આણંદજી રાજા, પો. ઑ. નં. ૭૯, SOROTI,
(B. E. Africa)



## પ્રસંગાવલિ.

[૧]

ઘણાં ઘણાં વર્ષો પહેલાંની વાત છે. એ વખતે એક ડુંગરીરાજમાં બે ચિત્રકાર રહેતા હતા. એમની વચ્ચે સ્પર્ધા હતી. બન્નેમાં ઉત્તમ કોણ એ નક્કી થતું ન હતું. દરેક બીજાના કરતાં પોતાની જાતને વધારે ઉત્તમ માનતો. પોતાના વિષે કોને હીણો અભિપ્રાય હોય?

છેવટે એ સ્પર્ધાના પડઘા દેશના રાજાને કાને આવ્યા.

બન્નેની વિશેષતાઓનો પણ પંડિતોએ ઘટસ્ફોટ પાડયો.

પણ એમની વચ્ચે ન્યાય આપવો ઘણો મુશ્કેલ હતો. એ વસ્તુ જ એવી કે એમાં તો તુંડે તુંડે મતિર્ભિન્ના.

છેવટે રાજાએ પોતાના મહાલયમાં ભિત્તિ ચિત્ર કરવા માટે બન્નેને આમંત્રણ આપ્યું.

જ્યારે એમનું કામ પૂરું થશે ત્યારે નક્કી પ્રત્યુત્તર અપાશે એમ નિર્ણય થયો.

પછી બન્ને ચિત્રકારો પોતપોતાના કામ ઉપર બેઠા. એમની જુદી જુદી બેઠકની વચ્ચે પડદો રહેતો.

એક જણાએ પોતાનાં ભિત્તિચિત્રની કલ્પના ઘડી અને છ મહિનામાં રંગ પુરીને ચિત્ર પૂરું કર્યું.

બીજાએ ભિત્તિમાં એવી આબેહુબ રચના કરી કે એ એક રંગચિત્ર જ લાગે! પણ રંગચિત્ર ત્યાં ન હતું. રંગચિત્રનો આભાસ એણે ઊભો કર્યો હતો!

પહેલાં રાજાએ પહેલું ચિત્ર જોયું ને એ ખુશ થયા. ખરેખર એ અદ્ભુત હતું. એ રંગચિત્ર જોઇને હરકોઈ માણસ ડોલી ઉઠે એવી અનુપમ એની કલા હતી.

પછી એ બીજું ચિત્ર જોવા ગયા. ત્યાં એ એક ચિત્રમાંથી, અનેક ચિત્રનો દેખાવ આવતો જોઈને, રાજાએ કહ્યું કે 'આ રંગચિત્ર ખરેખર વધારે સુંદર છે!'





કલાકાર, જે એમની સાથે હતો, એણે નમીને કહ્યું: 'પણ મહારાજ! એ રંગવડે કરેલું ચિત્ર જ નથી. એ તો નાની નાની રંગીન તકતી વડે કરેલી રચના છે!'

ચિત્રકારના ધૈર્યની આ કસોટીએ સૌને છક્ક કરી નાખ્યા.

'ત્યારે એ સર્વોત્તમ કલાકૌશલ્યના તમે સ્વામી છો તો તમને નમન હો!' રાજા પોતે ચિત્રકારને પ્રણમી રહ્યો સૌ દરબારીઓ પણ એની આ ઉપાસનાને નમી રહ્યા.

કોઈએ રાજાને પૂછયું: 'મહારાજ! પહેલું તો રંગો વડે કરાયલું ચિત્ર હતું, જયારે બીજું તો રંગોનો આભાસ આપતું હતું-છતાં તમે એને કેમ વધારે ઉત્તમ ગણ્યું?'

'રાજાએ જવાબ આપ્યો: 'પહેલા ચિત્રમાં પળપળનો કલાકારનો ઉત્સાહ, આનંદ ઊભો થતો જોઈ શકાતો હતો. અને તેથી એ અદ્‌ભુત હતું પણ બીજામાં તો પળપળનો કલાકારનો સંયમ પ્રગટ થતો જોવાતો હતો અને તેથી એ વધારે અદ્‌ભુત હતું!'

રાજાની આ ઊંડી સમજણનો ખ્યાલ આવતાં સૌનાં મન વળી વધારે આનંદ પામ્યાં!

[૨]

અકબરના જમાનામાં એક ચિત્રકાર હતો. દસવંત એનું નામ. જાતનો ભીસ્તી.

એ નાનો હતો ત્યારથી પોતાના બાપ સાથે રાજમહાલયમાં ઝાડવાંને પાણી પાવા જાય. બાપ પાણી પાય ને પોતે ઊભો ઊભો રાજમહાલયની સુંદરતા જોયા કરે!

ત્યાં એણે કેટલાક ચિત્રકારોને કામ કરતા જોયા અને એને પણ લગની લાગી. ચાક લઈને એ પણ બેઠો લીટા કર્યા કરે!

બાપ ઘણો ઠપકો આપે કે 'અલ્યા! કોઈક દિવસ જો બાદશાહ સલામતને ખબર પડી કે આ જમીન તે બગાડી છે, તો રોટલો મારો ટળી જશે!'

પણ છોકરાને લગની એવી કે જરાક જગ્યા દીઠી કે તરત કાંઈક લીટા દોરી કાઢે!

એક વખત આવતાં જતાં શાહી ચિત્રકારની નજરે આ લીટા પડયા!

એ તો જોઈજ રહ્યા.

બધાને એમ થાય કે આમાં શું જોવાનું છે તે આવડા મોટા ચિતારા થઈને પોતાનો વખત વગાડે છે!

પણ એમણે તો લીટા જોયા ને દિલ ડોલી ઉઠયું. પૂછયું: 'આ કોણ કરે છે?'

'અરે! એ તો એક ભીસ્તીનો છોકરો છે. છે એવો આળવતીરો. જ્યાં જગ્યા જુએ ત્યાં લીટા કર્યા જ કરે છે!'

પણ શાહી ચિત્રકારે એ આળવીતરા છોકરામાં એક મહાન આત્મા જોયો હતો. એણે છાને ખુણેથી ઊભા રહીને છોકરાની તલ્લીનતા જોઈ! થઈ રહ્યું. બીજે દિવસેથી દસવંતને શાહી ચિતારાએ પોતે શીખવવા માંડયું.

ધીમે ધીમે દસવંતની પીછી તો ખીલતી જ ગઈ. ખીલતી જ ગઈ. કેટલાય સહાધ્યાયી એની પાછળ રહી ગયા. એમ કરતાં કરતાં તો એ દિલ્હીનો શ્રેષ્ઠ ચિત્રકાર ગણાવા લાગ્યો.

ધીમે ધીમે એની કીર્તિ શહેનશાહને કાને આવી એનાં માન વધ્યાં. મરતબો વધ્યો.



એની બોલબોલા થાવા માંડી. પણ દસવંત ગુરુને ભૂલ્યો ન હતો. એની ગુરુભક્તિ અપાર.

હવે એવું બન્યું કે રાજદરબારના ઊગતા સૂર્યના પુજારીઓએ તો દસવંત પાસે સૌને તુચ્છ ગણવાનું શરૂ કર્યું.

એનો ગુરુ પણ એની હાજરીમાં શહેનશા-ને જ હાથે બીજા વર્ગમાં ખપવા માંડયો.

ગુરૂ તો ગુરૂ હતા. એ બોલતા નહિ. પણ એના વૃદ્ધ ધોળા નીમાળામાં દિલગીરીની રેખા દસવંતે દેખી લીધી. પોતાના ગુરૂની આવી અવહેલના એનાથી દીઠી ગઈ નહિ. એનું મન ખાટું થઈ ગયું. એણે મનમાં કાંઈક નિર્ણય કરી લીધો.

–અને પછી સૌને એક દિવસ વજ્રઘાત જેવા સમાચાર મળ્યા.

દસવંત ચિતારો અદશ્ય થઈ ગયો!

ક્યાં ?

કોને ખબર ?

કોઇ કહે એ ડુંગરાઓમાં ચિત્ર કરવા ચાલ્યો ગયો. કોઈ કહે પોતાની મુંગી આરાધના એણે ઘર આંગણે શરૂ કરી દીધી.

પણ પછી એ કોઈ દિવસ દેખાયો નહિ. એના ગુરૂનું અદ્વિતીય સ્થાન તરત અદ્વિતીય જ થઈ રહ્યું!

[૩]

'લીઓનાર્ડો ડા વીન્સી'ના પ્રખ્યાત ચિત્ર 'લાસ્ટ સપર' 'છેલ્લા ભોજન' વિષે એક પ્રસંગ કહેવાય છે. એવું બન્યું કે, આ ચિત્ર કરવામાં ડા વીન્સીએ ઘણો વખત લીધો. એમાં જીસસ ક્રાઇસ્ટ પોતાના બાર શિષ્યો સાથે વધસ્તંભે જતા પહેલાંનું છેલ્લું ભોજન લેવા બેઠા છે એ પ્રસંગ ચિત્રિત કર્યો છે. તેમને દગો આપનાર શિષ્ય જુડાસ પણ એમાં છે. આ દગો આપનાર માણસનો કોમળ, સુંવાળો પણ મહા વિશ્વાસઘાતી ચહેરો, ડા વિન્સીને કયાંય મળતો ન હતો. અને તેથી ચિત્ર પૂરું કરવામાં વખત જતો હતો. ડયુકે આ ચિત્ર કરવા આપેલું અને ધાર્મિક વાતાવરણ જમાવવામાં એને એનો ઉપયોગ હતો; પણ આંહીં તો ચિત્ર પૂરું જ થતું ન હતું!

ડયુકના ધાર્મિક કાર્યકર્તાએ ડા વીન્સીને ઠપકો પણ આપ્યો ને એક વખત ડયુક સુધી વાત ગઇ.

કાર્યકર્તાને બહુ ગુસ્સે થતો જોઈને ડા વીન્સીએ શાંતિથી કહ્યું: 'આ ચિત્ર હું તાત્કાલિક પુરું તો કરી દઉં નામદાર! પણ એક સરત છે!'

'શી સરત છે તે બોલોને, તમારી તમામ જરૂરિયાતોને પૂરી પાડવા હું તૈયાર છું!' પાદરી કાર્યકર્તાએ ઉત્સાહમાં ઉતાવળે કહ્યું.

'મારે જે ચહેરો જોઈએ છીએ, જુડાસનો, તે તમે પૂરો પાડી શકો તેમ છો. બોલો કબૂલ છે?'

પેલા પાદરીભાઈ તો એવા ઠંડાગાર થઇ ગયા કે એમને વાઢ્યા હોય તો લોહી ન નીકળે! મૃત્યુ પછી સેંકડો વર્ષ સુધી મળે એવી અપકીર્તિના ખ્યાલથી એ તો એવા ધ્રુજી ઉઠયા કે બોલતા જ બંધ થઇ ગયા!

ડા વીન્સીએ એ ચિત્ર લગભગ બે વર્ષે પૂરું કર્યું હતું.





[૪]

દક્ષિણ હિંદમાં એક ગામડાને પાદર એક નાનું સરખું મંદિર હતું. હતું તો નાનું, પણ એની નાજુક સુંદરતા જે જુએ તે ડોલી જાય, એવી અનુપમ કારીગરી એમાં કરનારાઓએ કરી હતી.

જાણે કોઈ ફૂલની કળી, પોતાનું સ્વપ્ન લેતી શાંત નિદ્રામાં પડી ગઇ હોય! એવી કાંઇ અદ્ભૂત સુંદરતા કલાકોવિદોએ ત્યાં મૂકી હતી!

એ મંદિર કોણે કર્યું છે એ કોઈને ખબર ન હતી. એનો એક પૂજારી હતો. અને એ મંદિરના રૂપની તોલે આવે એવી એ પૂજારીને એક દીકરી હતી.

આખું ગામ એ મંદિરને પડછાયે પોતાનું, દુઃખ ભૂલીને ઘડી શાંત ચર્ચા કરવા બેસતું. ત્યાં કેકનાં અશ્રુ લૂછાતાં. કેંકને આરામ મળતો. કેટલાક નિરાશ જીવનને પુનર્ચેતના જડતી. મંદિરોમાં કેવળ પથ્થર રહ્યા એ જમાનો હજી આવ્યો ન હતો.

એક વખત જંઘીસખાની વિનાશક લોહીનો કોઇ જંગલી વારસ ત્યાંથી નીકળ્યો. મંદિર માત્રનો નાશ કરવાની કેવળ પશુવૃત્તિનો એના લોહીમાં ગુણ હતો એણે આ મંદિર જોયું. ઘડીભર એની કારીગરીએ એને આકર્ષ્યો પણ પછી એણે તરત મંદિરનો નાશ કરવાનો હુકમ કર્યો, ગામ આખું કરગર્યું પણ એમાં કાંઈ વળ્યું નહિ. આવું મંદિર હવે કોઇ કરી શકે તેમ નથી એ દલીલની આંહીં કોઈ અસર ન હતી. જંગલનો કાયદો એ જેમનો કાયદો હતો એમની પાસે ભિક્ષા માગવી એ ક્રૂરતાને પાનો ચડાવવા જેવું હતું.

સૌ નિરાશ થઈ ગયા. વૃદ્ધ પૂજારી રોઈને ઘરને ખૂણે બેઠો રહ્યો.

પૂજારીની જુવાન દીકરીએ સૈન્યના સરદારની મુલાકાત માગી. એને વિશ્વાસ હતો કે એ સરદારને પીગળાવી શકશે.

પણ જ્યારે એ સરદારના મુલાકાત તંબુમાંથી બહાર નીકળી, ત્યારે એના પગમાં પક્ષઘાતી એવી ધ્રૂજારી આવી ગઈ હતી એના મોં ઉપર નૂર ન હતું. આંખમાંથી તેજ ઉડી ગયું હતું ફિક્કાશ ભરેલા હાસ્યે એણે સૌને 'મંદિર બચી ગયું છે. કાલે સરદાર મૂકામ ઉઠાવી જાશે!' એટલું જ કહ્યું.

રાતના આકાશમાં વેદનાના આંસુજલ જેવા તારાઓ જ્યારે ઉભરાવા માંડયા, ત્યારે સરદારના તંબુ તરફ જવા માટે, એક જુવાન રમણી, છાને પગલે, ગામની ધૂળમાં પોતાનાં પગલાં ન પડે એની સંભાળ લેતી, ચાલી રહી હતી।

પોતાના ઘરના ગોખલામાંથી પૂજારીએ એ જોયું અને એ ત્યાં જ બેસી ગયો!

ચોકીદારોએ એ જોયું, ને લાકડી ઉપર માથું નમાવી એ આંખો મીંચી ગયા. નારી મંડળે એ દીઠું, અને શોકવેશ ઘુમ્મટમાં એમણે છાનાં આંસુ પાડ્યાં. મહાજને એ નીરખ્યું, અને દુકાનને તાળાં દઈ દીધાં.

બીજે દિવસે સવારે તો સરદાર ચાલ્યો ગયો હતો. ગમેતેમ, મંદિર સહીસલામત રહી ગયું હતું.

આખા ગામે સાંજટાણે એનો મહોત્સવ માંડ્યો હતો.

મંદિરના પાછળના વિશાળ સરોવરમાં

જલનાકાઓ ને દીપાવલિનો શણગાર થયો હતો. શરણાઇ વાગતી હતી. વનના તાલપત્રો ગાતાં હતાં. લોકોના કંઠમાં ઘેલછા આવી રહી હતી.

આકાશી પડછાયાનાં મૌક્તિકોને જલ-દોરીએ હીંચોળવા માંડ્યાં અને એક પછી એક જલનૌકાના દીપ પ્રગટવા માંડ્યા.

પણ એ જ ક્ષણ થઈ અને સૌની દૃષ્ટિએ જલમાં હીંચોળા લેતું એક શબ નજરે પડયું.

'કોણ એ ?' 'કોણ ?' 'હેં !' પ્રશ્નોથી ને આશ્ચર્યચિહ્નોથી આકાશ ભરાઇ જવા માંડયું ! અને છેવટે એક નિશ્ચયાત્મક શબ્દ હવામાંથી ઉઠયો : 'પૂજારીની પુત્રી છે !'

'આ . . . હા !' હૃદયની તીવ્ર વેદના સમો એક આહકાર બધેથી સંભળાવા માંડયો.

અને બીજી જ ક્ષણે એક પછી એક જલ-નૌકાઓના દીપ ગુલ થવા માંડયા. શરણાઈઓ મૂક બનવા માંડી. તાલપત્રમાંથી વેદનાની વાણી સંભળાવા માંડી.

માણસ માત્રનાં પગલાં ઘર તરફ પાછા ફરવા માંડયાં. કેવળ શોકઘેરી આંખના મૂંગાં આંસુ જેવા તારાઓ માત્ર આખી રાત પ્રકાશતા રહ્યા !

દક્ષિણ હિંદના પ્રખ્યાત કેશવમંદિરના પથ્થરમાં આજ પણ પૂજારીની પુત્રીની આત્મ-ત્યાગની છાની વેદના બેઠી છે ! મંદિરના દર્શનથી પવિત્ર થતા પહેલાં દરેક યાત્રી પોતાના અંતરમાં જુવાન નારીની ચરણધૂલિને પહેલાં શીર્ષ ઉપર ચઢાવે છે !

[૫]

નાનામાં નાનો જણાતો પ્રસંગ ખરી રીતે ઘણું જ મૂલ્યવાન વસ્તુ પ્રગટ કરે એવું પણ બને. કારણ કે પ્રસંગ એ તો વ્યક્તિના જીવનસ્રોતનો એક સાચો અંશ પ્રગટાવે છે. માત્ર એ પ્રસંગનો ખરો અર્થ સમજવો જોઇએ. સંત ફ્રાન્સીસ વિષે કહેવાય છે કે એને મન દરેકે દરેક વૃક્ષ, ઇશ્વરના બાળક જેવું જણાતું. કુદરતનું સૌન્દર્ય જોઇને મુગ્ધ બન-નારા કેટલાક પંડિતો, કુદરતનાં એવાં વર્ણન લખે છે કે જાણે, એ કુદરતને સમજ્યા હોય. ખરી રીતે પુસ્તકમાં જે વાંચ્યું હોય તેનું એ માત્ર વધુ વિવરણ કરતા હોય છે. વૃક્ષ સાથે કે જંગલ સાથે તન્મયતા તો એ જ સેવી શકે છે જે શતદિવસ એની દોસ્તી રાખે છે. સંત ફ્રાન્સીસને કુદરતને જોઇને ઇશ્વરનાં ભૂલાં પડેલાં બાળકો સાંભરતાં ! એણે કુદરતને પોતાની મા કહીને સંબોધી નથી. એને માટે કુદરત એ કવિઓની કુદરત રહી ન હતી. એ એવા પ્રકારના કવિ હતા કે જેને કવિતા સ્ફુરતી નહિ. જે કવિતામાં જ જીવતા. એક સ્ત્રીની વાત છે. એક વખત એણે પોતાના પતિને કહ્યું: 'સ્વામી ! મને મારું જીવન ખારું થઈ જતું લાગે છે. રાત ને દિવસ મને ચિંતા થાય છે કે મારો ભાઈ મને વારંવાર કહે છે તે કયાંક સાધુ સંન્યાસી થઈ જાય નહિ. એ સાધુ સંન્યાસી થઈ જાશે તો એનાં છોકરાંનું શું થાશે ?'

પતિએ કહ્યું: 'તમે કેમ જાણ્યું કે તમારા ભાઈને વૈરાગ્ય આવ્યો છે !'

'અરે ! એ વારંવાર સંસારને માયા કહીને ધિક્કારે છે. વિરક્તિની વાતો કરે છે. સંત સાધુનો મહિમા ગાય છે.'

'પણ એ બરાબર બે વખત ભોજન લે છે ખરો ?





'હાવે, ભોજન તો બન્ને વખત લે છે!'

'તે પહેલાં જે શાક ને અથાણાં એને ભાવતાં હતાં તે જ લે છે કે બીજાં?'

'અરે! એમ તો એક ચીર અધૂરી હોય તો સૌનું માથું ભાંગી નાખે છે!'

'ત્યારે હું તમને કહું. તમે સો મણ રૂની તળાઈમાં નિરાંતે સૂઈ જાઓ. આ તમારો ભાઈ છે નાં, એ આ જનમારામાં તો શું, આવતા સાત જન્મારામાં પણ વૈરાગ્યને પડખે ચડે એમ નથી. કેટલાકને વાતડહાપણનો રોગ લાગુ પડે છે વાતોમાં જુઓ તો ડાહ્યા ડાહ્યા—બાકી વાતમાં કાંઈ માલ નહિ! દુનિયામાં જેણે જેણે સંસાર તજ્યો છે એણે એ એક પળમાં જ તજ્યો છે. રણક્ષેત્રમાં જેમ બે ક્ષણમાં જ ખબર પડે કે વીર છે કે ભીરૂ છે, એના જેવું જ આ સંસારત્યાગનું શાસ્ત્ર છે. તજનારા એને બે પળમાં જ તજી દે છે. બાકી જાહેર ખબર કરનારાઓએ વૈરાગ્ય અપનાવ્યો હોય એવું ક્યાંય બન્યું નથી. હા, એ વેષ કદાચ અપનાવશે. પણ તો એ એની વહુને બોલાવવા તમને જ મોકલશે એટલે તમતારે નિરાંતે ઉંઘ ખેંચો!'

એટલે આ પ્રમાણે પ્રસંગનું મૂલ્યાંકન જેવું તેવું નથી. એક વાક્ય જેમ માણસને પ્રગટ કરી દે છે તેમ એક જ પ્રસંગ માણસનું સાચું માપ બતાવી દે છે

મહાન કે નાની દરેક વ્યક્તિના જીવન પ્રસંગો, એ અંધારી રાતના આકાશી તારા જેવા છે કે જે માર્ગભૂલ્યા માણસને પથદર્શન કરાવે છે.

આવું પ્રસંગોનું સાહિત્ય આપણી પાસે કેટલું ઓછું છે?*

ધૂમકેતુ

* શ્રી ધૂમકેતુ આવી એક પ્રસંગાવલિ યોજી રહ્યા છે.



## સ્પષ્ટતા

'ત્યારે વળી આ ગીત શા? —
સૌન્દર્યની રસરેલતી આ શી બધી રસખેલના?'
. . . . ત્યાં વીજળી શી આવતી,
— કોટે વળગતી, દાબતી,
ચસચસ જતા રસઘૂંટડા અધરોષ્ઠયે એ સામટા:
'આથી વધુ ઉત્તર તણી શું સ્પષ્ટતા કરવી હજુ?'

પ્રવાસ




ધૂમકેતુ

તે સમયની બહાઉદ્દીન કૉલેજ એક રીતે કાઠિયાવાડમાં પોતાનું અનોખું સ્થાન ધરાવતી હતી. અંગ્રેજ પ્રિન્સિપાલ હોવો એ કૉલેજ માટે એ વખતે માનની અવધિ ગણાતી. અને જુનાગઢ કૉલેજમાં જેમ્સ સ્કૉટ પ્રિન્સિપાલ હતા. તે નવલકથાકાર સ્કૉટના ખાસ અભ્યાસી પણ હતા. એમણે એક પુસ્તક લખ્યું હતું. આનંદી, રમતિયાળ, મળતાવડા ને વિદ્યાર્થીપ્રિય હતા. એ વખતે અંગ્રેજી એ શીખવતા.

પણ જેને વિદ્યાનું 'વાતાવરણ' કહેવામાં આવે છે, એ વાતાવરણની દૃષ્ટિએ પણ બહાઉદ્દીન કૉલેજને ઉત્તમ કહી શકાય તેવી સામગ્રી એ વખતે ત્યાં હતી. કૉલેજમાં ખરું આકર્ષણ પ્રોફેસરોને હોવું જોઈ એ.

નવાબીને બદલે ઍડમિનિસ્ટ્રેશન હતું, એટલે જૂનાગઢનું રાજતંત્ર ઉપરટપકેની કાંઈક સુવ્યવસ્થા આણી શક્યું હતું. એ સુવ્યવસ્થાના એક અંગ લેખે કૉલેજને પણ લાભ મળ્યો હતો. પ્રોફેસરોનાં મન સ્થિર થયાં હતાં. અને વિદ્યાનો અનુરાગ કહી શકાય એવું કાંઇક વાતાવરણમાં પણ પ્રગટ્યું હતું.

એ વાતાવરણ પ્રગટાવવામાં પ્રોફેસરોનો ફાળો તો હતો જ. પણ પેઢી દરપેઢી ચાલી આવતી દંતકથાઓ ને અર્ધ સત્યકથાઓનો પણ કાંઈ ઓછો ફાળો ન હતો. પ્રોફે. હોડીવાલા વિષે કહેવાતું કે એ પોતાના વિષય સિવાય દુનિયાની બીજી કોઇ બાબતમાં માથું મારતા જ નથી. એ પાણી તો પીતા જ નહિ. સોડાવૉટર એ જ એમનું પાણી. મણું કરીને એમનાં પત્ની મરણ પામ્યાં હતાં. ને એક છોકરો હતો તે છ મહિને એમનું મોં જોવા પામે તો નસીબદાર! ત્રીજે માળે એ પોતાના પુસ્તકોમાં જ તલ્લીન રહેતા. મોગલ જમાના ઉપર એ એક પ્રમાણભૂત ઇતિહાસજ્ઞ ગણાતા. અને એમનો સિક્કાઓ વિષેનો, ખાસ કરીને પર્સ્યન સિક્કાઓ વિષેનો, અભ્યાસ તજજ્ઞોમાં માન મૂકાવતો.

સ્વભાવની વિચિત્રતાને પરિણામે જ એ આંહીં ખૂણે પડ્યા હતા. બાકી એમનું વિવિધ વિષયોનું જ્ઞાન ખરેખર આશ્ચર્યજનક હતું. એક વખત એમણે આડીઅવળી વાતોએ ચડી જતાં ઉંદર વિષે એક કલાક સુધી એવું માહિતીપૂર્ણ અને અદ્યતન શાસ્ત્રીય સંશોધનવાળું ભાષણ આપ્યું હતું કે સાંભળનારાઓ છક્ક થઇ ગયા હતા!

પ્રોફે. હોડીવાલાની બીજી પણ રમુજી વાતો અમને ચાંદનીમાં સાંભળવા મળતી. એક વખત સ્કૉટ સાહેબ રજા ઉપર ગયેલા. ત્યારે અંગ્રેજી લેવાનું એમને ભાગે આવ્યું. મીલ્ટનનું 'પેરેડાઇઝ લોસ્ટ' ચાલતું. પ્રોફે. હોડીવાલાની એક વિચિત્રતા હતી કે એ ભાગ્યે જ સીધું ચાલતા. એ એક ઠેકાણેથી ચાલવાનું શરૂ કરે, પછી ખૂણા પાડતા પાડતા જ ચાલે! દરમ્યાન એમનું મોં ઘડીક હસે, ઘડીક ભાષણ કરે, ઘડીક વાતો, કરે ઘડીક આત્મગત કરે. અને આ બધું જ સ્વાભાવિક. એવું ચાલે તો એ પુસ્તકો સિવાય બીજા કોઈની જોડે બોલે જ નહિ. આટલા બધા વિદ્યાભ્યાસંગે એમને એક સિદ્ધિ આપેલી. બીજાને માટે જે પુસ્તકમાં રહેતું, તે એમને માટે જીભ ઉપર રહેતું!





તે દિવસે એ ક્લાસમાં આવ્યા અને ભુલકણો સ્વભાવ એટલે પુસ્તક તો ઘેર ભૂલી ગયેલા. વિદ્યાર્થીઓ પાસે એ વખતે હજી કવિતા વંચાવવાનો શોખ પ્રોફેસરો રાખતા. એ પ્રમાણે મીલ્ટન શરૂ થયો. વિદ્યાર્થી વાંચવા માંડયા. પ્રોફે. હોડીવાલા પુસ્તક વિના કેવળ યાદદસ્ત ઉપરથી, લીટીઓ ઉપર લીટીઓ, એમના રૂપેરી ઝીણા કાંઇક તીવ્ર લાગે તેવા સ્વરે પણ ઉચ્ચાર શુદ્ધિ ને ભાવશુદ્ધિમાં અનન્ય ગણાય તેવી સુંદરતાએ, આપવા માંડયા, ને આખો વર્ગ તો ચિત્રવત્ સ્થિર થઇ ગયો.

આવા અગાધ તલસ્પર્શી જ્ઞાનના પ્રભાવે એમનો વર્ગ ચાલતો હોય ત્યારે ચીં કે ચું કે ચેં કાંઇ કહેતાં કાંઇ થાય જ નહિ! એમનો ક્લાસ એટલે એમનો ક્લાસ.

એ આવે, બેંચ સામે જુએ કે ન જુએ, ચોપડી ઉઘાડે કે ન ઉઘાડે, અને શરૂ કરે. તે છેક ઘંટડી વાગે ત્યાં સુધી. એમના વિષયની માહિતીનો એમની પાસે ખજાનો. એક પછી એક રત્ન મૂકતા જાય ને આગળ વધતા જાય. વિદ્યાવ્યાસંગ વિષેનો આજનો આપણો ખ્યાલ ઘણો પરિવર્તન પામ્યો છે, છતાં વિદ્યા વિષેની એકતાનતા એ પણ ચારિત્રનો જ એક ગુણ છે એ વસ્તુ તો સૌ સ્વીકારી શકે તેવી છે. એ એકતાનતા આપણામાંથી આજે સરી જતી લાગે છે. પણ એ વારસો ખોઇ નાખવા જેવો નથી. શ્રમ, ઉદ્યોગ, હસ્તકૌશલ્ય સૌનું ભલે વિદ્યામંદિરમાં યોગ્ય સ્થાન હોય; પણ વિદ્યા પ્રત્યેની કેવળ વિદ્યાની ખાતર પ્રીતિ, એ વાતાવરણ પણ કોઇ ને કોઇ રૂપે જીવતું રહે, એમ અનેક પ્રકારની પ્રજાકીય ચેતના જાગૃત રહેવાની શક્યતા છે એ ભૂલવા જેવું નથી! કદાચ અસામાન્ય વ્યક્તિઓના આગમન માટે એ અનિવાર્ય પણ છે.

પ્રોફે. હોડીવાલાની બીજી રમુજી વાત એક બીજી જ છે. કહેનારે મને એ કહી હતી. એ એક વખત કલકત્તામાં ભાષણ કરવા ગયા. બંગાળીમાં 'વ' 'બ' નો ભેદ તો છે નહિ. એટલે આપણકર્તા હરીફ 'હોડીબાલા'નું નામ સાંભળીને પ્રેક્ષકો તો વિચાર ભરાઇ ગયા. કોઇ નાજુક રમણીને બદલે જ્યારે પોતાની ઉગાડેલી ફીણી દાઢીને પોતાના નિયમ પ્રમાણે એક હાથે રમાડતા પ્રોફે. હોડીવાલાને મંચ ઉપર જોયા ત્યારે પ્રેક્ષકો તો આશ્ચર્યચકિત થઇ ગયા! આ હોડીબાલા?

હોડીવાલા કોઇના બીબામાં સમાય તેવા પણ ન હતા. આ એમના સ્વતંત્ર ખવાસે એમને એક બે વખત ઠીક ઉંચા અમલદારો સાથે ભટકાવેલા પણ ખરા. પણ ખરેખરી આહાયવૃત્તિને વરેલા એટલે એ વાતની એમને કાંઇ જ અસર નહિ. એક વખત યુનિવર્સિટીનું કમીશન બહાઉદ્દીન કોલેજ તપાસવા આવેલું. કમિશન, ઉપરના માળ ઉપર ફરતું હશે ત્યાં, ભૂલે ચુકે કમ્પાઉન્ડના ગધેડાઓને, એમની આ પવિત્ર હાજરીનું ધ્યાન ન રહ્યું તેથી, કે પછી એમની હાજરીના માનમાં, પણ પેલા શિયાળભાઇની વાતમાં આવે છે તેમ, 'ના હું તો ગાઇશ!' એમ ગાવાનું મન થઇ આવ્યું! અને પછી એ તો ગધેડાનો સૂર ને બહાઉદ્દીન કોલેજનો ઘુમ્મટ!

કમીશનમાં કોઇ ટીખળી હશે એને મશ્કરી કરવાનું મન થઇ આવ્યું. તેણે કાંઇ ને નહિ ને પ્રોફે. હોડીવાલાને કહ્યું: 'ઓહ! તમારે ત્યાં તો કોલેજના કમ્પાઉન્ડમાં ગધેડાં ભૂંકે છે!'

'એટલું સારું છે સાહેબ!' હોડીવાલાએ તરત પ્રત્યુત્તર વાળ્યો: 'બીજી કેટલીક જગ્યાએ તો, કોલેજની અંદર ભૂંકે છે!

ત્યારે એ વખતની કોલેજમાં પ્રોફે. હોડીવાલાની હાજરી એ એક અત્યંત સૂચક વસ્તુ બની રહેતી. વિદ્યાવ્યાસંગ કેવો હોય એનું એ જીવતું ઉદાહરણ હતું.

એવા જ બીજા પ્રોફેસર, વિદ્યાવ્યાસંગ કરતાં પોતાની અનોખી શૈલીથી આકર્ષક થઇ પડેલા, તે મહાદેવ મલ્હાર જોષી. મહારાષ્ટ્રીય નવલકથાકાર વામન મલ્હાર જોશીના એ ભાઇ. એ કાલિદાસ શીખવતા ત્યારે આપણે કાલિદાસનું નાટક શીખીએ છીએ એમ ન લાગે; કાલિદાસના જાણે જમાનામાં આપણે ચાલી



રહ્યા છીએ એમ લાગે. એમની શૈલીમાં પાંડિત્યને સંભાર ઓછામાં ઓછો. પણ વિષયને રજુ કરવાની એમની રીતિ, એમાં તન્મય થઈ જવાની એમની શક્તિ, અને ઉંડો તત્ત્વજ્ઞ ચર્ચા એ ખાસ આકર્ષણ જમાવતાં. અને તે એટલે સુધી કે કેટલાકને માટે તો એ શીખવનાર પ્રોફેસર ન રહેતાં, લગભગ જીવન ઘડનાર પ્રેરકબળ રૂપ બની ગયા હતા. તે છતાં પ્રોફે. જોશી પ્રત્યે બહુ માનથી ન જોનારો પણ એક વર્ગ હતો. પરીક્ષાનાં દૃષ્ટિબિન્દુથી એ અફળ ગણાતા. વળી એ પોતે ભાગ્યે જ પરીક્ષક નીમાતા. પરીક્ષા માટે 'નોટ્સ' આપતા જ નહિ. એટલે જેમને ઝટ પરીક્ષા પસાર કરી પટોપટ નોકરી લઇ લેવા માટેની ઘરકેળવણી મળી હતી, ને પોતાનામાં સાહિત્યપ્રીતિ જેવો કાંઇ જ અંશ ન હતો, એ તમામને પ્રોફે. જોશી પ્રત્યે ખાસ માન ન હતું.

પ્રોફેસર પેન્ડસે પણ હોડીવાલાની પેઠે અનેક દંતકથાઓના પ્રેરક હતા. એ પ્રોફે. હતા ગણિતના. પણ એમની પાસે સંસ્કૃતની મુશ્કેલીઓ દૂર કરવા માટે શાસ્ત્રીઓ પણ આવે. એ ફીઝીક્સના પણ ખાં હતા. તે પહેલાં તો એ સંસ્કૃત પણ લેતા. એના જેવો ઠંડા મગજનો કોઇ જ આદમી નહિ હોય. ફીલસુફી એમનો ખાસ વિષય હતો. એમણે જુવાનીમાં જે રંગ જોયા હતા એની પાસે તમામ ગઝલોનો રંગ ફીક્કો પડી જતો. એ વખતે એમની પાસેથી નીકળનારો ઘેર પહોંચ્યા પછી પણ બે કલાક સુધી એમણે વાપરેલા અત્તરની મોહિનીમાંથી છૂટી શકતો નહિ.

એમને ચાલતાં ન આવડતું. એ દારૂના પીપની પેઠે દડવે જતા. રસ્તે સીધું ચાલવામાં એમને મહેનત કરવી પડતી. એના કરતાં એ આડા અવળા ત્રાંસા, ઠરડા, ભૂમિતિની આકૃતિની જેમ જ જતા. એમના મોં ઉપર હમેશાં એક નિખાલસ બાળકનું સ્મિત ફરકતું રહેતું. પ્રોફે. પેન્ડસેના જેવું સ્મિત મેં આજ દિવસ સુધી કોઇ પણ માણસના ચહેરા ઉપર જોયું નથી. એ એક અનોખી જ નિર્દોષ, વિનોદી પ્રેમાળ વસ્તુ હતી. એની ફીલસુફી કેટલી ગહન હતી અને જીવન્ત હતી એનો એક પ્રસંગ યાદ આવે છે. એને બે પુત્ર હતા. બન્ને સુંદર તંદુરસ્ત તેજસ્વી શક્તિશાળી. મોટાને ગણિતનો નૈસર્ગિક વારસો મળ્યો હતો. બાર તેર વરસે એ ઇન્ટરના અઘરા કોયડા ઉકેલી દેતો. એના પિતાની આશાનો એ મહાન સ્તંભ હતો. મા તો એની મૃત્યુ પામી હતી. પણ જ્યારે જુઓ ત્યારે પિતાના સ્થુળ શરીરની આસપાસ બન્ને કિશોરો વિંટળાઇને બેઠા જ હોય, ને અઘરા કોયડાને, સાદી શૈલીમાં પ્રેમ ભરેલા સ્મિત સાથે ઉકેલતા, પ્રોફે. સૂતા હોય! ઘડીભર એમ લાગે કે ના, આંહીં વિદ્યાભૂમિ જેવું કાંઇક છે. આ પ્રોફે. પેન્ડસેનો મોટો છોકરો ઘણું કરીને ભાઉસાહેબ, ઇન્ફ્લુએન્ઝામાં મૃત્યુ પામ્યો. ત્યારે એ છોકરાને બંદુક શીખવનાર વીરપુર કુમાર જોરાવરસિંહજી એના મૃત્યુનો ખરખરો કરવા ઘેર ગયેલા. પ્રોફેસરે પોતાના એ જ શાંત, મધુર સ્મિત સાથે આટલો જ ઉત્તર આપ્યો: 'હવે આ બીજાને તમે શીખવાડજો.' આ એમની તત્ત્વજ્ઞ શાંતિ!

પ્રોફે, પેન્ડસેની પણ વિદ્યાસાધના કેટલી જબ્બર હતી એનું એક અર્ધસત્ય ઉદાહરણ અમને પરંપરાથી પ્રાપ્ત થયું છે. એક વખત કોઇ 'સીનીયર રેંગ્લર' આવેલા એમણે પ્રિન્સીપાલ સ્કોટને રમ્મત રમ્મતમાં કહ્યું કે અમુક પેપરનો આ દાખલો ત્રણ રીતે થઇ શકે. સ્કોટ રમુજી માણસ હતો. ત્યાં પ્રોફે. પેન્ડસે બેઠા હતા, એની પાસે એ પેપર એ લઇ ગયા. ને કહ્યું કે આ દાખલો તો ત્રણ રીતે કરી શકવાની ભાઇ વાત કરે છે.

પેન્ડસે એ પેપર હાથમાં લીધો. થોડીવાર એમાં જોયું. અને પછી શાંતિથી કહ્યું: 'But I can solve it in eleven ways' આ પ્રોફે. પેન્ડસે!

પ્રોફે. મહેતા, પ્રોફે. ધ્રુવે ને પ્રોફે. સક્સેના પોતપોતાના વિષય પૂરતા એવા જ નિષ્ણાત, ગણાતા. ટૂંકામાં એ વખતના જુનાગઢમાં વિદ્યાનું વાતાવરણ હતું. અને કેટલેક અંશે સ્વતંત્રતાની ધૂનનું પણ વાતાવરણ હતું. સિંધી વિદ્યાર્થીઓને વધારે સમજતા





આપવાનું ચાલુ હતું; પણ હજુહજુનો રોમચાહ પ્રવેશ પામ્યો ન હતો.

એ જમાનામાં બારમી ડીસેમ્બરે, શહેનશાહી જન્મદિવસના મહોત્સવ પ્રસંગે, પાંચ સાત તુમાખી અંગ્રેજ અમલદારોની વચ્ચે ઉભા રહીને, નિર્ભયતાથી એમ બોલવું કે 'Loyalty is too tender a feeling to be expressed in this way' એ રાજદ્રોહ સમાન જ ગણાતું. પણ પ્રોફે. જોશીએ એ વાકય ઉચ્ચારીને સૌને ઘડીભર સ્તબ્ધ કરી મૂકેલા. મહા ખંધો ને તુમાખીવાળો રેન્ડલ બોલ્યા વિના જ જરાક ત્રાંસી આંખે ને ઉંચી ડોકે, અને અભિમાન ભરેલે ચહેરે પોતાની આ વાકય પ્રત્યે નાખુશી દર્શાવતો ઉંચો નીચો પણ થઇ ગયેલો. ઘણું કરીને રોટે કાંઇક વિવરણ પાણી નાખીને એની ગરમી પછી હણી લીધી હતી.

આ પ્રમાણે પ્રિવિયસનું વર્ષ શરૂ થયું. મારી પાસે ડોકટર નરભેરામની આપેલી બે ચીઠ્ઠી હતી. એક પ્રોફે. જોશી ઉપરની હતી. બીજી પ્રોફે. હરિલાલ માધવજી ભટ્ટ ઉપરની હતી.

આંહીં જો કોઇ ટયુશન મળે તો પણ એ લેવાનું શકય ન હતું. પ્રિવિયસમાં એ વખતે ગણિત હતું. ગણિતને ને મારે બારમો ચંદ્રમા રહ્યો છે. એટલે તમામ વખત એના કોયડા ઉકેલમાં જ ચાલ્યો જતો. સ્કોલરશીપ માટે પ્રયત્ન કર્યો, પણ પત્તો લાગે તેમ લાગ્યું નહિ.

એટલે આ ફ્રીશીપ ઉપર ઘણો મોટો આધાર હતો. પ્રોફે. જોશીએ કોણ જાણે કેમ, મને પહેલેથી જ સત્કાર આપ્યો ને આખી માફી અપાવવાનું વચન આપ્યું. પણ પ્રોફે. ભટ્ટ સાહેબ, કોણ જાણે શું થયું હું ગયેલો બરાબર બાર એક વાગે ભર તડકે એટલે કે પછી mood માં નહિ હોય, પણ એમણે કાંઇ કાડું આપ્યું નહિ. નહિતર વિદ્યાર્થીઓને એમની પણ ઠીક હુંફ મળતી હતી.

પણ મેં એક વસ્તુ જોઇ છે. મારો જો કોઇ મોટામા મોટા દુશ્મન હોય તો એ મારો સ્વભાવ. આ બાજુ ગીરનારનો ડુંગર દેખાતો હોય, જંગલની ઘેરી લીલી છાયા ચારે તરફ પોતાનું આકર્ષણ જમાવતી કોલેજ હોસ્ટેલને વિંટાયેલી હોય, થોડે દૂર નાના કાળા પથ્થરાઓમાં થઇને ક્ળણાના ચોખ્ખાં પાણી વહેતાં હોય, દૂરદૂર પરીબાગનાં જલસરોવર માનસતજરે પડતાં હોય, અને એ વખતે પ્રિવિયસના પેલા દાખલા ગણવાનું માથા ઉપર લટકતું હોય— માણસ જેમ બળવો કરીને ભાગે તેમ ઘણીવખત તો હું ચોપડીઓ ફેંકીને ભાગી જ જતો. જંગલ તરફ. જ્યાં ઠીક પડે ત્યાં બે ચાર માઇલ અંદરના ભાગમાં જઇને કોઇ રમણીય એકાંત સ્થાનમાં બેસી જતો એવી રીતે કોઇ પણ હેતુ વિના કુદરતને જોયા જ કરવી, જોયા જ કરવી, ન એનાથી તૃપ્તિ પામવી, ન એના વિષે કાંઇ કવિતા લખવી, ન એનો અભ્યાસ કરવો, પણ કેવળ દૃષ્ટિનો આનંદ લીધા કરવો, એ મારા સ્વભાવનું એક નિયામક તત્ત્વ હોય એમ મને લાગે છે! બહાઉદ્દીન કોલેજમાં મને જો કોઇ મોટામાં મોટા સ્વેચ્છાનંદ મળ્યો હોય તો આ. 'રજકણ'માં એક સ્ફુરણ છે :

'કોઈ પૈસા માટે જીવે છે. કોઈ નામ માટે જીવે છે, કોઇ મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવા જીવે છે. નીલાછમ ડુંગરાઓમાં હેતુ વિના રખડવા માટે તો કેવળ હું એકલો જ જીવું છું' એ અનુભવના પડઘારૂપે લખેલું જણાય છે!

એમાં જે લીલાછમ ટેકરાઓનો ઉલ્લેખ છે, એવા વિશાળ, નાખી નજર પહોંચે ત્યાં સુધી ફેલાયેલાં, લીલાંછમ મેદાનો એ ઉત્તાકામંડ—નીલગિરિનાં મેદાનો છે. લીલાછમ ને વચ્ચે, વચ્ચે હરિયાળી કુંજોથી શોભતાં, ઉંચા નીચા ટેકરાઓ ઉપર થઇને દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી ચાલ્યા જતાં એવાં સુંદર મેદાનો ભાગ્યે જ બીજે જોવા મળે. મદુરાની નારીશોભામાં એની સાડી ઉપર લીલી મોટા પટ્ટાની કોર ને વચ્ચેની લાલ ભોં, અથવા એથી વિરૂદ્ધની રચના, એ ત્યાંની આ નૈસર્ગિક શોભાનું પ્રતિબિંબ પાડે છે. મ્હૈસુર



બેંગલોરની લાલસિંદુરરંગી ભોં ને આ નીલાં હરિયાળાં મેદાનો—એ બન્નેનો સુભગ યોગ કલાકારે નિત્યવ્યવહાર વસ્તુમાં વણીને જન્મભૂમિની સુંદરતાને એક પ્રકારની અંજલિ આપી છે. કલાની વિશ્વમાન્યતા છતાં, દરેક પ્રકારની કલામાં પોતાના દેશનો પરિમલ મહેકવો જોઇએ એ આવી રીતે.

પણ કૉલેજ કાંઇ દરેકની કવિતા માટે જીવી શકે નહિ. એણે તો એમાં નિયુક્ત પાઠ્યપુસ્તકોમાં જે આપ્યું હોય તે ચલાવવું જ જોઇએ? એટલે પ્રોફે. પેન્ડસે પાટિયા ઉપર દાખલા ઉપર દાખલા કર્યે જતા હોય ને મારા જેવા અરસિયા થોડા જિવડા ગીરનાર ઉપર નજર માંડીને બેઠા હોય! આનું પરિણામ જે જોઇએ એ જ આવ્યું.

પ્રિવિયસમાં છ માસિકમાં જ ગણિતમાં ખબાયનમ: થઇ ગયું. એને પરિણામે મહામહેનતે મેળવેલી પેલી સ્કોલરશીપ પણ ગઇ. બીજી ટર્મમાં પહેલેથી જ ધ્યાન રાખીને મંડયો. પણ એ અકુદરતીભાર ક્યારેક પાછો એવો ઉથલો મારી દેતો કે એક બે દિવસ નહિ પણ ત્રણ ચાર દિવસ સુધી હું બપોરેથી નીકળી પડું તે છેક મોડી સાંજે કોઇ ને કોઇ જંગલકેડીએથી પાછો ફરતો નજરે ચડું!

એ વખતે ઉપરકોટ, અડીકડી ને નવઘણ કુવો, રાખેંગાર રાણકના મહેલ, ગીરનારનો ડુંગર, સોનરેખ નદીના પટ, કાળવાનાં પાણી, દાતારનો ડુંગર એ બધાં રખડવા માટેનાં થાનક બની ગયેલાં. ત્યાં ગયા વિના ચાલે જ નહિ.

બીજી ટર્મમાં મહેનત તો કચકચાવીને માંડી હતી. એ મહેનત ઉપરે ફળી પણ ખરી. અમારી 'રૂમ' માં અમે જે ત્રણ ચાર જણા ભેગા થઇને મંડયા'તા દાખલા ગણવા, એમાં મારી ગણના હોંશિયારમાં થવા માંડી. અઘરા અઘરા કોયડા હું ઉકેલવા શક્તિમાન પણ થયો. પાસ થવું એ સારે માટે સહેલું ગણાવા માંડયું. પરીક્ષા આવી. એક પછી એક દિવસ જતા ગયા તેમ વિજયપંથનું નિર્માણ થતું ગયું. છેલ્લો દિવસ, ઘણું કરીને બપોરે, એલજીબ્રાનો પેપર હતો. અમે સૌએ બહાર ઊભા રહીને એક પછી એક વાતો ફરી ફરીને યાદ કરી લીધી. પરીક્ષાનો ઘંટ થયો. અંદર ગયા. કેટલીક વસ્તુઓ તો અમે હમણાં બહાર જ કરી ગયા હતા તે આવી હતી, અને એ પાછી મેં જ કરી હતી, એટલે પેપર જોતાં જ અમને સૌને આનંદ આનંદ થઇ ગયો. મારૂ ભાઇઓ, મારા મિત્રો, એમને તો ખાત્રી થઇ ગઇ કે જોશી આજ ફાવ્યો છે. એણે હમણાં આપણને બતાવી હતી એ જ બધી કૂંચીઓ આવી ગઇ છે!

પણ કુદરતનો વિચાર જુદો જ લાગ્યો. પૂરેપૂરી તાવણી વિના, કેવળ જેને ભાગ્યરેખા કહે છે એ રેખા ઉપર મારો પંથ, મેં ક્યારેય સીધી રીતે આગળ વધતો જોયો નથી. આજનો પેપર ભાગ્યપેપર હતો.

એક નાની સરખી ભૂલ અકસ્માત થઇ ગઇ. જે 'પ્રોબ્લેમ્સ' આવડતાં હતાં તે વહેલે મોડે થવાનાં જ છે, એમ ધારીને પહેલાં જેટલાં અજાણ્યાં લાગ્યાં, તેમને ઉપાડી લેવાનો વિચાર કર્યો. દેખીતી રીતે સહેલો, પણ ભારે અઘરો એવો એક કોયડો ઉપાડયો! એને માટે બહુ તો પાંચ મીનીટ ધારી હતી. ત્યાં પંદર થઇ ગઇ ને હજી તો શરૂઆતની જ ગુંચ ઉકલી ન હતી. વખતના એ ખ્યાલે મગજમાં ગેરવ્યવસ્થા અને ઉતાવળ આણ્યાં! પછી તો જે કાંઇ ઉપાડયું એની દશા, ચાક ઉપરના પીંડા જેવી થવા માંડી.

બધાનો ખંગ વાળી નાખવા માટે, જે ફ્રુટ પ્રશ્નો જાણીતા લાગ્યા ને જે હમણાં જ કર્યા હતા તે ઉપાડયા!

પણ કોણ જાણે શું થયું, મન નિરુત્સાહી થઇ ગયું કે ઉતાવળ થઇ, વ્યગ્રતા આવી કે વખત ગયાનો પશ્ચાત્તાપ સતાવવા માંડયો—હમણાં કર્યા હતા એ તમામમાંનું એક પણ કામ ન આવ્યું. વિશ્વાસરાવના મૃત્યુથી વ્યાકુળ થયેલા સદાશીવરાવના જેવી વ્યૂહ રચના થવા માંડી!

ઘડિયાળમાં જોયું તો પોણાપાંચ! પાંચે તો 'પેપર' દેવાનો. પા કલાક રહ્યો—ને આંહીં એક પણ દાખલો મળે નહિ! આના ઉપર તો ગણિતનાં બીજાં બન્ને પેપરોનો આધાર રાખ્યો હતો!





એટલે હવે આ હારેલી લડાઈ લંબાવવાનો કાંઇ જ અર્થ ન હતો. એમ લાગી ગયું. હવે થાય તે ભલે થાવા દો એવી આકરી નિરાશા વ્યાપી ગઇ, એટલે વિચાર કર્યા વિના તરત ઊભો થઇ ગયો. પેપર મૂકી દીધું ને બહાર નીકળી ગયો.

નિરાશાને ઢાંકવા માટે બગીચાઓમાં ફરવા ચાલ્યો ગયો!

સૌએ માન્યું કે એણે તો જે કરેલ તે જ આપ્યું છે એટલે માર્યો છે ઝપાટો.

પણ જ્યારે હું ફરીને પાછો આવ્યો, ત્યારે મિત્રો મળ્યા. એમણે કહ્યું: 'તમે તો પોણા ચારે જ ઉઠી ગયા એટલે અમે સમજી ગયા કે ઝપાટો મારી દીધો છે!'

'પોણા ચારે? અત્યારે કેટલા થયા છે?' પેટમા બીજો ધ્રાસ્કો પડયો. ત્યારે તો વખત જોવામાં પણ ભૂલ થઇ કે શું?'

'અત્યારે પોણાપાંચ અમે સાડાચારે પૂરું કર્યું. આપણને તો બહુ સહેલું લાગે જ, કારણ કે આપણે બહાર કર્યું હતું તે આવ્યું. ને તમે તો એ દમણાં જ માંડી ગયા હતા!'

પોણાચાર જોવાને બદલે વ્યગ્રતા એવી થઇ ગઇ હતી કે પોણાપાંચ જોયા એનો પશ્ચાત્તાપી થા તો એવો આકરો લાગ્યો કે પા કલાક સુધી કાંઇ બોલી જ શક્યો નહિ! પણ હવે શું થાય? વરસ તો જાણે ગયું-પણ કદાચ હવે આ કોલેજ જીવન જ ગયું!

એ વખતે અંબાશંકરભાઇ કરિયાણા હતા, એટલે ત્યાં બાબરા પાસે, પહોંચી ગયો. પરિણામ આવશે ત્યારનું હશે. ત્યારે કરીશ—એમ કરી ગયો..

પણ પરિણામ કાંઇ આવ્યા વિના રહે? એક દિવસ એ તો ટપાલમાં અચૂક આવીને ઊભું જ રહ્યું. ઘણું કરીને ૨૯ માર્ક ઘટતા હતા!

હવે શું થાય?

એટલામાં ત્યા બાબરાની મીડલસ્કુલને જરાક ફેરવણી કરીને રાજકુમારમાં જઇ ન શકે તેવા નાના જાગીરદાર કાઠિગરાસીયાના કુમારો ભણવા આવે, એવું રૂપ આપવાની વાત ચાલે. એને માટે મકાન તૈયાર થઇ ગયું હતું. હોસ્ટેલમાં હજી કાઠીદરબારો પોતાના કુમારોને મોકલવા તૈયાર ન હતા. થાણદારે સખ્તી કરી હતી એક બે સાંઢિયા હમેશાં કુમારોને લઇને આવતા હતા. બીજા આવવા માંડયા હતા. એ વાતને વધુ સફળ કરવા પ્રાંત સાહેબનો ત્યાં મુકામ પડેલો એનો લાભ પણ લેવાનો હતો.

એક સાગ અનુભવી નાગરમાસ્તરને મીડલ સ્કુલમાંથી બદલી ત્યાં મૂકવા હતા. એટલે મીડલ સ્કુલ માટે તાત્કાલિક માણસ જોઇતું હતું -મેં થાણદાર મારફત અરજી આપી અને પ્રાંતનો મુકામ ત્યાં એટલે, સીધી અરજ પહોંચી જતાં, 'ઇન્ટરવ્યુ' લેવા માટે પ્રાંતે જ બોલાવ્યો.

સામાન્ય રીતે આ નિમણુક એજ્યુ. ઇન્સપેક્ટર કરતા. પણ આ એક અસાધારણ ઉતાવળનું કામ ગણી પરબારી અરજીનો લાભ ઉઠાવ્યો હતો.

હું ત્યાં પ્રાંતને મળવા ગયો, ત્યારે એક અકસ્માત થયો. કોઇ કાઠી ગરાસીયા કે પછી થાણદાર એક સિક્કો લાવેલા, પ્રાંત સાહેબને એ વાતનો શોખ. એટલે એ સૌ એ સિક્કો જોવામાં તલ્લીન.

હું ગયો ત્યારે આ સિક્કો જોવાય. આ સિક્કો મને પરિચિત હતો. મારા પિતાએ 'ગધૈયા' કહીને એની ઓળખાણ કરાવી હતી. અને પછી તો અહીં તહીંથી થોડું વાંચીને ગર્દભસેન વિષે કાંઇક જાણેલું બહુ તો કાંઇ ખબર નહિ. પણ કામચલાઉ વાત જાણમાં.

એ સિક્કા વિષે પ્રશ્ન થતાં, કોઇને કાંઇ ખબર લાગી નહિ. એટલે મેં આગળ વધીને સિક્કો હાથમાં લીધો. જોયો તો 'ગધૈયાં' ટાઇપનો.

એટલે મને જે માહિતી હતી તે મેં કહી. પણ નહિ ઝાઝ ત્યાં એરડા પ્રધાન જેવી આ માહિતીએ તો મારે માટે સારો અભિપ્રાય બંધાવી દીધો. અને

[ વધુ માટે જુવો પાન ૬૬ ]

# વાઢીનો ધણી*

**પન્નાલાલ પટેલ**

મોખળાના આગેવાન અને વાઢીના ધણી રઘા પટેલ ઉભા થયા ને ઊંચે અવાજે હાંક મારીઃ 'અલે ભાઈ જરા છાના રહીને સાંભળશો બધા ?'

ને આ સાથે જ મોદમાં બેઠેલા લગભગ બસો પુરુષોના હોઠ જાણે સોયથી સિવાઇ ગયા; સાથે આતુરતાની મારી આંખો પહોળી થઈ રહી.

સૌ કોઇને–અરે રઘા પટેલની આજુબાજુ બેઠેલા પેલા મુખી મતાદારો સુદ્ધાંને થવા લાગ્યુંઃ 'આ ડોસાને ક્યારે ય નહિ ને કાલ રાતનું થયું છે શું ? રાતે કે' છે વાઢી કોઢી નાખીને અત્યારે ય–હમણાં તો વાતો કરતો'તો ને આ ઓચિંતાનું શું થઇ આવ્યું ભઇ ?'

આમ થાય એ સ્વાભાવિક હતું. ગમે તેવા પ્રબળ વિરોધને દબાવવા પણ રઘા પટેલ ઊભા તો ને'તા જ થતા. આ બોલતા તે પણ આસપાસની એમની પેલી દાઢી–ઊની તલવારોને ઇશારો આપવા પૂરતું જ.

એમણે આસપાસ નજર ફેરવતાં પૂછ્યુંઃ 'ક્યાં ગયો આપણો પેલો ભણેશરી ભાણો ?'

સૌ કોઇને ક્ષણભર તો થયુંઃ 'માનો ન માનો ભાણાભાઇએ કાલનું વળી કાંક સુધારાનું લફરું ઊભું કર્યું છે, પણ આ વખત તો રઘો ડોસો વિફર્યો લાગે છે; નક્કી એને નાત બહાર મૂકી દેવાનો !'

'આ રહ્યો કાકા.', કહેતો એક જુવાન ઊભો થયો.

અને પેલી ચારસો જેટલી આંખો રઘા પટેલ પરથી ખસીને આ જુવાન તરફ મંડાઇ રહી. એના પરની રેખાઓ ને રંગ કહી રહ્યો હતો કે એ સાચે જ 'ભણેશરી' છે. એટલું જ નહિ ખાદી પહેરણ ને ટોપી સુધારક હોવાની ચાડી પણ ખાતાં હતાં. જોડે બે ત્રણ વર્ષના પ્રયત્નનું પરિણામ તો દળી દળીને ઢાંકણીમાં ચાળવા સરખું જ આવ્યું હતું.

'ક્યાં ગયું તારું પેલું લખાણ ?' રઘા પટેલે આંખો ઉછાળતાં પૂછ્યું.

અને વળી સૌ કોઇએ અટકળ કરીઃ 'ભાણાભાઈએ, નક્કી કાં તો રાજમાં કે કાં તો કોક છાપામાં –નાતનું કાંક ભૂંડું લખી માર્યું લાગે છે.'

પણ ખુદ ભાણાભાઈ જ વિચારમાં પડી ગયો હતો. પૂછવું જ પડ્યુંઃ 'કયું લખાણ કાકા ?'

'તારું પેલું બારમાં બંધ કરવાનું....નઇ તેં વરસ દોઢ વરસ પર, આજ ગામનાં પેલા રેવાનું બારમું બંધ કરાવવાનો ઠરાવ લખ્યો 'તો ?'

પણ આ શું ? અફીણથી ઘેરી બનેલી રઘા–કાકાની પેલી કસુંબલ આંખો તો પ્રસન્નતાના પૂરમાં જાણે નાચી–ડોલી રહી હતી ! ને આ જોઈ લોકોની ચિંતા ઓછી થઈ ગઈ, સાથે રહસ્ય જાણવાનો રસ વધી પડ્યો.

ભાણાભાઇને જ નહિં લગભગ સૌ કોઇને એ ઠરાવ યાદ આવ્યો. એમાં બારમાં બંધ કરવાનું નક્કી કરીને જ્ઞાતિના ઘણા માણસોની–મુખીમતાદારો અને વાઢી તથા કથરોટ–કડછીના ધણી સિવાય લગભગ બધાયની સહી લેવામાં આવી હતી.

પણ હાય રે રઘાકાકા તારી જીભ ને અક્કલ ! એ ડોસો એક આજ ઊભો થયો કે એક થયો હતો તે દિવસે...ને, માત્ર ગણ્યાગાંઠ્યા, શબ્દોમાં જ ભાણાભાઇનું કઠિ આવેલું નાવ, 'હ ડ્ ડ્ ડ્' કરતું ધરાતાળ–સાતમે પાતાળ !

એમની દલીલ દરેકને ગળે સત્યનારાણના પ્રસાદની જેમ. 'ગટક' કરતીકને ઊતરી ગઈઃ 'વાત તો સાચી છે ! બાપડાં કોઇ ગરીબ ઘરનાં છોકરાં આવા અવસરે ક્યાંક ગળ્યું દેખવા પામે તે એ ય આ અગિયારમું–બારમું બંધ પડતાં મટી જાય ! ...'

ને સહી કરનાર વર્ગ પોતે જ સ્વપ્નમાંથી જાગતો હોય તેમ ફાળ સાથે બોલી ઊઠ્યોઃ 'ખરી વાત છે... રઘાકાકાની વાત સોળેસોળ આની સાચી છે.'...

* વાઢીનો ધણીઃ જેના વગર બીજો કોઈ જ્ઞાતિમાં ઘી પિરસી જ ન શકે એવો માલધારી.





જ્યારે વિજયભર્યા સ્મિત સાથે હેઠે બેસતાં રઘાકાકાએ કહેલા પેલા વાક્યના તો જાણે ચારે દિશાથી પડઘા જ પડેલા: 'સાચી વાત છે! ઘેલા કાંઈ ગાંડા ન'તા કે આવા બંધા બાંધે!'...

અને આ બધું યાદ આવતાં જ સૌ કોઈ વિચારમાં પડી ગયા: 'એ કાગળને ચીંથરાની તોલે તો કરી નાખ્યો છે ત્યારે, પાછું શું છે વળી? ને તેય આજ દોઢ વરસે જતું!' ને કોઈએ અટકળ કરી: 'માનો ન માનો પણ કાલ રાતનું કાંક થયું છે...કે'છે: પેલી રેવાની છોડીએ, ડોસાને રાતે કાંક આકરાં વેણ સંભળાવ્યાં'તાં...તો કોઈએ આ અટકળને આમળ ચલાવી: 'બનવા જોગ છે. રેવાની છોડીને ભાણાએ જ શીખવાડયું હોય કાં તો!'

પણ ભાણાભાઈની અટકળમાં તો આવું પણ કંઈ જ ન આવી શક્યું. ને તેથી જ તો પૂછ્યું ને? 'એ કાગળ નહિ હોય તો બીજો બનાવીશું કાકા; પણ એનું કરવું છે શું એ તો કહો?'

'શું તે-મારે ય, એમાં અંગૂઠો (સહી) કરવો છે ને આજથી બારમાં બંધ કરી એ ઠરાવને પાળવો છે.' ક્ષણ પછી ઉમેર્યું: 'મારે તો આ ફળા*ય બંધ પાડવાં છે.'

બીજાઓની જેમ ભાણાભાઈને પણ આ હજુ મશ્કરી જ લાગતી હતી. હસતાં હસતાં કહ્યું પણ ખરું: 'અરે એક અગિયારમું બંધ પાડો તોય ઘણું છે કાકા.'

ભાણાભાઈને અનુમોદન આપતાં કેટલાકોએ માત્ર હાસ્ય કર્યું જ્યારે કોઈ કોઈએ તો ધીમેથી કહ્યું પણ ખરું: 'હાં...હાં!...બાકી એમ કો' કે ભરવું છે પણ ફાવવું ક્યાં છે!'

જ્યારે પેલા ચાદી, કયરોટ ને કડછીના ધણીઓને તો રઘા પટેલની આ 'મશ્કરી' પણ નહોતી ગમતી. એ-ત્રણ બુઢ્ઢા તો છેડાઈ જ પડયા: 'અરે તમેય શું રઘાભાઈ! તમે જાણો કે હસું છું પણ એમાંથી-વાંદરાને નસરણી આપવા જેવું થાય છે એ તો તમે ભૂલી જ જાઓ છો.'

પણ એમણે જોયું તો રઘાભાઈ ગંભીર હતા. એટલું જ નહિ પેલા રૈયત-વર્ગમાં જઈ ભળ્યા હતા; વાંદર ટોળીના આગેવાન ભણેશરીને તો પેલો ઠરાવ લખવા પણ બેસાડી દીધો.

સૌ કોઈને ખાતરી થઈ રઘાકાકા મશ્કરી નથી કરતા પણ ખરા દિલથી કહે છે...ને સાથે જ એ નાનાં મોટાં મગજમાં પેલો એક જ સવાલ ઘૂમી રહ્યો: 'આમ ઓચિંતાનું?...નથી તો કોઈએ ઓછું-વત્તુ ઘી પીરસવાનું કહ્યું કે નથી આ ભાણાભાઈએ કાંઈ ભાષણ ઠોકયું...ત્યારે ડોસાના મતને આટલી હદે ફરવાનું કાંઈ કારણ?'

જ્યારે પેલા શાસનધારીઓનો વહેમ વધ્યો: 'કે પછી અફીણના ઘેનમાં તો આમ નથી કરતો ડોસો!......'

પરંતુ સચ્ચાઈભર્યો ડોસાનો અવાજ, માનવતાભરી એ આંખો અને દુઃખ-દયા ભરેલ એ મોં વગેરે કહી રહ્યાં હતાં હતાં કે, અસલનો-દોઢ વરસ પહેલાં આ જ બાબત ઉપર ભણેશરીનો વિરોધ કરવા ઊભો થયેલો પેલો ખંધો રઘો ડોસો તો નથી જ.

બીજી બાજુ ભાણાભાઈએ પણ ખીસામાંથી કોરો કાગળ ને પેન કાઢી એ જ મિનિટમાં ઠરાવ લખી કાઢ્યો. લાંબુ-ટૂંકું કંઈ જ નહિ—રામનામના બે અક્ષર: 'આજથી ન્યાતિએ બંધ કરેલ અગિયારમું બારમું કે ફળા ખાવા, હું કે મારા ઘરનું કોઈ પણ નાનું-મોટું જાય તો છપનાકાળમા મરાયલી ગાયોનું બધું ય પાપ મારે માથે છે!' બસ આટલું જ.

નીચે પોતાના દસ્તખત કરી એ ઠરાવ અને પેન રઘાકાકા સામે ધર્યાં: 'લો કાકા પહેલી સહી તમારી જ થવી જોઈએ.'

રઘા ડોસા સહેજ આમળ ચોખવટ કરતા હતાઃ

---

* ફળા: બારમાને બીજે દિવસે નાતના માણસોને ઘર પ્રમાણે ફળવીને આપવામા આવતું ખર્ચ.



'તમને બધાને થશે કે ભણેશરીના પેલા સો–બસો અંગૂઠાથી ભરેલા દોઢ હાથ હાથ લાંબા કાગળનું ચીંથરૂ કરી નાખનાર રઘા ડોસાને દોઢ વરસે જતું આ શું સૂજ્યું ભાઇ? પણ એની હું તમને માંડીને વાત કરૂં.'—

ધ્યાન આવતાં એમણે ભણેશરીના હાથમાંથી કાગળિયું લીધું ને ભીંત પર રાખી ઊભા ઊભા જ, જાણે કે દરિયાનો ખૂણાખાંચાભર્યો કિનારો ન દોરતા હોય તેમ છત્રીસ અક્ષરોમાંથી આવડતા બે અક્ષર, 'ર' 'ઘો' પાડી દીધા. પેન પાછી આપતાં વાતને આગળ ચલાવી.'

'દોઢ વરસ ઉપર આજ ગામમાં પેલા રેવાના મોત ઉપર ભણેશરીએ હા હો કરી મેલી'તીઃ બારમાં બંધ કરો રે...! બારમાં બંધ કરો!' અમારા ગણ્યા–ગાંઠ્યા આગેવાનો સિવાય બધાય, જાણે કે ધાડમાં ન જતા હોય એમ અમારા ઉપર રાતાપીળા થઇ બેઠા હતા. પણ?'–કહી ડોસો બે–પાંચ ક્ષણ થંભ્યો, એક છેડેથી બીજે છેડે નજર ફેરવી રહ્યો .....

પેલા કાગળિયાને પીઠ પર લઇને અંગૂઠાઓ માટે સરકી રહેલી થાળીના અવાજ સિવાય બધું સુમસામ હતું. ત્યાં સુધી કે કોઇને, શંકા પણ થઇ આવે. ભીંતનો ટેકો લઇ મદારીની અદાથી નજર ફેરવતા આ બુઢ્ઢાએ જીવતાં જાગતાં માનવીઓના પૂતળાં તો નથી કરી નાખ્યાં?

પણ સાચું કહીએ તો–એવું, નહિ તો એના જેવું તો હતું જ. આ બધાં માનવ હૈયાંની દોરી અત્યારે જાણે એક રઘા ડોસાના હાથમાં જ ન હોય તેમ સૌ કોઇ એમની વાતને એકી અવાજે ટેકો આપતા માથાં હલાવી 'રહ્યા હતા.

ડોસાએ એક ભારે વિશ્વાસ નાખી જાણે સ્વગત કહેતા હોય તેમ આગળ ચલાવ્યું:–'એ વરસનાં કામમાં સાઠે બુદ્ધિ નાઠી એવા આ ડોસાએ આડી જીભ ખાસી!...શું કહ્યું 'તું એ યાદ છે?'

લગભગ સૌ કોઇએ, નકારમાં માથું હલાવ્યું.

અને રઘા પટેલે દોઢ વરસ ઉપરના ભણેશરીના શબ્દો ટાંકી સંભળાવ્યા: 'તમારી એક ટૂંક, ને વરો કરનાર ગરીબ માણસનો આખો અવતાર! ...જરા વિચાર કરો કે, ઘરધણીની જમીન, બળદ કે બારે મહિના છાશ પૂરી પાડતી ભેંશ–આવું કાંક ને કાંક તમને મલતા પેલાં બે કડછી શીરામાં ડૂલ થઇ ગયું છે!...વગેરે કહેતાં ડોસાએ પશ્ચાત્તાપ કરતા ગુનેગારની જેમ કબૂલ કર્યું, કે, ગરીબ માણસને કોક દિવસે મલતાં ગળપણનો કોળિયો, ઊલટાના તમે બધા ઝુંટાવી લેવા બેઠા છો' આવી પોતાની દલીલ પાછળ પોતાનો સ્વાર્થ હતો; પોતાને તથા પોતાના સાથીઓને ચિંતા હતીઃ 'તો તો પછી આપણું આ ઘી, કંસાર ને શીરો પીરસવાનું શાસન આપમેળે મટી જ જાય ને?...ને એક વાર જો જમ પેધ્યાં તો પછી વીવા–વાજનના વરા નીકળતા પણ વાર શી લાગે? ને ડોસાએ હસીને ઉમેર્યું... 'પછી અમારે તો પેલી વાઢી, કડછી ને કથરોટ ઘરમાં–ને તેય ઓડનાં ઘી ભરીને જ ફેરવવાનાં ને?'

ડોસાનો અભિનય જોઈને તો એ અખિય મોપાડમાં હાસ્યની જાણે રેલ ચાલી.

આ સાથે જ પેલા શાસન વાઢીઓમાંથી બે–ત્રણ બુઢ્ઢા છેડાઈ પડયાઃ 'અરે, તારે બારમાં બંધ કરવાં હોય તો બંધ કર, પણ આવું બધું કે'વાનું કાંઇ કારણ?'

'કારણ કે'–પણ એકાએક રઘા પટેલ થંભી ગયા, જાણે ગુલાંટ ખાધી હોય તેમ પેલા અવાજ સાથે આંખોમાંનો રોષ પણ અદશ્ય થઇ ગયો, એને બદલે જાણે કાંઈ સ્વપ્ન ન જોતા હોય તેમ ગંભીર બની કહેવા માંડયુંઃ 'કાલ રાતે ચોખ્ખળાના જમી રહ્યા પછી ગામ જમવા બેઠું ને હું વાઢી લઇને 'ઘી પીરસવા નીકળ્યો. પીરસતો પીરસતો છેલ્લી પંગતને છેક છેડે જઇ પહોંચ્યો. ત્યાં જોઉં છું તો ટાઢથી ઠૂંઠવાતાં ત્રણ છોકરાં એક જ સાડલો ઓઢી એક-મેકમાં એવાં લપાઇને બેઠાં'તાં કે આપણને એક જીંથુ બેઠું છે એમ જ લાગે. પણ આવું તો હું ને તમે





ઘણા ઠેકાણે જોઈએ છીએ. એમાં કંઈ નવાઈ જેવું જ નો'તું ને તેથી હું પણ ઘી પીરસીને હેંડ્યો જ ગયો હોત. પણ !'

ડોસાએ એક જોરથી શ્વાસ લીધો ને આગળ ચલાવ્યું : 'જમવાનનું કરવું તે પેલાં ત્રણમાંથી બે ભાણાં ઢાંક્યાં ને વાઢીમાં ઘી ખૂટ્યું. ઘર ભણી મેં ફેરવી મેં વારિયાવાળાને ઘી લાવવાની હાક મારી ને એના આવવાની વાટ જોતો હું ઊભો રહ્યો.

'આપણી નાતના ઢંગ તો તમે જાણો છો ! એક નાકે કૂતરાંના લઢવાનો ને એમને વિખેરવાનો હલ્લો મચી રહ્યો હતો, તો બીજે નાકે પેલાં માગણો જાણે 'હાઉસોઇ' ફૂટી રહ્યાં હતાં. જમવા બેઠેલામાં કોઈ સંકડામણ માટે પડોશીથી લઢતું હતું તો કોઈનું છોકરું રડતું હતું કોઈ દાળ માગતું હતું તો કોય.– હજુ પિરસણ પૂરું પીરસાઈ તો રહ્યું નથી ને–ચોખા (ભાત) માટે બૂમો પાડતું હતું......

ને આ બધી ધમાલમાં મારે કાને ઓચિંતાની એવી બૂમ પડી જાણે કોઈને વાઘે ઝાલ્યું ! પીઠ ફેરવીને જોઉં છું તો, એક બાજુને એક પાસામાં લઈને બેઠેલી પેલી બાર–તેર વરસની છોડી જમણા પાસાવાળી છએક વરસની છોડીને ટીપી રહી હતી. મારતાં મારતાં કે'તી હતી, 'રાં...ડ ! જોતી નથી તે ઘી ઢોળી નાખ્યું !...લે ! ખા !...તારે ખાવું'તું તો હું આલતી છટિ, પણ બેય ભાણાંનો કળશ્યો ઊંધો કરી નાખ્યો–તે...લે !...ખા લે !'...

'આમ એ મોટી છોડી મારતી જતી, રોતી જતી ને નાની છોડીને ઝૂડતી જતી હતી. મેં ઘણી ય ધમકાવા માંડી પણ સાંભળે તો ને ? અધૂરામાં પૂરું પેલો આઠેક વર્ષનો એનો ભાઈ પણ ગભરાટનો માર્યો રડવા મંડ્યો......

એટલામા તો ઘીના વારિયાવાળો આવી લાગ્યો. મેં કંટાળા સાથે પૂછ્યું : 'અલે ભાઈ આ છોકરાનું કોઈ રણીધણી છે કે નઈ ?'

'તે વારિયાવાળો કે' છે : 'રણી–ધણી તો કાકા ! દોઢેક વરસ પર મરી ગયો...નઈ પેલો બારમા માટે ઝઘડો થયો 'તો ?'–ને ઓછું હોય તેમ એણે, મારા રદા પર ઘણુ ઝીંક્યો : 'છેવટે ભેંશો વેચીને બારમું કર્યું 'તું ?...એ જ રેવાનાં આ ત્રણ છોકરાં !'

'મને દયા છૂટી ભેગી ઝાળ પણ વછૂટી હતી. મેં પેલી મોટી છોડીને બાવડેથી ઝાલી લીધી 'શું કરવા મારે છે ?...છાની રે' હેડ !'

'મારે કે'વું 'તું કે, હું તને બીજું ઘી આપીશ. પણ એ પહેલાં તો એ છોડી, જાણે એમની આ ભિખારવા દશા મેં જ એકલે ન કરી હોય એમ વાઘણની પેઠે મારા તરફ ઘૂરકી ઊઠી, રડતાં રડતાં કે'વા મંડી: 'છાની રહીને–કાલે તારા જેવા મોટાં મોટાં પાઘડાં બાંધીને ફાળા ખાવા આવશે ,ત્યારે... હું શું ખવડાવીશ મારું કપ્પાળ !' ને એણે તો ભાઈ જાણે દોઢ વરસ પર મરેલો બાપ આજે જ ન મરી ગયો હોય તેમ મોં ઓઢ્યું ને વિલાપ આદર્યો : 'બાપા ! તું ય મરી ગ્યો...ને હતું એ ય લેતો ગ્યો... અહીં અમારું હવે કોણ રણીધણી ?'

રઘા પટેલનો અવાજ પણ ગળગળો થઈ બેઠો. તૂટક તૂટક વાક્યે કહેવા લાગ્યા : ખરી વાત છે !... ને કોણ નથી જાણતું !...રેવાના બારમામાં બે ભેંશો ખંડી આપવી પડી ને'—

ને ડોસાએ ગળું સાફ કરવાના નિરર્થક પ્રયત્ન સાથે પછેડીનો ગોટો કરતાં ઉમેર્યું—'ને એ જ ઘડીએ મને થયુ કે ધીક પડ્યાં આ બારમાં ખાવાં... ધીક પડ્યો આ અવતાર ને ધીક પડ્યાં આ શાસને ય !'

આ સાથે જ ડોસાએ પેલી પછેડીનો ગોટો ફેંક્યો. જોકે, લોકોને કાને તો રાતે ફૂટેલી વાઢીનો અવાજ જ અથડાઈ રહ્યો : 'ઢીફ !'

※

# મુઝફ્ફરશાહ

ચન્દ્રવદન મહેતા

[ અમદાવાદમાં ભદ્ર પાસે શાહી મહેલમાંનો બહારનો એક ભાગ ]

લતીફ : ગજબ થયો, યા ખુદા ગજબ થયો.

ખુરમ : શું છે લતીફ ! આટલો ઉતાવળમાં કેમ ? ક્યાં જાય છે ?

લતીફ : ગજબ થયો, ખુરમખાન ! ગજબ થયો. યા ખુદા ! યા ખુદા !

ખુરમ : અરે પણ જરા ઊભો તો રહે. ગભરાટ દૂર કર. સીધી વાત તો કર. થયું છે શું ?

લતીફ : ખુરમખાન ! ઓ ઓ ખાં સાહેબ ! મને કંઈ ન પૂછો, મને અહીંથી રૂખસદ આપો, યા ખુદા !

ખુરમ : ખુદાને વાસ્તે ખડો રહે. જરા આશાયેશ લે આમ પાગલ જેવો ફર્યા ન કર. કહે, શું છે ?

લતીફ : આપ તો સુલતાન સલામતના વડા નોકર છો. ના, નોકરોના વડા છો. આપ ધારો તો અમને બચાવી શકો. અમારા સૌની જિંદગી આફતમાં છે. દીવાન સાહેબને ખબર થશે તો અમને મુલ્ક બહાર કાઢી મૂકશે. યા તો ફાંસીને લાકડે ચઢાવશે. સુલતાન સલામત ખફા થશે તો યા અલ્લા ! યા પરવર દિગાર !

ખુરમ : ખામોશ આખી બીના મને બતાવ. અને આ લવારી બંધ કર. કહે–ખુદાવંદ ક્યાં છે ? અહીં તકિયો પણ બરાબર બિછાવ્યો નથી. જલદી કર. બધું બરાબર ગોઠવી દે. હમણા સુલતાન સલામત આવી પહોંચશે.

લતીફ : શાહે ઉલ્મુલ્ક સુલતાન ગુશામખાનામાં છે. સુલતાન સલામત ગુશલ કરી રહ્યા હતા. હમામખાનાના બધા નોકરો હાજર હતા. કરીમ અને અબદૂલ સુલતાનને નવડાવતા હતા. કરીમે ગફલતમાં સુલતાન સાહેબના પાક બદન ઉપર ધગધગતું પાણી નાંખ્યું.

ખુરમ : યા અલ્લાહ ! કેવો બોક.

લતીફ : અને એમના બદન ઉપર પાણી નાખતાં એમાંથી ગુજર પામેલો ઉંદર નીકળ્યો. સુલતાનના શરીર પર પડયો, બધાએ જોયો, અને સૌ કોઈ ચોંકી ગયા.

ખુરમ : ભારે બેઅદબી, ગજબ થયો, પછી શું થયું ?

લતીફ : હું તો ગભરાટનો માર્યો અહીં દોડી આવ્યો. ખુરમખાન ! આજ હમામખાનાના નોકરોને રૂખસદ આપવામાં આવશે, એમને સખ્ત કરવામાં આવશે, એમના પર દેશનિકાલના ફરમાન કાઢવામાં આવશે, યા ખુદા ! એમના સર કાપવામાં આવશે.

ખુરમ : નાપાક ! નિમકહરામ કાયર ! દોસ્તોને છોડી અહીં દોડી આવતાં તને શરમ નહીં આવી ?

લતીફ : પાણી ગરમ કરવાનો હવાલો મારા સર પર છે. મને કેદ કરવામાં આવશે, મારી અક્કલ કામ નથી કરતી. ખુદા જાણે એ કમબખ્ત ઉંદર ક્યાંથી ગુશમખાનામાં પાણી ગરમ કરવાની કુંડીમાં આવી બેઠો !

ખુરમ : ઉંદર મરેલો જ હતો ?

લતીફ : એ ઉકળેલા પાણીમાં ઉંદર તો શું પણ હું હોઉં તો પણ મરી જાઉં. મને બચાવો ! ઓ મને બચાવો.

ખુરમ : લતીફ ! હું શું તને બચાવું. બચાવે તો ખુદા બચાવે. તેં ભારેનો ગુનો કર્યો છે. સુલતાન સલામતનો દિમાગ આજ બડી ફજરથી નહીં સમજાય એવો થઈ ગયો છે.

લતીફ : સાંભળ્યું હતું કે એમના અમ્માજાન હંસાબાઈની ઝિયારતે હમણાં જ જઈ આવ્યા. પછી પોતે બહુ ગમગીન રહે છે.

ખુરમ : ગઈ રાતથી તો એમને દેખીને મને લાગ છે,





કે સુલતાન ઇન્સાન નથી, પણ ફિરસ્તા છે. લતીફ! જા. મહેલના એક ખૂણામાં જઈ ખુદાની બંદગી કર.

લતીફ : ખુરમખાન! ગુનો કબૂલ છે. મને બચાવો.

ખુરમ : પાગલ આદમી! કહુ છું તેમ કર, વખત ગુમાવ્યા વગર જા ખુદાની બંદગી કર. આજના મામલાની મને ખબર નથી. આજ બડી ફજરથી મારા જીવને ચેન નથી. ખરૂં કહું છું, જા પાક પરવર દિગારની બંદગી કર.

ગોપી : બંદગી!

ખુરમ : નેક નામવર દીવાન સાહબ કિવામ ઉલમુલ્ક મલિક ગોપીને ઘણી ખમ્મા!

મલેક ગોપી : ક્યાં છે લતીફ!

ખુરમ : જી હજુર! ગુલામ હાજીર છે. મને માફ કરો, વજીરે આલમ! મારી ગફલત થઇ ગઇ.

ગોપી : ખુરમ! હમામખાનાનાં સઘળા નોકરોને પહેરેજ કરવાનો મારો હુકમ છે. લતીફ સૌથી મોટો ગુનેગાર છે. સબબ, ગુનાની આખી જવાબદારી એના સર પર છે. સુલતાન સલામતના નહાવાના પાણીમા ઉંદર! ત્યા બધા અધાઓ કામ કરે છે. નથી કોઇની દેખરેખ, નથી કોઈની તકેદારી! આજે હમામખાનામા ઉંદર, કાલે રસોઇખાનામાં ઝહર. લતીફને કેદ કરો, અને સઘળા આફતાબચીઓને કાલફજરમાં મારી સામે પેશ કરો.

[ અંદરથી અવાજ આવે છે ]

અવાજ : નિગાહ રખો, બાદશાહ સલામતની સવારી આ રહી હે.

ખુરમ : ખુદ બાદશાહ પધારે છે.

ગોપી : તો શું! મારા ફરમાનનો અમલ જલદી કરો.

મુઝફ્ફરશાહ : દીવાન સાહેબ મલેક ગોપી!

ગોપી : ખુદાવિંદ!

મુઝફ્ફરશાહ : આપે કિયું ફરમાન કાઢયું તે જાણવા બાદશાહ ઈંતેજાર છે.

ગોપી : બેઅદબી માફ હજુર! પણ ફરમાન એ છે, કે કાલ ફજરમાં હમામખાનાના નોકરોની તપાસ થશે અને પછી આપ નામદાર બાદશાહ સલામતના હુકમથી એમને સજા ફરમાવવામાં આવશે. સૌથી મોટો ગુનેગાર આ લતીફ છે. અહીં થી એ નાસી છૂટવાની તજવીજમાં હતો, મેં એને ગિરફતાર કર્યો છે.

લતીફ : હજુરના કદમોમાં મારૂં સર છે. સુલતાને આલમ સરમુખત્યાર છે.

ગોપી : બસ. જબાન બંધ કર. શાહી મહેલમાં આવી ગફલતો અને આવી બેઅદબી!

મુઝફ્ફરશાહ : દીવાન સાહેબ! હજી મારી જાન હૈયાત છે. મારા તેર સાલના રાજઅમલમાં આવી ગફલત કદી થઇ નથી. આજે જ એ બીના બની એમા ખુદાતાલાની કાંઇ ખાસ મરજી દેખાય છે. ખુરમ! દીવાનસાહેબને તે મારી મકસદ રોશન કરી નથી લાગતી.

ખુરમ : ના ખુદાવિંદ! દીવાનસાહેબને હું મળી જ નથી શકયો. અત્યારે જ એમની મુલાકાતે જનાર હતો, અને હમામખાનામાં આ હકીકત બની ગઇ.

મુઝફ્ફરશાહ : દીવાનસાહેબ આ સૌ ઉપર ગુસ્સો કરવો વ્યાજબી નથી. ખુદા મારી કસોટી કરે છે. સુબાહથી દિલને બંદગી અને ખુદાની યાદથી ભરી દેવા નક્કી કર્યું છે. આજ હું સૌની મદદ ચાહું છુ.

ગોપી : સુલતાન સલામત! નોકરો અને ખિદમતગારો પર રહેમદિલી રાખવાની વાતને પણ હદ હોય છે. ગુનેગારોને લાયક સજા.

મુઝફ્ફરશાહ : ખામોશ! દીવાનસાહેબ! આજના પાક અને શાંત દિવસને ગુસ્સાની ગરમીથી બેજાર નહીં કરો. ગઇ કાલ આખી રાત મેં ખુદાની બંદગી કરી હતી, એની પાસે હુકમની માંગણી કરી હતી. કુરાને શરીફની આખરી



નકલ કરી હું જરા ફારેગ થયો અને મને ખુદાનો હુકમ સંભળાયો અને એ ફરમાન અમલમાં મૂકવા મેં એકરાર કરી લીધો છે.

ગોપી : સુલતાને આલમ ! તો શું આ ગુનેગારોને છોડી મૂકવામાં આવશે ? એમને માફી આપવામાં આવશે ?

મુઝફ્ફરશાહ : માફી ! માફી આપવાની વાત નથી. માફી માંગવાની વાત છે. ખુરમ ! નોકરોને અહીં હાજર થવા કહો, કહો મને કે કેટલા માણસોને આ કામ પર નીમવામાં આવ્યા છે ?

ખુરમ : એકસો, ખુદાવંદ !

મુઝફ્ફરશાહ : એકસો માણસ. એકસો માણસો ફક્ત એક ઇન્સાનની તહેનાતનો બોજ પોતાની ખાંધ પર ઉઠાવી શકતા નથી, એ અજબ વાત છે. હું તો હવે ત્રૈફ થયો છું. જિંદગીથી રુખસદ લેવાને તૈયાર થયો છું, તે જાઓ સાફી બક્ષુ છું. પણ મારા દીકરાઓ જુવાન છે. તેઓની નોકરી તમે કેમ ઉઠાવી શકશો ?

લતીફ : બાદશાહ ઝિંદાબાદ!

મુઝફ્ફરશાહ : ખુરમ ! સરકારી દફ્તરખાનાના તમામ માણસોને અહીં હાજર થવા ફરમાન કરો.

ખુરમ : જી હજુર !

ગોપી : બેઅદબી માફ નામવર ! પણ કસૂરની સજા તો થવી જ જોઇએ. આપ તો દરિયાવ દિલના છો, તે સૌને માફી બક્ષો છો, પણ ગુનેગારો એનો લાભ ઉઠાવે છે. શહેરમાં ગુના વધતા જાય છે. ચોરી, લૂંટ, બેઈમાની, રુશ્વતખોરીની ફરિયાદો વધતી જાય છે.

મુઝફ્ફરશાહ : બેશક ગોપી ! રાજમાં ચોરી વધે છે, સબબ !

ગોપી : સબબ એ કે સુલતાનમાં સખ્તાઇ નથી, ગુનેગારોને સજા કરવાની તાકાત નથી.

મુઝફ્ફરશાહ : તાકાત ! હીહીહી...

ગોપી : બરાબર છે, નામવર ! આપે મંડુના કિલ્લાને ઘેરો ઘાલી માળવામાં જીત મેળવી, ધારના સુલતાનને હરાવ્યો. નાની મોટી કરેલી લડાઇઓ ફતેહ કીધી. સુલતાન સલામતની તીરંદાજી અને તલવારબાજી તો મુલકમશહૂર છે.

મુઝફ્ફરશાહ : તો ભી.

ગોપી : તો ભી, આપે મંડુ જીતી એના સુલતાનને પાછી આઝાદી આપી, એના જનાનખાનાની ઓરતોને પાછી સોંપી એ ઠીક ન કર્યું, નામવર ! તાકાત વધારે પડતી ઉદારતાથી શરમિંદી પડે છે.

મુઝફ્ફરશાહ : તો શું તાકાતને જુલ્મોના કામથી ઝેબ મળે છે ?

ગોપી : હાર્યા દુશ્મનને જીવતો છોડવો એ હકૂમતી તાસીર નથી, રાજ્યવહીવટની એ ઠીક ઠીક ચાલબાજી નથી.

મુઝફ્ફરશાહ : દુશ્મનને શિકસ્ત આપી ફતેહ મેળવનાર કદી હાનો થઇ જ શકતો નથી ?

ગોપી : દાનાઇનો લાભ લઇ દુશ્મન વધારે જોર પકડતો જાય એ સાચી જીત નથી. પોતાના મુલકમાં ચોરી–લૂંટફાટના દાખલા વધતા જાય, કોટવાળી નબળી પડતી જાય, શાહીસત્તા કમજોર થતી જાય એ સલ્તનતને માટે સલામત નથી. બેઅદબી માફ, નામવર ! પણ રહમદિલીને પણ હદ હોય છે.

મુઝફ્ફરશાહ : રહમદિલીને પણ હદ હોય છે. દીવાન સાહેબ ! રહમદિલી એ કંઇ કોઇ રાજ્યની સરહદ નથી, એકઠી કરી રોજ મણવાની દોલત નથી. સુનો ! શહેરમાં ચોરડાકુ વધે છે સબબ સુલતાનની રહમદિલી નથી.

ગોપી : તો નામવર !

મુઝફ્ફરશાહ : સુલતાનની સલ્તનતમાં બધાને પેટપુરું ખાવાને મળતું નથી. ચોરડાકુ એશઆરામ કરવા પોતાની જિંદગીનું જોખમ ખેડતો નથી.





પણ પોતાના તેમ જ પોતાના કુટુંબકબીલાનું, પોતાના પ્યારા ફરજંદોની પેટગુજારી માટે ચોરીનું સાહસ કરવા ઝંપલાવે છે. અહમદાવાદની આસપાસ નજર કરો, ફરો, તલાશ કરો મુલ્કની કેવી હાલત છે એનો ખ્યાલ કરો. ભૂખે મરતા લોકોનો અંદાજ નિકાલો.

ગોપી : રાજ્યવહીવટ આવી ફિલસૂફી ઉપર નથી ચાલતો.

મુઝફ્ફરશાહ : રૈયતની ને દૌલતની મુલ્કના હાકેમને હાથે થતી બરબાદીમાં પણ હું નથી માનતો.

ગોપી : મુલ્કનો બાદશાહ સલ્તનતનો સરમુખત્યાર છે.

મુઝફ્ફરશાહ : ના દીવાનસાહેબ! મુલ્કનો બાદશાહ સલ્તનતનો ફક્ત વહીવટદાર છે. લોક પાસેથી એ લે છે. લોકના લાભ અને ભલા માટે એ આપે છે.

ગોપી : તો આપે અહમદાવાદની રોનક વધારવા શું કમી રાખી છે?

મુઝફ્ફરશાહ : અહમદાવાદની રૈનક વધી એ વાત કબૂલ છે. એ વધારવામાં આલાજાન પિદર મહમ્મદશાહનો હિસ્સો હતો એ હકીકત છે. પણ એ રૌનક વધી છે અહમદાવાદની આસપાસની રૈયતને ભોગે.

ગોપી : ખુદાવિંદ! ન સમજાયો.

મુઝફ્ફરશાહ : વાત સાફ છે દીવાનસાહેબ! અહમદાવાદની બઢતી એની આસપાસમા વસતા ખેડૂતો, ભીલો અને દેહાતી લોકોની આમદાનીમાંથી હિસ્સો લઈને થઈ છે. એમ પસીનાથી જમીન ખેડી, આપણે એશઆરામ કર્યો, મોજશોખની તજવીજ કીધી

[ ખુરમ પ્રવેશે છે : એની સાથે થોડા દફતરીઓ પણ હાજર થાય છે. બધા કુર્નિસ કરી ઊભા રહે છે. ]

ખુરમ : બેઅદબી માફ! પરવરદિગાર! સૌ કોઈ આપની ખિદમતમાં હાજર છે.

મુઝફ્ફરશાહ : ખુરમ! મારી ખિદમત હવે બહુ થઈ. મારે હવે મારા ખુદાની ખિદમતમાં હાજર થવું છે

ગોપી : સુલતાને આલમ! આજ આપની મકસદ સમજાતી નથી. આપના અવાજમાં શાહિંદા સૂર સંભળાતા નથી. મહિનાઓથી આપ ખોરાક પણ લેતા નથી.

મુઝફ્ફરશાહ : દીવાન સાહેબ! જરા ખામોશ. આસ્તે આસ્તે બધું આપને રોશન થશે.

ખુરમ : બેઅદબી માફ પરવર! આપ ફરમાવો તો થોડી રકમ ખેરાતમાં વાપરીએ.

મુઝફ્ફરશાહ : ખુરમ! તારી વફાદારીથી હું હમેશ ખુશ છું પણ તું કહે છે તે વાત મારે કબૂલ નથી. સરકારી તિજોરીમાંથી મેં આજ સુધી એટલી રકમ ખર્ચી છે, કે પરવરદિગારના દરબારમાં એનો મારાથી જવાબ પણ આપી શકાય એમ નથી. સરકારી તિજોરીમાં જમા થયેલી રકમ મારી નથી. મેં એને બેદરકારીથી મહેલોની મરામતમાં, શહેરોની કિલ્લેબંધીમાં, લશ્કરી અસબાબમાં, ફોજી જરૂરીઆતોમાં, શાહી ઠાઠમાઠમાં આપખુદીથી વાપરી છે. મને એમ કરવાનો હક્ક નથી; રૈયતના કોઈ પણ હાકેમને એવો ખર્ચ કરવો મુનાસિબ નથી.

ખુરમ : અલ્લાતાલાના આપ પર ફઝલ હો.

બધા : અલ્લાતાલાના આપ પર ફઝલ હો.

ગોપી : સુલતાન સલામત! આપની રજા લઉં તે પહેલાં આ દસ્તાવેજ ઉપર આપની મહોરે મારવાની અરજી મંજૂર રાખવા મહેરબાની કરશો.

મુઝફ્ફરશાહ : એ શેના દસ્તાવેજ છે, દીવાનસાહેબ!

ગોપી : ખુદાવંદ! ખાનજહાન મલિકુલમુલ્કે વજીફાઓનો બેસુમાર પૈસો સરકારી તિજોરીમા મૂકયો છે.

મુઝફ્ફરશાહ : સબબ

ગોપી : સબબ એ કે રાજ્યમા કેટલાક ધાર્મિક

પુરુષોને એનાયત થયેલા વજીફાઓના અસલ માલિક ગુજરી ગયા છે. એથી એમની જાગીર સરકારમાં લીધી છે.

મુઝફ્ફરશાહ : અને એ દોલત સરકારની માલેકી થાય એ માટે તમે મારી મોર માંગો છો?

ગોપી : એમ જ છે સરકાર!

મુઝફ્ફરશાહ : ઓ ઓ! આજ જુમ્માને દિવસે મારા પર આ શો સિતમ! મોહિબ ઉલમુલ્ક મુલ્કની દોલત સાથે ઠીક મહોબત કરે છે. એ બેવકૂફ અને બેશરમ માણસને કહો કે આવા નાપાક કામ બદલ ખુદા એને જરૂર ભારી સજા કરશે. વજીફદારો ગુજરી ગયા તો શું થયું? એમના બૈરાંછોકરાં હયાત છે કે નહીં? એ નહીં હોય તો એમના નોકરચાકરો છે કે નહીં? એમને એ મિલકત વહેંચી દો. ઓ! આ ગેર-ઈન્સાફી કામ બદલ હું તે તમને શી સજા કરૂં! ખુદા તમને માફક સજા જરૂર કરશે. જાઓ, જેની પાસેથી એ દોલત લીધી છે, એમને નહીં તો એમના વારસદારોને, કુટુંબકબીલાને, નહીં તો એ વજીફામાં કામકાજ કરનારા નોકરોને એ મિલકત પાછી સોંપો, અને એ બીચારા ગરીબ આદમીઓના ઘાયલ થયેલા જિગરને માફીના ગુલાબથી રુઝાવી દો.

ગોપી : સુલતાન સલામત!

મુઝફ્ફરશાહ : અને સુનો! સુલતાન મુઝફ્ફરશાહનું શાહી ફરમાન જાહેર કરો, કે ગુજરાતમાં દેવસ્થાનોના વજીફા એમના વારસોને વહેંચી આપવામાં આવશે. એમાં દરેક છોકરાને એ અને છોકરીને એક ભાગ કાયમ રહેશે અને એમાંનું કોઈ હયાત ન હોય તો એ મિલકત એમના નોકરોને વહેંચવામાં આવશે.

ખુરમ : અલ્લાતાલાના આપ પર ફઝલ હો.

( જાય છે. )

ગોપી : જહાંપનાહ! સંતાન ન હોય તો નોકરોને ગુલામોને એ મિલકત વહેંચી દેવી,

મુઝફ્ફરશાહ : મુઝફ્ફરશાહનો ને આખરી હુકમ છે. ગુલામો તરફ આટલી સૂગ કેમ આવે છે—નોકર-ચાકર ઇન્સાન નથી? કિવમે ઉલમુલ્ક દીવાન સાહેબ! ખુદાની બંદગી કરો. આજના જુમ્માને દિવસે ખુદાની રહમ ચાહો. વખ્ત કમ છે. નમાઝનો વખત થવા આવ્યો છે. મારી કિંમતી અબ ઘડી બરબાદ નહીં કરો. મારે હજી ઘણાં કામો કરવાના છે.

ખુરમ : ( આવીને ) ખુદાવંદ! બહાર નગરશેઠ અને શેઠાણી આપને મળવા હાજર ઊભા છે.

મુઝફ્ફરશાહ : મને ખબર છે ખુરમ! દીવાન સાહેબ! આપ દીવાનગીરી કરો છો, પણ મુલ્કમાં ગમખ્વાર બનતી હાલતથી આપ વાકેફગાર નથી. હું અને ખુરમ, ઘણીવાર નગરચર્ચા જોવા નીકળીએ છીએ. ગરીબોની કમનસીબી ઉપર આંસુ પાડી તે દૂર કરવા બનતું કરીએ છીએ. દેશમાં દુકાળ છે. અહમદાવાદની બહાર હાલત ઘણી ગંભીર છે. મેં જ નગરશેઠને હકીકતોથી વાકેફ કરવા અહીં આવવા ફરમાન આપ્યું છે. ખુરમ, શેઠને કહો અહીં ખુશીથી આવે.

ગોપી : સુલતાને આલમ! આપ થાકી ગયા છો. આપ જરા આરામ લ્યો.

મુઝફ્ફરશાહ : હું થાકી ગયો છું એ સાચી હકીકત છે. આજે તેર વર્ષના અમલમાં કોઇના પણ દિલને રંજ નહીં કરવા મેં બનતી તજવીજ કરી છે, ગુરસાની તલવાર મ્યાન કરવા મેં મારાથી બનતું કહ્યું છે. છતાં, મારાથી ગફલતો થઇ હશે. આજ એ ગફલતો, ભૂલો, બદકામો, બુરાઈઓ યાદ કરૂં છું એ માટે ખુદાતાલા પાસે માફી માંગુ છું. એમના પાક ફરમાન મુજબ આપવા કોશિશ કરૂં છું.

[ નગરશેઠ અને શેઠાણી પ્રવેશે છે, સાથે બીજા થોડા દફતરનવેશો પણ પ્રવેશે છે. ]





પણ પોતાના તેમ જ પોતાના કુટુંબકબીલાનું, પોતાના પ્યારા ફરજંદોની પેટગુજારી માટે ચોરીનું સાહસ કરવા ઝંપલાવે છે. અહમદાવાદની આસપાસ નજર કરો, ફરો, તલાશ કરો મુલ્કની કેવી હાલત છે એનો ખ્યાલ કરો ભૂખે મરતા લોકોનો અંદાજ નિકાલો.

ગોપી : રાજ્યવહીવટ આવી ફિલસૂફી ઉપર' નથી ચાલતો.

મુઝફ્ફરશાહ : રૈયતની ને દોલતની મુલ્કના હાકેમને હાથે થતી બરબાદીમાં પણ હું નથી માનતો.

ગોપી : મુલ્કનો બાદશાહ સલ્તનતનો સરમુખત્યાર છે.

મુઝફ્ફરશાહ : ના દીવાનસાહેબ! મુલ્કનો બાદશાહ સલ્તનતનો ફક્ત વહીવટદાર છે. લોક પાસેથી એ લે છે. લોકના લાભ અને ભલા માટે એ આપે છે.

ગોપી : તો આપે અહમદાવાદની રોનક વધારવા શું કમી રાખી છે?

મુઝફ્ફરશાહ : અહમદાવાદની રોનક વધી એ વાત કબૂલ છે. એ વધારવામાં આલાજાન પિદર મહમ્મદશાહનો હિસ્સો હતો એ હકીકત છે. પણ એ રોનક વધી છે અહમદાવાદની આસપાસની રૈયતને ભોગે.

ગોપી : ખુદાવિંદ! ન સમજાયો.

મુઝફ્ફરશાહ : વાત સાફ છે દીવાનસાહેબ! અહમદાવાદની બઢતી એની આસપાસમા વસતા ખેડૂતો, ભીલો અને દેહાતી લોકોની આમદાનીમાથી હિસ્સો લઇને થઈ છે. એમ પસીનાથી જમીન ભેરી, આપણે એશઆરામ કર્યો, મોજશોખની તજવીજ કીધી.

[ ખુરમ પ્રવેશે છે : એની સાથે થોડા દફતરીઓ પણ હાજર થાય છે. બધા કુરનિસ કરી ઊભા રહે છે. ]

ખુરમ : બેઅદબી માફ! પરવરદિગાર! સૌ કોઇ આપની ખિદમતમા હાજર છે.

મુઝફ્ફરશાહ : ખુરમ! મારી ખિદમત હવે બહુ થઈ. મારે હવે મારા ખુદાની ખિદમતમાં હાજર થવુ છે

ગોપી : સુલતાને આલમ! આજ આપની મકસદ સમજાતી નથી. આપના આવાજમાં રોજિંદા સૂર સંભળાતા નથી. મહિનાઓથી આપ ખોરાક પણ લેતા નથી.

મુઝફ્ફરશાહ - દીવાન સાહેબ! જરા ખામોશ. આસ્તે આસ્તે બધુ આપને રોશન થશે.

ખુરમ : બેઅદબી માફ પરવર! આપ ફરમાવો તો થોડી રકમ ખેરાતમાં વાપરીએ.

મુઝફ્ફરશાહ : ખુરમ! તારી વફાદારીથી હું હમેશ ખુશ છું પણ તું કહે છે તે વાત મારે કબૂલ નથી. સરકારી તિજોરીમાંથી મેં આજ સુધી એટલી રકમ ખર્ચી છે, કે પરવરદિગારના દરબારમાં એનો મારાથી જવાબ પણ આપી શકાય એમ નથી સરકારી તિજોરીમાં જમા થયેલી રકમ મારી નથી મેં એને બેદરકારીથી મહેલોની મરામતમાં, શહેરોની કિલ્લેબંધીમાં, લશ્કરી અસબાબમાં, ફોજી જરૂરીઆતોમાં, શાહી ઠાઠમાઠમાં આપખુદીથી વાપરી છે. મને એમ કરવાનો હક્ક નથી; રૈયતના કોઈ પણ હાકેમને એવો ખર્ચ કરવો મુનાસિબ નથી.

ખુરમ : અલ્લાતાલાના આપ પર ફઝલ હો.

બધા : અલ્લાતાલાના આપ પર ફઝલ હો.

ગોપી : સુલતાન સલામત! આપની રજા લઉં તે પહેલાં આ દસ્તાવેજ ઉપર આપની મહોરે મારવાની અરજી મન્જૂર રાખવા મહેરબાની કરશો.

મુઝફ્ફરશાહ : એ શેના દસ્તાવેજ છે, દીવાનસાહેબ!

ગોપી : ખુદાવંદ! ખાનજહાન મહિમુઉલ્મુલ્કે વક્ફાઓનો બેસુમાર પૈસો સરકારી તિજોરીમાં મૂકયો છે.

મુઝફ્ફરશાહ : સબબ

ગોપી : સબબ એ કે રાજ્યમા કેટલાક ધાર્મિક

પુરુષોને એનાયત થયેલા વજીફાઓના અસલ માલિક ગુજરી ગયા છે. એથી એમની જાગીર સરકારમાં લીધી છે.

મુઝફ્ફરશાહ : અને એ દોલત સરકારની માલેકી થાય એ માટે તમે મારી મોર માંગો છો?

ગોપી : એમ જ છે સરકાર!

મુઝફ્ફરશાહ : ઓ ઓ! આજ જુમ્માને દિવસે મારા પર આ શો સિતમ! મોહિબ ઉલમુલ્ક મુલ્કની દોલત સાથે ઠીક મહોબત કરે છે. એ બેવકૂફ અને બેશરમ માણસને કહો કે આવા નાપાક કામ બદલ ખુદા એને જરૂર ભારી સજા કરશે. વજીફદારો ગુજરી ગયા તો શું થયું? એમના બૈરાંછોકરાં હૈયાત છે કે નહીં? એ નહીં હોય તો એમના નોકરચાકરો છે કે નહીં? એમને એ મિલકત વહેંચી દો. ઓ! આ ગેર-ઇન્સાફી કામ બદલે હું તે તમને શી સજા કરું! ખુદા તમને માફક સજા જરૂર કરશે. જાઓ, જેની પાસેથી એ દોલત લીધી છે, એમને નહીં તો એમના વારસદારોને, કુટુંબકબીલાને, નહીં તો એ વજીફામાં કામકાજ કરનારા નોકરોને એ મિલકત પાછી સોંપો, અને એ બીચારા ગરીબ આદમીઓના ઘાયલ થયેલા જિગરને માફીના ગુલાબથી રુઝાવી દો.

ગોપી : સુલતાન સલામત!

મુઝફ્ફરશાહ : અને સુનો! સુલતાન મુઝફ્ફરશાહનું શાહી ફરમાન જાહેર કરો, કે ગુજરાતમાં દેવસ્થાનોના વજીફા એમના વારસોને વહેંચી આપવામાં આવશે. એમાં દરેક છોકરાને એ અને છોકરીને એક ભાગ કાયમ રહેશે અને એમાંનું કોઈ હયાત ન હોય તો એ મિલકત એમના નોકરોને વહેંચવામાં આવશે.

ખુરમ : અલ્લાતાલાના આપ પર ફઝલ હો.

(જાય છે.)

ગોપી : જહાંપનાહ! સંતાન ન હોય તો નોકરોને ગુલામોને એ મિલકત વહેંચી દેવી,

મુઝફ્ફરશાહ : મુઝફ્ફરશાહનો તે આખરી હુકમ છે. ગુલામો તરફ આટલી સૂગ કેમ આવે છે—નોકરચાકર ઇન્સાન નથી? કિવામે ઉલમુલ્ક દીવાન સાહેબ! ખુદાની બંદગી કરો. આજના જુમ્માને દિવસે ખુદાની રહમ ચાહો. વખ્ત કમ છે. નમાઝનો વખત થવા આવ્યો છે. મારી કિંમતી અબ ઘડી બરબાદ નહીં કરો. મારે હજી ઘણાં કામો કરવાના છે.

ખુરમ : (આવીને) ખુદાવંદ! બહાર નગરશેઠ અને શેઠાણી આપને મળવા હાજર ઊભા છે.

મુઝફ્ફરશાહ : મને ખબર છે ખુરમ! દીવાન સાહેબ! આપ દીવાનગીરી કરો છો, પણ મુલ્કમાં ગમખ્વાર બનતી હાલતથી આપ વાકેફગાર નથી. હું અને ખુરમ, ઘણીવાર નગરચર્ચા જોવા નીકળીએ છીએ. ગરીબોની કમનસીબી ઉપર આંસુ પાડી તે દૂર કરવા બનતું કરીએ છીએ. દેશમાં દુકાળ છે. અહમદાવાદની બહાર હાલત ઘણી ગંભીર છે. મેં જ નગરશેઠને હકીકતોથી વાકેફ કરવા અહીં આવવા ફરમાન આપ્યું છે. ખુરમ, શેઠને કહો અહીં ખુશીથી આવે.

ગોપી : સુલતાને આલમ! આપ થાકી ગયા છો. આપ જરા આરામ લ્યો.

મુઝફ્ફરશાહ : હું થાકી ગયો છું એ સાચી હકીકત છે. આજે તેર વર્ષના અમલમાં કોઈના પણ દિલને રંજ નહીં કરવા મેં બનતી તજવીજ કરી છે, ગુસ્સાની તલવાર મ્યાન કરવા મેં મારાથી બનતું કર્યું છે. છતાં, મારાથી ગફલતો થઈ હશે. આજ એ ગફલતો, ભૂલો, બદકામો, બુરાઈઓ યાદ કરું છું એ માટે ખુદાતાલા પાસે માફી માંગુ છું. એમના પાક ફરમાન મુજબ આપવા કોશિશ કરું છું.

[નગરશેઠ અને શેઠાણી પ્રવેશે છે, સાથે બીજા થોડા દફતરનવેશો પણ પ્રવેશે છે.]





પણ પોતાના તેમ જ પોતાના કુટુંબકબીલાનું, પોતાના પ્યારા ફરજંદોની પેટગુજારી માટે ચોરીનું સાહસ કરવા ઝંપલાવે છે. અહમદાવાદની આસપાસ નજર કરો, ફરો, તલાશ કરો મુલ્કની કેવી હાલત છે એનો ખ્યાલ કરો. ભૂખે મરતા લોકોનો અંદાજ નિકાલો.

ગોપી : રાજ્યવહીવટ આવી ફિલસૂફી ઉપર નથી ચાલતો.

મુઝફ્ફરશાહ : રૈયતની ને દોલતની મુલ્કના હાકેમને હાથે થતી બરબાદીમાં પણ હું નથી માનતો.

ગોપી : મુલ્કનો બાદશાહ સલ્તનતનો સરમુખત્યાર છે.

મુઝફ્ફરશાહ : ના દીવાનસાહેબ! મુલ્કનો બાદશાહ સલ્તનતનો ફક્ત વહીવટદાર છે. લોક પાસેથી એ લે છે. લોકના લાભ અને ભલા માટે એ આપે છે.

ગોપી : તો આપે અહમદાવાદની રોનક વધારવા શું કમી રાખી છે?

મુઝફ્ફરશાહ : અહમદાવાદની રોનક વધી એ વાત કબૂલ છે. એ વધારવામાં આલાજાન પિદર મહમમદશાહનો હિસ્સો હતો એ હકીકત છે. પણ એ રોનક વધી છે અહમદાવાદની આસપાસની રૈયતને ભોગે.

ગોપી : ખુદાવિંદ! ન સમજ્યો.

મુઝફ્ફરશાહ : વાત સાફ છે દીવાનસાહેબ? અહમદાવાદની બઢતી એની આસપાસમા વસતા ખેડૂતો, ભીલો અને દેહાતી લોકોની આમદાનીમાંથી હિસ્સો લઈને થઈ છે. એમ પસીનાથી જમીન બેઠી, આપણે ઐશઆરામ કર્યો, મોજશોખની તજવીજ કીધી.

[ખુરમ પ્રવેશે છે : એની સાથે થોડા દફતરીઓ પણ હાજર થાય છે. બધા કુરનિસ કરી ઊભા રહે છે.]

ખુરમ . બેઅદબી માફ! પરવરદિગાર! સૌ કોઈ આપની ખિદમતમા હાજર છે.

મુઝફ્ફરશાહ : ખુરમ! મારી ખિદમત હવે બદ થઈ. મારે હવે મારા ખુદાની ખિદમતમાં હાજર થવુ છે

ગોપી : સુલતાને આલમ! આજ આપની મકસદ સમજાતી નથી. આપના અવાજમાં રોજિંદા સૂર સંભળાતા નથી. મહિનાઓથી આપ ખોરાક પણ લેતા નથી.

મુઝફ્ફરશાહ : દીવાન સાહેબ! જરા ખામોશ. આસ્તે આસ્તે બધું આપને રોશન થશે.

ખુરમ : બેઅદબી માફ પરવર! આપ ફરમાવો તો થોડી રકમ ખેરાતમાં વાપરીએ.

મુઝફ્ફરશાહ : ખુરમ! તારી વફાદારીથી હું હમેશ ખુશ છું પણ તું કહે છે તે વાત મારે કબૂલ નથી. સરકારી તિજોરીમાંથી મેં આજ સુધી એટલી રકમ ખર્ચી છે, કે પરવરદિગારના દરબારમાં એનો મારાથી જવાબ પણ આપી શકાય એમ નથી. સરકારી તિજોરીમાં જમા થયેલી રકમ મારી નથી. મેં એને બેદરકારીથી મહેલોની મરામતમાં, શહેરોની કિલ્લેબંધીમાં, લશ્કરી અસબાબમાં, ફોજી જરૂરીઆતોમાં, શાહી ઠાઠમાઠમાં આપખુદીથી વાપરી છે. મને એમ કરવાનો હક્ક નથી; રૈયતના કોઈ પણ હાકેમને એવો ખર્ચ કરવો મુનાસિબ નથી.

ખુરમ : અલ્લાતાલાના આપ પર ફઝલ હો.

બધા : અલ્લાતાલાના આપ પર ફઝલ હો.

ગોપી : સુલતાન સલામત! આપની રજા લઉં તે પહેલાં આ દસ્તાવેજ ઉપર આપની મહોર મારવાની અરજી મંજૂર રાખવા મહેરબાની કરશો.

મુઝફ્ફરશાહ : એ શેના દસ્તાવેજ છે, દીવાનસાહેબ!

ગોપી : ખુદાવંદ! ખાનજહાન મલિકુલઉમરાવે વજીફાઓનો બેસુમાર પૈસો સરકારી તિજોરીમાં મૂક્યો છે.

મુઝફ્ફરશાહ : સબબ

ગોપી : સબબ એ કે રાજ્યમા કેટલાક ધાર્મિક

પુરુષોને એનાયત થયેલા વજીફાઓના અસલ માલિક ગુજરી ગયા છે. એથી એમની જાગીર સરકારમાં લીધી છે.

મુઝફ્ફરશાહ : અને એ દોલત સરકારની માલેકી થાય એ માટે તમે મારી મોર માંગો છો?

ગોપીઃ એમ જ છે સરકાર!

મુઝફ્ફરશાહ : ઓ ઓ! આજ જુમ્માને દિવસે મારા પર આ શો સિતમ! મોહિબ ઉલમુલ્ક મુલ્કની દૌલત સાથે ઠીક મહોબ્બત કરે છે. એ બેવકૂફ અને બેશરમ માણસને કહો કે આવા નાપાક કામ બદલ ખુદા એને જરૂર ભારી સજા કરશે. વજીફદારો ગુજરી ગયા તો શું થયું? એમના બૈરાંછોકરાં હૈયાત છે કે નહીં? એ નહીં હોય તો એમના નોકરચાકરો છે કે નહીં? એમને એ મિલકત વહેંચી દો. ઓ! આ ગેર-ઇન્સાફી કામ બદલ હું તે તમને શી સજા કરું! ખુદા તમને માફક સજા જરૂર કરશે. જાઓ, જેની પાસેથી એ દૌલત લીધી છે, એમને નહીં તો એમના વારસદારોને, કુટુંબકબીલાને, નહીં તો એ વજીફામાં કામકાજ કરનારા નોકરોને એ મિલકત પાછી સોંપો, અને એ બીચારા ગરીબ આદમીઓના ઘાયલ થયેલા જિગરને માફીના ગુલાબથી રુઝાવી દો.

ગોપી : સુલતાન સલામત!

મુઝફ્ફરશાહ : અને સુનો! સુલતાન મુઝફ્ફરશાહનું શાહી ફરમાન જાહેર કરો, કે ગુજરાતમાં દેવસ્થાનોના વજીફા એમના વારસોને વહેંચી આપવામાં આવશે. એમાં દરેક છોકરાને બે અને છોકરીને એક ભાગ કાયમ રહેશે અને એમાંનું કોઈ હયાત ન હોય તો એ મિલકત એમના નોકરોને વહેંચવામાં આવશે.

ખુરમ : અલ્લાતાલાના આપ પર ફઝલ હો.

( જાય છે. )

ગોપી : જહાંપનાહ! સંતાન ન હોય તો નોકરોને ગુલામોને એ મિલકત વહેંચી દેવી,

મુઝફ્ફરશાહ : મુઝફ્ફરશાહનો તે આખરી હુકમ છે. ગુલામો તરફ આટલી સૂગ કેમ આવે છે—નોકરચાકર ઇન્સાન નથી? કિવમે ઉલમુલ્ક દીવાન સાહેબ! ખુદાની બંદગી કરો. આજના જુમ્માને દિવસે ખુદાની રહમ ચાહો. વખ્ત કમ છે. નમાઝનો વખત થવા આવ્યો છે. મારી કિંમતી અબ ઘડી બરબાદ નહીં કરો. મારે હજી ઘણાં કામો કરવાના છે.

ખુરમ : ( આવીને ) ખુદાવંદ! બહાર નગરશેઠ અને શેઠાણી આપને મળવા હાજર ઊભા છે.

મુઝફ્ફરશાહ : મને ખબર છે ખુરમ! દીવાન સાહેબ! આપ દીવાનગીરી કરો છો, પણ મુલ્કમાં ગમખ્વાર બનતી હાલતથી આપ વાકેફગાર નથી. હું અને ખુરમ, ઘણીવાર નગરચર્યા જોવા નીકળીએ છીએ. ગરીબોની કમનસીબી ઉપર આંસુ પાડી તે દૂર કરવા બનતું કરીએ છીએ. દેશમાં દુકાળ છે. અહમદાવાદની બહાર હાલત ઘણી ગંભીર છે. મેં જ નગરશેઠને હકીકતોથી વાકેફ કરવા અહીં આવવા ફરમાન આપ્યું છે. ખુરમ, શેઠને કહો અહીં ખુશીથી આવે.

ગોપી : સુલતાને આલમ! આપ થાકી ગયા છો. આપ જરા આરામ લ્યો.

મુઝફ્ફરશાહ : હું થાકી ગયો છું એ સાચી હકીકત છે. આજે તેર વર્ષના અમલમાં કોઇના પણ દિલને રંજ નહીં કરવા મેં બનતી તજવીજ કરી છે, ગુસ્સાની તલવાર મ્યાન કરવા મેં મારાથી બનતું કર્યું છે. છતાં, મારાથી ગફલતો થઇ હશે. આજ એ ગફલતો, ભૂલો, બદકામો, બુરાઇઓ યાદ કરું છું એ માટે ખુદાતાલા પાસે માફી માંગુ છું. એમના પાક ફરમાન મુજબ આપવા કોશિશ કરું છું.

[ નગરશેઠ અને શેઠાણી પ્રવેશે છે, સાથે બીજા થોડા દફતરનવેશો પણ પ્રવેશે છે. ]





પણ પોતાના તેમ જ પોતાના કુટુંબકબીલાનું, પોતાના પ્યારા ફરજંદોની પેટગુજારી માટે ચોરીનું સાહસ કરવા ઝંપલાવે છે. અહમદાવાદની આસપાસ નજર કરો, ફરો, તલાશ કરો મુલ્કની કેવી હાલત છે એનો ખ્યાલ કરો ભૂખે મરતા લોકોનો અંદાજ નિકાળો.

ગોપી : રાજ્યવહીવટ આવી ફિલસુફી ઉપર નથી ચાલતો.

મુઝફ્ફરશાહ : રૈયતની ને દૌલતની મુલ્કના હાકેમને હાથે થતી બરબાદીમાં પણ હું નથી માનતો.

ગોપી : મુલ્કનો બાદશાહ સલ્તનતનો સરમુખત્યાર છે.

મુઝફ્ફરશાહ : ના દીવાનસાહેબ! મુલ્કનો બાદશાહ સલ્તનતનો ફક્ત વહીવટદાર છે. લોક પાસેથી એ લે છે. લોકના લાભ અને ભલા માટે એ આપે છે.

ગોપી : તો આપે અહમદાવાદની રોનક વધારવા શું કમી રાખી છે?

મુઝફ્ફરશાહ : અહમદાવાદની રોનક વધી એ વાત કબૂલ છે એ વધારવામાં આલાજાન પિદર અહમદશાહનો હિસ્સો હતો એ હકીકત છે. પણ એ રોનક વધી છે અહમદાવાદની આસપાસની રૈયતને ભોગે.

ગોપી : ખુદાવિંદ! ન સમજ્યો.

મુઝફ્ફરશાહ : વાત સાફ છે દીવાનસાહેબ! અહમદાવાદની બઢતી એની આસપાસમાં વસતા ખેડૂતો, ભીલો અને દેહાતી લોકોની આમદાનીમાંથી હિસ્સો લઈને થઈ છે. એમ પસીનાથી જમીન ખેડી, આપણે એશઆરામ કર્યો, મોજશોખની તજવીજ કીધી.

[ ખુરમ પ્રવેશે છે : એની સાથે થોડા દફતરીઓ પણ હાજર થાય છે બધા કુરનિસ કરી ઊભા રહે છે. ]

ખુરમ . બેઅદબી માફ! પરવરદિગાર! સૌ કોઈ આપની ખિદમતમાં હાજર છે.

મુઝફ્ફરશાહ : ખુરમ! મારી ખિદમત હવે બસ થઈ. મારે હવે મારા ખુદાની ખિદમતમાં હાજર થવુ છે

ગોપી : સુલતાને આલમ! આજ આપની મકસદ સમજાતી નથી. આપના અવાજમાં રોજિંદા સૂર સંભળાતા નથી. મહિનાઓથી આપ ખોરાક પણ લેતા નથી.

મુઝફ્ફરશાહ દીવાન સાહેબ! જરા ખામોશ. આસ્તે આસ્તે બધુ આપને રોશન થશે.

ખુરમ : બેઅદબી માફ પરવર! આપ ફરમાવો તો થોડી રકમ ખેરાતમાં વાપરીએ.

મુઝફ્ફરશાહ : ખુરમ! તારી વફાદારીથી હું હમેશ ખુશ છું પણ તું કહે છે તે વાત મારે કબૂલ નથી. સરકારી તિજોરીમાંથી મેં આજ સુધી એટલી રકમ ખર્ચી છે, કે પરવરદિગારના દરબારમાં એનો મારાથી જવાબ પણ આપી શકાય એમ નથી સરકારી તિજોરીમાં જમા થયેલી રકમ મારી નથી મેં એને બેદરકારીથી મહેલોની મરામતમાં, શહેરોની કિલ્લેબંધીમાં, લશ્કરી અસબાબમાં, ફોજી જરૂરીઆતોમાં, શાહી ઠાઠમાઠમાં આપખુદીથી વાપરી છે. મને એમ કરવાનો હક્ક નથી; રૈયતના કોઈ પણ હાકેમને એવો ખર્ચ કરવો મુનાસિબ નથી.

ખુરમ : અલ્લાતાલાના આપ પર ફઝલ હો.

બધા : અલ્લાતાલાના આપ પર ફઝલ હો.

ગોપી : સુલતાન સલામત! આપની રજા લઉં તે પહેલાં આ દસ્તાવેજ ઉપર આપની મહોર મારવાની અરજી મંજૂર રાખવા મહેરબાની કરશો.

મુઝફ્ફરશાહ : એ શેના દસ્તાવેજ છે, દીવાનસાહેબ!

ગોપી : ખુદાવંદ! ખાનજહાન મહિબુઉલ્મુલ્કે વજીફાઓનો બેસુમાર પૈસો સરકારી તિજોરીમાં મૂક્યો છે.

મુઝફ્ફરશાહ : સબબ

ગોપી : સબબ એ કે રાજ્યમાં કેટલાક ધાર્મિક

પુરુષોને એનાયત થયેલા વજીફાઓના અસલ માલિક ગુજરી ગયા છે. એથી એમની જાગીર સરકારમાં લીધી છે.

મુઝફ્ફરશાહ : અને એ દોલત સરકારની માલેકી થાય એ માટે તમે મારી મોર માંગો છો?

ગોપી-: એમ જ છે સરકાર!

મુઝફ્ફરશાહ : ઓ ઓ! આજ જુમ્માને દિવસે મારા પર આ શો સિતમ! મોહિબ્બ ઉલમુલ્ક મુલ્કની દોલત સાથે ઠીક મહોબ્બત કરે છે. એ બેવકૂફ અને બેશરમ માણસને કહો કે આવા નાપાક કામ બદલ ખુદા એને જરૂર ભારી સજા કરશે. વજીફદારો ગુજરી ગયા તો શું થયું? એમના બૈરાંછોકરાં હૈયાત છે કે નહીં? એ નહીં હોય તો એમના નોકરચાકરો છે કે નહીં? એમને એ મિલકત વહેંચી દો. ઓ! આ ગેર-ઈન્સાફી કામ બદલ હું તે તમને શી સજા કરું! ખુદા તમને માફક સજા જરૂર કરશે. જાઓ, જેની પાસેથી એ દોલત લીધી છે, એમને નહીં તો એમના વારસદારોને, કુટુંબકબીલાને, નહીં તો એ વજીફામાં કામકાજ કરનારા નોકરોને એ મિલકત પાછી સોંપો, અને એ બીચારા ગરીબ આદમીઓના ઘાયલ થયેલા જિગરને માફીના ગુલાબથી રુઝાવી દો.

ગોપી : સુલતાન સલામત!

મુઝફ્ફરશાહ : અને સુનો! સુલતાન મુઝફ્ફરશાહનું શાહી ફરમાન જાહેર કરો, કે ગુજરાતમાં દેવસ્થાનોના વજીફા એમના વારસોને વહેંચી આપવામાં આવશે. એમાં દરેક છોકરાને બે અને છોકરીને એક ભાગ કાયમ રહેશે અને એમાંનું કોઈ હયાત ન હોય તો એ મિલકત એમના નોકરોને વહેંચવામાં આવશે.

ખુરમ : અલ્લાતાલાના આપ પર ફઝલ હો.

( જાય છે. )

ગોપી : જહાંપનાહ! સંતાન ન હોય તો નોકરોને ગુલામોને એ મિલકત વહેંચી દેવી,

મુઝફ્ફરશાહ : મુઝફ્ફરશાહનો તે આખરી હુકમ છે. ગુલામો તરફ આટલી સૂગ કેમ આવે છે—નોકરચાકર ઇન્સાન નથી? કિવમે ઉલમુલ્ક દીવાન સાહેબ! ખુદાની બંદગી કરો. આજના જુમ્માને દિવસે ખુદાની રહેમ ચાહો. વખ્ત કમ છે. નમાઝનો વખત થવા આવ્યો છે. મારી કિંમતી અબ ઘડી બરબાદ નહીં કરો. મારે હજી ઘણાં કામો કરવાના છે.

ખુરમ : ( આવીને ) ખુદાવંદ! બહાર નગરશેઠ અને શેઠાણી આપને મળવા હાજર ઊભા છે.

મુઝફ્ફરશાહ : મને ખબર છે ખુરમ! દીવાન સાહેબ! આપ દીવાનગીરી કરો છો, પણ મુલ્કમાં ગમખ્વાર બનતી હાલતથી આપ વાકેફગાર નથી. હું અને ખુરમ, ઘણીવાર નગરચર્ચા જોવા નીકળીએ છીએ. ગરીબોની કમનસીબી ઉપર આંસુ પાડી તે દૂર કરવા બનતું કરીએ છીએ. દેશમાં દુકાળ છે. અહમદાવાદની બહાર હાલત ઘણી ગંભીર છે. મેં જ નગરશેઠને હકીકતોથી વાકેફ કરવા અહીં આવવા ફરમાન આપ્યું છે. ખુરમ, શેઠને કહો અહીં ખુશીથી આવે.

ગોપી : સુલતાને આલમ! આપ થાકી ગયા છો. આપ જરા આરામ લ્યો.

મુઝફ્ફરશાહ : હું થાકી ગયો છું એ સાચી હકીકત છે. આજે તેર વર્ષના અમલમાં કોઇના પણ દિલને રંજ નહીં કરવા મેં બનતી તજવીજ કરી છે, ગુસ્સાની તલવાર મ્યાન કરવા મેં મારાથી બનતું કર્યું છે. છતાં, મારાથી ગફલતો થઇ હશે. આજ એ ગફલતો, ભૂલો, બદકામો, બુરાઈઓ યાદ કરું છું એ માટે ખુદાતાલા પાસે માફી માંગુ છું. એમના પાક ફરમાન મુજબ આપવા કોશિશ કરું છું.

[ નગરશેઠ અને શેઠાણી પ્રવેશે છે, સાથે બીજા થોડા દફતરનવેશો પણ પ્રવેશે છે. ]





નગરશેઠ : જહાંપનાહ ! ખુદેનવાજ, ગરીબપરવર !

મુઝફ્ફરશાહ : આવો નગરશેઠ ! આવો બહેન ! દીવાન સાહેબ હાજર છે. એમની સામે જ કેફિયત રજૂ કરો.

નગરશેઠ : શું કહું ખુદાવિંદ ! ગજબ થઇ ગયો છે. કાળ ચોઘડિયું બેસી ચૂક્યું છે. મુલક બળું-બળું થઇ ગયો છે. પાણીનું એકેય ટીપું નથી. શહેર બહાર ગામડાંમાં મનખો કીડિયું માફક ઊભરાય છે. અને તરફડિયા મારી મરી જાય છે.

શેઠાણી : બાદશાહને ઘણી ખમા ! નદીમાં જળ નથી, વાવ-કૂવા સુકાઇ ગયા છે. કોઠારોમાં દાણો નથી. ઢોરો માટે ઘાસ નથી. હવે તો ભગવાન દયા કરે તો છે બાપજી !

મુઝફ્ફરશાહ : યા અલ્લાહ ! રહમ કર. બાદશાહના કોઠારમાં દાણો હતો તે બધો ગરીબોને વહેંચી દેવા હુકમ આપી દીધો છે. સરકારમાં દોલત પડી છે, તે જોઈતી હોય તો—

નગરશેઠ : અરે ફિરસ્તા જેવા બાદશાહ ! અમે તો આટલા સદ્‌ગુણવાળા સુલતાન જોયા પણ નથી. દોલત તે કંઇ ખવાય છે ? જ્યાં દેવ રૂઠ્યો હોય, યાને અલ્લા ખફા હોય ત્યાં આપણા મનખનું શું ચાલે ! ધૂળના વ ટોળીઆ ચોમેર ઊડી રહ્યા છે. કોઇ અરૂપરૂ વાદળું દૂર દેખાય છે; અને દેખાય છે એવું અલોપ થઇ જાય છે. ગાય, ભેંસ, બળદ, બકરાંનાં મુડદાં જમીન પર સડતાં ગંધાય છે. અને હવે તો બાવજી ! માણસનાં હાડપિંજર પણ રઝળતાં જણાય છે.

મુઝફ્ફરશાહ : બસ, નગરશેઠ ! તમો કહો છો તે કેફિયત મારી નજર બહાર નથી. મામલો વધારે ગંભીર થતો જાય છે, લોકોની મુસીબતો મારાથી વધુ વાર દેખી શકાતી નથી.

ગોપી : કુદરતના કોપ આગળ આપણી શી ગુંજાશ છે.

શેઠાણી : ખરી વાત છે બાપજી ! દેવ રૂઠ્યો દીસે છે. દુકાળીઆઓના ટોળેટોળાં શહેર બહાર ઊભરાતાં જાય છે. જમીનમાં કસ નથી, ખેતી માટે પાણી નથી, ખાવાને દાણો નથી :—

મુઝફ્ફરશાહ : અને ખુદાની રહેમત આદમજાત પર પાછી લાવવામાં ઇન્સાનમાં અરમાન નથી, એની બંદગીમાં એટલી તાકાત નથી, માણસ માણસમાં હવે ઇતબાર નથી, દિલ સાફ નથી, જિંદગીના રાહમાં હવે કોઇ એવી નેકત-નેકી નથી.

ગોપી : આપે તો પણું કર્યું, પણ રૈયત કમનસીબ તે એમના—

મુઝફ્ફરશાહ : રૈયત કમનસીબ ! દીવાનસાહેબ ! કુદરત રહમદિલી પણ બતાવે છે, અને કદી કોપ પણ કરે છે. ઇન્સાનની ફરજ છે કે કુદરતની ઓફનજર સામે સર ઝુકાવી, બચવા માટે ખુદાની બંદગી કરવી જોઇએ. આફતમાં હેરાન થતા કમનસીબોને બનતી મદદ આપવી જોઈએ યાદ રાખો, દુનિયામાં નેક કામ કરનાર કમ હોય છે, બદકામ કરનારા ઘણા હોય છે.

શેઠાણી : આપ તો અમારે ત્યાં ભગવાનના માણસ છો, ફિરસ્તા જેવા એો બાદશાહ તમારી આટલી સાથ છે તો દુઃખ વેઠવા હિમ્મત પણ મળે છે.

મુઝફ્ફરશાહ : હું ફિરસ્તો નથી, શેઠાણી ! હું ઇચ્છું છું કે હું ખુદાનો ફિરસ્તો હોત. આ ગરીબો પર આવી પડેલી આફત કોઇ પણ રીતે નાબૂદ કરત. મુલકમાં જે કહેર વર્તી રહ્યો છે, એનું બધા ન થઇ શકે એમ નથી, એનો ખયાલ આપવો સહેલ પણ નથી.

શેઠાણી : અમે તો કંઇક માનતા માની છે બાપજી, અને લોકો યગનજપન કરાવે છે, આસ્થાનું પરમાણ છે. કુદરત રાજી થાય અને હામ જુએ એટલે બસ.

મુઝફ્ફરશાહ : સાચું કહે છે, બહેન ! બંદગીથી ફાયદો તો થાય છે જ. બંદગી સાફ દિલથી,

અને પાક મુરાદથી કરવામાં આવે તો. સાચી વાત છે, બંદગી કરો. ખુદાની બંદગી કરો. ગાફેલ બનેલા અને ગફલતમાં પડેલા આદમીને ખુદા હમેશાં સાચો રાહ બતાવવા તૈયાર હોય છે. મુસીબત એટલી જ છે કે આદમી ખુદાનો અવાજ સાંભળવા તૈયાર નથી.

ગોપી : દુકાળ કંઈ આજ પહેલોવહેલો આવ્યો છે. એ તો બે પાંચ વર્ષે આવ્યા જ કરે છે.

ખુરમ : બેઅદબી માફ, પણ આ દુકાળ તો ભયંકર નાક ખરાબ છે. લોક જીવડાની માફક મરે છે ઢોરઢાંકરની બરબાદીનો પાર નથી.

નગરશેઠ : ભલા બાદશાહ ! આપ સુલતાનની હું શી દુવા કરૂં. અમર તપો આપનું રાજ. પણ દૂધાળા જાનવર સદંતર ઊડી ગયા છે. એમના હાડમાંસ ખાવા ભૂખે ટળવળતાનો મનખો લલચાય છે, અધરમના અને હત્યારા કામો આંખે જોતાં મનકુ માનવા ના પાડે છે. ગામડાઓની હાલત ભયંકર છે. અમોએ ઘણીઘણીઆણીએ દુકાળીઆઓને જાતે ઘાસના તણખલા ચાવતા જોયા છે.

શેઠાણી : બાપજી ! કુદરત કોપી છે. નહીં દેખવાનું દેખવું પડે છે. નહી સાંભળેલું સાંભળવું પડે છે. આ સાબરમતી અને વાત્રક—પણે પાંચ સાત નદીઓના પાણી એકઠા થઇ લીલાલહેર કરતાં હતાં, ત્યાં કળશ્યો પાણી પીવા નથી મળતો. ઊછળે છે ત્યારે નદીઓ માઝા મૂકી જળબંબાકાર બોલાવે છે, અને નહીં તો અધગાઉ ભોંય ખોદતાંયે ટીપું પાણી નથી નીકળતું.

નગરશેઠ : બાદશાહ સલામત ! પૈસા આપી અનાજ વેચાતું મળે એ તો સમજાય એવી વાત છે, પણ પાણી માટે પૈસા આપવા પડે એ તો કારમો કળજગ જ કહેવાય.

શેઠાણી : અરે પણ પૈસો આલતાયે પાણી મળતું હોત તો ધૂળ નાંખી. પૈસાની હગને શું કરે, પાણી જ નહીં હોય ત્યાં શું થાય, અનાજ જ નહીં હોય ત્યાં શું ખાય ?

ગોપી : ખોદકામ અને બાંધકામના થોડાક સરકારી કામો શરૂ કરાવવામાં આવ્યા છે દુકાળીઆને કહો કે ત્યાં કામે લાગી જાય.

નગરશેઠ : દીવાનસાહેબ ! કામે લાગવાને પણ મહેનત કરવી પડે છે. શરીરમાં કંઇ આશરો હોય તો હાથપગ ચાલે, પણ પેટમાં મોટી બખોલો પડી હોય ત્યાં હાડકાં કહ્યું કામ કરવા ક્યાંથી વળે.

શેઠાણી : મૂળ વાત તો પેટના ખાડા પૂરવાની છે. ધરમનાં પુસ્તકોમાં કળિકાળના વર્ણનો વાંચ્યા છે, તેવું જ આજે નજરે જોવા વારો આવ્યો છે. અમે જોયું તે તો આ જીભે કેમ કહ્યું જાય ! કહેતાં સાંભળતાં પણ પાપ લાગે મહારાજ ! ગરીબોના દુઃખનો તે કંઇ પાર છે. આ મૂઆ પાપી પેટ માટે આપણે કંઇનું કંઇ કરી બેસીએ છીએ તો એમની તે શું ગુંજાશ. ભિક્ષા થવાની શક્તિ નહીં હોય તો તે વળી કોહાળો પાવડો ઊંચકવા ક્યાં જાય બાપજી ! જાનવર જાનવરને નથી ખાતાં, માણસ જાનવરનું માંસ ખાવા લલચાય છે બાપજી ! ઓ ભગવાન ! માણસ માણસને ખાવા જાય છે. આ તે કેવો કપરો કાળ !

નગરશેઠ : ભલા બાદશાહ ! આપની રહમદિલીને સીમા નથી, પણ દૈવ રૂઠયો હોય ત્યાં કોને કહીએ. આ બધી નજરે જોયેલી હકીકત કહીએ છીએ.

શેઠાણી : અમે ગામમાં ગયા, પછી તો પગે હેંડયા. અનાજના કોથળા હતાં તેટલા તો વહેંચ્યા. એકેક દાણા માટે થતા કિકિયારી અને કકળાટ જોઇને અમારા જીવ તો રૂંધાઇ ગયા, અકળાઇ ગયા. રોયા, અને નહીં ખમાતાં પાછા વળ્યા. કોણ જાણે કોના પાપ, કોના શાપ આડે આવતા હશે ! એ તો દૈવ જાણે માબાપ !





ગોપી : નગરશેઠ ! અને શેઠાણી. ઠીક વાત છે. તમારી ફરિયાદ સાંભળી. રૈયતને રાહત આપવા સરકાર પોતાથી બનતું કરશે. બાદશાહ મુઝફ્ફરશાહની રહમદિલી તો મુલ્કમશહૂર છે. ગરીબો માટેની એની કાળજી તો તમને બધાને માલૂમ છે. સરકારી ખજાનામાંથી બનતી મદદ આપવામાં આવી છે તે તો તમે જાણો છો. અને આપવામાં આવશે, એની ખાત્રી રાખજો. સરકાર રાહતનાં પગલાં તાકીદથી ભરશે એની હું જવાબદારી લઉં છું.

નગરશેઠ : દીવાનસાહેબની મહેરબાની છે.

ગોપી : પણ કુદરત આગળ આપણે સૌ લાચાર છીએ એ તો તમે બધા સમજો જ છો. આપણાથી બનતું આપણે કરી છૂટીશું.

નગરશેઠ : એ તો બરાબર છે. ત્યારે અમને જવાની રજા ફરમાવો. બાદશાહ સલામત ! એટલે જઈએ.

શેઠાણી : હારતો, દેવ રૂઠયો હોય તો દેવની પ્રાર્થના કરીએ. બીજો કંઈ ઓછો જ ઉપાય છે, ઉપરવાળાએ ધાર્યું હશે તે થશે. ભગવાન આપના ઉપર દયા વરસાવે, ત્યારે અમને રજા છે ?

ગોપી : બાદશાહ સલામત ! નગરશેઠ આપની રજા ચાહે છે. રાહત માટે સરકાર તરફથી તાકીદનાં પગલાં લેવામાં આવશે એવી મેં એમને ખાત્રી આપી છે.

મુઝફ્ફરશાહ : મને કહ્યું, દીવાનસાહેબ ! બંદગીમાં મને તમારે ખલલ કરી જગાડવો.

ગોપી : બેઅદબી માફ ખુદાવંદ ! મને ખબર નહીં. નગરશેઠ આપની રજા ચાહે છે.

મુઝફ્ફરશાહ : નગરશેઠ અહીં હાજર રહેશે. અને શેઠાણી મારે માટે દુવા પોકારશે.

ગોપી : સરકારી રાહતના પગલાં વિશે હું નગરશેઠને સમજાવતો હતો.

મુઝફ્ફરશાહ : બરાબર છે. સરકાર ખુદ રાહતનાં પગલાં લેશે, અને રૈયતનાં દુઃખ કમી થશે.

શેઠાણી : ભગવાન આપ નામદારનું બોલ્યું સાર્થક કરો.

મુઝફ્ફરશાહ : ખુરમ !

ખુરમ : જી હજૂર ! દફતરના કામદારો બધા આવી હાજર ઊભા છે.

બધા : બાદશાહ સલામત.

મુઝફ્ફરશાહ : ખુરમ ! આજ જુમ્માનો મુબારિક દિન છે. જમાદ ઉલ અવલની બીજી મવારીખ છે.

ખુરમ : જી હજૂર !

મુઝફ્ફરશાહ : અને નમાઝનો વખત થવા આવ્યો છે.

ખુરમ : ખુદાવંદ ! આપનું કહેવું બરાબર છે.

મુઝફ્ફરશાહ : વાલિદોના તખ્ત ઉપરથી મારી ગાદી ઉઠાવી લ્યો, અને અહીં મારી નજીક સાદું બિછાનું બિછાવો.

ખુરમ : જેવો હુકમ !

મુઝફ્ફરશાહ : એકવાર ફરીથી માગ હોય સફા કરી દો જેથી ખુદાની બંદગીમાં હું હાથ જોડી ઊભો રહી શકું.

ખુરમ : લતીફ !

[જલદાન વગેરે તરત લાવવામાં આવે છે. બાદશાહ હાથ ધૂએ છે.]

ગોપી : અમને રુખસદ છે જહાંપનાહ !

મુઝફ્ફરશાહ : દીવાનસાહેબ ! રુખસદ તો હું માંગુ છું. શાહી રાજમહેલના નોકરો, ખિદમતગારો દફતરીઓ બનવા જોગ છે કે શાહી અમલ દરમ્યાન તમારા કોઈ ઉપર મેં ગુસ્સો કર્યો હશે. એમ કરી તમારા દિલમાં રંજ પેદા કર્યો હશે. હું સુલતાન મુઝફ્ફરશાહ પાકપરવરદિગારને યાદ કરી તમે સૌ સરકારી ખિદમતગારોની અને ગેરહાજર રહેલી મારી દુઃખી રૈયતની માફી ચાહું છું

બધા : બાદશાહ સલામત ! અમે તો આપના—

મુઝફ્ફરશાહ : ખામોશ ! મહેરબાની કરી આખિર-

વાર જરા અદબથી સુનો, આજ મારી સૌને છેલ્લી સલામ છે. વાલિદોની આરામગાહ નજીક જઇ મેં એમની રજા લઇ લીધી છે, ગાદી પરથી પણ હું મારો હક્ક ઉઠાવી લઉં છું. આજ આપની છેલ્લી મુલાકાત છે. હું મુઝફ્ફરશાહ આપ સૌની ફરીથી માફી ચાહું છું. ગુલજાર ! લતીફ ! ખુર્રમ, ખેરહામખાન, ખાનખાનાન, મુબારિઝ ઉલ મુલ્ક, વઝીર ઉલમુલ્ક, રાનારાવ, નગરશેઠ, શોભાગચંદ, મહમ્મદ ! હું સૌ કોઇની વિદાય લઉં છું.

બધા : બાદશાહ મુઝફ્ફરશાહ સલામત !

મુઝફ્ફરશાહ : પરવરદિગાર ! વખતોવખ્ત હું કુરાને શરીફ પઢ્યો છું. મા આલીમ ઉત્તનમી પઢી છે. એમાંના ફરમાન મુજબ જિંદગી ગુજારવા મેં કોશિશ કરી છે. મેં કદી ગુસ્સો કર્યો નથી, પારકી ઓરત પર નજર બગાડી નથી. હંમેશાં મઝહબ મુજબ ચાલવામાં મેં કમી રાખી નથી. યા અલ્લાહ ! તારો બન્દો મુઝફ્ફરશાહ આજ તારી આખરી બંદગી કરે છે. તારા કદમોમાં સર ઝુકાવી માંગે છે. તું મારા પોતાના પાપને લઇને ગુજરાતની રૈયતને સતાવતો હોય તો એ માટે મને પોતાને સજા કર. અને આ ફાની દુનિયામાંથી ઉઠાવી લે. અને તારે ખાતર આ ગરીબ લોકોને દુકાળના પંજામાંથી બચાવ.

બધા : ઇન્સાન અલ્લાહ ! બાદશાહ સલામત !

મઝફ્ફરશાહ : આ ગરીબ મુઝફ્ફર આ દુઃખી રૈયતનો ભૂખમરો જોઇ શકતો નથી.

નગરશેઠ : ઓ ફિરસ્તા જેવા બાદશાહ ! અમે તો આપના બચ્ચા સમાન છીએ, આપના વગર અમે કયાં જઇએ.

મુઝફ્ફરશાહ : અને ઓ ખુદા ! જો મેં નેક દાનતથી તારી બંદગી કરી હોય. મેં સાફ દિલથી તારી ખિદમત ઉઠાવી હોય, તો મારી આટલી અર્જ તું જરૂર સાંભળજે. મારી ગફલતો માટે મને સજા કરજે, અને મારી દુઃખી રૈયતને આબાદી અને બરકત બક્ષજે.

બધા : બાદશાહ સલામત, બાદશાહ ઝિન્દાબાદ.

ખુરમ : ખુદાવંદ ! હજરત કુતુબે આલિમ શાહશેખજી સૈયદ બુરહાનુદ્દીન બુખારી તશરીફ લાવે છે.

મુઝફ્ફરશાહ : જેની બેઠક આગળ જઇ મારે હરરોજ સર ઝુકાવવું જોઇએ એવા પાક શેખસાહેબ ખુદ અહીં પધારે છે ! ખુદાના રાહ ન્યારા જ છે.

શેખજી : મુઝફ્ફરશાહ ! આ મેં શું સાંભળ્યું. કાલ રાતથી આપે આ તૈયારી કરી લીધી છે. અમારા પર આટલી બધી જબરજસ્તી !

મુઝફ્ફરશાહ : હજરત કુતુબે આલિમ સાહેબ ! આપ ઠીક મોકા પર તશરીફ લાવ્યા. વાલિદની કબર પાસે જઇ આવ્યો. પછી, કરમઘોલ જઇ મરહૂમ બીબીરાણીની કબર પાસે જઇ માફ માંગી. આજ આપની માફ માગું છું. દુવા માગું છું.

શેખજી : મુઝફ્ફરશાહ !

મુઝફ્ફરશાહ : હું નાપાક સુલ્તાન સૂફીઓને અને દરવીશોને ધિક્કારતો હતો. પણ આપની નજીક રહેવાનું માન મળ્યા પછી આપના ડહાપણના નૂરનો મને પણ ફાયદો થયો, અને મારી ગેર-સમજ દૂર થઇ. મારીએ ગફલતો માટે, સૂફી અને અદીબોને શરૂઆતમાં પૂરતો માનમરતબો નહીં આપવા બદલ મને માફી આપો.

શેખજી : ખુદા તને જરૂર બધું માફ કરશે. ફિરસ્તાના ગુણ ધરાવનાર ઓ સુલ્તાન ! તારી ઉપર ખુદાની દયાનો વરસાદ વરસશે.

મુઝફ્ફરશાહ : હજરત શેખ સૈયદ સાહબ ! હું તો આપનું એક નાચીઝ ફરજંદ છું. આપની સાથે ઠીક ઠીક સબક પઢ્યો છું, છતાં હું કબૂલ કરું છું કે હું બેગુનાહ નથી. મેં રૈયતની દોલત-શાહી મોજશોખમાં ઉડાવી છે, ગરીબોની આમ-દાની સરકારી ખજાનામાં ભરાવી છે. આપની





પાક દુવા ચાહું છુ. ચાહું છું કે મારી રૈયત ઉપરની આફતો દૂર થાઓ, કુદરતની ખફા નજર મીઠી થઇ જાઓ, અને બાગેબેહિશ્ત જેવો મારો ગુજરાતનો મુલક અસલ હતો તેવો રૌનક અને બરકતથી ભરેલો થઈ જાઓ.

શેખજી : ખુદા તારી પાક મુરાદ જરૂર બર લાવશે. હવે તું આરામ કર—કેટલા દિવસોથી તેં કંઈ ખાધુ નથી તારી તબિયત—નાદુરસ્ત થતી લાગે છે

મુઝફ્ફરશાહ : હજરતે આલિમ! મારી જિંદગી મેં ખુદાને સોંપી દીધી છે. ખુદાના પાક દરબારમાં હું હાજર થઇ જાઉં તે પહેલાં આપ હજરત પાસે એકબે બાબતની માંગણી કરી લેવા ઇરાદો રાખું છું. મેં રહમદિલીથી રાજ કીધું છે. એ કમજોરીની નિશાની નથી. તેમ સખ્તાઇ અને જબરજસ્તી હતેહમદ રાજ્યવહીવટની સાબિતી પણ નથી. વઝીર રૈયતનો એક ખિદમતગાર છે. બાદશાહ મુલકનો આબાદી માટે કામ કરનારો વહીવટદાર છે. આ સુનહેરી સુકન મારા શાહજાદાને સમજાવજો, આ આપણા વઝીરે ઉલમુલ્કને બરાબર રોશન કરજો.

શેખજી : મુઝફ્ફર, તું કશી ફિકર નહીં કર, અને હવે તું આરામ કર.

મુઝફ્ફરશાહ : હું કુરાને શરિફની મારી પોતાના હાથની નકલ મક્કા મોકલતો હતો, હજ કરવા જનારા સૌ કોઇને માટે સરકારી જહાજની તજવીજ કરતો હતો.

શેખજી : તારા અમલમાં જે દસ્તુર ચાલુ હતા તે ચાલુ રાખવા માટે હું સુલતાન સિકંદરને તેમ જ વઝીરે ઉલ મુલ્કને જરૂર શિફારસ કરીશ.

ગોપી : ખુદાવંદ! હવે આપ આરામ કરો. હજરત શેખ સૈયદ સાહબની હજૂર હું કબૂલ કરું છું કે આપની પાક મકસદ મુજબ રાજ્યનો વહીવટ ચલાવવા હું નાના શાહજાદાને મદદ કરીશ.

શેઠાણી : ઓ ભગવાન! બધું થજો, પણ સેંકડોના પાલણહારનો વાંકો વાળ ન થજો.

મુઝફ્ફરશાહ : બાઈ! એવું મત બોલ. આ ગરીબ મુઝફ્ફર માટે દુવા કર. યા અલ્લા! બધું થજો, પણ મારી બેગુનાહ રૈયત ઉપર સિતમ ન હજો. યા પરવરદિગાર, મને માર, પણ આ મારી રૈયતને ઉગાર.

શેખજી : સૌ કોઇ બંદગી કરો. આજ જમાદ ઉલ અવલની બીજી તવારીખ છે. જુમ્માનો મુબારિક રોજ છે.

મુઝફ્ફરશાહ : આપ સૌનો મને રજા છે? માફી છે?

બધા : સુલતાન સલામત! સુલતાન ઝિન્દાબાદ.

મુઝફ્ફરશાહ : મારી રૈયતને બચાવ, મને તારી ખિદમતમાં લઇ લે. યા ખુદા!

(બાદશાહ તકિયે ઢળે છે)

ખુરમ : મારા સરકાર! બન્દા પર રહેમ કરો.

શેખજી : ખામોશ. કોઈ આવાજ નહીં કરો. મુઝફ્ફરશાહ કોઈ અજીબ સપનું જોઇ રહ્યા લાગે છે.

શેઠાણી : ઓ ભગવાન! આવો બાદશાહ થયો તો મેં કદી જાણ્યો નથી.

શેખજી : બહાર ગરબડ વધે છે. બધાને ખામોશ રહેવા કહો.

લતીફ : હજરત સાહેબ! બહાર અલ્લાની મહેર બરસી રહી છે. આકાશમાં વાદળાઓ ચઢી આવ્યા છે.

નગરશેઠ : સાચે જ મોતી જેવા બુન્દ ટપકી રહ્યા છે.

શેખજી : ખામોશ રહો. સુલતાનનો રૂહ જન્નતના રાહ પર જવાની તૈયારી કરી રહ્યો છે.

શેઠાણી : ખરેખર! બાદશાહની બંદગી ફળી. ચારેકોરથી વાદળા અડીકોક ખડકવા મંડ્યાં છે.

શેખજી : ખામોશ.

ખુરમ : ઓ ફરિસ્તા! તારા ફરજંદોને અહીં એકલા મૂકી ક્યાં ચાલ્યો ગયો.

શેખજી : ખામોશ! અલ વિદાય! અલ વિદાય.

બધા : અલ વિદાય! બાદશાહ ઝિન્દાબાદ.

★

# ન્યાયાધીશીનું એક દશ્ય

ધૂમકેતુ

પછી શેખ ત્યાં ન્યાયના આસન ઉપર બેઠો. અને એની પાસે ફાધર એલીઆસ ચુપચુપ બેઠો હતો. જ્યારે લોકટોળું કેદીની મુખમુદ્રા તરફ જોઈ રહ્યું હતું.

રાચેલ અને મરીયમ, બન્ને ખલીલની પાછળ ઊભાં હતાં. પણ જેણે સત્યનું જ આચરણ કર્યું છે એને ભય કેવો ? બધાં નિર્ભય હતાં.

શેખ અબ્બાસ જુવાન કેદી તરફ જોઈ રહ્યો. પછી તેણે મોટા ઘોઘરા અવાજે પૂછ્યું: 'તારું નામ શું ?'

'ખલીલ' જુવાને જવાબ આપ્યો.

શેખે કહ્યું: 'તારાં માબાપ કોણ છે ? ક્યાં છે ? તારે સગાંવહાલાંમાં કોણ છે ? તું ક્યાં જન્મ્યો છે ?'

ચારે તરફ ઊભેલા ખેડૂતો ને ગુલામો તરફ ખલીલે દૃષ્ટિ કરી: જોકે એના ઉપર એમની આંખોમાંથી ધિક્કારની આગ આવી રહી હતી. અને એણે શાંતિભરેલી વાણીમાં કહ્યું: 'દબાયલાં, કચરાયેલાં, ભૂખ્યાં ને તરસ્યાં આ સઘળાં જ મારાં સગાંવહાલાં સંબંધી છે અને આ આખો વિશાળ દેશ એ મારી જન્મ જગ્યા છે !'

શેખ અબ્બાસે ઠંડી મશ્કરીભરેલા અવાજે જવાબ વાળ્યો: 'આ લોકને તું તારા જાતભાઇ કહે છે પણ એ એમ નથી માનતા એનું શું ? એ જ કહી રહ્યા છે કે તને શિક્ષા થવી જોઇએ. તારો ન્યાય તોળાવો જોઇએ. જે દેશને તું તારી જન્મભૂમિ તરીકે ગણવાતું કહે છે એ દેશ પણ, તને કાઢી મૂકવાની સાગણી કરે છે. આનું શું ?'

ખલીલે જવાબ વાળ્યો: 'અજ્ઞાનમાં સબડતી પ્રજા, પોતાના સારા માણસોને પણ કેદમાં નાખે છે, અને એમને, જુલ્મગારોમાં એકહથ્થુ સત્તા ચલાવનારાઓમાં ફેરવી નાખે છે; એવી જ રીતે દેશ પણ, જ્યારે એના ઉપર એકહથ્થુ જુલ્મી રાજકર્તા હોય છે ત્યારે, દેશજનોને મુક્ત કરવાનો પ્રયાસ કરનાર ઉપર, દંડાબાજી ચલાવે છે. પરંતુ તેથી શું ! મા માંદી હોય કે અજ્ઞાન હોય એટલે શું પુત્ર એની પાસેથી બીજે ભાગી જશે ? દયાવાન મનુષ્ય પોતાના દુઃખી બાંધવને, એના અજ્ઞાનને કારણે પણ, સહાય કરવાની ના પાડી શકે ?

જેમણે મને તમારી પાસે રજૂ કર્યો છે, એ આ ગરીબ કંગાલ માણસો એવા જ છે. એમણે પોતાના ઉપરનો જ જુલમ ચાલુ રાખવા, તમારે આંગણે એમણે જીવન જેવું જીવન, વેડરી નાખ્યું છે. અને આ દેશ પણ, એ જ છે. લોભી જુલમીઓને પણ એણે પોતાના ઉપર બેસવા દીધા છે !'

મશ્કરીભરેલું મોટું હાસ્ય શેખ હસી રહ્યો. તે ખલીલ તરફ ફર્યો: 'ઢોર ચારવનાર છોકરા ! તને શું એમ લાગે છે કે તું આમ બોલશે એટલે અમે તારા તરફ દયા રાખીશું ? જે ભયંકર માણસ છે એના ઉપર દયા રાખવાનું અમારે માટે શકય જ નથી.'

ખલીલે જવાબ વાળ્યો: 'એ સાચું છે કે હું ઢોરોનો રખેવાળ હતો, પણ મને ખુશાલી તો એ વાતની છે કે, હું ઢોરોનો રખેવાળ હતો: એમને કાપનાર કસાઇ ન હતો. મેં મારાં ઢોરને હરિયાળી લીલી ભોંના ઘાસચારા તરફ હમેશાં દોર્યાં હતાં. એમને ચોખ્ખાં ઝરણાંનાં પાણી પાયાં હતાં. અને એમને સહીસલામત પાછાં ખીલે આણ્યાં હતાં. એમાંના એકેને જંગલમાં વરુનો ભોગ બનવા મેં કદાપિ રઝળતું મૂક્યું ન હતું.

આ પ્રમાણે હું ઢોરોનો રખેવાળ હતો. અને આ જ પ્રમાણે જો તમે માણસો પ્રત્યે વર્તન રાખ્યું હોત, તો આ કંગાળ માણસો મરીખીતું અસહ્ય દુઃખ ભોગવી રહ્યાં છે અને તમે મહેલોમાં મજા માણો છો, એ બન્યું ન હોત. રોમના બાદશાહ નીરોનો આ ભયંકર ગીતવારસો છે !'

શેખના કપાળ ઉપર પરસેવાના બિંદુ છૂટયાં. એનો ગુસ્સો, એણે શાંત દેખાવાના પ્રયત્નમાં પલટી નાખ્યો. જાણે કે ખલીલની વાતને પોતે કાંઇ મહત્ત્વ જ આપતો ન હોય !

તેણે ખલીલ તરફ આંગળી લાંબી કરીને કહ્યું: 'તું અધાર્મિક ને નાસ્તિક છો. તારી વાહિયાત વાતને અમારે સાંભળવી નથી. અમે તને ગામના મુખીને





સોંપી દઈએ છીએ. એ તારો ન્યાય કરશે. હવે તું કાં, તારું જાતરક્ષણ શોધી લે, અથવા આ લોકોને કુમાર્ગે દોરવા માટે એમની જ માફી માગી લે. તો હજી તને ક્ષમા મળી શકે. તું ઢોરોનો ચારનારો, પાછો તારો એ ધંધો કરે તો એમાં અમને વાંધો નથી '

ખલીલે અત્યંત શાંતિથી જવાબ વાળ્યો 'એક ગુનેગારને સજા આપવાનું કામ બીજો ગુનેગાર કરી શકે નહિ. અને એક નાસ્તિક, પોતાની જાતને પાપીઓની સામે રક્ષવામાં કાંઈ અર્થ જોતો નથી!' અને ખલીલે લોકટોળા તરફ દૃષ્ટિ કરી : 'મારા ભાઈઓ! તમે જેને તમારા ખેતરોનો સ્વામી માનો છો અને જેને માટે તમે જીવન નીચોવ્યા કરો છો, એ માણસ મને અહીં તમારી પાસે ન્યાય અપાવવા આવ્યો છે. તમે ચારે તરફથી મને જોવા માટે ભેગા થયા છો. હું દયા માટે યાચું એવું એક દૃશ્ય જોવા તમે આવ્યા છો. તમે દેશવાસીઓએ, તમારા ભાઈને, અને દેશ તમામે, તેના પુત્રને જોવા માટે, ઝૂંપડાં છોડ્યાં છે. તમે શિકારીઓના પંજામાં ધ્રૂજતા પ્રાણીને જોવાની આશા રાખી હશે ન્યાયાધીશો સમક્ષ એક નાસ્તિકને જોવાનો લ્હાવો લેવા તમે આવ્યા છો. હવે મારી વાત સાંભળો. મારા ઉપર દયા ન કરતા. પણ ન્યાય કરજો.

તમને જ બધાને હું મારા ન્યાયાધીશો ગણું છું. લોકમત એ ઈશ્વરીમત છે. પંચ ત્યાં પરમેશ્વર. તમારાં હૃદયને જાગ્રત કરો. ધ્યાનથી મારું કહેવું સાંભળો. અને પછી તમારું અંતર જેમ કહે તેમ કહો. તમને કહેવામાં આવ્યું છે કે, હું અધાર્મિક છું પણ મેં શું પાપ કર્યું છે એ કોઈએ કાંઈ કહ્યું નથી. મને ચોરડાકુની માફક બાંધ્યો છે, પણ મેં શેની ચોરી કરી છે એ કોઈએ કહ્યું નથી. માત્ર હું સજા માટે લાયક છું એ તમને જણાવ્યું છે. પણ શું ગુનો છે એ તમને કોઈએ જણાવ્યું નથી

એટલે મારો ગુનો શું છે એ હું જ તમને કહું. તમારી આ દીન હીન અને કંગાલ અવસ્થાને હું સમજ્યો એ જ મારો ગુનો છે. તમારી ડોક ઉપર જે ધોંસરું પડ્યું છે એ ધોંસરાનો ભયંકર ભાર હું કળી ગયો એ જ મારો ગુનો છે. તમારી કંગાળ નારીઓને માટે મને દિલગીરી થઈ આવી, એ મારો ગુનો છે. તમારાં બાલબચ્ચાંને માટે, મારી આંખમાં આંસુ આવ્યાં, એ મારો ગુનો છે. હું તમારામાંનો એક કંગાલ છું. મારાં માબાપ આ જમીનમાં રહ્યાં છે ને આ જ જમીનમાં મર્યાં છે. એમણે વાવેલાં વૃક્ષોની છાયા તળે હું ઘણી વખત બેઠો છું. હું એવા ઈશ્વરમાં માનું છું, જે ઈશ્વર તમારા દુઃખનો સાદ સાંભળ્યા વિના રહી શકતો નથી. અને જે પુસ્તકજ્ઞાન વડે, આપણે સઘળા ભાઈઓ બનીને જીવી શકીએ, એ પુસ્તકજ્ઞાન મને ખપે છે.

જે જ્ઞાન વડે, આપણે સૌ સરખાં છીએ એવો પ્રકાશ પથરાય, એ જ્ઞાનનો હું પૂજારી છું.

હું જ્યારે મારાં ઢોરને લઈને વગડામાં ફરતો હતો, ત્યારે મને તમારાં કંગાલ, ચીંથરેહાલ, પાદડાંછાયાં ઝૂંપડાંમાંથી, દુઃખી આત્માઓના જાણે રુદનઅવાજ કાને પડતા હતા! ભગ્નહૃદયોની એવી તો આર્તવાણી પવનની પાંખે ચડીને મારા કાનમાં પડઘા પાડતી હતી, કે હું એ સાંભળતો ને ઊભો થઈ જતો! ઓ હો હો! માનવજાતમાં આટલું બધું દુઃખ રેલાઈ રહ્યું છે! મેં તમને વરૂઓથી ત્રાસેલા ઘેટાં રૂપે દીઠાં. મેં મારો ભરવાડીધંધો, ઘેટાંને મદદ આપવાનો સ્વીકાર્યો, અને તેથી આ જ સૌ વરૂઓ, મારા એ ગુનાને સજા આપવા ભેગા થયા છે.

ન્યાય હવે તમારે આપવાનો છે.'

★ .

# મારપીટ અને અપમાન

લે. શ્રીરામ શર્મા

અનુ. જયેન્દ્ર ગિ. ત્રિવેદી

સને ૧૯૪૨માં સરકારી કર્મચારીઓએ જે જુલમ કર્યા, જે અમાનુષિક અત્યાચાર કર્યા અને લોકોએ દેશહિતને ખાતર જે બધું સહન કર્યું, તેનું વાસ્તવિક ચિત્ર લોકો સમક્ષ હજુ રજૂ નથી થયું. ઐતિહાસિક દ્રષ્ટિએ પણ સને ૧૯૪૨ની ક્રાંતિ પર હજી કોઇ પ્રમાણિક પુસ્તક પ્રગટ નથી થયું. એક મહાશયે કોઇકની ઈંટ અને કોઇકનો પથ્થર લઇને મકાન ચણવા પ્રયત્ન કર્યો છે. એ મહાશયને આંદોલન સાથે કંઇ સંબંધ ન હતો અને લખવામાં એમણે બહુ પરિશ્રમ કર્યો નહીં. હા, બિહારના શ્રી બલદેવનારાયણે બિહાર સંબંધી ઘટનાઓ પર એક સુંદર પુસ્તક જરૂર લખ્યું છે. લોકો પોતાના કામકાજમાં મશગૂલ છે. અવકાશ પણ નથી મળતો. મને પોતાને પણ સને ૧૯૪૨ની ક્રાંતિ પર પુસ્તક લખવાનો સમય નથી મળતો એટલે જ આ સંસ્મરણમાલા શરૂ કરી છે.

મારપીટ અને અપમાનની એટલી બધી ઘટનાઓ છે કે એને લેખબદ્ધ કરવામાં આવે તો પોથાનાં પોથા ભરાય. મને દુઃખ એક જ વાતનું છે. કેટલાક લોકો પોતાનું ગૌરવ બતાવવા માટે જ માર-પીટની બાબતોને વધારીને લખે છે. વર્ણનમાં અતિરંજન એક ભયંકર દોષ છે. નૈતિક દ્રષ્ટિએ એ સાહિત્યિક વ્યભિચાર છે અને પતનોન્મુખી છે. આજે મારપીટની આ જે વાત લખવામાં આવે છે તે મહત્તા માટે કે દેખાવ કરવા માટે નથી કે નથી કોઈ પ્રકારની સહાનુભૂતિ પ્રાપ્ત કરવા માટે. ખાંડણિયામાં માથું મૂક્યા પછી સાંબેલાનો શું ડર? રણક્ષેત્રમાં ગયા પછી મોતની કે ઘાની બીક રાખવી એ કાયરતા છે અને એનો બદલો માગવો એ તો પથભ્રષ્ટતા છે.

યાતના અને કષ્ટ પોતે જ પુરસ્કાર છે. એનો બદલો વાળી જ કેમ શકાય? અને કષ્ટ તથા દુઃખ જેવી વ્યક્તિગત સંપત્તિ હોય તેને તો આવી કંઇ ફરિયાદ કરવાની હોય જ નહીં. સ્વર્ગીય ગુરુદેવના શબ્દોમાં–'દુઃખ આમાર ધરેર જિનિસ,' તો પછી નૈતિક દ્રષ્ટિએ પોતાના કષ્ટ અને દુઃખોના બદલામાં કોઈ વ્યક્તિ અથવા સંસ્થા દ્વારા પુરસ્કાર મેળવવાની ઇચ્છા કરવી એ ઠીક નથી. મારી ધરપકડ આગ્રામાં ૭ ડિસેમ્બર '૪૨ ને દિવસે થઇ. મારપીટના વિષયમાં લોકોમાં અફવાઓનું એક જબરું મોજું ઊઠ્યું. મારા ગામમાં તો એક ભાઇએ એવા સમાચાર પણ ફેલાવ્યા કે પોલીસે મને એટલો માર્યો કે મારું મૃત્યુ થઇ ગયું. પડોશના ગામમાં પણ એ સમાચાર ફરી વળ્યા. થોડા લોકો ખરખરે પણ આવ્યા. પણ ખરી વાત તો એ છે કે મને જે માર-પીટ થઈ તે ફક્ત ધરપકડ સમયે જ થઈ અને મને સજ્જડ બાંધવામાં આવેલ હાથકડી અને ડંડાના ઘાથી કાનપટ્ટી પણ સોજી ગઇ અને ડાબો કાન તો બિલકુલ ફૂટી જ ગયો. એ વળી સંતોષની વાત હતી કે જમણા કાન પર ઘા પડવા છતાં તે સારો થઇ ગયો. મશ્કરીમાં એ કહેવાનું મળી ગયું કે હવે એક કાને વાત સાંભળીને બીજે કાનેથી કાઢી નાખી નહીં શકાય. માર-પીટ માટે તો મને જરા પણ અફસોસ નથી. મેં પણ દસ-વીસ ગોરાઓને માર્યા હતા. અને એ દિવસ પહેલાં કોઇ મને મારી નહોતું શક્યું. ખુદ એ લોકોને જ મેં માર્યા હતા. એ દિવસોમાં પણ જો કોંગ્રેસના અનુશાસનનો ખ્યાલ ન હોત અને પોલીસોને મારવાનું જ અમે વિચાર્યું હોત તો અમારા સાથીઓ એ વાત જાણે છે કે અમારી પાસે એટલી શક્તિ અને સાધન એ સમયે હતાં કે અમે એ ધૂર્ત પોલીસવાળાની લાશોનો ડુંગર ખડકાવી દેત, પરંતુ કોંગ્રેસની પ્રતિષ્ઠાનો સવાલ હતો. અમને જે ખરાબ લાગેલું અને હજી લાગે છે તે હતો પોલીસોનો દુર્વ્યવહાર. દુર્વ્યવહારમાં અમે મારપીટને નથી ગણતાં. પીઠ પાછળ હાથ બાંધીને, છૂપી પોલીસના ડેપ્યુટી સુપ્રિન્ટેન્ડેન્ટ મિ. ચક્રવર્તી, છૂપી પોલીસના ઇન્સ્પેક્ટર વીરેન્દ્રસિંહ અને અન્ય પોલીસવાળાઓએ લાત, હાથકડી અને ડંડાઓનો





જે માર મારેલો એનો અમને જરા પણ અફસોસ નથી. હા, અમારા સાથી શ્રી. પીતામ્બર પંતને અમારી આ હાલત જોઇને ખૂબ ક્લેશ થયો પરંતુ અમને જે વાતોથી કલેશ થયો તે તો હતી પોલીસવાળાઓની બેહદ ગંદી ગાળો મેં મારા જીવનમાં કદી કોઇને ગાળ નથી દીધી, અને મને જ્યારે બે-ચાર વાર ગાળ દેવામાં આવી ત્યારે તો ગજબ જ થઇ ગયો. એકવાર એક ડેપ્યુટી કલેકટરે અદાલતમાં ગાળ દીધી હતી અને મેં ડેપ્યુટી કલેકટર તેમ જ શિરસ્તેદારને અદાલતમાં જ સારી પેઠે માર્યા હતા. વર્તમાન ડુમરાંવ મહારાજને મેં અપમાનિત થવાથી ગોળીએ દીધા હોત, પરંતુ તેમણે ગાળ નહોતી દીધી.

જો એમણે ગાળ દીધી હોત તો બેમાંથી કોણ જીવતું હોત એ કહેવું મુશ્કેલ છે. મને થયેલી મારપીટ વિષે વધુ લખવું બિનજરૂરી છે. ઉલ્ટે તો મારને અંગે બેશુદ્ધ જેવો હું થઇ ગયો હતો, કારણુ મુંબઇની બિમારીને અંગે ખૂબ નબળાઇ હતી, અને એ કમજોરી ન હોત તો પોલીસ પકડી જ ન શકત. કોટવાળીમાં મને નહોતો મારવામાં આવ્યો. ત્યાં તો ૫૫ મિનિટ સુધી તેઓ સવાલ જ કરતા રહ્યા. જવાબ દેવામાં હું ઘણો ઉગ્ર થઈ જતો હતો. મારની બીકને બદલે સાહસમાં વધારો થયો હતો. મને એમ હતું કે કોટવાળીમાં પણ મારશે પણ એમ ન બન્યું. કોટવાળીમાં તો અમારા સાથી સર્વ શ્રી રામાનંદ આચાર્ય, ગોપીનાથ શર્મા અને મનોહરલાલ શર્માને માર પડ્યા.

વાચકોને એક વાત બતાવવામાં મને જરાયે સંકોચ નથી, પોલીસે મારી સાથે જે દુર્વ્યવહાર કર્યો અને મારા મોટા દીકરા રમેશ પર જે અમાનુષિક અત્યાચાર કર્યા, એને લીધે મનમાં એક એવી ચોટ લાગી છે અને મારા વિચાર કંઇક એવા થઈ ગયા છે કે જ્યાં સુધી કર્મચારીઓ પર આપણો સંપૂર્ણ અધિકાર ન હોય ત્યાં સુધી સરકારમાં કામ કરવાની ઇચ્છા નથી રહી, દાર્શનિક દૃષ્ટિથી જોઇએ તો અપમાનનો પ્રભાવ ટાઇફોઇડ તાવ જેવો હોય છે એની અનુભૂતિ વગર એમ જ લાગે છે કે માનસિક વિકાસ સારી રીતે નથી થઇ શકતો. એટલે એ અપમાનને પણ હું તો મારા નૈતિક અને માનસિક વિકાસાર્થે ઈશ્વરે આપેલા દાન તરીકે સમજું છું અને કાનૂની દ્રષ્ટિએ મારો હજી પણ એવો વિચાર છે કે અમુક કર્મચારિયો પર મારા તરફથી મુકદ્દમા દાખલ કરું. હવે હું મારા પુત્ર રમેશ પર વીતેલ ઘટનાઓનું વર્ણન એના જ શબ્દોમાં નીચે દઉં છું. એ યાદ રાખવું જોઇએ કે રમેશ પર કરવામાં આવેલા અમાનુષિક અત્યાચારોના વિષયમાં પૂજ્ય બાપુજીએ મને આજ્ઞા દીધી હતી કે એ વાતોને સમાચારપત્રોમાં જરૂર દેવી જોઇએ. એટલે જ મેં 'પ્રતાપ', 'યોગી', અને 'સૈનિક'માં એનો જ લખેલો એક લેખ દીધો હતો, દિલ્હીના 'અર્જુને' એને ઉધૃત કર્યો હતો. લેખમાં વર્ણવેલી વાતો અક્ષરશઃ સાચી છે એટલું જ નહીં પણ જે કંઈ બન્યું છે, એને ઘટાડીને એની ઉગ્રતાને અમે ઓછી કરી છે. સને ૧૯૪૨માં રમેશની ઉમ્મર ૧૭ વર્ષની હતી, હવે રમેશ પર વિતેલ વાતોને એના જ શબ્દોમાં વાંચો:—

"ગઇ ૨૬ જુલાઇ ૧૯૪૨ની સવારે લગભગ નવ વાગે આગ્રા જિલ્લાના છૂપી પોલીસના અમલદાર શિવશરણુ આવ્યા અને મને કહ્યું કે ડેપ્યુટી સાહેબે (છૂપી પોલીસના ડેપ્યુટી સુપ્રિન્ટેન્ડેન્ટ મિ. ચક્રવર્તી) બોલાવ્યો છે. થોડું કામ છે. બે કલાકમાં તો પાછો આવી જઇશ, જમતો હતો ત્યાંથી ઊઠીને હું તેની સાથે ગયો. બાલુગંજ (આગ્રાનો એક વિભાગ)માં લગભગ બે કલાક પછી ચક્રવર્તી આવ્યો અને મને કહ્યું—"તારી પાસે જે રિવોલ્વર છે તે મને દઇ દે. બૂદેવ અને સૂરજભાન વગેરેના બયાનોથી અને અમને મળેલા સમાચાર મુજબ સાબિત થાય છે કે તારી પાસે એ રિવોલ્વર છે. અમને એ પણ બતાવ કે આવતી ૯મી ઓગસ્ટે તમે શું કરવાના છો? નામ સહિત બધો કાર્યક્રમ મને બતાવી દે. અમને તો જોકે ખબર છે પણ તું નહીં બતાવ ત્યાં સુધી તને છોડવામાં નહીં આવે." મેં જ્યારે એ



વાતો વિષે મારું અજ્ઞાન જાહેર કર્યું ત્યારે તે ક્રોધથી ઊછળી પડ્યો—" હું તારો ઉપયોગ એ અપશુકનિયાળ મુકદ્દમામાં કરીશ, જેમાં તારા બાપને ફાંસી મળવાની છે."

સાંજે મને ત્યાંથી કોટવાળીમાં લઈ જવામાં આવ્યો. ત્યાં ભૂદેવ પાલીવાલ જોડે વાતો કરાવી, તેણે પિતાજીની રાઈફલ અને બંદૂક વિષે પૂછ્યું. ત્યાંથી મને લોહામંડી થાણામાં અને પછી ઘરે લઇ ગયા. મારું ઘર બલકાબસ્તીમાં છે જે લોહામંડી થાણાના વિસ્તારમાં છે. સાંજથી શરૂ થયેલી મારા ઘરની તપાસ રાતના દોઢ સુધી ચાલી અને તેમાં ભૂદેવ પાલીવાલે મારી માને ખૂબ હેરાન કરી, મને રાત્રે બે વાગે કોટવાળીમાં પૂરવામાં આવ્યો.

શરૂઆતના છ દિવસોમાં તો મને માગ્યા મુજબનું ભોજન મળ્યું. વચમાં ભૂદેવ, ચક્રવર્તી, રામપ્રસાદ, વીરેન્દ્રસિંહ વગેરે મને બયાન દેવા માટે સમજાવતા રહ્યા. પરંતુ જ્યારે મેં કંઇ જ કહેવાની ના પાડી ત્યારે રામપ્રસાદે કહ્યું-" બેટા, મેં તારા બાપ પાસેથી ૪૯ પાનાની કબૂલાત લીધી છે તો તું તે કંઇ વિસાતમાં છે ? " હું એ જાણતો હતો કે એ ખોટી વાત છે અને મને ફોસલાવવા કહેવામાં આવી છે, એટલે હું વધુ સાવધ થઇ ગયો. તે જ દિવસથી મને કાચી જેલનો ખોરાક એટલે ત્રણ આના રોજનું ભોજન મળવા લાગ્યું. શરૂઆતમાં જમવામાં પાંચ પૈસાના પરોઠા સવારસાંજ મળતા હતા. પછી સવારસાંજ ચાર પૈસાના ચણા અને બે પૈસાનો ગોળ મળવા માંડ્યો. સપ્ટેમ્બરની શરૂઆતમાં કે ઑગસ્ટના અંતમાં જ્યારથી સરકારે કાચી જેલના કેદીઓનો ખોરાક પાંચ આના રોજનો કર્યો ત્યારે મને છ પૈસાના ચણા અને ચાર પૈસાનો ગોળ મળવા માંડ્યો. આ સામાન પણ બપોરે સાડા બાર અને દોઢની વચ્ચે તથા રાતે કયારેક છ વાગે તો કયારેક રાતના છેક બાર કે એક વાગે મળતો હતો. એકવાર તો બે વાગ્યા પછી જ મળ્યો હતો. મોટે ભાગે તેઓ મને મારવાને અને સવાલ પૂછવા માટે રૂમમાં લઇ જતા હતા. અને એને લીધે પણ ખાવાનું મોડું મળતું. ઓછામાં ઓછું આઠ કે દસ વાર તો સાંજના ચણા બીજે દિવસે બપોરે મળ્યા. સપ્ટેમ્બરની મધ્યમાં કે અંતમાં તો તાવને લીધે મારાથી ખવાતું નહીં. ચણા અને ગોળ એક ખૂણામાં પડ્યા રહેતા. પાણીને માટે એક ફૂટલું માટલું બહાર રાખવામાં આવ્યું હતું; જેમાં પીવા માટે તેમ જ પાયખાને જવા માટે પાણી રહેતું. મારે તો અંદર જ દિશાએ બેસવું પડતું અને હાથ ધોવા પાણી પણ મને તો અંદર જ મળતું. ૫૯ દિવસોમાં ફક્ત બે કે ત્રણ વાર જ ભંગીએ જેલ સાફ કરી હતી અને તે પણ ત્યારે કે જ્યારે દારૂડિયાઓની ઊલટી, પેશાબ અને મળને લીધે પાસેના રૂમમાં બેસવું પણ દીવાનજી માટે કઠિન થઈ પડયું હતું. કયારેક કયારેક તો ધંધાદારી બદમાશોની સંખ્યા કાચી જેલમાં મારી સાથે ૧૯, ૨૦ની થઈ જતી.

સ્નાન તો એમણે મને સપ્ટેમ્બરની શરૂઆતમાં—પ્રથમ સપ્તાહના અંતમાં અથવા દ્વિતીય સપ્તાહની શરૂઆતમાં—કરવા દીધું હતું; તે પણ ત્યારે કે જ્યારે મેં જે થોડુંઘણું ખાવાનું મળતું હતું તેનો પણ ત્યાગ કર્યો અને આમરણાંત અનશનની ધમકી આપી. ભૂખ-હડતાળ ચાર દિવસ ચાલી અને પાંચમે દિવસે તેમણે મને સ્નાન માટે પાણી દીધું તથા એક ચડ્ડી અને ટુવાલ જે મારા જ હતા, તે દીધાં. કપડામાં તો મારી પાસે ફક્ત એક જાંઘિયો રહી ગયો હતો. એ પણ જાણે જૂઆથી જ ભર્યો હોય એમ લાગતું હતું. બીજા કપડામાં પણ એટલા બધા જૂઆ હતા કે મારે તે પાયખાનામાં ફેંકી આવવા પડયા. એકલો જાંઘિયો પહેરીને રહેતો હતો. ઊંઘ આવતી ત્યારે ફાટેલી સાદડી પર પડયો રહેતો.

આગ્રા-કોટવાલીની નીચેથી નાળું જાય છે. એથી ત્યાં હંમેશાં ભેજ રહે છે. એકવાર વરસાદ પહેલાં ખૂબ ઉકળાટ હતો અને લાલ કીડીઓ અને બીજા જંતુઓએ ઘર બદલવું શરૂ કરી દીધું હતું. એમાં સ્પેનીશ માખીઓ પણ હતી એ કરડવાથી જે ફોલ્લા ઊઠયા તે નાની જેલ સુધી મારી સાથે આવ્યા. એક દિવસ મેં





પોલીસના ઈન્સ્પેક્ટર રામપ્રસાદને એ ફરફોલ્લા દેખ-ડયા. એણે લાલ મરચાનો મસાલો એની ઉપર લગાવ્યો. દુઃખ અને વેદનાથી હું ફફડતો ગયો. એ કાચી જેલમાં ઊઠી બેસી શકવું પણ મારે માટે અસંભવિત થઇ ગયુ. નીચેથી એ ભયંકર કીડાઓ હજારોની સંખ્યામાં નીકળી પડયા હતા. કીડા પગ પર ચઢીને કરડતા હતા. ઉપરથી સાઠ કેન્ડલ પાવર બલ્બને અંગે કીડા ખરતા હતા સવાર સુધી મારે ઓરડીમાં આંટા જ માર્યા કરવા પડતા લગભગ સાડા ત્રણ વાગે ઉપદ્રવ ઘટતો અને મને જાણે હજારો બેદ્રક કરી હોય એવો થાક લાગતો.

એક દિવસ મેં પહેરાપરના સિપાહીને બત્તી બુઝાવવાનું કહ્યુ તેણે પોતાની જવાબદારી પર સાડા નવ વાગે બત્તી બુઝાવી દીધી અને કહ્યુ—'અમે પણ છેવટે માણસ છીએ. દીવાનજી પોતે પણ બત્તી બુઝાવવા માટે નારાજ નહીં થાય.' પણ લગભગ દસ વાગે બત્તી ફરી સળગી. પૂછ્યું તો ખબર પડી કે ભૂદેવ સાહેબ (ભૂદેવ પાલીવાલને કોટવાળીમાં સાહેબ કહીને બોલાવવામાં આવતા હતા) સિનેમા જોઇને પાછા આવ્યા હતા. એમણે સિપાહીને પૂછ્યું—'આરોપી ક્યાં છે? બત્તી કેમ બધ છે?' સિપાહીએ કારણ બતાવ્યું એટલે ભૂદેવ સાહેબે કહ્યું, 'આ જેલ છે, ઘર નથી. બત્તી કરો, અને દીવાનજીને કહેવડાવો કે બત્તી કદી ન બુઝાવવામાં આવે. એ દિવસોમાં કોટવાળીમાં ભૂદેવ પલીવાલની બોલબાલા હતી તે પોતાના પિતા જીવારામ પાલીવાલની આબરૂ પર કલંક લગાવતો હતો.

માર-પીટ, અન્ય અત્યાચાર અને મારી ભૂખ-હડતાળ તથા શારીરિક કમજોરીને કંઇ જ સંબંધ ન હતો. ભૂખ-હડતાળના દિવસોમાં અને કમજોરીના દિવસોમાં મારા પર જે માર પડયો, કોરડા અને બૂટોની ઠોકર વડે મારી જે દશા કરવામાં આવી તે હું ન સહી શકયો, અને એ ઘા હજી પણ તાવ આવે છે ત્યારે પીડા આપે છે.

એક દિવસ રામપ્રસાદે પોતાના ડ્રોઇંગ-રૂમમાં મને બોલાવ્યો. ચક્રવર્તી પણ ત્યાં જ હતો. હું જો એમનું કહેવું માનું તો મને આઇ. એ. એફ.માં કમિશન ઉપર મોકલવાનું ઠરાવ્યું. મેં ના પાડી એટલે મને ખૂબ ધમકાવ્યો. અમેરિકન ટીપોના મામલામાં પકડાયેલા એક ચોરને મારી નજર સમક્ષ ખૂબ મારવામાં આવ્યો અને મને કહેવામાં આવ્યું કે બે દિવસનો સમય આપીયે છીએ. વિચારી લે નહીં તો આથી પણ બૂરી દશા કરવામાં આવશે.

એ દિવસનું અલ્ટીમેટમ પૂરું થયું કે તરત જ મને ફરી બોલાવવામાં આવ્યો. મેં રૂમમાં પગ પણ નહોતો મૂકયો ત્યાં ચક્રવર્તીએ ખૂબ જોરથી એક થપ્પડ મને મારી. દીવાલ જોડે અથડાઇને હું ખુરસી પકડીને ઊભો થઇ ગયો. ગંદી ગાળો દેતો દેતો ચક્રવર્તી ફરી મારી તરફ આગળ વધ્યો. કે વચમા રામપ્રસાદે કહ્યું કે 'ડેપ્યુટી સાહેબ, ગુસ્સે ન થાઓ. હજી બાળક છે. હું સમજાવી લઇશ. બાપને તો ફાંસી મળવાની જ છે. આને તો હું રાજી કરી લઇશ અને પછી આપ છોડી દેજો.' ચક્રવર્તી ખૂબ ગરમ હતો. રામપ્રસાદ મને સમજાવવા લાગ્યો અને ફરી મને કાચી જેલમાં મોકલી દીધો. બે કલાક પછી ફરી મને બોલાવ્યો. આ વખતે મને માર્યો નહીં પણ ફક્ત સમજાવ્યો. ભૂદેવ પાલીવાલ પણ હાજર હતો. એની તરફ સંકેત કરીને ચક્રવર્તીએ મને કહ્યું—'તું ભૂદેવના બૂટની ધૂળ બરાબર પણ નથી. એના જેવો સાચો છોકરો શોધ્યો યે ન જડે.' બસ, એ દિવસ પછી નિયમિત રૂપે મારી માર-પીટ શરૂ થઇ ગઇ. શરૂના પાંચ છ દિવસ અને છેલ્લા ચાર-પાંચ દિવસ માર-પીટ ન થઇ. બાકીના દિવસોમાં સતત મને મારવામાં આવ્યો—એક જ દિવસમાં યે ઘણી વાર.

આ ઉપરાંત (કાચી જેલમાં સહન કરી એ ઉપરાંત) જે ખાસ ખાસ યાતના મેં વેઠી તે આ પ્રમાણે છેઃ

(૧) લાત, ઘુસ્તા, અને થપ્પડનો માર તો એટલો અને એવી રીતે પડયો કે છેવટના દિવસોમાં



શરીર પર એ બધા આઘાતો થવા છતાં આત્મા પર તેની અસર બિલકુલ ન થતી.

(૨) એકવાર જ્યારે હું ભૂખ-હડતાળ પર હતો ત્યારે ખુરસીના એક તૂટલા પાયા વડે મને મારવામાં આવ્યો. આ માર એવો પડયો કે જેથી હું દોઢ કલાકમાં ત્રણ વાર બેહોશ થઇ ગયો. હું ડાબે પડખે પડી ગયો હતો અને બેહોશ થઇ ગયો હતો. હોશમાં આવ્યો કે તરત જ એમણે મારી જમણી બાજુના સાંધાઓની ખબર લીધી. જડબું, કાંડા, કોણી, ઘૂંટી, વગેરેના સાંધા તો હજુ ખરાબ છે. ડિસ્ટ્રિકટ જેલમાં મેં દવાદારૂ માટે પ્રયત્ન કર્યો પણ કોઇએ ન સાંભળ્યું.

(૩) હાથ ઊંચા કરાવીને ઊભો રાખતા હતા અને હાથ નીચા કરું તો બૂટની ઠોકર મારતા હતા શરૂઆતમાં તો હું હાથ ચેતન-હીન થઈ જાય ત્યાં સુધી ઊંચા રાખતો હતો પણ પછી મેં એમ કરવું પણ છોડી દીધું. જાણતો હતો કે તેમને જો કોઈ પણ રીતે મને મારવો જ છે તો પછી એક કસરત વધારે શું કામ કરવી?

(૪) એકવાર ચક્રવર્તીએ મારી કાનપટ્ટી, પીઠ અને પિંડીઓમાં પણ બૂટની ઠોકર લગાવી હતી: એને લીધે સોજો તો ખાસ નહોતો ચડયો પણ ક્રોધ, લજ્જા અને ક્ષોભનું પ્રમાણ વધુ હતું.

(૫) પૂજ્ય પંડિત જવાહરલાલજી, બાપુજી, મૌલાના આઝાદ અને કોંગ્રેસના અન્ય નેતાઓને ગંદી ગાળો દેવામાં આવતી હતી. મારા પિતાજીને તો એમણે એટલી અને એવી ગાળો દીધી કે જે મેં કદી સાંભળી નહોતી. અમારા ઘરમાં કોઈ ગાળ નથી બોલતું અને કોઇ એ સહન પણ નથી કરતું. મને ખબર છે કે એકવાર પિતાજીએ એક ડેપ્યુટી-કલેકટરને અદાલતમાં ગાળો દેવા માટે માર્યો હતો.

(૬) બે વાર તેમણે મારી આંગળીઓ પર ખુરસીના પાયા રાખ્યા. ઉપર એક વાંકડિયા વાળવાળા સિવિક ગાર્ડને બેસાડવામાં આવતો. છુંદાયેલી આંગળીઓ લઇને હું નાની જેલમાં ગયો હતો. તે ભૂરી પડી ગઇ હતી.

(૭) એકવાર રાત્રે બાર વાગે મને ઉઠાડીને લઇ ગયા. આ દિવસોમાં મેં સૂર્યના દર્શન નો કર્યાં જ ન હતા. તેમને મન હું એક તમાશાનું સાધન હતો. ભોજન ચાલતું હતું અને મને બોલાવવામાં આવ્યો. ચણા અને ગોળ ખાવાવાળાને પકવાનોનો લોભ દેખાડવામાં આવતો. હા, તેઓ ઉઠાડીને લઈ ગયા. અને ત્યારે મને સૌથી વધુ માર પડયો, એ દિવસે મારા પર કોરડાનો માર પડયો. ઘોડાની લગામ જેવો સખત કોરડો હતો. મને એકદમ નગ્ન કરીને મારવામાં આવ્યો. મેં ફક્ત જાંઘિયો જ પહેર્યો હતો તે પણ ઉતરાવી લીધો. કોરડા પડતા હતા ત્યાં કોટવાળ આગાનું તેડું આવ્યું. કોટવાળ મિ. આગાનું મારા તરફનું વર્તન મનુષ્યતાભરેલું હતું, છતાં તેના હાથમાં કંઇ સત્તા ન હતી. હું છૂપી પોલીસનો કેદી હતો.

(૮) એકવાર મારા પગ અને હાથને એટલા કસીને બાંધી દીધા કે તે ભૂરા પડી ગયા. હું વધુ સહન ન કરી શકયો, અને બેભાન થઇ ગયો.

છેવટે જ્યારે તેમણે પોતાના બધા પ્રયત્ન નકામા ગયેલા જોયા, અને જોયું કે હું એમનાં ચણા-ગોળ નથી ખાતો, રોજ માર ખાઇને બેહોશ થઇ જાઉં છું અને મારા થૂંકમાં લોહી પડવા માંડયું છે ત્યારે તેમણે મારવું બંધ કરી દીધું—કદાચ મારી માતાના અથાક પરિશ્રમને લીધે પણ અદાલતમાં તેમણે બહુ દોડાદોડ કરી હતી અને બધા ચોંકી ઊઠયા હતા. માએ કેટલીયે જગ્યાએ તાર પણ કર્યા હતા. ૧૯ કે ૨૦ સપ્ટેમ્બરથી મને સખત તાવ આવવા લાગ્યો અને ૨૧મીની રાત્રે મારી સ્થિતિ તો ખરાબ થઇ ગઈ. પાણી પીવા માટે ઘસડાઇ ઘસડાઇ માટલા તરફ જતો હતો. ત્યાં બેસી પણ ન શકતો અને ખાવાનું તો ખવાતું જ નહીં.

૨૨મી સપ્ટેમ્બરે ભૂદેવે કહ્યું—'હજી બયાન આપી દે નહીં તો હજુ ત્રણ માસ રાખશે. તારી મા રખડીરવડીને મરી જશે.' મેં પણ એટલું તો





સમજી લીધું હતું કે ત્રણ માસ વધુ રાખશે તો જીવી નહીં શકું. એક માસ પણ વધુ જીવવાની આશા ન હતી પછી શા માટે મારું, મારા કુટુંબનું તથા મારા પિતાનું નામ બદનામ કરું? ભૂદેવને કહી દીધું કે 'મારા માતાપિતાને બદનામ કરવા કરતાં તો હું મરવું પસંદ કરું. મારા દેશ પર પણ હું કલંક નહીં લગાડું. બધા તારા જેવા નથી હોતા. તું તો ઇંદનો બકરો છે જે જાડો થતો જાય છે.' 'તો ટોકરા ખાતો ખાતો કૂતરાના મોતે મર'— કહીને ભૂદેવ ચાલ્યો ગયો. એ પછી મને કોઈ મળવા ન આવ્યું. ૨૩મી સપ્ટેમ્બરે મને. કંઇ જ કામનો ન જાણીને નાની જેલમાં મોકલી દીધો.

૨૩મી સપ્ટેમ્બરે મને ખૂબ તાવ હતો. ડૉક્ટરે તપાસીને દવાખાનામાં દાખલ કરવાનું કહ્યું. પરંતુ જેલરનો ખાસ હુકમ હતો કે દવાખાનામાં ન દાખલ કરવામાં આવે; નહીં તો હું કોટવાળાની કાચી જેલમાં બીમાર પડીને આવ્યો છું એમ સાબિત થઈ જશે. બે દિવસ બેરેકમાં પડ્યો પડ્યો કણસતો રહ્યો દવા ન હતી અને ભોજન પણ ન હતું. જેલની પાંચ રોટલી મળી, પણ તાવમાં ખાઇ શકાય તેવી ન હતી. ૨૫ કે ૨૬મી સપ્ટેમ્બરે દવાખાનામાં દાખલ કરવામાં આવ્યો. ૫૯ દિવસો બાદ દવાખાનામાં પ્રથમ વાર માતા તથા બહેનો સાથે મારો મિલાપ થયો બહેનને તો હું છ મહિને મળતો હતો. મારી ધરપકડ પછી તે છૂટી હતી ૧૦૬.૨ ડિગ્રી તાવ હતો. કામળામાં નાખીને મરેલા જાનવરની જેમ લટકાવીને દવાખાનામાં પહોંચાડ્યો હતો. દવાખાનામાં ક્વીનાઇન સિવાય બીજી દવા જ ન હતી. આ પરિસ્થિતિમાં શું કરીશ તે નથી કહી શકતો. મને એ વખતે ફક્ત એક બે વાતોનું બળ હતું

જ્યારે હું પકડાઇને ચાલ્યો, ત્યારે માના પાદ-સ્પર્શ માટે વાંકો વળ્યો. મને આશીર્વાદની જગ્યાએ એક મંત્ર એણે આજ્ઞા દઇને કહ્યો હતો. "ધરપકડની મને ચિન્તા નથી તારા બાપુજીને પણ નહીં થાય. બસ મારું મોં કાળું નહીં થવા દેતો. મારા દૂધની ઇજ્જત રાખજે. ભૂદેવના સમાચાર પછી ખૂબ ચિંતા થાય છે."

આ ચાર વાક્યોને લીધે જ મેં કાચી જેલ, માર-પીટ અને બધી યાતનાઓ સહન કરી. મારી માએ એક એવી સ્ત્રી થઇને—જેનો એક પુત્ર હમણાં જ મર્યો હોય, જેનો પતિ જેલમાં હોય અને જેને ફાંસીની સજા કરાવવાનો પોલીસ દમ મારતા હોય અને જેનો બીજો પુત્ર પણ જઈ રહ્યો હોય—મને એવો ઉપદેશ આપ્યો તો પછી હું માતાનું મોં શું કાળું કરીશ! એ ભાવના મારામાં હતી."

ઉપર્યુક્ત વર્ણનથી વાચક સમજી શકશે કે માર-પીટ અને અપમાનની રૂપ-રેખા કયા પ્રકારની હતી. જેલમાં જ્યારે અમને ખબર મળ્યા કે જૂઠું બયાન દેવા માટે અને અમુક આદમીઓના નામ દેવા માટે રમેશને ખૂબ મારવામાં આવે છે, ત્યારે દિલ એ વિચારે ધ્રૂજી ઊઠતું હતું કે પુત્ર ક્યાંક કલંક ન લગાવી દે. પણ ભગવાનની કૃપાથી એણે માન-મર્યાદાનું રક્ષણ કર્યું એટલું જ નહીં પણ એમાં વધારો પણ કર્યો.

(ક્રમશઃ)



સંગીતનો જ્ઞાનવાળો ભલે પદ્ય લખે, સંગીત-કારની મદદથી પણ ભલે પદ્ય લખાય, પણ અગેય કાવ્ય હોય જ નહિ એવો આગ્રહ ન રાખી શકાય. કાવ્ય બંને પ્રકારનું હોય: ગેય અને અગેય. ગદ્યપદ્ય (ગેય) અને (છંદ) અગેય એ ત્રણે પ્રકાર મારે મન બરાબર છે.

—કાકા કાલેલકર

# સ્ત્રીની ગુલામી !



લેખક : સુરેશચન્દ્ર ચક્રવર્તી

એક સમયે પુરુષ તદ્દન મૂર્ખ અને અભિમાની હતો. એની સ્ત્રીને તે ગુલામ માનતો અને ગુલામની જેમ રાખતો. તેના કૂમળા હાથ ફરતી પુરુષે લોઢાની સાંકળો બાંધી રાખેલી, અને તે પણ એવી રીતે કે ઘરકામ કરવામાં આડી ન આવે પણ તેના ઘરમાંથી નાસી જતાં રોકી રાખે.

અને સ્ત્રી પણ જાણે પુરુષની ઈચ્છા સાથે સંમત થતી હોય તેમ ગુલામ પેઠે જ રહેતી. તેના મનમાં શું હતું તે કોણ કહી શકે ? પણ તે શાંતિથી ઘરમાં ફરતી અને ધીરજથી ઘરકામ કરતી. પુરુષનું ઘર ચોખ્ખું ને ચળકતું રાખતી, અને દિવસ આથમતાં સંધ્યાદીપ ચેતાવીને ઘરના રક્ષણ માટે સર્વ દેવોને પ્રાર્થના કરતી. પુરુષ માટે તે રસોઈ તૈયાર કરતી, જલપાન બનાવતી અને પૂજા માટે ફૂલો ચૂંટી લાવતી; અને પુરુષ પણ તેના અર્થહીન અભિમાનમાં બધી વસ્તુ સ્વાભાવિકપણે સ્વીકારી લેતો અને અત્યંત આત્મશ્લાઘા કરતાં બોલતો; "હં ! તે મારા માટે આ બધું કરે છે કારણ કે મારા સિવાય તે રહી શકે નહીં."

જ્યારે સર્જનહારે પુરુષના મનનો વિચાર જાણ્યો ત્યારે એ હસ્યા અને બોલ્યા, "ચાલો ત્યારે એની જરાક મજાક કરીએ."

❊

પછી એક દિવસ પુરુષ જ્યારે બહાર શિકારે ગયો હતો ત્યારે સર્જનહાર સ્ત્રીને ઉપાડી ગયા અને પોતાની પાસે સંતાડી દીધી.

તે દિવસે પુરુષ જ્યારે ઘરે પાછો આવ્યો–થાકેલો, ભૂખ્યો, તરસ્યો–ત્યારે તેણે જોયું કે તેના માટે કશું જ તૈયાર ન હતું–ભૂખ શમાવવા ભોજન નહીં, તરસ છીપાવવા પાણી નહીં, પૂજા કરવા ફૂલો નહીં–તેની જરૂરિયાતો અને સુખસગવડનું ધ્યાન રાખનાર ત્યાં કોઈ જ ન હતું. ક્રોધમાં તે ભાન ભૂલી ગયો. અસહાય ચીડાયેલા બાળકની પેઠે તે કૂદકા મારવા લાગ્યો, પોતાના વાળ ખેંચવા લાગ્યો અને સ્ત્રીને બોલાવવા કઠોર સ્વરે બૂમો પાડવા લાગ્યો. પણ સ્ત્રી આવી નહીં. તેને બદલે સર્જનહાર આવ્યા અને નિર્દોષ રીતે પૂછ્યું, "શું થયું છે ?"

"શું થયું છે ?" પુરુષે રાડ નાખી, "ક્યાં છે પેલી દુષ્ટ સ્ત્રી ? તે જ મારા માટે બધું કરતી હતી–મારી ભૂખ શમાવવા ભોજન કરતી, તરસ છીપાવવા પાણી લાવતી અને પૂજા કરવા ફૂલો ચૂંટતી."

"બસ એ જ કે ?" સર્જનહારે પૂછ્યું.

"હા," પુરુષ બોલ્યો અને સહેજ ગૂંચવાઈ પૂછ્યું, "ત્યારે બીજું શું ?"

સર્જનહારે તેના પ્રશ્નનો જવાબ ન આપ્યો. પણ શાંતિથી કહ્યું, "વારુ, તારા માટે તને બધી વસ્તુ તૈયાર મળશે–ભૂખ શમાવવા ભોજન, તરસ છીપાવવા પાણી અને પૂજા કરવા ફૂલો."

❊

ત્યારથી, સર્જનહારની પ્રેરણાથી, કોઈ અદૃશ્ય શક્તિ વડે પુરુષને બધું જ તૈયાર મળવા લાગ્યું–ભૂખ માટે ભોજન, તરસ માટે પાણી, પૂજા માટે ફૂલો, પણ પેલી સ્ત્રી દેખાઈ નહીં.

આમ દિવસ પછી દિવસ વીતવા લાગ્યા. ક્ષણેક્ષણની નિયમિતતાથી પુરુષને જે જોઈએ તે મળતું.





પણ કંઈક ખૂટતું હતું. કંઈક અત્યંત સૂક્ષ્મ, કંઈક અવર્ણનીય એક ત્યાં ન હતું–સદાયને માટે તેણે ગુમાવ્યું હતું હવે ભોજન એ ખાલી ભોજન હતું, પાણી માત્ર પાણી હતું, અને ફૂલો કેવળ ફૂલો હતાં. જાણે ભોજનમાંથી સ્વાદ ચાલ્યો ગયો હતો, પાણી-માંથી શીતળતા ચાલી ગઈ હતી, અને ફૂલો-માંથી સુગંધ ચાલી ગઈ હતી. આખી યોજના કોઇ અગમ્ય ભેજાએ ગોઠવેલી મશ્કરી હોય એવું તેને લાગ્યું–ક્રૂર યંત્રવત્ ઘડિયાળ જેવું કામ કેવું ભયંકર, કેવું અસહ્ય!

❊

તે દિવસે દિવસભરના શ્રમથી કંટાળી પુરુષ ઘરે પાછો આવ્યો. તેણે જોયું કે બધી જ વસ્તુ તૈયાર હતી–તેની ભૂખ શમાવવા ભોજન, તરસ છીપાવવા પાણી, પૂજા કરવા માટે ફૂલો. પણ એ બધાંયે તેની મૂંગી મશ્કરી કરી રહ્યાં હોય તેવું એને લાગ્યું. એકાએક એક તરંગે તેને ગાંડા જેવો કરી મૂક્યો અને ગુસ્સાના આંસુ તેની આંખોમાંથી ટપકી પડ્યાં. ભોજનને તેણે પાટુ લગાવી, પાણીને ઢોળી નાખ્યું અને ઇશ્વર માટે તૈયાર રાખેલા ફૂલો પર તેણે રાક્ષસી નૃત્ય કર્યું. અસહ્ય ક્રોધમાં રાક્ષસની પેઠે તે બૂમો પાડવા લાગ્યો.

સર્જનહાર તેની પાસે આવ્યા અને પૂછ્યું, “વળી તને શું થયું?”

“શું થયું?” પુરુષે સુરંગ ફૂટે તેવી બૂમ પાડી “શું થયું? આવી હૃદયહીન મશ્કરી કોને જોઇએ છે? લઈ જાવ આ બધું. મારી સ્ત્રી મને પાછી આપો.”

સર્જનહારે સ્મિત કર્યું અને તેની સ્ત્રી તેને પાછી આપી. તે દિવસે પુરુષે સ્ત્રીના પગમાં લોઢાની સાંકળને બદલે હાથમાં સોનાની બંગડીઓ પહેરાવી, ગળામાં મોતીનો હાર પરોવ્યો અને પોતાના હૃદયસરસી ચાંપી, આવેશમાં ડૂસકાં ખાતો બોલ્યોઃ

“તું ગુલામ નથી, તું–તું ગીત છે; તું મારા શૂન્યસંસારને ભરી દેતું સંગીત છે.”

★

## શ્રદ્ધા

અહો! મસ્ત કેવી અમારી જવાની!
નશામાં ડુબાવે લહર આ હવાની!
સમંદર ઉછાળા ભલે મારી થાકે;
ન નૈયા અમારી કદી ડૂબવાની!

—શેખઆદમ આબુવાલા

# રસાયણ શાસ્ત્રનું રસદર્શન—" પ્લાસ્ટિકો "

પદ્મકાન્ત ર. શાહ

" જ્યાં જ્યાં નજર મારી ઠરે......
માદી ભરી ત્યાં આપની. " —કલાપી.

## ૧. પ્રાસ્તાવિક

પ્રાચીનકાળમાં એક સમયે પત્થરયુગ હતો. અર્વાચીનકાળ એ પ્લાસ્ટિકો[1]—કલ્પકો—નો યુગ છે. કલ્પક વિશે દરેકને ખ્યાલ છે જ. દરરોજ આપણી સમક્ષ કલ્પકોની કેટલીય ચીજો પડે છે. ફાઉન્ટન પેનો, ઘડિયાળોના તથા કમરના પટ્ટાઓ, મીઠાઈના પારદર્શક પડીકાંઓ; ચશ્માની ફ્રેમો—અરે, હવે તો ચશ્માના કાચ સુદ્ધાં—રંગબેરંગી રમકડાં, ચા કોફી પીવાના પ્યાલા-રકાબીઓ, ગ્રામોફોનની રેકર્ડો, રેડિયોસેટની કેબિનેટો, ફચકડાની ફિલ્મો, દાંતના બ્રશો, કૃત્રિમ રેશમી વસ્ત્રો, એ સર્વે રસાયણના કલ્પકો આપણા જીવનનું જાણે એક અંગ બની ગયાં છે. વિજ્ઞાન અને તેમાંય રસાયણ-વિજ્ઞાન, કેટલી ઝડપથી પ્રગતિ કરી રહ્યું છે તેનું ઉત્તમ દૃષ્ટાંત પ્લાસ્ટિકો અથવા કલ્પકો પૂરું પાડે છે. અત્યારે દુનિયામાં, અને ખાસ કરી અમેરિકામાં, પ્લાસ્ટિક ઉદ્યોગે આશ્ચર્યજનક પ્રગતિ કરી છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં ૧૯૩૬માં પ્લાસ્ટિકોનું વેચાણ ૨૦,૦૦૦,૦૦૦ ડોલરમાંથી વધીને ૧૯૪૬માં ૭૫૦,૦૦૦,૦૦૦ ડોલર જેટલું પહોંચ્યું હતું અને એવી આશા રાખવામાં આવે છે કે બેથી ત્રણ વર્ષમાં ૧૦૦૦,૦૦૦,૦૦૦ ડોલરે તે પહોંચશે.

અને માત્ર ઘર ઘરની વસ્તુઓ નહિ પણ ઔદ્યોગિક યંત્રોત્પાદનમાં પણ કલ્પકોનું આવાગમન સફળ થઈ શક્યું છે. તેજાબો કે ક્ષારો વડે ખવાઇ જવાની ધાસ્તી નહિ, ભારે વજન નહિ, જાતે જ રંગીન હોવાથી રંગવાની કડાકૂટ નહિ, ધાતુઓની મજબૂતાઈ સાથે સરખાવી શકાય તેવી મજબૂતાઈ પણ ખરી, એ બધી સગવડોને લીધે પ્લાસ્ટિકોએ ઉદ્યોગોમાં પણ ભારે નામના મેળવી છે. પ્લાસ્ટિકોના આવવાથી યંત્રોના ખડખડાટનો અવાજ પણ અતિશય ઓછો થઇ જવાનો. એટલે કારખાનાંમાં ઘોંઘાટને સ્થાને શાંતિ થવાથી ત્યાંના કાર્યકર્તાઓ પણ સંતોષનો શ્વાસ ખેંચશે.

ઇતિહાસની દૃષ્ટિએ પ્લાસ્ટિકો—કલ્પકોનું મૂળ હાથીદાંતની તંગીને કારણે અટકી પડેલા 'બિલિયાર્ડ બૉલ'ના ઉત્પાદનમાં જડે છે. ન્યુજર્સીના જહૉન હ્યાટે ઇ. સ. ૧૮૬૮માં (John Hyatt) રૂને નાઇટ્રિક એસિડ અને કપૂર સાથે મેળવી પહેલવહેલું ફચકડું બનાવ્યું અને થોડા જ સમયમાં જાતજાતની વસ્તુઓની બનાવટમાં ફચકડું વપરાવા લાગ્યું, ત્યાર પછી ઇ. સ. ૧૮૯૭માં ડબ્લ્યુ. ક્રિશ્ચિ નામના એક જર્મને કાગળનાં પૂઠાં ઉપર કેસીનનું[2] દ્રાવણ લગાડી તેના સુકાયા પછી બીજી રાસાયણિક ક્રિયાઓ વડે તેને વૉટરપ્રૂફ બનાવવાનો પ્રયોગ કર્યો. દૂધને ફાડીને બનાવવામાં આવતું દૂધનું એ અપત્ય કેસીન ત્યારસુધી ખાદ્ય પદાર્થો બનાવવામાં જ વપરાતું હતું. હવે એનો ઔદ્યોગિક ઉપયોગ શોધાયો. ક્રિશ્ચિના બીજા સાથી એડોલ્ફ સ્પિટેલર, જે આ જ દિશામાં પ્રયોગો કરી રહ્યા હતા, તેમની સહાયથી કેસીનની અંદર ફોરમાલ્ડીહાઇડ[3] નામના રસાયણના ઉમેરાથી બીજા પ્રકારનું પ્લાસ્ટિક શોધાયું. એક જર્મન કંપનીએ આ પ્રોસેસનું પેટન્ટ પણ કઢાવી પ્લાસ્ટિકના ઔદ્યોગિક ઉત્પાદનનું મંડાણ કરી દીધું.

દરમ્યાન ૧૯૦૭માં, યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકામાં લિઓ હેન્ડ્રીક બેકેલેન્ડે ફિનોલ[4] અને ફોરમાલ્ડીહાઇડના સંયોગથી કૃત્રિમ લાખ બનાવવાનું શોધી કાઢ્યું અને તેનું તેમણે " બેકેલાઇટ "નું નામાભિધાન કર્યું.

પછી ઇંગ્લેન્ડ, અમેરિકા, જર્મની, ફ્રાન્સ, રશિયા, એ બધા દેશોએ તેને ઉત્પન્ન કરવાનું શરૂ કર્યું અને તેમાં અત્યાર સુધી પ્રગતિ થયા જ કરી છે. દૃષ્ટાન્ત તરીકે ૧૯૪૩માં અમેરિકાની કોલંબિયા યુનિવર્સિટીની પ્રયોગશાળામાં, ધાતુઓનો રસ રેડીને જેમ ધાતુઓના આકારો ઢાળવામાં આવે છે તે જ પ્રમાણે પ્લાસ્ટિકોનો પણ રસ રેડીને વગર દબાણે, પ્લાસ્ટિકોના આકારો ઢાળવાની પદ્ધતિ શોધાઇ. થર્મો—કાસ્ટ[5] નામથી ઓળખાયેલ આ પ્લાસ્ટિક દેખાવમાં સીલ કરવા માટે વપરાતી લાલ લાખને મળતી આવે છે અને ૨૦૦ ડિગ્રી સેન્ટીગ્રેડે પ્રવાહી રહે છે.





પ્લાસ્ટિકના ઉદ્યોગોનું મહત્ત્વ એમાં રોકાયેલી મૂડીના આંકડા પરથી સમજાશે. ૧૯૩૭માં ઇંગ્લેન્ડમાં આ મૂડી ૫,૦૦૦,૦૦૦ પાઉન્ડની હતી અને તેમાં ૨૫,૦૦૦ માણસોને રોજી મળતી હતી. હિંદમાં પણ યુદ્ધકાળ દરમ્યાન બહારની આયાત ન થવાને કારણે, પ્લાસ્ટિકો બનાવનારી કંપનીઓ ઊભી થઇ હતી, જેમાં, બેકેલાઇટ મોલ્ડીંગ કંપની, ઇન્ડિયા મોલ્ડીંગ કંપની, ઇન્ડિયન પ્લાસ્ટિક્સ કંપની, પ્લાસ્ટિક્સ પ્રોડક્ટસ લિમિટેડ, ગવર્નમેન્ટ ઇલેક્ટ્રીક ફેક્ટરી (બેંગલોર), અને કે ઇન્જીનીયરીંગ કંપની, વગેરે નામો ગણી શકાય છે. બીજા પગલા તરીકે પ્લાસ્ટિકો બનાવવાનો કાચો માલ, જેમકે; ફોરમાલ્ડીહાઇડ, ફિનોલ, યુરિયા[૬] ફ્થેલિક એનહાઇડ્રાઇડ[૭] ફુરફુરાલ,[૮] કેટલાક આલ્કોહોલ વગેરે પૂરા પાડે તેવાં રાસાયણિક ઉદ્યોગો શરૂ કરવાની આવશ્યકતા હતી. હવે હિંદના રાસાયણિક ઉદ્યોગમાં થોડીઘણી પ્રગતિ થઇ રહી છે, પણ કાચો માલ તેમજ અનુકૂળ યંત્રોના અભાવને લીધે તેનો વિકાસ રૂંધાયો છે. આ દિશામાં શાલિમાર ટાર પ્રોડક્ટસ લિમિટેડે નેફ્થેલિન[૯]માંથી ફ્થેલિક એનહાઇડ્રાઇડ બનાવીને સારો ફાળો નોંધાવ્યો છે. તે ઉપરાંત ડાંગરના ફોતરાં, શેરડીના કૂચા વગેરેમાંથી કાઉન્સીલ ઓફ સાયન્ટીફિક એન્ડ ઇન્ડસ્ટ્રિયલ રીસર્ચ નીચેની પ્રયોગશાળામાં ફુરફુરાલ બનાવવાનો પ્લૅન્ટ પણ ઊભો કરવામાં આવ્યો હતો. વળી, આજ પ્રયોગશાળા નાયલોન[૧૦] અને ગ્લિપ્ટાલ[૧૧] દિવેલમાંથી બનાવવાનું શોધી કાઢવામાં આવ્યું હતું. હિંદની અંદર પ્લાસ્ટિક ઉદ્યોગમા કાચા માલ તરીકે વાપરવા માટે ઘણા પદાર્થો પ્રાપ્ત થયા છે. જેમકે, શેલેક,[૧૨] કાજુ[૧૩] તથા ભિલામા[૧૪]ની છાલનું પ્રવાહી વગેરે. 'લેક રિસર્ચ ઇન્સ્ટિટ્યુટ'માં પણ આ અંગે શોધખોળ અને તપાસ થઇ રહ્યાં છે. આમ હિંદમાં યુદ્ધ દરમ્યાન પ્લાસ્ટિક ઉદ્યોગના જે મૂળ નંખાયાં છે, તે હવે પછીના સમયમાં સુંદર રૂપમાં વિકસીને હિંદને આ ઉદ્યોગમાં પણ સ્વાશ્રયી બનાવશે એવી આશા વધુ પડતી નથી.

**૨. પૂર્વપીઠિકા : પ્લાસ્ટિકો અથવા કલ્પકોનું કુળ**

પ્લાસ્ટિકો અથવા કલ્પકોનું કુળ સમજવા માટે રસાયણશાસ્ત્રમાં વપરાતી સંજ્ઞાઓનો થોડો પરિચય કરવો પડશે. આ સંજ્ઞાઓ રસાયણશાસ્ત્રની લઘુલિપિ છે. આ લઘુલિપિ વિશ્વના દરેક ભાગમાં વપરાય છે અને ગમે તે ભાષામાં પણ સંજ્ઞાઓ સરખી જ હોવાથી દુનિયાના કોઇપણ ભાગમાં રસાયણશાસ્ત્ર અંગેની નવી પ્રકટ થતી માહિતી સરળતા પૂર્વક દર્શાવવાની સગવડ પ્રાપ્ત થઇ શકી છે.

દરેક દ્રવ્ય અણુ[૧૫]–પરમાણુઓનું[૧૬] બનેલું છે એ વાત તો હવે 'જૂની અને જાણીતી' થઇ છે, હિંદી, ગ્રીક અને રોમન સંસ્કૃતિઓના ઇતિહાસમાં અણુ–પરમાણુ સંબંધી જ્ઞાન હોવાના પુરાવા છે, પણ આધુનિક યુગના રસાયણશાસ્ત્રના ઇતિહાસમાં અણુ–પરમાણુ વિશેનું ચોક્કસ મંતવ્ય મહાન રસાયણશાસ્ત્રી જ્હૉન ડાલ્ટને (૧૭૬૬–૧૮૪૪) કર્યું હતું તેના મત મુજબ કોઇ પણ દ્રવ્યનો પરમાણુ એટલે તે દ્રવ્યને...ભાગના જે નાનામાં નાનો કણ શેષ રહે તે, અને તેનું ત્યાર પછી ભંજન થઇ શકે નહિ આવા પરમાણુઓના જોડકાં પણ હોઇ શકે; ત્રણ પરમાણુઓ પણ જોડાઇ શકે; તેથી વધુ પણ જોડાઇ શકે. પરમાણુઓ જોડાઇને એક અણુ ઉત્પન્ન કરે. દૃષ્ટાન્ત તરીકે પાણીની અંદર હાઇડ્રોજન[૧૭] અને ઑક્સિજન[૧૮] નામના બે તત્ત્વોનો સમાવેશ થયેલો છે, તેમાં બે પરમાણુ હાઇડ્રોજનના અને એક પરમાણુ ઑક્સીજનનો સંયુક્ત થયો હોય છે. હવે હાઇડ્રોજનના બે પરમાણુ જે ભેગા રહેલા છે તેને હાઇડ્રોજનનો એક અણુ પણ કહી શકાય, આ અણુ–પરમાણુઓ દ્રવ્યની અંદર અમુક ચોક્કસ પ્રમાણમાં જ સમાયેલા છે. આપણી પાસે અમુક જથ્થામાં હાઇડ્રોજન અને ઑક્સિજન હોય તો તેમાં વિદ્યુતનો તણખો પસાર કરીને આપણે તેમાંથી પાણી બનાવી શકીએ પણ એ પાણીમાં બે ભાગ હાઇડ્રોજન અને એક ભાગ ઑક્સિજન એ પ્રમાણ કાયમ રહેવાનું. અને વધારાનો હાઇડ્રોજન અને ઑક્સિજન વાયુરૂપે સંયુક્ત થયા વગર જ રહેવાના.



આ અણુ-પરમાણુઓ સારામાં સારા સૂક્ષ્મદર્શક યંત્ર વડે પણ જોઇ શકાતા નથી, તો નરી આંખે તો ક્યાંથી દેખાય ? આધુનિક શોધખોળોએ પરમાણુઓને વિદ્યુતકણોના બનેલાં પુરવાર કર્યાં છે અને હવે પરમાણુઓને ભેદીને પરમાણુની ભીતરનું અવલોકન કરી શકાય છે.*

આ પરમાણુઓની સંખ્યા ૯૨ જેટલી છે, એટલે જગતનાં ૯૨ મૂળતત્ત્વો અસ્તિત્વ ધરાવે છે. એમાં સૌથી હલકો હાઇડ્રોજન છે. આ હાઇડ્રોજનની સંજ્ઞા H (એચ) છે. તે જ પ્રમાણે, ઓક્સિજનની O (ઓ) નાઇટ્રોજનની[૧૯] N (એન) અને કાર્બનની[૨૦] C (સી) છે. હવે ‘પ્લાસ્ટિક’ એ એવું દ્રવ્ય છે કે જેમાં આ ચાર જ પરમાણુઓ જુદે જુદે સ્વરૂપે જોડાયેલાં છે. આ ચાર પરમાણુઓ હવા, પાણી, અને કોલસામાં રહેલાં છે એટલે પ્લાસ્ટિક એ હવા, પાણી અને કોલસાનું વંશજ છે એમ કહેવું એ તદ્દન સાચું છે.

હવે જે રીતે એક મૂળતત્ત્વ બીજા મૂળતત્ત્વ સાથે જોડાય છે તે દરેકની એક પ્રકારની સંપત્તિ પર (જેને શાસ્ત્રીય ભાષામાં વેલેન્સી[૨૧] કહે છે) અવલંબે છે. આપણા દેવદેવીઓને ચારથી માંડીને અસંખ્ય હાથ કલ્પેલા છે. મૂળતત્ત્વનું પણ તેવું હોય છે. હાઇડ્રોજનને એક હાથ છે. ઓક્સિજનને બે હાથ છે. કાર્બનને ચાર હાથ છે. નાઇટ્રોજનને બે હાથ છે. એટલે હાઇડ્રોજનનો એક હાથ હોવાથી તેને ઓક્સિજન સાથે જોડાવું હોય તો હાઇડ્રોજનના બે પરમાણુ પોતાનો એક એક હાથ ઓક્સિજનના બે હાથ સાથે મિલાવે તો જ તેમનો સંયોગ થઇ શકે. આ સંયોગ તે પાણી, જેમાં હાઇડ્રોજનના બે પરમાણુ ઓક્સિજનના એક પરમાણુ સાથે જોડાયેલા છે. સંજ્ઞાઓની અંદર તેનું ચિત્ર આ પ્રમાણે રજૂ કરી શકાય:




કાર્બનને ચાર હાથ હોવાથી કાર્બન સાથે હાઇડ્રોજનનો સંયોગ નીચે મુજબ થાય:



આ પદાર્થ ભેજવાયુ અથવા ‘મીથેન’[૨૨] છે. હાઇડ્રોજન, ઓક્સિજન કાર્બન અને નાઇટ્રોજનના હાથ પહોળા કરી દેખાડીએ તો રાસાયણિક સંજ્ઞાઓમાં આ પ્રમાણે ચિત્ર દોરાય:



હાઇડ્રોજન ઓક્સિજન નાઇટ્રોજન કાર્બન

હવે આ દરેકનું જોડાણ કરીને આપણે કાગળ ઉપર જુદા જુદા પદાર્થો બનાવી લઇએ. આ બધા પદાર્થોને પ્લાસ્ટિક સાથે સંબંધ છે:



એમોનિયા[૨૩] (અપાનવાયુ) ફોરમાલ્ડીહાઇડ એસિટિલિન[૨૪]

કાર્બનનો પરમાણુ બહુ વિશિષ્ટ ગુણ ધરાવે છે. બીજા પરમાણુ સાથે જોડાવા ઉપરાંત, તે પોતાનાજ પરમાણુ સાથે પણ જોડાઇ શકે છે,



બાકીના છૂટા રહેલા હાથ સાથે બીજા પરમાણુઓ હાથ મેળવી શકે છે. ‘મીણ’[૨૫] આ પ્રકારનો પદાર્થ છે :



*(જુઓ લેખકના “વિજ્ઞાનનાં વ્યાપકસ્વરૂપો”માંનો “પરમાણુઓની ભીતરમાં” નામનો લેખ : પૃ. ૯૪.)





કાર્બનની સાંકળમાં એકથી વધુ કડીઓ પણ હોઈ શકે છે.



$$\frac{H}{H}> C = C < \frac{H}{H}$$ એથિલિન વાયુ

ઉપર દર્શાવ્યો તે એથિલિન[૨૧] વાયુ છે, જે પ્લાસ્ટિકના અભ્યાસમા મહત્ત્વનો છે. કાર્બનના પરમાણુઓ સીધી સાંકળ[૨૭] બનાવવા ઉપરાંત વલયાકાર[૨૮] સ્વરૂપે પણ જોડાઇ શકે છે. એવું બન્યુ કે ડામરમાંથી બેન્ઝીન[૨૯] નામનું પ્રવાહી દ્રવ્ય બનાવતા તે ૭ કાર્બન અને ૭ હાઇડ્રોજનના પરમાણુઓનું માલુમ પડ્યું. હવે સીધી સાંકળમાં બેન્ઝીનને દર્શાવી શકાતું ન હતું એટલે કેકુલે નામના એક રસાયણ શાસ્ત્રીને બહુ ગૂંચવાડો ઊભો થયો. તે વખતે ભઠ્ઠી પાસે તાપતા તાપતાં એને એક ઝોકું આવ્યું. તેમાં એણે પરમાણુઓનો એક નાચ જોયો. એકાએક એક પરમાણુ છૂટો અને એની પોતાની જ પૂંછડી મોમા પકડી. કેકુલેને તરત જ સૂઝ પડી ગઇ અને બેન્ઝીનનું ચિત્ર એણે નીચે મુજબ રજૂ કર્યું:




આ એક અત્યંત મહત્ત્વનો પદાર્થ છે. આના ઉપર બીજા પરમાણુઓ નીચે મુજબ વળગી શકે છે.




પ્રસ્તુત પદાર્થ બેન્ઝીનમાંથી એક હાઇડ્રોજન પરમાણુ નીકળી OH અણુ આવે તો જે નવો પદાર્થ બને છે તે દર્શાવે છે. આ નવો પદાર્થ ફિનોલ અથવા કાર્બોલિક એસિડ[૩૦] છે.

ઉપર દર્શાવેલા જોડાણોમાં જ્યાં બે રેખાઓ ચીતરી છે તે પદાર્થની મજબૂતાઈ નહિ પણ તે સ્થળે નબળાઈ સૂચવ છે. આપણે 'સેફટી પીન'નું દૃષ્ટાંત લઇએ. 'સેફટી પીન' ના બે છેડાઓ સહેજ પણ તક મળતાં છૂટા થઇ જશે. તે જ પ્રમાણે, આપણે ચીતરેલા એસિટિલિન વાયુની અંદર પણ આવી જ સ્થિતિ પ્રવર્તતી હોવાથી તેના ઉપર બીજા કોઇ દ્રવ્યનો હુમલો થતાં આ નબળી કડી તૂટી જવાની અને નવો પદાર્થ અસ્તિત્વમાં આવવાનો. આવા પદાર્થોને 'અતૃપ્ત'[૩૧] કહેવામાં આવે છે એથિલિન પણ આ જ પ્રકારનો પદાર્થ છે. એથિલિન પર કલોરિન[૩૨] વાયુનો હુમલો થતાં આમ બને છેઃ




પ્લાસ્ટિકના સર્જનમાં અણુઓની બે ક્રિયાઓનાં વિશિષ્ટ નામો પાડવામાં આવ્યાં છે. એકને કન્ડેન્સેશન[૩૩]—ઘટીકરણ કહે છે અને બીજીને પોલિમેરાઇઝેશન[૩૪]—અણુસંયોગ કહે છે. ઘટીકરણમાં જુદા જુદા અણુઓ એકત્ર થઇ ઘટતા ઉત્પન્ન કરે છે. અણુસંયોગમાં એક જ પ્રકારના અણુઓ એકત્ર થઇ જાય છે, અને પદાર્થ ભારે બને છે. એથિલિન જેવા "અતૃપ્ત" પદાર્થોના કિસ્સાઓમાં આ પ્રમાણે બને છે. અતૃપ્ત રહેવા કરતાં નબળી કડીની જગ્યાએ એવા જ બીજા અણુઓ જોડાઈ તેને તૃપ્ત[૩૫] કરે છે. ઘટીકરણમાં બે જુદા જુદા અણુઓનો સંયોગ થાય છે અને પાણી છૂટું પડે છે. જેમકે, ફિનોલ અને ફોરમાલ્ડીહાઇડ સંયુક્ત થતાં એક નવો જ પદાર્થ જન્મ પામે છે અને તેમાંથી પાણી મુક્ત થાય છે. આ નવો જન્મેલો પદાર્થ તે જ 'પ્લાસ્ટિક' નામથી મશહૂર થયો છે.

જ્ઞાતિઓમાં જેમ તડો હોય છે તેવાં પ્લાસ્ટિકો અથવા કલ્પકોના પણ બે તડ છે. એક વિભાગને થર્મો-પ્લાસ્ટિક[૩૬] અથવા ઉષ્ણ-મૃદુ કહે છે અને બીજાને થર્મોસેટિંગ[૩૭] અથવા ઉષ્ણ-કઠોર કહે

છે. થર્મો-પ્લાસ્ટિક એ લાખ જેવો પદાર્થ છે. તેને ગરમ કરતાં તે ઓગળવા માંડે છે અને ઠંડો પાડતાં સખત બને છે. થર્મોસેટિંગ પ્લાસ્ટિક ગરમ કરતાં પહેલાં નરમ માટીના લોચા જેવો હોય છે પણ એકવાર એનો રસ કરીને એના આકારો ઘડયા પછી તે આકાર કાયમ જ રહે છે અને તેને પછી નરમ કદાપિ કરી શકાતો નથી.

### ૩. કલ્પકોના પ્રકારો

પ્લાસ્ટિકો અથવા કલ્પકો વિશે વાત કરતાં એના લખનારા 'રોમાંચક' શબ્દ વાપરે એ સ્વાભાવિક છે. અજબ જેવી ગતિથી કલ્પકોના ઉદ્યોગમાં પ્રગતિ કરાઇ છે. એમાં વપરાતા કાચા માલનું વૈવિધ્ય ચકિત કરે તેવું છે. વનસ્પતિથી સભર હિંદની અંદર **એનો કાચો માલ અનેક પ્રકારનાં વૃક્ષોનો રસ** પૂરો પાડે છે. વૃક્ષોનો ગુંદર, લાકડાંનો વ્હેર, શેરડીના કૂચા, સોયાબીન, શુંદદાણા, મગફળીનો ખોળ, ભિલામાની છાલનો અર્ક, કાજુના છોડાંનો અર્ક વગેરે પદાર્થો આપણા હિંદમાં પ્લાસ્ટિકોનું સર્જન કરવા વિજ્ઞાન અને ઔદ્યોગિક સંશોધન મંડળની પ્રયોગશાળામાં ઉપયોગમાં લેવામાં આવ્યા છે.

ફિનોલ, ફોરમાલ્ડીહાઇડ, કારબાઇડ,[૩૮] ગ્લિસેરિન,[૩૯] દૂધ, કપૂર, યુરિયા, રૂ, નાઇટ્રીક[૪૦] અને ગંધકના તેજાબો[૪૧] વગેરે, પ્લાસ્ટિકોના સર્જનમાં ભાગ ભજવે છે. હવા, પાણી, કોલસો અને કેટલાક ખનિજોના તત્ત્વો પ્લાસ્ટિક અથવા કલ્પકોમાં સમાયેલાં છે, અલંકારિક ભાષામાં લખીએ તો ઉપરના ચાર દ્રવ્યોનું રક્ત પ્લાસ્ટિકની નસોમાં વહે છે. પ્લાસ્ટિકોના ઉપર આપણે એમના ગુણધર્મો પ્રમાણે જે બે વિભાગ પાડયા છે તે વિભાગોમાં તેમના જુદા જુદા પ્રકારોનો વિચાર કરીશું.

### ઉષ્ણ-મૃદુ કલ્પકો અથવા થર્મોપ્લાસ્ટિકો

**કચકડું :** કૃત્રિમ રેશમ, ગન-કોટન,[૪૨] ફોટોગ્રાફીની ફિલ્મ, અને કોલોડિયન[૪૩] એ ચાર પદાર્થો પરસ્પર નિકટ સંબંધ ધરાવે છે. સેલ્યુલોઝ[૪૪] (વનસ્પતિના રેષા) અને નાઇટ્રિક એસિડ અથવા સુરોખારના તેજાબના સંયોગથી એ જન્મેલા છે. કોઇ કચકડાને કલ્પક કહેવા ન તૈયાર થાય એમ બને પરંતુ કલ્પકોનો પિતા તો એ જરૂર છે. સેલ્યુલોઝ એ શુદ્ધ કરેલું રૂ છે. તેની અંદર નાઇટ્રિક અને સલ્ફ્યુરિક એસિડ નાંખવાથી નાઇટ્રો-કોટન[૪૫] બને છે અને પાણી છૂટું પડે છે. તેમાંથી એસિડ છૂટો પાડીને પાણી વડે તેને સાફ કરી તેમાં આલ્કોહોલ ઉમેરવામાં આવે છે અને પછી કપૂર સાથે તેને મસળવામાં આવે છે. આ રીતે કચકડું બને છે અને તેમાંથી જોઇએ તેવા આકારો બનાવાય છે.

**સેલ્યુલોઝ એસિટેટ[૪૬]:** કચકડું એકદમ સળગી ઊઠે તેવું હોય છે. સેલ્યુલોઝ એસિટેટ સળગતું નથી. એને બનાવવા માટે શુદ્ધ કરેલા રૂને એસેટિક[૪૭] એસિડ ને એનહાઇડ્રાઇડ,[૪૮] તથા સલ્ફ્યુરિક એસિડના મિશ્રણ સાથે આસવવામાં આવે છે. આ ક્રિયામાં પુષ્કળ ગરમી ઉત્પન્ન થાય છે, અને તેથી માલ ન બગડે માટે આ ક્રિયા જે વાસણમાં કરવામાં આવે છે તેને ઠંડુ રાખવાની વ્યવસ્થા કરેલી હોય છે, આવી રીતે ઉત્પન્ન થયેલો પદાર્થ ચાસણી જેવો હોય છે. એને પાણી સાથે ધોઇને એસિડ કાઢી નાંખવામાં આવે છે અને ત્યારપછી બીજું પાણી રેડવાથી સફેદ તંતુઓના રૂપમાં સેલ્યુલોઝ એસિટેટ છૂટું પડે છે. આને એસિટોન[૪૯] નામના પ્રવાહીમાં ઓગાળી તેમાં લોટ અથવા તેવા યોગ્ય પદાર્થ મેળવી કણક બાંધવામાં આવે છે અને એ લોચામાંથી પતરાં, નળીઓ, લાકડીઓ, વગેરે જોઇએ તેવા આકારો બનાવી લેવાય છે.

**કેસીનના કલ્પકો :** કેસીન એ દૂધમાં રહેલું પ્રોટીન[૫૦] છે. દૂધને જ્યારે મેળવવામાં આવે છે ત્યારે તેમાંથી દહીં અને પાણી જુદું પડે છે. આ દહીંમાં કેસીન રહેલું છે. આ કેસીનને સૂકવીને તેનું ચૂર્ણ કરવામાં આવે છે અને તેમાં યોગ્ય રંગ ઉમેરી ગરમી અને દબાણથી જોઇએ તેવા આકારોનાં બીબામાં ઢાળવામાં આવે છે. સૌથી છેલ્લે આ આકારોને ફોરમાલ્ડીહાઇડ વડે સ્નાન કરાવવામાં આવે છે એટલે તે સખત બને છે. ફાઉન્ટન પેન, બટન, કાંસકા, બકલ વગેરે આ પ્રકા-





રના કલ્પકો–પ્લાસ્ટિકો–છે.

**પોલિસ્ટિરિન[૫૧] કલ્પકો :** સ્ટિરિન[૫૨] નામના પદાર્થના અણુસયોગ—પોલિ મેરાઇઝેશન—વડે આ પદાર્થ બને છે. સ્ટિરિન બેન્ઝીન અને એથેલિનમાંથી બને છે અને આ બન્ને પદાર્થોના જનક કોલસો છે. સ્ટિરિન પ્રવાહી છે પણ અમુક સંયોગોમાં તેને ગરમ કરવાથી તેનો અણુસંયોગ થાય છે અને તે ઘન બને છે. એમાંથી બનતા કલ્પકો બહુ સુંદર હોય છે. ખાસ કરીને તેમનો સ્વભાવ વિદ્યુત–રોધક હોય વીજળીના ઉદ્યોગમાં વપરાતા પદાર્થો (સ્વિચો, ઇન્સ્યુલેટરો વગેરે) તેમાંથી બનાવવામાં આવે છે.

**પોલિવિનીલ[૫૩] કલ્પકો :** સ્ટિરિનનો એસેટિક એસિડ સાથે યોગ કરવાથી આ પ્રકારના કલ્પકો જન્મે છે. આ કલ્પકો રાસાયણિક ક્રિયાઓ વડે ખવાઇ જતા નથી એટલે તેમનો ઉપયોગ રાસાયણિક ઉદ્યોગમાં વપરાતા વાસણો અથવા સામગ્રી બનાવવામાં થાય છે. ઇલેક્ટ્રિક કેબલના 'કવર' તરીકે પણ આ કલ્પકોનો ઉપયોગ થાય છે. એસેટિક ને બદલે હાઇડ્રોક્લોરિક એસિડ[૫૪] પણ આ જ પ્રકારના કલ્પકો ઉત્પન્ન કરે છે.

**એક્રિલિક[૫૫] કલ્પકો :** આ કલ્પકો એક્રિલિક એસિડ અને એસિટોનના યોગ વડે બનાવવામાં આવે છે. 'ડાયા કોન'[૫૬] પરસ્પેક્સ[૫૭] વગેરે નામથી એ ઓળખાય છે. વીજળીના ઉદ્યોગમાં આ જાતના કલ્પકો વપરાય છે પણ તેનો ખરો ઉપયોગ દાંતના ચોકઠાં બનાવવામાં થાય છે. 'પરસ્પેક્સ' કાચ જેવું પારદર્શક છે અને તેમાંથી ચશ્માના 'લેન્સ' બને છે. કાચને તો ઘસીને લીસા કરવા પડે છે પણ આ તો માત્ર બીબાંમાં જ બની શકે છે. ઓપ્ટીકલ કાચ કરતા આની પારદર્શકતા જરા પણ ઊતરતી નથી.

આ બધાં કલ્પકો ઉષ્ણ–મૃદુ છે., માત્ર કેસીનના કલ્પકોને બેઠે ફોરમાલ્ડીહાઇડનું સ્નાન કરાવેલું હોવાથી તેમને ગરમ કર્યાં પછી ફરી ઢાળી શકાતાં નથી.

હવે આપણે ઉષ્ણકઠોર અથવા થર્મોસેટીંગ કલ્પકોનો વિચાર કરીએ. આ પ્રકારના પ્લાસ્ટિકો લોકોને વધારે જાણીતા છે આ પ્લાસ્ટિકો 'બેકેલાઇટ[૫૮] અને 'બીટલ'[૫૯] નામથી જાણીતા છે.

**બેકેલાઇટ :** ઉપર જણાવેલા ફિનોલ અને ફોરમાલ્ડીહાઇડના સંયોગ વડે બેકેલાઇટ બને છે. ફિનોલનો જનક કોલસો છે. કોલસામાંથી ડામર અને ડામરમાંથી ફિનોલ ફોરમાલ્ડીહાઇડ કાર્બનવાયુ (કાર્બન મોનોક્સાઇડ) અને પાણીમાંથી બને છે. એક નળી (still)માં આ બન્ને પદાર્થોને ગરમ કરવામાં આવે છે. પાણી છૂટું પડે છે અને લાખ જેવો પદાર્થ નળીમાંથી ખેંચી લેવામાં આવે છે. એ પદાર્થ ઠંડો પડતાં સખત બને છે અને પછી તેનું ચૂર્ણ કરવામાં આવે છે. એની સાથે બીજા પદાર્થો (લાકડાનો વ્હેર આદિ) મેળવી રંગ વગેરે ઉમેરી યોગ્ય ઉષ્ણતામાન આપી મોલ્ડીંગ પ્રેસમાં દબાવી, જોઇએ તેવા આકારો બનાવી લેવાય છે.

**બીટલ :** આ પ્રકાર યુરિયા અને ફોરમાલ્ડીહાઇડના સંયોગમાંથી જન્મે છે. 'બેકેલાઇટ' અપારદર્શક હોય છે જ્યારે 'બીટલ' કાચ જેવું પારદર્શક હોય છે. યુરિયા એ પ્રાણીજ દ્રવ્ય હતું, પરંતુ વ્હેલર નામના રસાયણશાસ્ત્રીએ મૂળ તત્ત્વોમાંથી તેનું સર્જન કરી કાઢયું. કૃત્રિમ રીતે જ ઓર્ગેનિક—સેન્દ્રીય દ્રવ્યો ઉત્પન્ન કરવામાં આવ્યા તેમાં યુરિયા પ્રથમ હતું. તેની બનાવટ અપાનવાયુ અને અંગારવાયુમાંથી કરવામાં આવે છે. 'બીટલ' પ્રકારનાં કલ્પકોનું સર્જન 'બેકેલાઇટ'ના પ્રકારની રીતે જ થાય છે. રકાબી–પ્યાલા, પ્લેટ, ઇત્યાદિ કલ્પકોનું સર્જન આ પ્રકારનું છે.

**બીજા પ્રકારો :**—ઉપર તો થોડા જ પ્રકારોનું વર્ણન કરવામાં આવ્યું છે. હવે કેટલાક પ્લાસ્ટિકોને મળતા પ્રકારો વિશે જાણવું ઠીક થઇ પડશે.

**ફુરફુરાલ કલ્પકો :** ફુરફુરાલ અનાજનાં છોડાં (ફોતાં) અને ફોરમાલ્ડીહાઇડના સંયોગ વડે ઉત્પન્ન થતું પ્રવાહી છે. આમાંથી કાળા રંગના કલ્પકો બનાવી શકાય છે.



**ગ્લિપ્ટાલ કલ્પકો** : આ પ્રકાર ગ્લિસેરિન અને સીંણુ અથવા આમલીના તેજાબ એ બેના યોગ વડે ઉત્પન્ન થાય છે.

**મેલેમીન**[૧૦] **કલ્પકો** : આ યુરિયાના કલ્પકો જેવાં જ હોય છે. એમાં મુખ્ય પદાર્થ સાયનેમાઈડ[૧૧] છે, જે ખાતર તરીકે આજ લગી વપરાતું હતું.

**રબર** : બનાવટી રબર ખરી રીતે પ્લાસ્ટિક નથી પણ તેની સાથે તે નજીકનો સંબંધ ધરાવે છે. રબરમાં નિયોપ્રીન[૧૨] નામનો પદાર્થ હોય છે. આ નિયોપ્રીન એસિટિલિનમાંથી બને છે અને સોડિયમ[૧૩] નામના તત્ત્વની હાજરીમાં એનો અણુસંયોગ થઇ 'રબર' બને છે.

**નાઇલોન** : નાઇલોને કુત્રિમ રેશમની બનાવટમાં ક્રાન્તિ આણી છે. કુદરતી રેશમ કરતાં પણ તે ચઢિયાતું છે. પેરેશુટનું કાપડ 'નાઇલોન'નું બનેલું છે. નાઇલોનના દાંતના બ્રશ વગેરે પણ બને છે પણ વસ્ત્રોમાં તો તેણે હદ કરી છે રેશમ એ એમિનો એસિડ[૧૪] અથવા પ્રોટીન નામના સંકીર્ણ સ્વરૂપો સાથે સંબંધ ધરાવે છે. પ્રોટીનમાં કાર્બન અને હાઇડ્રોજનના અણુઓ સંકળાયેલા હોય છે અને એક છેડે C-O O Hનું જૂથ અને બીજે છેડે $NH_2$નું જૂથ લાગેલું હોય છે. અમેરિકાની ડયુ પોન્ટ કંપનીએ આવા એમિનો એસિડોનો અણુસંયોગ કરીને રેશમ જેવો પદાર્થ બનાવ્યો અને તેનું નામ 'નાઇલોન' પાડયું. મૂળ પદાર્થના રસને ચારણીના છિદ્રોમાંથી ખેંચી સુંદર તંતુઓ ઉત્પન્ન કર્યાં અને તેમાંથી રેશમી કાપડ બન્યું. નાઇલોનમાંથી કાપડ તેમ જ કલ્પકો બન્ને બની શકશે અને તેનું ભવિષ્ય અત્યંત ઉજ્જવળ છે. ૧૯૪૨ પછી જેટલું નાઇલોન કાપડ બન્યું તે બધું યુદ્ધમાં જ વપરાયું હતું.

### ૪. સર્જનકલાના અંગો

કલ્પકોના સર્જનની આદિ ભૂમિકા પ્લાસ્ટિકનું ચૂર્ણ તૈયાર કરી રાખી તેને બીબામાં નાખી આકારો ઘડવાનું છે. અમેરિકામાં તો આવું તૈયાર ચૂર્ણ વેચાય છે અને તેમાંથી આકારો બનાવવા માટે જેને જોઇએ તે મંગાવી બનાવવા માંડે છે. એક કેળવેલા "શોખ" (હોબી) તરીકે ત્યાં તો ઘણી વ્યક્તિઓ કલ્પકોના સર્જનમાં રસ લે છે. આ તૈયાર ચૂર્ણ પ્રથમ મૂળ પદાર્થ બનાવી, તેમાં રંગ અને વજન વધારવા બીજો માલ–જે ખણુંખરું, લાકડાનો ભૂકો હોય છે–મેળવવામાં આવે છે. આ મેળવણી કરનાર પદાર્થને "ફિલર" કહે છે. "ફિલર"નું પ્રમાણ જાણવું આવશ્યક છે. ફિલર કલ્પકની મજબૂતાઈમાં વધારો કરે છે. પણ તેની મર્યાદા હોય છે. વીસ ટકા ફિલર વાપરવાથી આશરે સત્તર ટકા જેટલી મજબૂતાઈ વધે છે; ચાળીસ ટકા કરવાથી મજબૂતાઈમાં જૂજ વધારો થાય છે અને પચાસ ટકાથી તો ઊલટી મજબૂતાઇ ઘટે છે! એટલે આ મર્યાદા જાળવવી ખાસ જરૂરી છે. પચીસ ટકા જેટલો લાકડાંનો ભૂકો મોટે ભાગે સૌથી વધુ મજબૂતાઈ લાવી શકે છે. મૂળ પદાર્થનું ચૂર્ણ કરવા માટે ગરમ કરેલા "રોલરો" વપરાય છે. "રોલર" વડે મેળવણી પણ સપ્રમાણ થાય છે. ચૂર્ણ કરતી વખતે ગરમીનું પ્રમાણ પણ બરાબર સચવાવું જોઈએ નહિ તો ચૂર્ણ એકદમ કડક અને ન વપરાય તેવું બની જાય. ચૂર્ણ તૈયાર થયા પછી એને આખાને "પેક" કરવામાં આવે છે અને ત્યાંથી તે "બીબાં"માં ભરાય છે. આ બીબાં એકસાથે આશરે- પચીસેક નંગો કાઢવાની શક્તિ ધરાવે છે. ચૂર્ણને એક કોઠામાં ભરવામાં આવે છે તેમાંથી સ્વતઃ (ઓટોમેટિકલી) તે બીબામાં પ્રવેશ કરે છે. ત્યાર પછી તેના ઉપર દબાણ આપવામાં આવે છે. સાથે જ બીબાને તપાવવામાં આવે છે અને ત્યારબાદ દબાણ ઓછું કરી, બીબાને ઠંડુ પાડી તેમાંથી આકારોને મુક્ત કરવામાં આવે છે. આ બધી ક્રિયાઓ 'આઇ. સી. આઇ. (પ્લાસ્ટિકસ) લિમિટેડ'ની હેન્ડ-બૂકમાં નીચે પ્રમાણે વર્ણવેલી છેઃ

૧. "બીબાને ૫૦ ડિગ્રી સેન્ટિગ્રેડ સુધી તપાવો અને તાપ ચાલુ રાખીને જે આકાર છેવટે નીકળવાનો હોય તેના કરતાં થોડું વજન વધારે લઇને ચૂર્ણને બીબામાં ભરો.

૨. દર ચોરસ ઇંચે આડધો ટન જેટલું ઓછું





દબાણ રાખીને બીબાને બંધ કરો......

૩. બીબાંને તપાવવાનું ચાલુ રાખો. એ જ દબાણ કાયમ રાખી ૧૬૦ ડિગ્રી સુધી ગરમી આપો. આટલી ગરમી બીબાંનો બરાબર આકાર લેતાં પદાર્થને અટકાવે છે.

૪. આ ક્રિયા પૂરી થતાં વરાળ બંધ કરો અને ઠંડુ પાણી પ્રસરાવી બીબાંને ઠંડુ પાડો.

૫. બીબાં ઉપરનું દબાણ દર ચોરસ ઇંચે ૧ થી ૨ ટન જેટલું વધારી આપો જ્યાં સુધી ઉષ્ણતામાન ૫૦ ડિગ્રી (મૂળ હતું તે) સુધી પાછું આવે નહિ ત્યાંસુધી આ દબાણ ચાલુ રાખો.

૬. દબાણ કાઢી લો. બીબાંને ખોલો અને અંદર તૈયાર થયેલા આકારને બહાર કાઢો. બીજા આકારો બનાવવા ઉપરની ક્રિયાઓનું પુનરાવર્તન કરો.

## આકારો બનાવવાની બીજી પદ્ધતિઓ

ઇન્જેક્શન અને એક્સટ્રુઝન મોલ્ડીંગ, લેઇંગ, કાસ્ટિંગ વગેરે પદ્ધતિઓ પણ વપરાય છે. "ઇન્જેક્શન મોલ્ડીંગ"માં પદાર્થનો રસ કરી ઠંડા બીબામાં રેડવામાં આવે છે. અહીં તે ઠરી જાય છે, અને ત્યાર પછી બીબાંમાંથી આકારને કાઢી લેવામાં આવે છે. રસ રેડતી વખતે બીબાં ઉપર દબાણ ચાલુ હોય છે અને આકારને છૂટો પાડતી વખતે બીબાં ઉપરથી દબાણ કાઢી લેવામાં આવે છે. "એક્સટ્રુઝન મોલ્ડીંગ"માં પદાર્થના રોલર ઉપર પતરાં તૈયાર કરવામાં આવે છે અને તેમાંથી જોઇએ તેવા આકારો ઘડવામાં આવે છે પછીની ક્રિયાઓ ઇન્જેક્શન મોલ્ડીંગને મળતી છે.

"કાસ્ટિંગ" એ સૌથી સસ્તી પદ્ધતિ છે. આને માટે મુખ્ય વસ્તુઓ સીસું, કાચ અથવા રબરનું બીબું અને એક ગરમી આપવા માટે ભઠ્ઠી, એટલી છે. પદાર્થનો રસ બીબાંમાં રેડવામાં આવે છે અને પછી એ બીબાંને અમુક સમય સુધી ગરમ રાખવા માટે ભઠ્ઠીની અંદર મૂકવામાં આવે છે. અહીં તેને આશરે ૮૦ સેન્ટિગ્રેડ જેટલી ઉષ્ણતામાને ચારથી માંડીને દસ દિવસ સુધી રાખવામાં આવે છે અને પછી આકારને બીબામાંથી છૂટો પાડવામાં આવે છે. સીસાના બીબાં બહુ સગવડભર્યાં પડે છે કારણ કે તેમાંથી આકારને બીબું ભાંગીને સહેલાઈથી મુક્ત કરી શકાય છે અને પછી એને ફરી ઓગાળીને નવું બીબું પણ જલદી બનાવી શકાય. "કાસ્ટિંગ" પદ્ધતિનો ગેરલાભ એ છે કે એમાંથી તૈયાર થયેલી વસ્તુઓ દબાણ આપીને તૈયાર કરેલી વસ્તુઓ કરતાં ઘણી નબળી હોય છે.

પોલા આકારો બનાવવા માટે "બ્લોઇંગ"ની પદ્ધતિ વપરાય છે. આમાં બીબાંની અંદર પ્લાસ્ટિકના બે પતરાં વચ્ચે હવા અથવા વરાળ દબાણ સાથે પસાર કરવામાં આવે છે અને પ્લાસ્ટિકનો ધારેલો આકાર તૈયાર થાય છે.

**લેમિનેશન (પ્લાસ્ટિકનું અસ્તર) :** કાગળ અથવા કાપડ ઉપર "પ્લાસ્ટિક"નો લેપ મારવો તેને "લેમિનેશન" કહે છે. આવી રીતે અસ્તર કરેલા કાગળ અથવા કાપડને દબાણ નીચે મૂકી પ્લાસ્ટિકના પાટિયાં તૈયાર કરવામાં આવે છે, જે ઘણા મજબૂત હોય છે, લાકડાંનાં આખા પાટિયા કરતાં "પ્લાયવૂડ" જે પાતળાં પાટિયાંમાંથી બનેલું હોય છે, તે ઘણું મજબૂત હોય છે તેવું જ, લેમિનેશન વડે તૈયાર કરેલું પ્લાસ્ટિકનું પાટિયું એકલા પ્લાસ્ટિકના બનાવેલા પાટિયા કરતાં મજબૂતાઈમાં વધે છે–આ લેમિનેટેડ પાટિયાં પુષ્કળ મજબૂત હોય છે–એટલે સુધી કે ધાતુઓની જગ્યા પણ તેણે પડાવી લીધી છે. લાકડાના કે ધાતુના પાટિયાં તો ભાંગવાનો સંભવ ધરાવે છે, જ્યારે આ પાટિયાં ભાગ્યે જ ભાંગે છે. બીજું, વજનમાં તે ઘણા હલકાં હોય છે. એનું એલ્યુમિનીયમથી અડધું છે. તે ઉપરાંત, તેજાબ કે ક્ષારથી એ ખવાતાં નથી તેમ જ ધાતુની માફક તેમને કાટ લાગવાનો પણ સંભવ નથી. વિવિધ રંગોની અંદર આવાં પાટિયાં પ્રાપ્ત થઇ શકે છે. તેમનું સામાન્ય કદ ૧૦૦×૫૦ ઈંચ અને જાડાઇ ૦.૦૦૪ ઇંચથી ૪ ઇંચ જેટલી હોય છે. એના નળી અને સળિયા પણ બની શકે છે.



### ૫. કલ્પકોની વ્યાપકતા : જીવનમાં અને વ્યવહારમાં

કલ્પકોની વિવિધ વસ્તુઓની એક યાદી બનાવવામાં આવે તો તે ઘણી લાંબી થાય. દિવસે દિવસે તેના નવા નવા ઉપયોગો શોધતા જાય છે.

એક સંસ્કૃત ઉક્તિ છે **क्षणे क्षणे यन्नवतामुपैति तदेवरूपं रमणीयतायाः।** કલ્પકો દ્વારા રસાયણશાસ્ત્રનું સ્વરૂપ નવીનતા ધારણ કરે છે એટલે કલ્પકો રસાયણશાસ્ત્રની રમણીયતા છે એમ કહેવું યથાર્થ છે. કલ્પકોની બનેલી વસ્તુઓનું વૈવિધ્ય એટલું બધું છે કે જો તેના બનાવનારાઓ અને અપનાવનારાઓનું જનવાણીપણું નહોય તો અત્યારે બને છે તેના કરતાં કેટલીય વધારે વસ્તુઓ કલ્પકોની બને.

કલ્પકોએ સર કરેલા ક્ષેત્રની શરૂઆત કલ્પકના બનેલા 'હાર્ડવેર'થી કરીએ. બારણાંના હાથા અને તાળાં, પડદાના સળિયા, બાથરૂમના સાધનો, ઇલેક્ટ્રીક ફીટિંગો, નામનાં અને નંબરનાં પાટિયાં, જાતજાતનું ફર્નીચર વગેરે આ યાદીમાં સમાવી શકાશે. લંડનની સૌથી મહાન અને સૌથી આધુનિક વેસ્ટએન્ડ હોટેલની સજાવટમાં કલ્પકોના બનેલા સાઠહજાર 'ફિટિંગો' વપરાયા હતા અને ત્યાર પછી ત્યાંની બીજી હોટેલોએ પણ તેનું અનુકરણ કર્યું હતું.

એરોપ્લેનના ભાગો તૈયાર કરવામાં કલ્પકોની ઘણી સામગ્રી વપરાય છે. એનાં-પંખો, પાંખો અને બીજા ઘણા સાધનો કલ્પકના બનેલા હોય છે. મોટરકારમાં તો કલ્પકોને ઘૂસવાનું સારું બારું મળી ગયું છે. કલ્પકના બનાવનારને ખરો તડાકો આમાં જ પડશે એમ લાગે છે. મોટરની કાયા (Body)ના ઘણા ભાગો કલ્પકના હવે બને છે અને એનીપેનલ, તેમજ અનેક મોટર તેમ જ ઘડિયાળના 'કવરો' કલ્પકોનાં જ હોય છે. સ્ટિઅરિંગ વ્હીલ, ઇલેક્ટ્રીક હોર્નનું બટન, ગતિ-નિયંત્રણ કરવા માટેના જુદાજુદા હાથાઓ, બહાર જોવાનો સેફ્ટી-કાચ વગેરે કલ્પકનું જ બનેલું હોય છે. **૧૯૪૧**માં ફોર્ડ મોટર કંપનીએ અમેરિકામાં સળંગ પ્લાસ્ટિકની મોટર બનાવી હતી. એંજિનના ભાગો, દંત-ચક્રો (ગિઅર્સ) બેરિંગો, ટાયર, ટયુબ વગેરે સર્વ કલ્પકમાંથી જ બનાવેલા હતા.

રસાયણ ઉદ્યોગમાં પણ કલ્પકોએ નવું ક્ષેત્ર હાથ કર્યું છે. રસાયણશાસ્ત્રની ખરેખરી ઉપાધિ રસાયણો વડે ધાતુઓ તેમજ બીજા પદાર્થોનું ખવાઇ જવાની ધાસ્તી રહે છે, તે છે. હવે એવા ખાસ પ્રકારના કલ્પકો બનાવવામાં આવે છે કે તેમના ઉપર રસાયણોની અસર થાય નહીં. આ પ્રકારમાં 'હેવેગ'[૬૫] અને 'ફ્રીયુરા'[૬૬] નામનાં કલ્પકોનું નામ લઈ શકાય. બધા પ્રકારના તેજાબોનો કોપ તે સહન કરી શકે છે. એટલું જ નહિ પણ કેટલાંક ઓગળનારાં દ્રવ્યો જેમને 'સોલ્વન્ટ'[૬૭] કહેવામાં આવે છે તેમની પણ તેના ઉપર અસર થતી નથી. ટેકસોલેક્સ[૬૮] અને ટાઇનોલેક્સ[૬૯] નામનાં અસ્તર કરેલાં (લેમિનેશન કરેલાં) કલ્પકો પણ રસાયણ ઉદ્યોગમાં વપરાય છે આ કલ્પકો નરમ તેજાબો એમોનિયા બોરેક્સ[૭૦] સાબુ વગેરે આલ્કલી[૭૧]નો પ્રભાવ સહન કરી શકે છે. તે ઉપરાંત, આલ્કોહોલ, પેટ્રોલિયમ, તૈલી પદાર્થો ઇથિલિન, ક્લોરિન, બ્લીચીંગ પાઉડર[૭૨] ગંધકનો વાયુ,[૭૩] હાઇડ્રોજન પેરોક્સાઇડ[૭૪] કાર્બન ટેટ્રાક્લોરાઇડ[૭૫] અને સમુદ્રના પાણીની પણ તેમના ઉપર અસર થતી નથી.

યંત્રોના ઉદ્યોગમાં અસ્તર કરેલાં કલ્પકોએ હવે પ્રવેશ કરવા માંડયો છે. દાંતાવાળા ચક્રો (ગિઅર્સ) આમાં ખાસ ધ્યાન ખેંચે છે. એના વપરાશથી યંત્રોનો અવાજ સમૂળગો રોકાઇ જાય છે એટલું જ નહિ પણ મજબૂતાઈમાં પણ તે ધાતુના બનેલા ભાગ કરતાં ચઢિયાતા છે, શરૂઆતની કિંમત જરા વધારે પડે છે એ ખરું પણ તેનો બદલો તે તેના ટકાઉપણાથી સારા પ્રમાણમાં વાળી આપે છે. તેને કાટ ચઢવાની બીક નથી એટલું જ નહિ પણ તેલને બદલે પાણી આંજીને ચલાવી શકાય છે. ધાતુના બનેલા ભાગ પર ધૂળ જામી જાય તો તે અટકી પડવાનો ખટકો રહે છે પણ આના ઉપરની ધૂળ તો અંદર ભરીને તેને મજબૂત બનાવવાનું કામ કરે છે!

પણ અત્યારે ઉદ્યોગની દૃષ્ટિએ કલ્પકોનો





વપરાશ વીજળીક ઉદ્યોગમાં ટ્રાન્સફોર્મરના ગૂંચળા ઉપર વાર્નિશનું અસ્તર લગાડવા માટે મોટરના આર્મેચરમાં, સ્વિચ બોર્ડોમાં, પાવર સ્ટેશનોની મોટી મોટી પેનલો ઉપર વિદ્યુતપ્રવાહ ચાલુ અને બંધ કરવાના સાધનોમાં, અતિશય વીજળીક દબાણ ધરાવતા તારના કવર તરીકે, અને બીજે ઘણે સ્થળે, વીજળીક ઉદ્યોગમાં કલ્પકોએ મોખરાનું સ્થાન લીધું છે.

રેડિયોની બનાવટમાં પણ "કેબિનેટ" હવે કલ્પકોની બને છે. તે ઉપરાંત સ્ટેશનો પકડવાના તથા અવાજ વધારે ઓછો કરવા માટેના દટ્ટા, વાલ્વ ધારણ કરવાની 'બેઠકો', લાઉડસ્પીકરના ફિટિંગો વગેરે પણ કલ્પકોના જ સર્જેલા હોય છે.

એકેલાઇટના 'સિમેન્ટ' પણ તૈયાર કરવામાં આવે છે. આના વડે કલ્પકોને સાંધવાનું પણ શક્ય બન્યું છે. તે ઉપરાંત, કાચ અથવા ધાતુ સાથે કલ્પકને જોડવા માટે પણ તેમને વાપરી શકાય છે. ઇલેક્ટ્રીક તથા રેડિયોના લેમ્પોને તેમની કલ્પકની બેઠક ઉપર આવી રીતે જ સંધાણ કરવામા આવે છે. આ સિમેન્ટ પેસ્ટ, પ્રવાહી અથવા પાઉડરના રૂપમાં લભ્ય થાય છે. આ સિમેન્ટ વડે પ્લાઇ-વૂડને કલ્પક સાથે જોડી શકાય છે. ટેબલ ઉપર કલ્પકનો 'સ્લેબ' પણ આવા સિમેન્ટ વડે ચોંટાડી શકાય છે.

ચશ્માના કાચ અને ફ્રેમો બનાવવામાં કલ્પકોનો ઉપયોગ થવા માંડ્યો છે. તે ઉપરાંત દાંતના બ્રશ પણ એમાંથી બને છે. પ્લાસ્ટિકના કાચ ચાલુ કાચ કરતાં પારદર્શકતામાં ચઢે છે. પણ તેના જેટલા કઠણ ન હોવાથી ઘસારા વડે ઉઝરડા જલદી પડે છે. એટલે એને સાફ કરવા માટે ખાસ જુદું પોલિશ અને ઘસવાનું કપડું વાપરવું પડશે. વળી સૂક્ષ્મદર્શક તેમજ દૂરદર્શક યંત્રના કાચ અને કેમેરાના કાચ કલ્પકમાંથી બનાવાય છે. આ જાણીને નવાઇ ન લાગવી જોઇએ; કારણકે છબી પાડવામાં પહેલાં કાચનો ઉપયોગ થતો હતો ત્યારે હવે કચકડાની જ ફિલ્મ વપરાય છે અને તેનું મૂળ તો ૧૮૮૯ જેટલું જૂનું છે.

દાંતના બ્રશ, સિગારેટ તથા મીઠાઇ વીંટવાનો પારદર્શક કાગળ કલ્પકનો બનેલો છે. એને 'સેલોફેન' કહે છે. એના વડે ઢંકાયેલી વસ્તુઓ તાજી તેમજ ભેજ વગરની રહી શકે છે. વળી રેયોન નામથી ઓળખાતું કૃત્રિમ રેશમ કલ્પકનું જ સહોદર છે.

મથાળે કલ્પકો વિશે "જ્યાં જ્યાં નજર મારી ઠરે, યાદી ભરી ત્યાં આપની" એવી કલાપીએ લખેલી કવિતાની એક કડી ટાંકી છે. તે કેટલી બધી સાચી છે એ તો સવારના પહોરમાં કલ્પકથી સુશોભિત થયેલી એલાર્મ ઘડિયાળની ઘંટડીથી જાગીને, પ્લાસ્ટિક કપરકાબીમાં પ્લાસ્ટિક ચમચાવડે ચા નાસ્તો કરી, પ્લાસ્ટિકની ફ્રેમ વડે મઢેલા અરિસા સામે પ્લાસ્ટિકના હાથાવાળા અસ્ત્રાથી હજામત કરી કપડા પહેરી ખિસ્સામાં ફાઉન્ટન પેન, કાંસકો, ચશ્મા, સિગારેટની ડબ્બી, (જે સર્વે પ્લાસ્ટિકોનાં જ બનેલાં છે) વગેરે મૂકી ઓફિસે જઈ પ્લાસ્ટિકના બનેલા ટાઇપરાઈટર ઉપર કામ કરી, પ્લાસ્ટિકનો ટેલિફોન વાપરી, સાંજે જેના ઘણાખરા ભાગ પ્લાસ્ટિકની વસ્તુઓથી શોભાયમાન થયા છે એવી મોટર-બસમાં બેસી ઘેર આવી, પ્લાસ્ટિકની કેબિનેટવાળા રેડિયોમાંથી સમાચાર તથા સંગીત સાંભળી, પ્લાસ્ટિકની થાળીઓમાં કરેલા ભોજનવિધિથી પરવારી, કદાચ પ્લાસ્ટિકના કુકરાઓથી શેતરંજબાજી રમી થાકીને બીજા દિવસે એ જ ક્રમ શરૂ કરવાની તૈયારી કરી, છેક ઊંઘતા સુધી, કલ્પકોની માયામાં સામાન્યજન કેટલો બધો વીંટળાયેલો છે તે સ્વીકારવાથી જ સિદ્ધ થશે.

પ્લાસ્ટિક વિષે વિસ્તૃત વાંચન કરવું હોય તો જુઓ પુસ્તકો.


1 Making and moulding of Plastics– by L. M T. Bell.
2. Plastics Engineering–Delmonk J.
3. Industrial Plastics—Plastes.
4. Industrial Plastics—H. R. Simonds.
5. Plastics—V. E. Yarsley and E. G. Couzens.






## લેખમાં વપરાયેલા રાસાયણિક પરિભાષના શબ્દો

૧ Plastics. ૨ Casein. ૩ Formaldehyde. ૪ Phenol. ૫ Thermo-cast ૬ Urea. ૭ Phthalic anhydride. ૮ Furfural ૯ Naphthalene. ૧૦ Nylon. ૧૧ Glyptal ૧૨ Shellac. ૧૩ Cashew nut ૧૪ Bhilawan shell. ૧૫ Molecules. ૧૬ Atoms ૧૭ Hydrogen. ૧૮ Oxygen. ૧૯ Nitrogen. ૨૦ Carbon. ૨૧ Velency. ૨૨ Methane. ૨૩ Ammonia. ૨૪ Acetylene. ૨૫ Paraffin. ૨૬ Ethylene. ૨૭ Straight chain. ૨૮ Ring. ૨૯ Benzene. ૩૦ Carbolic Acid. ૩૧ Unsaturated. ૩૨ Chlorine. ૩૩ Condensation ૩૪ Polymerization. ૩૫ Saturate. ૩૬ Thermo-plastic ૩૭ Thermo-setting. ૩૮ Carbide. ૩૯ Glycerine. ૪૦ Nitric acid. ૪૧ Sulphuric acid. ૪૨ Gun-cotton. ૪૩ Collodion. ૪૪ Cellulose. ૪૫ Nitro-cotton. ૪૬ Cellulose Acetate. ૪૭ Acetic Acid. ૪૮ Anhydride. ૪૯ Acetone. ૫૦ Protein ૫૧ Polystgrene. ૫૨ Styrene. ૫૩ Polyvinjl. ૫૪ Hydrochloric acid. ૫૫ Acrylic ૫૬ Diakon. ૫૭ Perspex, ૫૮ Bakelite. ૫૯ Beetle. ૬૦ Melamine. ૬૧ Cynamide. ૬૨ Neoprene. ૬૩ Sadium ૬૪ Amino acid. ૬૫ Haveg. ૬૬ Keebush. ૬૭ Solvent ૬૮ Texolex. ૬૯ Tynolex. ૭૦ Borax. ૭૧ Alkali. ૭૨ Bleaching powder. ૭૩ Sulphur dioxide. ૭૪ Hydrogen Peroxide. ૭૫ Carbon tetrachloride. ૭૬ Cellophane.



## ક્યારે

ક્યારે તારી હોડલી હાંકી
હો ભાઇ ! તેં ક્યારે તારી હોડલી હાંકી.

ક્યારે સફર ફર માંડી
દરિયા પાર આટલી મજલ તેં કાપી....ક્યારે

ઘેરો ઘૂઘવતો સાગર અફાટ આમ
ઉછળે છે લોઢ ઢોટ દેતાં તરંગત્રાડ

એના પર સ્વાર થતી ચાલી
ઓ ભાઇ ! તારી હોડી તો ઢોટ દેતી ચાલી
ક્યારે તારી હોડલી હાંકી....

કાન્તિલાલ ના. પાઠક





વપરાશ વીજળીક ઉદ્યોગમાં ટ્રાન્સફોર્મરના ગૂંચળા ઉપર વાર્નિશનું અસ્તર લગાડવા માટે મોટરના આર્મેચરમાં, સ્વિચ બોર્ડોમાં, પાવર સ્ટેશનોની મોટી મોટી પેનલો ઉપર વિદ્યુતપ્રવાહ ચાલુ અને બંધ કરવાના સાધનોમાં, અતિશય વીજળીક દબાણ ધરાવતા તારના કવર તરીકે, અને બીજે ઘણે સ્થળે, વીજળીક ઉદ્યોગમાં કલ્પકોએ મોખરાનું સ્થાન લીધું છે.

રેડિયોની બનાવટમાં પણ "કેબિનેટો" હવે કલ્પકોની બને છે. તે ઉપરાંત સ્ટેશનો પકડવાના તથા અવાજ વધારે ઓછો કરવા માટેના દટ્ટા, વાલ્વ ધારણ કરવાની 'બેઠકો', લાઉડસ્પીકરના ફિટિંગો વગેરે પણ કલ્પકોના જ સર્જેલા હોય છે.

બેકેલાઇટના 'સિમેન્ટ' પણ તૈયાર કરવામાં આવે છે. આના વડે કલ્પકોને સાંધવાનું પણ શકય બન્યું છે. તે ઉપરાંત, કાચ અથવા ધાતુ સાથે કલ્પકને જોડવા માટે પણ તેમને વાપરી શકાય છે. ઇલેકટ્રીક તથા રેડિયોના લેમ્પોને તેમની કલ્પકની બેઠક ઉપર આવી રીતે જ સંધાણ કરવામા આવે છે. આ સિમેન્ટ પેસ્ટ, પ્રવાહી અથવા પાઉડરના રૂપમાં લભ્ય થાય છે. આ સિમેન્ટ વડે પ્લાઇ-વૂડને કલ્પક સાથે જોડી શકાય છે. ટેબલ ઉપર કલ્પકનો 'સ્લેબ' પણ આવા સિમેન્ટ વડે ચોંટાડી શકાય છે.

ચશ્માના કાચ અને ફ્રેમો બનાવવામાં કલ્પકોનો ઉપયોગ થવા માંડયો છે. તે ઉપરાત દાંતના બ્રશ પણ એમાંથી બને છે. પ્લાસ્ટિકના કાચ ચાલુ કાચ કરતાં પારદર્શકતામાં ચઢે છે. પણ તેના જેટલા કઠણ ન હોવાથી ઘસારા વડે ઉઝરડા જલદી પડે છે. એટલે એને માટે ખાસ જુદું પોલિશ અને ઘસવાનું કપડું વાપરવુ પડશે. વળી સૂક્ષ્મદર્શક તેમજ દૂરદર્શક યંત્રના કાચ અને કેમેરાના કાચ કલ્પકમાંથી બનાવાય છે. આ જાણીને નવાઇ ન લાગવી જોઇએ; કારણકે છબી પાડવામાં પહેલાં કાચનો ઉપયોગ થતો હતો ત્યારે હવે કચકડાની જ ફિલ્મ વપરાય છે અને તેનું મૂળ તો ૧૮૮૯ જેટલુ જૂનું છે

દાંતના બ્રશ, સિગારેટ તથા મીઠાઇ વીંટવાનો પારદર્શક કાગળ કલ્પકનો બનેલો છે. એને 'સેલોફેન' કહે છે. એના વડે ઢંકાયેલી વસ્તુઓ તાજી તેમજ ભેજ વગરની રહી શકે છે. વળી રેયોન નામથી ઓળખાતું કૃત્રિમ રેશમ કલ્પકનું જ સહોદર છે.

મથાળે કલ્પકો વિશે '"જ્યાં જ્યાં નજર મારી ઠરે, યાદી ભરી ત્યાં આપની" એવી ક્યાપીએ લખેલી કવિતાની એક કડી ટાંકી છે. તે કેટલી બધી સાચી છે એ તો સવારના પહોરમાં કલ્પકથી સુશોભિત થયેલી એલાર્મ ઘડિયાળની ઘંટડીથી જાગીને, પ્લાસ્ટિક કપરકાબીમાં પ્લાસ્ટિક ચમચાવડે ચા નાસ્તો કરી, પ્લાસ્ટિકની ફ્રેમ વડે મઢેલા અરિસા સામે પ્લાસ્ટિકના હાથાવાળા અસ્ત્રાથી હજામત કરી કપડાં પહેરી ખિસ્સામાં ફાઉન્ટન પેન, કાંસકો, ચશ્મા, સિગારેટની ડબ્બી, (જે સર્વે પ્લાસ્ટિકોના જ બનેલાં છે) વગેરે મૂકી ઓફિસે જઇ પ્લાસ્ટિકના બનેલા ટાઇપરાઇટર ઉપર કામ કરી, પ્લાસ્ટિકનો ટેલિફોન વાપરી, સાંજે જેના ઘણાખરા ભાગ પ્લાસ્ટિકની વસ્તુઓથી શોભાયમાન થયા છે એવી મોટર-બસમાં બેસી ઘેર આવી, પ્લાસ્ટિકની કેબિનેટવાળા રેડિયોમાંથી સમાચાર તથા સંગીત સાંભળી, પ્લાસ્ટિકની થાળીઓમાં કરેલા ભોજનવિધિથી પરવારી, કદાચ પ્લાસ્ટિકના ફૂકરાઓથી શેતરંજબાજી રમી થાકીને બીજા દિવસે એ જ ક્રમ શરૂ કરવાની તૈયારી કરી, છેક ઊંઘતા સુધી, કલ્પકોની માયામાં સામાન્યજન કેટલો બધો વીંટળાયેલો છે તે સ્વીકારવાથી જ સિદ્ધ થશે

પ્લાસ્ટક વિષે વિસ્તૃત વાંચન કરવું હોય તો જુઓ પુસ્તકો.


1 Making and moulding of Plastics– *by L. M T. Bell.*
2. Plastics Engineering-Delmonk J.
3. Industrial Plastics—Plastes.
4. Industrial Plastics—H R. Simonds.
5. Plastics—V. E. Yarsley and E. G. Couzens.






## લેખમાં વપરાયેલા રાસાયણિક પરિભાષના શબ્દો

૧ Plastics. ૨ Casein. ૩ Formaldehyde. ૪ Phenol. ૫ Thermo-cast. ૬ Urea. ૭ Phthalic anhydride. ૮ Furfural ૯ Naphthalene. ૧૦ Nylon. ૧૧ Glyptal ૧૨ Shellac. ૧૩ Cashew nut ૧૪ Bhilawan shell. ૧૫ Molecules. ૧૬ Atoms ૧૭ Hydrogen. ૧૮ Oxygen. ૧૯ Nitrogen. ૨૦ Carbon. ૨૧ Velency. ૨૨ Methane. ૨૩ Ammonia. ૨૪ Acetylene. ૨૫ Paraffin. ૨૬-Ethylene. ૨૭ Straight chain. ૨૮ Ring. ૨૯ Benzene. ૩૦ Carbolic Acid. ૩૧ Unsaturated. ૩૨ Chlorine. ૩૩ Condensation ૩૪ Polymerization. ૩૫ Saturate. ૩૬ Thermo-plastic ૩૭ Thermo-setting. ૩૮ Carbide. ૩૯ Glycerine. ૪૦ Nitric acid. ૪૧ Sulphuric acid. ૪૨ Gun-cotton. ૪૩ Collodion. ૪૪ Cellulose. ૪૫ Nitro-cotton. ૪૬ Cellulose Acetate. ૪૭ Acetic Acid. ૪૮ Anhydride. ૪૯ Acetone. ૫૦ Protein ૫૧ Polystgrene. ૫૨ Styrene. ૫૩ Polyvinjl. ૫૪ Hydrochloric acid. ૫૫ Acrylic ૫૬ Diakon. ૫૭ Perspex, ૫૮ Bakelite. ૫૯ Beetle. ૬૦ Melamine. ૬૧ Cynamide. ૬૨ Neoprene. ૬૩ Sadium ૬૪ Amino acid. ૬૫ Haveg. ૬૬ Keebush. ૬૭ Solvent. ૬૮ Texolex. ૬૯ Tynolex. ૭૦ Borax. ૭૧ Alkali. ૭૨ Bleaching powder. ૭૩ Sulphur dioxide. ૭૪ Hydrogen Peroxide. ૭૫ Carbon tetrachloride. ૭૬ Cellophane.



## ક્યારે

ક્યારે તારી હોડલી હાંકી
હો ભાઇ ! તેં ક્યારે તારી હોડલી હાંકી.

ક્યારે સફર દૂર માંડી
દરિયા પાર આટલી મજલ તેં કાપી....ક્યારે

ઘેરો ઘૂઘવતો સાગર અફાટ આમ
ઉછળે છે લોઢ લોટ દેતાં તરંગત્રાડ

એના પર સ્વાર થતી ચાલી
ઓ ભાઇ ! તારી હોડી તો દોટ દેતી ચાલી
ક્યારે તારી હોડલી હાંકી....

કાન્તિલાલ ના. પાઠક

मं ग पु ते रवीन्द्रनाथ (मैत्रेयीदेवी)માંથી

અનુવાદક : રમણીક મેઘાણી

વાળતે દિવસે અમે સૌ મજીપે રમવા બેઠા. થોડીવારે ગુરુદેવ બોલ્યા–"તારી પેલી કવિતા તારા આ મિત્રોને સંભળાવ ને ? એમા શરમાવા જેવુ શુ છે ? કવિતા લખવી એ શરમાવા જેવું છે એમ હું નથી માનતો, એ એમ માનત, તો પ્રવાસી ઉપર બહુ ઉપકાર થાત."

આખરે મારે કવિતા વાચવી જ પડી.

આનો ઉત્તર મેં આપ્યો છે. પેલી કાળા પૂંઠાની ચોપડી લઈ આવ જોઉં ! મારો જવાબ વાંચી સંભળાવું. પૂરી હતો ત્યારે 'જન્મદિન' કવિતા જેમાં લખેલી તે ચોપડી—

"तोमरा रचिले जारे
नाना अलकारे
तारे तो चिनिने आमि
चेनेन ना मोर अंतर्यामी,
तोमादेर स्वाक्षरित सेइ मोर नामेर प्रतिमा
विधातार सृष्टि सीमा
तोमादेर दृष्टिर बाहिरे
काल समुद्रेर तीरे विरले रचेन मूर्तिखानि
विचित्रित रहस्येर जवनिका टानि
रूपकार आपन निभृत
बाहिर हइते
मिलाये आलोक अधकार
केह एक देखे तारे केह देखे आर
खड खड रूप आर छाया
आर कल्पनार माया
आर माझे माझे शून्य एइ निये परिचय गाँथे
अपरिचयेर भूमिका त
ससार खेलार कक्षे तॉर
जे खेलेना रचिलेन मूर्तिकार
मोरे लये माटिते आलो ते
सादाय कालोते,
के ना जाने से क्षण-भगुर
कालेर चाकार नीचे निःशेषे भाणिया हबे चूर.
से वहिया एनेछे जे दान
से करे क्षणेक तरे अमरेर भान
सहसा मुहूर्ते देय फॅांकि
मुठि कय धुलि रय बाकि—
आर थाके काल रात्रि सब चिह्न धुये मुछे फेला
तोमादेर जनतार खेला
रचित जे पुतुलि रे
से कि लुब्ध विराट धुलि रे
एड़ाये आलोते नित्य रबे ?
ए कथा कल्पना करो जबे
तखन आमार
आपन गोपन रूपकार
हासेन कि आखि कोणे से कथाइ भावि आज मने"

અમે સૌ સ્તબ્ધ થઈ બેઠા જ રહ્યા કદાચ એ જ સાચું હશે કે–એ ક્ષણભંગુર–'કાળના ચક્ર નીચે આવી ક્ષણવારમા જ ભાગીને ભૂક્કો થઈ જવાનું પણ નિર્માયુ હોય,' પણ મન એ માનતુ નથી. બધુંયે વ્યર્થ જશે શુ ? અવશેષ માત્ર ચપટીક ધૂળ જ રહેવાની ? એ વિરાટ રૂપસૃષ્ટિ આ કાયા ગુમાવશે, આ રૂપ ગુમાવશે એ તો જાણું છુ, પણ પછી શુ બીજુ કશુ જ અવશેષ નહિ રહે ! જે ચિરંતન સત્ય બની આ લુબ્ધ વિરાટ વેરાન ને વટોટી સદાય પ્રકાશમાં ચમકતુ રહેશે ? જાણું છું કે મહાકવિ તો અનત કાળ સુધી સત્ય સ્વરૂપે પ્રકાશ્યા જ કરવાનાં છે. છતાં ફક્ત એટલાથી જ મન આનંદમાં રહેતુ નથી. એ માનવી, એ શરીરી, લૌકિક દેહધારી અલૌકિક માનવી, જેને વિધાતાએ અત્યંત સુન્દર રૂપ આપી સરજ્યો હતો એ માનવી કયા ચાલ્યો ગયો ! એમનાં કાવ્યોની અમરતા એ ખોટને ઓછી પૂરી કરી શકે એમ છે ! એ દિવસે આજની વાત કલ્પી જ શકાતી ન હતી, કે–"સહસા મુહૂર્તે દિયે ફાંકી મૂઠિ કય ધૂલી રબે બાકિ, આર રબે કાલ રાત્રિ સબ ચિહ્ન ધુયે મુછે ફેલા."

× × ×

"वयस होलेइ वृद्ध हये जे मरे
बड़ घृणा मोर सेइ अभागार परे
प्राण बेरोलेओ तोमादेर काछे तवु
ताइ तो कलान्ति प्रकाश करिने कभु:"

આ વાત એમના જીવન વિષે કેટલી બધી સાચી હતી તે તેમના પરિચયમાં આવનાર સૌ જાણતા. એંશી વર્ષની અવસ્થાએ પણ તેઓ નવયૌવનનાં પ્રતીક હતા, શારીરિક કોઇ પણ નિર્બળતા, માંદગીની કોઇ પણ પ્રકારની કલાન્તિ, કંઈ જ એમના મનને સ્પર્શી ન શકતું. જ્યારે તેઓ અમને આવી હાસ-પરિહાસ ભરી વાતોથી આનંદ કરાવતા રહેતા અને સાંજે કલાક-પછી કલાકો પોતાનું કંઇક વાંચી સંભળાવતા રહેતા, એ સમયે એમનાં શરીરમાં રોગનાં મૂળ તો પ્રસર્યે જ જતા હતા, લગભગ રોજ તાવ આવી જતો, પણ તેઓ એ વાતને ગણકારતા જ નહિ, એમની એ સ્થિતિને કારણે બીજા કોઇ ચિન્તાતુર યા બહુ અસ્થિર થઇ ઊઠે એ એમને ગમતું નહિ. છેલ્લી મોટી માંદગી પછી એમનું શરીર ઉત્તરોત્તર દુર્બળ થતું જતું હતું. એમને પીડા થતી, વેદના વધતી છતાં તેઓ એ બધું હસતે મોંએ, કવિતાના ઝરણુમાં, સૂરની સરિતામાં સહાસ્યકૌતુક પાછળ શરીરનાં સમસ્ત દુ:ખદર્દને ગોપવી રાખતા. એમણે સદાયે એ બધું ગોપવી જ રાખ્યું છે. કોઇને નામની પણ ચિન્તા કરવા દેવાની વાત તો દૂર રહી, પોતાની ચારે બાજુનાં વાતાવરણને એમણે સદાયે આનંદથી સભર રાખ્યું છે. માનવ-જીવન કેટલું આનંદોજ્જવલ, કેટલું પ્રાણરસથી પરિપૂર્ણ, અને કૌતુકથી સુરિનગ્ધ હોઇ શકે એ વાત અમે એમને ન જોયા હોત, તો કદીયે કલ્પી પણ ન શકત. જીવનમાં જે ગણ્યા-ગાંઠ્યા દિવસ એમની સાથે ગાળવાની સુન્દર તક મળી છે, એની પળેપળ અમે માણી છે, એટલું જ નહિ, પણ અમે જિંદગી જીવવાની જેમ જીવ્યા છીએ. આપણું આયખું ટૂંકું છે તે એમનો આવો પરિચય પામ્યા વિના કદીયે બરાબર ન સમજાત. "પ્રાણ બેરોલેઓ તોમાદેર કાછે તબુ, તાઈ તો કલાન્તિ પ્રકાશ કરિને કભુ."—આ શબ્દો નિત્ય નિત્ય પ્રત્યક્ષ થયા છે.

૧૯૪૦માં કાલિમ્પોન્ગમાં તેઓ અસ્વસ્થ થઇ ગયેલા, તે પછી લગભગ એક વર્ષ સુધી તેઓ દારૂણ રીતે પીડાયા હતા. છતાં પોતાની માંદગીની પથારીને પણ તેઓ પોતાનાં હાસ્યકૌતુકથી અજવાળી રાખતા માંદા માણસના ઓરડા લેખે એમના ઓરડાનું વાતાવરણ આનંદવિહોણું કે શુષ્ક જરાયે નહોતું. એમની સેવામાં રહેવાનું સદ્‌ભાગ્ય જેને જેને સાંપડ્યું છે, એમને કદીયે કંટાળો કે વિષાદ સ્પર્શ્યો નહોતો. એમની નિકટ રહેનારાંઓનાં નિત્ય નવાં નામ પડતાં, અને સૌ આનંદ-હાસ્યથી ભર્યાં ભર્યાં રહેતા. એમનો સાથ સૌને અત્યંત સુખકર રહ્યો છે. એ સાથમાં સુખ હતું, ઊંડો આનંદ હતો. અને હતી જીવનની ઉજ્જવળતા: રોગથી પીડાતા હોવા છતાંયે ગુરુદેવ આનંદસ્વરૂપ કવિ હતા. જીવનનાં આખરી દિવસ સુધી તેઓ અપરાજેય હતા. આ વખતે એક વાત યાદ આવે છે—

કાલિમ્પોન્ગ ત્રણ દિવસ અચેતનાવસ્થામાં ગાળ્યા બાદ કલકત્તાના જાહેર રસ્તા ઉપર એમ્બ્યુલન્સમાં એમની સ્વાભાવિક ચેતના પાછી ફરી, અને થોડીવાર આંખો માંડીને ચારે બાજુ નજર કરી તેઓ બોલ્યા "મને આ અહીં ક્યાં પૂર્યો છે, આ તો એક પિંજર છે! આની બહાર શું છે એ મને જરાયે દેખાતું નથી." જ્યોતિબાબુ એમના ઓશીકા પાસે બેઠા હતા, એમણે કહ્યું, "અમે પણ આપના સિવાય બીજું કંઇ જ જોઇ શકતા નથી." અને ગુરુદેવ હસીને અમારા તરફ જોઇને બોલ્યા, "એટલું પૂરતું છે એમ ને?" અસહ્ય વેદનાની વચ્ચે પણ એમનાં મોં પર હાસ્યનો ચમકારો ચાલુ હતો. આજે તો એ માત્ર સંભારણાંમાં જ પામવું રહ્યું છે. છતાં આ એક આપણાં આનંદની વાત છે કે આપણે મોડાં આવ્યાં છતાંયે જરાયે વંચિત રહ્યા નથી. સદાન જૂનાં કવિ-જીવનનાં છેલ્લા દિવસ સુધી ચિરંતન નવીન નિત્ય-યુવાન રહ્યા-જરા એમને સ્પર્શી જ નહિ.

* * *

આજે સવારે એમની તબિયત [illegible]રી ન હતી. સવારમાં એમને પ્રણામ [illegible]





વરંડામા ખુરશી પરે કલાન્ત દેહે આડા પડયા હતા. ધુમ્મસ અને વાદળામાં થઈને આવતો ઝાંખો તડકો એમના શરીર પર પડતો હતો મેં પૂછયું,–"દાકતરને બોલાવીશું ?"

"નોનસેન્સ દાકતર! દાકતર મને શું કરી આપવાનો છે ? હું ઓછો દાકતરી દવા ખાઉં છું ? વળી આ તો મારું હૃદયનું દરદ છે. હું જાણું છું કે એ જ મારું દ્વાર છે,—સૌને પોતાનું એક એક દ્વાર હોય છે, મારું મૃત્યુબાણુ અહીં–આ સ્થળે જ છે ઓચિંતાનું એક દિવસ એ અટકી જશે, અને એ સારું જ છે. જોને...મારે વિષે કહ્યું નહોતું કે એ મૃત્યુથી અત્યંત ડરે છે એટલે જ બધે બધે લખે છે કે હું બીતો નથી, બીતો નથી. પણ એ સાચું નથી, જરાયે સાચું નથી. જીવન માટે મને વધુ ચિંતા નથી, પરવા નથી. ઇચ્છા ફક્ત એક જ મનમા રહ્યા કરે છે, અને તે શું એ તું જાણે છે ! આ જે વિશ્વભારતીને આટલો પરિશ્રમ કરીને આ સ્થિતિએ પહોંચાડી છે, તેનું મારી ગેરહાજરીમાં શું કંઈ જ મૂલ્ય નહિ રહે ? એની પાછળ મેં કેવો પરિશ્રમ કર્યો છે તેની તને કયાંથી ખબર હોય ? કેવા દુઃખમાં એ દિવસો વિતાવ્યા છે, જ્યારે નાની વહુનાં[1] ઘરેણાં સુદ્ધાં મારે લઈ લેવા પડયા હતા, કરજ ચારે બાજુથી વધ્યે જતું હતું. વિદ્યાર્થીઓને પદરનું ખવરાવી –પહેરાવીને રાખવા પડતા, કારણ આમ તો કોઈ પોતાના બાળકને મોકલે જ નહિ, ઊલટાનાં પંડનું ગાડીભાડું ખર્ચી બીજાંઓને ના પાડી આવે. આવી જાતની મદદ મને મારા દેશવાસીઓ તરફથી મળી છે. અને બીજી બાજુથી ત્યારે જ એક પછી એક મૃત્યુશોકનાં પ્રસંગો આવ્યા કરતા, એ દુઃખનો ઇતિહાસ પૂરેપૂરો લુપ્ત થઇ ગયો છે. લોકો જાણતા કે હું–અમે શોખીન શ્રીમંત છીએ. હકીકતમાં હું પૂરેપૂરો નિરાધાર બન્યો હતો, મારા સંસારમાં ઘરમાં જરાયે શ્રીમંતાઈ ન હતી. નાની વહુને ઘણો ભાર વહેવો પડતો જોકે એ વિષે એ કદીયે કંઇ મનમા પણ ન લાવતી. પરતુ જો આટલા વિઘ્નો દેશવાસીઓ તરફથી ઊભા ન કરાત, તો માત્ર અર્થાભાવે આટલું સહવું ન પડત. સહાય ન મળતી એ સામાન્ય વાત હતી, પણ શું વિરોધ-વિઘ્નો! ખેર, જવાદો એ વાત, થવાનું હતું તે થઇ ગયું, પણ હવે આટ–આટલી મહેનતે જે "વિશ્વભારતી" ઊભું કર્યું છે, એનું મારી ગેરહાજરીમાં જો કંઈ જ મૂલ્ય ન રહે તો આટલા દિવસનો આ બધો પરિશ્રમ નકામો જશે, અને રથી[2] વગેરે જીવશે પણ શું લઈને ! એમની ચારે બાજુ જે એક મહત્તર આવેષ્ટન બૃહદતર કર્મક્ષેત્ર તૈયાર થઇ ગયું છે, તે ભાંગી પડતાં એ અત્યંત અસહાય થઇ પડશે ! મૃત્યુ વિષે વિચારતાં આ એક જ વાત મને મૂંઝવે છે. અને તે મારી 'વિશ્વભારતી" સંસ્થાની–બીજી કોઇ જ નહિ,

૧ નાની વહુ—ગુરુદેવના પત્ની.

૨ રથી—ગુરુદેવના પુત્ર-રથીન્દ્રનાથ.



## નવ્ય પંથે

જીવવા જિંદગી, જીવતા આવરે જિંદગીની બધી યુક્તિઓથી,
આવવું એકશ એમ આવ્યા કરે જીવવા જિંદગી સૌ સમાન.
આહીં જીવે બધા એ ઘરેડે સદા જીવવું એ સદા કા રુચે ના ?
વૃત્તિ મારી અને રુચિ રોકે મનેઃ જિંદગી નવ્ય પંથે લઉ હું.

—જ૦

# વિદ્યાનગરને આંગણે

( અપૂર્વ દૃશ્ય )

[ અમારા ખબરપત્રી તરફથી ]

જૂનની તા. ૮મીએ પહેલવહેલું જ્યારે જાણ્યું કે ગવર્નર જનરલ લૉર્ડ માઉન્ટબેટન વિદ્યાનગર તા. ૧૪મીએ આવે છે ત્યારે ખ્યાલ જ નહિ આવેલો કે એ અપૂર્વ દૃશ્યની અદેખાઈ કરીને વર્ષોથી નિયમિત મોડો આવતો વરસાદ વહેલો ચઢી આવશે અને આનંદમાં ભંગાણ કરશે !

ખેડા જિલ્લાની ધરતીએ હિંદના બડા લાટસાહેબનો પાદસ્પર્શ જીવનમાં એક જ વખત કરેલો છે. સન ૧૯૨૭માં ગુજરાતમાં રેલસંકટે પારાવાર નુકસાન કરી પ્રજાને પાયમાલ કરી હતી ત્યારે વીર વિઠ્ઠલભાઈ વડી ધારાસભાના લોકનિયુક્ત પહેલા પ્રમુખ હતા. અને એમની સૂચનાને લીધે લૉર્ડ અરવીન આ પ્રદેશમાં પધાર્યા હતા. તે સિવાય તો જ્યારે જ્યારે એ લાટસાહેબોની સ્પેશિયલ ગાડીઓ અહીં થઈને પસાર થઈ હશે અને થાંભલે થાંભલે અવળાં મોં કરીને ખભે બંધૂક લઈને પોલીસ ઊભી રહેતી ત્યારે બંધ બારણાંમાંથી કદાચ એ સાહેબોમાંથી કોઈએ બહાર મોઢું કાઢ્યું હોય અને આ પ્રદેશની ધરતીએ એમાંથી કોઈનાં દર્શન કરી લીધાં હોય તો !

તે પછી આ બીજી વખત, અને તે ય સ્વ. વિઠ્ઠલભાઈના જ ભાઈ સરદારશ્રી વલ્લભભાઈની સૂચનાથી હાલના ગવર્નર જનરલ લૉર્ડ માઉન્ટબેટન બિરલા વિશ્વકર્મા વિશ્વવિદ્યાલય ખુલ્લું મૂકવા આવતા હતા. પરંતુ આ આવવામાં આભજમીનનો ફેર હતો. લૉર્ડ માઉન્ટબેટન છે તો ગવર્નર જનરલ, પરંતુ ઝેરી નાગમાંથી ઝેરની દાઢ કાઢી નાખ્યા પછી એ જેમ ભયંકર પ્રાણી રહેતું નથી, તેમ પહેલાના ગવર્નર જનરલોમાં અંગ્રેજોની સામ્રાજ્યશાહીનું ઝેર હતું, તે આજના ગવર્નર જનરલમાંથી કાઢી લીધેલું હતું. એમને આ પદે સ્થાપનાર કોઈ અંગ્રેજી સત્તા ન હતી પણ હિંદની પ્રજા હતી એટલે એ ગવર્નર જનરલ ગોરી ચામડીનો છે છતાં હિંદી પ્રજા તેને પોતાનો જ ગણે છે, એટલે એ રીતે ખેડા જિલ્લાની ધરતી પર ગવર્નર જનરલનું આગમન એક અપૂર્વ દૃશ્ય બનવાનું હતું.

પરંતુ આપણે માણસો કે પ્રાણીઓ જ અદેખાં નથી, કુદરત પણ અદેખી છે. તા. ૧૦મીથી જ વાદળાંએ દોડાદોડ કરવા માંડી. થોડા થોડા છાંટા વેરી બીક પણ બતાવવા માંડી, અને તા. ૧૨મીની રાતે એ અદેખાઈએ ભાગ પણ ભજવ્યો. બંધાતા મંડપનો કલામય મોટો દરવાજો વરસાદે અને પવને ધૂળમાં મેળવ્યો. હવે જે ટૂંકો વખત રહ્યો હતો તેટલા સમયમાં ફરીથી દરવાજો ઊભો થઈ શકે તેમ ન હતું. અને છેવટ મંડપ દરવાજા વગર જ રહ્યો !

વરસાદ હેરાન તો નહિ કરે એ ભયમાં ને ભયમાં તા ૧૪મીનું સવાર પડે છે. વાદળે આકાશમાં ઘેર ઘાલ્યો છે. અગિયાર વાગે કાર્યક્રમ છે. નવ વાગે હું સ્ટેશનેથી નીકળું છું ત્યારે કોઈ કોઈ છાંટા પડતા હોય છે. મનમાં થાય છે કે, આ વાંકદેખો વરસાદ અણીને વખતે જ દાળમાં કદૂ ઓરશે કે શું ?

દસ વાગે તો મંડપ ચિકાર થઈ ગયો હતો. મંડપની બહાર પણ મોટી સંખ્યા ઊભી હતી. આમંત્રણનું કાર્ડ બતાવી હું સૌથી આગળ, છાપાંના પ્રતિનિધિઓને બેસવા માટે જે જગા હતી ત્યાં પહેલી હરોળમાં એક ડેસ્ક સામે બેઠો. મંડપ હતો તો સાદો પણ આસમાની રંગના કાપડથી આચ્છાદિત એ સાદો મંડપે ય સોહામણો લાગતો હતો. વ્યાસપીઠની પાછળ મહાત્માજીની મોટી આકૃતિ એવા લંબગોળ આકારે પડદામાં ગોઠવાઈ ગઈ હતી કે, આ બધી પ્રવૃત્તિનું પ્રેરણાસ્થાન એ હોય તેમ ભાવનાશીલ હૈયાને લાગે. આગળ જે ચાંદીની ખુરશીઓ ગોઠવાઈ હતી, તેની મોખરે ટેબલને અઢેલીને સ્વ. વિઠ્ઠલભાઈનો ફોટો એમની ચાણક્ય જેવી આંખો પ્રેક્ષકો ઉપર મંડાઈ હોય તેમ મુકાયલો હતો.

વ્યાસપીઠની પાછલી હરોળની જગા ધીમે ધીમે પુરાતી હતી. આગલી હરોળ સાવ ખાલી હતી. શ્રી. ભીખાભાઈ પટેલને લાંબો કોટ પહેરી, ખિસ્સામાં હાથ નાખી, કંઈ કામ પ્રસંગે સ્ટેજ ઉપર ચડતા જોયા ત્યારે એમના મોં ઉપર આનંદની તૃપ્તિ દેખાતી હતી. શ્રી. ગોરધનભાઈ પટેલ જે બોલે છે થોડું





અને કરે છે બહુ તે વગર ખોઈયેચાલ્યે આમતેમ ખાદીનાં કોટપાટલૂન પહેરી આંટા મારતા હતા એમની કોઈ હિલચાલ વિના કારણ હોતી નથી, એટલે એ આટા મારવામાંય કઈ પ્રવૃત્તિ હશે એમ માની લીધુ હતું શ્રી હરિવલ્લભદાસ શાહ કાર્યકર્તાઓમાં સૌ કરતાં વૃદ્ધ, છતા એ વૃદ્ધાવસ્થા અજાણ્યો પકડી જ ન શકે તેમની રોજની ચપળતાએ જે ઝાટાબંધ પગલા ઉપાડતા હતા તેમાં દેખાઈ આવતી હતી સૌ કરતા જુવાન પણ ધમાલથી દૂર ભાગતા અને બેઠું કામ કરવાના સ્વભાવવાળા શ્રી રમણલાલ એન્જિનીયર અંદર ફરતા દેખાતા હતા કઈ કામની જવાબદારી પણ હશે, છતા કઈ ભાગ ભજવતા ન હોય તેમ એમના મોં ઉપર શાંતિ દેખાતી હતી સૌ કરતા ઝડપથી પગ ઊપડતા હતા, સૌથી ઊંચા એવા આચાર્ય શ્રીપતરાવ જુન્નરકરના નવી ઉઘડતી એન્જિનીયરિંગ કોલેજના એ પ્રિન્સિપાલ છે યૌવનનું સૌંદર્ય તો ઘણુંખરું હોય છે, પરતુ વૃદ્ધત્વમાં પણ આકર્ષણ છે એવો ખ્યાલ થોડી વ્યક્તિઓ જ આપે છે ઊંચુ શરીર, ગૌર વર્ણ, ધોળા વાળ, તદુરસ્ત બાંધો અને કોટપાટલૂનનો ઊંચા ને વધુ ઊંચા દેખાડતા સુઘડ પોષાક સાથે પ્રિ જુન્નરકરને જોતાં વૃદ્ધત્વમાં પણ સોહામણાપણું છે તેનો ખ્યાલ આવ્યો સૌના પ્રાણસમા શ્રી ભાઈલાલભાઈ દેખાતા ન હતા અને દેખાય પણ ક્યાથી? એ સવાલ મનમાં ઊભો થયો એ જ મારી મૂર્ખાઈ સ્ટેશન ઉપર એ તો મહેમાનને લેવા ગયા હોય એ સાવ વગર વિચાર્યે સમજાય તેવી હકીકત છે

સૂર્ય ચડતો જતો હતો કાં તો તાપ વેઠાય, કે કાં તો ઠંડી સહેવાય, પણ એ બનેની હરીફાઈમાં જે બફારો થાય છે તે વેઠવો સૌથી અઘરો છે વાદળી તાપ આકળવિકળ કરતો હતો પણ છતાં સતોષ હતો, કે એ તાપને ગણકાર્યા વગર ગોરો ગવર્નર જનરલ આવતો હતો—સામ્રાજ્યશાહી દમામ ન હતો પોલીસો મો ફેરવીને ઊભી ન હતી રસ્તો જનતા માટે બધ થયો ન હતો જેમ કોઈ સાદીનો લોક નેતા આવે તેવી જ ધમાલ હતી અને એ વિચારું છુ ત્યા સ્ટેજ ઉપર એક દેશી હોવા છતાં ગોરા માણસ જેવી ચામડી ને મજબૂત બાંધાનો રેશમી કોટપાટલૂન પહેરેલ પુરુષ આવ્યો હજુ સુધી આગલી હરોળમાં કોઈને બેસવા મળ્યુ ન હતું ત્યાં એ પ્રથમ આવીને બેઠો. તરત જાણ્યું કે એ ખભાતના નવાબ છે રાજા–નવાબો તરફ જે એક જાતની ઘૃણા આપણને ગુલામીને લીધે વ્યાપી ગઈ છે, છતાં એને જોતાં માનવૃત્તિ જન્મી મુબઈ ઇલાકામાં પોતાનું રાજ્ય ભેળવી દેવા માટે સૌ પહેલા તૈયાર થનાર એ નવાબને આજ પ્રથમ જોયા પછી જાણ્યુ કે વિદ્યાનગરને એમણે ૪૧ હજારનું દાન કર્યું છે અગ્રેજોએ પરિસ્થિતિને સમજી સત્તા છોડવામાં જે શાણપણ બતાવ્યું, બરાબર એ જ શાણપણ નવાબે બતાવ્યું છે અને એ શાણપણ બન્ને જરૂર એ જનતાની સહાનુભૂતિ મેળવી શકશે

સવા અગિયાર થતાં બેન્ડનો અવાજ આવે છે ફોટોગ્રાફરોનું જૂથ ઊભુ થઈ ગયું મહેમાનો વ્યાસપીઠ ઉપર આવ્યા ગોઠવાઈ ગયા જમણી બાજુથી પહેલા હતા, વડોદરાના રાજકારણમાં રાજાપ્રજા વચ્ચે જે લાંબો ગજગ્રાહ ચાલ્યો, અને છેવટ રાજાને નમતું મૂકી પ્રજાકીય વડાપ્રધાન તરીકે કબૂલ કરવા પડ્યા તે ડૉ જીવરાજ મહેતા જેમની કાર્યશક્તિ, બુદ્ધિશક્તિ અને વ્યવસ્થાશક્તિ સર્વ સ્વીકૃત છે એવા એ વડા પ્રધાન થોડા જાડા, સ્થૂલ અને બુદ્ધિનો ચમકારો મો ઉપર ન દેખાય, તેવા સામાન્ય માણસ લાગ્યા ત્યારે એક વસ્તુ ખોટી પડતી લાગી લોકો અમસ્તા જાડા માણસને વગોવે છે, કે એનામાં બુદ્ધિ ઓછી હોય છે!

તે પછી હતા, નાજુક શરીરના, શ્યામરંગના, અને બિલકુલ ધનાઢ્યની છાપ ન પાડી શકે તેવા કરોડપતિ શ્રી ઘનશ્યામદાસ બિરલા પરતુ એમની મારવાડી પીળી પાઘડી જોતા એમનામા જબરુ મનોબળ હશે એમ લાગ્યું દેશપરદેશનો જેના જીવનમાં ભેદ ન જ રહે રોજની મુસાફરીને લીધે જગત જેને ઘરઆંગણું બની ગયુ હોય, તેવો ધનાઢ્ય માણસ બીજાની આંખે સારા દેખાવાની પરવા કર્યા વગર

મારવાડીની પીળી પાઘડી પહેરે એ જરૂર દૃઢ મનોબળ બતાવે છે. એક બાજુ હિંદનો મોટો ધનાઢ્ય ને એટલી જ તિક્ષ્ણ વેપારી બુદ્ધિવાળો, અને બીજી બાજુ એટલું જ સાવ સામાન્ય, પ્રતિભા વિનાનું શરીર! આવા આવા વિરોધાભાસ સર્જી, છેવટ કુદરત એ તો કહેવા નહિ માગતી હોય કે મારા આગળ ચામડીના કાળાગોરાનો કે પ્રતિભા–સામાન્યતાના બહારના દેખાવનો કંઈ ભેદ નથી ? કુદરત ભલે ગમે તેવાં નખરાં કરે, રૂા. ૨૫ લાખનું દાન કરી બિરલા વિશ્વકર્મા વિશ્વવિદ્યાલય આપણે આંગણે ઊભું કરાવનાર એ શેઠને હું ઘડીભર જોઈ રહ્યો.

એથી સાવ વિરુદ્ધ, રૂપ, લક્ષ્મી, સત્તા અને ફૂટતી જુવાનીનો સંગમ બાજુમાં બેઠેલા વડોદરાના યુવરાજ શ્રી. ફતેહસિંહમાં થયો હતો. સોટા જેવો પાતળો, કસાયેલો, મજબૂત અને ગોરો વર્ણ, ફૂટતી મૂછો, સંસારની કુટિલતાના અનુભવ વગરનો નિર્દોષ ચહેરો, પોતે રાજબીજ હોવાથી બીજાથી કંઈક ઊંચો છું તેવી સજાગવૃત્તિ, જનતામાં ભળવાનો પ્રસંગ નહિ પડવાથી કૃત્રિમ ઍંઠક લીધી હોય તેમ વધુ પડતું અક્કડ રાખેલું શરીર ચોખ્ખું વરતાઈ આવતું હતું. એને જોઈને સ્વાભાવિક ચંદ્રહાસ યાદ આવ્યો. એને ખૂન કરવા મારાઓ જંગલમાં લઈ ગયા, છતાં એ રાજકુમારને જોઈ ઘાતકી મારાઓનાં હૃદય પણ પીગળી ગયાં હતાં, એની છઠ્ઠી આંગળી કાપી લઈને એને જીવતો છોડી દીધો હતો. એ હૈયાં કેમ પીગળી ગયાં હશે એનો ખ્યાલ યુવરાજની સુકુમારતા અને સૌંદર્ય જોતાં બરાબર તાદૃશ્ય થયો. સાચે જ આવાં ફૂલને કચડી નાખતાં ક્રૂર હૈયાં પણ ઓગળી જાય! એ પછી હતા એવા ફૂલમાંથી પાકટ થયેલા, આગળ કહ્યું તે ખંભાતના નવાબ સાહેબ.

તે પછી આવ્યાં, જેમની સુંદરતાની ખ્યાતિ બહાર ચર્ચાનો વિષય બનેલ છે તે લેડી માઉન્ટબૅટન. સાવ સાદો પોશાક—ફ્રૉક, સૅન્ડલ અને માથે લીલા રંગનો પટ્ટો. બિલકુલ ઠઠારો ન મળે. ખોટો દમામ ન મળે. અને મુંબઈના ચર્ચગેટ સ્ટેશને જતી આવતી ગોરી સ્ત્રીઓ ભેગી એ ભળી જાય તો બિલકુલ જુદી તરી ન આવે, બસ એવાં દેખાયાં લેડી માઉન્ટબૅટન. તો શું લોકો એમની સુંદરતાની વાતો કરે છે તે ખોટી ? ના ખોટી નહિ, પણ સાચી. ગુજરાતમાં સારો વરસાદ પડે છે એમ સાંભળીને આવેલ પરદેશી શિયાળામાં વરસાદ પડતો ગુજરાતમાં ન જુએ, અને જેમ કહે કે ગુજરાતમાં સારો વરસાદ પડે છે એ સાંભળેલ વાત ખોટી! તો આપણે જેમ કહીએ કે વરસાદ સારો પડે છે એ સાચું, પણ ભલા માણસ એ તો ચોમાસું હોય ત્યારે પડે ને ? બરાબર એવો જવાબ લેડી માઉન્ટબૅટનની સુંદરતા અંગે આપી શકાય. સુંદરતા એ માનવજીવનમાં કાયમ ટકનાર અવસ્થા નથી. સુંદરતા માનવજીવનની યૌવન ઋતુમાં પૂરબહારમાં ખીલે છે. યૌવનની ઋતુ જેમ જેમ ઓસરતી જાય છે તેમ તેમ સૌંદર્ય ઓસરે છે. ગુલાબનું પૂરેપૂરું ખીલેલ ફૂલ ગમે તેટલું સુંદર અને સુગંધિત હોય, પણ એ વખત વીતતાં કરમાય છે અને સુગંધી ઊડી જાય છે. એવી એ સુંદરતા, યૌવનઋતુ વીતી ગયા પછી લેડી માઉન્ટબૅટનને જોનારને ન દેખાય તો એમાં નવીન કાંઈ નથી. એમની હડપચીએ કરચલીઓ પડેલી જોઈ એમને કોઈ સુંદરતા અંગે ઉપહાસ કરે તો, એમને એટલું જ કહેવાનું હોય કે, મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપલિયાં !

એ પછી આવે છે, જેમની તીક્ષ્ણ બુદ્ધિશક્તિ માટે એમના હિંદ આવતા પહેલાં આપણે ઘણું ઘણું સાંભળ્યું હતું, અને હિંદનો કોઈ પણ રસ્તે, સર્વ પક્ષનો સ્વીકાર્ય એવો રસ્તો ઝટ કાઢીને વાતને વેગળી મૂકનાર લૉર્ડ માઉન્ટબૅટન. ઘેરા લીલા રંગનો લશ્કરી પોષાક પહેરેલ એ મહામુત્સદ્દીનો ચહેરો તાપને લીધે થોડો રૂક્ષ થયો હતો. છતાં મોં ઉપર કંટાળો જણાતો ન હતો. સરદારશ્રીની ભૂમિ ઉપર પગ મૂકીને આનંદ અનુભવતો હોય તેમ એ ખુશમિજાજમાં જણાતો હતો. ત્રણ ત્રણ મહિના સુધી મંત્રીમિશન હિંદમાં રહ્યું છતાં જે કંઈ તોડ કાઢી ન શક્યું, અને લૉર્ડ વેવલ ગૂંચવાઈ ગયો, એવી પરિસ્થિતિમાં લૉર્ડ માઉન્ટબૅટને જે સફળતા મેળવી હતી; એથી એના





અને કરે છે બહુ, તે વગર ઓરફેચાલ્યે આમતેમ ખાદીનાં કોટપાટલૂન પહેરી આંટા મારતા હતા. એમની કોઈ હિલચાલ વિના કારણ હોતી નથી, એટલે એ આંટા મારવામાંય કંઈ પ્રવૃત્તિ હશે એમ માની લીધું હતું. શ્રી. હરિવલ્લભદાસ શાહ કાર્યકર્તાઓમાં સૌ કરતાં વૃદ્ધ, છતાં એ વૃદ્ધાવસ્થા અજાણ્યો પકડી જ ન શકે, તેમની રોજની ચપળતાએ જે ઝપાટાબંધ પગલાં ઉપાડતા હતા તેમાં દેખાઈ આવતી હતી. સૌ કરતાં જુવાન, પણ ધમાલથી દૂર ભાગતા અને બેઠું કામ કરવાના સ્વભાવવાળા શ્રી. રમણલાલ એન્જિનીયર અંદર ફરતા દેખાતા હતા. કંઈ કામની જવાબદારી પણ હશે, છતાં કંઈ ભાગ ભજવતા ન હોય તેમ એમના મો ઉપર શાંતિ દેખાતી હતી. સૌ કરતાં ઝડપથી પગ ઊપડતા હતા, સૌથી ઊંચા એવા આચાર્ય શ્રીપતરાવ જુન્નરકરના નવી ઉઘડતી એન્જિનીયરિંગ કોલેજના એ પ્રિન્સિપાલ છે. યૌવનનું સૌંદર્ય તો ઘણાંમાં હોય છે, પરંતુ વૃદ્ધત્વમાં પણ આકર્ષણ છે એવો ખ્યાલ થોડી વ્યક્તિઓ જ આપે છે. ઊંચું શરીર, ગૌર વર્ણ, ધોળા વાળ, તંદુરસ્ત બાંધો અને કોટપાટલૂનનો ઊંચા ને વધુ ઊંચા દેખાડના સુઘડ પોષાક સાથે પ્રિ. જુન્નરકરને જોતાં વૃદ્ધત્વમાં પણ સોહામણાપણું છે તેનો ખ્યાલ આવ્યો. સૌના પ્રાણસમા શ્રી ભાઈલાલભાઈ દેખાતા ન હતા. અને દેખાય પણ ક્યાંથી? એ સવાલ મનમાં ઊભો થયો એ જ મારી મૂર્ખાઈ. સ્ટેશન ઉપર એ તો મહેમાનને લેવા ગયા હોય એ સાવ વગર વિચાર્યે સમજાય તેવી હકીકત છે.

સૂર્ય ચડતો જતો હતો. કાં તો તાપ પોંહાય, કે કાં તો ઠંડી સહેવાય, પણ એ બંનેની હરીફાઈમાં જે બફારો થાય છે તે વેઠવો સૌથી અઘરો છે. વાદળી તાપ આકળવિકળ કરતો હતો. પણ છતાં સંતોષ હતો, કે એ તાપને ગણકાર્યા વગર ગોરો ગવર્નર જનરલ આવતો હતો—સામ્રાજ્યશાહી દમામ ન હતો. પોલીસો મોં ફેરવીને ઊભી ન હતી. રસ્તો જનતા માટે બંધ થયો ન હતો. જેમ કોઈ લાડીલો લોકનેતા આવે તેવી જ ધમાલ હતી. અને એ વિચારું છું ત્યાં સ્ટેજ ઉપર એક દેશી હોવા છતાં ગોરા માણસ જેવી ચામડી ને મજબૂત બાંધાનો, રેશમી કોટપાટલૂન પહેરેલ પુરુષ આવ્યો. હજુ સુધી આગલી હરોળમાં કોઈને બેસવા મળ્યું ન હતું, ત્યાં એ પ્રથમ આવીને બેઠો. તરત જાણ્યું કે એ ખંભાતના નવાબ છે. રાજા–નવાબો તરફ જે એક જાતની ઘૃણા આપણને ગુલામીને લીધે વ્યાપી ગઈ છે, છતાં એને જોતાં માનવૃત્તિ જન્મી. મુંબઈ ઇલાકામાં પોતાનું રાજ્ય ભેળવી દેવા માટે સૌ પહેલાં તૈયાર થનાર એ નવાબને આજ પ્રથમ જોયા. પછી જાણ્યું કે વિદ્યાનગરને એમણે ૪૧ હજારનું દાન કર્યું છે. અંગ્રેજોએ પરિસ્થિતિને સમજી સત્તા છોડવામાં જે શાણપણ બતાવ્યું, બરાબર એ જ શાણપણ નવાબે બતાવ્યું છે. અને એ શાણપણ બદલ જરૂર એ જનતાની સહાનુભૂતિ મેળવી શકશે.

સવા અગિયાર થતાં બેન્ડનો અવાજ આવે છે. ફોટોગ્રાફરોનું જૂથ ઊભું થઈ ગયું. મહેમાનો વ્યાસપીઠ ઉપર આવ્યા. ગોઠવાઈ ગયા જમણી બાજુથી પહેલા હતા, વડોદરાના રાજકારણમાં રાજાપ્રજા વચ્ચે જે લાંબો ગજગ્રાહ ચાલ્યો, અને છેવટ રાજાને નમતું મૂકી, પ્રજાકીય વડાપ્રધાન તરીકે કબૂલ કરવા પડ્યા તે ડૉ. જીવરાજ મહેતા. જેમની કાર્યશક્તિ, બુદ્ધિશક્તિ અને વ્યવસ્થાશક્તિ સર્વ સ્વીકૃત છે એવા એ વડા પ્રધાન થોડા જાડા, સ્થૂલ અને બુદ્ધિનો ચમકારો મોં ઉપર ન દેખાય, તેવા સામાન્ય માણસ લાગ્યા ત્યારે એક વસ્તુ ખોટી પડતી લાગી. લોકો અમસ્તા જાડા માણસને વગોવે છે, કે એનામાં બુદ્ધિ ઓછી હોય છે!

તે પછી હતા, નાજુક શરીરના, શ્યામરંગના, અને બિલકુલ ધનાઢ્યની છાપ ન પાડી શકે તેવા કરોડપતિ શ્રી. ઘનશ્યામદાસ બિરલા. પરંતુ એમની મારવાડી પીળી પાઘડી જોતા એમનામાં જબરું મનોબળ હશે એમ લાગ્યું. દેશપરદેશનો જેના જીવનમાં ભેદ ન જ રહે, રોજની મુસાફરીને લીધે જગત જેને ઘરઆંગણું બની ગયું હોય, તેવો ધનાઢ્ય માણસ બીજાની આંખે સારા દેખાવાની પરવા કર્યા વગર



મારવાડીની પીળી પાઘડી પહેરે એ જરૂર દઢ મનોબળ બતાવે છે. એક બાજુ હિંદનો મોટો ધનાઢ્ય ને એટલી જ તિક્ષ્ણ વેપારી બુદ્ધિવાળો, અને બીજી બાજુ એટલું જ સાવ સામાન્ય, પ્રતિભા વિનાનું શરીર! આવા આવા વિરોધાભાસ સર્જી, છેવટ કુદરત એ તો કહેવા નહિ માગતી હોય કે મારા આગળ ચામડીના કાળાગોરાનો કે પ્રતિભા–સામાન્યતાના બહારના દેખાવનો કંઇ ભેદ નથી! કુદરત ભલે ગમે તેવાં નખરાં કરે, રૂા. ૨૫ લાખનું દાન કરી બિરલા વિશ્વકર્મા વિશ્વવિદ્યાલય આપણે આંગણે ઊભું કરાવનાર એ શેઠને હું ઘડીભર જોઈ રહ્યો.

એથી સાવ વિરુદ્ધ, રૂપ, લક્ષ્મી, સત્તા અને ફૂટતી જુવાનીનો સંગમ બાજુમાં બેઠેલા વડોદરાના યુવરાજ શ્રી. ફત્તેહસિંહમાં થયો હતો. સોટા જેવો પાતળો, કસાયેલો, મજબૂત અને ગોરો વર્ણ, ફૂટતી મૂછો, સંસારની કુટિલતાના અનુભવ વગરનો નિર્દોષ ચહેરો, પોતે રાજબીજ હોવાથી બીજાથી કંઇક ઊંચો છું તેવી સભાનવૃત્તિ, જનતામાં ભળવાનો પ્રસંગ નહિ પડવાથી કૃત્રિમ બેઠક લીધી હોય તેમ વધુ પડતું અક્કડ રાખેલું શરીર ચોખ્ખું વરતાઈ આવતું હતું. એને જોઇને સ્વાભાવિક ચંદ્રહાસ યાદ આવ્યો. એને ખૂન કરવા મારાઓ જંગલમાં લઇ ગયા, છતાં એ રાજકુમારને જોઈ ઘાતકી મારાઓનાં હૃદય પણ પીગળી ગયાં હતાં, એની છઠ્ઠી આંગળી કાપી લઇને એને જીવતો છોડી દીધો હતો. એ હૈયાં કેમ પીગળી ગયાં હશે એનો ખ્યાલ યુવરાજની સુકુમારતા અને સૌંદર્ય જોતાં બરાબર તાદશ્ય થયો. સાચે જ આવાં ફૂલને કચડી નાખતાં ક્રૂર હૈયાં પણ ઓગળી જાય! એ પછી હતા એવા ફૂલમાંથી પાકટ થયેલા, આગળ કહ્યું તે ખંભાતના નવાબ સાહેબ.

તે પછી આવ્યાં, જેમની સુંદરતાની ખ્યાતિ બહાર ચર્ચાનો વિષય બનેલ છે તે લેડી માઉન્ટબેટન. સાવ સાદો પોશાક—ફ્રોક, સેંડલ અને માથે લીલા રંગનો પટ્ટો. બિલકુલ ઠઠારો ન મળે. ખોટો દમામ ન મળે. અને મુંબઇના ચર્ચગેટ સ્ટેશને જતી આવતી ગોરી સ્ત્રીઓ ભેગી એ ભળી જાય તો બિલકુલ જુદી તરી ન આવે, બસ એવાં દેખાયાં લેડી માઉન્ટબેટન. તો શું લોકો એમની સુંદરતાની વાતો કરે છે તે ખોટી? ના ખોટી નહિ, પણ સાચી. ગુજરાતમાં સારો વરસાદ પડે છે એમ સાંભળીને આવેલ પરદેશી શિયાળામાં વરસાદ પડતાં ગુજરાતમાં ન જુએ, અને જેમ કહે કે ગુજરાતમાં સારો વરસાદ પડે છે એ સાંભળેલ વાત ખોટી? તો આપણે જેમ કહીએ કે વરસાદ સારો પડે છે એ સાચું, પણ ભલા માણસ એ તો ચોમાસું હોય ત્યારે પડે ને? બરાબર એવો જવાબ લેડી માઉન્ટબેટનની સુંદરતા અંગે આપી શકાય. સુંદરતા એ માનવજીવનમાં કાયમ ટકનાર અવસ્થા નથી. સુંદરતા માનવજીવનની યૌવન ઋતુમાં પૂરબહારમાં ખીલે છે. યૌવનની ઋતુ જેમ જેમ ઓસરતી જાય છે તેમ તેમ સૌંદર્ય ઓસરે છે. ગુલાબનું પૂરેપૂરું ખીલેલ ફૂલ ગમે તેટલું સુંદર અને સુગંધિત હોય, પણ એ વખત વીતતાં કરમાય છે અને સુગંધી ઊડી જાય છે. એવી એ સુંદરતા, યૌવનઋતુ વીતી ગયા પછી લેડી માઉન્ટબેટનને જોનારને ન દેખાય તો એમાં નવીન કાંઇ નથી. એમની હડપચીએ કરચલીઓ પડેલી જોઈ એમને કોઇ સુંદરતા અંગે ઉપહાસ કરે તો, એમને એટલું જ કહેવાનું હોય કે, મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપલિયાં!

એ પછી આવે છે, જેમની તીક્ષ્ણ બુદ્ધિશક્તિ માટે એમના હિંદ આવતા પહેલાં આપણે ઘણું ઘણું સાંભળ્યું હતું, અને હિંદનો કોઈ પણ રસ્તે, સર્વ પક્ષનો સ્વીકાર્ય એવો રસ્તો ઝટ કાઢીને વાતને વેગળી મૂકનાર લોર્ડ માઉન્ટબેટન. ઘેરા લીલા રંગનો લશ્કરી પોષાક પહેરેલ એ મહામુત્સદ્દીનો ચહેરો તાપને લીધે થોડો રૂક્ષ થયો હતો. છતાં મોં ઉપર કંટાળો જણાતો ન હતો. સરદારશ્રીની ભૂમિ ઉપર પગ મૂકીને આનંદ અનુભવતો હોય તેમ એ ખુશમિજાજમાં જણાતો હતો. ત્રણ ત્રણ મહિના સુધી મંત્રીમિશન હિંદમાં રહ્યું છતાં જે કંઇ તોડ કાઢી ન શક્યું, અને લોર્ડ વેવલ ગૂંચવાઇ ગયો, એવી પરિસ્થિતિમાં લોર્ડ માઉન્ટબેટને જે સફળતા મેળવી હતી; એથી એના





ઉપર એને વગર જોયે હું મુગ્ધ થયેલો હતો. એટલે એ મુગ્ધતાભરી આંખે હું કેટલીય ક્ષણો એના સામે તાકી રહ્યો અને એ દરેક ક્ષણે એના મો ઉપરથી જુદા જુદા તેજ–સૈનિકના મુત્સદ્દીના પ્રતિભાના, સજ્જનતાનાં—જાણે ફૂટયા જ કરતાં હોય તેમ લાગ્યા કર્યાં !

એમની બાજુમાં બેઠા હતા કાબેલ અને કુશળ વહીવટકર્તા પ્રાંતના ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઈ. એમને આ પહેલાંય જોયેલા. સેવક તરીકે અને સત્તાસ્થાને હતા તો એના એ જ શ્રી મોરારજીભાઈ. પરંતુ આજે ગૃહપ્રધાન તરીકેનો એમનો દમામ ચોખ્ખો દેખાઈ આવતો હતો. સત્તા તરીકે જૂના જમાનામાં રાજાઓ ગજદંડ રાખતા તેમ એમણે રાજદંડને ઠેકાણે સોટી રાખી હોય તેમ એમની સોટી ઉપર નજર જતાં લાગ્યું. એ સોટી છાપામાં જ્યારે જ્યારે ફોટો જોઉં છું ત્યારે રાજદંડની સ્મૃતિ જગાડે છે. સત્તાનો મદ અને મારી દૃષ્ટિમાં ચોરા જેવી આંખે દેખાયો હોય. પરંતુ એમની વહીવટી કાબેલિયતનો વિચાર કરતાં એ મદ ખે તોય એમને શોભે એવો છે એમ કબૂલ કરવું રહ્યું.

પછી બેઠા હતા શ્રી મણિબહેન પટેલ. આમ તો છે સાવ સાદા, ઉંમરના પ્રમાણમાં વહેલા વૃદ્ધ પણ થઈ ગયાં છે. પરંતુ હિંદના ચાણક્ય સરદારશ્રીના સેક્રેટરી તરીકે કામ કરનાર એ કેટલા કાબેલ હશે તેનો ખ્યાલ તો એ સ્થાનનો વિચાર કરતાં સૌને સહેજે આવશે. તે પછી હતા વિભાગના કમિશ્નર શ્રી મીરચંદાણી અને છેવટ હતા હું જેમને નથી ઓળખી શક્યો તેવા કોઈ જુવાન બહેન. આમ આગલી હરોળ પૂરી થાય છે અને મારા આ લાંબા લવારાથી તમને કંટાળો પણ આવ્યો હશે. એટલે તે પછી ત્યાં જે કાર્યવાહી થઈ એ ટૂંકમાં પતાવી તમને વધુ હેરાન નહિ કરું.

સરદારશ્રી નાદુરસ્ત તબિયતને લીધે આવી શક્યા ન હતા એટલે એમનો અભિનંદન સંદેશો શ્રી મોરારજીભાઈએ પ્રથમ વાંચી સંભળાવ્યો. તેમાં એક વસ્તુ તરફ તેમણે ખાસ ધ્યાન ખેંચ્યું હતું. 'દેશમાં વિના શાતમય તત્ત્વો ઘણાં છે અને એ સૌની સામે સફળ થવાનો ઉત્તમ રસ્તો જનતાના અગ્રગણ્યમાં રચનાત્મક કાર્ય લઈ લાગી જવું એ છે. ગ્રામોન્નતિ એ આજનો મુખ્ય અને પ્રથમ પ્રશ્ન છે. અને એનો મોટો અખતરો વિદ્યાનગરમાં આજે થઈ રહ્યો છે અને અખતરાની થયેલી પ્રગતિ એ અંગે મહાત્માજીના મળેલા આશીર્વાદ અને એ અખતરાના સૂત્રોનો ખ્યાલ, એ સૌ માટે જરૂર શ્રી ભાઈલાલભાઈ અભિનંદનના અધિકારી છે અને એ પ્રસંગે લોર્ડ અને લેડી માઉન્ટબેટનના આગ્રહથી ત્યાંના કાર્યકર્તાઓ અને પ્રદેશના લોકો જરૂર પ્રોત્સાહન મેળવશે. ગામડાંની ગરીબ અજ્ઞાન અને ભોળી પ્રજાને કે નવયુવાન કાર્યકરોની પેઢીને બતાવવા અત્યારે હિન્દુસ્તાનની સામે પડેલો સૌથી મોટામાં મોટો પ્રશ્ન ગામડાઓના પુનરુદ્ધારનો છે. મુખ્યત્વે આ દૃષ્ટિબિંદુથી અમે સહકાર સ્વાશ્રય અને સ્વયંપૂર્ણતાના સિદ્ધાંત ઉપર અને ગ્રામજનતાના હિત માટે રચાયેલી આ ગ્રામવિદ્યાપીઠ ઊભી કરવાના કાર્યમાં લાગી ગયા છીએ.'

તે પછી લોર્ડ માઉન્ટબેટનને વિશ્વવિદ્યાલય ખુલ્લું મૂકવા અંગેની વિનંતિ કરવા શ્રી ભાઈલાલભાઈ પટેલ વ્યાસપીઠને મોખરે આવ્યા. લાંબા કોટ અને કાળી ટોપી મૂકેલ, નોકરીમાંથી નિવૃત્તિ લઈ પ્રજાકીય પ્રવૃત્તિ આદરીને બેઠેલા એ વૃદ્ધ પણ ફરી યુવાની અનુભવતા વિદ્યાનગરના વિશ્વકર્માએ સંસ્થાનો ખ્યાલ આપતાં કહ્યું 'આ વિશ્વવિદ્યાલય એ તો વિશાળ ભાવિ યોજનાનો એક ભાગ છે. જે યોજનાનું ધ્યેય આ પ્રદેશના લોકોના આર્થિક સામાજિક અને સાંસ્કૃતિક સવાલો ઉકેલવાનું છે, આથી શરૂઆત તરીકે છ ગામ અને કસબામાં વોટરવર્ક્સ અને ગટર કરવાની યોજના તૈયાર થઈ છે, અને જેને સરકારે મંજૂરી પણ આપી છે. મકાનના બાંધકામમાં જરૂરી એવો સામાનનો મોટો ભાગ અહીંના વર્કશોપમાં તૈયાર થાય છે. અને અમારી યોજના છે કે વીજળી મારફત ગામડાંના ઉદ્યોગો સજીવન કરવા માટેની જરૂરી મશિનરી અહીં બનાવવી. કેળવણીના ક્ષેત્રે આર્ટ્સ અને સાયન્સ

કૉલેજ ગઈ સાલ શરૂ થઈ છે અને તેમાં પ્રથમ વરસે ૬૦૦ વિદ્યાર્થીઓએ લાભ લીધો હતો—આ સાલે ૧૦૦૦ વિદ્યાર્થીઓ લાભ લેશે તેવી ગણતરી છે. હૉસ્ટેલ ઝપાટાબંધ તૈયાર થાય છે અને અમારું ધ્યેય સ્થાનિક વિદ્યાપીઠ ઊભી કરવાનું છે. ભવિષ્યમાં મેડિકલ, કૉમર્સ અને બીજી કૉલેજો ઉઘાડવાની યોજના વિચારેલી છે. આખી યોજના જનતાનો જે રીતે સહકાર મળે છે તે ચાલુ રહેતાં દસ વર્ષમાં પૂર્ણ કરવાની અમારી મહેચ્છા છે.'

આ પછી લૉર્ડ માઉન્ટબૅટને ઊભા થઈ ઉદ્ઘાટનનું મંગળ પ્રવચન કરતાં જણાવ્યું, કે 'સરદાર પટેલ પાસેથી સંસ્થા અંગે ઘણું ઘણું સાંભળ્યું હતું. એને નજરોનજર જોઈને મને ઘણો આનંદ થયો છે. મહાત્માજીની ઘણી ઇચ્છાઓમાંની એક, ગ્રામવિદ્યાપીઠ સ્થાપવાની ઇચ્છા પણ હતી. ગામડાં અને શહેરોની જરૂરિયાત, ભિન્નતા વગેરે જોતાં વિદ્યાપીઠ જુદી હોય એ સ્વાભાવિક છે. સરદાર પટેલની આ અંગેની દૃષ્ટિ સર્જાતા હિંદ માટે ઘણી અગત્યની છે અને મને આશા છે કે અહીંનો પ્રયોગ સફળ થતાં હિંદના બીજા ભાગોમાં પણ આ પદ્ધતિએ કાર્ય શરૂ થશે. કેળવણીનું મુખ્ય ધ્યેય ચારિત્ર્ય ઘડતર છે. વિદ્યાર્થીઓને એવી કેળવણી મળવી જોઇએ, કે એથી એનામાં પ્રામાણિકતા, બુદ્ધિપૂર્વકની કાર્યશક્તિ અને દરેક વસ્તુની બંને બાજુને જોઇને તુલના કરી શકે તેવી તોલનશક્તિ કે જેથી પૂર્વગ્રહનો ભોગ ન બને. આજે હિંદને જે જાતના નાગરિકો જોઇએ છે. તે જાતની કેળવણી નવી વિદ્યાપીઠોએ આપવી જોઇએ. એ રીતે ભવિષ્યની પ્રજા સરદારના આ કાર્યને આશીર્વાદ સમ ગણશે. આજે જેનું ઉદ્ઘાટન હું કરું છું, તેનો યશ મિ. બિરલાને ફાળે જાય છે કે જેમના મોટા દાનથી આ વિશ્વવિદ્યાલય ઊભું થયું છે.'

આમ મંગળ પ્રવચન પૂરું કરી લૉર્ડ માઉન્ટબૅટને ટેબલ ઉપરનું વીજળીક બટન દાબ્યું, ત્યાં તેથી બસો વાર દૂરના વિદ્યાલયનો પડદો ખસી ગયો અને કૉલેજ ખુલ્લી મુકાયેલી જાહેર થઈ.

એ જ પ્રમાણે લેડી માઉન્ટબૅટનને કન્યા છાત્રાલય ખુલ્લું મૂકવાની વિનંતિ કરતાં એમણે સ્ત્રીકેળવણીની અગત્ય ઉપર બે બોલ કહી, એજ પ્રમાણે બટન દાબ્યું એટલે ઉપરથી પુષ્પવૃષ્ટિ થઇ. આમ બંને વખત બટન દાબતાં પુષ્પવૃષ્ટિ થઈ તે જોઇ બંને પતિપત્ની એક બીજાની સામસામું જોઇ હસ્યાં.

છેવટ પ્રિ. જુન્નરકરે સૌનો આભાર માન્યો અને પ્રસંગ પૂરો થયો. મહેમાનો વિદ્યાનગર જોઇ ખેતીવાડી ફાર્મમાં ગયા.

આ અપૂર્વ પ્રસંગ મનમાં વાગોળતો હું બહાર નીકળ્યો ત્યારે તાપ ઘણો હતો. ચાલીને આવ્યો હતો. તેમ પાછા ચાલી નીકળવાની હિંમત ન હતી. મોટરમાં પડાપડી હતી એટલે ભિરદી ઓછી ન થાય ત્યાંસુધી તેમાં બેસવાની વૃત્તિ ન હતી.

નવરાશનો વખત જોઈ હું વિદ્યાનગરની ભૂમિ ઉપર ચક્કર મારવા નીકળ્યો ત્યાં મજૂરોને કામ કરતા જોઈ નવો વિચાર આવ્યો. મજૂરો ઇંટો વહીને ભઠ્ઠામાં ગોઠવતા હતા. હિંદનો ગોરો ગવર્નર જનરલ આ પહેલો અને છેલ્લો એમને ઘેર આવ્યો, સો વાર છેટે જ મોટો પ્રસંગ બની ગયો, પણ આ મજૂરો તો બેપગાં પ્રાણી હોય તેમ, ન એમના સ્થાનેથી ચાલીને એ પ્રસંગને સ્થળે ડોકિયું કરવાય આવ્યાં. એક બાજુથી દેહરાદૂનથી શ્રી. મણિબહેન, દિલ્હીથી લૉર્ડ અને લેડી માઉન્ટબૅટન, શ્રી. બિરલા, મુંબઇથી શ્રી. ડાહ્યાભાઇ પટેલ વગેરે ઊડી ઊડીને જે સ્થળ ઉપર આવ્યા, વડોદરાથી યુવરાજ આવ્યા ને ખંભાતથી નવાબ આવ્યા, મારા જેવા દૂર દૂરથી ગાડી, મોટર કે પગપાળા આવ્યા, તે પ્રસંગનું કંઇ મહત્ત્વ જ ન હોય તેમ આ ધરતી ઉપરના મજૂરો એમનું કામ છોડીને બે ઘડી ત્યાં ન આવ્યા!

આ દૃશ્યની કરુણતા વિચારતાં થયું, કે પ્રજાના બે વર્ગ વચ્ચે પડેલું અંતર ક્યારે કપાશે? વિદ્યાનગરના સર્જકો ગ્રામવિદ્યાપીઠનાં સ્વપ્ન સફળ કરી જો આ અંતર દૂર કરશે, તો આજના અપૂર્વ દૃશ્ય કરતાં, એ વળતું દૃશ્ય અલૌકિક હશે, તેની કોઇથી ના કહેવાશે નહિ.

અપૂર્વ દૃશ્ય આજે જોયું, પણ અલૌકિક દૃશ્ય આ જિંદગીમાં જોવા મળશે કે કેમ એ પ્રશ્નનો જવાબ તો ભવિષ્યના ઇતિહાસ વગર બીજો કોણ આપી શકે?

# ઝેર તો પીધાં છે જાણી જાણી



દર્શક

## પ્રકરણ ૯મું ( ચાલુ )

## ' સાંકડી શેરીમાં હંસા જાવું સામે તીર '

તે દિવસથી રોહિણીનો ક્લેશ-તાપ ઓછાં થઈ ગયાં. દુઃખ તો જે મહાપ્રાણે અણુથી માંડીને તે અનંત સુધી વિવિધ સ્વરૂપે લીલાવિસ્તાર કરેલ છે તેને શું ઓછાં વેડવાં પડ્યાં છે? હિમ, વર્ષા અને અગ્નિએ એને કેટકેટલાં નવીન રૂપો લેવાની ફરજ પાડી છે! એના ને અન્યના મોહે એને ચિત કરવા શું શું કાવતરાં નથી કર્યાં! પણ એણે જે હાર કબુલી નથી—તો એના જ એક અંશે શા સારૂ શરણાગતી સ્વીકારવી; તકલીફી હોઈ શકે છે, શ્વાસ ખાવા થંભી શકાય છે, પણ તે તો ચૈતન્યના વિજય પ્રસ્થાન માટે જ. દુઃખની મારી એ યમને શરણે જાય તો તો એની ભાગવત ભક્તિ લાજે. ઉદ્વેગ ચાલ્યો ગયો. મોં પર ફરી સ્નેહ ને વાત્સલ્યનું તેજ પથરાવા માંડ્યું. માત્ર કંઠમાં કારુણ્યનો એ મંદ સૂર રહી ગયો તે રહી ગયો અચ્યુતથી એ કાંઈ સમજાય તેવો નહતો. એટલે એ તો રોહિણીબહેનની તબિયત રોજ રોજ સુધરતી જતી જોઈને રાજી રાજી થતો, મનમાં છૂપો છૂપો ગર્વ પણ લેતો કે એની જ સારવારથી રોહિણી-બહેન સારાં થયાં છે. બેરિસ્ટરનો એમાં કાંઈ હિસ્સો ન હતો તે ખાસ એના આનંદની વાત હતી; ને ભોળા ભાવે એનો આ ગર્વ રોહિણી આગળ પ્રગટ કરતાં ય એને સંકોચ ન થતો.

'બધો જશ તમે એકલા જ લઈ જશો? ભારે લોભિયા તમે ભાઈ.'

'કહોને બીજા કોણે ચાકરી કરી!'

'નર્સ-ખરીને'

'એમાં શું!'

'અચ્યુતભાઈ કરે તે જ મહત્વનું—બીજાં બધાનું ખાલી આંટાફેરામાં.'

અચ્યુત ખીલખીલાટ હસી પડતો. રોહિણી એના વાંસે હાથ ફેરવતી કહેતી—'સાચી વાત છે તમારી, તમે મારી સાથે આ બે મહિના નહોત તો હું બેઠી ન થઈ શકી હોત, કેવી વિચિત્ર વાત છે! મોટેરાં નાનાંને મોટાં કરી ઉછેરવાનું અભિમાન લેતાં હોય છે, પણ નાનાં મોટાંઓને કેટલું જીવન-દેવત-પ્રકાશ આપે છે તેનો મહિમા તો કોઈ કહેતું જ નથી.'

અચ્યુત પોતે આ વાત સમજ્યો હતો કે નહિ તે ખબર નથી. પણ રોહિણીને તો ખાત્રી થઈ ચૂકી હતી કે અચ્યુત વિના એને માટે ફરી સ્વાસ્થ્ય મેળવવું અશક્ય થઈ પડ્યું હોત.

અચ્યુત એનાં કપડાં ધોતો, એની રસોઈ કરતો, એની પથારી ઝાપટતો, એને માખણ ઘસતો, અરે! બપોર વચાળે રોહિણીની સાથે કેરમ રમવા પણ બેસી જતો. કેરમ રોહિણીને રમતાં ફાવતું નહોતું, એટલે છેક નીચે સ્ટેશનમાં જઈને કોઈકની ચોપાટ એ માટે લઈ આવેલો.

થોડે થોડે બહાર ફરવાની શક્તિ આવી એટલે ફરવા જવાનું શરૂ થયું. કોઈક દિવસ સનસેટ પોઈન્ટ ઉપર તો કોઈક દિવસ વસિષ્ઠાશ્રમને રસ્તે જતાં. શક્તિ આવવા માંડી ત્યારથી રોહિણીએ અચ્યુત પાસેથી કામ ઓછું લેવા માંડ્યું—ને ઊલટો અચ્યુતમાં રસ લેવા માંડ્યો. એ શું ભણે છે? કેટલામો નંબર રાખે છે? મિત્રો કોણ કોણ છે? સિનેમા જોવા જાય છે કે નહિ?

એક દિવસે પૂછ્યું: 'તમે રોજ કસરત કેમ નથી કરતા?'

'તમે તો મારી સંભાળ લેવા માંડી.'

'લઉં જ ને, કેમ ન લઉં?'

'તમારી તબિયત સંભાળો તો પણ ઘણું છે.'

'પણ તમે અખાડે કેમ નથી જતા?'

'કોણે કહ્યું?'



'તમારી વાતમાં કોઈ દિવસ આવ્યું નથી.'

'અમારા ઘરમાં દંડ-બેઠકનું વાતાવરણ નથી. અલબત્ત કુસ્તીને લકડીપટ્ટાનું છે ખરું. હું ને મોટાભાઈ બુદ્ધિની કુસ્તી કરીએ, ને બા ને બૅરિસ્ટર લકડીપટ્ટાની, અલબત્ત જીભથી જ.'

રોહિણી હસીને કહે: 'જીભ બાબતમાં તમારા ઘરમાં કોઈ ગાંજ્યું જાય તેમ નથી લાગતું.'

'મોટાભાઈ એવા નહિ. બાકીના ત્રણ પુરતું તમારું વિવેચન સાચું છે.'

'તમારા મોટાભાઈ...' કહીને રોહિણી અટકી ગઈ.

'એ આ દુનિયાના માણસ નથી. એમને શું કહેવા તે જ સવાલ છે. પહેલાં વિજ્ઞાન લઈને બી. એ. થયા. જર્મની રસાયણવિદ્યા શિખવા ગયા. ત્યાં ગ્રીક ભાષા શીખ ખાતર શીખતા હતા—ત્યાં શું એ ઘેલું લાગ્યું, કે વિજ્ઞાનનો અભ્યાસ છોડી દીધો—ને ગ્રીક સંસ્કૃતિના અભ્યાસ પાછળ મંડ્યા. હમણાં વળી તત્ત્વજ્ઞાન વાંચે છે, એમની બુદ્ધિ ગમે તેમા ચાલે.'

'તમારી પણ ઓછી નથી.'

'એમ તો બૅરિસ્ટરનો વારસદાર છું ને? પણ મોટાભાઈ અનોખી તાસીરના માણસ છે. બહુ બોલે નહિ, પણ જ્યારે દલીલો કરે ત્યારે બૅરિસ્ટર પણ થંભી જાય; આમ તો પોતાના માર્ગે ચાલ્યા જાય ને ચાલ્યા આવે. એકવાર બા ને બૅરિસ્ટર બોલતા હતા ત્યાં જઈને બૅરિસ્ટરને કહે:

'હવે એક શબ્દ પણ બોલ્યા છો તો હું કોર્ટમાં તમારી સામે કેસ માંડીશ—કે તમે મારી બાને મારો છો.'

બૅરિસ્ટર તો આભા જ થઈ ગયા. તે દિવસથી અંદર અંદર ગમે તે હોય પણ અમારા દેખતાં તકરાર અટકી ગઈ.'

રોહિણી આભી બનીને કહે: 'તમારા બાપા તમારાં બાને મારે છે?'

'એટલે હું એને બાપા કે કાકા નથી કહેતો બૅરિસ્ટર કહું છું.'

'હજી પણ?'

'હવે જવલ્લે બનતું હશે—પહેલાં વધારે હતું—મારી બાનો સ્વભાવ પણ જરા કંકાસ કરવાનો તો ખરો.' ઘડીવાર રોહિણી મૂંગી રહી પછી કહે:

'તમારાં બા રૂપાળા નથી?'

'મારી બા? રૂપાળાં કેમ નહિ? મારા કરતાં તો રૂડી છે. મોટાભાઈ ને એમનું મોઢું મળતું છે. મોટાભાઈ તો રૂપાળા ગણાય જ. પણ તકરારનું મૂળ કારણ તો બૅરિસ્ટરને જરાક દારૂ પીવાની ટેવ. વિલાયતથી આવ્યા ત્યારની.'

'રોહિણીને જાણે આશ્ચર્યપરંપરા ઉઘડતી લાગી 'દારૂ પીએ છે?'

'હા, લગભગ રોજ—પણ એટલું કહેવું જોઈએ કે સગજ કોઈ દિવસ ગુમાવતા નથી.'

'ગાંધીજી નહિ કહેતા હોય!'

'કહે. ખબર પડે તો. પહેલાં તો જાણે ખબર ન પડવા દે. ને ખબર પડે તોય એ કાંઈ ગાંધીજીને ગાઠે એમ મને દેખાય નહિ.'

'બીજા કાંઈ અવગુણો ખરા?'

'બીજા...' અચ્યુત આટલું બોલતો જ મૂંગો થઈ ગયો.

'તમારા મોટાભાઈ જો ડાહ્યા હોય તો બૅરિસ્ટરને શા સારુ નથી અટકાવતા?'

'ગાંધીજીનું પણ ન માને એમ કહ્યું તો પછી મોટાભાઈ શું વિસાતમાં!'

'તમારું ઘર તો ભારે!' કહી રોહિણી ઊઠી ગઈ. એનું મન ખિન્ન થઈ ગયું.

એક દિવસ અચ્યુત કહે: 'કાલે તમારે એકલાં ફરવા જવું પડશે.'

'તમે ક્યાં જવાના?

'મોટાભાઈનો કાગળ છે. 'એ આબુરોડ પર એમના કોઈ મિત્રને મળવા આવવાના છે, તે મળી આવું.'

'ભલે, જઇ આવો, સાંજે આવી જજો '

સવારે સ્ટેશને જવા નીકળતા નીકળતાં કહે ' મને એમ હતું, કે તમે મોટાભાઇને સાથે લેતા આવવાનું કહેશો '

રોહિણીનું મોં સહેજ ઝંખવાઇ ગયું તરત હસીને કહે ' જરૂર લેતા આવજો '

' તમે ના પાડી છે ને ?'

એ વખતે તો હું માંદી હતી, એટલે વસ્તી ગમતી નહોતી આજે તો સાજી છું '

સાંજે એ એકલો પાછો આવ્યો'

' કેમ, કેમ તેઓ ન આવ્યા ?'

' ઉતાવળે પાછા જવું હતું ' અચ્યુતે હાથપગ ધોતા કહ્યું ' તમારા ખબર પૂછતા હતા—મળવાનું મન પણ હતું પણ રાતના ગયા સિવાય છૂટકો નહોતો '

' બહુ જરૂરી કામ હશે '

' ઘરનું બધું '

અઠવાડિયા પછી અચ્યુત ટપાલ ઓફિસેથી આવીને કહે ' પાછી આફત '

' શું થયું ?'

' બરિસ્ટર તથા મોટાભાઈ આવે છે '

' તે એમાં ગભરાઇ શું ગયા ?

' એમને કયાં ઉતારવા ? તમને નોખા કેમ રાખવા ? અને પૂછાવ્યું હોત, તો પણ કાંઈક અરટ-પરટ સમજાવીને અટકાવ્યા હોત '

' શું કહેત ?'

' રોહિણીબહેનની તબિયત હજુ સારી નથી, ધોંધાટ સહન કરી શકતા નથી. વગેરે '

' પણ શું જરૂર ?'

' કેમ તમે મારી પાસેથી વચન લીધું છે ને, કે એમને કોઇને અહીં ન આવવા દેવા '

' એમાં આટલા હાંફળા ફાંફળા થઈ ગયા.'

' ન થાય ! પ્રાણ જાય અરૂ બચન ન જાય '

ઠીક તો તમે વચનમાંથી છૂટા—પછી કાંઇ ? એ લોકો સાંજે આવવાના છે ને ? શાક-દૂધની સગવડ કરવાની રહેશે ?'

' તે તો થઇ રહેશે પણ રાંધવાનું ?'

' બધું થઈ રહેશે હું થોડી મદદ કરીશ '

પણ માંદા માણસને ત્યાં લાવલશ્કર સાથે આવતા વિચાર નહિ થતો હોય ?'

' પણ તમે કયાં માંદા છો ? ને કાકાને એની ચિંતા નહિ હોય ?'

' બૅરિસ્ટર ચિંતા કરે તો તો થઈ—' કહી એ બજારમાં ઊપડી ગયો

શું બાળક છે ! છોકરીઓ ઘરઘર રમતી હોય છે, ત્યારે આમ જ ઓને છે ' પછી તરત જ કહે- મને શો ભય છે !'

સાંજસુધી મનમાં ને મનમાં એણે રટયા કર્યું ' મને શો ભય છે ! સત્યકામ મારી સાથે જ છે ને એ લોકોને મળ્યા વિના તો થોડું જ ચાલવાનું હતું ? ઘેર જતા એમને ઘેર ઊતર્યા વિના તો ન જ ચાલત એના કરતા અહીં મળ્યા, બીજું શું ?'

સાંજે બૅરિસ્ટર આવી પહોંચ્યા સાથે અચ્યુતે ધાર્યું હતું તેના કરતા પણ વધારે રસાલો હતો એક રસોયો, બે નોકર, એક દફતર ભત્રીજો—એમ સૌ હતાં રોહિણી રસોડામાં તપેલા ચઢાવતી હતી બૅરિસ્ટર એ જોઇને કહે

' આવવા દે અચ્યુતને, સાવ હ . ' કહેવા જાય ત્યાં રોહિણી કહે ' રસ્તામાં ચા નથી મળ્યો એટલે આકળા થઇ ગયો છો ને ?'

ચા ચૂલામાં ગઇ, પણ બહેન તને તે આ કરવા દેવાય ! માડ ..' કહી ડોકું ધૂણાવ્યું

' આ છોકરો કોઇ દિવસ નહિ સુધરે.'

' એણે જ મને સાજી કરી છે કાકા '

' કયાં—અલ્યા સમજી, મોહન રસોડામાં આવો

તમારું કામ સમજી લો–બહેન પાસેથી.'

રોહિણીએ એને રાંધવાનું સમજાવ્યું. ઓરડામાં આવીને જુએ તો બેરિસ્ટર એકલા બેઠા સિગારેટ પીએ છે. 'માફ કરજે બહેન, આજે બે મહિને તને સાજી જોઈ એટલે દાઝ કાઢું છું.'

મા બાળકની અણઆવડત પર હસે તેવું હસીને રોહિણી કહે: 'મારી કાકી ક્યાં ?'

'આ પછવાડે આવે.'

'હું ચા લાવું' કહીને એ ચા લેવા ગઈ. ચા લઈને આવતી હતી ત્યાં 'કેવું રમ્ય!' સ્થાન બોલતું કોઈક દાખલ થયું. એક યુવક બોલતો હતો. 'કાકાજી! તમે ખરે જ સુંદર સ્થાન પસંદ કર્યું છે. મરવાનું પણ આ સ્થળે તો ગમે.' સામાન મૂકી એ બારીમાંથી સરોવર જોતો હતો. 'વીંટીના હીરા જેવું સરોવર લાગે છે!' રોહિણી સમજી કે આ જ હેમંત. જોતાં જ વસી ગયું. કે આનાથી કોઈને ભયનું કારણ હોઈ શકે તેમ નથી. જેમનું હૃદય આંખમાં આવીને વસ્યું હોય તેવા માણસો આ વિજ્ઞાન સમૃદ્ધ–જટિલ સમાજમાં ભાગ્યે જ મળી આવે છે. રોહિણીને લાગ્યું કે આવા જવલ્લે જ મળી આવનાર નિષ્પાપ ને સરળ-હૃદયી માણસોમાંનો આ યુવક છે. એણે ધારેલું કે હેમંત ભારેખમ ને દુબળો પંડિત હશે; ને ચશ્મા તો હશે ને હશે. પણ જોયું તો શરીર સુડોળ ને સ્વસ્થ છે, ને આંખો પણ સગના પડળ અડ્યા વિનાની પ્રાતઃકાળના નવોદિત કુસુમ સમી સ્વચ્છ છે.

સૂરજમુખીનાં ફૂલો જેમ સૂર્ય તરફ ભાવપૂર્વક નીરખ્યા કરે, તેમ એ ઝીણીટશે આ પહાડો ને સરોવરને નીરખી રહેલ છે. એની હાજરીની એને ખબર નથી.

'તું વાટ જોઈને સાંજ સુધી ઊભી રહીશ તોય એને ખબર નહિ પડે–એ તો અમારે વેલો છે, પાણી, પહાડ ને પાન જુએ તો એ સમયને ભૂલી જાય.' બેરિસ્ટરે કહ્યું. હેમંત એકદમ પાછો ફર્યો. રોહિણી સામે ચકિત થઈને જોઈ રહ્યો. રોહિણીએ પણ એની સામે જોયું. ઘણાં વર્ષો પહેલાં આના અંગૂઠે ચડેલ ઝેર પોતે ચૂસ્યું હતું એ વાત એને યાદ આવી—ઘણો ફેર પડી ગયો હતો—અમસ્તો હેમંત મળત તો ઓળખત પણ નહિ—પણ આજે એ સાધારણ વાત સાધારણ રહી ન હતી. જે સરલતા ને નિર્ભયતાથી તે દિવસે ઝેર ચૂસ્યું હતું તે જ ફરી એનો આધાર હતી. એણે હસીને પૂછ્યું.

'કાકા શું લે છે તેની ખબર છે—તમોને, બા ચા લેશો કે કૉફી?'

'તમે પથારીમાં હશો એમ ધારતો હતો. એટલે સામેથી આવીને મળીશ તેમ માનેલું; તમે સારાં છો ને?'

'સારું છે.'

'સારાં તો લાગો છો.' કહી એણે ચાનો પ્યાલો લીધો; ને પાસે બેઠલ પોતાની બાને આપ્યો.

'આ મારાં બા છે. એમને તમને જોવાની ખૂબ હોંશ હતી.'

'મને થતું—તું કે તને નાની બાર વર્ષની હતી ત્યારે જોયેલી તે ફરી જોઉં—તારે તો બહેન શિરછત્ર ગયા.'

'ગોપાળ ભગત તો વિશાળ વડ જેવા હતા. એ જતાં તો કેટલાંનો આધાર ગયો કહેવાય બાકી કાયદામાં તો સ્ત્રીનો આધાર પતિ.'

'આમને તો એક કાયદો જ દેવતા, કાયદાએ તો સત્યાનાશ વાળી નાખ્યું.'

'આપણું તો વાળ્યું નથી. કાયદાની સેવા–પૂજા કરું છું એટલે તો આ બધી છાકમછોળ ચાલે છે.'

'મૂઈ એ છાકમછોળ, બોલાવશો નહિ મને વધારે, હું તો મનમાં મનમાં એમ કહેતી હતી, કે બિચારી રોહિણી—હજુ છોકરું કહેવાય ત્યાં બેય બાજુથી ઘરનાં ભાં તૂટી પડ્યાં—થયું કે જરાક હિમ્મત આપતી આવું.'

'તમે જરાક રસોડામાં જુઓ તો, આ મોહને રસોઈ શરૂ કરી.'





'આ ભાભુ, તમે મને કેદી નિરાંતે બેસવા દીધી છે,' કહી ભોરે જરાક ટેકો દઈને ઊઠયાં

બેરિસ્ટર હસીને કહે 'બહેન મારા સમ જો સાચુ ન કહે તો—તારી કાકીનું શરીર એમ કહે છે કે એને ઊઠબેસ કરવી પડતી હોય!'

રોહિણીથી હસ્યા વિના ન રહેવાયુ હેમંત પણ હસી પડયો

'તમે તો વકીલ એટલે સામા માણસ પાસે બધુ કબૂલ કરાવતાં આવડે બાકી મારૂ શરીર વાયેલ થઈ ગયુ છે વાયુ વધી ગયો છે કાંઈ લોહી થોડુ જ વધ્યુ છે?' રસોડામાથી એ બોલતાં હતાં

બેરિસ્ટરે ધીમેથી કહ્યુ 'વાયુ વધ્યો છે આ વાત સો ટકા સાચી છે'

'બાને તમે ચિડાવશો તો આબુયાત્રાનો આનંદ નહિ રહે કાકાજી' હેમંતે કહ્યુ

'બસ તો આ બહાર ચાલ્યો, રાજપુતાના કનબમાં આંટો મારી આવુ' કહેતા બેરિસ્ટર બહાર ગયા

રોહિણી મૂગીમૂગી બેસી રહી કદી કુટુબી ઓમા ગઈ નથી એટલે આ બધુ એને નવુ નવુ ને કાંઈક અંશે વિચિત્ર લાગતું હતું પતિ–પત્નિ આમ ઝગડે ને તેય મોટા દીકરાની હાજરીમા, પાછી પોતે કોઈક અજાણી કન્યા બેઠી હોય ત્યારે એ કેમેય એની રુચી સાથે બંધ બેઠુ નહિ મન કહેતું હતું કે ચાલ પાછા વાડીમાં જતાં રહીએ તું આનો જીવ નથી, તારો માળો બીજો છે

'તમે ડુંગર ચડો છો બહુ?' હેમંત એને પૂછતો હતો

'હજુ એટલી શક્તિ નથી આવી' ઊંચુ જોયા વગર રોહિણીએ જવાબ આપ્યો

'મને પહાડ જોઉ ને પિયર જોયા જેટલો આનંદ થાય છે"

રોહિણીએ ઉપમા સાંભળી ઊંચુ જોયું હેમંત સામેના લીલા કુંજાર, ઉન્નતશિર્ષ પહાડો ખૂબ ભાવપૂર્વક જોઈ રહ્યો હતો

'માણસો આટલુ બધું સૌંદર્ય વિના મૂલ્યે વેરાયલુ પડ્યું છે છતા શા સારુ ઝઘડતા હશે કે દુખી થતા હશે! ઈસુએ સાચુ જ કહ્યુ છે, કે સોલોમન એના બધા જ જર જવાહીરમાંય આના સોમા ભાગનોય નહિ દીપતો હોય શું રંગો છે!'

રોહિણીને મૂગી જોઈ મોં ફેરવીને અંગ્રેજીમાં કહે 'you might think me a Bit Mad, you may'

રોહિણી હસીને કહે 'હું કશુ નથી સમજતી'

'અંગ્રેજી નથી જાણતા? મને તો થયું કે તમે જાણતા હશો–મનાય તેવું નથી' પછી નીરખી નીરખીને કહે તમે ભાષાથી પર છો બિચારી ભાષા તમને જોઈને જન્મે છે'

'કે હરી જાય છે'

'ના એ તો ભગવાનને જોઈને જ'

'સાવ સાચુ કહ્યુ'

પત્ર વાચો निवर्तन्ते अप्राप्य मनसा सह' રોહિણીએ ધીમેથી કહ્યુ

'સંસ્કૃત જાણો છો? સરસ'

'બહુ સરસ તો નહિ પણ મારા મનને નવરાવવા જેટલુ બાપાએ શીખવ્યું છે. કહે છે તમે ઘણી ભાષાઓ જાણો છો'

'પેલાં દેખાય છે તે દેલવાડાના દહેરાને?' રોહિણીએ ઊભી થઈને કહ્યુ

'ના એ તો અચલગઢ છે, દેલવાડા નીચાણમા છે'

'કાલે જશુ?'

'અચ્યુતભાઈ પણ ઘણા દિવસથી કહે છે–જશુ'

બીજે દિવસે દહેરાં જોઈને પાછા ફરતાં હતાં. અર્બુદાની નીચે વહી જતા એક વહેળા પાસે રોહિણી થાક ખાવા બેઠી અચ્યુત થોડે દૂર આમલીનું ઝાડ જોઈ આમળા ઉતારવા ચડયો હતો, હેમંત દેલવાડાના દહેરાના શિખરો પર પથરાયેલા આથમતા સૂર્યના સોનેરી તાર જેવા કિરણો તરફ જોતો હતો

'તમને એક વાત કહું તો માઠું નહિ લાગે ને?' રોહિણી એ બોલતી હતી



'તમે, જેણે મને જીવતદાન આપ્યું છે તેનું માઠું લાગે ?'

'તમે સૌએ જે આશા બાંધી છે તે વાત ન છેડતા.'

હેમંતે સહેજ પાસે આવીને ગંભીર સ્વરે કહ્યું:

'આજે તો નહિ પણ આપણે જીવશું તો તમે જોશો, કે તમને જેનાથી દુઃખ ઊપજે તેવું નાનું શું પગલું પણ અમારા હાથે નહિ ભરાય.'

'તે વિશ્વાસે તો હું અહીં રહી છું, પણ જેમ જેમ વાત જાણતી જાઉં છું તેમ મનમાં મૂંઝાઉં છું.'

'કાકા તમને ગમે તેવા લાગે પણ એ એક વિરલ માણસ છે. આટલા ક્ષુદ્ર ને ભીરુ સમાજ વચ્ચે એટલા નિર્ભીક ને સ્વાધીન માણસ ક્યાં છે ! એ તો ઓળખશો ત્યારે ખબર પડશે.'

'એ સાથે બહુ સંબંધ નથી. તમારા કુટુંબ સાથે પરિચય થયો છે તેને હડસેલી દેવાનો હેતુ મારા મનમાં નથી. પણ મિથ્યા આશા ન બંધાય તે જ મારી વાત છે, બાકી અચ્યુતભાઈએ મારી સેવા કરી છે તેવી તો માજણ્યો ભાઈ યે ન કરે.'

હેમંતે પાસેના પથરા પર બેસતાં કહ્યું:

'તમારા જેવું સ્પષ્ટતા ને મધુરતાનું મિલન જવલ્લે જ જોવા મળે છે. મને એટલું સરસ નથી આવડતું છતાં સાચી વાત કહું—હું આવ્યો છું કેવળ દિલાસો દેવા. કેટલી કારમી વેદનામાંથી તમે પસાર થઈ રહ્યાં હશો તેની કલ્પનાથી પણ મારી આંખો કોઈ કોઈ રાત્રે આંસુથી છલકાઈ ગઈ છે. તમને થશે શું કામ? મારો સ્વભાવ અહીં તો પરિચયે હતો—પણ કોઈનું આટલું દુઃખ સાંભળીએ ને આંસુ ન આવે તો માણસ થયા શું કામના? હૈયું આનંદથી છલકાય નહિ, શોકથી સંતપ્ત થાય નહિ તો એ ઈશ્વરના એ દાનનો અર્થ શું ?'

'વચમાં કહું, મને આજે દુઃખ નથી. યમરાજ નહિ પણ જીવનદેવતા મને જ્યાં લઈ જાય ત્યાં જવા હું માંદગીમાંથી બેઠી થઈ છું.' રોહિણીએ કહ્યું: એના સ્વરમાં નિરપેક્ષતા હતી.

'તમને તે દિવસે જોયેલા તે પછી મળ્યો નથી. કાકાજી પત્રવ્યવહાર કરતા હતા. તેની મને ખબર હતી, મનમાં ખૂબ ગમતું હતું કે આવી સર્વાર્પણા કન્યાને રોજ જોવા મળશે. કેવો ભાગ્યવાન હું ! જર્મની ગયો–ફ્રાંસ ગયો–ગ્રીસની મનોહારી ખીણો ને ચિત્રવેધક મૂર્તિઓ જોઈ, પણ મારા મનમાં જે મૂર્તિ હતી તેવું ...' રોહિણી ઉતાવળે કહે: 'એવું ન કહો. મને કલેશ થાય હું સત્યકામની છું.'

'તમે મને સમજ્યા નહિ સત્યકામનાં તમે રહો તે જ સ્વાભાવિક છે, તે ખોઓ તો તમે મરી જાઓ. તમારું સ્વત્વ એનાથી અભિન્ન છે.'

'સાચે જ ?'

'ઉઘાડું જ દેખાય છે. રંગ અને કિરણ જેવી એ વાત છે.'

રોહિણીના મોં પર ઉત્સાહ ને તેજ પથરાયું—હેમન્તભાઈ–તમે મને ભયમુક્ત કરી.'

'ભય તો સેનાનીઓ પમાડે, હું તો સૌંદર્યોપાસક છું.' હેમન્તે ઉદાસીન ભાવે કહ્યું. કંઈક કહેવા જતો હતો તે મનમાં જ શમાવી કહ્યું:

'ચાલો અચ્યુત આવ્યો.'

અચ્યુત ખોળામાંના આમળાં બતાવી કહે:

'તમને વૈદે જીવન ખાવાનું કહ્યું છે ને ! એટલે લાવ્યો.'

'ત્યારે અત્યાર સુધી શું હું મૃત્યુ ખાઈને રહેતી હતી ?' રોહિણીએ પાકું આમળું મોંમાં મૂકતાં કહ્યું.

"તમને પણ મોટાભાઈનો ચેપ લાગવા માંડયો. પણ આટલો જલદીથી ?'

રોહિણી ગંભીર થઈને કહે: 'કેમ ?'

'કાવ્યત્વ'

રોહિણી હસી પડી: 'એ તો મારી વાડી ને મંડળીનો વારસો છે, ત્યાંની હવામાં જ કાવ્ય ભર્યું છે તમે આવજો, એટલે ખબર પડશે.'

'જોજો, એ જાઓ ત્યારે ભૂલતા નહિ'

'પરમ દિવસે જ જવાની છું.'

'પરમ દિવસે જ ?' હેમન્ત ખોલી ઊઠયો.

રોહિણી મીઠું હસીને કહે: 'હા. ઘણા દિવસ થઈ ગયા.'

[ચાલુ]





[ પાન ૧૬ નું ચાલુ ]

બીજે કે ત્રીજે દિવસે કમળશી મીડલસ્કુલમાં માસ્તર તરીકેનો હુકમ પણ મળી ગયો.

એક રીતે આ બધું વખતસર ગોઠવાઇ ગયું. નિશ્ચય કર્યો કે હવે કૉલેજની બીજી ટર્મમાં જઇને પાછું પ્રિવિયસમાં દાખલ થવું અને આંહીં નોકરી કરતાં જે પૈસા બચે એમાંથી જ ખરચ કાઢવું!

બાબરાની કમળશી મીડલ સ્કુલમાં નોકરી કરવા માંડી. બાબરાથી કરિયાણા દોઢ બે ગાઉ. સાંજે નેતાં મૂળાએ તો અંધારાં થયે કરિયાણા. વચ્ચે વળી વોકળો આવે ત્યાં બે ઘડી બેસાય.

બાબરામાં એ વખતે હેડમાસ્તર તરીકે નારદલાલ પોપટભાઇ વૈશ્નવ. બહુ કરીને એ મોરબીના નાગર ગૃહસ્થ હતા. સ્વભાવના અત્યંત કોમળ અને માઠું ન લગાડે તેવા. મારવાડમાં એમ કહેવાય છે, કે બે સ્ત્રીઓ ભેગી થાય એટલે ગીત શરુ થાય. કાઠિયાવાડને માટે એમ કહેવાય કે, એમાં નાગર ને વાણિયા એમ બે ભેગા થઇ જાય એટલે તમામ માણસાઇને એક કોર મૂકે એવી કસકટ મુત્સદ્દીગીરી શરૂ થાય. એને મુત્સદ્દીગીરી તો કોણ કહે–પણ હલકટ ખટપટ મંડાય. અમારે ત્યાં એ વખતે મીડલસ્કુલમાં બે નાગર ને બે વાણિયા ને વચ્ચે હું એક બ્રાહ્મણ, એમ પંચક રચાયલું. ને પંતુજી ખાતામાં તો કોઇ વાતમાં માલ નહિ છતાં આ બે ભેગા થવાથી થોડું ઘણું ઘર્ષણ જેવું રહેતું. પણ નારદલાલ શાંકરવેદાંતના ઊંડા અભ્યાસી હતા. જેમ બને તેમ અલિપ્ત રહેવા પ્રયત્ન કરતા. ને કેટલેક અંશે એમને માટે કહી શકાય, કે એ અલિપ્ત રહી શકયા હતા.

ને છતાં એ બે પક્ષ વચ્ચે મારી આકરી કસોટી નીકળતી. એક રીતે એવો અનુભવ મને મળવા માંડયો એ સારું થયું. મેં બન્નેને જાળવીને ગાડું ગબડાવ્યે રાખ્યું. કારણ કે મારે તો થોડા દિવસનો વેશ ભજવવો એમાં કયાંક બદલી થાય તો પોસાય તેવું ન હતું.

એ વખતે ત્યાં એક પોસ્ટમાસ્તર હતા, તે સાહિત્યના શોખીન. નારદભાઇ પણ વિદ્વાન જેવા. એક જગજીવન માસ્તર હતા, એ પણ સાહિત્યપ્રેમી એટલે મને ત્યાં ઠીક ગોઠી ગયું. થોડો ઘણો સંસાર પણ માંડયો. મનમાં બીક હતી કે જો આમાં ગોઠવાઇ જવાશે તો પછી પેલો તાર તૂટી જાશે. પણ સદ્ભાગ્યે ત્યાં અમારી જ્ઞાતિના એક સાધુચરિત બ્રાહ્મણ હતા, માવજી જોશી, એની પાસે જ ઘર મળી ગયું. એટલે કેટલીક ઉપાધિ નીકળી ગઇ.

આપણી પાસેથી જે કેટલીક 'ટાઇપ' ચાલી ગઇ છે ને જે હવે પાછી આવવાની નથી, એ વર્ગમાં માવજી જોશીને મૂકી શકાય. બ્રાહ્મણ, ખરા અર્થમાં. સવારથી કામે ચડે તે બપોર સુધી. સાંજે કથા વાંચે. સૌને સદુપદેશ આપે. વિદ્વત્તા ઓછી, પણ પવિત્રતા ઘણી; ને સજ્જનતા તો સ્વભાવજન્ય. જે પળ કોઇની, કાંઇક પણ સેવા કરવામાં ભાળે, એને પોતાની માને, વિરક્તિ સંસારની ઋષિમુનિ જેવી. ને શિશુપ્રેમ કોઇને પણ બે ઘડી માન થાય તેવો. નારી સન્માન, આપણે બસમાં ઉભા થઇ જઇએ છીએ તેવું નહિ, પણ નારી માત્રને જગદંબા રૂપ ગણનારું જૂનવાણી નારીસન્માન એમનું જ.

માવજી જોશી પાસે હું રહ્યો એટલે મારી કેટલીક ઘર મહેનત એની ભેગે ટળી ગઇ. એથી વખત ઠીક બચતો. અભ્યાસ મેં ચાલુ રાખ્યો. સાથે સાથે ત્યાં કાંઇ સાહિત્ય પ્રવૃત્તિ કરી જણાતી નથી. પણ એ સમયે મેં બંગાલીનો અભ્યાસ શરૂ કર્યો. એમાં કાંઇ ગણના પાત્ર પ્રગતિ તો થઇ શકી નહિ. પણ થોડો પરિચય મળ્યો.

બાબરામાં હું લગભગ નવદસ મહિના રહ્યો. ત્યાંના વિદ્યાર્થીઓમાં તો ઘણાખરા વેપારી વર્ગના છોકરા આવતા. પણ કાઠી કોમને વિદ્યાને રવાડે ચડાવવાનો એ વખતે ઉદ્યોગ થયેલો. એટલે હોસ્ટેલમાં કાઠી ગીરાસદારોના કુમારો પણ આવતા થયા હતા. એમને આ બ્રાહ્મણીયા ભણતરમાં કોઇ રીતે મજા પડતી નહિ. એમનાં મામડાં મુકીને આંહીં આવેલા

એટલે એમનાં મન ત્યાં એમના ગામડામાં હતા. એક વખત હું એક છારા સેટલમેન્ટ જોવા ગયેલો. ત્યાં એક છોકરીને શિક્ષિકા બાઇએ પૂછ્યું કે તને ભણવું ન ગમે? એણે માથું ધૂણાવીને ના પાડી. 'ત્યારે તને શું ગમે?' મેં કહ્યું. એણે જવાબ આપ્યોઃ 'મને તો છાણાં વીણવા જવા દો તો ગમે!' એણે એના દિલની સાચી વાત કહી દીધી.

વિષ્ણુશર્માએ, કુમારોને કબુતરો જોવાં બહુ ગમે છે, એ અવલોકન કરીને, પક્ષીઓની સંખ્યાથી કુમારોને ગણિત શીખવાડવાનું શરૂ કર્યું એમ હિતોપદેશમાં વાત છે. આપણી કેળવણી, હજી જન્મસંસ્કારને શી રીતે કેળવણીક્ષેત્રમાં ઉપયોગી કરવો, એનો વિચાર જ કરી શકી નથી. હજી તો એ યુરોપની હવામાં જે વાત ઉડતી હોય તેને પકડી લેવામાં પ્રગતિની અવધિ માને છે. આ દેશની આબોહવામાંથી, કેળવણી ઊભી કરવાનું રહ્યું, તો હજી માતૃભાષા જ્યારે ઠીક ઠીક પ્રગતિ કરશે, ત્યારે કોઈક કેળવણીકારને આવશે. આ કાઠી કોમના કુમારોને એટલા માટે અમે ઇંગ્રેજી સ્પેલિંગમાં પૂરી દેતા—અને એમના જે વારસાગત સંસ્કારો, એ જૂદી જ દિશાએ એમને ખેંચતા, એટલે એ ખેંચતાણુમાં, ડૉક્ટરનાં સર્ટિફિકેટ મેળવી પાંચપંદર દિ ઘેર ભાગી જવાની ધમાલ જ વધારે ભાગે તો રહેતી. આપણે આપણા રાજાઓનો વાંક કાઢીએ છીએ, પણ એમને અંગ્રેજોએ, જેમ આપણને તેમ એમને, કેળવણીદ્વારા જ એવા ઇચ્છાશક્તિ વિહીન બનાવી દીધા હતા કે એમને એમની ઇચ્છાશક્તિ જેવું જ કાંઈ રહ્યું નહિ. જે એક ભાઈ નજરે ચડયો, તે જે બોલે તે બાબા વાક્ય પ્રમાણમ્ ચાલ્યા કરે. પણ આ તમામ અનર્થોનું મૂળ કેળવણીની ખોટી પ્રથામાં રહ્યું છે, એટલું ગંભીરતાથી સમજીને આપણે આપણી કેળવણી ઘડતાં, કોઈ એક વ્યક્તિની પૂજાને મહત્ત્વ ન આપતાં, આપણી પરિસ્થિતિ ને પ્રશ્નોને મહત્ત્વ આપવાનું શરૂ કરીએ, એ હવે જરૂરી છે. હજી સુધી તો આપણે વધારે શું, તમામ એક કંઠે કબુલ કરે એવું કોઇ જ પાઠ્યપુસ્તક વિદ્યાર્થીઓ સમક્ષ મૂકી શકયા નથી. એ આપણી નિર્બળતા થોડી શરમજનક છે?

અંગ્રેજી ગમે તે પાઠ્યપુસ્તકની ગ્રંથાવલિ ઉપાડશો તો એમાં શુદ્ધ અંગ્રેજી સંસ્કાર નજરે પડશે આપણી કોઈ એવી ગ્રંથાવલિ ખરી?

બાબરામાં મને જગજીવન માસ્તરના સંસર્ગથી એક ફાયદો થયો. એ કેટલેક અંશે અજ્ઞેયવાદ તરફ ઢળતા, કાંઈક ગહન માણસ હતા. મેં એમનું એક રેખાચિત્ર વર્ષો પછી લખ્યું હતું. અને તે 'ભોજો ભરવાડ' 'તોતી' એ બે સાથે 'પ્રદીપ'માં સ્થાન પામ્યું હતું.

એમણે એક વસ્તુનો રસ લગાડયો. જે અશક્ય જેવું જણાતું હોય તેમાં રસ લેવાનો. એટલે મને માનવાની અજ્ઞાતશક્તિ તરફ જે અભ્યાસી વૃત્તિ ક્યારેક ક્યારેક આવી જતી, એનાં બીજ આ જગજીવન માસ્તરના સંસર્ગમાં રહ્યાં હતાં. એ નિખાલસ દુલ્લા, રસિક શોખીન આદમી હતા. એક વખત ઘરના સુખી હશે એટલે હજી અમુક પ્રકારની છુલ્લકતાં બતાવી શકતા જ નહિ. એમણે મને કેટલીક વખત તો પોતાના નાનાભાઈ જેવો પ્રેમ બતાવીને સદ્ ઇચ્છામાં રહેલા બળની પ્રતીતિ કરાવવા પ્રયત્ન કર્યો હતો. પણ હજી એ પ્રયત્ન માટે મારી જોઈએ તેટલી શક્તિ વિકસિત નહિ એટલે એ વસ્તુ બહુ આગળ ન વધી.

પણ એ બીજ રહ્યાં. ને વારંવાર મને Mysticism—કાંઇક અજ્ઞાત બળ છે—એવું અજ્ઞેયવાદનું આકર્ષણ આપતા રહ્યાં. [ક્રમશઃ]

★

ગુરુ અને શિષ્ય આ સંસ્થા આપણે ત્યાં હવે રહી નથી. હવે આપણી પાસે શિક્ષકો છે ને વિદ્યાર્થીઓ છે. અથવા વધારે યોગ્ય શબ્દમાં મૂકવું હોય તો પાઠ્યપુસ્તકો છે ને પરીક્ષાર્થીઓ છે. શિક્ષકો પણ ધીમે ધીમે લુપ્ત થતા જાય છે અને અત્યારના આર્થિક ક્રમે તો લુપ્ત થઈ જ જાશે. જે સમાજમાં મજૂરને પાંચસો મળી શકે ને શિક્ષકને સો પણ ન મળે, અને છતાં વડા-પ્રધાનથી ગામડાના મુખી સુધી સૌ, સભાઓમાં શિક્ષકો પાસે સેવા માગતાં શરમાય પણ નહિ, અને પ્રધાનો પોતાનો પગાર પંદરસો વધતા આરોગ્યખાતાનો પાંત્રીસો મૂકીને, સેવાની વાતો કર્યા કરે અને પોતાની જ નફ્ફટ મોટી પગારશાહીને, સેવાધર્મનો અંચળો પહેરાવ્યા કરે ને લોકો એ માન્યા કરે, ત્યાં હવે આવો વર્ગ, હવે પછીનાં વર્ષોમાં, આર્થિક રીતે જ અસ્તિત્વમાં રહી ન શકે, એ વગર કહે સમજાય તેવી વાત છે. એમનું સ્થાન બીજા કોઈકે લેવું જ પડશે. હવે પછી પ્રધાનોનાં પ્રવચનો એ જ શિક્ષણનાં મુખ્ય અંગો થઈ રહે તો નવાઈ નહિ શિક્ષણના ફેલાવાની વાત સાથે એના અર્થતંત્રને જે રીતે જોડવામાં આવે છે, અને અત્યારે જીવન જીવવાનું જે ધોરણ અસ્તિત્વમાં છે, એ બન્ને વસ્તુઓનો આપણે આંકડા મૂકીને વિચાર કરીએ, તો એક જ વસ્તુ દીવા જેવી સ્પષ્ટ દેખાય છે. સો રૂપિયાથી પાંચસો રૂપિયા સુધી કમાનાર મધ્યમવર્ગે અત્યારના ધોરણે સમાજમાંથી નષ્ટ થવું જ જોઈએ. એ વર્ગ અનાજતંત્રથી મરે, પોષણના અભાવે મરે, ક્ષય રોગથી મરે કે રોગના જુદા જુદા કુમળા દ્વારા મરે. પણ હવે પછી મધ્યમવર્ગ સમાજમાં કોઈ રીતે રહી શકે તેમ નથી. મધ્યમવર્ગનો મૃત્યુઘંટ અનિવાર્ય છે. સમાજવાદી રચના માટે એ જરૂરી પણ છે. અને આપણા અત્યારના તંત્રદ્વારા જ આ વસ્તુ સિદ્ધ થવાની છે, એ એની એક ખૂબી છે.

સદ્ભાગ્યે કે દુર્ભાગ્યે શિક્ષક, ડૉક્ટર, વકીલ, ગુમાસ્તો, કારકુન, અને નીચલી પાયરીનો અમલદાર એ તમામ આ મધ્યમરેખાના લોપમાં લોપાઈ જવા માટે નિર્માણ થયેલ છે.

આજ એની હજી ખબર પડી શકી નથી. પણ આવતાં થોડાં વર્ષોમાં એ વાતની ભયંકરતા સમાજની તુલાને હાની પહોંચાડ્યા વિના નહી રહે.

પણ અત્યારે આપણે આ મધ્યમવર્ગની વાતનું કામ નથી. આપણે ગુરુ શિષ્ય વિષે કાંઈક કહેવાનું હતું. કોઈપણ રીતે આપણે આપણા શિક્ષણ સંસ્કાર પ્રચાર માટે જો ગુરુશિષ્યની સંસ્થાને ફરી જાગ્રત કરી શકીએ, તો એ એક જ રસ્તો ટકવાનો છે. અત્યારે સરકાર ગુરુસ્થાને થઈ શકે તેમ છે. પ્રજાને એ રીતે તૈયાર કરવાનું તો જ બની શકશે. પણ એ સંસ્થા કેવળ અક્ષરજ્ઞાન આપીને બેસનારી નહિ હોય. એ તો માણસ માણસ વચ્ચે ફરીને સંબંધ બાંધી દેનાર ખરેખરા અર્થની ગુરુ સંસ્થા થાય. ગામડે ગામડે અક્ષરજ્ઞાન આપનારો તો બેસશે; પણ સંસ્કારજ્ઞાન આપનારો ક્યાં છે? ગુજરાત એક લાખ રવિશંકર મહારાજ ક્યાંથી કાઢશે?

એટલે સરકારે એ ગુરુપદને સ્થાને પુસ્તકાલયની પ્રવૃત્તિને, મો શિક્ષણને, જ્ઞાનપ્રવાસને, સામાન્યસંસ્કાર જન્ય હરેક હરેક પ્રકાશનને, એમ તો રંગભૂમિને, કથાને, એ સઘળાંને સમાજમાં તાત્કાલિક વહેતાં મૂકવાની જરૂર પડશે. તો જ આ દધિમંથન જેવા જીવનમંથન યુગમાં કાંઈક પણ જીવનનું બળ નિર્માણ થશે. નહિતર સામ સામા તરંગો અફળાઈને ફીણ પેદા થશે. અને કદાચ જાસુસી ને ટીકાખોરી એ પ્રજાકીય ગુણ થઈ જાશે. અત્યારે જ એ થઈ રહ્યો છે.

તેમજ સરકાર અને પ્રજાનો સંબંધ પણ અત્યારે હવે ગુરુશિષ્ય જેવો સ્થપાઈ જવો જોઈએ. અત્યાર અગાઉ એ સ્થપાઈ ગયો હોત તો સારું હતું. શિષ્યની જેમ સાચીખોટી તમામ પૃચ્છાનો પ્રત્યુત્તર, ગુરુ આપે જ છે, તેમ આ આપણી મુગ્ધ લોકશાહીમાં જે પૃચ્છા થાય, તેનાથી આપણા કેટલાક પ્રધાનો ગુસ્સે થઈ જાય છે તેમ ગુસ્સે થવાની જરૂર નથી. એ પોતે સાચા હશે, તો એમના પ્રત્યુત્તરોથી લોકજ્ઞાન વધવાનું જ છે. લોકશાહી રીતરસમને હજી જનતા ટેવાતી આવે છે. એ લોકશાહી રીત કાંઈ સોએ સો





ટકા કુંદનની બનતી નથી. કયાંય બની શકે જ નહિ. પણ આપણે ત્યાં સ્થપાયેલી લોકશાહી, જો કોઇ સાધુ સંતના પડછાયાનો આધાર રાખવાનું ગૌરવ લેતી હોય, તો એના પ્રધાનોને જુદી રીતરસમ રાખવાનું કહેવાનો લોકોને અધિકાર છે.

સરકાર આપણે માટે હવે ગુરુ સ્થાને છે. આપણે એના શિષ્યો છીએ. જે કોઇ ખોટી ટીકા થાય, વાહિયાત વાત થાય, અવ્યવસ્થાની બૂમ થાય, એ તમામે તમામનો સરકારે, સ્પષ્ટ સુરેખ ને સમજી શકાય તેવો ઉત્તર આપવો જ જોઇએ. એ ઉત્તર એ ન આપે તો શઠ છે; આપી ન શકે તો મૂર્ખ છે; આપવા માટે ગલ્લાં તલ્લાં કરે તો ધૂર્ત છે. સરકારે ગુરૂપદનું ગૌરવ જાળવવું હોય તો એ એક જ રસ્તો છે. તમામ શંકા કુશંકાને દૂર કરવાનો. ગુસ્સો કરનારને લોકો તરત નકારી કાઢે છે. "અમુક વખત સુધી તમે અમને કાઢી શકો તેમ નથી'" એવાં ઉદ્ધતાં વાકયો કોઇ એક પ્રધાનના મોંમાં મુકવામાં આવ્યાં છે. બનતા સુધી એ ખોટાં જ હશે. ગાંધીજીના પડછાયાનો આધાર લેનાર માણસ આવું બોલે એ સંભવતું જ નથી. પણ એ વાકયનો જો એક શતાંશ પણ સાચો હોય તો એ વસ્તુ આપણે ગાટે શરમજનક ગણાવી જોઇએ. એટલું જ નહિ, આપણે અંગ્રેજીની તુમાખી વિષે ગમે તે કહીએ, આવું બીન લોકશાહી વાકય કોઇ પણ આંધળો અંગ્રેજ બચ્ચો પણ બોલે નહિ. કદાચ આપણી પ્રજાએ, તેમજ આપણા પ્રધાનોએ, તમામે હજી લોકશાહીના પાઠ ભણવાના બાકી હશે.

સરકારની પાસે એવું એક સરકારી વર્તમાન વાજિંત્ર છે તે ખરી રીતે નોકરશાહીની યાંત્રિક રીતરસમનું, રસકસ વિનાનું, શુષ્ક વસ્તુ જેવું છે. એણે પોતે એક એવું વાજિંત્ર ન રાખવું જોઇએ જેમા એ પોતાના સાચી લોકશાહીને વરેલા, તમામ સેવકોની શંકા કુશંકાઓનો પ્રત્યુતર વાળે ને અવ્યવસ્થા વિષે માર્ગદર્શન પણ દરાવે અને વળી લોકશાહી સિદ્ધાંતની સમજણ પણ આપે ? આ 'પ્રેસકોન્ફરન્સ'ના ધતીંગ કરતાં એ વધારે સારું નહિ ?

આ કામ ઘણું ભારે છે એ ખરું. પણ જો કહેવાય છે તેમ, વીસેક હજાર રૂપિયાના ખરચે મુંબઇસરકાર આ ટેબલ ઉપરથી પેલા ટેબલ ઉપર ફાઇલો કેમ લઇ જાય છે એનું પ્રદર્શન કરવા માટે, ફીલ્મ કરી શકતી હોય તો એ માર્ગ કરતાં આ માર્ગ વધારે સર્જનાત્મક ગણાય, એની તો યાદ આપવાની જરૂર પણ ન હોય. શંકા કુશંકાને છુટથી કરવા દેવી, પછી ગુસ્સો કરવો, કાયદો કરવો, પછી કાયદાનો ફાયદો કહેવા નીકળવું—એ લાંબી રીતરસમ કરતાં આ તાતકાલિક શંકા નિવારણની રીતરસમ, સાચ્ચા માટે, વધારે સારી ન ગણાય ?

This is called double enlightenment. Therefore good men are bed men's instructors, And bad men are good men's materials.

[ ૨ ]

હિંદી સરકારની કસોટી લોકોના મનમાં અત્યારે તો બે વસ્તુ પર અવલંબે છે. પહેલી વસ્તુ : નિઝામનો પ્રશ્ન; બીજી વસ્તુ : અપહરણ થયેલી નારીઓનો પ્રશ્ન. આ બન્ને પ્રશ્નો ઉપરથી જ હિંદીસરકાર એ ખરી હિંદીસરકાર છે, કે કેવળ અંગ્રેજે સર્જિત ભ્રમણાત્મક પડછાયો છે, એનો વિવેક લોકો કરવાના છે. નિઝામનો પ્રશ્ન ઘણો લંબાયો છે. એના લંબાણમાં શી રાજદ્વારી આંટીઘુંટી અંગ્રેજોએ મૂકી છે, એનો ખ્યાલ સામાન્ય માણસને તો ન જ હોય. એ તો એમ જ માને કે હિંદીસરકાર અતિશય નિર્બળતા દર્શાવી રહી છે. પણ પંડિત જવાહરે પોતે જ કબુલ કર્યું છે કે હિન્દુસ્તાનના મધ્યમાં જો સાર્વભૌમ નિઝામ રહી શકે તો હિન્દીસરકાર એ અર્થહીન શબ્દ થઇ રહે છે. આ સત્યાંશને પ્રગટ કર્યા પછી, નિઝામે જે પગલાં લેવાં માંડયાં છે, એ એટલાં ભયંકર પરિણામની આગાહી આપનારાં છે, કે આ સાર્વભૌમની ભૂમિકાનો પ્રથમ ઇન્કાર કર્યા પછી જ એની સાથે એક સામાન્ય વિવેકના સંદેશાની પણ હિંદીસરકાર

ગુરૂ અને શિષ્ય આ સંસ્થા આપણે ત્યાં હવે રહી નથી. હવે આપણી પાસે શિક્ષકો છે ને વિદ્યાર્થીઓ છે. અથવા વધારે યોગ્ય શબ્દમાં મૂકવું હોય તો પાઠ્યપુસ્તકો છે ને પરીક્ષાર્થીઓ છે. શિક્ષકો પણ ધીમે ધીમે લુપ્ત થતા જાય છે અને અત્યારના આર્થિક ક્રમે તો લુપ્ત થઈ જ જાશે. જે સમાજમાં મજૂરને પાંચસો મળી શકે ને શિક્ષકને સો પણ ન મળે, અને છતાં વડાપ્રધાનથી ગામડાના મુખી સુધી સૌ, સભાઓમાં શિક્ષકો પાસે સેવા માગતાં શરમાય પણ નહિ, અને પ્રધાનો પોતાનો પગાર પંદરસો વધતા ભાડાભથ્થાનો પાંત્રીસો મૂકીને, સેવાની વાતો કર્યા કરે અને પોતાની જ નફ્ફટ મોટી પગારશાહીને, સેવાધર્મનો અંચળો પહેરાવ્યા કરે ને લોકો એ માન્યા કરે, ત્યાં હવે આવો વર્ગ, હવે પછીનાં વર્ષોમાં, આર્થિક રીતે જ અસ્તિત્વમાં રહી ન શકે, એ વગર કહ્યે સમજાય તેવી વાત છે. એમનું સ્થાન બીજા કોઈકે લેવું જ પડશે. હવે પછી પ્રધાનોનાં પ્રવચનો એ જ શિક્ષણનાં મુખ્ય અંગો થઇ રહે તો નવાઈ નહિ શિક્ષણના ફેલાવાની વાત સાથે એના અર્થતંત્રને જે રીતે જોડવામાં આવે છે, અને અત્યારે જીવન જીવવાનું જે ધોરણ અસ્તિત્વમાં છે, એ બન્ને વસ્તુઓનો આપણે આંકડા મૂકીને વિચાર કરીએ, તો એક જ વસ્તુ દીવા જેવી સ્પષ્ટ દેખાય છે. સો રૂપિયાથી પાંચસો રૂપિયા સુધી કમાનાર મધ્યમવર્ગે અત્યારના ધોરણે સમાજમાંથી નષ્ટ થવું જ જોઇએ. એ વર્ગ અનાજતંત્રથી મરે, પોષણના અભાવે મરે, ક્ષય રોગથી મરે કે રોગના જુદા જુદા કુમળા દ્વારા મરે. પણ હવે પછી મધ્યમવર્ગ સમાજમાં કોઈ રીતે રહી શકે તેમ નથી. મધ્યમવર્ગનો મૃત્યુઘંટ અનિવાર્ય છે. સમાજવાદી રચના માટે એ જરૂરી પણ છે. અને આપણા અત્યારના તંત્રદ્વારા જ આ વસ્તુ સિદ્ધ થવાની છે, એ એની એક ખૂબી છે.

સદ્ભાગ્યે કે દુર્ભાગ્યે શિક્ષક, ડૉક્ટર, વકીલ, ગુમાસ્તો, કારકુન, અને નીચલી પાયરીનો અમલદાર એ તમામ આ મધ્યમરેખાના લોપમાં લોપાઇ જવા માટે નિર્મોણ થયેલ છે.

આજ એની હજી ખબર પડી શકી નથી. પણ આવતાં થોડાં વર્ષોમાં એ વાતની ભયંકરતા સમાજની તુલાને હાની પહોંચાડયા વિના નહી રહે.

પણ અત્યારે આપણે આ મધ્યમવર્ગની વાતનું કામ નથી. આપણે ગુરૂ શિષ્ય વિષે કાંઇક કહેવાનું હતું. કોઈપણ રીતે આપણે આપણા શિક્ષણ સંસ્કાર પ્રચાર માટે જો ગુરૂશિષ્યની સંસ્થાને ફરી જાગ્રત કરી શકીએ, તો એ એક જ રસ્તો ટકવાનો છે. અત્યારે સરકાર ગુરુસ્થાને થઇ શકે તેમ છે. પ્રજાને એ રીતે તૈયાર કરવાનું તો જ બની શકશે. પણ એ સંસ્થા કેવળ અક્ષરજ્ઞાન આપીને બેસનારી નહિ હોય. એ તો માણસ માણસ વચ્ચે ફરીને સંબંધ બાંધી દેનાર ખરેખરા અર્થની ગુરૂ સંસ્થા થાય. ગામડે ગામડે અક્ષરજ્ઞાન આપનારો તો બેસશે; પણ સંસ્કારજ્ઞાન આપનારો ક્યાં છે? ગુજરાત એક લાખ રવિશંકર મહારાજ ક્યાંથી કાઢશે?

એટલે સરકારે એ ગુરૂપદને સ્થાને પુસ્તકાલયની પ્રવૃત્તિને, મો શિક્ષણને, જ્ઞાનપ્રવાસને, સામાન્યસંસ્કાર જન્ય હરેક હરેક પ્રકાશનને, એમ તો રંગભૂમિને, કથાને, એ સઘળાંને સમાજમાં તાત્કાલિક વહેતાં મૂકવાની જરૂર પડશે. તો જ આ દધિમંથન જેવા જીવનમંથન યુગમાં કંઈક પણ જીવનનું બળ નિર્માણ થશે. નહિતર સામ સામા તરંગો અફળાઇને ફીણ પેદા થશે. અને કદાચ જાસુસી ને ટીકાખોરી એ પ્રજાકીય ગુણ થઈ જાશે. અત્યારે જ એ થઈ રહ્યો છે.

તેમજ સરકાર અને પ્રજાનો સંબંધ પણ અત્યારે હવે ગુરૂશિષ્ય જેવો સ્થપાઈ જવો જોઇએ. અત્યાર અગાઉ એ સ્થપાઇ ગયો હોત તો સારૂં હતું. શિષ્યની જેમ સાચીખોટી તમામ પૃચ્છાનો પ્રત્યુત્તર, ગુરૂ આપે જ છે, તેમ આ આપણી મુગ્ધ લોકશાહીમાં જે પૃચ્છા થાય, તેનાથી આપણા કેટલાક પ્રધાનો ગુસ્સે થઇ જાય છે તેમ ગુસ્સે થવાની જરૂર નથી. એ પોતે સાચા હશે, તો એમના પ્રત્યુત્તરોથી લોકજ્ઞાન વધવાનું જ છે. લોકશાહી રીતરસમને હજી જનતા ટેવાતી આવે છે. એ લોકશાહી રીત કાંઇ સોએ સો





ટકા કુંદનની બનતી નથી. કયાંય બની શકે જ નહિ. પણ આપણે ત્યાં સ્થપાયેલી લોકશાહી, જો કોઈ સાધુ સંતના પડછાયાનો આધાર રાખવાનું ગૌરવ લેતી હોય, તો એના પ્રધાનોને જુદી રીતરસમ રાખવાનું કહેવાનો લોકોને અધિકાર છે.

સરકાર આપણે માટે હવે ગુરુ સ્થાને છે. આપણે એના શિષ્યો છીએ. જે કોઈ ખોટી ટીકા થાય, વાહિયાત વાત થાય, અવ્યવસ્થાની બૂમ થાય, એ તમામે તમામનો સરકારે, સ્પષ્ટ સુરેખ ને સમજી શકાય તેવો ઉત્તર આપવો જ જોઈએ એ ઉત્તર એ ન આપે તો શઠ છે; આપી ન શકે તો મૂર્ખ છે; આપવા માટે ગલ્લાં તલ્લાં કરે તો ધૂર્ત છે. સરકારે ગુરૂપદનું ગૌરવ જાળવવું હોય તો એ એક જ રસ્તો છે. તમામ શંકા કુશંકાને દૂર કરવાનો. ગુસ્સો કરનારને લોકો તરત નકારી કાઢે છે. "અમુક વખત સુધી તમે અમને કાઢી શકો તેમ નથી" એવાં ઉડતાં વાકયો કોઈ એક પ્રધાનના મોંમાં મુકરામાં આવ્યાં છે. બનતા સુધી એ ખોટાં જ હશે. ગાંધીજીના પડછાયાનો આધાર લેનાર માણસ આવું બોલે એ સંભવતું જ નથી. પણ એ વાકયનો જો એક શતાંશ પણ સાચો હોય તો એ વસ્તુ આપણે ગાટે શરમજનક ગણાવી જોઈએ. એટલું જ નહિ, આપણે અંગ્રેજીની તુમાખી વિષે ગમે તે કહીએ, આવું બીન લોકશાહી વાકય કોઈ પણ આંધળો અંગ્રેજ બચ્ચો પણ બોલે નહિ. કદાચ આપણી પ્રજાએ, તેમજ આપણા પ્રધાનોએ, તમામે હજી લોકશાહીના પાઠ ભણવાના બાકી હશે.

સરકારની પાસે એનું એક સરકારી વર્તમાન વાજિંત્ર છે તે ખરી રીતે નોકરશાહીની યાંત્રિક રીતરસમનું, રસકસ વિનાનું, શુષ્ક વસ્તુ જેવું છે. એણે પોતે એક એવું વાજિંત્ર ન રાખવું જોઈએ જેમા એ પોતાના સાચી લોકશાહીને વરેલા, તમામ સેવકોની શંકા કુશંકાઓનો પ્રત્યુતર વાળે ને અવ્યવસ્થા વિષે માર્ગદર્શન પણ કરાવે અને વળી લોકશાહી સિદ્ધાંતની સમજણ પણ આપે ? આ 'પ્રેસકોન્ફરન્સ'ના ધતીંગ કરતાં એ વધારે સારું નહિ ?

આ કામ ઘણું ભારે છે એ ખરું. પણ જો કહેવાય છે તેમ, વીસેક હજાર રૂપિયાના ખરચે મુંબઇસરકાર આ ટેબલ ઉપરથી પેલા ટેબલ ઉપર ફાઇલો કેમ લઈ જાય છે એનું 'પ્રદર્શન કરવા માટે, ફીલ્મ કરી શકતી હોય તો એ માર્ગ કરતાં આ માર્ગ વધારે સર્જનાત્મક ગણાય, એની તો યાદ આપવાની જરૂર પણ ન હોય. શંકા કુશંકાને છુટથી ફરવા દેવી, પછી ગુસ્સો કરવો, કાયદો કરવો, પછી કાયદાનો ફાયદો કહેવા નીકળવું—એ લાંબી રીતરસમ કરતાં આ તાત્કાલિક શંકા નિવારણની રીતરસમ, સાચ્ચા માટે, વધારે સારી ન ગણાય ?

This is called double enlightenment. Therefore good men are bed men's instructors, And bad men are good men's materials.

[ ૨ ]

હિંદી સરકારની કસોટી લોકોના મનમાં અત્યારે તો બે વસ્તુ પર અવલંબે છે. પહેલી વસ્તુ : નિઝામનો પ્રશ્ન; બીજી વસ્તુ : અપહરણ થયેલી નારીઓનો પ્રશ્ન. આ બન્ને પ્રશ્નો ઉપરથી જ હિંદીસરકાર એ ખરી હિંદીસરકાર છે, કે કેવળ અંગ્રેજો સર્જિત ભ્રમણાત્મક પડછાયો છે, એનો વિવેક લોકો કરવાના છે. નિઝામનો પ્રશ્ન ઘણો લંબાયો છે. એના લંબાણમાં શી રાજદ્વારી આંટીઘુંટી અંગ્રેજોએ મૂકી છે, એનો ખ્યાલ સામાન્ય માણસને તો ન જ હોય. એ તો એમ જ માને કે હિંદીસરકાર અતિશય નિર્બળતા દર્શાવી રહી છે. પણ પંડિત જવાહરે પોતે જ કબુલ કર્યું છે કે હિન્દુસ્તાનના મધ્યમાં જો સાર્વભૌમ નિઝામ રહી શકે તો હિન્દીસરકાર એ અર્થહીન શબ્દ થઇ રહે છે. આ સત્યાંશને પ્રગટ કર્યા પછી, નિઝામે જે પગલાં લેવાં માંડયાં છે, એ એટલાં ભયંકર પરિણામની આગાહી આપનારાં છે, કે આ સાર્વભૌમની ભૂમિકાનો પ્રથમ ઇન્કાર કર્યા પછી જ એની સાથે એક સામાન્ય વિવેકના સંદેશાની પણ હિંદીસરકાર





આપશે કરવાની હા પાડે તોજ એ પોતાનું ગૌરવ જાળવી શકે તેમ છે.

કાસિમ રીઝવીનો છેલ્લો પાસો નહિ, પણ લંબાણુ કરવાની જુક્તિનો ફાંસલો, ' હવે નવું રૂપ પકડે છે ગવર્નર જનરલ રાજગોપાલચારીની પ્રશંસા. શાંતિપ્રિય પ્રધાનોને એમાંથી એક એવી ભ્રમણા ઉત્પન્ન કરાવવાની એની નેમ છે કે કદાચ હવે આ પ્રશ્ન ઉકલે '! પણ જેમ જવાહરલાલને પડકાર ફેંકતો રીઝવી એ પગવિનાનો પડછાયો હતો, તેમ જ આ પ્રશંસા કરતો રીઝવી, એ હવાઇ તરંગનો પડછાયો જ છે. સાચો રીઝવી પોતાનું કામ કર્યે જાય છે. હિંદુ બહુમતવાદને લઘુમતવાદમાં જેમ બને તેમ જલદી ફેરવી નાખવાનું. એક વરસ એણે ખેંચ્યું બીજું એક વરસ ખેંચવાની એની નેમ છે. એ વર્ષો દરમ્યાન કરોડો રૂપિયાની લૂંટ એણે હિંદુપ્રજા પાસેથી મેળવી લીધી હશે. સરકાર જ્યારે પ્રજાને બહાદુર બનવાનું કહે છે ત્યારે એને એક વસ્તુસ્થિતિનો કાં ખ્યાલ નથી, કાં ખ્યાલ છતાં એ વિષે ઉલ્લેખ કરવો એને પોસાય તેમ નથી. ઉંચા અમેરિકન હથિયારો રઝાકારો પાસે છે. કેવળ ગોફણિયા સામાન્ય પ્રજા પાસે છે. આ બન્નેની વચ્ચે મુકાબલો કરવા માટે કોઈ આ જમાનાનાં હથિયારોને જાણનારો ઉભો રહી શકે ખરો!

એટલે એમ કહેવાનો કોઈ જ અર્થ નથી.

હિંદીસરકાર પાસે બે જ માર્ગ છે. એક માર્ગ તો એ કે અત્યાર સુધી જ ચાલેલી પ્રવૃત્તિ હિંદીસરકારના ગૌરવને હણનારી છે. એનો જવાબ માગવાની. અને એ જવાબ યોગ્ય ન હોય તો તરત ચઢાઇ કરવાની. ત્રીજો કોઇ માર્ગ છે જ નહિ. જવાહરલાલ નહેરુ શાંતિમયના આદર્શ પ્રધાન છે. એમને વિગ્રહ કરતાં દુઃખ થાય છે. એમની આ મનોદશાનો ખોટો લાભ ઉઠાવવાના વૃત્તિ સામે પડે છે. આખી ભૂમિકા આ રીતે ઊભેલી છે, જે મુસ્લીમભાઈઓ શાંતિને ચાહનારા છે એમની સ્પષ્ટ ફરજ અત્યારે એક જ છે નિઝામસરકારને લડાઇને પંથેથી પાછા વાળવાની. લડાઇ થશે તો એ અનિવાર્ય વસ્તુ આવીને ઊભી રહેવાની. ચીનના જેવો, કોઇ દિવસ ન શમે તેવો ભયંકર આંતરવિગ્રહ. એ આંતરવિગ્રહ હિંદુમુસ્લિમ તમામને નબળા પાડશે—ને અંગ્રેજોને બળવાન બનાવશે.

બીજો એવો પ્રશ્ન અપહરણ થએલી સ્ત્રીઓનો છે. એ પ્રશ્ન વાટાઘાટથી પતાવવામાં બન્ને સરકારની માણસાઇ રહી છે. એ પ્રશ્ન કોઇ દિવસ લડાઇથી પતે તેમ નથી. લડાઈથી એને પતાવવાની ઇચ્છા રાખનારાઓને જો એના પરિણામની ખબર હોત તો એ ધ્રુજી ઉઠત. એ લડાઇ મધ્યએશિયાથી સીલોન સુધી ને પાકિસ્તાનથી બર્મા સુધીની હશે. એમાં તમામ હિંદુઓ ને તમામ મુસ્લિમો સપડાશે. એમાંથી બન્ને કોમનું નામનિશાન જ નકશા ઉપરથી ઉડી જશે. એને પરિણામે હિંદુ કે મુસ્લિમ કોઇ સંસ્કૃતિ જ હવે પછી પૃથ્વી પર નહિ રહે. અપહરણ થયેલી નારીઓને માટે વધારેમાં વધારે ઉંચા ખમીરવંતા હિંદુમુસ્લિમભાઈઓ આખા હિંદુસ્તાનમાથી નીકળી આવે એ એક જ માર્ગ દેખાય છે. હિંદીસરકાર તમામ પ્રયત્ન કરશે પણ આ પ્રશ્નનો નિકાલ નહિ આવે તો એનાં વેરઝેર વર્ષો સુધી ધુંધવાતાં રહેશે. અને છેવટે સર્વનાશનાં બીજ રોપશે.

પરંતુ આ તમામે વસ્તુઓમાંથી એક વિચાર સ્ફુરે છે. હિંદી સરકારે સર્જનાત્મક સામર્થ્યને તાત્કાલિક વેગ આપવા માટે એક પગલું તો અવશ્ય ભરવું ઘટે. એણે હિંદુ કોમમાંથી તમામ જ્ઞાતિનો બહિષ્કાર કરતું સરકારી ફરમાન બહાર પાડવું જોઇએ. હિંદુની, હિંદુ સિવાય કોઇ જ્ઞાતિ ક્યાંય પણ લખવાની, પૂછવાની, જાણવાની, પૃચ્છા કરવાની, કે નોંધવાની મના ફરમાવી દેવી જોઈએ. માણસ પોતાનો ધંધો લખાવે. બસ. એટલું જ નહિ જે કોઈ પોતાની જ્ઞાતિ લખાવે તે એક પ્રકારની નાલાયકીનો પુરાવો ગણી લેવો જોઇએ. પ્રધાનોમાંથી કોઈ પોતાની જ્ઞાતિમાં રસ લેતો દેખાય, તો તરત એની નાલાયકી નોંધપાત્ર થઈ જવી જોઇએ. આ નિયમનું કંઇક પાલન શરૂ થાય, તો થોડાં વર્ષોમાં આટલી બધી આંતરજ્ઞાતિમાં વહેંચાઇને, પોતાનું તેજ ગુમાવતી હિંદપ્રજા કંઇક



તો સામર્થ્ય મેળવે ! આટલા બધા નાશમાંથી જો આટલું અમૃત મળે તો પણ આ વિનાશ મોંઘો નહિ ગણાય.

[ ૩ ]

સૌરાષ્ટ્ર સરકારના ધ્યાનમાં તો છે જ, પણ જ્યારે ગુજરાતનું એકમ સિદ્ધ થાય, ત્યારે ગુજરાતથી પચાસવર્ષ પાછળ રહેલું સૌરાષ્ટ્ર, એને ત્વરિત ગતિથી વિકાસાવવાનું કામ કરવાનું હોય, તો પુસ્તકાલયની શૂન્ય પ્રવૃત્તિને એકદમ વેગ આપવો ઘટે. સૌરાષ્ટ્રમાં રાજકોટ ભાવનગર સિવાય કોઇ જગ્યાએ પુસ્તકાલયના નામને યોગ્ય એવું પુસ્તકાલય નથી. જૂનાગઢનું પુસ્તકાલય તો ઇ. સ. ૧૯૨૦ની સાલમાં પણ નિર્માલ્ય હતું. આજ તો કદાચ એમાં છેલ્લાં પચાસ વર્ષનું એકપણુ સારું પુસ્તક નહિ હોય. ગોંડલની લાયબ્રેરીમાં તો જ્યાં છાપાનાં પણ દર્શન દુર્લભ ત્યાં પુસ્તક કેવું ? વિદ્યાપીઠનાં, અત્યારે તો પાઠ્યપુસ્તકો ચલાવાને, એક પ્રકારની એકતા આણવા પ્રયત્ન કર્યો છે, પણ ભવિષ્યમાં સૌરાષ્ટ્રનાં બાળકો માટે એક પાઠ્યસમિતિ નીમી, યોગ્ય પુસ્તકોનો પ્રબંધ થવો આવશ્યક છે. ગાયકવાડના મુલક જેટલું સામાન્ય જ્ઞાન તો તત્કાલ કાઠિયાવાડમાં ફેલાઈ જાય એ થઇ જવું જરૂરી છે. નહિતર હજી તો ત્યાં મધ્યયુગી વાતાવરણના સદંશ નહિ પણ દુષ્ટઅંશમાં રાચવાનો મોહ ઓછો થવો મુશ્કેલ છે. તમામ કાઠિયા વર્ણને એક કરનારી એવી સોરઠી સૈનિક ટુકડીની રચના-ખરેખરી લશ્કરી તાલીમ આવતી લશ્કરી કોલેજ, ગીરનારને આંગણે પહેલાં જ સ્થપાઇ જાય તો, સોરઠના અત્યારે અઘરા લાગતા ઘણા પ્રશ્નોમાંથી એના પ્રધાનો નવરા થાય તેમ છે.

કાઠિયાવાડને પોતાની અનોખી જ વિશિષ્ટતા છે. એ વિશિષ્ટતાને માર્યા વિના દુનિયાનાં તમામ પ્રવત્તિઓનો નીચોડ, સૌરાષ્ટ્રને આપવામા આવશે તો થોડા જ વખતમાં એ ભૂમિમાંથી ઘણાં રત્નો નીકળશે. **પણ એ તમામનો આધાર સાચા દિલથી, માત્ર પ્રવચનથી જ નહિ, નાગર અને વાણિયાના** સામે સામા રચતા નોકરી પેતરામાંથી, જો પ્રધાનો યશસ્વી થઇને બહાર નીકળે તો તેના ઉપર છે. અને એ પણ જો માટીનાં જ પૂતળાં નીકળશે તો આ દેશ ઉપર આવનારી, ચીનનાં જેવી પચીસ પચાસ વર્ષની આંતરિક લોહીની નીગળતી, યુદ્ધભૂમિમાંથી, કેવળ એક ઇશ્વર જ એને બચાવે !

સૌરાષ્ટ્રમાં શિક્ષણ સંસ્કાર ફેલાવવાને માટે બોલેલો શબ્દ વધારે સમર્થ જણાતો હોય તો, સૌરાષ્ટ્રનાં તમામ જૂનવાણી રૂપો—કથા કહેનારાઓ, ચારણો ભાટો, મીરો, પુરાણીઓ—એ સઘળાંને થોડું નવું લોહી આપવાનો એક પ્રયત્ન કરવો ઘટે. આજના જમાનાની નવી માણસાઇ ઘડવા માટે, વિચારસરણીમાં જે જે ફેરફારો જરૂરી છે, તે વિષે વિચારવિનિમય કરવાનો એક યત્ન થવો જોઇએ. તેમ જ રંગભૂમિના સંચાલકોને, સીનેમાવાળાઓને તેડીને, સરકારની મહેચ્છા અને તેમાં જેટલો પ્રજાકીય શુભસહકાર જરૂરી છે એ સમજાવવાનો પ્રબંધ કરવો પડે. એમાં કાંઈ એ તમામ વાતને સમજી જાશે એમ નહિ બને. પણ એ વર્ગને એક ગૌરવપૂર્ણ ભાન જાગશે કે આપણો પણ એક સુંદર ઉપયોગ છે. અને પૈસા કમાઇને આપણે નવી રચનામાં આપણું સ્થાન રાખી શકીએ તેમ છીએ. લોકસેવકોમાંના જે કેટલાક આ પંથે પલોટાયેલા હોય, એ તો ઉપયોગી થઇ પડવાના જ. માર્ગદર્શક તરીકે એમનું સ્થાન ઘણું જ આગળ રહેવાનું પણ એ રીતે તમામ એકધંધાદારીઓની વચ્ચે સાંકળ થઇ જવાની. લોકટોળાંને કેવળ રાજી રાખવાનો પ્રયત્ન કરવો એ અધમ વસ્તુ છે. પણ એ જ લોકટોળાંને આનંદ આપી, સંસ્કારવાનો યત્ન કરવો એ ઉત્તમ વસ્તુ છે. એટલો જો વિવેક શરૂ થાશે, તો ઘણા મોટા પાયા ઉપર જ્ઞાનને વ્યાપક કરવાની પ્રવૃત્તિ જામી જાશે. આમાં સરકારી નિયમ ન જ હોય પણ એનું ઉત્તેજન ને માર્ગદર્શન જરૂર હોય. એટલું જ નહિ, માર્ગદર્શન નહિ હોય તો એ વસ્તુ અવિવેકી પણ થાશે. કોઇપણ હિસાબે સૌરાષ્ટ્રના દરેક ગામડાને જ્ઞાનપ્રદીપ પહોંચાડી દેવો જોઇએ.





એનો મત એ તો જ મત હશે–નહિ તો આંધળી દેખાદેખી થઇ રહેશે.

[૪]

આપણે જે કોઈ ઉત્સવ ઉજવીએ, એનું સાચું સ્થાન જીવનમાં ક્યાં છે, એનું જો ધ્યાન રાખીએ તો એનો દરેક ઉત્સવ આપણને એક પ્રકારનું સાંસ્કારિક શિક્ષણ આપી જાય. ઉત્સવોને કેવળ ઉત્સવો બનાવવા જતાં એમાં કાંઇ જ અર્થ નહિ રહે. એમને કોઈ હેતુનો વાઘો પહેરાવવા જતાં એમાં ઉત્સવ નહિ રહે એને અવ્યવસ્થિત ધમાલ કરી દેતાં એ કેવળ થાક આપી જશે. મંથનકાળ હોય ને પ્રજાકીય મોટા સમૂહના વખતનો વિચાર કરવાનો હોય ત્યારે કોઇને કોઇ પ્રકારે આવા સામાજિક મેળાવડા વારંવાર થાય એ અત્યંત જરૂરી વસ્તુ છે. પણ એમની વ્યવસ્થામાં જેટલો વિવેક આપણે બતાવીશું એટલું એનું ખરું મૂલ્યાંકન રહેશે બાકી વ્યર્થ મહેનત જ થશે.

એ રીતે જોતાં, ઝીણામાં ઝીણી બાબતથી માંડી મોટામાં મોટી બાબત સુધી, કાંઇક એવી વ્યવસ્થા કરવાનો અભ્યાસ કરી લેવો ઘટે. કયે વખતે કઇ વસ્તુ અનિવાર્ય હશે એની વિવેકભરી સમજણ ત્યાં હોવી જ જોઇએ. ટોળાવૃત્તિનો ખરો ખ્યાલ પણ એક માનસશાસ્ત્રીની અદાથી આપણામાં આવી જવો જોઇએ. આપણે હવે જ્યારે લોકસરકારના માર્ગ ઉપર છીએ ત્યારે તો આ ઉત્સવોને વ્યવસ્થિત કરવામાં આપણી શક્તિનો પરિચય દેખાડીએ એ જરૂરી છે.

આપણી ઘણી સભાઓમાં વખતનો કાંઇ ખ્યાલ જ કોઇને રહેતો નથી. એ ઉપરાંત કઇ વસ્તુ કયે વખતે આવશ્યક રીતે હાજર રહેવી જોઇએ એનો પણ કોઇ વિવેક હોતો નથી. બેસવા માટેની કોઈ આદર્શ રચના આપણે શોધી શક્યા નથી. કંઠની કેળવણીનો આપણને કાંઇ ખ્યાલ જ નથી. કયે વખતે 'માઇક' જરૂરી છે ને કયે વખતે એ હાનિકર્તા પદાર્થ છે એ વસ્તુ પ્રત્યે પણ આપણે વિવેક કરી દેખાડ્યો નથી.

સભા સંચાલન કાયદાની જેટલી જરૂરીઆત છે, એના કરતાં એક હજાર ગણી વધારે જરૂરીઆત આપણે સભાવ્યવસ્થાની છે. કોઈને થાક લાગે તો પ્રેક્ષકમાંના કોઇનું ધ્યાન ખેંચ્યા વિના એ શી રીતે બહાર જઇ શકે એનો તોડ આણવો હજી બાકી છે. એથી વધારે તો એ કે કોઇ પણ સભાએ વધારેમાં વધારે એક બેઠકમાં કેટલો વખત લેવો ઘટે કે જે સામાન્ય માણસના માનસિક પરિશ્રમનું માપ પણ દર્શાવે, એ વસ્તુ પણ આપણે નક્કી કરી નથી. સભાવ્યવસ્થાની આ તમામ વસ્તુઓ હવે આપણે ગામડાની ભાગોળથી શહેરના 'ટાઉન હૉલ' સુધી ફેલાવી દેવાની જરૂર છે. એવું થશે તો આપણામાં જે એક પ્રજાકીય દોષ છે, અવ્યવસ્થાનો, એને આપણે કાંઇક અંશે દૂર કર્યો કહેવાશે.

સભા બંધ થતાં વ્યવસ્થિત રીતે પહેલાં બહાર નીકળી જવાનું પણ હજી આપણાથી બની શકતું નથી તેમ જ વક્તા પ્રખ્યાત હોય તો, ચીથરડા જેવા કાગળથી માંડી ને રૂપકડી નોટો સુધી સહીઓ કરવાનો જથ્થો તરત એની પાસે ધરવામાં આવે છે એ વસ્તુ પણ સુધારણા માગે છે.

ઉત્સવો આપણે જીવનવિધાયક બળ તરીકે ગોઠવવાના છે. એમ આપણે એમને ગોઠવીશું તો એમનામાંથી આપણે ઘણું પ્રાપ્ત કરી શકીશું.

દરેક નાની મોટી બાબતમાં સભાપતિથી માંડીને નાનામાં નાના પ્રેક્ષક સુધી સર્વેએ પોતે અમુક સમયને માટે સ્વેચ્છાથી અમુક નિયમોનું આધિપત્ય સ્વીકાર્યું છે એમ સમજીને સૌ વર્તે એ જરૂરી છે.

એવું નહિ થાય તો તો આ ઉત્સવો આપણે માટે એક પ્રકારની ધમાલ જ સરજી જાશે.

ખરી રીતે તો આ ઉત્સવો દ્વારા પ્રાચીન સમયમાં તો સંસ્કારની જ્યોતને જાગ્રત રાખવામાં

આવતી. સંસ્કારી ને સામાન્ય માણસોને એક તંતુએ બાંધનારી એ અમોઘ શક્તિ છે. આપણે એમને શક્તિ રૂપે ગણવા જોઈએ. જેમ આપણે કોઇ (મશીનરી) સાથે ફાવે તેમ રમ્મત કરતા નથી કારણકે એ શક્તિ છે તેમ આપણે ઉત્સવો સાથે કે લોકસમૂહ સાથે ફાવે તેમ રમ્મત કરવાનું છોડી દઈએ. કેવળ આનંદ આપવામાં ઉત્સવનું ઇતિશ્રી નથી. ઉત્સવો દર વખતની કાંઈક ક્રમિક પ્રગતિનું માપ રજુ કરે એ પણ જરૂરી છે. આટલો સાદો જણાતો ફેરફાર કરવામાં ઘણી મોટી વ્યવસ્થાશક્તિનો પણ ખપ નથી કેવળ પોતાની સામાન્યબુદ્ધિ વાપરીને પણ એ કરી શકે.

એવું થાય તો આપણે 'આપણા ઉત્સવો દ્વારા એક મોટું સામાજિક શાંત પરિવર્તન ઉભું કરી શકીશું,



## ઊર્મિ

એ આવતી,
જીવનની મીઠી જ્યોત્સ્નિકા ફેલાવતી,
એ આવતી પ્રિય લાડતી.
મોંઘી મયૂરી જેમ હળવે મધુર પગલાં પાડતી,
પદ પદ મહીં કવિતા મીઠી ત્રિલોક કેરી સુણાવતી,
પરમા પ્રફુલ્લા પ્રેયસી શી અનુપ ઊર્મિ આવતી.

હૃદયાંગણે એના અવાજે અજબ ધૂન મચી જતી,
રવિરાજકિરણે જેમ પલટાઈ મહી સ્વરમય થતી;
રૂંવ રૂંવ ઉઠે મધુગીત, મનકોયલ મીઠું આલાપતી;
લવ પ્રાણશોભા જે વસી તનમાં પ્રફુલ્લ થતી છતી,
ને પરમ પદ આરાધતી.
એ આવતી.

આવી ઉરે ક્ષણ માત્ર રહી, તદપિ જગત્ પલટાવતી;
રસદીપ આશાનો ઉરે પળ માગમાં પ્રગટાવતી;
પરબ્રહ્મની પરમા પ્રભાને એ અમર આરાધતી.

એ આવતી ને વહી જતી;
પણ આવતાં તે જીવનમાં પ્રમુદાની જાગ્રતિ લાવતી
એ ઊર્મિ, કેવી કલાવતી !

સરોદ



# ચાર દેડકાં (રૂપક કથા)

લે વિ. સ ખાંડેકર. અનુ. હીરાલાલ પો. શાહ

નદીને કાંઠે કાંઠે એક લાકડાનો બારસો મોટો કટકો તરતો જતો હતો, તેના ઉપર કાંઠા ઉપરના ચાર દેડકાં કૂદકો મારીને ચઢી બેઠા. તે લાકડાનો કટકો નદીના પ્રવાહમાં ખેંચાવા લાગ્યો. પેલા ચાર દેડકાઓ જળપર્યટનના આ નવીન અનુભવમાં એકદમ મસ્ત થઇ ગયા કારણ કે આવી મઝાની સફર તેઓએ અગાઉ કદી જ કરી નહોતી.

ખૂબ સમયે આનંદની તંદ્રામાંથી જાગીને પહેલો દેડકો બોલ્યો, "ખરેખર, આ તો ખૂબ વિલક્ષણ કટકો છે. એકાદા જીવંત પ્રાણીની જેમ તે દોડતો-કૂદતો જાય છે. આવો કટકો આ પહેલાં દુનિયામાં કોઇએ કદી જોયો જ નહિ હોય."

આથી બીજો દેડકો બોલ્યો, "દોસ્ત, તું ભૂલ કરે છે. આ કટકો લાકડાના બીજા કટકા પ્રમાણે નિર્જીવ છે. તે બિચારો કેવી રીતે હાલચાલ કરે? અરે, ગાંડા! નદી સમુદ્ર તરફ દોડતી ધસતી જાય છે અને તેની સાથે તે આપણને અને તે કટકાને પણ લઈ જાય છે."

એ સાંભળીને ત્રીજો દેડકો બોલી ઊઠયો, "તમારી બંનેની તેમાં સાફ ભૂલ છે. કટકો હાલતો નથી અને નદી વહેતી નથી. તમોને જે ગતિ દેખાય છે તે આપણા મનની વિચારશક્તિની છે. આ શક્તિ સિવાય જગતમાં કશી જ હાલચાલ થઈ શકતી નથી."

પછી તો તરત જ તે ત્રણ દેડકાઓમાં આ વિષય ઉપર મોટા અવાજથી વાદવિવાદ શરૂ થયો. દરેક પોતાનું જ કહેવું સાચું છે એવું અટ્ટહાસ્યથી પ્રતિપાદન કરતો હતો, તેમની ગાળાગાળી ખૂબ વધી પડી. મોટેથી ખૂબ સમય સુધી બુમબરાડા પાડયા પણ ઘણો સમય થયો છતા તેઓ એકમત થઇ શકયા જ નહિ.

આ બધો વખત ચોથો દેડકો તેઓની આ ગાળાગાળી લક્ષપૂર્વક સાંભળતો એકદમ સ્વસ્થ બેઠો હતો. તેઓ ત્રણે તેની તરફ વળ્યા અને તેનો મત પૂછવા લાગ્યાં.

ચોથો દેડકો બોલ્યો, "તમારામાંથી દરેક જણ કંઈક અંશે સાચો છે. બધુંજ અસત્ય એવું કોઇનું નથી. કટકો, પાણી અને આપણું મન એ ત્રણે ગતિમાન છે."

તેનું આ બોલવું સાંભળી તે ત્રણેય દેડકાં ચિડાઇ ગયા. પોતાનું કહેવું પૂર્ણસત્ય નથી એ કબૂલ કરવા તેમાંના પૈકી કોઈ તૈયાર નહોતું. ફક્ત પોતે એકલો જ સંપૂર્ણ સાચો છે અને બાકીના બંને ખોટા છે એવો દરેકનો પાકો મત હતો.

અને થોડીવારમાં તો એક વિલક્ષણ વાત બની.

અર્ધક્ષણમાં તો તે ત્રણે દેડકાઓએ એકત્ર થઇને તે ચોથા દેડકાને લાકડાના કટકા ઉપરથી જોરથી વહેતા તે નદીના ઊંડા પ્રવાહમાં ધકેલી દીધો.

★

જગતના અસંખ્ય કલહોનું મૂળ શેમા છે એ આપણે શોધવા લાગીએ તો તે અજ્ઞાનમાં અને તેથીયે વધુ તો અજ્ઞાનને જ્ઞાન સમજીને અક્કડ બેસનારા મનુષ્યોના અહંકારમાં છે એવું જોવા મળશે. સત્ય જેટલી ગૂંચવાડાભરી વાત આખી દુનિયામા બીજી એકેય નથી. સત્યને હંમેશાં અનેક પરસ્પર વિરોધી પાસાં હોય છે. જીવનના મર્યાદિત અનુભવોથી તે તમામ પાસાં એકદમ એક વ્યક્તિને દેખાતાં નથી. તેમાંયે જગતમાં સત્યના નામ નીચે અર્ધસત્ય પુષ્કળ પ્રમાણમાં ખૂબ ચાલે છે.

એમ જોવા જતાં તો સત્ય એટલે શું અને તે કેવી રીતે નક્કી કરવું એ પ્રશ્ન ખરેખર ખૂબ કઠણ છે. તે કેટલો મુશ્કેલ છે તે નીચેના દૃષ્ટાંત ઉપરથી જણાશે.

એક દિવસ એક ગૃહસ્થ પોતાના મિત્રની સાથે નદીકાંઠે ફરવા ગયા હતા. ફરતાં ફરતાં નદી તરફ જોઇને તે બોલ્યા, "પાણીમાં માછલાં કેવી ખૂબ મઝાથી રમે છે તે જુઓ."

તેના મિત્રે તેને પૂછયું, 'તે કેવી રીતે ખરું! તું તો કંઇ માછલું નથી અને તે પાણીમાં ડૂબકી



મારતા માછલાને મઝા જ પડે છે એવું તું શા ઉપ-રથી કહે છે?"

પેલા ગૃહસ્થે તેનો ઉત્તર આપ્યો, "પણ તું એટલે કંઇ હું નથી; પાણીમાં સ્વચ્છંદથી ડૂબકી મારવામાં એ માછલાને જે મઝા આવે છે તેનું જ્ઞાન મને હોવું શક્ય નથી એવું તું શા ઉપરથી કહે છે?"

સત્ય એ ઇન્દ્રધનુષ્ય પ્રમાણે અનેકરંગી હોય છે એ સાચું છે. પણ તે ઇન્દ્રધનુષ્યની જેમ માત્ર રમ્ય નથી. તે ઉગ્ર પણ હોય છે—કડવું હોય છે. અને એટલે જ સર્વસામાન્ય મનુષ્યોને તેનું સંપૂર્ણ દર્શન દુઃસહ હોય છે.

"સત્ય એ ઝેર જેવું છે–તે થોડાક પ્રમાણમાં લીધું તો જ તેનો ઔષધ જેવો ઉપયોગ થાય નહિ તો તે પ્રાણઘાતક નિવડે." એવું એક લેખકે જે વિનોદમાં કહ્યું છે તેનો અર્થ કરીએ તો તે આ જ છે. બીજો એક લેખક કહે છે, "ચલણ માટે આપણે જેમ શુદ્ધ સુવર્ણ વાપરતા નથી તેમ સંપૂર્ણ સત્ય પણ સમાજના વ્યવહારના ઉપયોગમાં આવતું નથી. તેમાં ભેળસેળ કરીએ તો જ તેનો પ્રસાર સુલભ બને છે."

સત્યની શાબ્દિક પૂજા કરનારા પણ અર્ધ સત્ય ઉપર જીવનારા આજના દાંભિક જગતનું દર્શન ચાર દેડકાંની રૂપકકથામાં વાંચકોને ચોક્કસ મળી રહેશે.



## વિવેચક અને સર્જક.

વિવેચક સર્જક હોઈ શકે એમ નહિ પણ સર્જક વિવેચક હોઇ શકે. સ્વભાવે જે સર્જક છે તે વિવેચક બને તોય સર્જક મટી શકતો નથી. તે વિવેચનમાં પણ સર્જન કરવાનો. વિવેચન એ એવો પ્રકાર નથી કે જેમાં સર્જન ન આવે. ખરું જોતાં તો સર્જકતા આણવી એ સર્જકનો ગુણ છે. કવિવર ટાગોરે શાકુંતલનું વિવેચન કર્યું છે, પણ તે સ્વભાવે સર્જક છે એટલે એ વિવેચનમાં પણ સર્જન આણ્યું છે. શાકુંતલનું ચાર લીટીનું ગટેનું વિવેચન જુઓ, એ સર્જકતા નહિ તો બીજું શું? જરૂર, વિવેચકને ચોક્કસ બંધનો છે, પણ બંધનમાં તો શક્તિ ઓર ખીલે છે. જેમ સૉનેટ રચનાર કવિને ચૌદ લીટીનું અને એવું બીજું બંધન હોય છે છતાં તેને બંધન લાગતું નથી તેમ વિવેચકને બંધન હોય છે છતાં સર્જકને તે બંધનરૂપ નથી.

—કાકા કાલેલકર.

# ચાર દેડકાં (રૂપક કથા)

લે. વિ. સ ખાંડેકર. અનુ. હીરાલાલ પો. શાહ

નદીને કાંઠે કાંઠે એક લાકડાનો ખાસ્સો મોટો કટકો તરતો જતો હતો, તેના ઉપર કાંઠા ઉપરના ચાર દેડકાં કૂદકો મારીને ચઢી બેઠા. તે લાકડાનો કટકો નદીના પ્રવાહમાં ખેંચાવા લાગ્યો. પેલા ચાર દેડકાઓ જળપર્યટનના આ નવીન અનુભવમાં એકદમ મસ્ત થઇ ગયા કારણ કે આવી મઝાની સફર તેઓએ અગાઉ કદી જ કરી નહોતી.

ખૂબ સમયે આનંદની તંદ્રામાંથી જાગીને પહેલો દેડકો બોલ્યો, "ખરેખર, આ તો ખૂબ વિલક્ષણ કટકો છે. એકાદા જીવંત પ્રાણીની જેમ તે દોડતો-કૂદતો જાય છે. આવો કટકો આ પહેલાં દુનિયામાં કોઇએ કદી જોયો જ નહિ હોય."

આથી બીજો દેડકો બોલ્યો, "દોસ્ત, તું ભૂલ કરે છે. આ કટકો લાકડાના બીજા કટકા પ્રમાણે નિર્જીવ છે. તે બિચારો કેવી રીતે હાલચાલ કરે? અરે, ગાંડા! નદી સમુદ્ર તરફ દોડતી ધસતી જાય છે અને તેની સાથે તે આપણને અને તે કટકાને પણ લઈ જાય છે."

એ સાંભળીને ત્રીજો દેડકો બોલી ઊઠ્યો, "તમારી બંનેની તેમાં સાફ ભૂલ છે. કટકો હાલતો નથી અને નદી વહેતી નથી. તમોને જે ગતિ દેખાય છે તે આપણા મનની વિચારશક્તિની છે. આ શક્તિ સિવાય જગતમાં કંઈ જ હાલચાલ થઈ શકતી નથી."

પછી તો તરત જ તે ત્રણે દેડકાઓમાં આ વિષય ઉપર મોટા અવાજથી વાદવિવાદ શરૂ થયો. દરેક પોતાનું જ કહેવું સાચું છે એવું અટ્ટહાસ્યથી પ્રતિપાદન કરતો હતો, તેમની ગાળાગાળી ખૂબ વધી પડી. મોટેથી ખૂબ સમય સુધી બુમબરાડા પાડવા પણ ઘણો સમય થયો છતા તેઓ એકમત થઇ શક્યા જ નહિ.

આ બધો વખત ચોથો દેડકો તેઓની આ ગાળાગાળી લક્ષપૂર્વક સાંભળતો એકદમ સ્વસ્થ બેઠો હતો. તેઓ ત્રણે તેની તરફ વળ્યા અને તેનો મત પૂછવા લાગ્યાં.

ચોથો દેડકો બોલ્યો, "તમારામાંથી દરેક જણ કંઈક અંશે સાચો છે. બધુંજ અસત્ય એવું કોઇનું નથી. કટકો, પાણી અને આપણું મન એ ત્રણે ગતિમાન છે."

તેનું આ બોલવું સાંભળી તે ત્રણેય દેડકાં ચિડાઇ ગયા. પોતાનું કહેવું પૂર્ણસત્ય નથી એ કબૂલ કરવા તેમાંના પૈકી કોઈ તૈયાર નહોતું. ફક્ત પોતે એકલો જ સંપૂર્ણ સાચો છે અને બાકીના બંને ખોટા છે એવો દરેકનો પાકો મત હતો.

અને થોડીવારમાં તો એક વિલક્ષણ વાત બની. અર્ધક્ષણમાં સૌ તે ત્રણે દેડકાઓએ એકત્ર થઈને તે ચોથા દેડકાને લાકડાના કટકા ઉપરથી જોરથી વહેતા તે નદીના ઊંડા પ્રવાહમાં ધકેલી દીધો.

★

જગતના અસંખ્ય કલહોનું મૂળ શેમાં છે એ આપણે શોધવા લાગીએ તો તે અજ્ઞાનમાં અને તેથીયે વધુ તો અજ્ઞાનને જ્ઞાન સમજીને અક્કડ બેસનારા મનુષ્યોના અહંકારમાં છે એવું જોવા મળશે. સત્ય જેટલી ગૂંચવાડાભરી વાત આખી દુનિયામાં બીજી એકેય નથી. સત્યને હંમેશાં અનેક પરસ્પર વિરોધી પાસાં હોય છે. જીવનના મર્યાદિત અનુભવોથી તે તમામ પાસાં એકદમ એક વ્યક્તિને દેખાતાં નથી. તેમાંયે જગતમાં સત્યના નામ નીચે અર્ધસત્ય પુષ્કળ પ્રમાણમાં ખૂબ ચાલે છે.

એમ જોવા જતાં તો સત્ય એટલે શું અને તે કેવી રીતે નક્કી કરવું એ પ્રશ્ન ખરેખર ખૂબ કઠણ છે. તે કેટલો મુશ્કેલ છે તે નીચેના દૃષ્ટાંત ઉપરથી જણાશે.

એક દિવસ એક ગૃહસ્થ પોતાના મિત્રની સાથે નદીકાંઠે ફરવા ગયા હતા. ફરતાં ફરતાં નદી તરફ જોઇને તે બોલ્યા, "પાણીમાં માછલાં કેવી ખૂબ મઝાથી રમે છે તે જુઓ."

તેના મિત્રે તેને પૂછ્યું, 'તે કેવી રીતે ખરું! તું તો કંઇ માછલું નથી અને તે પાણીમાં ડૂબકી



મારતા માછલાને મઝા જ પડે છે એવું તું શા ઉપરથી કહે છે ?"

પેલા ગૃહસ્થે તેનો ઉત્તર આપ્યો, "પણ તું એટલે કંઇ હું નથી; પાણીમાં સ્વચ્છંદથી ડૂબકી મારવામાં એ માછલાને જે મઝા આવે છે તેનું જ્ઞાન મને હોવું શક્ય નથી એવું તું શા ઉપરથી કહે છે ?"

સત્ય એ ઇન્દ્રધનુષ્ય પ્રમાણે અનેકરંગી હોય છે એ સાચું છે. પણ તે ઇન્દ્રધનુષ્યની જેમ માત્ર રમ્ય નથી. તે ઉગ્ર પણ હોય છે–કડવું હોય છે. અને એટલે જ સર્વસામાન્ય મનુષ્યોને તેનું સંપૂર્ણ દર્શન દુઃસહ હોય છે.

"સત્ય એ ઝેર જેવું છે–તે થોડાક પ્રમાણમાં લીધું તો જ તેનો ઔષધ જેવો ઉપયોગ થાય નહિ તો તે પ્રાણઘાતક નિવડે." એવું એક લેખકે જે વિનોદમાં કહ્યું છે તેનો અર્થ કરીએ તો તે આ જ છે. બીજો એક લેખક કહે છે, "ચલણ માટે આપણે જેમ શુદ્ધ સુવર્ણ વાપરતા નથી તેમ સંપૂર્ણ સત્ય પણ સમાજના વ્યવહારના ઉપયોગમાં આવતું નથી. તેમાં ભેળસેળ કરીએ તો જ તેનો પ્રસાર સુલભ બને છે."

સત્યની શાબ્દિક પૂજા કરનારા પણ અર્ધ સત્ય ઉપર જીવનારા આજના દાંભિક જગતનું દર્શન ચાર દેડકાંની રૂપકકથામાં વાંચકોને ચોક્કસ મળી રહેશે.



## વિવેચક અને સર્જક.

વિવેચક સર્જક હોઈ શકે એમ નહિ પણ સર્જક વિવેચક હોઇ શકે. સ્વભાવે જે સર્જક છે તે વિવેચક બને તોય સર્જક મટી શકતો નથી. તે વિવેચનમાં પણ સર્જન કરવાનો. વિવેચન એ એવો પ્રકાર નથી કે જેમાં સર્જન ન આવે. ખરું જોતાં તો સર્જકતા આણવી એ સર્જકનો ગુણ છે. કવિવર ટાગોરે શાકુંતલનું વિવેચન કર્યું છે, પણ તે સ્વભાવે સર્જક છે એટલે એ વિવેચનમાં પણ સર્જન આવ્યું છે. શાકુંતલનું ચાર લીટીનું ગટેનું વિવેચન જુઓ, એ સર્જકતા નહિ તો બીજું શું ? જરૂર, વિવેચકને ચોક્કસ બંધનો છે, પણ બંધનમાં તો શક્તિ ઓર ખીલે છે. જેમ સૉનેટ રચનાર કવિને ચૌદ લીટીનું અને એવું બીજું બંધન હોય છે છતાં તેને બંધન લાગતું નથી તેમ વિવેચકને બંધન હોય છે છતાં સર્જકને તે બંધનરૂપ નથી.

—કાકા કાલેલકર.

# ચાર દેડકાં (રૂપક કથા)

લે. વિ. સ ખાંડેકર. અનુ. હીરાલાલ પો. શાહ

નદીને કાંઠે કાંઠે એક લાકડાનો ખાસ્સો મોટો કટકો તરતો જતો હતો, તેના ઉપર કાંઠા ઉપરના ચાર દેડકાં કૂદકો મારીને ચઢી બેઠા. તે લાકડાનો કટકો નદીના પ્રવાહમાં ખેંચાવા લાગ્યો. પેલા ચાર દેડકાઓ જળપર્યટનના આ નવીન અનુભવમાં એકદમ મસ્ત થઇ ગયા કારણ કે આવી મઝાની સફર તેઓએ અગાઉ કદી જ કરી નહોતી.

ખૂબ સમયે આનંદની તંદ્રામાંથી જાગીને પહેલો દેડકો બોલ્યો, "ખરેખર, આ તો ખૂબ વિલક્ષણ કટકો છે. એકાદા જીવંત પ્રાણીની જેમ તે દોડતો-કૂદતો જાય છે. આવો કટકો આ પહેલાં દુનિયામાં કોઇએ કદી જોયો જ નહિ હોય."

આથી બીજો દેડકો બોલ્યો, "દોસ્ત, તું ભૂલ કરે છે. આ કટકો લાકડાના બીજા કટકા પ્રમાણે નિર્જીવ છે. તે બિચારો કેવી રીતે હાલચાલ કરે! અરે, ગાંડા! નદી સમુદ્ર તરફ દોડતી ધસતી જાય છે અને તેની સાથે તે આપણને અને તે કટકાને પણ લઈ જાય છે."

એ સાંભળીને ત્રીજો દેડકો બોલી ઊઠયો, "તમારી બન્નેની તેમાં સાફ ભૂલ છે. કટકો હાલતો નથી અને નદી વહેતી નથી. તમોને જે ગતિ દેખાય છે તે આપણા મનની વિચારશક્તિની છે. આ શક્તિ સિવાય જગતમાં કશી જ હાલચાલ થઈ શકતી નથી."

પછી તો તરત જ તે ત્રણ દેડકાઓમાં આ વિષય ઉપર મોટા અવાજથી વાદવિવાદ શરૂ થયો. દરેક પોતાનું જ કહેવું સાચું છે એવું અટ્ટહાસ્યથી પ્રતિપાદન કરતો હતો, તેમની ગાળાગાળી ખૂબ વધી પડી. મોટેથી ખૂબ સમય સુધી બુમબરાડા પાડયા પણ ઘણો સમય થયો છતાં તેઓ એકમત થઇ શકયા જ નહિ.

આ બધો વખત ચોથો દેડકો તેઓની આ ગાળાગાળી લક્ષપૂર્વક સાંભળતો એકદમ સ્વસ્થ બેઠો હતો. તેઓ ત્રણે તેની તરફ વળ્યા અને તેનો મત પૂછવા લાગ્યા.

ચોથો દેડકો બોલ્યો, "તમારામાંથી દરેક જણ કંઇક અંશે સાચો છે. બધુંજ અસત્ય એવું કોઇનું નથી. કટકો, પાણી અને આપણું મન એ ત્રણે ગતિમાન છે."

તેનું આ બોલવું સાંભળી તે ત્રણેય દેડકાં ચિડાઇ ગયા. પોતાનું કહેવું પૂર્ણસત્ય નથી એ કબૂલ કરવા તેમાંના પૈકી કોઈ તૈયાર નહોતું. ફક્ત પોતે એકલો જ સંપૂર્ણ સાચો છે અને બાકીના બંને ખોટા છે એવો દરેકનો પાકો મત હતો.

અને થોડીવારમાં તો એક વિલક્ષણ વાત બની.

અર્ધક્ષણમાં તો તે ત્રણે દેડકાઓએ એકત્ર થઇને તે ચોથા દેડકાને લાકડાના કટકા ઉપરથી જોરથી વહેતા તે નદીના ઊંડા પ્રવાહમાં ધકેલી દીધો.

★

જગતના અસંખ્ય કલહોનું મૂળ શેમાં છે એ આપણે શોધવા લાગીએ તો તે અજ્ઞાનમાં અને તેથીયે વધુ તો અજ્ઞાનને જ્ઞાન સમજીને અક્કડ બેસનારા મનુષ્યોના અહંકારમાં છે એવું જોવા મળશે. સત્ય જેટલી ગૂંચવાડાભરી વાત આખી દુનિયામાં બીજી એકેય નથી. સત્યને હંમેશાં અનેક પરસ્પર વિરોધી પાસાં હોય છે. જીવનના મર્યાદિત અનુભવોથી તે તમામ પાસાં એકદમ એક વ્યક્તિને દેખાતાં નથી. તેમાંયે જગતમાં સત્યના નામ નીચે અર્ધસત્ય પુષ્કળ પ્રમાણમાં ખૂબ ચાલે છે.

એમ જોવા જતાં તો સત્ય એટલે શું અને તે કેવી રીતે નક્કી કરવું એ પ્રશ્ન ખરેખર ખૂબ કઠણ છે. તે કેટલો મુશ્કેલ છે તે નીચેના દૃષ્ટાંત ઉપરથી જણાશે:

એક દિવસ એક ગૃહસ્થ પોતાના મિત્રની સાથે નદીકાંઠે ફરવા ગયા હતા. ફરતાં ફરતાં નદી તરફ જોઇને તે બોલ્યા, "પાણીમાં માછલાં કેવી ખૂબ મઝાથી રમે છે તે જુઓ."

તેના મિત્રે તેને પૂછ્યું, 'તે કેવી રીતે ખરું! તું તો કંઇ માછલું નથી અને તે પાણીમાં ડૂબકી



મારતા માછલાને મઝા જ પડે છે એવું તું શા ઉપ-રથી કહે છે ?"

પેલા ગૃહસ્થે તેનો ઉત્તર આપ્યો, "પણ તું એટલે કંઈ હું નથી. પાણીમાં સ્વચ્છંદથી ડૂબકી મારવામાં એ માછલાને જે મઝા આવે છે તેનું જ્ઞાન મને હોવું શક્ય નથી એવું તું શા ઉપરથી કહે છે ?"

સત્ય એ ઇન્દ્રધનુષ્ય પ્રમાણે અનેકરંગી હોય છે એ સાચું છે. પણ તે ઇન્દ્રધનુષ્યની જેમ માત્ર રમ્ય નથી. તે ઉગ્ર પણ હોય છે–કડવું હોય છે. અને એટલે જ સર્વસામાન્ય મનુષ્યોને તેનું સંપૂર્ણ દર્શન દુઃસહ હોય છે.

"સત્ય એ ઝેર જેવું છે–તે થોડાક પ્રમાણમાં લીધું તો જ તેનો ઔષધ જેવો ઉપયોગ થાય નહિ તો તે પ્રાણઘાતક નિવડે." એવું એક લેખકે જે વિનોદમાં કહ્યું છે તેનો અર્થ કરીએ તો તે આ જ છે. બીજો એક લેખક કહે છે, "ચલણ માટે આપણે જેમ શુદ્ધ સુવર્ણ વાપરતા નથી તેમ સંપૂર્ણ સત્ય પણ સમાજના વ્યવહારના ઉપયોગમાં આવતું નથી. તેમાં ભેળસેળ કરીએ તો જ તેનો પ્રસાર સુલભ બને છે."

સત્યની શાબ્દિક પૂજા કરનારા પણ અર્ધ સત્ય ઉપર જીવનારા આજના દાંભિક જગતનું દર્શન ચાર દેડકાંની રૂપકકથામાં વાંચકોને ચોક્કસ મળી રહેશે.



## વિવેચક અને સર્જક.

વિવેચક સર્જક હોઈ શકે એમ નહિ પણ સર્જક વિવેચક હોઇ શકે. સ્વભાવે જે સર્જક છે તે વિવેચક બને તોય સર્જક મટી શકતો નથી. તે વિવેચનમાં પણ સર્જન કરવાનો. વિવેચન એ એવો પ્રકાર નથી કે જેમાં સર્જન ન આવે. ખરું જોતાં તો સર્જકતા આણવી એ સર્જકનો ગુણ છે. કવિવર ટાગોરે શાકુંતલનું વિવેચન કર્યું છે, પણ તે સ્વભાવે સર્જક છે એટલે એ વિવેચનમાં પણ સર્જન આવ્યું છે. શાકુંતલનું ચાર લીટીનું ગટેનું વિવેચન જુઓ, એ સર્જકતા નહિ તો બીજું શું ? જરૂર, વિવેચકને ચોક્કસ બંધનો છે, પણ બંધનમાં તો શક્તિ ઓર ખીલે છે. જેમ સૉનેટ રચનાર કવિને ચૌદ લીટીનું અને એવું બીજું બંધન હોય છે છતાં તેને બંધન લાગતું નથી તેમ વિવેચકને બંધન હોય છે છતા સર્જકને તે બંધનરૂપ નથી.

—કાકા કાલેલકર.

## હિરોશિમા

[ લે. જૉન હર્સી; અનુ. નિરુ દેસાઈ; ગતિ પ્રકાશન; વિક્રેતા, ભારતી સાહિત્ય સંઘ; મૂલ્ય પોણા-બે રૂપિયા. ]

ગતિ પ્રકાશનની અનુવાદમાળાનો આ પ્રથમ મણકો છે. 'ન્યૂયૉર્કર'–પ્રેષિત પ્રતિનિધિ તરીકે જૉન હર્સીએ એક માસ જાપાનમાં રહી હિરોશિમા પર ૧૯૪૫ના ઑગસ્ટની છઠ્ઠી તારીખે અણુબૉંબે જે વિનાશ વરસાવ્યો હતો તેની એ બનાવના સાચા સાક્ષીઓ પાસેથી એકઠી કરેલી હકીકતને આધારે તે જ પાત્રોને વાર્તાના પાત્રો બનાવી બની શકે ત્યાં સુધી તેમના જ શબ્દોમાં લખેલી વાર્તા જેની લાખો પ્રતો દુનિયામાં વેચાઈ છે તેનો આ અનુવાદ છે.

'વાર્તા હિરોશિમામાં બૉંબ પડ્યો ત્યારે હાજર એવાં છ જણના અનુભવોની આસપાસ ગૂંથાઈ છે.' એ છ એમનું આયખું આવી રહ્યું નહિ હોય એટલે, અને આપણને તેમનાં વીતકનું આ બયાન મળવાનું હશે એટલે, થોડી ઈજા સાથે બચી ગયેલાં. બૉંબનો સૂર્યના જેવો ઝબકારો, પછી તેણે સરજેલો ભયાનક વિનાશ, આગ, વાવાઝોડું, વરસાદ, માનવીઓનાં શરીર પર એણે કરેલી પ્રાણઘાતક તેમ જ રોગકારક અસર—આ સર્વનું સાક્ષાત્કારક ચિત્ર આ કથામાં મળે છે. સાથે જાપાનીઓની દેશભક્તિ ને શહેનશાહ-ભક્તિનું તેમ જ બ્લિટ્‌ઝ પછી લંડનવાસીઓએ બતાવેલી સમાજભાવના જેવી સમજભાવનાનું પણ એમાં દર્શન થાય છે. આખો હેવાલ મિસ સસાકીએ પાદરીને પૂછેલા 'તમારો દેવ જો આટલો ભલો અને દયાળુ છે તો પ્રજાને આટલી બધી કનડે છે શું કરવા?' એ પ્રશ્નો તથા ફાધર સીમ્સે પોપને લખેલા 'સાચી વાત તો એ છે કે આજના સ્વરૂપમાં કોક હેતુ સધાતો હોય તો પણ 'સમગ્ર યુદ્ધ' ન્યાયી છે કે કેમ તે જોવું જોઈએ. ગમે તેવું શુભ થવાનું હોય તો પણ તેનાથી અનેકગણાં અનિષ્ટ પરિણામો ઉપજાવનારું આધ્યાત્મિક અને ભૌતિક પાપ આમાથી પેદા નથી થતું!' એ શબ્દોનો આપણાં અંતરમાં પણ સબળ પડઘો પાડે છે. અનુવાદ કંઈક ઉતાવળે થયો લાગે છે.

अ. म. रा.

## મિસ્તર આદમ

( લે પૅટ ફ્રેન્ક; અનુ. જયંતી દલાલ; ગતિ પ્રકાશન; ભારતી સાહિત્ય સંઘ; એક રૂપિયો. )

પૅટ ફ્રેન્કની મૂળ કૃતિની સંક્ષિપ્ત આવૃત્તિનો ગુજરાતી વાચકોને ધ્યાનમાં રાખીને તૈયાર કરેલો આ અનુવાદ છે. અણુબૉંબથી સરજાતા વિનાશની સાચી વાસ્તવ કથા ઉપરની કૃતિએ આપી, તો આ વાર્તા અણુબૉંબની વિનાશક અસરની એક કલ્પનાકથા રજૂ કરે છે. અણુબૉંબથી પુરુષની પ્રજનનશક્તિ પર ગંભીર અસર થાય તો માનવજાતનું શું થાય એની કલ્પના કરીને કર્તાએ આ મનોરંજક વાર્તા લખી કાઢી છે. અણુબૉંબમાંથી સાહિત્ય સરજવાનો આવો પ્રયાસ પશ્ચિમના લેખકોની સ્ફૂર્તિ ને ફળદ્રુપતા બતાવે છે.

## પશુરાજ્ય

( અનુ. જયંતી દલાલ; ગતિ પ્રકાશન; વિક્રેતા, ભારતી સાહિત્ય સંઘ, મુંબઈ અમદાવાદ; મૂલ્ય, પોણાબે રૂપિયા. )

સ્વિફ્‌ટ અને આનાતોલ ફ્રાન્સની મશહૂર કટાક્ષકૃતિઓ સાથે જેને સરખામણીનું માન મળ્યું છે એ જ્યોર્જ ઑરવેલ કૃત 'ઍનિમલ ફાર્મ'નો આ ગુજરાતી અનુવાદ છે. જોન્સની મેનોર વાડીનાં પ્રાણીઓ બૂઢા મેજરની પ્રેરણાથી માણસની વર્ષોથી ચાલતી દાદાગીરીની સામે થઈ ક્રાંતિ કરી પશુરાજ્ય સ્થાપે છે. કોઈ શાસક નહિ અને કોઈ શાસિત કે શોષિત નહિ એવી રચના એમને કરવી હતી, પણ પછી એમાં એક પક્ષે કેવી રીતે યુક્તિ-પ્રપંચથી સત્તા જમાવી, ક્રાન્તિના મુખ્ય સિદ્ધાન્તોનો ભંગ કરવા માંડ્યા છતાં પોતે ક્રાન્તિ ચાલુ જ રાખે છે એવો દંભ કર્યા કરી, જે માનવીને તેમણે શત્રુ માન્યો હતો તેની સાથે જ વેપારને નાતે સંબંધ બાંધી, ઊલટું તો પશુરાજ્ય નામ છોડી દઈ જૂનું



મેનોરવાડી નામ પર આવી જવાનું કર્યું એની રસપ્રદ વાત એમાં પછી કહેવાય છે. વાત એકલી રસપ્રદ નથી, બોધપ્રદ પણ છે. કર્તાની નજર સમક્ષ ક્રાન્તિ પછીનું રશિયા તો છે જ, પણ સરમુખત્યારી તંત્ર જ્યાં જ્યાં ફૂલ્યાંફાલ્યાં છે એ દેશો પણ છે. જે સિદ્ધાન્તોને આગળ કરી ક્રાન્તિ કરી તેને ધીરે ધીરે દગો દેતા રહી પોતાની સત્તા મજબૂત કરવાની એક પક્ષની રમત ક્યાં લઈ જશે તે કર્તાએ બતાવવા ઇચ્છયું છે. રસપ્રદ પ્રાણીવાર્તા જેવી લાગતી આ કથા આમ એક મજાની બોધક કટાક્ષગર્ભ રૂપકકૃતિ બની છે.

આવી સસાર સફળ કટાક્ષ વાર્તાની અનુવાદ માટે પસંદગી કરવામાં શ્રી. જયંતી દલાલે સાચી દૃષ્ટિ બતાવી છે. ભાષાંતર માટે નબળીપોચી પરપ્રાંતીય નવલકથાઓ ને વાર્તાઓમાંથી ઊંચે ન આવતા આપણા અનુવાદકો અને પ્રકાશકો 'ગતિ પ્રકાશન'ની આ અનુવાદમાળા પાસેથી ધડો લે એ બહુ ઇચ્છવા જેવું છે.

અનુવાદ સારો થયો છે. પૃ. ૪૦ પર 'સોપાન' શબ્દની જાતિમાં ભૂલ થઈ છે. 'સોપાનપંક્તિ' એવો અર્થ અનુવાદકના મનમાં એ વખતે હશે તેનું એ પરિણામ લાગે છે.

## ખગોળપ્રવેશ

( લે. છોટુભાઈ સુથાર; પ્ર. ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ; મૂલ્ય સવાબે રૂપિયા )

ગુજરાતના ઉત્સાહી ખગોળપ્રેમીઓએ સ્થાપેલ આણંદના તારક-મંડળ તરફથી ચરોતર એજ્યુકેશન સોસાયટીએ પ્રકટ કરેલી તારક ગ્રંથાવલિનું આ બીજું પુસ્તક છે.

પુસ્તકના બે ખંડ છે : પહેલો સૂર્ય અને સૂર્યમંડળના ગ્રહો તથા ધૂમકેતુઓ વિશે અને બીજો આકાશગંગા અને નિહારિકાઓ વિશે શાસ્ત્રીય ચોકસાઈવાળી માહિતી આપે છે. એ માહિતિ જાતે જ રસિક છે, તેમાં એને ઓર રસિક ને સરલ બનાવવાનો જશ લેખકની કલમને જાય છે. જેમ ૧૭ પરિશિષ્ટો ને સાથે જોડેલો નક્ષત્રપટ તેમ સંખ્યાબંધ ચિત્રો પણ પુસ્તકને ઉપકારક બન્યાં છે.

પૂરાં ભારતીય ઢંગનું, આ પ્રકારના કોઇ પણ દેશી પુસ્તક કરતાં વધું માહિતી આપવાનો યત્ન કરતું, પાઠ્યપુસ્તક તરીકે લખાયેલું નહિ છતાં તેવું કામ આપે એવું, પૂરી શાસ્ત્રીય અને તેમ છતાં લોકભોગ્ય શૈલીમાં આભાનવેશપૂર્વક લખાયલું આ પુસ્તક આવા પુસ્તકના અભાવની ગુજરાતની શરમ ટાળે છે. શ્રી. સુથારનો શ્રમ, ખગોળના વિષયની એમની જાણકારી, એ વિષયની એમની ઉપાસના, અન્યને એ શીખવવાનો એમનો ઉત્સાહ તથા એમને સારું કામ આપતી એમની કલમ નોંધને પાત્ર છે.

## લુઈ પાશ્ચર

( લે. ડૉ. નરસિંહ મૂ. શાહ; પ્રકા. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; બે રૂપિયા. )

મેડમ ક્યુરી પછી એવા જ અનન્યનિષ્ઠ વિજ્ઞાનોપાસક અને માનવજાતના મહાન ઉપકર્તા લુઈ પાશ્ચરની પ્રેરક જીવનકથા આપણા ઉત્સાહી વિજ્ઞાન લેખક ડૉ. નરસિંહ શાહ તરફથી મળે છે એ આનંદનો વિષય છે. પાશ્ચરના જમાઇએ લખેલા તેના વિસ્તૃત ચરિત્રનો અને તેને લગતી બીજી સામગ્રીનો યથાશક્ય ઉપયોગ કરી વાર્તાના જેવું રસપ્રદ વાચન આપે એવી શૈલીમાં ડૉ. શાહે આ પાશ્ચરચરિત લખ્યું છે. ધક્કાલ નોરમલનો વિદ્યાર્થી બન્યો ત્યારથી શરૂ થયેલું તે એના અવસાન સુધી ચાલેલુ પાશ્ચરનું વિદ્યા-અર્થાર્પણું-ભૂખતરસ ને અંગત સુખ સગવડો તો ઠીક પણ પોતાના લગ્નનો સમય પણ તેને વિસરાવી દેતી તેની વિજ્ઞાનરતિ અને સંશોધનપરાયણતા તથા તેનો અવિશ્રાંત ઉદ્યોમ, આ સર્વનું આ પાશ્ચર જીવનકથામાં એક જીવન્તચિત્ર મળે છે. વિજ્ઞાનના ક્ષેત્રમાં નવું અર્પણ કહેવાય એવી પાશ્ચરની શોધોનો ઇતિહાસ તેમ જ પાશ્ચરના અંગત વ્યક્તિ જીવનનો પરિચય પણ એમાંથી મળી રહે છે. જોકે આખી જીવનકથા એ બતાવી આપે છે જ કે પાશ્ચરને વિજ્ઞાનની અનન્ય ઉપાસના સિવાયનું અંગત જીવન જાણે હતું જ ઓછું.

પુસ્તક જુવાનો માટે પ્રેરક વાચન બને એવું છે.





એ લખાયું છે પણ સારી રીતે. કેટલીક રચનાઓ અંગ્રેજી સંસ્કાર વ્યક્ત કરે છે અને પૃષ્ઠ ૫૦ પર 'ઉકેલનીય' ને 'બિન ઉકેલનીય' જેવો અસુભગ પ્રયોગ નજરે પડે છે એટલું જરા ભાષા વિશે નોંધવું પડે તેમ છે.

લિ. સ્નેહાધીન ઝવેરચંદ

(સંપાદક, મહેન્દ્ર મેઘાણી; પ્રકા૦ નવસર્જન કાર્યાલય, મોટા આંકડિયા; મૂલ્ય, ત્રણ રૂપિયા.)

સ્વ. મેઘાણીએ જુદી જુદી વ્યક્તિઓ પર લખેલા પત્રોમાંથી સચવાયેલા અને આવા ઉપયોગ માટે તેમના પુત્રને મળેલા અઢીસો પત્રોમાથી વીણેલા ૧૭૬નો આ સંગ્રહ છે. મોટા ભાગના પત્રો વ્યવહારને લગતા છે ને પ્રાસંગિકતા તથા અંગતતાથી આગળ જતા નથી, અને તેથી બધા જ પત્રો અમરતાના અધિકારી નથી, પણ સ્વર્ગસ્થ મેઘાણીના મીઠપઝરતા વ્યક્તિત્વની પરિચાયક સાધનસામગ્રી તરીકે જ તેને વાપરી છૂટવાનો સંપાદકનો ઇરાદો જણાય છે. ઉષ્માવંત મુલાયમ સ્નેહાળ હૈયું, સૌજન્ય, નમ્રતા, સોરઠી આતિથ્યપ્રેમ, લેખક તરીકેની વ્યવહારનિપુણતા, સાહિત્યકારનાં ગૌરવ ને અધિકારના રક્ષણનો આગ્રહ, કૌટુંબિક ઉપાધિઓએ સર્જેલું બીતરમાં ભારેલું કારુણ્ય: આ સર્વનો આ પત્રોમાંથી મળતો પરિચય આપણને સ્વ. મેઘાણીની સાચી ઓળખાણ કરાવે છે. આ સાથે સ્વ. મેઘાણીને જ સિદ્ધ હતું તે સરળ પ્રવાહી ગદ્યનો તથા કશો દાવો ન કરતી છતાં પટું એવી એમની પત્રલેખનકળાનો પણ પરિચય આ પત્રસામગ્રી આપણને કરાવે છે. પત્રોની પસંદગી કડક ધોરણે કરવાની જરૂર હતી એટલું કહેવું જોઈશે.

જ્ઞાનગોષ્ઠિ

(લે. 'ધૂમકેતુ'; પ્રકા. ભારતી સાહિત્ય સંઘ મુંબઈ–અમદાવાદ; એક રૂપિઓ.)

સ્વરાજ ભોગવતા થયેલા આપણા દેશમાં સામાન્યજનતાને સંસ્કાર–શિક્ષણ આપવા 'લોકસંસ્કાર જ્ઞાનપ્રદીપાવલિ' ની સાહિત્યકાર તરીકે અજબ સ્ફૂર્તિવાળા અને સમયને પારખવાની આવડતવાળા 'ધૂમકેતુ' એ કરેલી યોજનાના શ્રીગણેશ આ પુસ્તિકાથી મંડાય છે. 'રાષ્ટ્રવ્યાપી અભિનવ સર્જન આંદોલનમાં પોતાનો યથાશક્તિ પ્રયત્ન નોંધાવી જવો કે લેવો એ હેતુથી આ પ્રવૃત્તિ થઈ છે' એ 'ધૂમકેતુ'ના શબ્દો એમનો આશય સમજાવે છે.

જનતાની પાસે સંસ્કારશિક્ષણ અર્થે પહોંચવામાં દૃષ્ટાન્તકથાઓ સારામાં સારું કામ આપે 'ધૂમકેતુ' આ જાણે છે એથી તેમણે આ ૮૦ પાનાંની પુસ્તિકામાં ૩૬ નાની વાતો લખી છે. એમાંની કેટલીક પ્રચલિત વાતો છે, કેટલીક જૂના પ્રબંધોમાંથી લીધી છે અને કેટલીક પોતે જોડેલી છે. દરેકને કશુંક કહેવાનું હોય છે. આ કારણે આ વાતોને 'ધૂમકેતુની સુબોધકથાઓ' એવું નામ ખુશીથી આપી શકાય. જૂની સુબોધકથાઓ જનતાના કંઠને હૈયા સુધી પહોંચી ગઈ હતી, એવી સિદ્ધિ આને મળે વા ન મળે, 'ધૂમકેતુ' એક સુંદર શુભનિષ્ઠ પ્રયત્ન કરી ચૂક્યા છે એટલું જ બસ છે. ભાષા હેતુને વફાદાર ને સરળ છે. એમાં ક્યાંક ક્યાંક કાઠિયાવાડીપણું આવી જાય છે પણ એને દોષ કહેવાનો સમય હવે રહ્યો નથી. પુસ્તિકા પ્રચારને પાત્ર છે.

મેઘબિન્દુ

(લે. 'ધૂમકેતુ'; પ્રકા૦ ભારતી સાહિત્ય સંઘ મુંબઈ–અમદાવાદ; ત્રણ રૂપિયા.)

'ઐતિહાસિક કાલ્પનિક કથનિકાનો સંગ્રહ' એ આ પુસ્તકનું પરિચાયક ઉપશીર્ષક છે. પણ એમાં સંગ્રહાયેલી ૪૩ ચીજોમાં બે, 'કવિને' તથા 'ઊર્મિ અને બુદ્ધિ,' એવી ઐતિહાસિક કાલ્પનિક કથાઓ નથી. એ બેમા 'કવિને' વિશેષ ધ્યાન ખેંચે એવું લખાણ છે. બંને 'ધૂમકેતુ'ની સાહિત્યભાવના આપણને ઓળખાવે છે. બાકીની ૪૧ કૃતિઓ 'ધૂમકેતુ'એ 'રજકણ' અને 'જલબિંદુ'માં આપી હતી તેવી ઐતિહાસિક કાલ્પનિક કથાઓ છે. એક ઉપનિષદ

કાળથી માંડી સત્તાવનના સ્વાતંત્ર્ય યુદ્ધ સુધીના સમય પટમાંથી 'ધૂમકેતુ' એ માનવીની કોઇ ને કોઇ ભવ્યતા, પરાક્રમ કે ઉદાત્તતાને માનવીના શ્રીમત્ વિભૂતિમત્ કે ઊર્જિત તત્ત્વને, ઉપાડી તેની કથનિકાઓ રચી છે. એને 'કથનિકા' એવું નામ કર્તા આપે છે. આપણે તેને 'પ્રસંગિકા' પણ કહી શકીએ. એકાદ પ્રસંગ જ આલેખવો ઉદ્દિષ્ટ હોય છે એટલે એનું સ્વરૂપ વિસ્તારની દૃષ્ટિએ ટૂંકું હોય છે. પ્રસંગ હોય નાનકડો, પણ કર્તા એને આલેખે છે છટાપૂર્વક. નાની વાતનેય મોટી ને રૂપાળી કરીને આવી લખાવટ મૂકી શકે છે. આવું રસાત્મક આલેખન 'ધૂમકેતુ'ને બહુ ફાવી ગયું છે. કથનિકાઓના ઉપાડમાં 'ધૂમકેતુ' ખાસ ખૂબી દેખાડે છે, જોકે હવે તેની લેખનરૂઢિ કેટલીક વાર બંધાઈ ગયેલી લાગે છે ખરી. બધી કથનિકાઓ તેમાંના પ્રસંગને કારણે, તેમાંથી સ્ફુટ કે અસ્ફુટપણે સ્ફુરતા કે કર્તાએ તારવેલા બોધ કે રહસ્યને કારણે તેમ જ આવા રસાત્મક આલેખન—જેમાં વાર્તાકાર 'ધૂમકેતુ'ના અંતરમાં રહેલો કવિ પણ ક્યારેક ગુંજી ઊઠે છે—ને લીધે વાચવે આકર્ષક બને છે. 'અવધિ રે! અવધિ!' 'સાધુ ઉપગુપ્તનો જય હો!' અને 'કીર્તિની ખાખ' જેવી પ્રસંગકથાઓને આવી આ સંગ્રહની ઉત્તમ ને આકર્ષક કૃતિઓમાં ગણાવાય. ભાવનારસિક વાચકોને માટે પ્રેરણાદાયક વાચન પૂરું પાડે છે માટે આ પુસ્તક આવકારને પાત્ર છે.

પૃ. ૧૭૩ પર 'નિમગ્ન' ને બદલે 'નિમજ્જ'નો ખોટો પ્રયોગ થયો છે. શિલ્પીને માટે 'કંડારણાધિરાજ'ને 'કંડારણાધિપતિ' (પૃ. ૨૨૩–૨૨૪) પ્રયોગ જરા વિચિત્ર લાગે એવો છે. 'જીવન જીવવાની કલા'માં (પૃ. ૫૧) બે વાર સાચા નામ 'વિક્રમશીલા'ને બદલે 'વિક્રમપુરા' છપાયું છે. આવું બધું બીજી આવૃત્તિ વેળા સુધારી લેવા જેવું છે.

## માનવતાનું મીઠું જગત

(સંપાદક 'સંતબાલ'; મૂલ્ય, બે રૂપિયા.)

જાણીતા જૈન મુનિ શ્રી. નાનચંદ્રજી મહારાજે સં. ૧૯૯૧–૯૨ના પોતાના મુંબઇના ચાતુર્માસમાં આપેલાં વ્યાખ્યાનોનો એમના સચ્છિષ્ય સંતબાલજીએ સંપાદિત કરેલો આ સંગ્રહ સાચા સુખનું સ્વરૂપ ને તેની પ્રાપ્તિના ઉપાય, જીવનનું રહસ્ય, મનુષ્યત્વ, સંસ્કારોની અસર, અહિંસા આદિ વિષયો પરત્વે સામાન્ય જનને તે સમજી શકે એવી સરળ ને સીધી ભાષામાં તેમ જ ઉચિત દૃષ્ટાંતકથાઓની મદદથી સારો બોધ આપે છે. મહારાજશ્રીના ઉપદેશમાં સાંપ્રદાયિકતા નથી, નવી દૃષ્ટિનો ઉદાર અને સમજુ સ્વીકાર છે. અન્ય ધર્મના ગ્રંથોનો એમનો પરિચય પણ સારો છે. આથી સૌ કોઇ ધર્મના ધર્માભિમુખ અને સંસ્કારપ્રેમી સજ્જનોને આ પુસ્તક ગ્રાહ્ય અને પ્રિય થઇ પડે તેવું છે.

## સ્વામી રામદાસજી

(લે. મગનલાલ રાયગુરા; પ્રકા૦ આનંદાશ્રમ, રામનગર, કન્હનગઢ; મૂલ્ય, ત્રણ રૂપિયા.)

Visionના તંત્રી અને 'ઈશ્વરની શોધમાં' જેવાં પુસ્તકોના લેખક, દક્ષિણ ભારતના વિશ્રમાર્ન સંત સ્વામી રામદાસના સંપૂર્ણ ચરિત્રનો આ ગ્રંથ હશે એવું અનુમાન પ્રથમ જગાડનાર આ પુસ્તક વસ્તુતઃ સ્વામીજીના સમાગમમાં લેખક જેટજેટલીવાર આવ્યા છે તેનું એટલે સ્વામીજીના ગુજરાત–કાઠિયાવાડના પાંચ પ્રવાસોનું, બયાન રજૂ કરે છે. સ્વામીજીની અનન્ય પ્રભુનિષ્ઠા અને પ્રાણીમાત્રને રામરૂપ જોનારી દૃષ્ટિનો પરિચય પુસ્તકમાંથી વાચકોને મળશે. ગુજરાતમાં સ્વામીજીને પ્રથમ સત્કારનાર ને એમના સમાગમમાં પ્રથમ આવનાર લેખકનો, એમની સંતપ્રીતિ અને સ્વામીજીની ભક્તિનો, પણ એટલો જ પરિચય પુસ્તકમાંથી મળી રહે છે. સ્વામીજીનો ઉપદેશ અંદર ઉતારાયેલા તેમના સંખ્યાબંધ પત્રોમાંથી મળી રહે છે અને પુસ્તકના અંત ભાગમાં પણ થોડો સ્વતંત્ર રીતે આપવામાં આવેલ છે. પણ તે હજી વધુ અપાયો હોત તો સારું હતું એમ લાગે છે.

## દિનરાત

[લે. ભનુભાઈ વ્યાસ–'સ્વપ્નસ્થ'; આર. આર. શેઠની કં. મુંબઈ–૨; મૂલ્ય, ચાર રૂપિયા.]





ઉમિતાલેખક 'સ્વપ્નસ્થ'ને વાર્તા-લેખક તરીકે રજૂ કરતો વીસ વાર્તાનો આ સંગ્રહ અંદરની વાર્તાસૃષ્ટિમાંના સ્થળો ને પાત્રોનું વૈવિધ્ય તથા પ્રકૃતિ અને પાત્રોનાં વર્ણનોમાં અને ઉપમાઓમાં કર્તાની કલમનો ચમત્કાર ઠીક પ્રમાણમાં દેખાડે છે, છતાં એક છાપ તો વાંચનારના ચિત્ત પર એ પાડે જ છે કે કર્તાને એમાં પોતાની અમુક દૃષ્ટિ ને વિચારવલણો રજૂ કરવામાં જેટલો રસ છે એટલો વાર્તાના ઉઠાવદાર કલાવિધાનમાં નથી. 'ઉરસમાં'ને ભાગ્યે વાર્તા કહી શકાય. સામ્યવાદના ભક્તે મુસલમાનોના મોંમાં મૂકેલો સંવાદ છે. એ 'તત્ત્વજ્ઞાન' અને 'સંવાદ' પણ એવા વિચારપ્રધાન કે ચર્ચાત્મક સંવાદો છે. સારા પ્રકૃતિવર્ણનથી બીજી રીતે શોભતી 'દિનરાત' એ વાર્તામાં વસ્તુ નહિ જેવું છે. દુનિયાની બહેતરીમાં અરજણ પટેલની શ્રદ્ધાનું આલેખન કરવા તેમાં પણ કર્તાએ એક સંવાદ ગોઠવી દીધો છે. 'પ્રેમ અને ફરજ' પણ આ વર્ગમાં આવે. આ વાર્તાઓમાં વાર્તાનું હાડ પૂરું બંધાતું નથી. વળી જે વિચારસરણી ચર્ચા કે સંવાદ રૂપે એમાં રજૂ થઇ છે તેમાં કેટલેક ઠેકાણે વૈશદ્ય પણ ઓછું છે. છતાં કર્તા વારતા ખાતર વારતા લખતા નથી પણ અમુક ધ્યેય દૃષ્ટિ સમીપ રાખીને લખે છે એ બિના જ આપણને એમને સદ્ભાવથી સાંભળવા પ્રેરે તેમ છે. એમનું ધ્યેય કયું છે તે 'સાંજની જમીન' (એ પણ સંવાદ-ચર્ચાત્મક છે) માં એમણે પોતેજ કહી આપ્યું છે. માનવીના ઐહિક સુખના અધિકારમાં અને એ સુખને સંપડાવતા જગતના નવસર્જનમાં કર્તાની શ્રદ્ધા ગમી જાય એવી છે એને ઉત્કટતાથી અને કલાત્મક રીતે વાર્તાઓ વ્યક્ત કરી શકી નથી એ જુદી વાત છે.

શુદ્ધ પ્રેમનું તો એને કેમ કહેવાય, પણ કામનું, સ્ત્રીપુરુષોના જાતીય આકર્ષણ અને દેહલાલસાનું 'મધવાળી' 'કોનો વિકાસ,' 'ત્રીજું નયન' 'બહારી ખાનુનું બયાન,' 'જમની,' 'કાયા' અને 'પાટની ભીતર' જેવી વાર્તાઓમાં થયેલું આગળ પડતું નિરૂપણ આ સંગ્રહની તરત જ ધ્યાન પર આવે એવી બીજી વિશિષ્ટતા છે એના વાચનના પ્રથમ પ્રત્યાઘાતે ચોખલિયો ન હોય એવો વાંચનાર પણ અકળાઇને બોલી ઊઠવાનો કે માનવી હેવ નથી એ કબૂલ, પણ પશુઓ સાથે સમાન છે એવી તેની વાસનાઓ ને વૃત્તિઓના ને તેના માટીપગાપણાનાં આ તે શાં ગૌરવ ! આ વાર્તાઓનાં પાત્રો ને તેમના સંજોગો એક સરખાં નથી એ જોતાં તેમજ 'સાંજની જમીન'માંનો કર્તાનો ખુલાસો જાણતાં એ ઉકળાટ ઓછો તો થશે, છતાં કર્તા આવા નિરૂપણમાં કંઇક વિશેષ રસ બતાવે છે એવી છાપ તો ભૂંસાશે નહિ.

સંગ્રહની સર્વસંમતિએ સારી ગણાવા પાત્ર એવી વાર્તાઓ આ: ફત્તુને લડાઈ ને દુકાળે કેવી રીતે લડાઈમાં ધકેલ્યો તેની કહાણી કહેતી, માનવતા પર આંગળી મૂકતી, 'ફત્તુ'; વ્યાજચૂસણના વૈભવના વારસે એક અબળાના શીલરક્ષણને ખાતર પોતાનું લોહી આપ્યાનો સુંદર કિસ્સો વર્ણવતી 'વ્યાજનો વારસ'; મુગ્ધ વિજાતીય આકર્ષણની વાર્તા 'કાન્તા' અને જંગલના કોન્ટ્રાક્ટર ને તેના મુકાદમોના મજૂરો પરના જુલ્મની વાત કરતી 'દગડુ અને અહમદ'. 'અજ્ઞાત ભ્રાન્તિ', 'જમના' અને 'કાયા' પણ કર્તાના સારા વાર્તાપ્રયોગો છે.

હા, સમગ્ર છાપ એવી જ પડે છે કે સંગ્રહની ઘણી વાર્તાઓ 'સ્વપ્નસ્થ'ના વાર્તાલેખનની પ્રયોગદશાની છે, અને ઘણી વાર્તાઓ ઉતાવળમાં લખી નાખેલી લાગે છે. સંગ્રહમાં કાચોપાકો બંને પ્રકારનો માલ ભેગો કર્યો તેને બદલે પસંદગી કડક બનાવી હોત તો ઠીક થાત એમ પણ લાગે છે. ભાષાની અશુદ્ધિઓ તો સારી સારી કર્તા છૂટી પડે એ પૂરતું ન લાગે એટલી બધી છે.

## આવતો અંક

ઊર્મિ-નવરચનાનો ઓગસ્ટ અંક આપણી સ્વાધીનતાના મહાઉત્સવના અભિષેક રૂપે ખાસ અંક તરીકે તા. ૧૫મી ઓગસ્ટે પ્રગટ થશે.

—સંપાદક

# આ પાંચ પુસ્તકો તમે વાંચ્યા?

## કલાકારની સંસ્કારયાત્રા

લેખક

**રવિશંકર રાવળ**

લોકજીવનના ધબકતા પ્રાણનો સંપર્ક સાધીને તેમાં મ્હોરી રહેલી માનવતાનો સંસ્કાર તાર પકડવાનો આ પુસ્તકના લેખકનો પ્રયાસ છે. સો ઉપરાંત ચિત્રો સાથે.

કિંમત ૪-૧૨-૦ • રજી. ટપાલ ખર્ચના ૦-૮-૦

## ઇલા કાવ્યો

**ને રતન સિવાય બીજાં બધાં**

લેખક

**ચન્દ્રવદન ચી. મહેતા**

નવા ગીતો ઉમેરીને નવી આવૃત્તિ પ્રગટ થઇ છે. ગુજરાતી સાહિત્યમાં આવો સચોટ નિર્દોષ ભગિની પ્રેમ કોઇએ ગાયો નથી.

કિંમત ૨-૮-૦ • રજી. ટપાલ ખર્ચ ૦-૬-૦

## અર્વાચીન કાવ્ય સાહિત્યનાં વહેણો

લેખક • **રામનારાયણ વિ. પાઠક**

અભ્યાસીઓને ને વિદ્યાર્થીઓને નવો પ્રવાહ બતાવતા વ્યાખ્યાનોનો સંગ્રહ

કિંમત ૩-૦-૦ • રજી. ટપાલ ખર્ચ ૦-૮-૦

## પથિક

લેખક • **પ્રશાંત**

લોક કંઠે ચડેલા પિસ્તાલીસ ગેય ગીતોનો સંગ્રહ

કિંમત માત્ર સવા રૂપિયો

રજી. ટપાલ ખર્ચ છ આના

## ગુજરાતી ભાષા-લેખન

લેખક • **કેશવરામ કા. શાસ્ત્રી**

લેખન-શુદ્ધિ એ કોઇપણ ભાષાના લેખનનું પ્રધાન અંગ છે. આ પુસ્તક દરેકને કિંમતી માર્ગદર્શક જેવું બની રહેશે.

કિંમત પાંચ રૂપિયા • રજી. પોસ્ટેજ ખર્ચ દસ આના.

**પ્રાપ્તિસ્થાન • ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**

નાંન્ડીઝ પુલ નીચે • અમદાવાદ ◉ ભીમરાજ બિલ્ડિંગ • કાલબાદેવી રોડ • મુંબાઈ-૨

પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી તારાચંદ માણેકચંદ રવાણી; ૧૬ શ્રીમાળી સોસાયટી • અમદાવાદ.
મુદ્રક: હરિલાલ મગનલાલ ભટ્ટ • ભારતી મુદ્રણાલય: હરણવાળી પોળ • ચાર રસ્તા; ખાડિયા • અમદાવાદ.
વિજ્ઞાપના વ્યવસ્થાપક: સાયન્ટિફિક પબ્લિસિટી કું. ફરનાન્ડીઝ પુલ પાસે • અમદાવાદ.

ચંદ્રલાલ મો. દવે




સ્વાતંત્ર્યયજ્ઞમાં ફના થએલા એ નામી અનામી શહીદોને, સ્વાતંત્ર્યના
પ્રથમ મંગળ વર્ષની સમાપ્તિ કાળે અમારી એને હજારો વંદના હો!
ચિત્રકાર : ચંદ્ર ત્રિવેદી

# ગુજરાતના પ્રથમ કોટિના સાત ચિત્રકારોનો ચિત્રસંગ્રહ



રંગ, રેખા ને ભાવનું આવું અદ્ભુત દર્શન
તમને બીજે જવલ્લે જ જોવા મળશે.



**સોમાલાલ શાહ, રસિકલાલ પરિખ, છગનલાલ જાદવ, વ્રજલાલ ત્રિવેદી**
**ભિખુભાઈ આચાર્ય, ચંદ્રશંકર રાવળ, શાંતિ શાહ**

સાત કલાકારોના ઉત્તમ ચિત્રોને અહીં એકી સાથે સંગ્રહવામાં આ
છે. શુભ અવસરે ભેટ આપવા લાયક આ ચિત્રસંપૂટ થયો છે.

કિંમત માત્ર અઢી રૂપિયા · રજીસ્ટર પોસ્ટેજના સાત આના



## પ્રાપ્તિસ્થાન · ભારતી સાહિત્ય સંઘ લિમિ૦

ફરનાન્ડીઝ પુલ નીચે · અમદાવાદ   ભીમરાજ બિલ્ડિંગ કાલબાદેવી રોડ મુંબઈ




'મેઘધનુ' કલામંડળ પ્રકાશિત

મુદ્રક છાપનાર · દીપક પ્રિન્ટરી · અમદાવાદ

ચંદ્રલાલ મો. દવે




સ્વાતંત્ર્યયજ્ઞમાં હોમાયેલા એ નામી અનામી શહીદોને, સ્વાતંત્ર્યના પ્રથમ મંગળ વર્ષની સમાપ્તિ કાળે અમારી એને હજારો વંદના હો!

ચિત્રકાર : ચંદ્ર ત્રિવેદી

નવરચ

# બીજા ભલે આશા આપે કે એમનો સાબુ















પરંતુ
અમીરો નમ્ર દાવોનો એટલોજ
છે કે,
ન્હાવા માટે કાન્તિ જેવો બીજો
કોઈ સાબુ નથી

# કાન્તિ

ઉચ્ચતામાં અનોખ



સ્વસ્તિક ઓઇલ મીલ્સ લીમીટેડ,
મુંબઈ

ડીસ્ટ્રીબ્યુટર્સ:- વેસ્ટર્ન ઈન્ડિયા પ્રોસ્પેક્ટિંગ સિન્ડિકેટ લિ. પો. બો. નં

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૮ : 'નવરચના' વર્ષ ૧૩ અંક પાંચમો–છઠ્ઠો

**ઑગસ્ટ–સપ્ટેમ્બર : ૧૯૪૮**


ક્રમ



## નિવેદન

'ઊર્મિ અને નવરચના' માસિકનું મુદ્રણ તેમજ પ્રકાશન સ્થાન બદલતાં ઑગસ્ટ અને સપ્ટેમ્બર એમ બન્ને માસના અંકો સાથે પ્રગટ કર્યા છે. હવે પછીનો અંક ઑક્ટોબરની પહેલી તારીખે પ્રસિદ્ધ થશે. ગ્રાહકો તેની નોંધ લે.

વ્યવસ્થાપક


પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી જમનાદાસ માણેકચંદ રવાણી: મોટા આંકડિયા: કાઠિયાવાડ.
મુદ્રક: જમનાદાસ માણેકચંદ રવાણી: અનેકાન્ત, મોટા આંકડિયા: કાઠિયાવાડ.



## હું વેઠ નહીં કરું

રવિશંકર મહારાજ

એક વખત રાત્રે દશ વાગે હું બહાર ગામથી બોચાસણ પાછો આવ્યો. ત્યારે દૂર ગામથી એક પ્રજાપતિભાઈ મળવા આવેલા હતા. તે બિચારા સવારના મારી રાહ જોતા હતા. તેમને બીજી સવારે વહેલા ગાડીમાં પાછા જવું હતું. એટલે તેમને બોલાવીને આવવાનું કારણ પૂછ્યું.

તેમણે જણાવ્યું કે....ગામના મુખી અમને વાસણ બનાવવાની માટી લેવા દેતા નથી. એટલે અમારા ગામમાં એક વાર પધારવાનું આમંત્રણ આપવા આવ્યો છું.

રાત્રે મોડું થયું હતું એટલે વધુ વિગત ન પૂછી. હું જાણતો જ હતો કે ગામેગામ આજે કારીગરો વેઠ નથી કરતા તેમને મુખીઓ, તલાટીઓ વગેરે પજવે છે અને હેરાન કરે છે. મેં તેમના ગામે જવાની હા પાડી. ત્યાર પછી થોડા દિવસે હું તેમના ગામે ગયો.

ત્યારે કુંભાર લોકો હિજરત કરવાનો વિચાર કરતા હતા. એમને માટી ન મળે તો ધંધો શું કરે ? અને ધંધો ન કરે તો ખાય શું ? મેં મુખી કેમ ના પાડે છે, તેની વિગત પૂછી. તેમણે જણાવ્યું:—

'મહારાજ! અમને સરકાર તરફથી માટી માટે સાત વીઘાં જમીન મળી છે, પણ તે જમીનની માટી વાસણમાં કામ આવે તેવી નથી. ઈંટો વગેરેમાં ચાલે. એટલે અમે બીજે ગમે તે ઠેકાણેથી માટી લાવતા હતા, અને લોકોને વાસણ પૂરાં કરતાં હતાં. તે વખતે અમે દર વર્ષે ચોરાના તથા ધર્મશાળાના છાપરા માટે નળિયાં વેઠે પૂરાં પાડતાં હતાં. પણ અમને જ્યારે ખબર પડી કે આ ચોરાના મકાનખર્ચ માટે દર વર્ષે સરકાર તરફથી અમુક રકમ મળે છે, અને તે અમને આપવામાં આવતી નથી. ફક્ત અમારી પાસે અંગૂઠો પડાવી લે છે. વળી ધર્મશાળા માટે નળિયાં આપીએ છીએ





નિશાળ માટે તે ભાડે આપવામાં આવે છે. તેના ભાડામાં અમારો કંઈ અધિકાર નહીં. અને ધર્મશાળા પર અમારો કંઈ અધિકાર નહીં. આ રીતે અમે વેઠ કરતા હતા. તેનું અમને ભાન થયું.

'કેમકે આજે આખો દેશ જાગ્યો છે. એ વખતે અમને પણ લાગ્યું કે આ વેઠ કરીએ છીએ તેમાં ફક્ત નાણો, વાસણ નથી જતાં પણ અમારી માણસાઈ જાય છે. એટલે એ વેઠ કરીને માણસાઈ ખોવી ? એ કેમ બને ? આખા દેશે આજે પૂજ્ય ગાંધીજીના પ્રતાપે ગુલામી કાઢીને આઝાદી મેળવી છે. એમને પ્રતાપે અનેકને સામાજિક ગુલામીનું ભાન થયું છે. તેવી રીતે અમારી નાતમાં પણ જાગૃતિ આવી છે. તેથી અમને પણ આ કાર્યમાં વેઠ છે એવું ભાન થયુ. અને તે સાથે જ ભારે દુઃખ થયું અને લાગ્યું કે વેઠ કરનાર અને કરાવનાર બન્ને માણસાઈ ખૂએ છે.

'અમે વેઠ કરીએ છીએ ત્યારે અમારા દિલમાં કામ કરાવનાર પ્રત્યે તિરસ્કાર હોય છે, ક્રોધ હોય છે. અને કામ કરવાની અંતરની ઈચ્છા નથી હોતી, છતાં કરવું પડે છે. એટલે અમારા આત્માનું પતન થાય છે. વળી અમારી પાસે વેઠ લેનાર જુલમગારની ભાવનાથી અમારી પાસે કામ લે છે, અને એથી એના આત્માનું પણ પતન થાય છે. આમ વેઠ કરનાર અને લેનાર બન્નેનું પતન થાય

ખરી રીતે ગામનું કામ કરવાનું હોય, તેને માટે ઘસાવાનું હોય તો કામ કરનારને અને લેનારને એમ બન્નેને આનંદ આવે છે. બન્ને વચ્ચે પવિત્ર સંબંધ બંધાય છે. અને બંન્નેની ઉન્નતિ થાય છે. જ્યારે એ જ કામ વેઠ બને છે ત્યારે બંન્નેનું પતન



'આ વેઠ અને ફરજ બે વચ્ચેનો ભેદ અમને સ્પષ્ટ સમજાયો. અને અમારા દિલમાં નક્કી થઈ ગયું કે હવે વેઠ ન જ કરવી.

'પણ આવું ભાન અમને જે ક્ષણે થયું તે જ ક્ષણે, વેઠ કરાવનારને એવું ભાન કંઈ થોડું થાય ? એટલે અમને વેઠ કરાવનાર પ્રત્યે તિરસ્કાર ન થયો. પણ જે દુઃખ પડે તે ભોગવી લેવાનું ઠરાવ્યું, અને અમને એમ સમજાઈ ગયું કે જ્યાં જુલમ વેઠનાર છે ત્યાં જુલમગાર હોય છે. એટલે અમારા દિલમાં નિર્ણય થયો અને જુલમ સહન કરવાનું છોડયું. તે જ ક્ષણે જુલમ કરનારને પણ જુલમી રીતો છોડવી જ પડે છે, પણ તે પહેલાં જુલમ વેઠનારને, જુલમ કરનાર તરફથી ખૂબ સહેવું પડે છે. પણ પરિણામ બન્ને માટે શુભ છે.

'આમ અમે વેઠ છોડી એટલે મુખીએ અમારી છાશ બંધ કરી, ગધેડાં ચરતાં હતાં તેમને ડબામાં પૂરવા માંડયાં; માટી તો બંધ કરી જ. અને બીજી અનેક આડકતરી મુશ્કેલીઓ ઊભી કરી.

'માટી બંધ થવાની સાથે અમારી આજીવિકાનું સાધન વાસણ ઘડવાનું પણ બંધ થયું. ગધેડાં અમારે વેચી દેવાં પડયાં આમ બન્યું. એટલે ગામ છોડીને જવાનો પણ નિશ્ચય કર્યો. અને અમારામાંના બે ત્રણ કુટુંબો બહાર ગયાં પણ ખરાં. આ વખતે આપની સહાય મળશે તો અમારી મુશ્કેલી ટળી જશે. એમ લાગ્યું એટલે અમે આપને મળ્યા. હવે અમારે શું કરવું તે કૃપા કરીને અમને જણાવો.'

આ પછી થોડા દિવસે સમય મેળવીને હું એ ગામે ગયો. વિનયભરી સમજાવટથી

# એક વર્ષને અંતે

જયંતિ દલાલ

[૧]

જે સ્વતંત્રતાના નામોચ્ચારમાં પણ કવિએ મીઠી સુધાભર્યાનું કલ્પ્યું છે તે સ્વતંત્રતાને એક વર્ષ પૂરું થવા આવ્યું. ૧૯૪૭ ના ઓગસ્ટની ચૌદમી તારીખની રાતે અંગ્રેજોએ હિંદમાંથી સત્તાધારી તરીકે વિદાય લીધી. અને પંદરમીના પ્રભાતમાં હિંદ હિંદીઓનું બન્યું. સૈકાની ગુલામીની બેડીઓ તોડીને હિંદ આઝાદ બન્યું. અને વધુમાં તો એ હતું કે હિંદમાં લોકશાસન આવ્યું. આ એક વર્ષનું અવલોકન કરવાની લાલચને કોણ રોકી શકે એમ છે? આ એક વર્ષમાં આપણે એક બાજુથી અકલ્પ્ય સિદ્ધિનો પુંજ ખડકાતો જોયો છે તો બીજી બાજુએ બાલ–સ્વાતંત્ર્ય સામે કરાળ ડાચાં ફાડી ઊભેલા, બાલસ્વાતંત્ર્યનો ગ્રાસ કરી જવા મથતા ભય અને અનિષ્ટોને પણ જોયા છે. એક છેડે પ્રજાનો સ્વાધીન રહેવાનો, સ્વમાની રહેવાનો અટલ નિરધાર નિરખ્યો છે તો બીજે છેડે માનવ સ્વભાવનું કારુણ્ય દૈન્ય, પલાયનની વૃત્તિ. અને આઝાદ પ્રજાને જરાય જેમ ન આપે એવી બિન જવાબદારી, સંકુચિત સ્વાર્થવૃત્તિ અને દિલચોરી જોયાં છે. ક્યાંક ફલભારે નમ્ર બનતા આંબા જેમ હાથમાં આવેલી સત્તાના ભારથી વધુ વિનમ્ર બનતી વ્યક્તિ દૃષ્ટિગોચર થઇ છે તો મોટે ભાગે સત્તાનો મદ સેવકોને એટલો તો ચડ્યો છે કે લોકશાસન અને પ્રજા કલ્યાણ તો માત્ર શોભાના શબ્દો બની ગયા છે. એક વર્ગ મુક્ત રીતે ચાલુ રાખેલી નફાખોરી અને એને લીધે આમ સમુદાયની વધતી જતી કંગાલિયત અને દુઃસહ બનતો એમનો જીવન સંઘર્ષ પણ આ સાલમાં જોવાં મળ્યાં છે. આમ સ્વાતંત્ર્યનું પહેલું વર્ષ એક વિચિત્ર અનુભવ જેવું બની ગયું છે. જે સિદ્ધિ સાંપડી છે તે મનને મુદિત કરે છે. ગૌરવભાવે ભરી દે છે. પણ જે ન બનવા જોગ બન્યું છે અને બને છે તેથી હવે માત્ર શરમ ઉપજે છે એ કહેવું અઘરું છે. હવે તો એવી લાગણી પણ રોકી રોકા[illegible] કે આવું જ બન્યા કરે તો 'સ્વતંત્રતાને[illegible] હોઇ શકે? આમ આ વર્ષનાં પીનકનો[illegible]



'રોક્યું રોકાશે ?

માનવ સાગરનો આ જુવાળ હજી શાતા પામ્યો નથી. એ ઘર ને નોકરીની શોધમાં ભટકે છે. આડા હાથ ધરવાથી જ કેવળ એનો ઉકેલ નહિ આવે ત્વરિત યોજના ને એનો અમલ લાખો માણસોને શાંતિ આપશે.

આ પ્રશ્નનો ઉકેલ આવી ગયો. ને બને પક્ષનું મન સંધાયું. પણ મારા મનમાં તો વિચાર એ આવ્યા કરતો હતો કે આવી સામાજિક અસમાનતાને, આવી ગુલામીને ક્યાં સુધી સાચવી રાખીશું? પેલા ઊંટની ડોકે બાંધેલી ઘંટીના પડના ભારની જેમ આ પરિસ્થિતિ ક્યાંક આપણો હ્રાસ તો નહિ કરે! આપણે સવેળા ચેતીએ.





એક વિચિત્ર લાગણીનો પ્રચાર કરી મૂકે છે.

**શું શું બન્યું ?**

૧૯૪૭ના ઓગષ્ટની પંદરમી તારીખ આવી ત્યારે પણ જનતાએ હૈયામાં એક કારમા ઘાને તો સંઘરી રાખ્યો જ હતો. સરકૃતિએ, ઇતિહાસે, ભૂગોળે અને સરકારે જે ભૂમિને એક જ બનાવી હતી તેને ધર્મને નામે બોલતા સત્તાના રાજકારણે ભાગલા પાડીને ભાંગી નાંખી હતી. દેશમાં જ દેશી વિદેશી બન્યા હતા. આને ઘણાએ પોતાના નિરાળી જાતના રાજકારણ માટે આવકારદાયક વસ્તુ માની હતી. આમ સમુદાયમાંય એક રાહતની લાગણી હતી.

ચૌદમી ઓગસ્ટ ૧૯૪૭ની મધ્ય રાત્રિ! કોનાથી એ ભવ્ય પ્રસંગ ભૂલી શકાશે? સહુનાં હૈયાં આનંદે પુલકિત બન્યાં હતાં. ભાગલાનો ભારે બોજો મનપર હતો, છતાંય ભાવિ વિષેના પ્રચંડ આશાવાદે એને ખૂબ હળવો બનાવ્યો હતો. અને ઉત્સાહની બેફામ અભિવ્યક્તિ વચ્ચે 'પંડિત માઉન્ટબેટનકીજય'ના સૂત્રોચ્ચાર વચ્ચે 'આપણું રાજ' શરૂ થયું.

ગાંધીજીએ એને વધાવ્યું: 'મારે માટે સાબરમતી દૂર છે, મંત્રખલી નજીક' કહીને, સમસ્ત દેશના દિલમાં જે દર્દ ભર્યું હતુ તેને ગાંધીજીએ પોતાની લાક્ષણિક ઢબે અભિવ્યક્તિ આપી. એમની વેધક દૃષ્ટિએ પરિસ્થિતિને માપી જોઈ હતી. આઝાદી જે રીતે આવી હતી, જેટલે અંશે આવી હતી તેથી એમને જરાકે સંતોષ ન હતો. વાજબી રીતે જ એમને અંગ્રેજના જવાના પગલા પાછળ, ભાગલા પડવા પાછળ, સત્તા હાથ કરવાના કારનામાં પાછળ જે વસ્તુ સળંગ સૂત્ર રૂપે વહી રહી હતી તેની પ્રતીતિ થઇ ગઇ હતી. આનંદમાં આવી ગએલાંને એમણે વાર્યા નહીં પણ પોતે તો હળાહળની ઘૂંટ પીવાની તૈયારી રાખી.




**નવું સ્વરૂપ**

હિંદુ મહાસભા ફરી એનો જુનો સ્વાંગ નવા સ્વરૂપમા ધારણ કરે છે

અને આઝાદીના ઉત્સવની ઉજવણીના અજવાસ પણ પૂરા વ્યાપ્યા નહીં હોય ત્યાં તો ભાગલાપડેલા પંજાબમાં માનવ જાતે એના સમગ્ર ઇતિહાસમાં નહીં જોયો હોય એવો હત્યાકાંડ શરૂ થયો. આવેલી આઝાદીના પહેલાજ પગથીએ માનવતા ગુમાવીને પશુ બનવાનું પસંદ કર્યું. ઇતિહાસમાં આવી નૃશંસતાનો જોટો મળવો મુશ્કેલ છે.

આજે એ સાવ સ્પષ્ટ રીતે પુરવાર થયું છે કે આ રમખાણો, માનવહત્યા, આગ, લૂંટ, અપહરણ, અત્યાચાર, વગેરે બધુ કાંઈ એ માત્ર ઝનૂન ન હતું.



ધર્માંધતા ન હતી. એ તો હતી સત્તાના રાજકારણની એક ચાલ. લોકશાસનને નિષ્ફળ કરવાની એક પ્રવૃત્તિ. જનતાની ભોળી, લાગણીનો લાભ ઉઠાવવાનું; ઝેર ઓગાળમાંથી પણ ફાયદો મેળવવાનું એક કાવતરું. સરદારશ્રી જેવા ઓછા બોલા રાજપુરુષે પણ લોકસભામાં ભારે અર્થગર્ભ શબ્દોમાં કહ્યું: 'તમારું હેત જોઇ લીધું.'

નવી આઝાદીને માથે જડ મૂળમાંથી ઊખડી પડેલા લાખો લોકને ફરીથી પગભર કરવાનો ભારે બોજો આવી પડ્યો. આ કાર્ય કાંઇ જેવું તેવું તો ન જ હતું. લાખોની સંખ્યામાં હિજરતીઓ આવતા હતા; અહીંનું અર્થકારણ તો ગૂંચવાએલું જ હતું. સાથે સાથે આ આવનારને દુઃખી દશામાં જોઇને અહીં પણ પેલા ભીષણ હત્યાકાંડના પડઘા ન પડે, છાંટા ન ઊડે એ માટે તકેદારી રાખવાની હતી. એક બાજુથી જનતાની લાગણી ઉશ્કેરાએલી હતી. બીજી બાજુથી કટ્ટર કોમીવાદીઓ, પોતાની સત્તાનો અંત નજીક આવી રહ્યો છે એમ માની બેઠેલા સાફાધારીઓ અને લોકશાસનને પળભર પણ સાંખી ન શકે એવા સત્તાલોલુપો આવી પળનો ઉપયોગ કરી અસાવધ પ્રજાના મનમાં હળાહળ ઝેર રેડી રહ્યા હતા.



વરુનું જ્ઞાન : નવી આવૃત્તિ

પાકીસ્તાને કાશ્મીર સામે વરુનું રૂપ ધારણ કર્યું પણ એ બેની વચ્ચે વહેતી સરિતામાં વરુનું મૂળ સ્વરૂપ દેખાઇ આવ્યું.

ગાંધીજીએ અને અમુક અંશે નહેરુ સરકારે આ દુષ્ચક્રમાં ન ફસાવવાને માટે પ્રજાને અનુરોધ કર્યો. એમાંય ગાંધીજીએ તો પ્રજાની ઉશ્કેરાએલી લાગણીને યોગ્ય વિધાયક દિશામાં વાળવાનો મહાયશસ્વી યત્ન કર્યો.

'આજે હું સાવ એકલો અટૂલો છું.' એવી નિખાલસતાથી એમણે યત્નને જારી જ રાખ્યો. સરકારની નાવડી પણ ગાંધીજીને જ ગમે તેવી દિશામાં જઇ રહી હતી. ગાંધીજીએ પોતાના અસંતોષને પોતાની પાસે જ રાખીને ભગીરથ કાર્ય આરંભ્યું. જાતને હોડમાં મૂકીને પણ એમણે કલકત્તામાં તો આ વિષચક્રને તોડ્યું. એટલામાં જ આ ધૂંધવાતી આગ અચાનક જ દિલ્હીમાં ફાટી નીકળી.

સમય વીત્યા બાદ જ દિલ્હીમાં ફાટી નીકળેલાં આ રમખાણોની ભયંકરતાનો એની પાછળ રહેલા આઝાદીના મૂળમાં જ ઘા કરવાના કાવતરાંની સાચી જાણ થઇ શકે. પણ આઝાદી આ પડકારને તો જીતી ગઇ, દિલ્હીમાં ફરી શાંતિ સ્થપાઇ. પણ એ શાંતિનો પાયો ડગુ ડગુ હતો. એ હૈયામાંથી પાંગરેલી ન હતી. એવું જ લાગતું હતું કે ... અને નહેર પરાણે આ કડવો ઘૂંટડો ...

ઉતારાવી રહ્યા હતા.

ચાર અઠવાડિયાના ટૂંકા ગાળામાં જ નવહિંદ સામે ભયંકર પ્રશ્નો આવીને ખડા થયા હતા. એક એકમાં નવોદિત આઝાદીને જોખમમાં મૂકવાની શક્તિ હતી અને વધુમા તો સર્વે સાથે મળીને લોકશાસનને હટાવવાની કોશિશમાં હતાં. આનાં અનિવાર્ય એવાં કેટલાંક પરિણામ આવવા જ લાગ્યાં. નવા ઘડાતા બંધારણ ઉપર આનો ઓપ ચઢ્યો તો નોકરશાહીની આંખે જોવાની સત્તાધીશોની આદત વધતી ચાલી. બીજી બાજુથી આવા સમયમાં પણ અસામાજિક કૃત્યો ચાલુ રાખનારા અને કાળાં બજાર તથા નફાખોરીમાં રાચનારાઓએ ધીરે ધીરે સરકાર પરની પોતાની અસરને વધારવાના યત્ન કર્યા. આ યત્નમાં પ્રથમ વાત એ નિયંત્રણોને દૂર કરાવવાની વાત.

પાકિસ્તાની પ્રેરણા હેઠળ જૂનાગઢનો સવાલ થયો અને મધ્યસ્થ સરકાર તથા જૂનાગઢની આરઝી હકૂમતે ભેળા મળીને કામ લીધું, અને પાકિસ્તાનના હાથ હેઠળ પડ્યા. નવાબને કૂતરાં મૂકીને કરાંચી ભાગી જવું પડ્યું.

પણ પાકિસ્તાને તો જુદી જ રમત આદરી હતી. મળા ચલાઈને પણ કાશ્મીરમાં કર્યું બની રહ્યાના સમાચાર આવતા હતા. ડોગરા રાજા સર હરિસિંગે કાકને કાઢ્યો અને શેરે કાશ્મીર શેખ અબ્દુલ્લાને જેલ મુક્ત કર્યા ત્યારે જ પહેલ વહેલી પરિસ્થિતિની ભયંકરતાનો ખ્યાલ આવ્યો. અને કાશ્મીર કયા રાજ્ય સાથે જોડાય છે એનો વિચાર જ ચાલતો હતો ત્યાં તો કાશ્મીર પરનું આક્રમણ શરુ થયું. કાશ્મીર હિંદ સાથે ભળ્યું અને તાત્કાલિક લશ્કરી કુમક મોકલીને હિંદે શ્રીનગરને અને એ રીતે કાશ્મીરને પાકિસ્તાનનો ઉતાએલો પ્રાન્ત બનતાં અટકાવ્યું. હિંદે આવા પ્રશ્નને સંયુક્ત રાષ્ટ્ર સમિતિ સમક્ષ મૂકયો. પાકિસ્તાનની હદમાં થઈને આવતા તાયફાવાળાને અટકાવવાનું કામ જ જો પાકિસ્તાને કર્યું હોત તો આવી પરિસ્થિતિ જ ઊભી ન થાય. પણ હકીકત તો એ છે કે પાકિસ્તાને જ કાશ્મીર પરના હૂમલાનું કૌભાંડ ઊભું કરેલું છે. સંયુક્ત રાષ્ટ્ર સંસ્થામાં ન્યાય સાંપડશે એવી આશા રાખી આદર્શયુક્ત વર્તાવ રાખનાર હિંદને અને જગતના આમ સમુદાયને ભારે નિરાશા થઈ. પાકિસ્તાની જૂઠાણાંને સત્તાની સમતુલા જાળવવા મથતા રાષ્ટ્રોએ ટેકો આપ્યો અને જાણે હિંદ જ આક્રમણખોર છે એવો દેખાવ થયો. તપાસ પંચ હિંદમાં આવ્યું અને છેવટે પણ પાકિસ્તાને પોતાનાં લશ્કર



છાબડે ઢાંકયા !

હૈદ્રાબાદના નિઝામે દુનિયાને છેતરવા ને આડે માર્ગે દોરવા નવી સમાચાર સંસ્થા સ્થાપી છે. શાહમૃગની જેમ હજી કયાં સુધી નિઝામ રેતીમા માથું નાખીને ઊભા રહેશે? કયામતના દિન સુધી !





કાશ્મીરમાં લડી રહ્યાં છે તેની કબૂલાત કર્યાનું જાણવા મળે છે. અત્યારે તો એમ લાગે છે કે સંયુક્ત રાષ્ટ્ર સંઘની તપાસનું ગમે તે પરિણામ આવે પણ હિંદી સંઘે કાશ્મીરનો પ્રશ્ન તો તોપ અને ગોળીના બળથી જ પાકિસ્તાન સાથે બતાવવો પડશે.

કાશ્મીરનો પ્રશ્ન ધૂંધવાતો જ હતો, હિંદની આદર્શયુક્ત પરદેશનીતિને આજના દુષ્ટતાભર્યા જમાનામાં કશું સ્થાન ન હોઇ શકે એવો પાઠ આખી દુનિયા હિંદને ભણાવતી હતી, તે સમયે જ છેલ્લા બે હજાર વર્ષનો સહુથી વધુ કરપીણ અને માનવદ્રોહી બનાવ બન્યો. પ્રેમનો સંદેશો ફેલાવવા મથતા, વેરને અવેરથી વશ કરવાનું રસાયણ જનતાને શીખવતા મહાત્માજીની તા. ૩૦ મી જાન્યુઆરી એ હત્યા કરવામાં આવી. કોમીવાદી રાજકારણે લોકશાસન પર, હિંદની નવી આઝાદી પર ઘા કર્યો, એટલું જ નહી પણ સમસ્ત દુનિયાના એક માત્ર પ્રકાશ કિરણને એમણે દ્વેષ અને સત્તાના અંધારામાં ગૂંગળાવી નાંખ્યું. હિંદના જીવનમાંથી તો જાણે પ્રકાશ ચાલ્યો ગયો. આજે તો ગાંધીજીની ગેરહાજરી વધુમાં વધુ સાલે છે, એમ જ લાગે છે કે મોહ-ત્તાજનો સાચો હમદર્દી ગયો, લોકશાસનનો સાચો હામી ગયો. એના જતાં પ્રજામાં અસામાજિક કૃત્ય માટેની જે આંખ શરમ હતી તે પણ ગઇ. હિંદે આઝાદી મેળવી પણ ગાંધીજીને ગુમાવીને ! આઝાદીની કેટલી ભારે કિંમત આપવી પડી ? અને તેમાં ય જ્યારે એ આઝાદી જ ખોટી પૂરવાર થતી જાય ત્યાં તો ગાંધીજીની ખોટ કેટલી વધુ સાલે તેની તો કલ્પના જ કરવાની રહી.

પંજાબના રમખાણો, ભયંકર હત્યા, પારાવાર નુકસાન: ઇતિહાસમા કોઇપણ નથી થઇ એવી હિજરત, અને નીતિમત્તાનાં અને માનવતાનાં સર્વ મૂલ્યોનું ઉત્થાપન; જૂનાગઢમાં ખેલાએલી મેલી રમત, કાશ્મીરપરનું ખુલ્લે ખુલ્લું આક્રમણ: પાકિસ્તાને હિંદની વિકાસ કેડીપર અખડાવેલો આટલો અવરોધ ઓછો હોય એમ હૈદરાબાદનો પ્રશ્ન પણ એમણે ઉપસાવી આપ્યો છે. તરંગી સ્વતંત્રતાને નામે હૈદરાબાદના નિઝામ એક ગોખલા જેવડી લઘુમતીને પડખે લઇને, પોતાના ધર્મની ન હોવાના કારણે ભારે બહુમતી પર આપખુદી ચાલુ રખાવવા માંગે છે. આમાં પ્રશ્ન હિંદની સર્વોપરિતાનો નથી. આસફજાહી નિઝામની હકૂમતનો નથી. હિંદુ અને મુસ્લિમનો નથી. ખરી રીતે તો પ્રશ્ન એ પ્રજાના સ્વાતંત્ર્યનો છે. નિઝામ, રઝવી અને પાકિસ્તાન —હથિયાર વગેરેની બાબતમાં પાકિસ્તાનની હિંદી સંઘ વિરોધી કામગીરી હવે તો સાવ ખૂલ્લી પડી છે—આપખુદીને ચિરંજીવ બનાવવા મથી રહ્યા છે. હિંદી સંઘ અને મુલ્કી પ્રજા સાચી આઝાદી માટે મથી રહ્યા છે. કાશ્મીર જેમ અહીં પણ એમ જ લાગે છે, કે આખરી ફેંસલો તો તોપ અને બંદૂક જ આણી શકશે.

[૨]

આ બનાવોની પડખે જ લોકશાસનના પ્રથમ વર્ષની, પ્રજાની અને રાજકર્તા પક્ષની સિદ્ધિઓ, પ્રામાણિક યત્નો અને નિષ્ફળતાને જોવાં રહ્યાં.

સહુથી પ્રથમ રાજકર્તા પક્ષની કામગીરીને જોઇએ કારણ કે એના આઘાત પ્રત્યાઘાતમાંથી અન્ય ઘણી વસ્તુઓનો ઉદ્‌ગમ થતો જોઇ શકાય છે.

રાજકર્તા પક્ષ સામે ઘણા વિકટ પ્રશ્નો આવીને ઊભા રહ્યા. તેમાંય (૧) હત્યાકાંડ અને નિરાશ્રિતોનાં રઝળી ગએલાં જીવનની પુનઃ સ્થાપનાનો પ્રશ્ન (૨) પાકિસ્તાનમાંથી પ્રેરણા મેળવી અહીં ઊભા કરવામાં આવતા બખેડા અને રાજ પ્રત્યેની પ્રજાની વફાદારીનો પ્રશ્ન અને આના જ પ્રત્યાઘાત રૂપનું કોમવાદી રાજકારણ (૩) ગાંધીજીની હત્યા (૪) કોંગ્રેસનું સંસ્થા તરીકેનું પલટાતું સ્વરૂપ (૫) પરદેશ નીતિ (૬) અનિયંત્રણની નીતિ (૭) પ્રજાની બહેતરીનો પ્રશ્ન (૮) દેશીરાજ્યોનો પ્રશ્ન. આટલા ઉપચારવા યોગ્ય મુદ્દા છે, એમને જરા વિગતે જેવાની જરૂર છે.

**[૧] નિરાશ્રિતોનાં પ્રશ્નો:**

આ વિષે વિચાર કરીએ છીએ ત્યા[illegible] પ્રથમ એ કબૂલ કરવું જ રહ્યું કે આ [illegible] વિરાટ કદ ધારીને હિંદની પ્રજા સ[illegible] ઊભો છે તેટલા વિરાટ કદે તો કોઇ[illegible]





સામે આવ્યો નહીં હોય. હા, છેલ્લા સમાચાર મુજબ ચીનમાં કમ્યુનિસ્ટોએ જીતેલા મુલકમાંથી લગભગ ત્રણ કરોડ જેટલાં નિરાશ્રિતો સરકારી મુલકમાં જવા નીકળી ચૂક્યા છે એ સમાચાર તાજા જ મળે છે. અને વધુમાં તો આ હિજરત માત્ર એક માર્ગી છે. કમ્યુનિસ્ટોએ જીતેલા મુલકમાંથી સરકારી મુલકમાં જ આ લોક આવી રહ્યા છે. જૂના એક ચીની કવિએ કહ્યું છે તેમ: " અમે આવ્યા એ દિશામાં પાછો ફરતો કોઇ મુસાફર અમે ભાળ્યો નથી" ×

પણ હિંદ અને ચીનની આ પ્રશ્નમાં સરખામણી તો માત્ર ઉપલક જ કરી શકાય. આપણે તો હિંદે આ પ્રશ્નમાં શું કર્યું તે સાથે જ લેવા દેવા છે.

એકલા પશ્ચિમ પંજાબમાંથી જ ત્રીસ લાખ ગ્રામવાસી (Rural) હિજરતી અને અગીઆરલાખ કસ્બાવાસી (urban) હિજરતી આવ્યા છે. આ સંખ્યામાં સિંધ અને સરહદના હિંદુશીખની સંખ્યા ઉમેરવાની. આ સંખ્યાને સામે પલ્લે પૂર્વપંજાબમાંથી જનારા મુસ્લિમોની સંખ્યા સાડીચોત્રીસ લાખ ગ્રામવાસી અને નવલાખ કસ્બાવાસી હતી. કૂલ હિંદ છોડી જનારની સંખ્યાનો અંદાજ તો નીકળવાનો મુશ્કેલ છે કારણ કે હિંદી સરકારે અને સાધારણ રીતે હિંદી પ્રજાએ પણ પરકોમની લઘુમતી હિંદમાં સ્વસ્થતા પૂર્વક નિશ્ચિંત રીતે રહી શકે એ માટે ભગીરથ પ્રયત્ન કર્યો છે. માનવતાના સર્વોચ્ચ શિખર સર કરવા મથતી આ અપ્રતિમ રાજનીતિએ પ્રજા પાસેથી મહાન ભોગ પણ લીધો. મહાત્માજી આ નીતિના હામી હતા અને એજ કારણસર એમની હત્યા થઇ એમ કહીએ તો ખોટું તો નહીં જ કહેવાય. આ કારણસર એકવાર હિંદને ત્યજી ગએલા મુસ્લિમો પણ પાછા આવે છે, અને આને લીધે જ કેટલા મુસ્લિમોએ હિંદ છોડયું એ કહેવું પણ મુશ્કેલ બને છે.

એ દેખીતું છે કે આ પ્રશ્નમાં માત્ર સંખ્યાની સમતુલાની વાત કરવી કે કક્ષાનું તાજવું સમતોલ રાખવાનો યત્ન કરવો તે છીછરી વાત છે. સાવ નિર્મૂળ બનેલા બહોળા માનવ સમુદાયને પાછા અન્ય સ્થળે સંતોષપૂર્વક વિકાસક્ષમ રીતે સ્થિર કરવા એ જ ઘણો મોટો સવાલ છે. યુરોપમાં આવા સ્થાનચ્યુત થએલા (Displaced) લોકનો પ્રશ્ન યુદ્ધબાદ ઘણો જ ઉગ્ર બન્યો છે. આવા પ્રશ્નોમાં માત્ર સાધન સગવડ કરતાં ય માનસિક પુનર્સ્થાપનાનો પ્રશ્ન ઘણો જટિલ હોય છે.

ઉપર ઉપરથી એમ લાગે છે કે હિજરતીઓનો પ્રશ્ન થાળે પડયો છે પ્રાન્તોમાં, દેશી રાજ્યોમાં અને કેન્દ્રીય કેમ્પોમાં એમને સમાવી લેવાયા છે. એમને પગભર થવાને માટેની યોજનાઓ થઈ છે અને ઘણે ઠેકાણે એ યોજના પર અમલ પણ થયો છે. જેટલું થયું છે તે ઘણી ખુશી થવા જેવી વાત છે, પણ તે તો પાગેરામાં પડેલી પૂણી જેવી વાત છે. ખરું કરવાનું કામ તો ઉપર કહ્યું તેમ આ વિશાળ હિજરતી સમુદાયને માનસિક રીતે પુનર્ સ્થાપિત કરવાનો, ઉપયોગી, ઉદ્યમી નાગરિક બનાવવાનો, પ્રજાના વિકાસમાં સાથ પુરાવનાર બનાવવાનો છે. આ દિશામાં ઘણું ઓછું કાર્ય થયું છે એ માટે કોઇનો પણ દોષ કાઢવા પહેલાં એ જાણી લેવું જરૂરી છે કે આ કામ સરકાર કરતાં પ્રજા જ વધુ સારી રીતે કરી શકે છે. અલબત્ત સરકારે એ કામ માટે પ્રજામાં ઉત્સાહ પેદા કરવો જોઇએ. ઓછામાં ઓછી હાનિએ શક્ય એટલા ટૂંકા સમયમાં આટલી મોટી સંખ્યાને ઝનૂની, ધર્માંધોના હાથમાંથી મોટે ભાગે સલામત રીતે અહીં લઇ આવવામાં હિંદી લશ્કરે ઘણી મોટી કામગીરી બજાવી છે તેની કદર કરતાં પણ એમના અહીં આવી ગયા પછીના કાર્યમાં જોઇએ એટલો વેગ, તીવ્રતા કે નિષ્ઠા દેખાયાં નથી એ વાત અહીં નોંધવી જ રહી. રાજકર્તા પક્ષ સામે આવી પડેલી મુશ્કેલીનો કોઇ પાર ન હતો, આવા કામને માટેની માનસિક કે અન્યથા એમની તૈયારી ન હતી, પ્રજાની પોતાની આર્થિક અને માનસિક દશા આ સ્થિતિમાં ખૂબ ઉપયોગી થઇ પડે એવી ન હતી. સાધન સામગ્રીની ભારે એવી ટાંચ હતી, એ સર્વ કારણોમાં ઘણું વજૂદ હોવા છતાં ય

× 'ટાઇમ' તા.-૨૬ જુલાઈ '૪૮



આ વાત તો નોંધવી જ પડશે. આજે તો એક જમાએથી નિર્મૂળ થએલી આખી પ્રજાને બીજે ઠેકાણે જમીનમાં બેસાડવાની, વિકાસક્ષમ બનાવવાની, એમને લાગેલા માનસિક આઘાતને ગાળી નાંખી એમને માનસિક સ્વસ્થતા બક્ષવાની કામગીરીમાં ખૂબ-જ થોડો વિકાસ સાધી શકાયો છે.

[૨] આખા વર્ષ દરમિયાન હરેક દિવસના હરેક કલાકે એક પ્રશ્ને સરકાર અને પ્રજા બન્નેને મૂંઝવ્યા કર્યાં છે, તે છે હિંદમાં રહી ગએલી લઘુમતીનો પ્રશ્ન. હિંદના ભાગલા પડાવવામાં આ લઘુમતીએ ઘણો મોટો ફાળો આપેલો. ભાગલા બાદ પણ હજુય સર્વથા આ લઘુમતીને, હવે પોતાને આ દેશમાં જ રહેવાનું છે અને કોમવાદને ઉત્તેજનારું રાજકારણ હવે મરી પરવાર્યું છે એવી ખાતરી નથી થઇ લાગતી. એ સારી વાત છે કે કેન્દ્રીય તથા પ્રાંતીય સરકારોએ લઘુમતીનું બની શક્યું એટલું રક્ષણ કર્યું છે, દેખીતી રીતે કોમી એખલાસને વધુમાં વધુ વ્યાપક બનાવવાનાં હરકોઈ પગલાં લીધાં છે. આમાં રાજકીય કુનેહ, સિદ્ધાન્ત ભક્તિ, માનવપ્રેમ અને ગાંધીજીની અસર એ સહુનો મોટો હિસ્સો છે.

છતાં આજે એમ નહીં કહી શકાય કે ખાસ કરીને મુસ્લિમ લઘુમતીનો પ્રેમ સરકારે સંપાદન કર્યો છે. પાકિસ્તાન તથા એમના અહીંના મળતીઆઓએ એક પછી એક એવી પરિસ્થિતિ પેદા કરી છે કે એક બાજુથી હથેલીમાં ચાંદ જોવાની આદત કેળવી બેઠેલા મુસ્લિમોને ભીતર અને ભીતરમાં પુરાણાં સ્વપ્નાં હાથવેંતમાં સાચાં પડતાં લાગે અને બીજી બાજુથી હિંદુ કોમીવાદને ભારે પુષ્ટિ મળે. અને એક દુઃખદ વાત એવી પણ બની છે કે ઘણા ઉચ્ચ સ્થાનેથી હિંદુ કોમીવાદને ઉત્તેજન મળ્યું છે,—આ બેંચાબેંચમાં દુનિયાએ ગાંધીજીને ગુમાવ્યા અને માનવયુક્ત રાજકારણના એક પ્રખર હિમાયતીની હૂંફ ખોઇ. કાશ્મીર અને હૈદ્રાબાદના પ્રશ્ને કોમીવાદી રાજકારણને જાગતું રાખ્યું છે. હવે તો હિંદુ મહાસભાને પણ રાજકીય રીતે પુનર્જિવિત કરવાની વાતો થઇ રહી છે. ફરી એક વાર એ દુષ્ચક્ર જાણે ચાલતું થયું લાગે છે. આને અટકાવવામાં સરકાર અને પ્રજાને નિષ્ફળતા મળી છે અને એ નિષ્ફળતા એ જ સફળતા છે એમ બતાવવા, આ તો જાણે સમતુલાનો યત્ન છે એવો દેખાવ કરી સંતોષ લેવાઇ રહ્યો છે.

[૩] ગાંધીજીની હત્યા એ તો હિંદની પ્રજા અને સરકારને માથેનું સહુથી મોટું કલંક છે, પણ એ સાથે જેમ એમના જીવનનો, તેમ એમના મૃત્યુનો બોધપાઠ પણ ભૂલાઇ જતો લાગે છે. હિંદને કહેવાતી આઝાદી મળી ત્યારે ય એમણે એમની લાક્ષણિક રીતે જનતાને કહી દીધું હતું: 'મારે માટે સાબરમતી દૂર છે નવખલી નજીક.' પંદરમી ઓગસ્ટ બાદ એમનાં પ્રાર્થના પ્રવચનો, લેખો, નિવેદનો સર્વનો પ્રધાન સૂર તો ભારે નિરાશાનો હતો. આવેલી આઝાદી ન તો એમની કલ્પનાની આઝાદી હતી કે ન તો એમણે કલ્પેલી રીતે આવી હતી. જે સંસ્થાને એમણે જાગતિક ક્રાન્તિનું પ્રબળ હથિયાર બનાવી તે જ સંસ્થા સત્તાના પ્રથમ સંસ્પર્શે જ માટીપગી નીકળી. અરમાનો અને મુરાદો તો ક્યાંય ગંઇ, રાષ્ટ્રપિતાના હૈયામાં તો ભારે નિરાશા હતી. "હું એકલો છું" એ કહેતી વખતે એમના મનમાં વેદનાનો કેવો અગ્નિ પ્રજ્વળતો હશે એની આજે કલ્પના પણ કેમ આવી શકે? પંદરમી ઓગસ્ટે એક પ્રશસ્તિમાં શ્રી ક.મા. મુન્શીએ નોંધ્યું હતું, "ગાંધીજી રાષ્ટ્રપિતા છે, પણ એવા કે કોઇ એમનું કહ્યું સાંભળતું નથી!"

આજે દેશમાં સહુ કોઇ પોતાને ગાંધીજીના વારસ ગણાવે છે. એક એવી કલ્પના રૂઢ થઇ લાગે છે કે ગાંધીજીનું નામ લેવાથી એમને માર્ગે ન ચાલવાના સર્વ ગુના માફ થઇ જાય છે.

ગાંધીજીના માર્ગે જવાનો ઇન્કાર કરીને, પોતે ચાલે છે તે જ ગાંધીજીનો માર્ગ છે એવો દાવો ...ગીને સત્તાધીશ પક્ષ આજે કામ કરી રહ્યો છે... પરિણામ વિષે તો આજે શી વાત કરવી

[૪] કોંગ્રેસના સ્વરૂપ પલ્ટાની વા...

રીતે તો ઉપરની વાતમાં આવી જાય છે. ગાંધીજીની કોંગ્રેસ ગાંધીજી સાથે ગઈ. આજે કોંગ્રેસ એક રાજકીય, અને તેમાંય સત્તાધારી પક્ષ બન્યો છે. એક પછી એક પગલાં એવાં ભરાયાં છે કે કોંગ્રેસે જે કાર્યક્રમને આગળ ધરીને જનતાનો વિશ્વાસ મેળવ્યો હતો અને એ રીતે સત્તાનાં સ્થાન સુધી પહોંચી તે જ કાર્યક્રમને રદ કરવામાં આવે છે, પાછો ઠેલવામાં આવે છે. ગાંધીજીએ તો આખરી સંદેશમાં ય કોંગ્રેસનું લોકસેવકસંઘનું સ્વરૂપ કલ્પ્યું હતું. કોંગ્રેસે બીજા જ રૂપને ધારણ કર્યું, એ સુદૃઢ, એકરાગી, *Monolithic*, પક્ષ બન્યો. સત્તા મારફત સેવા (જેટલી થઈ શકે એટલી)નું સૂત્ર અપનાવ્યું અને છતાં જાહેરાત તો ગાંધીજીની આખરી શિખામણને અનુસરવાની કરી! 'આઝાદીની દીપ્તિ'ની વાત ગઈ, મજૂર કિસાન પ્રજારાજની વાત પણ ગઈ. આનો પડઘો જેમ કોંગ્રેસના બંધારણ પર પડ્યો તેવી જ રીતે હિંદી સંઘના નવા ઘડાતા બંધારણ પર પણ પડ્યો છે. આ એક ભારે દુઃખદ વાત છે, છતાં હકીકત છે. કોંગ્રેસનું બંધારણ પલટાયું. કોંગ્રેસનું પ્રજાભિમુખ સ્વરૂપ પણ પલટાયું. સત્તાએ સાવ થોડા સમયમાં વિકૃતિ આણી.

[૫] બ્રિટિશ શાહીવાદ સામે લડાતા આઝાદીયુદ્ધના સમયથી હિંદની પરદેશનીતિ એક આકાર લઈ રહી હતી. શાહીવાદી અને સત્તાધારી માનસ ધરાવનારાઓનો વિરોધ અને આઝાદીપસંદ પ્રજાઓ સાથે હમદર્દી: આ એ વખતનો સૂર હતો. એના મૂળમાં તો હિંદી પ્રજા પોતે પરતંત્ર હતી તે વાત હતી. પણ હિંદી પ્રજા સ્વતંત્ર બની ત્યારે આ મૂળ વાતને રાજકીય રીતે, ઉપસાવવાની વાત આવી. આમાં હિંદની આદર્શયુક્ત પરદેશનીતિનું મૂળ રહ્યું છે.

હિંદ આજે સત્તાની સમતુલાનું રાજકરણ એની ઉત્કટતાએ પહોંચ્યું છે. હિંદ એમાં એક યા બીજા પક્ષે ભળવાની યોગ્ય રીતે ના પાડે છે, અને એનાં ફળરૂપે સંયુક્ત રાષ્ટ્ર સંઘ સંસ્થાને હાથે અયોગ્ય વર્તાવ પણ વેઠે છે. દક્ષિણ આફ્રિકાનાં સંઘ સંસ્થાની ચૂંટણીના અને છેવટે કાશ્મીરના પ્રશ્ન પર હિંદની સાવ વાજબી, ન્યાય અને નીતિયુક્ત માગણીઓની પણ ઠઠ્ઠા ઉડાવવામાં આવી છે, અને એક વાર તો હિંદને જ કાશ્મીરમાં આક્રમક હોવાનું કબૂલવા કહેવાની હદ લગી પણ આ સંસ્થા પહોંચી હતી. છતાં હિંદે એ સંઘ સંસ્થામાં પોતાનો વિશ્વાસ જારી રાખ્યો છે. કારણકે હિંદની પરદેશનીતિનો પાયો આંતરરાષ્ટ્રીય એખલાસની, યુદ્ધનિવારણની આદર્શનીતિ પર રચાયો છે.

અનુભવે એટલું પણ શીખવ્યું છે કે આટલું જ પૂરતું નથી. એ સમય આવી પહોંચ્યો છે જ્યારે સત્તાના રાજકારણના વિષચક્રને તોડવા, આઝાદ પ્રજાઓને માથે તોળાઈ રહેલા શાહીવાદે શોષણને લક્ષમાં રાખીને હિંદે પોતે એક સમકક્ષ પ્રજાઓનું જૂથ ઊભું કરવું. આવો 'બ્લોક' એ જ આ આદર્શયુક્ત નીતિને અમલી બનાવી શકે. એકલા હાથે તો આવી નીતિનું પાલન એ છતી આંખે લૂટાવા જેવી વાતમાં પરિણમે.

[૬-૭] અ-નિયંત્રણની નીતિ અને પ્રજાની ખુવારીનો પ્રશ્ન એ એક જ પ્રશ્નની બે બાજુ જેવા છે. આઝાદીના પહેલા વર્ષમાં આર્થિક રીતે આમ સમુદાયની તો પાયમાલી જ થઈ છે. આનાં અનેક કારણોમાં, કોઈપણ પ્રકારની સળંગસૂત્ર યોજનાનો અભાવ, ઉદ્યોગપતિ અને મૂડીદારોની સરકાર પરની ઘેરી અસર એ બે મુખ્ય કહી શકાય. નિયંત્રણ માત્રથી પ્રજાની હાલાકી વધી એમાં નિયંત્રણનો નહીં નિયંત્રણના સરકારી તંત્રનો દોષ હતો. આ વસ્તુનો સ્વીકાર કરીને એમાં સુધારો કરવાને બદલે સરકારે અ-નિયંત્રણનો સસ્તો સભારંજની પ્રયોગ કર્યો અને છ માસ કરતાં ય ટૂંકા ગાળામાં પ્રજાની હાડમારીની માત્રા, સહનશક્તિની મર્યાદા બહાર જતાં,' ફરીથી નિયંત્રણો મૂકવાની સ્થિતિમાં સરકાર મૂકાઈ છે. પ્રજાની કમ્મર તૂટતી રહી છે. ફુગાવો ચાલુ છે, બેહદ નફાખોરી ચાલુ છે. મોંઘવારી વધતી જાય છે. પ્રજાના મોટા ભાગને માટે જીવવું મુશ્કેલ છે. સરકાર હજુ વિચાર ચલાવી રહી છે!

[૮] છેલ્લો વિચારવા યોગ્ય પ્રશ્ન તે દેશી

રાજ્યોનો પ્રશ્ન. લોર્ડ ડેલહાઉસીનું બાકીનું રહેલું કામ સરકારે બારમાસ જેટલા ટૂંકા ગાળામાં પૂરું કર્યું એમ કહેવાય છે. આમાં અર્ધ સત્ય છે. જે રીતે 'મર્જર' કે 'યુનિટ' કરવામાં આવ્યાં કે પગ પર ઊભા રહી શકે એવી (Viable) રિયાસતો રહેવા દેવાઇ એ વાત વિષે જરૂર અભિમાન લઇ શકાય પણ આને જ દેશી રાજ્યના કહેવાતા પ્રશ્નની બાબતમાં આખરી શબ્દ તરીકે સ્વીકારવા જતાં ભારે ભ્રમ ઊભો થશે. આજની પરિસ્થિતિને કાયમી સ્વરૂપ આપવાનો યત્ન માત્ર પ્રજાનો અને લોકશાસનનો દ્રોહ કરનારી વસ્તુ બનશે. માત્ર સાલિયાણાનો પ્રશ્ન જ આમાં અગત્યનો છે એમ ન માનવું જોઇએ. આજની યોજનામાં ય આ રાજપ્રમુખો અને રાજાઓને હિંદના રાજકારણમાં સ્થાપિત હિતનો સ્વાંગ ભજવવાની છૂટ આપવામાં આવી છે. આ વસ્તુ લોકશાસનમાં જરાકે ચલાવી લઈ શકાય એમ નથી જ.

બનાવો અને એમાંથી ઉદ્‌ભવતા વિવિધ પ્રશ્નોને આપણે ઉપર જોયા. અહીં 'અમલ'ની લાક્ષણિકતાઓને જોવી જોઇએ.

એ વસ્તુ તો સાવ નિર્વિવાદ છે કે લોકશાસન પ્રજાના કેળવાએલા મત અને વિશ્વાસ પર જ નભી શકે. આ વિશ્વાસ એ જો માત્ર આદર અને શ્રદ્ધાના નાણાવાણે જ વણાયો હોય તો ઝાઝો ન ટકે. પણ જો એમાં સમજણનો પાસ ચડ્યો હોય તો જ ટકી શકે. આ સમજણ પેદા કરવી અને ઘૂંટવી એનું જ નામ એ લોકશાસનની કેળવણી. આ કેળવણીની લાક્ષણિકતા એ છે કે જે સત્તાપર હોય તે પક્ષે તો લોકશાસન વિષે ખૂબ સાવચેત રહેવું રહ્યું. જો સત્તાપર હોય એ પક્ષ લોકશાસનની રીત રસમોનો અનાદર કરે તો એના જે વિરોધી હોય તે બંધારણીય રીતની સ્વયં સ્વીકૃત મર્યાદાને ફેંકી દઇને અનિચ્છનીય માર્ગે જાય. પરિણામે તો લોકશાસન જ ન રહે. એ એક પ્રકારની તાનાશાહી જ બને.

કોંગ્રેસ આજે રાજકીય પક્ષ તરીકે સત્તાપર છે. એણે પ્રજાને લોકશાસનની કેળવણી આપવાને માટે કેટલું કામ કર્યું તે જોવા સમજવા જેવી વાત છે. આનો સાવ સાદો અર્થ કરવો હોય તો એટલો થઇ શકે કે એણે પોતે લોકશાસનની કેટલી મર્યાદા સ્વીકારી? કેટલી અવગણી? પ્રજાના દિલમાં લોકશાહી રસમની વેલ ફૂલે ફાલે એ માટે એણે શું કર્યું?

વર્તમાન વિષે નિરાશા અને ભાવિ વિષે ભય ઉત્પન્ન કરે એવી વાતો આ માનસિક ભૂમિકા પર બની છે, અને પ્રજાના ઇતિહાસમાં હમેશાં બનતું આવ્યું છે એમ એ માનસિક ભૂમિકાના ભૌતિક આવિર્ભાવ પણ થાય છે. થયા છે. સહુથી પ્રથમ તો રાજકર્તા પક્ષે સર્વ વાત સામે એક સબળ હથિયાર શોધ્યું. આને આપણે 'સંકટવાદ'ના નામે ઓળખાવી શકાય. કશી પણ વસ્તુની વાત આવે ત્યારે તુરત જ સંકટને આગળ ધરવામાં આવે. જિંદગીની એક એક પળ એ વાસ્તવિક રીતે તો સંક્રાન્તિની-કટોકટીની, સંકટની પળ છે. સાચો પુરુષાર્થ એ સંકટની ઘાંટીને વટાવીને પ્રજાને આગળ લઇ જવામાં છે. માત્ર એ સંકટને જ આગળ ધરીને યથાસ્થિતિને ટકાવી રાખવાનું કામ કરવું એ તો ભૂતકાલીન ગૌરવ પર જીવવાનો પ્રયત્ન જેવું છે.

અમલનાં માનસિક લક્ષણો ક્યાં એમ સવાલ પૂછાય તો ખૂબ નક્કર રીતે ત્રણ ચાર વસ્તુઓ આગળ ધરી શકાય. પહેલું તો રાજકર્તા પક્ષે તંત્ર (Government) ને રાજ (State) સાથે અને એ બન્નેને પોતાના પક્ષ સાથે એકરૂપે વર્ણવ્યા કર્યું છે. પક્ષ સામેના વિરોધને રાજદ્રોહ લગી ગણાવવાની હદે રાજકર્તા પક્ષ ગયો છે. આના તો અગણિત પૂરાવા મળી શકે એમ છે. પણ એના પરિણામ વિષે અસાવધ રહેવું એ તો લોકશાસનને ઊંડા ધરામાં પધરાવવા જેવું છે. જો આ જ એકત્વ ચાલુ રહે તો પરિણામ તો તાનાશાહીમાં જ આવે. ભલે ભાષા 'સેવક' અને 'સેવા' તથા 'સેવ્ય'ની રહી પણ પરિણા[illegible] એનું એ જ રહે છે.

યથાસ્થિતિમાંથી ય પાછળ લઇ [illegible]

(અનુસંધાન પાન ૧૬)

# પાનગોષ્ઠિ

અ-કવિ

કેટલાક મિત્રો મને કાગળો લખી મોકલે છે. તમે પાન ગોષ્ઠિ બંધ કેમ કરી? એટલે મને થયું કે લાવને ત્યારે, નવરા બેઠા જે બે ચાર પાન [નાગરવેલનાં] વપરાયાં તે એમ ધારીને. લખવા તો બેઠો, પણ વિષય—કોઇ વિષય જ મળે નહિ. જો કે પાનગોષ્ઠિમાં એ સુખ છે કે કોઇ વિષયની તમારે જરૂર જ નહિ. છતાં જ્યારે લખવા બેઠા ત્યારે કાંઇક એવું ન લખીએ જેમાં વિષયનો વિષય હોય —ને વાતની વાત હોય, અને વળી કાંઇનું કાંઇ હોય!

એક વખત મને અનુભવ મળ્યો તે જ આજ તો આપું છું. તમારો જીવડો તો ક્યારનો આધુનિક રાજકારણ ઉપર કાંઇક જાણવા તલસી રહ્યો હશે પણ એમ કાંઇ મારો દી ફર્યો નથી. મને પણ મોરારજી દેસાઇના હાથની, મોઢા આગળ એ બોડછાની પેઠે ઊભી રાખે છે, ને ફોટુમાં વારંવાર દેખાય છે, એ લાકડીની ભા! બીક લાગે છે. હમણાં એ સોલાપુર આંટો મારી આવ્યા ને નિજામ જેવો નિજામ તો શાંત થઇ ગયો? અને વળી એમણે આગાહી કરી કે ત્રણ ચાર મહિનામાં નિજામનું ઠેકાણે. આજથી ચાર પાંચ મહિના પહેલાં પણ એવી જ આગાહી કરી હતી કે ઉતાવળા થાવ માં ભા! અમારા ધ્યાન બહાર નિજામની વાત ન હોય. ચાર છ મહિનામાં એ ઠેકાણે. પણ આ તો બ્રહ્માની પેઠે, નેતાના મહિના એટલે જરા વાર તો લાગે નાં? બાકી ભવિષ્યમાં જેમ શ્રી. મેઘાણી લખતા કે ચાંદલો તો આનંદશંકરભાઇનો તેમ લખાય કે આગાહીઓ તો મોરારજી ભાઇની તો ના નહિ! પણ હેં, ભલા! આ નવ નવ મહિના થ્યાં ત્યાં હાલ્યું છે, આ પાકીસ્તાન વાળા અભી બોલ્યા ને અભી ફોક કરે છે, અને આપણે નવ મહિના સુધી ગીતાજીના શ્લોક જ પઢ્યા એ માળું કયું રાજકારણ હશે? કે શાંતિમાર્ગે આવતી ક્રાન્તિનો આ નવો નુસખો હશે? આપણે તો ભા! આ ઊંડા પાણીમાં ઊતરવાના સોગન લીધા છે. એમ તો સરકાર બધાયને પહોંચી વળે તેવી છે. જુઓને એક કાયદો કર્યો ને કાપડિયાને હેઠા તો બેસારી દીધા! એ તો વળી કોક પેચવાળો હશે, એણે હાંક્યું કે હવે આ ઝીણું કાપડ બાપા! આવતે અવતાર પામો તો! —અને માળું માણસનું મન, કોણજાણે શું છે તે કાયદાનો અક્ષર વાંચવા ઊભું ય રહેતું નથી, એટલે થઇ પડી દોડાદોડી! અને એ તો પછી બાપા રહી જવાની વાત, એટલે જેમ બાડિયા આગળ બસમાં બેસવા દોડે છે એમ જ તો! પણ કાયદો તો થઇ ગયો કે નહિ? ભલેને એની અસર ગમે તેવી થઇ! અક્ષર માંડયાં હશે તો કોક દી વંચાશે. મારો તો એમ જ વિચાર કે તમામ બાબતને લગતાં પહેલવહેલાં કાયદા કરી નાખીએ. એટલે ભાંગવા વાળા કેમ ભાંગે છે એની ખબર પડી જાય: અને એ ખબર પડે, પછી આપણે સુધારા કમિશન બેસારતાં કેટલીવાર? આવું હોય તો આપણા થોડાક નવરાધૂપ 'ઇંગ્લેંડ રીટર્ન' ના રીંગણાં પણ જોખાય: અને એ તો સૌને એમ લાગે છે બાકી જવાહરલાલે ચોખ્ખું ન સંભળાવ્યું કે અમારા દોષ ગણાવો છો—પણ ગુણ—ગુણ એક પણ જોયો?

આપણા આ લોકો આવા ટીકાખોર છે એ ખબર પણ જાતી હમણાં જ પડી. તે પહેલાં તો તમામ પ્રકારની શૂરવીરતા આ લોકોમાં જ દેખાતી હતી! પણ માળા લોકો ભારે ઢોંગીલા! પોતે હતાં ઘેટાં ને સિંહનો દેખાવ કરીને સભામાં આવ્યા કરે. એમાં આપણા નેતા છેતરાઇ ગયા ને સ્વરાજ લઇ લીધું. નહિતર તો ત્યારે જ ના ન પાડત—? એવી સત્તાની ભૂખ આંહીં કોને હતી! સત્તા તો અમારી પાછળ દોડતી હતી—ને અમે એને પહોંચવા દેતા ન હતા—પણ લોકોએ ભારે ગોટાળો કર્યો. હવે તો આ ઘેટાં છે એ ખબર પડી એટલે લાકડી વિના ઠેકાણે નહિ આવે. થોડાક મોં બંધ કરનારા કાયદા કર્યા વિના લોકના મોટા વર્ગનું કર [illegible] નહિ થાય. અને ભા! એ તો તમે બહાર ઊ[illegible] જુઓ, એટલે તમને એમ લાગે. જઇ. કયે કોઠેથી અંદર જવાય એ





ન પડે—ને ક્યાંથી બહાર નીકળાય એની પણ ખબર ન પડે. એ તો અમે રાત દી આ રાજદ્વારી નેતાગીરીનો ધંધો કરેલો એટલે કાંઇક ગતાગમ પડે બાકી કાચો પોચો તો તળમાં રહી જાય !

જુઓને ધ્યાન રાખ્યું'તું, ડાહ્યાડમરા કહ્યાગરા નિશાળિયાની પેઠે પાકીસ્તાનમાસ્તરને, નોટ બતાવી બતાવીને ખાતરી કરાવી'તી કે તમારા કહ્યા પ્રમાણે સાહેબ ! તમને અમે માલ મોકલતા રહ્યા છીએ, તોય સાલો પેટ કદી ન ગયો કે આ રેલ્વે અમારી છે ને રૂપિયા તો ભરી દીધા છે ! એ તો સારું થયું કે તરત ખાતામાં જોયું એટલે ખબર પડી કે હજી રૂપિયા નથી આવ્યા, સિંધથી રેતીના કાંકરા આવ્યા છે, નહિતર એક વરસ પછી ખબર પડે તો ? કારકુનની ભૂલ ! સાળા હમણાં ગોરા સાંબ ભાગી જતાં કાળા સાંબના જમાનામાં કારકુન પણ ફાટી ગયા છે !

પણ હેં ભાઇલા ! આ તમારી ભૂલો તો ઠીક-આવી કાંઇ ભૂલો હોતી હશે ! આપણે સૈન્ય ઊઠાવી લઇએ, સેંકડો હજારોનાં જાન જાય, હિંદુ હિંદુ મટી જાય, સ્ત્રીઓ ઉપર ઇતિહાસે નહિ જાણેલા એવા અત્યાચારો થાય, અને તમે તો બે જ વાક્ય બોલો. આ ભૂલ થઇ ગઇ અમારી. વિશ્વાસે ને વિશ્વાસે—ને નહિતર બીજો ધણી ધારી લ્યો ! એ તો તમારી લોકશાહી હિંમત એટલે તમે બોલો, બીજો હોય તો કહેશે નથી રમતા જા. અમે દી કહીએ છીએ તોંય રાત કીધા કરો છો !

માળું લોક ભારે અવળચંડીનું છે. પોતે કાંઇ કરતું નથી ને બીજા કરે છે એની ટીકામાંથી નવરું થાતું નથી. દોષ જૂએ છે ને ગુણો કોઇ જોતું નથી. એ એમ નથી જોતું કે પેલો લોટ આવ્યો એમાં ઇયળો હતી—તો અમે તરત ઇયળો કઢાવીને પછી લોટ વાપરવાની સૂચના છાપાંમાં પહેલાં કરાવી દીધી'તી ! ને તે પણ કેવા મોટા અક્ષરે ! પાંચ વરસની 'રી તમામ યોજના અમે સૌથી પહેલાં લોક-માટે પ્રગટ કરાવી દીધી'તી. ગોરો સાંબ ચાકોને મળતો જ નહિ—અમે જ્યાં જાઇએ ત્યાં પહેલી 'પ્રેસ કોન્ફરન્સ' ભરીએ છીએ. ને ગાર્ડન-પાર્ટી લઇએ છીએ. એ તો પ્રેસવાળા બહુ મંડ્યા કે અમને સંયમ શીખવો ને શીખવો, ને બીજું, આપણે ત્યાં સ્ત્રીઓ અત્યાચાર સહન કરે એ તો જાણે ક્રાન્તિને અંગે બધે થાય છે, પણ આપણા છાપાંવાળા માળા, એ બૈરાંની જાત લખ્યા કરતા'તા. અને અમારે કોઇ દિવસ, એક આખી જાત ખતમ થઇ જાય તો ભલે, પણ કોઇ ધર્મી રાજ રહેવા દેવું નથી નેં ! એટલે આ છાપાંને જરાક આડીખીલી કરી છે, બાકી અમારાં પ્રવચનોને પાંચ પાંચ 'એમ' માં મૂકીને, પોલ્સનના ડબ્બા ખાલી કરવાવાળો અમારા જ ભાઇઓને, એમ કાંઇ અમે સતાવીએ ? પણ માળા સમજે જ નહિ ! અત્યાચારના આંકડા આપે ! અલ્યા ભાઇ ! ખૂના મરકી, અપહરણ, અત્યાચાર—એના આંકડા અપાતા હશે ? એનાં તો પછી પાછળથી પુસ્તકો ક્યાં નથી લખાતાં ? લેખો ક્યાં નથી લખાતાં ? ભલેને વાંચવાવાળા મરી ગયા હોય પણ એમનાં નામ તો અમર થઇ જાય !

હવે જુઓને, મને જાણે આ પુસ્તકોને અંગે ઠીક-ઠીક લોકો ઓળખતા થયા છે. ઓળખાણને લોકો ખાણ માને છે. હું એને ખીણ માનું છું. એક વખત મને જે અનુભવ થયો તે પછી તો મેં નિશ્ચય કર્યો છે કે આપણે બે કામ ન કરવાં. એક જાણે કોઇ ધંધાદારી એટલે વેપારી રાજદ્વારી નેતાને પડખે ન ચડવું. એ તમને ચડાવી દેવાનો ! અને બીજું જે પારકા છોકરાં જતી કરવા નીકળ્યા હોય એવા ધંધાદારી લોકસેવકોના ભાપણોમાં ન જવું. પણ એક વખત તે છતાં ભૂલ થઇ ગઇ. એમાંથી એક ઓળખાણ થઇ. એ ઓળખાણવાળાને ખબર પડી કે મારે ચશ્માં સારી 'ફ્રેમ'નાં સોંધાં જોઇએ છીએ.

એણે પરોપકાર કરવા માટે મને એક ચિઠ્ઠી લખી આપી. એ સાહેબને ત્યાં મારી આંખ જોઇ તપાસી બરાબર નંબર મેળવી ચશ્માં લેવાનાં હતાં.

આપણે તો ચિઠ્ઠી હાથમાં ને ખપા મળવા. ત્યાં

સાહેબ ન હતા. પણ એનો કમ્પાઉન્ડર બેઠો હતો એને ચિઠ્ઠી આપી. હવે મને શી ખબર કે આ કમ્પાઉન્ડર પંદર દિવસ થયાં રહ્યો છે એટલે તમામ શીશીઓ હાથમાં ફેરવવાનો શોખ ધરાવે છે ! મેં તો ચિઠ્ઠી આપી ને એ વાંચીને, છક્ક થઈ ગયો હોય તેમ મારી સામે જોઇ રહ્યોઃ 'ઓ' હો ! સાં'બ ! આપની તો મેં બહુ વાર્તાઓ વાંચી છે ! આજે જ મેં એક વાંચી. બહુ સરસ છે. હું તો આંહીં પણ લાવ્યો છું–' એણે ટેબલના ખાનામાંથી ચોપડી કાઢીને બતાવી ને મારા તો રામ રમી ગયા !

હું હમેશાં બે વસ્તુથી ધ્રૂજું છું. એક અગ્નિથી ને બીજું મારા વખાણનારાથી. અગ્નિમાંથી બચવાની આશા રાખી શકાય. બાકી આ બીજામાંથી તો તમારું મૃત્યુ અનિવાર્ય.

મને થયું કે હવે આંહીંથી ભાગી છુટાય તો સારું. કારણ કે આ જે આંહીં બેઠો વાર્તાઓ વાંચે છે એ મારી આંખ ચોક્કસ ફોડવાનો ! એટલે મેં કહ્યું: 'ત્યારે હું પંદરેક મિનિટ પછી આવું. ત્યાં સાહેબ આવી ગયા હશે ! '

'અરે ! હમણાં જ આવશે. બેસો ને, તમારી પેલી વાર્તામાં એક ભાઇ આવે છે–અરે ! એનું નામ ભૂલી ગયો......'

'પણ ભાઇ ! મારે આંહીં તો ચશ્માનું કામ છે!'

'એમાં વાંધો નહિ સાહેબ ! આપણે ટીપાં નાખી લઇએ એટલે પછી સાં'બ આવીને તરત નંબર કાઢી આપશે !'

એણે તો તરત એક રૂપકડી શીશી ઉપાડી પણ ખરી. મેં કહ્યું: 'પણ ભાઇ ! આમાં ટીપાં નાખવાનાં નથી. આ તો બેતાળાના ચશ્માં છે !'

'અરે સાં'બ ! એમ કાંઇ આપને ખબર ન હોય ? ને તમારે તો રાત દી વાંચવાનું કામ...પણ આપની પેલી વાર્તા...'

મેં કહ્યું: 'જુઓ ભાઇ ! તમારું નામ શું ?'

'ભાઇશંકર !'

'ત્યારે જુઓ ભાઇશંકરભાઇ ! આપણે અત્યારે હવે એ બધી વાતને ખાડામાં નાખીએ, આપણે આપણા આ કામમાં ધ્યાન રાખો !'

'હા હા, સાં'બ ! ભલે, આપ આંહીં પધારો —આ હું લાવ્યો...'

ભાઇશંકર એક શીશી તો ઉપાડી આવ્યો પણ મને એની એવી બીક લાગી કે ન પૂછો વાત. એને શીશીઓ ફેરવવાનો ઉત્સાહ જોઇને મારા તો રામ-રમી ગયા !

મેં 'કહ્યું: ભાઇ ! આમાં ટીપાં નાખવાનું કામ નથી હો–' એણે કહ્યું:'તો જેવી આપની ઇચ્છા. પણ અમને ખબર નહિ હોય ? રાત દી આ ધંધો છે. તમારો પછી અરધો કલાક બગડશે !'

એટલે ભાઇશંકરે મારી આંખમાં ટીપાં નાખ્યા. ને પછી તો મારી આંખો મીંચાણી એટલે બેઠો નવી નવી સાહિત્યકૃતિઓની વાતો કરવા !

હવે ? મારો જવાબ આપ્યા વિના શી રીતે છૂટકો થવાનો ? એટલે અરધો કલાક એની સાથે સાહિત્યની ટૂંકી વાર્તા વિષે લમણાઝીંક કરી. અરધા કલાક પછી સાં'બ આવ્યા ત્યારે ખબર પડી કે ભાઇશંકરે ગોટાળો જ કર્યો' તો.

મારી દૃષ્ટિને બરાબર પંદર દિવસ સુધી એનાથી શોષવું પડયું.

ત્યારે આ આપણા ભાઇશંકર કમ્પાઉન્ડર વાળી વાત છે ! ખબર તો સૌને છે કે દાળમાં કાંક કાળું દેખાવા માંડયું છે ! પણ કઇ શીશી ને કઇ દવા ઇ વાત બધી ભગવાન ભરોસે ! એટલે જે વખતે જે હાથમાં હોય એ રમકડું કાઢી નાખે. લોકબાળક રીઝે તો ઠીક–નહિતર એ ભાંગીને વળી બીજું !

પહેલાં તો જેને સાબરમતી રેતસભામાં ગધેડાં જ ગણતો—એ આઇ. સી. એસ. નો જાણે હવે પાછો બધે સિક્કો વાગવા મંડયો છે. એ એક જણે મને કાગળ લખ્યો છે. એમાં એણે લખ્યું છે કે જાણે તમારી કૃતિનું મૂલ્યાંકન તો હોય જ નહિ–કારણે કે એ તો અમૂલ્ય જ કહેવાય–એટલે દારૂનિષેધમાં આપો ! તમે મોકલતા રહે[illegible] ને અમને પસંદ આવશે તો અમે લેશું. [illegible] ઘરનો ધંધો છે ! જેમ અમારે આ ધંધો[illegible]

એમ કહેવાય છે કે દુનિયાને જ્યાં[illegible]





સિક્કાની ખબર પડી ત્યારથી એનું નિકંદન નીકળ્યું. એ સિક્કો ચલાવનારો વેપારી મણાયો. એણે તમામ વસ્તુને વેપારમાં ફેરવી નાખી. મારી પડખે મારો એક બારે બુદ્ધિહીન મિત્ર રહે છે. એ મને કહેતો'તો કે વેપારીઓ તો હલકા છે જ, એમણે કાળાં બજાર કર્યાં. માલની તંગી ઊભી કરી. અને વસ્તુમાત્રને વેપારની દૃષ્ટિ લગાવી દીધી. પણ કવિતા, કલા, ભાવના, શિક્ષણ, સરકાર, એવી એવી તમારી ભારે ભારે મૂલ્યવાન ચીજોનો, જે લોકો વેપાર કરવા નીકળ્યા ને વસ્તુને નહિ પણ તમામ પ્રકારની માનસિક શક્તિને જેમણે પૈસામાં ફેરવી નાખી— કોઇ ક્યાંય પેઠા કોઇ ક્યાંય પેઠા, એ નવા પ્રકારના વેપારી, આ જૂના પ્રકારના વેપારીથી વધારે સારા એમ? દારૂ વેચવો—ને 'પ્રોપેગેન્ડા' કરવો—એમાં કયું વધારે સારું છે એ તમે કહી શકશો?

કલાલના કરતાં પણ ધંધાદારી રાજદ્વારી માણસો વધારે ભયંકર છે.

હું તો એ બુદ્ધિહીન માણસના નિદાખોર પડછાયાને ત્યાર પછી પડખે જ ચડયો નથી.

પણ મને એમની એક બીક તો લાગે છે. આ બુદ્ધિહીનો ઘણીવખત સાચી વસ્તુને ક્યાંકથી માળા ગોતી કાઢે છે!

અને પછી તો આ હમણાં—ચૂંટણીમાં થયું એવું જ તો! તેરા તેલ ઔર તેરા ખેલ 'મનકી આયા મેલ મોહનિયા! મનકી માયા મેલ'

એટલે લોકોને હવે અક્ષરજ્ઞાન નહિ પણ વિવેકની જરૂર પડે તેમ લાગે છે!

ભગવાન! ભગવાન! આપણે તો આ પાનગોષ્ઠિમાં, પાન એટલે મદ્ય શબ્દ છે એમ કહીને કોઇ કાપ ન મૂકે તો ઘણું. બાકી તો આ મોટી વાતુમાં આપણો ગજ પણ શું વાગે? ને સૌ જાણે છે કે પાનગોષ્ઠિ એટલે તો પાનગોષ્ઠિ. એમાં નહિ સાચું કે ખોટું. નહિ ઢંગ કે ધડો. નહિ ગંભીરતા કે આક્ષેપ. નહિ વાત કે ચીત એ આ ˋ ? જે દિવાસ્વપ્ન આવ્યું એ અમારી પાનગોષ્ઠિ! એને સાચી માનનારો બુદ્ધિહીન; ને ˋ:ˉ ખોટી માનનારો અક્કલહીન. ★

(અનુસંધાન પાન ૧૧ થી ચાલુ)

પરિસ્થિતિ તે નોકરશાહીની અતિશય દૃઢ બનેલી જડ. અંગ્રેજના અમલમાં સર્વ વસ્તુના દોષનો ટોપલો નોકરશાહીને માથે ચડતો. આજે નોકરશાહી લગભગ એવી જ દૃઢ સ્થિતિમાં છે. પણ સાથે સાથે એની તુમાખી વધી છે. લાગવગ અને લાંચરુશ્વતનું જોર પણ વધ્યું છે. અને સાથે સાથે કાર્યક્ષમતાનો દુ:સહ અભાવ પણ વધ્યો છે.

ત્રીજી વસ્તુ તે આવી નોકરશાહીના સ્થાનિક અંકોડા પર રાજકર્તા પક્ષના સ્થાનિક એકમની લાગવગ અને દાબ દબાવ વધ્યા છે તે હકીકત. આના પુરાવા તો શ્રી ખેર અને ડો. રાજેન્દ્રબાબુનાં નિવેદનો અને પક્ષના સભ્યોને આપેલી શિખામણમાંથી મળે છે અને એ શા કેટલો ઊંડો ગયો છે તેની પણ જાણ લાગતા વળગતાઓએ આ શિખામણ સામે દાખવેલા રોષ પરથી જોવા મળે છે.

ચોથી વસ્તુ તે રાજકર્તાપક્ષે દાખવેલો કાયદાનો અનાદર. વરિષ્ટ ન્યાયાલયના ન્યાયમૂર્તિઓએ પૂરી ગંભીરતા પૂર્વક આ વિષે સહુનું લક્ષ દોર્યું છે. એટલે એ વિષે અહીં ઝાઝો ઉહાપોહ કરવાનું રહેતું નથી.

આમ આ વર્ષનું સરવૈયું કાઢવા જઇએ તો આનંદ અને ઉલ્લાસ આવવાને બદલે, આઝાદ થવા તે બદલ પ્રફુલ્લતા અનુભવવાને બદલે ઊલટા શંકાશીલ બની જવાય છે.

આજે પ્રજાના મનમાં ભારે વસવસો દેખાય છે અસંતોષ ખદબદે છે. સહુ પોતાની જાતને જ જાણે સવાલ પૂછી રહ્યો છે, આ છે આઝાદી? બુદ્ધિપૂર્વક જો આ અસંતોષને વાચા નહીં મળે તો એ કેવું સ્વરૂપ લેશે એ કેમ કહી શકાય?

નવી આઝાદીમાં હિંદનો કોઇ મિત્ર નથી બન્યો. આંતરિક રીતે અને બાહ્ય રીતે એની આઝાદીને ઝૂંટવી લેવા કે પાંખી કરી દેવા અનેક અનિષ્ટ બળ તૈયાર બેઠા છે. એ સહુને જીતી શકાય, જો પ્રજાને સાચી લોકશાસનની તાલીમ અપાય તો. પણ કમનસીબે એની આડે તો 'સંકટવાદ'નો રાહુ ઊભો છે. ★

**ચાલી આવતી આપકથાનો હપ્તો સોળમો**




ધૂમકેતુ

મહાઉદ્દીન કૉલેજમાં જ્યારે હું ફરીવાર પ્રિવિયસની પરીક્ષા આપવા માટે દાખલ થવા ગયો ત્યારે કૉલેજની બીજી ટર્મ હતી રેસીડન્સીમાં ક્યાંય 'રૂમ'નો પત્તો ખાય તેવું ન હતુ. એ વખતે પોરબંદરના મારા સંગાથી રેવાશંકરનો પણ ત્યાં અભ્યાસ ચાલતો. ઘણું કરીને એ પણ મારી પેઠે જ પ્રિવિયસમાં ઊડી ગયેલ. એટલે ત્યાં બીજી ટર્મમાં પરીક્ષાર્થી તરીકે અમારો બન્નેનો ભેગો થઇ ગયો.

અમે 'રૂમ' શોધવા માટે બહુ પ્રયત્ન કર્યો પણ ક્યાંય પત્તો ખાધો નહિ. ક્યાંક ફળીમાં ઘોંઘાટ ઘણો હોય તો ક્યાંક કૉલેજથી અંતર ઘણું હોય. ક્યાંક ભૈરાં વધારે હોય તો ક્યાંક છોકરાં જાજાં હોય. અમારે તો કાળવા દરવાજાની આસપાસમાં મળી જાય તો જ મકાન ખપ લાગે તેમ હતું. અંતે મેં ડાબી દિશામાં ગઢની રાંગે રાંગે આવેલ લાકડાં છાણાં ને ઘાસ વેચવાવાળાં રહેતાં હતાં એમાં એક નાનકડી ઓરડી શોધી કાઢી. ઓરડી બીજે માળ હતી અને આખા ફળીની પ્રવેશ ડેલી ઉપર હોવાથી, એક રીતે છુટક પણ કહી શકાય તેવી હતી.

આંહીં વાંધો એક જ હતો. ફળીમાં ઢોર ઘણાં હતાં. ગૌ સઘળાનાં છાણાં વગેરે ઓરડીની પાછળ જ થપાતાં હતાં. મને તો એમાં કાંઇ બહુ વાંધાભરેલું લાગ્યું નહિ. પણ રેવાશંકર તો રહ્યો ડૉક્ટરી વાતાવરણમાં ઉછરેલ. એને આ વસ્તુ ખૂંચવા માંડી.

પણ બીજે ક્યાંય ઓરડી હતી નહિ એટલે ચલાવ્યા વિના છૂટકો ન હતો. પણ હમેશાં સવારે ઊઠીને અમે બન્ને જણાં સામસામા ચોપડી કાઢીને બેસીએ, પરંતુ ડૉક્ટરના જીવને ક્યાંય નિરાંત મળે નહિ. એને હવામાં જંતુ દેખાય. પાણીમાં ભયંકર રોગ નજરે પડે. ફળીમાં કાંઇક ફાટી નીકળવાની બીક લાગે. એનું મન હમેશાં આને લીધે વ્યગ્ર થઇ જાય. ભણવામાં મજા આવે નહિ. એને તો એક પ્રકારનો માનસિક ત્રાસ થઈ પડયો.

ગાયો, ભેંશો, ઘાસ, છાણ, એ તમામ દેવાતાં હોય, છાણાં થપાતાં હોય, ખાણ તૈયાર થયાં હોય, ઢુંસાં બફાતાં હોય, એ તમામ વસ્તુ મારામાં તો લોહીના વારસા રૂપે રહી હતી. મને એમાં આનંદ આવતો. લોકો અલબત્ત, સ્વચ્છતા રાખતા ન હતા, પણ એમાં બીજો કાંઇ જ ઉપાય ન હતો. એટલે હું તો સ્થિતપ્રજ્ઞની માફક કે પછી જડની માફક એ નાનકડી ઓરડીને ચોંટી જ રહ્યો. એમ ને એમ એક અઠવાડિયું ખેંચી કાઢયું.

એક દિવસ સવારે હું જરાક મોડો ઊઠ્યો. જોઉં ત્યાં રેવાશંકર મળે નહિ ! માર્યા. ભાગી ગયો કે શું થયું તેનો વિચાર કરવા બેઠો. પુસ્તકો કપડાં બધું બરાબર હતું, એટલે ક્યાંક ફરવા ગયેલ હશે એમ ધારી મેં ઓરડી સાફ કરી, નીચેથી પાણી ભરી આવ્યો, બન્નેની વાંચવાની બેઠક જમાવી દીધી, દાળિયા ખજૂર એવો કાંઇક નાસ્તો કાઢયો, કારણ કે એ વખતે હું ચા પીતો નહિ, અને અત્યારે પીઉં છું ખરો, પણ એને જયારે ધારું ત્યારે દેશવટો આપી શકું એવી રીતે વ્યસન વિના પીઉં છું. એનું કારણ એટલું જ છે કે જે ટેવ નાનપણથી કે કિશોરવયથી પાડવામાં આવતી નથી, એ ટેવ ઘણું કરીને પાછળથી મોટી વયે તજી જ ન શકો એવા કોઇ બંધન રૂપમાં જ કરીને તમોરામાં બેસી શકતી નથી.

થોડીવાર થઇ ત્યાં રેવાશંકર પગ દાદર ચડતા હતા ને મેં જોયું

અજબ ઉત્સાહ હતો. એવી બધી શી મોટી ધાડ એણે મારી હશે કે આ ઉત્સાહ એમાંથી પ્રગટ થયો છે એનો વિચાર કરું છું ત્યાં રેવાશંકરે ઓરડીમાં પ્રવેશ કર્યો. 'ચાલ, ઊઠ, તૈયાર થઇ જા!' એણે તો આવતાં વેંત તરત મને કહ્યું.

મેં કહ્યું: ' પણ ક્યાં જવું છે? ઓરડી મળી છે ક્યાંય?'

' ઓરડી? અરે! તું ચાલ તો ખરો, મોટો રાજમહેલ આપણને કાઢી આપ્યો છે!'

' પણ કોણે? વાત તો કર!'

રેવાશંકરે તો વિજય મેળવ્યો હતો. સિદ્ધિ એના હાથમાં હતી. તેણે ગર્વથી કહ્યું: ' મેં તો નિશ્ચય કર્યો હતો કે આંહીં રહેવું નથી. આંહીં ચારે તરફ ઘાસ, છાણાં, લાકડાં પડ્યાં છે. તું તો ત્યાં ચોરખંડરમાં ઘાસની ગાંસડી ઉપર ફળીમાં સૂઈ રહેતો, પણ આપણે પરીક્ષા દેવી છે. જો સાંભળ, આજ તો બેડો પાર થઇ ગયો છે. હું ઓરડી શોધવા માટે જ વહેલો નીકળી ગયો હતો. પણ ક્યાંય પત્તો ખાધો નહિ. ફરતો ફરતો કન્યાશાળા સામે જઈ ચડ્યો. ત્યાં સામે મોટું આલીશાન મકાન, મોટી ડેલી, અંદર માણસો આવે જાય, કામ કરે, બહાર પાટિયું લટકતું હતું તે વાંચ્યું. ' નૃસિંહપ્રસાદ મજુમદાર '

કોઇ મોટા જમીનદાર કે ધનામદાર હતા. મેં તો હરિને ભરોસે ધબધબ અંદર જ પ્રવેશ કર્યો. રેવાશંકરે ચલાવ્યું; મોઢા આગળ દીવાનખંડમાં પોતે બેઠેલા. જઇને પૂછ્યું 'મજુમદાર સાહેબ છે?'

' કેમ શું કામ છે ભાઇ?' મજુમદારે જવાબ દીધો.

હું તો રેવાશંકરની વાત સાંભળી જ રહ્યો. આજે મોટું પરાક્રમ કર્યું હતું એમાં તો કાંઇ ...વાય તેમ ન હતું.

'પછી શું થયું?' મેં આતુરતાથી પૂછ્યું.

' સાંભળ તો ખરો!' રેવાશંકરને પોતાના આ સાહસની અક્ષરે અક્ષર હકીકત કહેવાની તાલાવેલી લાગી હતી. મારે એનો જલદી અંત જોઇતો હતો.

' પછી તો મજુમદારને વાત કરી. બે વિદ્યાર્થી છીએ. ભણવા આવ્યા છીએ. હાથે રસોઇ કરીએ છીએ. ક્યાંય ઓરડી હોય તો જોઇએ છીએ.'

મજુમદાર તો આ કૉલેજીયન હાથે રસોઈ કરે ને ભણે એ વિચારે ખુશ થઇ ગયા. એણે તો મને કહ્યું: ' આ ડેલી ઉપરનો ' રૂમ ' તમને ફાવશે?'

' કેવડો'ક છે?' મેં પૂછ્યું.

' અરે! સાંભળ તો ખરો. ડેલી ઉપરનો રૂમ જોવા ગયો તો ત્રીસપાંત્રીસ ફુટ લાંબો ને એટલો જ મોટો. અંદર ખુરશીઓના ઢગલા. કોચ પડેલા. બે ત્રણ પલંગ હતા. મજુમદાર સાહેબ કહે, તમારે રાખવું હોય તે રાખો, બીજું નોકર ફેરવી નાખશે!'

' ત્યારે અલ્યા! બે પલંગ તો રાખી લેવા હતા!' મેં કહ્યું.

' અરે!' રેવાશંકરે ચલાવ્યું: ' રખાય! તો પછી કોણ વિદ્યાર્થી લેખે? એટલે મેં તો કહ્યું અમારે કાંઇ જ જોઇતું નથી. અમે તો હાથે એક વખત ખીચડી પકવવાવાળા છીએ. પણ એમણે કહ્યું કે રોટલી શાક જે જોઇએ તે આપણે રસોડેથી લઈ જજો!'

'ખરેખર?' આવો કોઇ માણસ, આ કળજુગમાં આમ અકસ્માત, બે તદ્દન અજાણ્યા જેવા વિદ્યાર્થીઓને પોતાની ડેલી ઉપરનો આવડો મોટો દીવાનખંડ જેવો ' રૂમ ' વાપરવા આપી દે, વગર ભાડે, એ વાત કોઇ રીતે મારે ગળે ઊતરે નહિ. પણ ત્યાં તો રેવાશંકરે ખરેખર બીસ્તરો બાંધવા માંડ્યો. ચોપડીઓ પૅક કરી. ગાડી તો કરવાની ન હતી, કે મજૂર પણ શોધવાનો ન હતો. બન્ને બીસ્તરા પોટલાં ઉપાડીને અમે તો નવ દિવસના આ અમારા રહેઠાણને નમસ્કાર કર્યા. ભાડું નવ દિવસનું ચૂકવવાનું ન હતું—પણ મહિનાના

છ આના ભાડું ઠરાવેલું એટલે ઉદારતાથી આખા મહિનાનું ભાડું આપી દીધું. નવ દિવસના બે આના ચૂકવવામાં તો સામ સામે મશ્કરી થવાનો ભય પણ ખરો!

છતાં મને હજી એમ લાગતું હતું કે ડોક્ટરે કાંઈક કાચું બાફ્યું હશે તો બીજું કાંઈ નહિ પાછું ફરતાં ભોં ભારે પડી જશે!

અમે ગયા ત્યારે મજુમદાર ન હતા. રેવાશંકરે એના મોટા ચિરંજીવી રતિભાઈને પકડી પાડ્યા. રતિભાઈએ પોતે સાથે ચાલીને તરત રૂમ ખાલી કરાવી દીધો. એને અડીને જ એમનું પોતાનું શયનગૃહ હતું તેનું બારણું પણ અંદરથી દેવરાવી દીધું. અમારા નિવાસસ્થાનને સ્વતંત્ર આવજાની સગવડ કરાવી દીધી. તે દિવસે તો રેવાશંકરે એમના આતિથ્યનો લાભ પણ લીધો. બધી રસોઇ ઉપાડી આવ્યો. અમે જમ્યા. બજાર ઉપરની વિશાળ સુંદર બારી ઉઘાડી. આખો 'રૂમ' પ્રકાશથી ભરાઇ ગયો. અમારા આનંદની કોઇ સીમા જ ન હતી.

અમારા આ મહદ્‌ભાગ્યની શી વાત કરવી? રસોઇ લેવા રેવાશંકર ગયો ત્યારે, મજુમદારને ત્યાંથી એમનાં સ્ત્રીજનોએ જે જોઇએ, અથાણું, છાશ વગેરે લઇ જવાનું એને કહ્યું હતું, રેવાશંકરે એ વિષેની મને વાત કરી. મને તો આ કોઇ અશક્ય આદર્શની સિદ્ધિ સમી પરીકથાના પ્રકરણ જેવું લાગતું હતું. અમે વાત કરી રહ્યા હતા, ત્યાં જ નૃસિંહપ્રસાદ મજુમદાર પોતે આવ્યા.

હું તો એની સામે જોઇ રહી. બે હાથ જોડીને એમને નમસ્કાર કર્યા. જૂના જમાનાના, કોઇક વખત મળી આવતા, અત્યંત સુંદર રીતભાતવાળા માણસોમાંનાં એ એક હોય તેમ લાગ્યું. કાંઇક ગંભીર, ચિંતનશીલ, પણ સહૃદયતાથી ભરપૂર. તમારી શક્તિને જાણે, તમારી મર્યાદાને પણ તરત જાણી લે. સ્વચ્છ, સાદાં, ધોળાં વસ્ત્રમાં એમની સજ્જનતા કાંઇ ઢાંકી રહી શકે તેવી ન હતી. ચહેરો જોતાં જ પ્રતીતિ થઇ ગઇ કે આ માણસમાં કાંઇક એવું છે જે અનેકોમાં કોઇ દિવસ જોવા જ મળ્યું નથી. સામાન્ય કદના, સાદા દેખાવના, પણ આકર્ષક ને એકદમ પ્રતાપી પુરુષ હતા. પ્રતાપ એ શબ્દ પણ જાણે એમના વિષે કહેવામાં કાંઇક અન્યાય થતો લાગે. સૌમ્ય તેજ કહીએ તો ચાલે. એમણે રેવાશંકરને પૂછ્યું: 'આ તમારા દોસ્તદાર? એ કયાંના છે?'

'વીરપુરના—'રેવાશંકરે કહ્યું. એ વખતે હજી મારો મુકામ વીરપુરમાં હતો.

'એમ? સારું સારું', આપણે ત્યાં સવારમાં છાશ થાય છે તે તમે લઇ આવજો. ને જ્યારે જ્યારે આળસ થાય ત્યારે ત્યારે રસોડેથી જે જોઇએ તે લઈ આવવું. શાક, કઢી, દાળ એ તો હમેશાં લઇ આવજો. એટલે તમારે રાંધવામાં બહુ વખત ન બગડે. કયાં રાંધશો?'

રેવાશંકરે એક ખૂણો બતાવ્યો. ત્યાં ચોકડી પાસે હતી.

'રાંધતાં આવડે છે?'

રેવાશંકરે મારી તરફ આંગળી ચીંધી:' એને બાટી રોટલી બહુ આવડે છે. હું ખીચડી બનાવું છું!'

'સારું સારું. ખૂબ ધ્યાન રાખીને ભણો!' સગડી છે તમારી પાસે?'

અમારી પાસે તો કાંઇ ન હતું. રેવાશંકર જવાબ આપે તે પહેલાં એમણે જ કહ્યું 'આપણે ત્યાં નીચે ઘણી પડી હશે, રતિભાઈને કહેજો કાઢી આપે. ને કાંઇ વાસણ જોઇએ તે પણ લઇ લેજો!'

મજુમદાર ગયા પણ એ વખતે લાગ્યું કે આ માણસ નહિ પણ કોઇક પ્રકારનું જાણે વાતાવરણ જ હતું! સૌમ્ય, સાદો, એકદમ શાંત, જૂના પરંપરાગત સજ્જનતા અને સુરુચિ ભર્યો એ [illegible] ભૂલવા ધારીએ તો પણ ભૂલી શકાય જ નહિ, એક પ્રકારની ન સમજી શકાય તેવી કરુણ[illegible]





અજબ ઉત્સાહ હતો. એવી બધી શી મોટી ધાડ એણે મારી હશે કે આ ઉત્સાહ એમાંથી પ્રગટ થયો છે એનો વિચાર કરું છું ત્યાં રેવાશંકરે ઓરડીમાં પ્રવેશ કર્યો. 'ચાલ, ઊઠ, તૈયાર થઇ જા!' એણે તો આવતાં વેંત તરત મને કહ્યું.

મેં કહ્યું: ' પણ ક્યાં જવું છે ? ઓરડી મળી છે ક્યાંય ?'

' ઓરડી ? અરે ! તું ચાલ તો ખરો, મોટો રાજમહેલ આપણને કાઢી આપ્યો છે !'

' પણ કોણે ? વાત તો કર !'

રેવાશંકરે તો વિજય મેળવ્યો હતો. સિદ્ધિ એના હાથમાં હતી. તેણે ગર્વથી કહ્યું: ' મેં તો નિશ્ચય કર્યો હતો કે આંહીં રહેવું નથી. આંહીં ચારે તરફ ઘાસ, છાણાં, લાકડાં પડ્યાં છે. તું તો ત્યાં પોરબંદરમાં ઘાસની ગાંસડી ઉપર ફળીમાં સૂઈ રહેતો, પણ આપણે પરીક્ષા દેવી છે. જો સાંભળ, આજ તો બેડો પાર થઇ ગયો છે. હું ઓરડી શોધવા માટે જ વહેલો નીકળી ગયો હતો. પણ ક્યાંય પત્તો ખાધો નહિ. ફરતો ફરતો કન્યાશાળા સામે જઇ ચડ્યો. ત્યાં સામે મોટું આલીશાન મકાન, મોટી ડેલી, અંદર માણસો આવે જાય, કામ કરે, બહાર પાટિયું લટકતું હતું તે વાંચ્યું. ' નૃસિંહપ્રસાદ મજુમદાર '

કોઇ મોટા જમીનદાર કે ધનામદાર હતા. મેં તો હરિને ભરોસે ધમધમ અંદર જ પ્રવેશ કર્યો. રેવાશંકરે ચલાવ્યું; મોઢા આગળ દીવાનખંડમાં પોતે બેઠેલા. જઇને પૂછ્યું ' મજમદાર સાહેબ છે ?'

' કેમ શું કામ છે ભાઇ?' મજમદારે જવાબ દીધો.

હું તો રેવાશંકરની વાત સાંભળતો જ રહ્યો. આજે મોટું પરાક્રમ કર્યું હતું એમાં તો કાંઇ કહેવાય તેમ ન હતું.

'પછી શું થયું ?' મેં આતુરતાથી પૂછ્યું.

' સાંભળ તો ખરો !' રેવાશંકરને પોતાના આ સાહસની અક્ષરે અક્ષર હકીકત કહેવાની તાલાવેલી લાગી હતી. મારે એનો જલદી અંત જોઇતો હતો.

' પછી તો મજુમદારને વાત કરી. બે વિદ્યાર્થી છીએ. ભણવા આવ્યા છીએ. હાથે રસોઇ કરીએ છીએ. ક્યાંય ઓરડી હોય તો જોઇએ છીએ.'

મજુમદાર તો આ કોલેજીયન હાથે રસોઈ કરે ને ભણે એ વિચારે ખુશ થઇ ગયા. એણે તો મને કહ્યું: ' આ ડેલી ઉપરનો ' રૂમ ' તમને ફાવશે ?'

' કેવડોક છે ? ' મેં પૂછ્યું.

' અરે ! સાંભળ તો ખરો. ડેલી ઉપરનો રૂમ જોવા ગયો તો ત્રીસપાંત્રીસ ફુટ લાંબો ને એટલો જ મોટો. અંદર ખુરશીઓના ઢગલા. કોચ પડેલા. બે ત્રણ પલંગ હતા. મજુમદાર સાહેબ કહે, તમારે રાખવું હોય તે રાખો, બીજું નોકર ફેરવી નાખશે ! '

' ત્યારે અલ્યા ! બે પલંગ તો રાખી લેવા હતા ! ' મેં કહ્યું.

' અરે ! ' રેવાશંકરે ચલાવ્યું: ' રખાય ? તો પછી કોણ વિદ્યાર્થી લેખે ? એટલે મેં તો કહ્યું અમારે કાંઇ જ જોઇતું નથી. અમે તો હાથે એક વખત ખીચડી પકવવાવાળા છીએ. પણ એમણે કહ્યું કે રોટલી શાક જે જોઇએ તે આપણે રસોડેથી લઈ જજો ! '

'ખરેખર ?' આવો કોઇ માણસ, આ કળિજુગમાં આમ અકસ્માત, બે તદ્દન અજાણ્યા જેવા વિદ્યાર્થીઓને પોતાની ડેલી ઉપરનો આવડો મોટો દીવાનખંડ જેવો 'રૂમ' વાપરવા આપી દે, વગર ભાડે, એ વાત કોઇ રીતે મારે ગળે ઊતરે નહિ. પણ ત્યાં તો રેવાશંકરે ખરેખર બીસ્તરો બાંધવા માંડ્યો. ચોપડીઓ પેક કરી. ગાડી તો કરવાની ન હતી. કે મજૂર પણ શોધવાનો ન હતો. ખભે બીસ્તરા-પોટલાં ઉપાડીને અમે તો નવ દિવસના આ અમારા રહેઠાણને નમસ્કાર કર્યા. ભાડું નવ દિવસનું ચૂકવવાનું ન હતું—પણ મહિનાના

છ આના ભાડું ઠરાવેલું એટલે ઉદારતાથી આખા મહિનાનું ભાડું આપી દીધું. નવ દિવસના બે આના ચૂકવવામાં તો સામ સામે મશ્કરી થવાનો ભય પણ ખરો !

છતાં મને હજી એમ લાગતું હતું કે ડોક્ટરે કાંઈક કાચું બાફ્યું હશે તો બીજું કાંઈ નહિ પાછું ફરતાં મોં ભારે પડી જશે !

અમે ગયા ત્યારે મજુમદાર ન હતા. રેવાશંકરે એના મોટા ચિરંજીવી રતિભાઈને પકડી પાડ્યા. રતિભાઈએ પોતે સાથે ચાલીને તરત રૂમ ખાલી કરાવી દીધો. એને અડીને જ એમનું પોતાનું શયનગૃહ હતું તેનું બારણું પણ અંદરથી દેવરાવી દીધું. અમારા નિવાસસ્થાનને સ્વતંત્ર આવજાની સગવડ કરાવી દીધી. તે દિવસે તો રેવાશંકરે એમના આતિથ્યનો લાભ પણ લીધો. બધી રસોઈ ઉપાડી આવ્યો. અમે જમ્યા. બજાર ઉપરની વિશાળ સુંદર બારી ઉઘાડી. આખો 'રૂમ' પ્રકાશથી ભરાઈ ગયો. અમારા આનંદની કોઈ સીમા જ ન હતી.

અમારા આ મહદ્‌ભાગ્યની શી વાત કરવી ! રસોઇ લેવા રેવાશંકર ગયો ત્યારે, મજુમદારને યાંથી એમનાં સ્ત્રીજનોએ જે જોઇએ, અથાણું, છાશ વગેરે લઇ જવાનું એને કહ્યું હતું, રેવાશંકરે એ વિગેની મને વાત કરી. મને તો આ કોઇ અશક્ય આદર્શની સિદ્ધિ સમી પરીકથાના પ્રકરણ જેવું લાગતું હતું. અમે વાત કરી રહ્યા હતા, ત્યાં જ સિંહપ્રસાદ મજુમદાર પોતે આવ્યા.

હું તો એની સામે જોઇ રહ્યો. એ હાથ જોડીને મને નમસ્કાર કર્યા. જૂના જમાનાના, કોઇક વખત મળી આવતા, અત્યંત સુંદર રીતભાતવાળા માણસોમાંના એ એક હોય તેમ લાગ્યું. કાંઇક ગંભીર, ચિંતનશીલ, પણ સહૃદયતાથી ભરપૂર. તમારી શક્તિને જાણે. તમારી મર્યાદાને પણ તરત જાણી લે. સ્વચ્છ, સાદાં, ધોળાં વસ્ત્રમાં એમની સજ્જનતા કાંઇ ઢાંકી રહી શકે તેવી ન હતી. ચહેરો જોતાં જ પ્રતીતિ થઇ ગઇ કે આ માણસમાં કાંઇક એવું છે જે અનેકોમાં કોઇ દિવસ જોવા જ મળ્યું નથી. સામાન્ય કદના, સાદા દેખાવના, પણ આકર્ષક ને એકદમ પ્રતાપી પુરુષ હતા. પ્રતાપ એ શબ્દ પણ જાણે એમના વિષે કહેવામાં કાંઇક અન્યાય થતો લાગે. સૌમ્ય તેજ કહીએ તો ચાલે. એણે રેવાશંકરને પૂછ્યું: 'આ તમારા દોસ્તદાર ? એ ક્યાંના છે ?'

'વીરપુરના—'રેવાશંકરે કહ્યું. એ વખતે હજી મારો મુકામ વીરપુરમાં હતો.

'એમ ? સારું સારું, આપણે ત્યાં સવારમાં છાશ થાય છે તે તમે લઇ આવજો. ને જ્યારે જ્યારે આળસ થાય ત્યારે ત્યારે રસોડેથી જે જોઇએ તે લઈ આવવું. શાક, કઢી, દાળ એ તો હમેશાં લઇ આવજો. એટલે તમારે રાંધવામાં બહુ વખત નં બગડે. ક્યાં રાંધશો ?'

રેવાશંકરે એક ખૂણો બતાવ્યો. ત્યાં ચોકડી પાસે હતી.

'રાંધતાં આવડે છે ?'

રેવાશંકરે મારી તરફ આંગળી ચીંધી:' એને બાટી રોટલી બધું આવડે છે. હું ખીચડી બનાવું છું !'

' સારું સારું. ખૂબ ધ્યાન રાખીને ભણો !' સગડી છે તમારી પાસે ?'

અમારી પાસે તો કાંઇ ન હતું. રેવાશંકર જવાબ આપે તે પહેલાં એમણે જ કહ્યું ' આપણે ત્યાં નીચે ઘણી પડી હશે, રતિભાઈને કહેજો કાઢી આપે. ને કાંઇ વાસણ જોઇએ તે પણ લઇ લેજો !'

મજુમદાર ગયા પણ એ વખતે લાગ્યું કે આ માણસ નહિ પણ કોઇક પ્રકારનું જાણે વાતાવરણ જ હતું ! સૌમ્ય, સાદો, એકદમ શાંત, જ પરંપરાગત સજ્જનતા અને સુરુચિ ભર્યો એ ભૂલવા ધારીએ તો પણ ભૂલી શકાય જ નહિ એક પ્રકારની ન સમજી શકાય તેવી

ચહેરા ઉપર બેઠી હતી. પાછળથી થોડો ઇતિહાસ મેં જાણ્યો ત્યારે ખબર પડી કે એ ઘરની લક્ષ્મી તો ત્યાં ન હતી. કદાચ એ કારણ હોય કે વખતે રતિભાઇ જે વહીવટ કરતા એમાં ખાસ વ્યવહાર કુશળતા અમને પણ જણાતી નહિ–એ કારણ હોય, ને એ એક જ ઘરના જે ગણો તે ભવિષ્યની પ્રતિષ્ઠાના વારસ હતા તેથી હોય, પણ કરુણતાની એવી અસ્પષ્ટ અને છતાં સ્પષ્ટ રેખા જે કોઇક વિરલ ચહેરા ઉપર જોવા મળે છે એ રેખા ત્યાં હતી ! આજ પણ મને એ યાદ છે, જાણે થોમસ-મેનનું કોઇ પાત્ર !

ઘણું ખરું તો આપણે ત્યાં સમાજમાં ચહેરા હોતા જ નથી. મોઢાં હોય છે મોઢામાં ખાસ જોવા જેવું બહુ જ ઓછું હોય છે. અંતરંગ જીવનની એકાદ રેખા પણ જ્યાં જોવા મળે ત્યાં માણસને કુદરતી રીતે જ કાંઇક આકર્ષક લાગે છે. મજમુદારના ચહેરામાં એ હતું. અંતરંગ જીવનની થોડી સુંદર રેખાઓ ત્યાં બેસી ગઇ હતી.

'પરાજય' ની નવલકથામાં એક આવી, વહી ગયેલા જમાનાની છેલ્લી પ્રતિકૃતિ આપવાનો, થોડો પ્રયત્ન થયેલ છે– એમાં આવો કોઇ અંશ બીજરૂપે પ્રતિબિંબિત થયેલો દેખાય તો નવાઇ નહિ.

મજુમદાર સાહેબના દીવાનખાના જેવા વિશાળ-ખંડનો ઉપયોગ, રેવાશંકરે ને મેં, અભ્યાસી તરીકે મેળવ્યો છે એ ઘટનાએ વિદ્યાર્થી આલમમાં ઘણું મોટું આશ્ચર્ય ફેલાવ્યું ! અને ત્યાર પછી તો એ ઇતિહાસ વારંવાર બનતો રહ્યો ! અમારા ગયા પછી, એ ખંડ, દરેક વખતે કોઇ ને કોઇ બે ત્રણ વિદ્યાર્થીઓ બરાબર અમારા પગલે ચાલીને મેળવતા જ રહ્યા. ઘણુંખરું એ મેળવનારાઓ પછી નાગર વિદ્યાર્થીઓ રહેતા, પણ મજુમદાર સાહેબની હૃદયના વિશાળતા એટલી હતી કે અમારા ગયા પછી એ ખંડ મેળવવા બે વિદ્યાર્થીઓ ગયેલા— તેમણે કાંઇક વધારે પડતા ઉત્સાહમાં, પોતાનો નાતિજન્મ ઉલ્લેખ કરી નાખ્યો, ત્યારે મજુમદાર સાહેબે એમ જવાબ આપેલો કે પેલા બે વિદ્યાર્થીઓ આવી રહી ગયેલા એ જો આ વખતે આહીં નહિ આવે તો આ તમને આપી શકાય ! અને ખરેખર એમણે વર્ષો સુધી એ ખંડ એ પ્રમાણે પરા વિદ્યાર્થીઓને અપાતો રાખ્યો !

કોલેજ છોડી દીધા પછી, કૂતરાં પાળનારી નવાબીના જમાનામાં તો જૂનાગઢનું ખાસ આકર્ષણ રહ્યું ન હતું, પણ ચોરવાડ ગયો ત્યારે જૂનાગઢને ફરતો એક આંટો માર્યો, રેસીડન્સી જોઇ, કાળવો-દરવાજો, પરીતળાવ, બધે ફર્યો. તે વખતે મજુમદાર સાહેબને મળવા પણ ગયેલો. ઘણું કરીને એ ન હતા.

*આ પ્રમાણે અમારું રહેઠાણનું તો થાળે પડ્યું.* અમે ખીચડી પકવવા માંડ્યા. ક્યારેક આળસ થાય તો વીશીમાં પણ જઇએ. વખતે કેવળ ફલાહારીનો ઢોંગ પણ કરીએ ગાંધીજીએ ગુણગાન કર્યાં પહેલાં જ તમામ ગરીબો માટેનો તો જે મેવો જ હતો–ખજૂર અને મગફળી–એના વિષે વીટામીનની શોધમાં પડ્યા વિના જ, અમે એ વાપરતા અને એમ ને એમ અમારું ગાડું ગબડાવતા હતા.

હવે તો પ્રિવિયસમાં પાસ થયા વિના છૂટકો જ ન હતો. નપાસ થયેલા વિદ્યાર્થીઓને કોઇ 'ફ્રીશીપ'નો લાભ મળતો નહિ, એટલે એ પ્રયત્ન પણ કરવાનો ન હતો. એટલે ઊંધું ઘાલીને ગોખ્યા ગોખવા. આ આપણી યુનિવર્સિટીને આપણે ગમે તેટલી નિંદીએ પણ એણે થોડું થોડું ચાંગળું પાણી દરેક વિષયનું આપીને વિદ્યાર્થીની શક્તિ માટે એક જાતનું આકર્ષણ તો ઊભું કર્યું જ છે. પણ આ તમામ વિદ્યા અને એમાં મળતા ક્લાસ–એના ઉપર નોકરીનો આધાર છે, એ ભયંકર પ્રલોભન ઊભું કરવાથી જ, વિદ્યાની કેડી અને નીરસતા ઊભાં થયાં છે. પણ એ વિષચક્રનો કોઇ અંત, અત્યારની આપણી પ્રજાકીય શક્તિમાંથી આવે, એ શક્ય લાગતું નથી. હજી પણ એ ક્લાસ, એ જ ગોખણવિદ્યા, ને એ જ જૂની રીતરસમ, એક વિષયને આમાંથી કાઢીને




આમાં મૂકો કે પેલામાંથી કાઢીને પેલામાં સમાવો—એથી વિશેષ કલ્પના કોઇની પાસે નથી. જીવનની અને વિદ્યાની વચ્ચે જે અંતર વધી ગયું છે, અને આજે દુનિયાનું અંતર ઘટવાથી આપણી જે નવી પરિસ્થિતિ ઊભી થઇ છે તેને લગતી ચિંતનશીલ વ્યવહારુ અને આદર્શ ગંદી વિદ્યાપીઠ કોઇની પાસે નથી. યુનિવર્સિટીના જૂની ઘરેડવાળા પાસે આ વિષય કે તે વિષયની મારામારી છે. નવી શિક્ષણ-દૃષ્ટિવાળા પાસે રેંટિયાની તકલી અને પૂણીનું શાસ્ત્ર છે! દુનિયાએ સાધેલી તમામ વૈજ્ઞાનિક પ્રગતિશીલતા જાણે નાશ પામી જ ગઈ છે એમ સમજીને એ આંકડો મૂકવા માગે છે. ને એ પ્રગતિશીલતા નાશ પામી નથી, પામવાની નથી, અને હજી એની સિદ્ધિનો માર્ગ વધારે ને વધારે આગળ ધપવાનો છે, એ હકીકત છે. એટલે એમાં બિચારી વિદ્યા અત્યારે હેમે ચડી છે. ને એ પ્રયોગ જેમના ઉપર થાય છે એ વિદ્યાર્થીઓનાં મગજ કેળવણી નિષ્ણાતોના ફૂટબોલ તરીકે અત્યારે તો વપરાય છે! ભવિષ્યમાં થાય તે ખરું!

આમ અમે પણ ફૂટબોલ તરીકે જેટલી હવા ભરાઇ તેટલી હવા મગજમાં ભરીને પ્રિવિયસની તૈયારી માંડી. એમ કરતાં કરતાં પ્રિવિયસની પરીક્ષા આવી આ વખતે તુક્કો લાગી ગયો. માંડમાંડ ગણિતમાં નીકળી ગયા. પણ રેવાશંકર ઘણું કરીને એ વખતે પણ ઊડી ગયો અને પછી તો એણે જીવનની દિશા જ બદલી નાખી.

પ્રિવિયસ પાસ થવાથી મારામાં ઉત્સાહ આવ્યો. એટલે હવે તો કોઇ પણ વિટંબના વેઠીને પણ એમ. એ. થઇ જાવું એવો નિશ્ચય થઇ ગયો. આ નિશ્ચયમાં અનેક વિઘ્નો આવતાં જ રહ્યાં. છતાં બી. એ. સુધીનો માર્ગ તો ધીમે ધીમે કાપ્યો પણ ખરો.

પ્રિવિયસ પાસ થઇને હું પાછો વીરપુર ગયો. એ વખતે ત્યાં એક રાજકુમાર કોલેજ ચાલે. નવી-સવી શરૂ કરેલી. સ્વામી શંકરાનંદના ઓળખીતા એક ગુલાબભાઇ નાયક કરીને અમદાવાદના જ કોઈ અનાવિલ ગૃહસ્થ ગ્રેજ્યુએટ—એ ત્યાં હેડમાસ્તર તરીકે હતા. બીજા એક ભાવનગરના દવે બી. એમ. હતા. જે પાછળથી તો હમણાં અમદાવાદમાં ડેપ્યુટી હતા. એક બે બીજા પણ હતા. આમાં વીરપુરના રાજકુમારો ભણતા. ધરમપુર દરબારના કુમારો પણ સંબંધને લીધે ત્યાં આવીને રહેલા. એવી રીતે વીસ પચીસ કુમારો માટે, સ્ટેશનની પાસે એક નાની સરખી કોલેજ કાઢી, રાજકોટની કોલેજની અત્યંત ખર્ચાળ ને મોઝલી જિંદગીમાંથી પોતાના કુમારોને બચાવી લેવાનો તેમ જ આર્થિક વિટંબનાઓમાંથી તરીપાર ઊતરવાનો પ્રયત્ન સદ્‌ગત ડોક્ટર હમીર-સિંહજીએ આદરેલો. આ સંસ્થાની હજી શરૂઆત ને વીરપુર એક ખૂણામાં એટલે એમને હમેશાં એક બે માણસની ટાંચ રહેતી. હું ભોગજોગે ત્યાં હતો ત્યારે એમને કોઇ માણસનો ખપ પડયો. અને માસિક રૂપિયા ત્રીસના પગારથી હું એમાં સંસ્કૃત ગુજરાતી શિક્ષક તરીકે જોડાયો.

આ જોડાણનો હેતુ તો એટલો જ હતો કે એ સમયે જે રકમ મળે તે બચાવીને પાછું ઇન્ટરનું ટટ્ટુ ચાલતું રાખવું.

આવી રીતે ત્રણ ચાર મહિના કાઢીને હું પાછો જૂનાગઢમાં આવી ગયો. સદ્‌ભાગ્યે એ વખતે એક ઇષ્ટાપત્તિ જેવો પ્રસંગ બની ગયો. એ વખતે મને યાદ છે ત્યાં સુધી મને રૂમ નં ૭ મળી ગઇ. એ રૂમમાં સંગાથી તરીકે ઉમંગલાલ મોહનલાલ પોટા—પોરબંદરના મારા જૂના મિત્ર હતા. એને સાહિત્યનો રસ હતો. મને પણ આખો દિવસ ગોખણપટ્ટીનો કંટાળો હતો. એટલે ઇન્ટરમાં એમનો સંગાથ મળી ગયો.—એ અભ્યાસમાં બહુ લાભદાયી થયો. પણ વધુ સારી વાત તો એ બની કે પોરબંદરના મારૂભાઇઓ—હરિલાલ નરભેશંકર માંરૂ અને યશવંતરાય ગુલાબરાય માંરૂ—આ બન્નેએ મને કોલેજલાઇન કોઇ પણ હિસાબે ' ...વાનો આગ્રહ કર્યો હતો, નાપાસ ...ા એ બન્ને ભાઇઓ ઇન્ટરમાં નાપા... એટલે એ પણ મારી સાથે ઇન...





છોટાલાલ માનસીંગ કામદાર એ તો ત્યાં જૂનાગઢમાં મકાન રાખીને જ રહ્યા હતા. આફ્રિકાવાળા પ્રાણશંકર જોશી પણ હતા. આ પ્રમાણે ઇન્ટરમાં જૂનાં દોસ્તોનો પાછો ત્યાં મેળો મળી ગયો એ વસ્તુ મારે પ્રોત્સાહક થઇ પડી.

એ વખતે—લગભગ થોડો વખત જ થયેલા, પણ પછી તો હમેશના બની ગયેલા, એવા વૈકુંઠરાય વિઠ્ઠલરાય કિકાણી—એ અમારી ત્યાંની જૂનાગઢની મંડળીના વિનોદઆત્મા થઇ પડયા હતા. રસિક, વિનોદ એ નાગરકોમનું જાણે કે જીવન અનુષંગી વસ્તુ જ બની રહેલ છે. એટલે આ તમામ મિત્રોએ એમના વિનોદમાં મને ભેળવી લીધો; એની અસર મોટામાં મોટી એ થઇ કે જૂનાગઢમાં હું બે ત્રણ વર્ષ બરાબર ટકીને કામને પાર પાડી શકયો. કિકાણી વિષેનો એક અકસ્માતી જીવનપ્રસંગ તો હજી જાણે ગઇ કાલે બન્યો હોય એટલો તાજો મને યાદ છે. અમે મિત્રો ચાંદનીમાં, લીમડાની છાયા નીચે બેઠા બેઠા, ભૂમિતિની આકૃતિઓ ત્યાં જમીનમાં પાડી રહ્યા હતા, અમે અલકમલકની માંડીને બેઠા હતા. કિકાણીએ પ્રિવિયસ પછી પ્રયત્ન માંડેલો નાશિકની પોલીસ ટ્રેઇનીંગ કોલેજમાં જવાનો. પણ એનું હજી પરિણામ આવ્યું ન હતું. ઘણી જ આતુરતાથી ત્યાં જવા માટે એ તલસી રહ્યા હતા. શરીર પણ એનું ખડતલ, કસાયલું ને એ કામને માટે યોગ્ય હતું. ગાયકવાડ સરકારની સ્કોલરશીપ માટે એમનો પ્રયત્ન હતો. હરપળે પોતાના એ પ્રયત્નને સફળતા મળે એની એ રાહ જોઇ રહ્યા હતા. એમને આ દુષ્યંત શકુંતલા અને પ્રોફે. જોશીના કાલીદાસ વિવેચનમાં રસ પડતો ન હતો. અમે સૌ ભેગા મળીને વાંચતા ત્યારે પણ આનંદ વિનોદ રસિક વાતો એવું કાંઇક હવામાં ચાલતું રહેતું હોય તો કિકાણીનો અંતરાત્મા થોડીવાર અભ્યાસમાં તલ્લીન રહે—નહિતર એ ગ જાય.

તે દિવસે કિકાણી બહુ જ આતુરતાથી પોતાના ? રજૂ કરી રહ્યા હતા. અકસ્માત્ અને અચાનક મેં કહ્યું.' તને ત્યાં દાખલ કરે તો શું ?'

'તો અરે દોસ્ત! તો તો રંગ રહી જાય. તને મહિને સાત રૂપિયાની સ્કોલરશીપ આપવી જ-મને પચાસ મળવાના છે!'

મેં કહ્યુંઃ 'જો જે હો કિકાણી પછી ફરી જાતો નહિ!'

'અરે, ફરે શું ? આપી જ—બામણા! તને આપી!'

અમારો આ વિનોદ જોઇને માઉભાઇઓ હસી પડયા પછી તો અમે બીજી વાતોએ ચડી ગયા. વાત ભુલાઈ ગઇ. ને કોલેજજીવન શરૂ થઇ ગયું!

અચાનક ઘણું કરીને ત્રીજે કે ચોથે દિવસે કિકાણીનો એક તાર આવ્યો. એને એકદમ દાખલ થઈ જવાનું આમંત્રણ હતુ !

જે પ્રમાણે કિકાણીનો અકસ્માત્ તાર આવ્યો હતો, બરાબર તે જ પ્રમાણે એક દિવસ લોબીમાં પોસ્ટમેન મને મનીઓર્ડર આપવાની શોધ કરે. બીજા બધાને તો મહિને મહિને મનીઓર્ડર આવે એટલે એ ઓળખે-પણ મને શોધતાં તો એને ઠીક વખત લાગ્યો. જ્યારે પત્તો લાગ્યો ત્યારે ફોર્મ વાંચતાં હું આભો બની ગયો. કિકાણીએ ત્રણ મહિનાના ગણીને એકવીશ રૂપિયા મનીઓર્ડરથી મોકલી દીધા હતા!

વિનોદમાં થયેલી વાતને એ આ પ્રમાણે વળગી રહેશે એવી કલ્પના તો મને પણ નહિ થયેલી. વર્ષો પછી અમે અમદાવાદમાં અચાનક ભેગા થઇ ગયા-ત્યારે એ જૂની વાતો સંભારીને બે ઘડી જાણે બધાં વર્ષો વીસરી ગયા હતા!

આ પ્રમાણે જૂનાગઢમાં મને મિત્રોનો ઘણો સુંદર સંગાથ મળી રહ્યો હતો અને તેથી મારી યોજના પાર પડશે એમ મને લાગતું હતું. એવામાં એક દિવસ અમારા ઉપર આપત્તિ ઊતરી પડી. જો કે એ વખતે તો સહેજમાં હું બચી ગયો પણ એ આપત્તિ ઊતરી હોત તો તો ભારે થાત!




બહાઉદ્દીન કૉલેજમાં એક શાસ્ત્રી હતા. બાપટ શાસ્ત્રી. એ બિચારા આ સદીમાં રહેતા ખરા, પણ ઘણુંખરું, વિહરતા છઠ્ઠી, સાતમી, આઠમી સદીમાં. એમનું સંસ્કૃતનું જ્ઞાન તો ઘણું વિશાળ અને તલસ્પર્શી હતું. પણ કૉલેજ વાતાવરણમાં એ, પુસ્તકાલયમાં પુરાયેલા કોઇ જૂના અવશેષ જેવા લાગતા ! એવો જ એમનો વેષ હતો. અને એવી જ એમની ભાષા પણ હતી.

કૉલેજમાં તો બધા નિશ્ચિંત જુવાનિયાઓ ભેગા થાય છે. વાળતાં આવડે તો તમારા થઇને રહે ને નહિતર તમને બનાવે પણ ખરા ! એ અવસ્થા જ કાંઇક વિનોદી વાતાવરણને વધુ અનુકૂળ-સંસારની તડકી છાંયડી દેખેલી હોય નહિ, સૌ સરખેસરખા હોય-એટલે જો વિનોદે ચડી જાય તો નિર્દોષભાવનો પણ મશ્કરી ભરેલો બેજવાબદાર વિનોદ પણ આવી ચડે !

આ બાપટ શાસ્ત્રી એક બૈરું ઉપાડી લાવેલા. તે નેપાળનું હતું. સવારમાં એની સાથે ઘણી વખત રેસીડન્સી પાછળના કાળવા વોંકળા પાસે ફૂલો વીણવા આવતા. શાસ્ત્રીજી સાથે આ રસિક નારીનો મેળ કેમ મળ્યો હશે એ પણ એક કોયડો જ હતો. એમની બોલી ચાલી તો જૂનવાણી હતી–અને એમાં આ રીતભાત નવા જમાનાની હતી–એટલે છોકરાઓના મનમાં એ એક કુતૂહલનો વિષય થઇ રહેતા. છતાં પ્રોફે. જોશી એને પોતાના વિદ્યાગુરુ જેટલું માન આપતા ને સંસ્કૃતની પોતાની તમામ મુશ્કેલીઓ એની પાસે રજૂ કરતા, એ હવાને લીધે બાપટશાસ્ત્રીને પણ વિદ્યાર્થીઓ નભાવી લેતા; બાકી એ વર્ગમાં બેસે–કાદમ્બરી શીખવવા માંડે, એમના ઢંગધડા વિનાના ભાષાંતરે મુશ્કેલીઓ સમજાવવા માંડે, અને ઊંઘ ન આવે કે વિનોદ કરવાનું મન ન થાય એવો વિરલો પાષાણ વિદ્યાર્થી તો કોઇક જ નીકળે !

એટલે બાપટશાસ્ત્રીના વર્ગમાં પહેલેથી છેલ્લે સુધી તાલીઓ ચાલતી જ હોય. શાસ્ત્રીજીની કરુણતા એ હતી કે ઘણુંખરું આ તાલીઓ વિદ્યાર્થીઓ પોતાની પ્રશંસા માટે પાડે છે એમ એ ઘણી વખત સમજતા. છતાં તથ્યાંશ નજરે પડી જાય ત્યારે છોકરાનું નામ જાણી પૂછી લેતા–બીજે દિવસે પ્રોફે. જોશી પાસે જતાં એ છોકરાના પગ ધ્રૂજતા હોય !

બાપટ શાસ્ત્રીની આ વર્ગ ચલાવી ન શકવાની અશક્તિ એ હંમેશની ચર્ચાનો વિષય હતો. અને પ્રોફે. હોડીવાલા અને જોશીને એ વિષે ઘણી વખત ભીડતી પણ ખરી. સ્કૉટ ઘણો ભલો પ્રિન્સીપાલ હતો— પણ વારંવાર થતાં આ તોફાન એને પણ આકરાં જણાતાં.

એમાંથી તો બાપટ રહે— કે રોટલો ખૂએ— એવી પરિસ્થિતિ પણ કોઇક વખત ઘૂરકતી દેખાતી.

હવે આ સંજોગમાં એક વખત એવું બન્યું કે શાસ્ત્રીજી પોતાની જૂની ઢબે બેઠા વાંચે. પ્રસંગ કાંઇક શૃંગારિક હતો. 'સુરતસંગ્રામ' શબ્દ આવે. તરુણ વિદ્યાર્થીઓને આ શબ્દનો મોહ જાગ્યો. કોઇક ટીખળીને, શાસ્ત્રીજીને બનાવવાનું આ અમોલ શસ્ત્ર લાગ્યું. થોડીવારમાં તો વાતાવરણમાં ગરમી આવી. જાણે કે એક વણકહેલી યોજના ઊભી થઇ ગઇ.

એક વિદ્યાર્થી ઊભો થયો: બોલ્યો: 'સાહેબ !' પછી વળી આ મલેચ્છ ભાષાના ઉચ્ચારણથી ભડકયો હોય તેમ જીભ કાઢીને: 'ગુરુજી! મારે જરા શંકા છે !' કરીને મનમાં હસતો ને મોંએથી અતિ ગંભીર બનીને ઊભો રહ્યો !

આ નાટકનો ચેપ તરત આખા વર્ગને લાગી ગયો. એક પછી એક છોકરાઓ ઊભા થવા માંડયા: 'ગુરુજી! આ વિષય જરા ગહન લાગે છે !'

કોઇ ટીખળી વળી 'ગુરુજી! આ વિદ્યાર્થીઓ મંદબુદ્ધિ છે, આપ સમ્યક્ રીતે વિવરણ કરશો તો જ કાંઇક માર્ગ પામશે !'

એમ સૌ પોતપોતાની વિનોદવાણી બતાવતા ઊભા થવા માંડયા. પણ હદ તો પંચોળીએ કરી. પંચોળી સુંદર કાવ્યો લખતો, લેખો ... લખતો, એનામાં સાહિત્યકારનો સુખી ...





હતો તેણે ઊભા થઈને કહ્યું 'સુરત' આ 'સુરત સગ્રામ' એ કયા આગમ થયેલુ ?

આખો વર્ગ તો ખડખડાટ હસી પડયો ને તાળીઓના નાદથી બહારનુ પણ ધ્યાન ઝટ પડે એવો ઘોઘાટ થયો એ વખતે પ્રિન્સીપાલ સ્કોટ નીચે ક્લાસ લે

પણ શાસ્ત્રીજી બાપટ-નિયાગ બરાબર બાર વરસ સુધી કાશી બનારસમા વ્યાકરણ ભણ્યા હતા તેમણે પચોનીને સામો પ્રશ્ન કર્યો 'તમે પરણ્યા છો ?

'સાહેબ ! આમા પરણ્યાનો શુ સબધ છે ? આ જુદ્ધ કયારે ને કયા થયેલુ એ જાણ્યુ હોય તો પ્રશ્નપત્રમા લખવા થાય !

પચોનીથી થોડે દૂર હુ બેઠો હતો. નાટકને આવો રગ પકડતુ જોઈને મને પણ ચેપ લાગ્યો ઊભો થયો 'સાહેબ આ આટલુ વાકય કોઈક પાઠ્યથી લખ્યુ નહિ હોય ? કારણ કે તે વખતે સુરત તો વસેલુ નહિ કે પછી આ કોઈ બીજા સુરત વિષે ઉલ્લેખ હશે ?'

એક પછી એક વિનોદમા, મમમા ને સ્નેહમા ચડે એવી વાણી છોકરાઓ શોધતા જ રહ્યા ને બાપટશાસ્ત્રી એમ ધારતા રહ્યા કે છોકરાના ખરે ખર આમા કાઈ સમજતા નથી !

આ કરુણનાટકનો હવે હાસ્યજનક આવત એ કહેવુ મુશ્કેલ હતુ પણ સદ્ભાગ્યે તે વખતે જ મ્હારે પ્રવેશ કર્યો

શાસ્ત્રીજીની બેઠક નકી તે દિવસે જ ફરી, પણ બીજા દિવસે ક્લાસ શરૂ થયો, જોશી સાહેબ શાકુન્તલ લઈને આવેલા, તેમના ચહેરા ઉપર આજે કુતૂહલ તેજ હતુ, કાલે જેમણે વિનોદ કર્યો હતો આજે એમના ટાટિયા ધ્રૂજવા માડ્યા હતા, ત્યા ટેબલ ઉપર જ પુસ્તક મૂકી, બે હાથે અદબવાળી જોશી સાહેબે કહ્યુ 'આજે મારે તમારી સાથે બીજી વાત કરવાની છે. કાલે જેમણે બાપટ શાસ્ત્રીને બનાવ્યા-એમણે શાસ્ત્રી ઉપર નહિ, મારા ઉપર ઘા કર્યો છે'-અને પછી તો એ વાણીની ઉષ્મના અને સત્યપ્રિયતા વધતા રહ્યા એમણે છેવટે એક નામ ઉચ્ચાર્યુ 'મિ—પચાની— મારા મારા તો રામ રમી ગયા પચોની તે દિવસે મારી પાસે જ બેઠેલ એ ઊભો થયો—ને મારા ચહેરા ઉપરથી લાલી ઊડી ગઈ કા તો હવે મારુ નામ આવે છે મને તો આખી ફીલોસોફી અપાવનાર જ જોશી સાહેબ પણ એ વજ્રપ્રહાર તે દિવસે પચોની પાસે જ અટ કયો હુ એક દોસ્તના નિશાન બની ગયો ત્યાર પછી ત્રણ દિવસ કોઈ વિદ્યાર્થીએ બાપટ શાસ્ત્રીની મશ્કરી કરવાની હિમ્મત કરી ન હતી જો કે તોફાન તો ચાલતા જ

આ પચોની જગન્નાથ આજે ઘણુ કરીને નથી. પણ પચોની, સ્વ કવિ ગિરધર, સ્વ. ભાઈશકર ત્રિવેદી, રમણિક, પ્રાણશકર સોમેશ્વર તથા પ્રતાપરાય મોદી અને સ્વ મણિશકર ત્રિવેદી, અને કેટલક અશે ગુલાબરાય ધોળકિયા—એ સૌ એ વખતે સર્જનમા રસ લેનાર સાહિત્યસૃષ્ટિની, વ્યકિતઓ ગણાય છોટાલાલ માનસીંગ કામદાર તે વખતે લખતા નહિ—પણ એમનો સાહિત્યનો પ્રેમ-એક પ્રકારની જીવનતમન્ના જેવો હતો એમની પાસે આજે પણ ઘણી જ rare વિરલ કહેવાય તેવી ગુજરાતી સાહિત્યની કેટલીક કૃતિઓ અને સાહિત્યની હશે એમનો એ શોખ કેટલો એકધ્યેયી અને સતત છે એવુ ઉદાહરણ હમણા જ મળ્યુ મારી નવલકથા 'પૃથ્વીશ' ની અત્યારે ચૌલુક્ય નવલકથાવલિ પ્રગટ થતા માગ જાગી મે એ સુધારી વધારી પ્રેસમા પણ આપેલી છે' એમણે ૪ સ ૧૯૨૫ ના ૨૯ નવે ના 'ગુજરાતી' ની એક નકલ મને મોકલી આપી છ જેમા 'પૃથ્વીશ ની તે વખતે લેવાએલી આખી સમાલોચના છે

પચોનીની કેટલીક કૃતિઓ બહાઉદ્દીન કૉલેજ મેગેઝીનમા પ્રગટ થયેલી છે એમના મોટાભાગની 'રજૂર' નામથી કેટલીક ગઝલો લખેલી તે ખરેખર સુદર છે એ વખતે 'બહાઉદ્દીન કૉલેજ મેગેઝીન'મા લખનારાઓમાં સ્વ. કવિ ગિરધરના કેટલાંક કાવ્યો પણ ઘણા લોકપ્રિય થયેલા. ખાસ કરીને એનુ

'ઉતારોજી પ્રભુ ! અમ દેશે આશીર્વાદ !' એ વારંવાર ગવાતું ને મેળાવડામાં ઝીલાતું.

નાની સરખી એ સાહિત્યકાર મિત્રોની તે વખતની ઊગતી મંડળીમાં કેટલાક તેજસ્વી તારાઓ પણ હતા. મારી નાખે એવી ગરીબી— અને છતાં સ્વભાવમાં રહેલ સ્વમાનની — ઊંચી ખુમારી એણે એમાના બે તેજસ્વી તારાઓને અકાળે ઝડપી લીધા એમ કહીએ તો ચાલે. એક આ કવિ ગિરધર અને બીજા સ્વ. ભાઈશંકર દ્વિવેદી.

એ બન્ને વિષે વિસ્તૃત રીતે નોંધવા જેવું ઘણું છે. આંહીં તો એમની સાહિત્ય પ્રિયતાની વાત કરી છે. એ વાતાવરણને લીધે હું પણ કાંઈક તો લખતો રહેતો.

એ સમયે મેં કેટલીક નોંધ લખેલી. ખાસ કરીને પ્રોફે. મહાદેવ મલ્હાર જોશી, શાકુન્તલ શીખવતા, તેના વ્યાખ્યાનનો સાર ઘેર આવીને ગુજરાતીમાં લખી લેવાની કાંઈક પ્રવૃત્તિ ચલાવેલી. 'શાકુન્તલ' નું એ પુસ્તક અત્યારે મારી પાસે છે, તેના પૃષ્ઠો ઉપર તો ચારે તરફ અંગ્રેજી નોંધો ખડકેલી છે; પણ આ ગુજરાતી સાર–ઘણું કરીને તે સમયે જ લખેલો લાગે છે. પહેલાં કેટલાંક પતાં એ નોંધનાં ખોવાઈ ગયાં છે. તેમ જ તારીખ અને સાલ નાખેલાં જણાતાં નથી, છતાં તે વખતે વપરાયલી શાહી અને કાગળ ઉપરથી, અનુમાન થાય છે કે આ નોંધો, વ્યાખ્યાનો ઉપરથી જ ઘેર તૈયાર કરવાની પ્રવૃત્તિ ચલાવી જણાય છે.

એનું આખું પુસ્તક હાથ આવે તો કાંઈક માર્ગદર્શન મળે. નોંધ છે તેમાં આગલાં ૯૨ પૃષ્ઠ નથી. ૯૩ મે પૃષ્ઠથી શરૂ થાય છે. પાંચમા અંક વિષે એ નોંધમાં નીચે પ્રમાણે છેઃ વાક્યો વગેરે સુધાર્યા વિના નોંધ જેવી છે તેવી જ આંહીં આપી છે, એટલે એમાં રહેલા સઘળા દોષ એ, મારી એ સમયની સમજવાની મર્યાદાને અંગેના હોય, જ્યારે પ્રોફે. જોશીએ એ વસ્તુને વધુ વિશદતાથી અંગ્રેજીમાં રજૂ કરી હોય.

"* પાંચમાં અંકની શરૂઆત કરતા પહેલાં કાંઈક કહેવું આવશ્યક છે. પાંચમા અંકમાં કાલિદાસ પોતાની પ્રતિભા શક્તિ (Originality) દર્શાવે છે, પરંતુ આ અંકની એક ખાસ ખૂબી છે. સર્વત્ર 'ઘણું' ખરું કવિઓએ, સત્ય અને અસત્યના વિવાદને જગત્ સમક્ષ ધરવા યત્ન કર્યો છે; અને સત્યનો જય દર્શાવી અસત્યથી જગતને દૂર રહેવા ઉપદેશ આપ્યો છે. આ અંકમાં કાલિદાસ એ સત્યનો વિવાદ લાવે છે. ડેન્ટેમાં એ વિવાદ નથી. મિલ્ટન, 'Satan & God' અસત્ય અને સત્યનો ભયંકર વિગ્રહ આપે છે; ભવભૂતિ, રામભદ્રના હૃદયમાં સત્ય અને ન્યાયને વિજય અપાવી, ' हा हा देवि स्फुटति हृदयं...' એવો આંતર વિગ્રહ ચલાવે છે; પરંતુ કાલિદાસ, શકુંતલા અને દુષ્યંત એ બે ઉદાર હૃદય વચ્ચેનો પોતાના સૂત્રને વળગી રહેવાનો—જે વિગ્રહ આ અંકમાં આપે છે, તેવો વિગ્રહ તેટલી જ કલાથી કોઈ કવિએ દર્શાવ્યો નહિ હોય. જગતમાં સત્ય–અસત્યનો વિગ્રહ ચાલે છે, અને તેનું પરિણામ અથવા ન્યાય જગતમાં જ મળી જાય છે. બે ઉદારચિત્ત આત્માઓ પોતાના 'સત્ય' ને અને સૂત્રને જીવનપર્યંત વળગી રહે તેનો ન્યાય આ જગતમાં નથી. એ ન્યાય કાલિદાસ છટ્ઠા અંકમાં મારીચના આશ્રમમાં અપાવે છે. કાલિદાસની માન્યતા તેને "The poet of Transcendentalisum" બનાવે છે. જગત અને તેનો ન્યાય આવા બે સત્યો વચ્ચેના વિગ્રહનું સંપૂર્ણ અવલોકન કરવા બસ નથી. અને તેથી આ ન્યાય જગતથી કોઈ બહારના પ્રદેશમાં જ સંભવે છે. વસ્તુતઃ વાંચનાર જાણે છે તેમ, શકુન્તલાનું કથન સત્ય હતું. રાજાએ શાપના પરિણામે પોતાના ન્યાયને સત્ય માન્યો હતો અને તેથી આ ભૂલ છતાં રાજાનો એ સત્યાગ્રહ હતો. એ બે સત્યોનો વિગ્રહ મારીચના આશ્રમમાં શમી જાય છે. શેક્સપીઅર— કાંઈક આને જ મળતી સત્યની લડાઈ ઓથેલોમાં લાવી શકે છે;

× શાકુંતલનો પાંચમો અંક. જેમાં ... જાને મળે છે ને રાજા બધી વાત ભૂલી





પરંતુ બે સત્યો કરતાં, એક શંકા એ વિગ્રહનું ઉદ્ભવસ્થાન છે. અને છતાં એ બે સત્યો વચ્ચેનો વિગ્રહ, ન્યાય માટે કાલિદાસની પેઠે, તેને પણ સ્વર્ગમા મોકલાવે છે. અને છેવટ હિંદનો શેકસપીઅર આનંદમય અંત લાવે છે, જ્યારે ઇંગ્લંડનો કાલિદાસ, શોકમય ચિત્ર સાથે પડદો પાડે છે. ''

કાંઇપણ ફેરફાર વિના ઉપરની નોંધ આપી છે એ એવા હેતુથી કે પ્રોફે. જોશીની શૈલીનો થોડોક પણ આછો ખ્યાલ આવી શકે. કાલિદાસ એમનો ઘણો જ પ્રિય કવિ હતો. અને રઘુવંશને એ મહાન રાષ્ટ્રીય મહાકાવ્ય ગણતા હતા. આજે આ મૂલ્યાંકનોમા નવું તેજ આવી શકે તેવો ઘણો સંભવ છે છતાં, કોઇ વખત્ આ આખી નોંધ જડી આવે, તો ફરીને એનો અભ્યાસ કરી, કાલિદાસ વિષે જ એક પુસ્તક લખવા વિચાર થાય છે, તે વખતે આમાંથી કેટલુ ઉપયોગી નિરૂપયોગી ગણાય એવી કોઇ વિવેકરેખા કોઇ મિત્ર વખતે સહૃદયતાથી આ ઉપરથી પણ દર્શાવે એમ ધારીને આટલુ આપ્યું છે. ચોથા અંકમાં, પ્રવેશકનાં છેલ્લાં વાકયો, જ્યાં અનસૂયાએ પ્રિયંવદાને કહ્યું કે આ ઋષિના શાપની વાત આપણે શકુંતલાને જણાવવાની નથી–ત્યાં નોંધ નીચે પ્રમાણે છે. '' पियवदे द्वयोरेव नतु नौ मुख एष वृत्तान्तस्तिष्ठतु । रक्षितव्या खलु प्रकृतिपेलवा प्रिय सखी... વગેરે. કાલિદાસે આ વાકયમાં 'કેળવણી ની સર્વમાન્ય વ્યાખ્યા, મનુષ્ય હૃદયની નિર્બલતા અને વિશેષમાં કેટલાંક વ્યાવહારિક સત્યો આપી દીધાં છે. * મનુષ્ય કેટલું ગુપ્ત રાખી શકે છે, એ જ્યારે જાણી શકાય ત્યારે તેની મહત્તા જાણી શકાય; પરંતુ ગુપ્ત બે પ્રકારનાં હોઇ શકે. કુટુંબની નિર્દોષ પવિત્ર ગુપ્ત વાતો, સ્નેહભર્યાં એ જીવનના કેટલાક પવિત્ર ગુપ્ત ભેદો; અને વિષમય દોષમય ગુપ્ત ભેદો. આ પાછલો ભેદ પ્રગટ કરવામાં અને જીવનના નિર્દોષ ગુપ્ત રહસ્યો અપ્રગટ રાખવામાં મનુષ્ય હૃદયની જેટલી મહત્તા, અને તેથી તેના પ્રમાણમાં તેની કેળવણીનું માપ થાય છે. તેટલું અન્ય કોઇ કાર્યથી થતું નથી. જીવનના કેટલાક ભેદ ગુપ્ત રહેવા જ જોઇએ. ઉત્તમ મિત્રની વ્યાખ્યા આટલા માટે 'गुह्यं च गूहति गुणान् प्रगटीकरोति' એમ છે. 'પ્રકૃતિ પેલવ' એ શબ્દ વાપરી કાલિદાસ કલાવિધાનની સીમા દર્શાવે છે. મનુષ્યહૃદય ભયંકર અને નગ્ન સત્ય સહન કરવા કોઈ પણ સમયમાં તૈયાર હોતુ નથી. કેટલાંક સત્યો ભયંકર છે. માણસના જીવન ઉપર સમગ્ર દૃષ્ટિએ કાલિદાસે કેટલો ગંભીર વિચાર કર્યો છે એ આ વાકયથી સ્પષ્ટ થાય છે. સાથે સાથે શકુન્તલાની 'મૃદુપ્રકૃતિ' અને તેથી કેળવણીનું ઉચ્ચ સ્વરૂપ પણ જણાઈ આવે છે'

આ પ્રમાણેની શાકુંતલ ઉપરની નોધ એ વખતે કરી જણાય છે.

-ભાઇશંકર દ્વિવેદી આ સઘળા મિત્રોમા એક રીતે જૂદા તરી આવતા. એ ગામમાં રહેતા. કોલેજમા ભણવા આવતા. પણ એમનું સઘળું જ ચિત્ત 'સાહિત્ય અભ્યાસ' ની પાછળ હતું. એમને પાસ, નપાસ અને કલાસની કાઇ પડી ન હતી. એ વખતે એમણે 'શ્રીયુત ચક્રમ્'ના લેખો એ રીતે કેટલાક વિનોદી લેખો લખેલા. એમનો એક ફકરો તે વખતનાં લખાણને આધારે નીચે આપ્યો છે, પણ એ તો એમની શકિતનો ઘણો જ ઓછો પરિચય આપે છે. એમણે પાછળથી 'જ્ઞાનજ્યોતિ' નામે હસ્તલિખિત માસિક કાઢેલું. એની પાછળ પણ એની સતત આરાધના હતી.

બહાઉદ્દીન કોલેજના ઇ. સ. ૧૯૧૭ના જાન્યુ. અંકમાં 'શ્રીયુત ચક્રમ્ના લેખો' નામે ભાઇશંકરે લખેલો લેખ વિનોદસાહિત્ય રૂપે છે, પણ એમની ખરી સર્જનાત્મક શકિત તો ઉત્તમ પ્રકારના વિચારક તરીકેની હતી.

કેવું ઉપનામ પસંદ કરવું એની ઘડમથલમાં પડેલા શ્રીયુત ચક્રમ્ નોંધ લખે છે: ''લલિત–પ્રખ્યાત વ્યાખ્યાનકાર–જન્મશંકર બૂચ; હા એ નામ પણ બંધબેસતું જ છે. એ ઉપરથી નીકળતાં બીજા

* How many secrets you can swallow"



નામે 'પલીત' હું નથી ધારતો કે કોઇ પણ લેખક પોતાની મેળે સ્વીકારે. એટલે વધારે સુંદર નામો મળે તો ઠીક, નહિતર આ રહ્યાં બીજાં વધારે નામ, પસંદગી માટે—

' રા. વિલાપી. રા. ભ્રાન્ત. રા. તરંગ. રા. મિસ્કિન. રા. સ. રા. ૭. રા. શાન્ત. રા. ખક. રા. શુક. રા. કુંજ. રા. અરુણ. રા. કામુક. રા. ભ્રમર. રા. જલેબ,રા. વિન્તુ

આ 'કવિ સહસ્ર નામાવલિ ' નો અંત આવે તેમ નથી. અલબત તે એક નવા કવિ માટે આવકાર-દાયક ગ્રંથ છે, સામાન્ય લોકરુચિને અપ્રિય થઇ પડે એવું મારે નથી કરવું.'

આવી રીતે આ વિનોદી લખાણો ' સ્વયંવધુ ' 'દુષ્કાળ' 'નૂતનવર્ષાભિનંદન' વગેરે આગળ ચાલે છે.

પણ જે ભાઇશંકર દ્વિવેદી પાછળના લખાણમાં માત્ર બે વર્ષ પછી જ દેખાયા તે આમાં નથી. ભાઇશંકરની ઉપાસના અને આરાધના–ખાસ સાહિત્યના કેવળ નિજ શોખની ખાતર કેટલી–કેટલી તીવ્ર અને ઉત્કટ હતી, એનો આજે વિચાર કરીએ છીએ ત્યારે લાગે છે કે ખરેખર એમ એક ઉત્તમ પ્રકારનું જ સાહિત્યરત્ન અકાળે ઝરપાઇ ગયું ન હોત–તો રંક ગુજરાતી સાહિત્યમાં ચિરંજીવી કહેવાય એવું કોઈ ને કોઇ પુસ્તક એ મૂકી જાત.

એની સાહિત્ય ઉપાસનાનો થોડોક પરિચય આ એક નીચેના મિત્ર ઉપરના પત્રમાંથી મળી આવે છે:

* પ્રિય ભાઇ

હું તો અકિંચન હતો. મારા તીર્થસ્વરૂપ પિતાશ્રીના ઉત્સાહે હું હાઇસ્કૂલનું શિક્ષણ લઇ શકયો; અને મારા હૃદયબળનો વિકાસ થતાં અઢાર વરસની વયથી જ, કુટુંબનો બોજો શિરપર લઇ એક પણ મિત્રની સહાય વિના, મારા કુળની ખાન-દાનીને છાજે એવી રીતે દુનિયામાં રહી, દુનિયાના થોડા જ લોક સમજી શકે એવી જીવનભાવનાને ઊની આંચ આવવા દીધા વિના વ્યવહાર ચલાવી કોલેજનું શિક્ષણ પૂરું કર્યું. મારા એકે ઓળખી-તાએ મને કદી મ્લાન વદન જોયો છે? મને કદી પ્રસન્નતા ત્યાગતાં જોયેલો છે? અને પ્રભુએ મને કાંઇ નથી આપ્યું છતાં બધું આપ્યું છે. મારું ઘર મને જરા પણ પ્રતિકૂળ નથી. મારા મિત્રો હું અયાચક છું છતાં જરૂર પડયે ગમે તે દઇ શકે એવી શકિત-વાળા હેતાળ,નિખાલસ અને બહાદુર છે. અને આટલાં વર્ષોમાં મેં કેટલા હજાર રૂપિયા ખર્ચ્યાં છે ! ચિત્રો અને ચોપડીઓનો મારો મોહ હજી નથી ઊતર્યો. આટલા વરસની જિંદગીમાં નવસો જેટલી ચોપડીઓ તો પારકા * હાથમાં ગઈ છે—ગુમાવી છે–એમ કહી શકું ! અને દર વરસે અઢીસો ત્રણસોનાં ચિત્રો ચોપડીઓ ખરીદતો આવ્યો છું...પ્રભુએ મને આમાં કેટલી સહાય આપી છે એનો વિચાર માત્ર જ મને એના વાતાવરણમાં રાખવાને બસ છે."

જે ભાઇશંકરને મેં પાછળથી જાણ્યા તે ભાઇ-શંકર આમાં દેખાય છે. એક અકિંચન ગુજરાતી જુવાન. પુસ્તકો પણ ઘરની શોભા જેવી ચીજ છે એ ખ્યાલ જ–આજથી ત્રીસ વરસ પહેલાં– એમના વ્યક્તિત્વનો પરિચય આપવા માટે બસ છે.

( ક્રમશઃ ચાલુ )

* ભાઇશંકર દ્વિવેદીની યાદીમાં 'બે ઘડી મોજ' પ્રગટ કરેલ લખાણમાંથી આ પત્રનો ફકરો ટાંકયો છે.

* આવી એક ચોપડી એમની મારી પાસે છે. ઝોલાંનું His masterpiece.

**વિમાન-વ્યવહારનો વિકાસ**

૧૯૪૭માં ૧૮ જેટલા માર્ગો ઉપર ૨૮ વિમાની સેવાઓ ચાલુ હતી, આજે ૨૭ જેટલા માર્ગો ઉપર ૪૧ વિમાની સેવાઓ કામ કરી રહી છે. ૧૭ દૈનિક અને ૭૦ સાપ્તાહિક સેવાઓ છે. ૧૯૪૮ના જાન્યુઆરીથી એપ્રિલ સુધીના અરસામાં આઠ જેટલી વિમાન વ્યવહાર સંસ્થાઓનાં ૧૬૭ વિમાનોએ ૨૭૪ પાયલટોની અને ૧૬૮ બીજા વિમાન-સેવકોની સહાયથી કુલ ૪૮,૫૮,૮૯૩ માઇલનું ઉડ્ડયન નોંધાવ્યું હતું એ દ્વારા ૧,૨૪,૭૫૩ મુસાફરો અને ૨૫૭૩ ટન સામાન તથા ટપાલને એક સ્થળેથી બીજે સ્થળે લઇ જવામાં આવેલ હતી.

# શાંતિની શોધ

[ ૧ ]

એક ગવૈયો હતો. એને ઈશ્વરી બક્ષિસ હતી એ એવી તો અદ્ભુત હતી કે એ પોતે, પોતાની આ સમૃદ્ધિનો સાગર જોઈને, એની છોળને રાતદિવસ રેલાવ્યા જ કરતો જ્યારે જુઓ ત્યારે એ એની સ્વરની મસ્તીમાં ઊડતો જ હોય !

એક દિવસ એની મનોહારિણી સ્વરવાટિકામા એ યથેચ્છ વિહાર કરી રહ્યો હતો, એટલામા કોણ જાણે ક્યાથી થોડાક ભૂલા પડેલા શબ્દો એના કંઠમા બેસી ગયા

એ પોતે પોતાનાથી આશ્ચર્ય પામતો હોય તેમ, આ મનોરમ શબ્દાવલિને, સ્વરને હીંડોળે ડોલાવવા માડયો ઘડી બે ઘડી ગઈ અને એમાથી તો એક સુદરી જન્મી

એની સામે એ જોઈ જ રહ્યો એની કલ્પનામા પણ એણે આવી અનુપમ સુદરી કોઈ દિવસ જોઈ ન હતી ! આટલી સુદરતા પૃથ્વીમા પણ છે, એની એને પહેલી જ વખત ખબર પડી

ગવૈયાએ એને પૂછ્યુ, 'તમે કોણ છો ?'

'મારુ નામ કવિતા સુદરી !' પેલી સ્ત્રીએ હસીને જવાબ આપ્યો તમે મને નથી ઓળખતા ? હુ તો તમારે આગણે નિત્ય હાજર છુ !'

'કોણ તમે ?' મે તો તમને આજે જ જોયા !'

ત્યાર પછી તો ગવૈયાની વાણીમા અજબ જેવો ફેરફાર થયો એ જે મધુર સુરાવલિ છોડતો એમાથી શબ્દાવલિના મનમોહન રૂપ પ્રગટ થવા માડયા અને એમાથી તો કંઠ કંઠમા લોકઝીલણુ થઈ શકે એવી કાવ્યમૂર્તિઓ નીકળવા માડી !

ગવૈયાને અત્યાર સુધી લોકો મહાન ગણતા પણ એનાથી દૂરને દૂર રહેતા

હવે તો એને આગણે રાત ને દિવસ, કાવ્યપિપાસુઓની સગીતરસતરસ્યાઓની, અને સામાન્ય અસામાન્ય તમામ માણસોની ઠઠ્ઠ જામવા માડી

જ્યારે જુઓ ત્યારે એને ત્યા લોકોની મેદની જામી જ હોય !

[ ૨ ]

ગવૈયાને ત્યા કીર્તિ તો દાસી જેવી થઈ ગઈ એને ત્યા કચનનો વરસાદ વરસવા માડયો, એને ત્યા સગીતભૂખ્યાઓના ટોળા ભટકવા માડયા એની પક્તિ પક્તિ લોકકંઠમા બેસીને હવામા રમવા માડી

એક વખત એની પાસે પ્રેમનુ એક અદ્ભુત શબ્દગીત રમતુ રમતુ આવ્યુ એને એણે પોતાની સ્વપ્નવાટિકામાથી સગીતના એવા એવા મધુરસ્વરપ્યાલા પાયા કે એના શબ્દે શબ્દમા મત્ત પ્રેમનો ઉન્મત્ત ઉલ્લાસ પ્રગટી નીકળ્યો

એ ગીત ગવૈયાએ ગાયુ અને લોકકંઠમા તો ઘેલછાના જાણે પૂર વહ્યા મેદની એની પાછળ ગાડી થઈ ગઈ લોકો ભાન ભૂલીને હાલતા ચાલતા એ ગીત જ ગાવા માડયા. સ્ત્રીઓને એનો નશો ચડયો પુરુષોને એની મોહિની લાગી ઘેર ઘેર એ જ સ્વરો ઘૂમવા માડયા આકાશમાથી એ ગાનના પડઘા પડવા માડયા

પણ કોણ જાણે કેમ તે દિવસથી ગવૈયાની શાંતિ ગઈ !

એનો આનંદ ઊડી ગયો. એની મસ્તી ચાલી ગઈ. એની સંગીતની મજા જાણે મારી ગઈ. પણ કીર્તિ તો એને પડછાયે પડછાયે રમતી હતી. એ હજી ગીતો કરતો જ ગયો—અને લોકકંઠમાં અદ્વિતીય એવું એવું સ્થાન પણ નિર્માણ થઈ ગયું.

કીર્તિનો એ સ્વામી હતો. કંચનની એને પરવા ન હતી. લોકખ્યાતિ એની પાછળ દોડતી હતી. પણ કોણ જાણે કેમ એને જીવનમાં કાંઈક અધૂરપ જણાતી હતી.

એને લાગતું હતું કે એ કાંઈક ગુમાવી રહ્યો છે.

૩

એક વખત એ ગામમાં એક ભજનિક સાધુ આવ્યા. ગવૈયો એને સાંભળવા ગયો. લોકોએ તો આ ગવૈયાને અપનાવ્યો હતો—એણે આપેલી મસ્તી લોક પાસે હતી. ભજનિકનાં ભજન તો કમોદનાં ફોતરાંની પેઠે લોકોએ ઉડાડી મૂકયાં.

સાધુ સમજી ગયા. એમને માટે આંહીં સ્થાન ન હતું. તે શાંત થઈ ગયા.

અરધી રાતે પોતાનાં ભજન એ પોતે એકલા ગાઈ રહ્યા છે તે વખતે પેલો ગવૈયો ત્યાં આવ્યો. તેણે સાધુ મહારાજના કંઠમાં અલૌકિક વસ્તુ જોઈ હતી. લોકો એ ઓળખી શકયા નહિ એવું એને દુઃખ થયું હતું. તેણે સાધુ મહારાજને ચરણે વાત મૂકી, મહારાજ ! મને મારી કલા દ્વારા જે શાંતિની કયાંય ઝાંખી પણ થતી નથી, એ શાંતિ આ તમારા સ્વરમાં આવી કયાંથી ? મારે એ રહસ્ય જાણવું છે ! એ શી રીતે આવી ?'

સાધુ એની વાતને સમજી ગયા. પોતાની વાત માટે આંહી કેમ ભૂમિકા ન હતી. એ પણ સમજી ગયા. તેણે ધીમેથી કહ્યું: 'તમારી પાસે જે ઉત્તમોત્તમ વસ્તુ હોય, તે પહેલાં લોકને નહિ, ઈશ્વરને-ચરણે ધરો. ત્યાંથી ઉઠાવીને પછી લોકને એનો પ્રસાદ આપો—શાંતિ ત્યારે આવશે !'

ગવૈયાને કંઈક સમજણ પડી. પણ વાતનો તાગ મળ્યો નહિ.

તેણે માથું ધૂણાવ્યું. 'મેં તો બાપજી ! આની ઉપાસના રાત દિ કરી છે, પણ હજી એમાંથી શાંતિ-શાંતિ નથી આવતી ! એ કયારે મળે ?'

'પ્રાયશ્ચિત્ત કરો ત્યારે !' સાધુએ કાંઈક સ્પષ્ટપણે કહ્યું.

'પ્રાયશ્ચિત ? શેનું ?'

'ઉપાસના શક્તિ આપે છે. શક્તિ મળ્યા પછી જ કસોટી છે. એ કસોટી તમારી થઈ ગઇ ?'

ગવૈયો હવે ડોલી ઊઠયો. એને સમજાઈ ગયું. એની શાંતિ કયે દિવસે ચાલી ગઇ હતી તે એને યાદ આવ્યું.

તે નમીને ચાલ્યો ગયો.

×

બીજે દિવસે લોકટોળાં પાસે ગવૈયાએ લોકોની કે પોતાની પ્રિય ચીજ ન છોડી. ઈશ્વર સમર્પિત એક વસ્તુ ઉપાડી.

પહેલાં તો લોકોએ થોડીવાર એને માનથી સાંભળ્યો. પછી એની પણ મશ્કરી થવા માંડી.

'અલ્યા એ ! આ તો હવે ગયો !' એક જણાએ એ સાંભળે તેમ જ કહ્યું.





'ગયો શું ? સાવ ગયો !' બીજો બોલ્યો.

ત્રીજાએ તેમાં ટાપશી ન પૂરી. પણ એક કાંકરી ઉપાડીને ગવૈયા તરફ ફેંકી.

'પછી તો બૂમાબૂમ, રીડિયારીડ, ફરમાસૂ ચીજોના હોટેલમાં અપાય છે તેવા હુકમો, અને લોકટોળાંની મનોવૃત્તિના પડઘા પડવા માંડયા.

પણ ગવૈયો ત્યાં અદબ વાળીને શાંતિથી ઊભો રહ્યો.

થોડીવારે શાંતિ થઇ ગઈ.

એટલે એણે પોતાની એની એ ચીજ ફરી ઉપાડી !

## [૨] પશ્ચાતાપની મહત્તા

કોઇ ભરવાડ પાસે એક સો ઘેટાં હોય અને એમાં જંગલ રસ્તે આવતાં જતાં એક ઘેટું ખોવાઇ ગયું, તો એ ભરવાડ શું કરે ?

નવાણું યે નવાણું ઘેટાંને ઊભા રાખીને પેલા એક ખોવાયલા ઘેટાંની પાછળ નહિ ભટકે ?

એ એક ખોવાયલા ઘેટાંને ખોળી કાઢવા આકાશ-પાતાળ એક કરશે. એને ગમે તેમ કરીને ખોળી કાઢશે અને જ્યારે એને એ મળશે ત્યારે એના આનંદનો પાર નહિ હોય.

મિત્રો ! આપણું જીવન પણ એવું જોઇએ. કારણ કે સ્વર્ગમાં દેવતાઓને પણ, અનેક સદ્‌ગુણી માણસોને જોઇને જેટલો આનંદ થાય છે એના કરતાં, એક રસ્તો ભૂલેલા અને ફરી રસ્તે ચડી ગયેલા દુર્ગુણીને જોઇને, વધારે આનંદ થાય છે !

કારણ કે જીવનમાં મહત્તા પશ્ચાત્તાપની છે. જે રસ્તો ભૂલતો જ નથી એ સદ્‌ભાગી છે. પણ જે રસ્તો ભૂલે છે, ને પશ્ચાત્તાપથી પાછો પોતાનો રસ્તો શોધી કાઢે છે, એ વધારે સદ્‌ભાગી છે.

એક પણ દુર્ભાગી આત્માને પશ્ચાત્તાપ કરીને સન્માર્ગે વળતો જોવો—એ દૃશ્ય વિરલ ને અતિ સુંદર એટલા માટે છે કે સેંકડો માણસના હૃદયને એમાંથી આશાનો સંદેશો મળે છે.

માટે મિત્રો ! પશ્ચાત્તાપી આત્માની મહત્તા જાણો. એ આપણા તમામના કરતાં, આપણામાંના સદ્‌ગુણીઓ કરતાં પણ મહાન છે.

૨

એક સાધુ હતા. સંસારની માયા તજી દેવાનો એ ઉપદેશ કરતા. જે માણસ સંસાર તજી દેતો નથી તે માણસ મોક્ષ પામતો નથી. સંસારથી અલિપ્ત રહેવું હોય તો સંસાર છોડી જ દેવો જોઇએ. સંસાર તો કાજળની કોટડી જેવો છે.

આ ઉપદેશ સાચો પણ એમાં નર્યું સત્ય ન હતું. એમાં અર્ધસત્ય હતું. સૌ સંસાર તજી દે તો સૃષ્ટિ કેમ ચાલે ? આવા અર્ધસત્ય ઉપદેશકને જવાબ આપવાની ભગવાનને પોતાને જ ઇચ્છા થઇ આવી.

ભગવાનને પોતાને પણ એવા સાધુજન ઉપર વધારે પ્યાર છે, જે 'સંસાર શું સરસા રહે ને મન મારી પાસ' એમ રહેતા હોય, સંસારમાં હોય પણ સંસારના ન હોય. એટલે એમણે એક નાના સુંદર કિશોરનું રૂપ ધર્યું. જઈને એક ઝરણા કાંઠે ઊભા. હવે ફરતા ફરતા પેલા સાધુજન એક ઝરણા પાસે આવ્યા. જુએ છે તો એક રૂપાળો છોકરો ઊભો ઊભો ઝરણું જોયા કરે !



સાધુએ એને પૂછ્યું: ' બેટા ! આંહીં કેમ ઊભો છે ? આંહીં શું જુએ છે ?'

કિશોરે જવાબ વાળ્યો: ' હું રાહ જોઉં છું. '

' રાહ જૂએ છે ! કોની ? '

' આ ઝરણાનું પાણી બધું વહી જાય તો પછી મારે કોરાધબ પગે સામે પાર જવું છે. હમણાં બધું પાણી ખૂટી જશે. એ પાણી ખૂટી જાય એટલે હું કોરેકોરા પગે સામે પાર નીકળી જાઉં, ! '

' અરે ! પણ પાણી એમ કાંઈ ખૂટે ? તું ગાંડો થયો છે કે શું ? એ પાણી તો ચાલતું જ રહેવાનું. એ કોઈ દિવસ ન ખૂટે. એ તો સંસારપ્રવાહ જેવું છે ! '

' એટલે નહિ ખૂટે ? ' બાળકે હસીને પૂછ્યું.

' ના. નહિ ખૂટે ! તારે પાર જવું હોય તો તું એમાં સોંસરવો થઈને નીકળી જા. તો સામે કાંઠે જવાય ! '

' હેં સાધુ મહારાજ ! ' પેલા બાળકે હસીને કહ્યું: ' ત્યારે આ સંસારનું પણ એવું નહિ હોય ? આ ઝરણાંના પાણી જેવું ! ' એનો છેડો છોડીએ તો પણ એ કાંઈ આપણો છેડો છોડે ? એ તો સોંસરવા નીકળી જઈએ તો જ પાર પડાય એવું નહિ હોય ?'

સાધુ મહારાજ તો છોકરાની વાત સાંભળીને છક્ક થઇ ગયા. વાત તો છોકરાની સાચી હતી. પોતે મનમાં જ ઘા ખાઈ ગયા. પોતે સંસાર છોડયો હતો, સૌને કહેતા કે સંસાર છોડો, પણ સંસારે કાંઇ એમને છોડયા હતા ! સંસાર તો એમની સાથે જ હતો.

પણ ત્યાર પછી એમણે નવી રીતે વાત મૂકવાનું શરૂ કર્યું: 'સંસારને છોડવો હોય તો પહેલાં એને પાર કરો. પાર કરનારો એને છોડી શકે છે. છોડનારો સંસારથી ભાગે છે, એટલે સંસાર એની પાછળ લાગે છે! '

વાત એની એ હતી, પણ વધુ સારી રીતે મૂકાયલી હતી. સત્યને વધુમાં વધુ નજીક પહોંચવાના પ્રયત્નમાં સત્યની પૂજા રહી છે.

આખું સત્ય તો કોઈને મળતું નથી.

એટલા માટે કહ્યું છે કે જે શુરુ કરતો રહે છે તે સત્ય મેળવે છે.

સાધુએ આટલી મનની ગાંઠ છોડી તો એમની વાણી સત્યની વધારે નજીક આવી.

### ૩

નાટક ખરેખર અદ્દ્ભુત હતું. દરેક અભિનયકારે પોતાનો વેષ આબેહૂબ ભજવ્યો. અને કેમ ન ભજવે ? કોઇ દિવસ નહિ ને અચાનક એક દિવસ એ સાધુજને કહ્યું કે હું તમારું નાટક જોવા આવીશ ! એ ઉત્સાહમાં ને ઉત્સાહમાં તો આજે તમામ નટોએ પોતપોતાનો ભાગ ભજવવામાં કાંઇ કચાશ ન રાખી !

આ સાધુજનની ખ્યાતિ ચોમેર ફેલાયલી હતી. એમને મન દુનિયામાં આત્મા સિવાય કોઇ પદાર્થ સત્ય ન હતો. આવા મહાન પુરુષને પણ, પોતે નાટક જોતા કર્યા, એ ઉલ્લાસમાં દરેક નટને શેર શેર લોહી ચડયું હતું ! નાટ્યકલાનો એ પરમ વિજય હતો.

પણ જ્યારે નાટક પૂરું થયું, ત્યારે રાજાના પાત્રે આવીને સાધુજનને પ્રણામ કર્યા. એનો વીરરસ પ્રેક્ષકવર્ગને હમેશાં ડોલાવી રહેતો, પણ આજે તો એ હંમેશના ડોલી જનારા પ્રેક્ષકોને પણ, એનામાં કાંઈક નવીન તત્ત્વ જણાયું હતું.





એના પ્રણામના પ્રત્યુત્તરમાં સાધુજને શાંતિથી કહ્યુંઃ 'વીર રાજૅન્! તમે ભજવ્યું તે સરસ, પણ તમે તમારા દુશ્મન રાજાને હવે ધિક્કારો છો ખરા?'

'દુશ્મન રાજાને? એ ક્યાં દુશ્મન રાજા હતો? એ તો મારો ભાઈ હતો! ત્યાં કેવો દુશ્મન રાજા ને કેવો મિત્રરાજા?'

'ત્યારે તમે કોઈ કોઈને ધિક્કારતા નથી કાં?'

'એમાં ધિક્કારવાનું ક્યાંથી હોય પ્રભુ! આ તો નાટક હતું!'

'તો તો બહુ સારું. મારે એ જ જાણવું હતું, પણ ત્યારે હું તમને એક સવાલ પૂછું?' સાધુજને શાંતિથી કહ્યુંઃ 'આ તમારું નાટક બે-ત્રણ કલાકનું હતું. તમે સૌ એમાં જે હતા તે પોતપોતાના જાણકાર હતા. તો નાટક સારું થયું. ને વળી હેતપ્રીતિમાં પણ વધારો થયો. તમને આનંદ પણ થયો. આ દુનિયામાં પણ, આપણે બે ચાર કલાકને બદલે–બે ચાર દસકા રહેવાના હોઈએ, તેથી એનું નાટક ભજવવામાં આપણે એક બીજા ખરેખરા દુશ્મન બની જઈએ છીએ, એ નાટક તમને ખોટું ભજવાતું હોય તેમ લાગતું નથી? આ નાટકને અંતે તમે એક બીજાના દુશ્મન રહેલા નથી–તો આ બીજા નાટકને અંતે કાં દુશ્મનાવટ બાંધો?'

'મારે તો તમને આમાંથી આ વસ્તુ જડી તે આપવાની હતી એટલે હું લેવા આવ્યો હતો.'

'આપણને જેમ રામભજન કરતાં આવડે તો આપણે તરી જઈએ, ને નહિતર મફતનું એમાં ડૂબે, તેવું જ આ સમજજો. નાટક કરતાં આવડે તો કરનારો તરી જાય. ને જોતાં આવડે તો જોનારો પણ તરી જાય. બાકી જેને આવડે નહિ, એ તો ગમે તે કરે, તો પણ ત્યાં ને ત્યાં રહે!'

સાધુ મહારાજ ચાલતા તો થયા, પણ નાટકવાળાઓ તે દિવસથી નાટક નાટક વચ્ચેનો ભેદ સમજી ગયા. કરતાં આવડે તો નાટક, નહિતર તો પછી એ પણ ભવાડા!

૪

એક વખત એક જબરા પાણીના પ્રવાહમાં બે જણા ખેંચાયા. એમાંના એકને એક લાકડાનો ભારે કકડો મળી ગયો. વજનદાર ને ભારે એટલે એનો આધાર એને ઠીક મળ્યો છે એમ ધારીને એને એ ચોટી પડ્યો. ને ખેંચાતો ચાલ્યો.

બીજાને કોઈએ દોરડું આડું ફેંક્યું હશે એનો આધાર મળી ગયો.

જ્યારે પ્રવાહનો વેગ નરમ પડ્યો ત્યારે ખબર પડી કે ભારે લાકડાનો આધાર લેનાર ડૂબી ગયો હતો!

આ સંસારમાં પણ જીવન એવું છે. કીર્તિનો, પૈસાનો, પ્રતિષ્ઠાનો આધાર લેનારા એના ભારે ડૂબી મરે છે.

પ્રવાહમાં આધાર આપે પણ પોતાના ભારથી તમને મુંજવી ન દે એવી એક દોરડી જ છેવટે તો તારે છે.

એ દોરડી–એટલે જીવનની કોઈ પણ સાધના. પછી એ નાની હો કે મોટી. એ વસ્તુ મહત્ત્વની પણ નથી.

૫

અને તેમાંના એકે કહ્યુંઃ પ્રભુ! અમને ધર્મ વિષે કાંઈક કહો.

(અનુસંધાન પાન ૭૦)

# પારસમણિ

ઈશ્વર પેટલીકર

પોતાનો દીકરો નિશાળમાં જઈને વાંચતો થયો ત્યારે નાથાના આનંદનો પાર રહ્યો ન હતો. ચોથી ચોપડીમાં પડ્યો ત્યારથી એ ફળિયાવાળાંને કાગળપત્તર પણ લખી આપતો થયો હતો. ફળિયાનું કોઈ એને શોધતું આવતું અને નાથાને પૂછતું કે બબલો ક્યાં ગયો, મારે જરા આટલો કાગળ વંચાવવો છે, ત્યારે એ અભણ ખેડૂત પિતાને પોતાનું જીવન ધન્ય લાગતું.

પરંતુ એ જ વિદ્વાન દીકરો ગુજરાતી ભણી રહીને ઊભડક લાકડાંનો થઈ જવાથી, ભણી રહ્યાં ત્રણ વર્ષ થયાં તો ય કોઈ મજૂરી કરતો ન હતો ત્યારે નાથાના દુઃખનો પાર રહ્યો નહિ. પોતાનો છોકરો ભણીને સાહેબ થશે એ સ્વપ્નસૃષ્ટિમાં વિહરતા નાથાએ, નાનપણમાં છોકરાને પોતાનો ધંધો, ઢોલ વગાડવાનો પણ શીખવા દીધો ન હતો. નાનાં છોકરાં માબાપના ધંધાની સહજ નકલ કરતાં હોય છે. પરંતુ બબલો જ્યારે ખીંટીએ ભરવેલું ઢોલકું લેઈ, ગળે ભરવી એની ઉપર દાંડિયો વગાડવાની મજા લૂંટવા જતો ત્યારે એ જ બાપ એને રોકતો. છોકરાનું ચિત્ત જો ભણતર વગર બીજામાં પેસી જાય તો વદ્યા (વિદ્યા) એને ચડે નહિ. એ એક જ કારણે નાથાએ દીકરે સાત ચોપડીઓ પૂરી કરી ત્યાં સુધી એની પાસે કંઈ કામ કરાવ્યું નહિ, તેમ જ કરવા દીધું નહિ. એને એક જ મનોકામના છેલ્લે છેલ્લે જાગી હતી કે સાતમી ચોપડી છોકરો પૂરી કરીને નિશાળનો માસ્તર બને. પરંતુ આખો દરિયો ડહોળીને કિનારે તારો ડૂબી મરે તેમ બબલો સાતમીમાં ડૂબી મર્યો—નપાસ થયો. બીજી વખત ડૂબકી મારી પણ સર્ટિફિકેટ રૂપી મોતી ન લાધ્યું તે ન લાધ્યું.

સોળ વર્ષનો બબલો ન થયો માસ્તર કે નથી કરતો મજૂરી, ખાઈપીને ગામમાં ઊજળિયાતનાં છોકરાં ભેગો રખડ્યા કરે છે. હવે નાથો એને બાપદાદાનું ઢોલકું વગાડવાનું કોઈ લગ્નપ્રસંગે કહે છે તો એ વગાડતાં ય એને શરમ આવે છે! બિચારા નાથાને તો લેને ગઈ પૂત ઔર ખો આઈ ખસમ, એના જેવો ઘાટ થયો.

ત્રણ ત્રણ વરસ સુધી, મજૂરિયાત ઘરમાં, આવી અસહ્ય મોંઘવારીમાં, જુવાન છોકરો કામધંધો કર્યા વગર રખડ્યા કરે એ દુઃખ નાથો જ જાણી શકે. તું કંઈ મજૂરી કર. એમ કહી કહીને એની જીભના કૂચા થઈ ગયા; પણ બબલો એકનો બે ન થયો. તેમાં બબલાની મા મરી ગઈ. બબલા કરતાં નાની એની બેન ઘરનું કામ કરે છે, નવરી હોય ત્યારે બાપ સાથે ખેતરમાં કોઈની મજૂરીએ જાય, અને વિદ્વાન દીકરો ગામમાં છોકરાઓ સાથે રમ્યા કરે! દહાડો ઊગે છે ને રોજ નાથો નિસાસો નાખે છે કે મને નખ્ખોદિયાને છોકરાને ભણાવવાની કમતિ ક્યાંથી સૂઝી? મારે એવા શા વેપારધંધા હતા કે ભણ્યા વગર અટકી રહ્યું હતું? ખપ પડ્યે ફળિયાનાં બધાં કાગળપત્તર કોઈની પાસે વંચાવી લખાવી લે છે એમ હું કંઈ ના કરી શકત?

એ નિસાસો ભગવાને સાંભળ્યો હોય તેમ બબલો જાતે એક દિવસ નોકરી શોધીને એમાં દાખલ થઈ જવા બાપની મંજૂરી માગવા લાગ્યો, ત્યારે નાથો મંજૂરી આપતાં આનાકાની કરવા લાગ્યો!

બબલો એને ગમતી નોકરી શોધી લાવ્યો હતો. ગામમાં એક હરિજન સેવક સંઘ મારફત ચાલતું હરિજન કન્યા છાત્રાલય હતું. એમાં નોકરીની જગા ખાલી પડી હતી. છાત્રાલયમાં ફક્ત પંદર કન્યાઓ હતી. તે અંગે બહારથી જે ચીજવસ્તુ ખરીદી લાવવાની હોય, કોઈ મહેમાન આવે જાય તેને સેવામૂકવા જવાનું હોય, તેવું ઊભાં લાકડાંવાળો કરી શકે તેવું કામ હતું. અંદરનું બધું કામ તો છોકરીઓ જાતે કરી લેતી. એટલે ઘર અંગે જે કંઈ કામ હોય તો ગૃહપતિ તરીકે કામ કરતાં બહેનનું થોડું ઘણું કામ કહેવાય. પગાર માસિક રૂપિયા પચ્ચીસ હતો. આભડછેટને લીધે એમાં ગામનું કોઈ નોકર તરીકે કામ કરતું ન હતું. બહારનો જે નોકર હતો તે છૂટો થયો હતો. એટલે બાપનાં રોજ કહ્યાં વેણ સાંભળતા બબલાને એ નોકરીએ ચડી જવાની સ્વયં પ્રેરણા થઈ આવી.

નાથાને એક જ વાતનો મળે ઉચ્ચરો ભરાતો હતો. આશ્રમમાં, ગામના લોકો છાત્રાલયને આશ્રમના નામથી જ સંબોધતા, ઢેડભંગીની છોડીઓ રહી એટલે એનું મન પાછું પડતું હતું. ખાવાનું તો ઘેર આવીને હતું, પરંતુ સાથે રહેવાનું એટલે જાણેઅજાણે છોડીઓને અડી જવાય, બહેન વટલાવામાં માને નહિ એટલે એમનું પાણી ય ચોખ્ખું ના હોય, હું તો ઠીક પણ નાતના લોકો શી વાત કરે ? આ રીતે વિચારતાં નાથાનો જીવ છોકરાને એ નોકરીએ મોકલતાં ચાલતો ન હતો. પરંતુ બીજી બાજુ રખડતા છોકરાને નોકરીએ ના જઈશ એમ કહેતાં ય જીભ ઊપડતી ન હતી.

છેવટ નાથાએ એમાંથી મધ્યમ રસ્તો કાઢતાં કહ્યું: ' એક શરતે તને નોકરીએ જવાની છૂટ આપું.'

' શી ? '

' તું આશ્રમની છોડીઓને અડે નહિ. '

નાથો હજુ એનું વાકય પૂરું કરે તે પહેલાં બબલાએ કહ્યું: ' નહિ અડું. '

' પાણીની માટલી પણ તારે જુદી રાખવી. '

' રાખીશ. '

' બહેન ગમે તેટલો આગ્રહ કરે પણ ત્યાંની કોઈ ચીજ તારે મોઢામાં ના મૂકવી. '

' નહિ મૂકું. '

હજુ આગળ કંઈ કહેવા નાથાએ જીભ ઉપાડી પણ શું કહેવું તે જડયું નહિ એટલે એણે કહ્યું: 'હું શું કહું છું ? જો એમાં ચૂક થઈ છે તો મારા જેવો કોઈ ભૂંડો નથી. તું જો ચોખ્ખો રહીશ તો નાતમાં હું રહીશ [illegible] '

બબલો એ બધી શરતોનો અમલ કરતો નોકરી કરવા લાગ્યો. આશ્રમનાં બહેન, આનંદીબહેન, ગૃહપતિ તરીકે બેત્રણ માસથી જ નવાં આવ્યાં હતાં. છતા એટલા થોડા વખતમા ગામ એમના કામથી, સ્વભાવથી અને પ્રેમથી ખુશખુશ થઈ ગયું હતું. વળી આનંદીબહેન બીજી રીતે પણ લોકનિંદાથી દૂર હતાં. ગામડામાં કામ કરતી કોઈ વિધવા, કુંવારી કે સ્વતંત્ર સ્ત્રી, ભલે ચારિત્ર્યમાં સતી સીતાથી ચડે એવી હોય, પણ એ નિંદાનો ભોગ થવા વગર નથી રહેતી. એ અંગેનો મોટો ભોગ શિક્ષિકાઓ બને છે. આનંદીબહેન પહેલાંનાં ગૃહપતિ બહેન પણ મજાનાં હતાં, આંગળી ચીંધે એવું કોઈ વર્તન એમનું ન હતું, છતાં એ કુંવારાં હતાં એટલે કોઈ કોઈ તર્કવિતર્ક કરતા–આટલી ઉંમર સુધી એ કેમ નહિ પરણતાં હોય !

પરંતુ આનંદીબહેનના પતિ પણ હરિજન કાર્ય કરતા હતા. એમની સાથે રહેતા હતા અને જીલ્લાના ગામોમાં ફરીને એ લોકોનાં સુખ દુ:ખ જાણી મુશ્કેલીઓ અંગે મદદ કરતા. બંને પતિપત્ની હરિજન કાર્યને વરીને સાથે રહી કામ કરતાં એટલે ગામના લોકો ઉપર એ દંપતિની ઘણી અસર પડી હતી. બબલાએ પણ એ વાતો સાંભળી હતી. છતાં એણે આશ્રમમાં જે દશ્યો જોવા માંડયા તે તો એને પૃથ્વી ઉપરથી ઉપાડીને સ્વર્ગમાં લેઈ જતાં હોય તેવાં લાગતાં હતાં.

એ જે દિવસે નોકરીએ ચડયો તે દિવસે જ આનંદીબહેનના પતિ, સુમનભાઈ, એક માબાપ વગરની હરિજન બાળાને ગામડે ફેરણીએ નીકળેલા ત્યાંથી લાવ્યા હતા. બાર વર્ષની એ ગંદી અને ચીંથરેહાલ છોડીને જોઈ બબલાને ય સુગ ચડી. બહેન સાથે એ વાત કરતો હતો ત્યાં એ છોડી નજીક આવી એટલે એ દૂર ખસી ગયો.

આનંદીબહેન કોઈ સ્વજનને આવકાર આપતાં હોય તેમ એ છોડીનો હાથ ઝાલી પોતાના ઘરમાં લેઈ ગયાં. આશ્રમની બીજી છોડીઓ નિશાળે ગઈ હતી. [illegible] જીવનમાં પહેલો હતો, એટલે નવીન ખીલે આવતાં ઢોર જેમ ભડકે તેમ એ ભડકતી હતી. અને એથી વિશેષ ભડકતો હતો બબલો !

' તારે પાણી પીવું છે ? ' એમ સવાલ કરી, છોડી શો જવાબ આપે છે તેની રાહ જોયા વગર પોતાની માટલીમાંથી આનંદીબહેને પ્યાલો ભરી ઢોળીને એના સામે ધર્યો.

એ અનાથ છોકરીએ પરીઓની બે કોઇક વાતો સાંભળી હતી; એટલે પોતે કોઇ એવા પરીઓના પ્રદેશમાં તો નથી આવી ચડી એમ એ પિત્તળના ચકચકતા પ્યાલા સામે ફાટી આંખે તાકી રહી. મા મરી જતાં, નજીકનું કોઇ સગું ન હોવાથી, કોઇની દીકરીને ત્યાં સગાઇ શોધી, એક પિત્રાઇ એને મૂકી આવ્યો હતો. પરંતુ એ બહેનનો ધણી નવી શોક્ય લાવ્યો હતો ત્યાં એ દુઃખી સ્ત્રી બીજાને શી રીતે મદદ કરી શકે ? એકાદ મહિનો ન છૂટકે રાખીને કાઢી મૂકી. ગામનો ઢેડવાડો મોટો હતો એટલે કૂતરાને જેમ કકડો વધ્યો ઘટયો રોટલો નાખે તેમ, લોકો એને રોટલો નાખતાં. છ માસથી આમ રખડતી, ને પાછી આ ઉંમરે મ રાંડેલી એ છોકરી છેવટ સુમનભાઇના હાથે ચડી ગઇ એટલે એ તેડી લાવ્યા.

સુમનભાઇએ કહ્યું: ' મારી સાથે ચાલ,' ત્યારે એને બિચારીને એ સાચું જ નહોતું લાગતું. અહીં બધાં એને હડેહડે કરતાં હતાં ત્યારે ચોખ્ખાં કપડાં પહેરેલો, આંખે ચશ્માવાળો, ઊજળિયાત માણસ એને શું કામ સંઘરે ? છતાં ફળિયાવાળાં બધાંએ એને સાથે જવા સમજાવ્યું, ત્યારે અનિચ્છાએ રડતાં રડતાં એ સુમનભાઇની આગળ થઇ હતી.

રસ્તામાં સુમનભાઇ એની સાથે માયાભરી વાત કરતા કરતા જે આશા આપતા હતા એ એના માન્યામાં નહોતી આવતી. મજાનો ગામની ભાગોળે આશ્રમ છે. બીજી પંદર જેટલી સરખી ઉંમરની છોડીઓ છે. બધાં જાતે ખાવા બનાવે છે, ખાય છે, કૂવેથી પાણી કાઢે છે, કપડાં ધૂએ છે, માથામાં ફૂલ ખોસીને અંબોડા વાળે છે, સ્લેટ ચોપડીઓ લઇને નિશાળે જાય છે. એ બધાંની સંભાળ લેનાર એક બહેન છે, જે બધાંની મા હોય તેમ કાળજી રાખે છે. એ અનાથ છોડીને શી રીતે માન્યામાં આવે કે આવું બધું કોઇ ખપ વગર કરે ?

પરંતુ માના કરતાં ય વધુ હેતથી એક સ્ત્રી એને પાણીનો પ્યાલો ધરી રહી હતી. એ પ્યાલાને નહોતી પકડતી છતાં આગ્રહ કરીને એને પ્યાલો હાથમાં આપ્યો. છોડીએ આવું ચોખ્ખું પાણી જીવનમાં આજ પહેલવહેલું જોયું ! આવો પ્યાલો અને આવું પાણી, એનાથી કેમ પીવાય ? કોઇ મા વહાલ કરતી હોય તેમ બહેને એને પાણી પાઇ શાંત પાડી.

' શું તારું નામ ? '

છોડી નામ કહેતાં અચકાઇ. રસ્તામાં છાણાં વીણવા એ જતી ત્યારે ગામના ઊજળિયાત છોકરા છોકરી એનું નામ દેઇ એને ખીજવતા. આવું નામ તે વળી કોઇ છોડીનું હોતું હશે એમ કહી એ ચાળા પાડતા. એટલે પોતાનું નામ કહેતાં છોડી અચકાતી હતી.

આનંદીબહેને ધીરે ધીરે એને પોતાની સોડમાં લીધી હતી. ' શું નામ તારું ? તારે અહીં ગભરાવાની જરૂર નથી ? '

છોડી બોલી, 'મારું નામ તમને નહિ ગમે.'

' શાથી ? '

' ગામનાં છોકરાં મને એ નામથી ખીજવતાં હતાં.'

' હું તને નહિ ખીજવું.'

' પણ તમને નહિ ગમે.'

' તો હું નવું નામ પાડીશ.'

' નવું નામ પડાય ખરું ? '

' ચાર છોકરીઓનાં નામ મેં નવાં પાડયાં છે. હવે તો કહીશને તારું નામ ? ' આનંદીબહેને એનો ખભો થાબડી હિંમત આપતાં કહ્યું.

અચકાતાં અચકાતાં એ છોડીએ કહ્યું : ' મારું નામ વાલી.'

એ નામથી ખુશ ખુશ થઇ ગયાં હોય તેમ આનંદીબહેન એને બાઝી પડતાં બોલ્યાં: ' અરે ગાંડી છોડી ! આવું મજાનું નામ છે ને તને ગમતું નથી ? '

વાલીનો સંકોચ ક્ષણમાં જ ખંખેરાઇ ગયો હોય તેમ બહેનની સોડમાંથી ખસ્યા વગર જ એ માની હૂંફ અનુભ તી હોય તેમ સોડમાં થોડીવાર સુધી

કઇ બોલના—ચાલના વગર લપાઇ રહી એ અનાથ બાળાને નથી ઉષ્મા મળતા એ એના કુદરતી પ્રેમ ભર્યા સૂરે બોલી 'સાચુ કહો છો, બહેન ' મારુ નામ તમને ગમે છે ?'

'બહુ ગમે છે મારી માએ મારુ નામ વાની પાડ્યુ હોત તો હુ રાજી થાત ' આનદીબહેને સહજ ભાવે કહ્યુ

પછી બહેને સાથે બેસીને પોતાના રસોડામા જ એને જમાડી કૂવે લેઇ જઇને પાણી ખેચી આપ્યુ, નવડાવી, આશ્રમમાથી ચોખ્ખા કપડા આપ્યા આશ્રમમાના આયનામા વાનીને જોવડાવી બહેને પૂછ્યુ 'વાની જો જોઇ તારુ મોઢ તુ કેવી વહાલી દેખાય છે ?' સાચે જ વાની બહેનના સામે જોઇ હસી પડી

બહેને વાલીને પતિ પાસે લેઇ જતા કહ્યુ 'સુમનભાઇ ' જુઓ જોઇ તમે ઘડી પહેલા લાવ્યા હતા એ આ વાલી કે બીજી ?'

સુમનભાઇ ખુશ ખુશ થતા બોલ્યા ' વાલી, તુ તો સાવ બદલાઇ ગઇ હમણા નિશાળેથી છોડીઓ આવશે ત્યારે તને જોઇને કુદાકૂદ કરશે ?' અને આ બધુ દૃશ્ય ક્યારનો ય ઊડા ભાવથી જોઈ રહેલા બબલાને સબોધી એ બોલ્યા 'બમના ' નાની આવી છે તે વાત છોડીઓને તુ કહીશ નહિ હમણા નાસ્તો કરવા એ નિશાળેથી દોડતી આવે ત્યારે આપણે વાલીને સતાડી દઇશુ કોઇને ખબર નથી પડવા દેવી કે એમનાથી ચડે તેવી નવી છોડી આશ્રમમા આવી છે '

બહેને કહ્યુ 'હજુ એનુ માથુ ઓળી હુ અબોડામા ફૂલ ખોસુ ત્યારે આ બધા કરતા ચડશે ચાલ વાલી, અહીં ક્યાક નિશાળ છૂટવાની વાર છે ત્યા તારુ માથુ ગૂથી દઉં

વાલી સકોચાઇ બોલી ' બહેન હુ મારી મેળે ગૂથીશ

' કાલથી તુ જાતે ગૂથજે પણ આજે તો હુ જ ગૂથી દેઇશ '

શુ કહેવુ તે સમજ ન પડવાથી મો ઉપરનો સકોચ સ્પષ્ટ દેખાય તેમ વાની બહેન સામે તાકી રહી બહેન એને પામી જતા બોલ્યા ' માથામા જૂ છે એટલે ના પાડે છે ને, ગુચ્ચી ''

વાલી મો મોકળુ મૂકીને ખડખડ હસી પડી

બહેન એને થાબડતા બોલ્યા ' જૂની દવા મે ક્યારની કરી એ તુ ના સમજી ? સાબુ વડે તારુ માથુ ચોળ્યુ તેમા જૂ મરી જાય તે દવા મેં નાખી છે હમણા તારા વાળ સુકાવા દેવા જોઇએ, પછી ઓળવુ જોઇએ પણ છોડીઓ નાસ્તે કરી ફરી નિશાળે જશે એટલે માથુ છોડી નાખીશ એ આવે ત્યારે તને અબોડામા ફૂલ ઘાલીને મારે એમને બતાવવી છે ''

કોઇ નાટક જોતો હોય તેમ બમનો બહેનને વાનીનુ માથુ ઓળતા જોઇ રહ્યો એને મા યાદ આવી પોતાની નાની બહેનના માથામા એ જૂ જુએ કે માથુ ધૂળવાળુ થયેલુ દેખે ત્યારે એ એને માર મારતી જ્યારે અહીં તો બહેન હસતા હસતા વાનીના માથામાથી જૂ વીણે છે '

સવારમા પોતાની જુદી પાણી પીવાની માગલી બમલો જે ગરથી ભરી લાવ્યો હતો, તે સાજે ફરી માગની ભરી નાવત ગર ચાટો ગયો પોતે કોઇ ખોટુ કામ કરી રહ્યો હોય તેમ બહેનની નજર ન પડે તેમ એણે છાનીમાની માટલી ભરીને ખૂણામા મૂકી દીધી એ રાતે ઘેરથી જમીને આ યા પછી એ આશ્રમમા સૂતો હતો ત્યારે એને એકનો એક વિચાર મૂઝવતો હતો—જુદુ પાણી રાખ્યા વગર સૌ ભેગુ પાણી પીવામા શુ બગડી જાય ? એ જો ખોટુ હોય તો ભણેલા ગણેલા અને ઊચ વરણના બહેન અને સુમનભાઇ શુ કામ એવો ભ. ન રાખે ?

બમનાની નોકરીને બે અઠવાડિયા થયા છે બહેનની ભલાઇની એણે જે વાતો સાભળી હતી તેથી ઓછી ઘણી ભલાઇનો એને જાતઅનુભવ થઇ રહ્યો હતો અને કોઇ ત્યાનુ પાણી પીવા કે આગ્રહ કરતુ ન હતુ ફક્ત એકાદ બે વખત

કહેલું કે, 'બબલા! તું મારા હાથનું કરેલું ય જમતો નથી, એટલે ખરું પૂછે તો મને કંઇ ગળ્યું જમવાનું કરવાનું દિલ થતું નથી. તું અમારા ઘરનો માણસ કહેવાય અને તને મૂકીને એવું જમતાં ગળે કેમ ઊતરે?'

કંઇ આગળપાછળનો વિચાર કર્યા વગર બબલાથી બોલી જવાયું: 'એવું હોય તો જાવ બહેન, હું ખાઇશ. બાપાને વઢવું હોય તો ભલે વઢે?'

'ના, ભઇ! તારું મન ના માનતું હોય ને તું ખાય તે મને ન ગમે. તું નથી ખાતો તેથી મને કંઇ ખોટું નથી લાગતું, ફક્ત ગળ્યું જમતાં મન ખટકે છે એટલું જ.'

બબલો કંઇ ન બોલ્યો. ન જમ્યો. છતાં એને ય બેયેની લાગ્યા કરતી હતી. પરમ દિવસે બહેનના બે મહેમાન આવ્યા ત્યારે બધી છોડીઓને સાથે લેઇને બધાં જમવા બેઠાં હતાં. આજે સાંજે આશ્રમના સૌ કરતાં મોટા ઉપરી પરીક્ષિતલાલભાઇ, આવવાના હતા.' બહેન કહેતાં હતાં કે છોડીઓ ઉપર અમારાં કરતાં ય એમને વધારે વહાલ છે. એ ઝાંપામાં પેસે ને છોડીઓ એમને બાઝી પડે છે!

અને એ દશ્ય બબલાએ સગી આંખે જોયું. 'ભઇ આવ્યા, ભઇ આવ્યા? કરતી છોડીઓ પરીક્ષિતલાલભાઇને ચોંટી પડી. ભાઇની ચકોર આંખ જોઇને બબલો આભો જ બની ગયો. બધી છોડીઓમાંથી વાલીને એમણે તરત પકડી પાડી. એને પાસે લેતાં કહ્યું: 'ચાલો હવે શાંત થઇ જાવ. આ નવી બહેનની સાથે મને ઓળખાણ કરવા દો.'

બબલાને સવારથી જ બહેને કહી રાખ્યું હતું કે પરીક્ષિતલાલભાઇને તો છોડીઓ સાથે બેસાડીને જમાડ્યા વગર મૂકતી જ નથી. એટલે ધીમેથી, સુમનભાઇ કે બીજા કોઇની નજર ન પડે તેમ, બબલાએ બહેન પાસે આવીને કહ્યું: 'હું પણ તમારી સાથે આજે જમવા બેસવાનો.'

'મનથી કહે છે કે દેખાદેખી?'

'મનથી કહું છું.'

અને એ સાંજે બધાંની સાથે બેસીને જમતાં બબલાને જે આનંદ પડ્યો તેનો હર્ષ છાનો એ રાખી શકે તેમ ન હતો. વળી બાપથી છુપાઇને એ કશું કરવા માગતો ન હતો. એટલે વાળુ કર્યા પછી એ ઘેર ગયો ત્યારે વગર પૂછ્યે જ એણે બાપને કહ્યું: 'હું ખાવાનો નથી.'

'કેમ?'

'આશ્રમમાં ખાઇને આવ્યો.'

બબલો ખુશમિજાજમાં હતો એટલે એ એટલા જોરથી બોલ્યો કે, પાડોશીની વહુ જે લીમડા નીચે બકરી બાંધતી હતી એને કાને એ શબ્દો સ્પષ્ટ સંભળાયા.

કામ ધંધો ન કરતા દીકરા ઉપર નાથાને ઘણી ખીજ ચડતી, છતાં એના ઉપર ગુસ્સો નહિ આવેલો તેટલો ગુસ્સો આ શબ્દો સમો આવ્યો. એણે આડી તેડી વાત કર્યા વગર બે તમાચા દીકરાના ગાલ ઉપર ચોડી વાળ્યા. નાથાને એ ગુસ્સો ચડ્યો હતો તેનું કારણ દીકરો જમ્યો એ કરતાં, એ એટલા જોરથી બોલ્યો કે પાડોશણ સાંભળી ગઇ!

અંદરના ખંડમાં, ચૂલા આગળ દીકરાને લેઇ જતાં નાથાએ ઠપકો આપતાં કહ્યું: 'અકકર્મી! બહુ નવાઇ કરીને આવ્યો તે આખા ગામમાં વાત ફેલાવે તેવી જેલી સાંભળી ગઇ તેનું ય તને ભાન છે?'

બબલાએ જે મોટું શસ્ત્ર હતું તે અજમાવતાં કહ્યું 'તમે બાપા, વગર સમજ્યે ખિજાઓ છો. પરીક્ષિતભાઇ, સુમનભાઇ, બહેન, અને એમને ઘેર મેમાન આવ્યા' તાં, એ બધાં છોડીઓ સાથે બેસી જમે છે, પછી આપણે એમના કરતાં શા ઊંચા થઇ ગયા કે ના જમાય?'

નાથાએ એ દલીલનો રદિયો આપતાં કહ્યું: 'એ બધા મોટા લોક કહેવાય. એમના વાદ આપણાથી ના થાય. આપણી નાત જાણે તો આપણને નાત બહાર મેલે. જેલી સાંભળી ગઇ છે એટલે વાત ફેરવી નાખવી પડશે.' અને એ રસ્તો શોધી કાઢ્યો

કઇ બોલ્યા–ચાલ્યા વગર લપાઇ રહી એ અનાથ બાળાને નથી ઉષ્મા મળતા એ એના કુદરતી પ્રેમ ભર્યા સૂરે બોલી ' સાચુ કહો છો, બહેન ! મારુ નામ તમને ગમે છે ?'

' બહુ ગમે છે મારી માએ મારુ નામ વાલી પાડ્યુ હોત તો હુ રાજી થાત ' આનદીબહેને સહજ ભાવે કહ્યુ

પછી બહેને સાથે એમીને પોતાના રસોડામા જ એને જમાડી કૂવે લેઇ જઇને પાણી ખેચી આપ્યુ, નવડાવી, આશ્રમમાથી ચોખ્ખા કપડા આપ્યા આ ત્રમમાના આયનામા વાલીને જોવડાવી બહેને પૂછ્યુ 'વાલી જો જોઇ તારુ મોઢુ તુ કેવી વહાલી દેખાય છે?' સામે જ વાલી બહેનના સામે જોઇ હસી પડી

બહેને વાલીને પતિ પાસે લેઇ જતા કહ્યુ 'સુમનભાઇ ' જુઓ જોઇ તમે ઘડી પહેલા લાવ્યા હતા એ આ વાલી કે બીજી ?'

સુમનભાઇ ખુશ ખુશ થતા બોલ્યા ' વાલી, તુ તો સાવ બદલાઇ ગઇ હમણા નિશાળેથી છોકરીઓ આવશે ત્યારે તને જોઇને કૂદાકૂદ કરશે ' અને આ બધુ દશ્ય ક્યારનો ય ઊંડા ભાવથી જોઈ રહેલા બબલાને સબોધી એ બોલ્યા બબના ' વાલી આવી છે તે વાત છોકરીઓને તુ કહીશ નહિ હમણા નાસ્તો કરવા એ નિશાળેથી દોડતી આવે ત્યારે આપણે વાલીને સતાડી દઈશુ કોઇને ખબર નથી પડવાદવી કે એમનાથી ચડે તેવી નવી છોડી આશ્રમમા આવી છ '

બહેને કહ્યુ 'હજુ એનુ માથુ ઓળી હુ અ ભોડામા ફૂલ ખોસુ ત્યારે અ બધા કરતા ચડશે ચાલ વાલી, અહીં ક્યાક નિશાળ છૂટવાની વાર છે ત્યા તારુ માથુ ગૂથી દઉ

વાલી સકોચાઇ બોલી ' બહેન, . મારી મેળે ગૂથીશ

' કાલથી તુ જાતે ગૂથજે. પણ આજે તો હુ જ ગૂથી દેઇશ. '

શુ કહેવુ તે સમજ ન પડવાથી મો ઉપરનો સકોચ સ્પષ્ટ દેખાય તેમ વાલી બહેન સામે તાકી રહી બહેન એને પામી જતા બોલ્યા ' માથામા જૂ છે એટલે ના પાડે છે ને, ગુચ્ચી ! '

વાલી મો મોકળુ મૂકીને ખડખડ હસી પડી

બહેન એને થાબડતા બોલ્યા ' જૂની દવા મે ક્યારની કરી એ તુ ના સમજી ? છાશ વડે તારુ માથુ ચોળ્યુ તેમા જૂ મરી જાય તે દવા મે નાખી છે હમણા તારા વાળ સૂકાવા દેવા જોઇએ, પછી ઓળવુ જોઇએ પણ છોકરીઓ નાસ્તે કરી ફરી નિશાળે જશે એટલે માથુ છાડી નાખીશ એ આવે ત્યારે તને અભોડામા ફૂલ ઘાલીને મારે એમને બતાવવી છે ! '

કોઇ નાટક જોતો હોય તેમ બબનો બહેનને વાલીનુ માથુ ઓળતા જોઇ રહ્યો એને મા યાદ આવી પોતાની નાની બહેનના માથામા એ જૂ જુએ કે માથુ ધૂળવાળુ થયેલુ દેખે ત્યારે એ એને માર મારતી જ્યારે અહીં તો બહેન હસતા હસતા વાલીના માથામાથી જૂ વીણે છે '

સવારમા પોતાની જુદી પાણી પીવાની માટલી બબનો જે ગર્વથી ભરી લાવ્યો હતો તે સાજે ફરી માટલી ભરી લાવત ગર્વ ચાલ્યો ગયો પોતે કોઇ ખોટુ કામ કરી રહ્યો હોય તેમ બહેનની નજર ન પડે તેમ એણે છાનીમાની માટલી ભરીને ખૂણામા મૂકી દીધી એ રાતે ઘેરથી જમીને આ યા પછી એ આશ્રમમા સૂતો હતો ત્યારે એને એકનો એક વિચાર મૂઝવતો હતો—જુદુ પાણી રાખ્યા વગર સૌ ભેગુ પાણી પીએ તો શુ બગડી જાય ? એ જો ખોટુ હોય તો ભણેલા ગણેલા અને ઊચ વરણના બહેન અને સુમનભાઇ શુ કામ એવો ભેદ ન રાખે ?

બબનાની નોકરીને બે અઠવાડિયા થયા છે બહેનની ભલાઇની એવી જે વાતો સાભળી હતી તેથી અનેક ઘણી ભલાઇનો એને જાતઅનુભવ થઇ રહ્યો હતો એને કોઇ ત્યાનુ પાણી પીવા કે ખાવા આગ્રહ કરતુ ન હતુ ફક્ત એકાદ બે વખત બહેને

કહેલું કે, 'બબલા! તું મારા હાથનું કરેલું ય જમતો નથી; એટલે ખરું પૂછે તો મને કંઇ ગળ્યું જમવાનું કરવાનું દિલ થતું નથી. તું અમારા ઘરનો માણસ કહેવાય અને તને મૂકીને એવું જમતાં ગળે કેમ ઊતરે ?'

કંઇ આગળપાછળનો વિચાર કર્યા વગર બબલાથી બોલી જવાયું: 'એવું હોય તો જાવ બહેન, હું ખઇશ. બાપાને વઢવું હોય તો ભલે વઢે ?'

'ના, ભઇ! તારું મન ના માનતું હોય ને તું ખાય તે મને ન ગમે. તું નથી ખાતો તેથી મને કંઇ ખોટું નથી લાગતું, ફકત ગળ્યું જમતાં મન ખટકે છે એટલું જ.'

બબલો કંઇ ન બોલ્યો. ન જમ્યો. છતાં એને ય બેચેની લાગ્યા કરતી હતી. પરમ દિવસે બહેનના બે મહેમાન આવ્યા ત્યારે બધી છોડીઓને સાથે લેઇને બધાં જમવા બેઠાં હતાં. આજે સાંજે આશ્રમના સૌ કરતાં મોટા ઉપરી પરીક્ષિતલાલભાઇ, આવવાના હતા.' બહેન કહેતાં હતાં કે છોડીઓ ઉપર અમારાં કરતાં ય એમને વધારે વહાલ છે.' એ ઝાંપામાં પેસે ને છોડીઓ એમને બાઝી પડે છે!

અને એ દૃશ્ય બબલાએ સગી આંખે જોયું. 'ભઇ આવ્યા, ભઇ આવ્યા ?' કરતી છોડીઓ પરીક્ષિતલાલભાઇને ચોંટી પડી. ભાઇની ચકોર આંખ જોઇને બબલો આખો જ બની ગયો. બધી છોડીઓમાંથી વાલીને એમણે તરત પકડી પાડી. એને પાસે લેતાં કહ્યું: 'ચાલો હવે શાંત થઇ જાવ. આ નવી બહેનની સાથે મને ઓળખાણ કરવા દો.'

બબલાને સવારથી જ બહેને કહી રાખ્યું હતું કે પરીક્ષિતલાલભાઇને તો છોડીઓ સાથે બેસાડીને જમાડયા વગર મૂકતી જ નથી. એટલે ધીમેથી, સુમનભાઇ કે બીજા કોઇની નજર ન પડે તેમ, બબલાએ બહેન પાસે આવીને કહ્યું: 'હું પણ તમારી સાથે આજે જમવા બેસવાનો.'

'મનથી કહે છે કે દેખાદેખી?'

'મનથી કહું છું.'

અને એ સાંજે બધાંની સાથે બેસીને જમતાં બબલાને જે આનંદ પડયો તેનો હર્ષ છાનો એ રાખી શકે તેમ ન હતો. વળી બાપથી છુપાઇને એ કશું કરવા માગતો ન હતો. એટલે વાળુ કર્યા પછી એ ઘેર ગયો ત્યારે વગર પૂછયે જ એણે બાપને કહ્યું: 'હું ખાવાનો નથી.'

'કેમ?'

'આશ્રમમાં ખાઇને આવ્યો.'

બબલો ખુશમિજાજમાં હતો એટલે એ એટલા જોરથી બોલ્યો કે, પાડોશીની વહુ જે લીમડા નીચે બકરી બાંધતી હતી એને કાને એ શબ્દો સ્પષ્ટ સંભળાયા.

કામ ધંધો ન કરતા દીકરા ઉપર નાથાને ઘણી ખીજ ચડતી, છતાં એના ઉપર ગુસ્સો નહિ આવેલો તેટલો ગુસ્સો આ શબ્દો સમો આવ્યો. એણે આડી તેડી વાત કર્યા વગર બે તમાચા દીકરાના ગાલ ઉપર ચોડી વાળ્યા. નાથાને એ ગુસ્સો ચડયો હતો તેનું કારણ દીકરો જમ્યો એ કરતાં, એ એટલા જોરથી બોલ્યો કે પાડોશણ સાંભળી ગઇ!

અંદરના ખંડમાં, ચૂલા આગળ દીકરાને લેઇ જતાં નાથાએ ઠપકો આપતાં કહ્યું: 'અકર્મી! બહુ નવાઇ કરીને આવ્યો તે આખા ગામમાં વાત ફેલાવે તેવી જેલી સાંભળી ગઇ તેનું ય તને ભાન છે ?'

બબલાએ જે મોટું શસ્ત્ર હતું તે અજમાવતાં કહ્યું 'તમે બાપા, વગર સમજ્યે ખિજાઓ છો. પરીક્ષિતભાઇ, સુમનભાઇ, બહેન, અને એમને ઘેર મેમાન આવ્યા' તાં, એ બધાં છોડીઓ સાથે બેસી જમે છે, પછી આપણે એમના કરતાં શા ઊંચા થઇ ગયા કે ના જમાય?'

નાથાએ એ દલીલનો રદિયો આપતાં કહ્યું: 'એ બધા મોટા લોક કહેવાય. એમના વાદ આપણાથી ના થાય. આપણી નાત જાણે તો આપણને નાત બહાર મેલે. જેલી સાંભળી ગઇ છે એટલે વાત ફેરવી નાખવી પડશે.' અને એ રસ્તો શોધી કાઢયો

હોય તેમ એણે દીકરા-દીકરીને નાટક ભજવવાનુ શીખવી પણ દીધુ.

બાર વર્ષની બમનાની નાની બહેન, જડી, બહાર આગણામા વાસણ માજતી માજતી પાડોશણ સાભળે તેમ મોટા સાદે બોલતી હતી ' અપા ભઇ ' આશ્રમમા તે એકલા એકના કેળા ખાધા, ને મારા સારુ નથી લાવ્યો તે યાદ રાખજે, હુ પણ કોઇ દહાડો એકલી નો ખાઇ જાઉ તો '

બમનો બનાવટ કરતા બોલ્યો ' કેળા એવા મોટા અને ગળ્યા હતા કે પેટ ભરીને ખાધા ત્યા સુધી તુ યાદ જ ન આવી '

આટલાથી ય નાથાને સતોષ ન થયો હોય તેમ દીકરાને નોકરીએ જવા ન દેવો જોઇએ એમ એને લાગ્યુ અને ઘડીથી એણે એ નિર્ણયનો અમલ કરી દીધો હોત પરતુ એમ કરે તો જેલીને ખાત્રી થઇ જાય એ બીકે એને તાત્કાલિક નોકરીએ બધ ન કર્યો રોજના નિયમ પ્રમાણે બમનો સૂવા આશ્રમે ચાલ્યો ગયો એ પ્રસગની ઘડી વીતી ગઇ એટલે નાથાએ વિચાર્યુ કે જો આ નોકરી છોડાવીશ તો એ રખડપા કરશે પચ્ચીશ રૂપિયા મહિને આવે છે તે ખોટા થશે એના કરતા એની ઉપર નજર રાખવી ને નોકરી કરવા દેવી એ વચલો રસ્તો નાથાએ કાઢ્યો એની ચોકી કરવા દહાડામા બે કોક વાર જડી આશ્રમમા ડોકિયુ કરી આવતી હતી નાથો પણ દરરોજ નહિ તો બે દહાડે એકાદ વખત આશ્રમ બાજુ થઇને નીકળતો

જડી કેમ આટા મારતી હતી એનો ખ્યાલ આનદીબહેનને હતો એટલે એ કોઇ જાતનો આગ્રહ એને કરતા ન હતા આશ્રમની છોડીઓ જ નહિ, પણ એ ધરતી ય અસ્પર્શ્ય હોય તેમ જડી ઊચે જીવે આવીને ચાલી જતી .

એક દિવસ તો એ ઘેરથી બમનાના જમીને નીકળ્યા પછી, રાત્રે છાનીમાની આશ્રમમા આવી, ને વાડને ઓથે છૂપાઇને જોવા લાગી પૂનમની રાત હતી ચોકમા છોકરીઓને આનદીબહેન ગવડાવી રહ્યા હતા પદર છોકરીઓના પગ અને હાથ સાથે ઊપડતા હતા ગીત નવુ હતુ એટલે જડી કાન દઇને સાભળી રહી હતી બીજુ ગીત પણ નવુ આવ્યુ-ત્રીજુ પણ એણે નહોતુ સાભળ્યુ

ત્રણ ગીત પોતે ગવડાવ્યા પછી બહેને કહ્યુ ' તમારામાથી કોઇ ગીત શરૂ કરો '

એક છોડી બોલી : ' વાલીને સારુ આવડે છે '

' ચાલ વાલી ત્યારે તુ ગીત ઉપાડ '

વાલી બોલી 'મને તો તમે ગાઓ છો તેવુ ગીત નથી આવડતુ '

' જે આવડે તે ગા '

' પાવાગઢથી તે ઊતર્યાં એ ગીત મને તો આવડે છે '

' બહુ મજાનુ ચાલ ઉપાડ '

વાલીએ જ્યા એ ગરબો લાબે લહેકે લલકાર્યો અને છોડીઓ રમણે ચડી ત્યા બે અને ત્રણ તાળીમા જડીની ધીરજ ડોલી ઊઠી એનુ હૈયુ અને શરીર ગરબો ઝીલવા તળે ઉપર થઇ ગયુ જડી દોડીને ગરબાના ગોળામા દાખલ થઇ ગઇ

' કોણ ! કોણ ! ' કરતા બધા થભી ગયા

' જડી ! ' એ શબ્દ ઉચ્ચારતા બધા બહેનના સામે તાકયા અને આખના ઇસારાસમા બધાએ બધ પડેલો ગરબો ઉપાડી લીધો માતાના નામનો હોકારો થતા ભૂઓ ભાન ભૂલી ધૂણવા લાગે છે, બરાબર એ જ પ્રમાણે જડી ભાન ભૂલી ગરબે ઘૂમવા લાગી '

પછી તો આશ્રમ જડીને માટે એક આકર્ષણનુ સ્થાન થઇ પડ્યો આશ્રમની સાથે એને પણ માથે ફૂલ મોકલવાનુ દિલ થઇ આવ્યુ બહેન એને આશ્રમમાથી ફૂલ ચૂટવા દેતા એટલુ જ નહિ, પણ માથુ પણ ઓળી દેતા વિશેષમા તારા કપડા કેટલા મેલા છે કહી સાબુ આપી કૂવે ધોઇ નખાવતા જડીને થતુ કે બહેનનુ કઇ કામ ન કરીએ તો કેવુ ભૂડુ કહેવાય ? પછી તો બહેન ના કહેતા રહે ને જડી એમનુ પાણી કાઢી દે કપડા ધોવા લાગી જાય બમનાને પણ કામ કરવા લાગે અનાજ સાફ કરવાનુ હોય, દળાવા ઘંટીએ જવાનુ હોય,

એમ નોકરી તો બબલો એકલો કરતો હતો, પણ જડી ય બધો વખત આશ્રમમાં હાજર રહેતી !

નાથો આ અંગે ચિંતા કરતો તે ધર્મને લીધે નહિ, સમાજને લીધે. છતાં એ આશ્રમમાં જતો ત્યારે એનું મને ય કૂણું થઇ જતું. આનંદીબહેન એને કાકા કહેતી ત્યારે એ શરમાઇ જતો. એ બે હાથ જોડીને વિનંતિ કરતો કે મને એવું કહી ના શરમાઓ. કયાં તમે ને કયાં હું ? છેવટે એવી કોઇ વિનંતિને આનંદીબહેને ન ગણકારી ત્યારે એણે કહ્યું કે, જો તમે એમ કહીને મને નીચું જોવડાવશો તો હું આશ્રમમાં નહિ આવું. અને એ છેલ્લી ધમકીએ જ બહેને નમતું જોખ્યું હતું. છેવટ એ અવરજવરથી પરિણામ એ આવ્યું કે, આશ્રમમાં બહેનના પાણિયારેથી પાણી પીવામાં કે રસોડેથી ખાવામાં કોઈ બાધ નથી એમ એણે જાહેર કર્યું. પછી ભલે એમના રસોડા–પાણિયારામાં હરિજન છોકરીઓ પ્રવેશતી હોય. એ પોતે ઊંચ વર્ણ છે એટલે એમાં કશો બાધ નહિ !

ત્રણ મહિનાની આ નોકરીમાં જ બબલાને માટે શહેરની નોકરી આવીને ઊભી રહી. બબલો દેખાવે સુઘડ, કામમાં ચપળ અને વર્તનમાં વિવેકી હતો એટલે આશ્રમમાં આવેલ સુમનભાઇના સ્નેહી ડોકટરને એ પસંદ પડી ગયો. છેલ્લા એક વરસથી એ નવા બેત્રણ નોકરથી એવા હેરાન થઇ ગયા હતા કે બબલાને જોતાં એ આવે તો તેડી જવાની વૃત્તિ એમને જાગી. સુમનભાઈને વાત કરી. આશ્રમ માટે એ ઘણો ઉપયોગી હતો, છતાં ડોકટર સાથે જવામાં બબલાનું વધુ હિત હતું એટલે એ ના પણ શી રીતે પાડે ?

નાથાને ભવિષ્યનો લાભ સમજાવી દીકરાને ડોકટર સાથે જવા દેવા સુમનભાઇએ સંમતિ મેળવી. બબલો તો જવા તૈયાર હતો. વિચારવાનું રહ્યું હવે આશ્રમ માટે નોકરનું. બીજો કોઇ મળી આવે ત્યાં સુધી પોતે કામ કરશે એમ નાથાએ કહ્યું ત્યારે ખબર પણ ન હતી કે પોતે કાયમ માટે આશ્રમમાં રહી જશે. જડી સાથમાં મદદ કરતી એટલે નાથાને એ કામ વધુ ન લાગ્યું. વળી આનંદીબહેન અને સુમનભાઇની એટલી માયા દિવસે દિવસે વળગતી હતી કે આશ્રમ છોડવાનો વિચાર આવતો ન હતો. અને એ ચાર માસની નોકરીમાં અડવા આભડવાની કે ખાવાપીવાની છોછ એની કયારે ઊડી ગઇ તેનો એને જ ખ્યાલ ન હતો.

આજથી નિશાળમાં ઉનાળાની રજાઓ શરૂ થઇ હતી. કાગળ લખ્યા હતા એટલે દરેક છોકરીને રજાઓમાં એનાં વાલી તેડી ગયાં હતાં. અનાથ હતી ફકત વાલી. આનંદીબહેન અને સુમનભાઇને રજાઓમાં મુંબઇ જવું હતું. સ્નેહીઓનો ઘણો આગ્રહ હતો. આગ્રહ હોવાનું કારણ હતું, આનંદીબહેને વિધવા થયા પછી સુમનભાઇ સાથે પુનર્લગ્ન કર્યું હતું. વળી સુમનભાઇની સુધારક તરીકે વિધવાને પરણવાની પ્રતિજ્ઞા હતી. આમ એ લગ્ન જેમ સુધારક દૃષ્ટિએ થયેલ હતું, તેમ સેવાના ક્ષેત્રે પણ એટલું સફળ થયું હતું. સુમનભાઇ પરણશે એટલે હરિજન-સેવાનું ક્ષેત્ર કદાચ છોડશે, એમ પહેલાંના કાર્યકરોનાં થયેલાં લગ્નનો અનુભવ જોતાં ઘણા માનતા હતા. પરંતુ બન્યું સાવ ઊલટું, સુમનભાઇએ ક્ષેત્ર તો ન છોડયું, પણ આનંદીબહેનને એ ક્ષેત્રમાં લાવી એકનો વધારો કર્યો. અને છાત્રાલયનું પ્રેમપૂર્વક એમને કામ કરતાં જોઇ દરેક મનમાં વિચારેલો ભાવ વ્યકત કરતા : ' સુમનભાઇ, અમે તો માનતા કે તમે પરણશો એટલે એક કાર્યકર્તા ઓછો થશે. પણ તમે તો ઊલટું એક કાર્યકર્તા વધારી આપ્યો.' આવું સફળ નીવડેલું લગ્ન જાણી બંનેના સ્નેહીઓ જે લગ્ન પછી એમને મળ્યા ન હતા, તે દરેકનો આગ્રહ હતો કે રજાઓમાં તમે બંને મુંબઇ આવો.

બંનેની વાતો એટલી ઉઘાડી હતી કે નોકર હોય તે કે છાત્રાલયની છોકરીઓ પણ સર્વ હકીકત જાણતી. વાલી સમજી ગઇ હતી કે બહેનને પોતાની મૂંઝવણ થાય છે. પોતાને લીધે બહેનને મુંબઇ જવાનું માંડી વાળવું ન પડે માટે વાલીએ કહ્યું કે, મને મારી કોઇની છોકરીને ત્યાં નાથાકાકા મેલી જશે એટલે હું રજાઓ સુધી ત્યાં રહીશ.

આનદીબહેને શકા બતાવેલી કે, તારી બહેન તને નહિ સઘરે તો ?

વાલી ય સમજતી હતી કે સઘરવી મુશ્કેલ છે, પરંતુ સુખેદુખે રજાઓ કાઢી નાખવી, જેથી બહેનને પોતાને લીધે મુબઇ જવાનુ માડી વાળવુ ન પડે એટલે એણે શ્રદ્ધા નહોતી છતા આનદીબહેનને કહેલુ કે, રજાઓ પૂરતી જરૂર એ મને રાખશે. એ બચારી છે તો ભલી પણ એનો ધણી ના પડે એટલે શુ કરે ? આટલા દહાડા તો રાજી થઇને રાખશે

છાત્રાલયમાથી નાથો વાલીને તેડીને એની ફોઇની છોડીને ત્યા મૂકવા ચાલ્યો ત્યારનુ દૃશ્ય કોઇ જુએ તો એ બેઉને બાપ-દીકરી જ માની લે

મુબઇ જવાની તૈયારી કરતા આનદીબહેને કહ્યુ 'નાથાભાઇ જેવો પ્રાકૃત માણસ પણ ચાર માસના આશ્રમના સહવાસથી અસ્પૃશ્યતાની સૂગ ભૂલી ગયો. પણ આપણો કેળવાયેલો સમાજ, વાતો કરે છે, પણ વર્તનમાથી એ સૂગ કાઢતો નથી'

સુમનભાઇ ' પ્રાકૃત માણસોને જીતવા સહેલુ છે-સંસ્કૃતને જીતવા અઘરું છે'

આનદીબહેન એ વિચારમાથી બીજી વાત કરતા બોલ્યા 'વાલીનુ બિચારીનુ કોઇ વાલી નથી એટલે મને થયુ, વાલીને આપણે દત્તક લેઇએ તો ?'

સુમનભાઇ કટાક્ષ કરતા બોલ્યા ' શી મિલ્કત ઉપર ? આપણે હરિજન સેવક સઘના દત્તક છીએ ત્યા એને દત્તક લેઇને શુ છત્ર આપશો ?'

આમ બને દપતી મધુરજની ઉપર જવાના હોય એટલા ઉમગથી મુંબઇની તૈયારી કરતા હતા ત્યા વાલીને પાછો લેઇ નાથો વીલે મોઢે આવ્યો

'શુ થયુ એમ આનદીબહેન પૂછે તે પહેલા વાલી ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી

એને ખોળામા લેતા આનદીબહેનની આખોમાથી પણ આસુ વહેવા લાગ્યા

ફોઇની દીકરી શોક્યના સાલથી બળી રહી હતી એટલે એણે વાલીને ન કહેવાના કડવા વેણ કહી પાછી કાઢી હતી નાથાની આખમા પણ જળજળિયા

આનદીબહેને વાલીને આશ્વાસન આપતા કહ્યુ 'છાની રહે, બહેન' તને રખડતી મૂકીને હુ મુબઇ નહિ જાઉ '

નાથો મનનો ડૂમો ખોખારીને કાઢી નાખ્યા પછી બોલ્યો ' તમે બોન, હુ છુ ત્યા સુધી એની ચિંતા ના કરશો મુંબઇ તમને બધા કેટના ભાવથી બોલાવે છે ને ના જાઓ એ કેમ ચાલે ? વાલીને હું મારે ઘેર લેઈ જઇશ મારી જડીની જેમ એને ના રાખું તો મને ભરમાણી માતાના સમ છે !'

આનદીબહેને સામો સવાલ કર્યો ' પણ તારી નાત ?' ' નાત મને શું કરવાની હતી ? અમે જોગીઓ (રાવળીયા) તો વેરાગી જેવા અમારે વળી નાત જાત કેવી ? નાત પૂછશે તો મને કહેતા આવડે છે '

આનદીબહેને જોયુ કે નાથો ઉપર ઉપરથી નહિ, પણ અતરથી બોલતો હતો એનો અસ્વીકાર એ સહી લે તેમ ન હતો, એ પણ એના મો ઉપરથી સ્પષ્ટ જણાતુ હતુ એટલે વિશેષ આનાકાની ન કરતા વચલો રસ્તો કાઢતા બહેને કહ્યુ 'તમે એમ કરો તો નાથાભાઇ ' ઘેર લેઇ જઇને લોકોના નિંદાપાત્ર થયા કરતા અહીં આશ્રમમા જ રહો તો ?

' પણ મને એવી લોકોની બીક હોય ત્યારે ને ? મુબઇથી આવો ત્યારે વાલી એમ કહે કે જડીની જેમ મે એને ગણી છે, તો પછી ખુશ થશાને ? '

નાથાનો એ બોલ દપતીના કાનમા કાયમ ગૂજયા કરતો હોય તેમ નાથો યાદ આવતા એ શબ્દોનો પડઘો પડતો હતો

વાલી પણ બહેનની મુશ્કેલી જાણતી હતી એટલે નાથાના બોલ સમી એની આમળ થઇ ગઇ એક વેળા પહેના પારકે ઘેર દોરી જતો નાથો, બીજી વેળાએ વાલીને દીકરી ગણી પોતાને ઘેર તેડી ગયો

અને એક કેળવાયેલ સેવાભાવી દપતી એક પ્રાકૃત જનની માણસાઇના દરિયામાં નાહી રહ્યુ '

# કેસરનું ફૂલ

મૂળ લેખક : દેવેન્દ્ર સત્યાર્થી અનુ. ઇમામુદ્દીન દરગાહવાલા

બધા ફૂલ વસંતમાં ખીલે છે પણ કેસરનું ફૂલ પાનખરમાં ખીલે છે. હજી હમણાં જ આ ટેકરી પરથી પાંખો પ્રસારીને ઊડી ગયેલી પેલી રાખોડી રંગની વડ-વાગોળ કદાચ કેસરના ફૂલોને સંતુષ્ઠ મને જોવા માટે આ તરફ આવી બેસી હશે. શું આ ધરતી કદી એટલી વાંઝણી થઇ જશે કે કેસર ઊગવી જ બંધ થઇ જાય?

અહીં કેટલી ધમાલ છે? આ યુવતીઓ છે કે રંગબેરંગી પરીઓ? કેસર વીણતી આ યુવતીઓને જોઉં છું ત્યારે તેમના શરીરના અવયવોની સુડોળતા મને મુગ્ધ કરે છે અને હું તેના શિલ્પીને ધન્યવાદ આપ્યા વગર રહી શકતો નથી, જેણે માંસમાં પત્થરની જેમ અણિયો અને ભ્રૂકુટિઓ પેદા કરી છે.

રંગની આ લહેરોમાં હવે મારું દિલ ઊછળવા માંડ્યું છે. શું કાશ્મીરની બધી જ નારીઓ એકસરખી સૌંદર્યદર્શી છે? નહિ. ન તો તમામ એકસરખી નાજુક, ન તો એકસરખી લલિત અને ન તો એકસરખી ઉન્મત્ત છે. રંગ અલગ ચીજ છે. રૂપ અલગ ચીજ છે.

ઠેકેદાર (ઇજારદાર) લલકારી રહ્યો છે. "જલદી હાથ ચલાવો જલદી.'

યુવતીઓ પુલકિત ચહેરે ફૂલો વીણી રહી છે. પ્રથમ તો ઠેકેદારનો કર્કશ સાદ સાંભળી થરથરી જાય છે, પરંતુ ફરી અગાઉની જેમ જ તેમની વાતોની પરંપરા શરૂ થઇ જાય છે. એમ લાગે છે કે ભૂત, વર્તમાન અને ભવિષ્યનું સારુંય સૌંદર્ય આ ખેતરમાં એકત્ર થઇ ગયું છે. આ ગોરી ગોરી ગરદનો, કાળી કાળી આંખો—કાળાં વાદળાં સમી—જેમાં વીજળી ચમકી રહી હોય. ઓષ્ઠો કાર્તિકના મધ કરતાં ય વધારે રસીલા અને ચમકીલા! વાતો કરે છે ત્યારે ઓષ્ઠોના ખૂણા હાલે છે અને મારા હૃદય પર રંગીન છંટકાવ થઇ જાય છે.

કેટલીક વૃદ્ધ નારીઓ પણ ફૂલો વીણે છે. વર્ષોના વર્ષો લગી કેસર વીણવામાં જ એમની યુવાની વીતી ગઇ છે. એ જ્યારે દુલ્હનો (નવોઢાઓ) બની આ તરફ નીકળી આવી હતી, ત્યારે આ ખેતર અત્યારની માફક જ કેસર ઉત્પન્ન કરતા હતા.

પેલી રાતા પહેરણવાળી નવયુવાન સ્ત્રી—જે કોઇ બાળકની માતા બનનારી છે—ફૂલ વીણતાં વીણતાં થાકી જાય છે: જેમ ગુલે લાલા (એક પુષ્પનું નામ) ની ડાળી વરસાદના ભારથી નમી જાય છે તેમ!

ફરી ફરીને મારી દૃષ્ટિ પેલી ભોળી યુવતી ઉપર આવી કેન્દ્રિત થાય છે, જેણે લાલ રંગનું ઊની પહેરણુ પહેરેલું છે. એની નર્ગિસી આંખોમાં લજ્જા છે. સંકોચ છે અને કંઇક કંઇક બીક પણ! એના ચહેરાપરની બચપણની તાઝગીની લાલિમા, હવે ગંભીરતા તરફ પ્રથમ ડગલું ઉપાડી રહી છે. એમ નથી કે એણે મને જોયો નથી. જોવામાં તો કશી બુરાઇ નથી. અને જો એમાં કોઇ અનિષ્ટ હોય તો હું એને પૂછવા ચાહું છું કે તીરછી નજરે કોઇ અજાણ્યા તરફ જોવું, અને પછી પાંપણો ઢાળી લેવી, એ શું ઓછી બેઇન્સાફી છે. એના હાથોની સુડોળતા જોઉં કે એની પાતળી પાતળી અંગૂલિઓ!

ઠેકેદારના શબ્દો ધમકી આપી રહ્યાં છે, કંપાવી રહ્યાં છે અને જ્યારે તે લાલ-પીળો બની ચિત્કારી ઊઠે છે." હજી ઝડપથી—હજી ઝડપથી—" ત્યારે દરેકનો ચહેરો પીળો પડી જાય છે. વૃદ્ધ નારીઓનો પણ!

ફૂલોની પાંખડીઓ વેંગણ્યાં રંગની છે. દરેક ફૂલમાં છ છ રેષાઓ છે: ત્રણ પીળાં અને ત્રણ નારંગી! ફૂલ વીણી લીધા પછી તેને સુકવવા સારુ તડકામાં નાંખી દેવામાં આવશે, અને પછી નારંગી રેષાઓ—જે અસલ કેસર છે—અલગ કરી લેવાશે. પીળાં રેષાઓ ફેંકી દેવાં જોઇએ, પરંતુ એ ક્યાં તો એમ જ કેસરમાં મિશ્ર થઇ જશે, અથવા જાણી બુઝી તેનું વજન વધારવા સારુ મેળવી દેવામાં આવશે-

જ્યારે હું મારી પત્ની અને પુત્રી સહિત ગયે અઠવાડિયે ચાંદનીમાં કેસરના ફૂલ જોવા આવ્યો હતો, ત્યારે કેસરના રેષાઓ સુવર્ણની માફક ચમકી રહ્યા હતા. કદી હું આકાશપરના તારલાઓને જોતો રહ્યો અને કદી કેસરના રેષાઓને!

મારા માનસમાં એક ખૂબસુરત તસવીર અંકિત થઇ ગઇ છે. આ લીલા પહેરણવાળી ભોળી યુવતીએ ફરી એકવાર મારા પ્રતિ જોઇ લીધું છે.

હું સાત વર્ષ અગાઉ પણ કાશ્મીર આવ્યો હતો. તે વેળા જે તસ્વીર મારા માનસપર આપોઆપ અંકિત થઇ ગઇ હતી, તે ય કાયમ છે. એ બીજી વાત છે કે તેમાં કેસરનું ખેતર મોજૂદ નથી, અને એ કમી આ વખતે પૂરી થઇ ગઇ છે.

કેસર વીણતાં વીણતાં યુવતીઓ સમૂહગત રીતે સહસા એવું ગીત ગાવા લાગી છે, જેને સાંભળી ઠેકેદારની હલકમાં પણ સંગીતના સૂર ઉપર-તળે થવા માંડયા છેઃ—

ચાર ગોમીએ પામપુર વતે,
કુંગપોશુ ફ્રટ નાલ મતે,
સુછઝ તતે બછુસ યતે,
બારસાઇયછુ બુજતમ ઝાર!

[ભાવાર્થઃ મારો પ્રીતમ પામપુર તરફ ચાલ્યો ગયો અને ત્યાં કેસરના ફૂલ તેને બાઝી પડયા. હાય! તે ત્યાં છે અને હું અહીં. ઓ ખુદા! મારી ઇચ્છા સાંભળ.]

પેલી લીલા પહેરણવાળી શરમાળ યુવતી મોટી થઇને કદાચ આ ગીતમાં પોતાના જીવનનો કોઇ નિસ્તેજ પડેલો રંગ સતેજ કરવાની કોશિશ કરશે.

આ ધરતી ઊંચી-નીચી છે. એ કંઇક જેલમના કિનારે કિનારે અને કંઇક આઘી ખસતી ચાલી ગઇ છે. ચારેકોર અનેક નાની નાની એકલી અટુલી ટેકરીઓ નજરે પડી રહી છે.

હું ઠેકેદારને પૂછું છું: 'આ ટેકરીઓને અહીં શું કહે છે?'

તે ઉત્તર આપે છે:" વદરીયા કરેવા."

ઠેકેદારનો ચહેરો—જેનાપર ઊંડી કરચલીઓ દષ્ટિ-ગોચર થઇ રહી હતી—ઓર બી ગંભીર બની ગયો છે. જાણે તે પણ એક આવશ્યક વ્યક્તિ છે, અને જાણે આ પ્રશ્નનો ઉત્તર તેજ આપી શકે છે!

ઠેકેદારે મને પોતાની પાસે ચારપાઇ ઉપર બેસાડી લીધો. તે મને બતાવી રહ્યો છે કે આ બધાય "વદરીયા કરેવા" વરસાદી-ધરતીના ટુકડા છે પણ ભારે ફળદ્રુપ છે.

"તો શું આ બધા જ વદરાઓમાં કેસર થાય છે?"

"ના કેસર તો પામપુરના જ વદરાઓમાં ઊગે છે. આ બાર હજાર વીઘાં જમીન ઉપર ખુદાની મોટી કૃપા છે. અહીં માટી કેસર પેદા કરે છે."

એણે મને એ વાત પણ કહી કે આ જમીન મહારાજાની અંગત મિલ્કત છે અને જે કોઇ એનો ઇજારો રાખે છે, તે એની કેસરની અર્ધી ફસલ પોતાના હાથ નીચે ખેતી કરનારાઓની વચ્ચે વહેંચી દે છે અને અર્ધી પોતે લઇ લે છે, જેમાંથી તેને ઇજારાના રૂપિયા ચૂકવવાના હોય છે.

"અહીં તોલા કેસર તૈયાર કરવા માટે ચાર હજાર ત્રણસો બાર ફૂલ જોઇએ છે." તે ઘણાં અભિમાનપૂર્વક કહી રહ્યો હતો. જાણે તેના બાપદાદા પરાપૂર્વથી કેસરનો ઇજારો રાખતા આવ્યા છે, અને તેની ચકોર આંખો—જેમાં અહંભાવ પણ ઝલકે છે—મસ્ત થઈ ઊઠી છે. જાણે તેણે કેસરનો આ મર્મ બતાવી દઇ, મને કદી ન કદી કેસરનો ઇજારો રાખવા માટે ઉત્કંઠિત કરી દીધો છે.

[૮]

કેસરથી મને પ્યાર થઇ ગયો છે- હું બધાય સ્થાને કેસરને જોવા ચાહું છું. હિન્દુસ્તાનના નકશાપર હું દરેક સ્થળે કેસર છાંટી દેવા ઇચ્છું છું.

"ધન્ય છે તે ધરતી, જ્યાં કેસરે જન્મ લીધો!"

કાલે એક દુકાનદારે આ શબ્દો ઉચ્ચારતાં મારા માટે પાંચ રૂપિયાની કેસર તોળી આપી હતી. ખીસામાંથી રૂપિયા કાઢતાં હું વિચારી રહ્યો હતો કે શી ખબર

શ્રીનગરના દુકાનદારની પત્નીનું નામ કેસર હોય, અને તે ઘેર આવી તેની સમક્ષ પણ કહી શકે: "ધન્ય છે તે ધરતી, જ્યાં કેસરે જન્મ લીધો" અને એ સ્ત્રી એમ સમજે કે એના રૂપની પ્રશંસા થઇ રહી છે. એમ નહિ કે તેના પતિએ એક ભટકતા સાહિત્યકારને થોડી કેસર વેચી એકાદ રૂપિઆની કમાણી કરી લીધી છે.

મારા માનસની બધી કાવ્યમયતા સમેટાઇને કેસરની કારેમોરે ફરવા લાગી છે. મારી પત્નીએ કેસરી સાડી પરિધાન કરી છે. માતાની દેખાદેખીથી મારી પુત્રીએ પણ કેસરી ફ્રોક પહેરી લીધો છે, અને હું ખુશ છું.

કાશ! આ શરમાળ યુવતીએ કેસરના ખેતરમાં કેસરી પહેરણ પહેર્યું હોત, અને ત્યારે એનું ગોરું વદન એક સોનેરી ઝલક લઇ ઊઠત. એ મને ઓરબી સુન્દર દેખાઇ દેત; અને હું વિચારતો હતો: એ કેસરના ખેતરની દીકરી છે...કે કેસરની દેવી છે !!

પ્રભાતે આકાશ પર કેસરી રંગનો હર્ષોન્માદ જોઉં છું ત્યારે વિચારું છું કે ઉષાએ મારા અંતરની વલણને સમજી લીધી છે, પણ આ રંગ તો એને સદાયથી પ્યારો છે. નિત્ય નવાં છે કેસરી ઉષાનાં લાડ, અને બધી રંગીન ઊર્મિઓ તો સદાથી કવિઓ અને સાહિત્યકારો જોડે હોળી ખેલતી આવી છે.

શું કેસરી ઉષા પ્રતિ જોઇ પેલી લજ્જાળ નિર્દોષ યુવતીને આ વિચાર નહિ સૂઝ્યો કે ઉષાની ભ્રાંતિ તે પણ કેસરી પહેરણ પહેરી લે? અથવા તે દરરોજ સૂર્યોદય પશ્ચાત જાગે છે? ઉષાને નહિ તો કેસર વીણતાં વીણતાં કેસરના રેષાને તો તે જોતી જ હશે, અને તે ભાળીને તે ઓવાઇ શી જતી હશે. અહીંથી જ તે કેસરી પહેરણ પહેરવાની પ્રેરણા ઘણી સરળતાથી મેળવી શકતી હતી. પણ કોણ તેને બતાવે કે પેલું સફેદ ઊની પહેરણ—જેને તેણે ઘણાં ઉમળકાથી સીવડાવ્યું છે અથવા સીવડાવનાર છે—કેસરી રંગમાં જરૂર રંગાવી લે!

પામપુર શ્રીનગરથી ઘણું આઘું નથી. ટાંગા જાય છે. પરંતુ જે મજા પેદલ જવામાં છે, તે ટાંગામાં ક્યાં? હું કેટલીયવાર પામપુર જઇ આવ્યો છું અને કેસરના ફૂલો કરતાં કયાંક વધારે પેલી ભોળી યુવતી જ મને આ આકર્ષણનું નિમિત્ત માલુમ પડી છે.

દર વખતે પેલું જ લીલું પહેરણ...લીલું પહેરણ! શું એની કને ફક્ત એક જ પહેરણ છે. આટલી ગરીબી! જીવ ચાહે છે, મારી પત્નીને ત્યાં સુધી નવી સાડી નહિ લઇ આપું. જ્યાં સુધી તેની બધી સાડીઓ ફાટી નહિ જાય. આ ભોળી યુવતીમાં શું કંઇ ઓછી જાન છે? એનું દિલ શું કોઇ અલગ માટીથી બનેલું છે?

ઘણી કોશિશ કરું છું કે કોઇ પ્રકારે એ ભોળી યુવતી મારા હૃદયથી નીકળી જાય. એમ છતાં તે મારા હૃદયમાં સમાઇ રહી છે. મેં અનેકવાર તો તેને સ્વપ્નમાં પણ જોઇ છે. તે મને કેમ છેડતી નથી? તે કેમ એકીટશે જુએ છે? કેમ ખિલખિલાટ હસી પડે છે? મને શી ખબર હતી કે ઊર્મિઓ એટલી ઊભરાટી પડશે. જાણે તે કહેતી હતી...લીલા પહેરણથી આટલી સૂગ શા માટે? ઘાસ પણ લીલું હોય છે. બલ્કે હું તો ચાહું છું કે તમે પણ લીલા વસ્ત્રો પહેરો. વૃક્ષો પણ લીલા દુશાલા ઓઢે છે... પણ તમે નહિ માનો...વારુ હું જ માની જઇશ. હું કેસરી પહેરણ પહેરી લઉં છું. શું તમે એમ સમજી બેઠા હતા કે મારી પાસે કેસરી પહેરણ જ નથી? વાહ! ખૂબ ધાર્યું તમે! મેં ગઇ સાલ કેસરી પહેરણ સીવડાવ્યું હતું પણ એમ જાણતી ન હતી કે એક વણજારો આવશે અને તે પહેરવાની મને ફરમાઇશ કરશે. મારી તરફ જુઓ...જુઓ...જુઓ તો મેં કેસરી પહેરણ પહેરી લીધું છે. હું કેસરના ખેતરની દીકરી છું...અથવા તો કેસરની દેવી છું.

કાલે પણ આખો દિવસ એવા જ પ્રપંચમાં રહ્યો કે કોઇ રીતે આ યુવતી મારા દિલમાં દાખલ થવા પામે નહિ. એક લેખ લખવા બેઠો ત્યારે મને લાગ્યું કે કેસરની એ દેવી મને કહી રહી છે: શા વિષય ઉપર લખશો? પેલા કેસરના ખેતર ઉપર, જ્યાં તમે મને પ્રથમ વાર જોઇ હતી, અથવા પેલા કેદાર ઉપર, જેણે તમને પોતાની નરમ ઘણી માનથી ચારપાઇ ઉપર બેસાડી લીધા હતા?

વેદના થાય તેવી ! તે કસુરદાર હતી ?....નહિ. તે નિરપરાધી હતી....પછી વાંક કોનો હતો ? શું ત્યારે એ મારો વાંક હતો ?

કાલે ફરીવાર મેં તેને દૂરથી જોઇ તો તે એક ફાખ્તા (એક પક્ષીનું નામ) ની માફક મને નીરખી રહી હતી. ઘેર પાછો વળતાં મને લાગ્યું કે એ શ્યામ મદમસ્ત આંખો મારી પૂંઠ પકડી રહી છે. મારી જિંદગીના અજવાળામાં એ અંધારી રાતો સળગી રહી હતી. મેં મારી પત્નીનું રક્ષણ શોધ્યું. મારું હૃદય ધબકી રહ્યું હતું:

**દિલ દરિયા સમન્દરૂં ડોંઘા,**
**કોન દિલાં દીયાં જાને ?**
**વચે ચપુ વચે બીળી,**
**વચે વનજ મહાને !**

[ ભાવાર્થ:–દિલ પણ એક દરિયો છે. સાગરથી કેટલોયે ઊંડો. કોણ જાણી શકે છે દિલની વાતો. એમાં શું હલેસાં, શું નૌકા અને શું નાવિક બધાં જ ડૂબી જાય છે ! ]

શું ગીત ગાનાર પંજાબના આ કિસાનને ય મારી માફક આવી મૂંઝવણમાં સપડાવું પડ્યું હતું ?

હવે જ્યારે આ છતના પ્રતિ જોઉં છું ત્યારે એમ જ લાગે છે કે પેલી પામપુરની દેવીએ જ આ રૂપ ધારણ કર્યું છે, પણ તેનું પહેરણ તો લીલા રંગનું હતું અને એને વાદળી પસંદ છે. એ કેસરી પહેરણ કેમ પહેરી લેતી નથી; પરંતુ જેમ દરેક ફૂલને પોતાનું ગીત પસંદ હોય છે, તેમ દરેક ફૂલને પોતાનો રંગ પણ પસંદ હોય છે.

મને યાદ છેઃ મેં નાનપણમાં એકવાર વાદળી રંગનો કોટ સીવડાવ્યો હતો. ખરાબ તો લાગતો ન હતો. મા કહ્યા કરતી હતી કે "બેટા ! પ્રત્યેક રંગ નવો હર્ષ અર્પે છે." જો એને આ વાતની જાણ થઈ જાય તો એ ઝટ કહી દેઃ "આ વાદળી પહેરણ તમને ગમતું નથી, પણ જ્યારે તમે વાદળી કોટ પહેરી શાળામાં જતા હતા, તે દિવસો તમને યાદ નથી; અને એ વખતે તમને એ વાતનું ય ભાન ન હતું કે વાદળી રંગ છોકરાઓને જેબ આપે છે કે કન્યાઓને ?

એની આંખો કેટલી લજ્જાયુકત છે. આ લજ્જા ન હોત તો એ કેટલી અપૂર્ણ માલમ પડત ! એટલી લજ્જા ય સારી નથી કે દિલનો મર્મ જ દિલમાં રહી જાય. હું એના પ્રતિ કેમ જોઉં છું ? મારા હૃદયના ધબકારા કેમ સતેજ થઇ રહ્યાં છે ?

એ બારીના રાણી કેવી રીતે બની ? કોણે એને આ ભભકાભરી ફ્રેમમાં જડી ? કોને પૂછું ? કોણ સંભળાવે એની કહાણી ? એને આ ધરી ઉપર ફરવા માટે કોણે વિવશ કરી ? વાંક ગમે તેનો હોય, તે ખુદ બેકસુર છે. હું તેને દૂરથી જોઉં છું. જોવામાં તો કશું અનિષ્ટ નથી, અને મને એનાથી નફરત પણ નથી.

આ શ્યામ નયનોવાળીના ચહેરાપર ક્યારેક ક્યારેક હાસ્યની લહર દોડી જાય છે. જે પ્રમાણે અંધારી રાતે વીજળી કાળાં કાળાં વાદળોમાં ગોટાની અસંખ્ય ધારીઓ ટાંકી દે છે તે પ્રમાણે ! ભીતર ભીતરમાં જ મારું હૃદય સંકોચાઇ રહ્યું છે. વિચારું છુંઃ એ રડતી પણ હશે ?

શું એને લીલી લીલી ઘાસની યાદ આવતી નથી, જે મખમલની માફક એના પગ તળે પથરાયેલી રહેતી હશે ? હરિયાળી ઘાસની માફક માફક ખૂશ્બો, જેણે ફૂલોની સૌરભ સિવાય એને હજારો વાર રીઝવી હશે. એ ભોળી તો નહિ હશે. એ જરૂર કોઇ ગરીબ કિસાનના ઘેર જન્મી છે. આ ભૂખરા રંગના મકાનની જોડે એનો નાતો ઘણો જૂનો માલમ પડતો નથી. એ વાત તો હું કશા પણ સમર્થન વગર કહી શકું છું કે એ કોઈ વેશ્યાની દીકરી તો હરગિઝ નથી, નહિતર એ આટલી ભોળી અને નિર્દોષ દષ્ટિગોચર ન થાત, અને એની લાજમાં તો બેતરો લહેરાય છે.

પરંતુ એ કશું ગાતી કેમ નથી ? સંગીત તો જાણતી હશે. આવશ્યક નથી કે બંસરી કોઇનું મુખ અડે તો જ વાગે.... પવન પણ સૂર જાગૃત કરે છે. નિદ્રાના સૂર પરાજિત હોતા નથી. એમની નિદ્રા ચકોર શી હોય છે. કવચિત એના હલકમાં જરૂર

સૂર જાગી પડયા હશે ડરીને જ ખરા હવે નયનો જ નહિ પણ મારા કર્ણો પણ એના મકાનની પ્રદક્ષિણા કરતા રહે છે હવે તો હુ જોઉ છુ કે આંખો કરતા કાનોને કયાક વધારે બેકરારી છે કાશ ! હુ કદી દૂરથી જ એનુ રસીલુ ગીત સાભળવા પામુ હુ વિચારુ છુ કાનો સતત પેની તરફ જ લક્ષિત રહે છે આંખોમા એક રગીન વરાગ શો છવાઇ જાય છે લોગફેલોએ લખ્યુ છે " રાત્રિ સગીતથી તરબતર થઇ જશે અને બધી ચિન્તાઓ—જે દિવસ ભર અમને સતાવતી રહે છે—આરબોની માફક પોતાના ડેરા તબૂ ઉપાડી ખામોશીથી પ્રસ્થાન કરી જશે '

ગામના જગવી ખેતર કદી તો આ યુવતીની જીભ પર આવતા જ હશે ?

કોને બનાવુ મર્મ-સહચર ? બીતિ રહે છે કે સમાજનો હાથ વધીને પેની તમામ પ્યાનીઓને પોતાના હનકમા કાનવી ન લે, જેમા મે ઘણા પ્રેમથી અનેક રગો એગાળ્યા છે પણ આ ડરતો લાગેનો જ રહેશે લાખ વાર વિચારુ છુ બીક બેકાર છે મઝહબની બીક .. સમાજની બીક ખુદાની બીક આ બધી બીકો

એ નાતિ શી જે કેવળ બીતિ ઉપર અવનમ્બિત હોય કેડો જ મૂકતી નથી એ નીતિ શી જે ઘૃણા શીખવે-વૈર શીખવે ના, હવે હુ બીનો નથી

કાને રાત્રે હું મારી બધી હિમ્મત એકઠી કરી, તેને ત્યા ચડી ગયો મે તેના પ્રતિ ફાટેલી ફાટેલી આંખોએ જોયુ ઝટ તે મારા સ્વાગત માટે ઊઠી ઘણા માનથી તેણે મને કાળી કાશ્મીરી કામળ પર બેસાડયો

' પામપુરની દેવી ! મે અ તરિક્ષમા તેને સબોધી, પણ મારા ઓષ્ઠો પર આ શબ્દો આ યા "તમારુ નામ શુ છે ?"

મધયુક્ત લહેજામ તેણે ઉત્તર આપો " કુગ પોશ

' અને મે જોયુ કે એક કેમરી લજ્જા તેના ગાનો ઉપર ફૂટવા માડી છે

"કુગપોશ ! મે પૂછ્યુ "કુગપોશનો શુ ' છે ?"

"કુગ પોશ એટલે કેસરનુ ફૂલ"

અને તેને આવા સ્થગે જોઇ તુરત ખ્યાન આવ્યો 'બધા ફૂલો વસતમા ખીને છે, અને કેસરનુ ફૂલ પાનખરમા ખીલે છે '

મે ક્હ્યુ કે મારા કર્ણોમા પેનુ જ ગીત ગુજી રહ્યું છે, જે મે પામપુરમા સાભળ્યુ હતુ —

**યાર ગોમીયે પામપુર તે,**<br>
**કુગપોશુ ફૂટ નાલ મતે,**<br>
**સુછ્ઝ તતે બણુસ યતે,**<br>
**બાર સાઇયણુ બુજતમ ઝાર !**

હુ વિચારવા લાગ્યો કે મારી પાછળ મારી પત્નીને પણ આ ખ્યાન કેમ આવી રહ્યો ન હોય "મારો પ્રીતમ પામપુર તરફ ચા યો ગયો અને ત્યા કેસરના ફૂલ તેને બાઝી પડયા હોય ! તે ત્યા છે અને હુ અહીં ઓ ખુદા ! મારી ઇચ્છા સાભળ !"

કુગપોશ ઘણી હર્ષિત લાગતી હતી તેના ચહેરા પર આનદની રાતી રાની રેખાઓ એક જાગી રહી વણી રહી હતી રાત્રિનો પથમ પુરુષ તેને ત્યા આ યો હતો તેણે વિચાર્યું હશે કે હુ તેને કેવળ રૂપિયા જ નહિ આપુ બ કે ચિનારનું એક લીનુ પા દુ ય આપીશ, જેનો અર્થ એ થાય છે કે મે એને મારો પ્રેમ પણ સમર્પી દીધો

અને પછી કુગપોશ લાકડાના બનાવેલા ચિનારના પાદડા પર એલચી અને બદામ મૂકી લઇ આવી મે એક બદામ ઉપાડી લીધી

ધન્યવાદ !

"એલચી નહિ લો ?

"એલચી તો હુ ખાઇ ચૂક્યો છુ '

સગડીમા કોલસા ધગધગી રહ્યા હતા તેના ગાલોની જેમ !

કુગપોશે એ સગડી મારી તરફ સરકાવી દીવી

"ધન્યવાદ !"

કેટલા નજીક હતા તેના ગાલ ! કેસર અને ઉષાની લાલિમાથી કયાક વધારે સુન્દર શ્યામ રેશમી વાળ, રાત્રિઓની અગણિત છાયાઓ સતાડેલા "

(અનુસધાન પાન ૫૨ થી ચાલુ)

# 'રણછોડલાલ અને બીજા નાટકો'

[એક ચર્ચા]

પ્રો. હસિત બૂચ

ગુજરાત સાહિત્ય સભા— અમદાવાદ તરફથી હમણા જ પ્રગટ થએલો પાંચ નાટકોનો એક સંગ્રહ પોતાની ગુણ વિશિષ્ટતાથી ગૂજરાતની સંસ્કારી કલાપ્રિય જનતાનું લક્ષ ખેંચે તેવો છે.

ગૂજરાતી સાહિત્યનો છેલ્લા એક સૈકાનો સમગ્ર દૃષ્ટિથી ખ્યાલ કરિયે તો તેનું વૈવિધ્ય, તેની સમૃદ્ધિ અને તેની પ્રગતિ શીલતા આપણામાં સંતોષની લાગણી પ્રેરે તેમ છે. આપણે આ એક સદીમાં નર્મદ જેવો એકલ હાથે અનેક ક્ષેત્રો ખેડનાર પ્રગતિનાં બીજ વાવનાર કલમકાર જોયો, દલપત જેવો આમજનતાને છતી જનાર દક્ષ કવિ જોયો, ગોવર્ધનરામ જેવાની પરિપક્વ પ્રતિભાનું દર્શન કર્યું, કાન્ત અને ન્હાનાલાલ જેવાની કલાસિદ્ધિ જોઇ, ગાંધીજી, આનંદશંકર કે કાલેલકર જેવાની સમર્થ નિબંધરચના જોઇ, મેઘાણી, મુનશી કે સુન્દરમ્ સમાની સર્જકતા અને બળવંતરાય જેવાની મેધા જોઇ: આપણે જરૂર ગૌરવ લઇએ તેવું આ ઊડતું સ્મરણ નથી? છતાં આપણી સાધનાની ક્ષતિ અહીં કેમ ગણાય?

આપણે ત્યાં આત્મકથા ચરિત્ર સાહિત્યની મૂડી તરફ નજર નાખિયે તો આપણામાં કયો ભાવ જાગે છે? આપણે ત્યાં શાસ્ત્રચર્ચાનું અંગ કેટલુંક વિકસ્યું છે એમ કોઇ પૂછે તો આપણે કેટલુંક બોલી શકશું? અને રંગભૂમિની દશા તો આપણે ક્યાં ઓછી જાણી છે! આપણે વિકાસવાંછુઓ છિયે, આપણે પ્રગતિ પ્રતિ અભિમુખ છિયે એટલું પણ આપણે જો આવી દિશાઓ વિષે દાખવી શકિયે, આપણો પુરુષાર્થ જો આટલું બતાવી રહે તો આપણે આપણી ગૌરવની લાગણીને ચિરાયુ અર્પી શકીશું.

ભાઇ યશોધર મહેતાની પહેલી જ કૃતિને આવકારતાં આ દૃષ્ટિએ સંતોષ અનુભવવાને અવકાશ મળે છે. એમાં આપણે ત્યાં ઓછાં ખેડાતાં બે ક્ષેત્રોનો સુંદર સમન્વય છે— જીવનચરિત્ર અને નાટક. ગૂજરાત, હિન્દ અને જગતની વિશિષ્ટ વ્યકિતઓમાંની કેટલીકને એમણે પોતાનાં આ પાંચ નાટકોમાં સુરેખ આલેખી છે. રેડિયો માટે લખાએલી આ નાટિકાઓ પોતાના લાઘવથી, પોતાના વસ્તુથી અને પોતાના જીવનદર્શનથી ગૂજરાતી નાટક સાહિત્યમાં કેટલીક રીતે મનન માગી લે તેવી નીવડી છે એમાં શક નથી. છેલ્લી એક સદીમાં આપણે આપણા જૂની કલાસમા ભવાઇમાં રહેલી અનિષ્ટતા તેમજ તેમાં રહેલી ઇષ્ટતા સમજ્યા, શિષ્ટ નાટકલેખકો અને રંગભૂમિ વચ્ચેનું અંતર ઘટાડવા મથ્યા. પરિણામ શું? પરિણામ આજે આટલું જ કે આપણે ભવાઈ વિષે ભવાં ચડાવીને બોલવું છોડયું અને શિષ્ટ લેખકે બીનવેતન નટમંડળો દ્વારા છૂટક છૂટક નાટકો તખ્તા પર રજૂ કરવાની પ્રવૃત્તિ ચાલુ રાખી. કોઇક બાપુલાલ, કોઇક જયશંકર રંગભૂમિ તરફથી તો કોઇક રણછોડરામ કે કોઇક ચન્દ્રવદન લેખકસમૂહ તરફથી રંગભૂમિ અને સાહિત્યકારો વચ્ચે રહેલા અંતરને વામવા પ્રયત્નમગ્ન રહ્યા છતાં એ બંન્નેને જાણે એકબીજાની પ્રકૃતિ જ અનુકૂલ ન લાગી! બીજે બન્યું પણ ગૂજરાતમાં આ મિલન ન થયું. એ દિશામાં લોકનાટ્યસંઘાદિ સેતુરૂપ બને તે હવે આશાનાં ચિહ્ન છે ખરાં. વળી આપણી રંગભૂમિના અને આપણા સાહિત્યકારોના આ સમ્બન્ધમાં કેટલાંક આધુનિક કલા સાધનો પણ ઉપયોગી થઇ શકે તેમ લાગે છે. સિનેમા, રેડિયો, ટેલિવિઝન–આ કલાસ્વરૂપો જેમ એક બાજુથી પોતાનું સ્વતંત્ર વ્યકિતત્વ સિદ્ધ કરી આકર્ષણ જમાવતાં જાય છે અને તેમાં વૃદ્ધિ કરતાં જશે તેમ બીજી બાજુથી નાટક અને રંગભૂમિ વચ્ચેના વ્યવહાર પર પણ તે ઘણી મોટી અસર કરશે તેમ લાગે છે. સિનેમા કે રેડિયો નાટક સાહિત્ય અને રંગભૂમિને નિષ્કિંચન કરી મૂકશે તેવી ભીતિ સેવવાનું કોઇ કારણ નથી. પ્રત્યેક કલાસ્વરૂપ જો તે સાચે જ કલા હોય તો કોઇ કાળે પોતાનું અસ્તિત્વ પોતાનું આકર્ષણ ખોઇ શકતું નથી. વિકસતી જતી જનદૃષ્ટિ સમજશે કે દરેક કલાસ્વરૂપનું આવિષ્કરણ એનું

પ્રદાન પોતાનુ જ હોય, તેની પાસેથી ઈચ્છવાની ચીજ પણ જુદા જુદા સ્વરૂપની હોય.

આપણે ત્યા પણ નાટકલેખકોને આકર્ષતુ રેડિયોનુ ક્ષેત્ર પ્રતિદિન વિકાસ દાખવતું રહ્યુ છે રંગભૂમિ પર દૃષ્ટિગોચર કરવા લખાતા નાટકો કરતા રેડિયો દ્વારા શ્રુતિગોચર થવા સર્જાતા નાટકોની કારીગરી ભિન્ન છે થોડા પાત્રો, ધ્વનિવૈવિધ્ય, ચોટદાર સવાદકલા, વેગવાળુ વસ્તુવિધાન,-રેડિયોનાટક આ રીતે કેટનાક વિશિષ્ટ તત્વાપર વિશેષ લક્ષ રાખે છે,તેમ છતા રેડિયો પર ભજવાતા નાટકો તખ્તાનાયકી ધગાવતા નથી એવુ નથી ભાઇ યશોધર મહેતાના આ સગ્રહ 'રણછોડનાન અને બીજા નાટકો' આનુ ઉદાહરણ છે ' રેડિયોની રંગભૂમિ' પીઠ રીતે પણ ... તખ્તા પર અમુક પરિસ્થિતિ વચ્ચે જ શક્ય એવા સગીતમય નાટકો રેડિયો પર અજબ આકર્ષણ પુરુ પાડે છે કવિ ન્હાનાલાલના નાટકોને રંગભૂમિ પર રજૂ કરતા નડતી મુશ્કેલીઓ રેડિયો પર તે રજૂ થાય તો ઘણી ઓછી થઇ જાય તેમ છે કેમકે શૈલીનુ સાફલ્ય ઉચ્ચારણ પર છે, રેડિયો પણ તે જ આધાર માગે છે * ભિન્ન ભિન્ન રસવૃત્તિઓ-રુચિતંત્રોને અનુસરીને નિરનિરાળા નટગૃહો હોવા જોઇએ એ અપેક્ષા તો સાકાર થાય ત્યારે ખરી પરંતુ તે દરમિયાન આ રીતે 'રેડિયોની રંગભૂમિ' ઘણી રીતે સેતુકાર્ય બજાવી શકે તેમ છે થોડી તથી જજ ફેરફારો કરીને રંગભૂમિ અને રેડિયો માટે એક જ નાટક કે નાટિકા ઉપયોગી થઇ શકે એ સાદી હકીકત છે ભાઇ યશોધર મહેતાના આ પાચ નાટકો મૂળ રેડિયો માટે લખાયા હોવા છતા આમ આપણી રંગભૂમિને પણ ઉપયોગી થશે તેમ લાગે છે

શ્રુ ગળવન્તરાય ક. ઠાકોરે આ નાટકોમા "તખ્તા લાયકી માનવપ્રકૃતિના નિરૂપણમા વાસ્તવિકતાની સાથે રેખાલાઘવ તેમ પ્રસગોપાત્ત બે પ્રકૃતિ વચ્ચેના ઘર્ષણ કુદરતી રીતે જ પ્રકટ કરવાની એમની પકડ, તાજગીભર્યું સવાદકૌશલ' વગેરે ગુણો જોયા છે યુરોપીય નાટકોનુ દૂષણ-અતિશય ઝીણવટવાળી દશ્યસૂચિ આ લેખકમા નથી તે પણ એમને ગમ્યુ છે એમની મનનીય પ્રસ્તાવનામા એમણે આપણા સર્જકોને યુરોપીય નાટકનાટિકાઓના બીજા દૂષણ સામે પણ સાવધ રહેવા સૂચવ્યુ છે, તે દૂષણ છે ગદ્યાત્મકતા, સૌન્દર્યની ઊણપ આપણે એટલુ તો કહી જ શકિયે કે આ સગ્રહમાની પ્રથમ નાટિકા "રણછોડલાલ" આમાના ઘણા ખરા ગુણલક્ષણો પર સદર છે

ક્રમગણનામા તેમ ગુણમૂલ્યગણીમા પણ 'રણછોડલાલ' નાટકનુ સ્થાન પહેલુ છે, અમદાવાદને આગળે મિલઉદ્યોગના શ્રીગણેશ સ્થાપી ભારતીય ઇતિહાસમા એવી મહાન ક્રાન્તિના જ્યોતિર્ધર થયેલા રણછોડલાલ છોટાલાલ બક્ષીસી આઇ ઇ નો સમય ઇ સ ૧૮૨૩ થી ઇ સ ૧૮૯૮, અગ્રેજ રાજ્ય અમલની સ્થાપના તથા જમાવટનો સમય, પાશ્ચાત્ય સંસ્કૃતિનો સર્વાગ મોહ અને ભારતીય આદર્શોનો દૃઢ આગ્રહ એ બે પ્રવાહોના અભૂતપૂર્વ સઘર્ષણનો સમય રા બ રણછોડલાલે પોતાની સ્વતત્ર વિચારશક્તિ તથા ઉદ્યોગપરાયણ પુરુષાર્થ વડે અમદાવાદનુ નામ હિન્દ મશહૂર કર્યું જાતે કમાઇને દેશને કમાતો કર્યો ગૂજરાતની કૂખ એમણે દીપાવી આવા સપૂતના બાળપણથી મૃત્યુ સુધીના જીવનને ટૂકી રેડિકા (રેડિયો નાટિકા)ના કુશળતાપૂર્વક ચૈતારતા ભાઇ યશોધર મહેતાએ સાચે જ આ નાટક ' કોઇ ધન્ય અને પ્રેરિત ઘડીમા લખ્યુ હશે અદ્ભુત કરુણ, શૃગાર, વીર અને શાન્તનો સુ ગ સયુક્ત આવિર્ભાવ આ નાટકના રસકોષને સમૃદ્ધ કરે છે, રણછોડલાલ તેમના પત્ની જોડીમા, તેમના જીવનમા પ્રતિનાયક બનવા જતા વિધિ પ્રેર્યો જે ઉપનાયક-પીઠમર્દ જ બની જાય છે તે સુરજરામ નાટકની શરુઆતમા બાળક રણછોડલાલને જાગ્રત કરતો અહમદશાહના આત્માનો અવાજ તેમ અતમા પણ તેની કારકીર્દિથી સંતોષ દાખવી જતો એ જ અવાજ, આમ પાત્રાલેખનની કળામા પણ લેખકે ઠીક ઠીક તો શુ ઉત્તમ કહી શકાય તેવી સિદ્ધિ મેળવી છે, જેને પ્રે

---

* આ હકીકત તરફ મે જન્મભૂમિના એક ચર્ચાપત્રમાં કવિશ્રી ન્હાનાલાલ વિષે લખતા પ્રથમ ધ્યાન દોર્યું હતુ-લેખક



બળવંતરાય ઠાકોર વિષ્કમ્ભક સમું ગણે છે તેવું વચ્ચે વચ્ચે-પ્રત્યેક દૃશ્યની શરૂઆતમાં ભૂમિકા સર્જતું લેખકનું પૂરક ઉચ્ચારણ, ઠીક ઠીક વિશ્રંખલિત એવા સુદીર્ઘ વિષયને દૃઢ એકાગ્ર સંકલના આપે છે; સંવાદમાં લાઘવ ચોટ અને નૈસર્ગિકતા દ્વારા વેગવંત જીવન નરવરે છે; બાળક રણછોડલાલ તેમની મા (લાભબાઇ) અને અહમદશાહનો ગૂઢ સાદ એવા ઉઠાવને યાદગાર કરતા દૃશ્યને લો કે રણછોડલાલ-જેઠીબા (તેમની પત્ની) નો નાગર શૈલીનો પ્રૌઢ પ્રીતિરસે સભર સંવાદ વાંચો કે પછી હઠીચંદ અને મગનભાઈ શેઠ સાથેનો તેમ જ સુધરાઇના ભીરુ સભાસદો સાથેનો રણછોડલાલનો વાર્તાલાપ વાંચો, સર્વત્ર આપણે તે તે વાતાવરણ વચ્ચે જ મૂકાઇ ગયા હોઇએ એમ લાગે છે-નાટકની સમગ્ર અસર જ એવી છે કે જાણે આપણે આ સર્વ પાત્રોને આપણી દૃષ્ટિ સમક્ષ હરતાં ફરતાં અને વાર્તાલાપ કરતાં જોઈએ છિયે. સંગ્રહનું આ પહેલું નાટક આપણા દેશમાં પુરુષાર્થનો આદર્શ મૂર્ત કરીને સ્વદેશપ્રિયતાની ભાવના જગાડી જનારા પુરુષને આમ સમુચિત અંજલી અર્પે છે. રણછોડભાઇના હાથે થએલાં બીજાં કેટલાંક સત્કાર્યો પૈકી લેખકે માત્ર સુધરાઇના પ્રમુખ તરીકે એમણે અમદાવાદને પાણીના નળ અને ગંદકી દૂર કરતી ગટરો આપી એનો જ ઉલ્લેખ કર્યો છે; રણછોડભાઈના જીવનનાં કેટલાંક મહત્ત્વનાં કાર્યો આ રીતે નાટકમાં રહી ગયાં તે ઠીક થયું નથી. વળી પૌત્ર ચીનુભાઈ મોટા દાનવીર થનાર છે એવો મૃત અહમદશાહનો અવાજ રણછોડભાઇને જીવનસંધ્યાએ સંભળાય અને તે પરથી પૌત્રને 'આગળ પાછળનો વિચાર કરીને' દાન કરવા કહે છે તે ઠીક પરંતુ તે પરથી રણછોડભાઇના જીવન વિષે ન જાણનાર વાચકને એવો ભ્રમ થવા સંભવ કે રણછોડભાઇની મુઠ્ઠી વળેલી જ રહેલી કે શું? વસ્તુતઃ આ નાટકના આત્મા જેવા રણછોડભાઇની ઉદારતા આજેય ગૂજરાતમાં મૂર્તિમન્ત છે. શરુઆતમાં તેમ છેવટ લેખકે કલાત્મક સામ્ય અને ભારે સફલ શાન્ત વત્સલ ભાવનું શિખર સર્જ્યું છે. સંવાદમાં આવતી ચમક કટાક્ષની, વિનોદની, પ્રતાપની તેમ કરુણ શાન્તની પણ ધ્યાન ખેંચે તેવી છે.

"રણછોડલાલ" આમ આ સંગ્રહની જ નહીં પરંતુ ગૂજરાતની શ્રેષ્ઠ ગણી શકાય તેવી નાટિકાઓમાં માનભર્યું સ્થાન મેળવી લે તેવી છે ગૂજરાતના એક મહાન શિલ્પીના જીવનને આ રીતે સુંદર અંજલિ આપતી આ નાટિકામાં આપણી ઊગતી પ્રજાને માર્ગ ચીંધવાની તેમ ઘડવાની પણ શક્તિ છે.

પરન્તુ પ્રો. ઠાકોર કે લેખક પોતે પણ કહે છે છતાં બીજી નાટિકાઓમાં એવી કોઇ વિશિષ્ટતા નથી. 'રણછોડલાલ'ને મુકાબલે આ નાટિકાઓમાંથી એક પણ ટકે તેમ નથી. "ડેન્માર્કનો મુસાફર", ડેન્માર્કના રાજવીએ મોકલેલા વિદ્વાનોનું મંડળ મિસર, અરબસ્તાન વગેરે દેશોમાં જઇ પૂર્વ વિષે જ્ઞાન મેળવે છે અને છેવટે એક કેવળ કાર્સ્ટન જ હિન્દ જઇ આવીને વૃત્તાન્ત રજૂ કરવા ડેન્માર્કમાં જીવતો પાછો ફરી શકે છે એ વસ્તુ પર ગ્રથાએલું નાટક છે. વિદ્વાનોની ઉગ્ર ધ્યેયસાધના, તેઓનું કર્તવ્ય પાલનમાં સમર્પણ વગેરે આ નાટકમાં ધ્યાન ખેંચે તેવાં અંગો છે. પરંતુ અંગ્રેજો અને હિંદ વચ્ચેના સમ્બન્ધ વિષેની યુરોપીય કે જગત્ દૃષ્ટિ શું છે તે નિરૂપવાનો લેખકનો પ્રયાસ અહીં વધુ ધ્યાન ખેંચે છે. છેવટના દૃશ્યમાંના રાજા અને કાર્સ્ટન વચ્ચેના સંવાદમાં આનું સ્પષ્ટીકરણ મળે છે. અશાન્ત અને ક્ષુબ્ધ હિન્દને શાન્તિ અને છૂટ આપતા અંગ્રેજોને ટટાર થએલું હિન્દ કાઢશે તો પણ હિન્દનું તંત્ર "વ્યક્તિસ્વાતંત્ર્ય અને પ્રજાસત્તાવાદના અનુપમ અંગ્રેજી આદર્શો ઉપર જ રચાશે" એ ભાવના નાટકમાં વણાએલી છે. પ્રો. ઠાકોરના એક તાજા કાવ્ય "જય સોરઠ"માં આ જ દૃષ્ટિબિન્દુ વિસ્તારાયું છે. આપણે ત્યાં ઉપર્યુક્ત આદર્શો અનુસાર રાજ્યતંત્ર ન હતું એ વિધાન ચર્ચાસ્પદ નથી ? આચાર્ય આનંદશંકર ધ્રુવે તેમના ગ્રંથ "આપણો ધર્મ"માં આ મતનો વિરોધ આલેખ્યો છે. રંગીલો ડોક્ટર ક્રેમર, કર્તવ્યનિષ્ઠ કુટુમ્બવત્સલ હાવેન, ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો ખંધો કારકુન, આ પાત્રો નાટકમાં સૌથી આકર્ષક છે.

"બર્નીઅર" નાટકમાં શાહજહાં-દારા-ઔરંગઝેબની ત્રિપુટી વચ્ચે અટવાતા જેવાં ફ્રેંચ ડાક્તર





બર્નીઅર તરફ લેખકની કેનમની દૃષ્ટિ લાગે છે નિખાલસ બર્નીઅરની તટસ્થતા આકર્ષક છે નાટકનુ વસ્તુ ગૂંથણીની દૃષ્ટિએ નબળુ છે તેમ રસજમાવટ પણ આગના બે નાટકો જેવી ઘન નથી દારા અને ઔરગઝેબના પાત્રો વિશિષ્ટતા સપન્ન છે જીવનમા જે આદર્શને આપણે વધુ ઊચો ગણિયે તેની સિદ્ધિમા જ સાચુ સુખ છે–ને દૃષ્ટિએ કરુણ દારાનો કે ઔરગઝેબનો એ પ્રશ્ન વ્યર્થ લાગે છે ' દારાની આધ્યાત્મિક સાધના જીવનની એવી કીમતી ચીજ ગણાઇ છે કે જેની આગળ તામસી ઔરગઝેબી માનસ તો શુ પણ રાજ્મી ચિત્તદશા પણ વીસરવા જેવી મનાય આ નાટકનો પ્રધાન ભાવ કયો ? નાટકની પ્રેરક ભાવના શી ?

"સીદીઅલી' નાટકમા તખ્તાની દૃષ્ટિએ બદરમા વહાણો આવતા અમનદારો ડકા પર ચડી જાય, લશ્કરી અમલદારને તેડવા માણુસ મોકલાય તેનુ સૂચન વાર્તાલાપમાથી ન મળે, વ કેટનાક દોષો છે અલીનુ પાત્ર તેજસ્વી છે હુમાયુનુ માર્દવ મોહક છે પરતુ વસ્તુ ઝાખુ અને શિથિન સકલનાવાળુ થાય છે આગના બે નાટકો માફક આ નાટકમા પણ પરદેશીની ભારત વિષેની દૃષ્ટિ સમજવાનો પ્રયાસ છે નટમ્નુ મુખ્ય પાત્ર અની કહે છે, "હા, હિંદ સ્વભાવથી શત્રુ થઈ શકતુ નથી" હિન્દ વિષે જગતના જુદા જુદા દેશોમા શી લાગણી પ્રવર્તે છે તે વિચારવાનો લેખકનો આ ત્રણે નાટકોમા પ્રયાસ છે હિન્દ અને ઈંગ્લેન્ડની લાક્ષણિકતાઓ અને તે બન્નેનો સમ્બન્ધ પણ લેખકની દૃષ્ટિ સમક્ષ આ સગ્રહમા ઠીક ઠીક રહ્યો છે અગ્રેજી રાજ્યઅમલ પ્રજાના પ્રેમ પર નિર્ભર છે, હિન્દી રુધિરમા સ્વાતત્ર્યની હવા પૂરનાર અગ્રેજ છે, ભાવિ અખડ હિંદુસ્તાનનુ સ્વરૂપ અગ્રેજી વ્યકિતસ્વતત્રતા અને પ્રજા મતાધિકારના પાયા પર હશે એવી કઈક એમની શ્રદ્ધાઓ છે આમાની કેટલીક ચર્ચાસ્પદ છે, છતા આપણે સબધ છે તેના નિરૂપણ સાથે જ. લેખકે તે કાર્યમા ઠીક, કામિયાબી મેળવી છે.

છેલ્લા નાટક 'હૂએન્સગ' તરફ લેખકનો "કઈક વિશેષ પક્ષપાત છે' તેઓ લખે છે," તેના સર્જનમા મે સવિશેષ એકાગ્રતા સાધી છે" હૂએન્સગની તન્મયતા–ધૂન લેખકને મુગ્ધ કરે છે હિન્દની સસ્કૃતિના આરાધક આ ચીની યાત્રાળુનુ માત્ર લેખકની શકિતને ઠીક બહાર આણી શકયુ છે. સવાદ વચ્ચે શ્લોકાત્મક બને છે તે પણ નાટક સમગ્રમા ઊર્મિપ્રાધાન્યનો પ્રભાવ જ સૂચવે છે વાતાવરણમા આભિજાત્ય પવિત્રતા અને સ્નેહનુ મનોહર પૂરણ છે દૃશ્યવિધાનમા કેટલીક મુશ્કેલીઓ અહી પણ છે–દા ત હૂએન્સગ સ્નાન કરીને આવે એટલામા તખ્તા પર શુ થાય છે ?–તેનુ સૂચન નથી ભારતીય સસ્કૃતિની ઉચ્ચતા સ્વીકારીને ભારતની અર્જાન પામતા એક સાધુચર્યનુ આ ચિત્ર શાન્તરસનુ શરૂથી છેવટ લગીનુ એકરગી છતા આકર્ષક ઉદાહરણ છે

આમ પાચ નાટકોનો એક સુદર સગ્રહ ગૂજરાતને શ્રી યશોધર મહેતાની લેખિની આપે છે પાચે નાટકોમા લેખકની જીવનદૃષ્ટિની વિશિષ્ટતા એ છે કે લેખક ,મહાપુરુષો પર દૃષ્ટિ સ્થાપીને હિન્દ વિષે વત્સનભાવ ધારે છે હિન્દનો વેપાર, હિન્દની પ્રજાશકિત, હિન્દનો ધર્મ, હિન્દની રાજ્યસત્તા, પરદેશીઓ સાથેનો હિન્દનો વ્યવહાર,–લેખક આવી આવી વિગતોને રસસભર શૈલીએ, પસદ કરીને નિરૂપે છે શૃગારની સસ્તી ગાડીમા બેસીને વાહ વાહ મેળવી લેવાની સામાન્ય રીત ન પકડતા તેઓ અરસિક લાગતા પ્રસગોના રસને ખીલવવા ચાહે છે જેવી રીતે વસ્તુની પસંદગીથી તેવી જ રીતે વસ્તુની પ્રશસ્ય રજૂઆત વડે, અર્થાત્ ઝડપી જીવતસવા કલા અને પાત્રોને સજીવ કરતા વાતાવરણને જમાવવાની પ્રતિભા આદિ થકી, લેખકે સગ્રહને વિશિષ્ટ કર્યો છે આપણે આ રીતે પહેલી જ કૃતિ દ્વારા ગૂજરાતી સાહિત્યમા ગણનાપાત્ર ઉમેરો કરતા યુવાન લેખક પાસે આવી જ બીજી કૃતિઓની ઈચ્છા રાખીશુ.

# પૃથ્વી, સ્વર્ગ અને નર્ક

મૂળ લેખક : વિ સ. ખાંડેકર અનુવાદક : હીરાલાલ પી. શાહ

ધ્રુમાંથી હોડી ચલાવવા સિવાય ગૂહક બીજું કાંઇ કરતો નહિ અને કદી કંઇ કરવાનું મનમાં વિચાર્યું હોત તો પણ તે કરવા માટે તેને સમય જ મળ્યો ન હોત. વહેલી સવારમાં પ્હો ફાટતા પહેલાં યાત્રાળુઓની બંને કાંઠે ઓર્ડી જામતી આ બાજુના માણસો પેલી પાર લઇ જવામાં અને બીજી બાજુના માણસોને આ પાર લાવવામાં જ પૂર્વ દિશામાં ઉગેલો સૂર્ય પશ્ચિમ દિશામાં અસ્ત થઇ જતો. યાત્રાળુઓ આપે એ તેનું ભોજન ! અને કોઇએ ફેંકેલું ફાટયુંસાંધ્યું ધોતીયું એ એનું વસ્ત્ર !

સાંજ પડતાં તો તે થાકીને લોથપોથ થઈ જાય. રાહદારીઓની અવરજવર અટકી જાય ત્યારે તે હોડીને કિનારે લાવી તેમાં જ સૂઇ જતો. ઊંઘમાં તેને કોક વાર સ્વપ્ન આવે. સ્વપ્નમાં નદીમાં ડૂબતાં ડૂબતાં પોતે બચાવેલા એકાદા નાના બાળકનો કે સ્ત્રીનો ચહેરો દેખાય.

આ નિસ્વાર્થી આત્માના પુણ્યસંચયનો ઇન્દ્રને ભય લાગવા માંડ્યો ! એમના મનમાં થયું, રખેને કાલ ઊઠીને એ ઇન્દ્રાસનનો હક્કદાર બની બેસે તો?

બધા દેવોની સલાહ લઇ ઇન્દ્રે કળિયુગને પૃથ્વી ઉપર મોકલ્યો.

સંધ્યાનો સમય હતો. યાત્રાળુના વેષે કલિ ગૂહકની પાસે આવ્યો. ગૂહક ખૂબ થાકી ગયેલો હતો.

કલિએ તેને કહ્યું, ' ભલા માણસ, તું આટ આટલો શ્રમ કરે છે પણ તેનું ફળ તને શું મળે છે?'

ગૂહક ફક્ત હસ્યો.

કલિએ મીઠી વાણીમાં કહ્યું, 'આટ આટલી સુંદર સ્ત્રીઓ તારી હોડીમાં પ્રવાસ કરે છે પણ તેમાંથી એકે યે પણ હલેસાં મારી તારા દુઃખતા હાથને કલાકેક ચંપી કરી દીધી ખરી ?'

ગૂહકે નકારમાં ડોકું હલાવ્યું.

કલિ બોલ્યો, 'ભાઇ, જગત આવું જ કૃતઘ્ન છે ! આ યાત્રાળુઓ તારી હોડીમાં જ મેવામિઠાઇ

( અનુસંધાન પાન ૪૬ થી ચાલુ )

કુંગપોશ બોળી તો ન હતી. હા શરમાળ અવશ્ય હતી. વીજળીના પ્રકાશમાં તેનું વાદળી પહેરણ તેને શોભા અર્પી રહ્યું હતું.

વેશ્યાગૃહની પરિભાષા થોડાક રિવાજી ફકરાઓ પર્યંત જ મર્યાદિત રહે છે. હું એ પરિભાષાથી પરિચિત ન હતો. ફરિયાદ, ધન્યવાદ અને ઉપકારના પળે પળ ફેરવાતા રંગ હું કુંગપોશની કીકીઓમાં કેવી રીતે દેખત ! મારું દિલ ધબકી રહ્યું હતું.

કુંગપોશે એલચી અને બદામવાળું પાત્ર મારી સમક્ષ પુનઃ ધર્યું, અને મેં સહજ ખામોશીથી એક એલચી ઉપાડી મુખમાં નાંખી દીધી. મારી તરફ તે જોવા લાગી. સાચે જ, તે કેસરનું ફૂલ હતી.

હું હસ્યો. તેણે પણ સ્મિત કર્યું. હું કદાચ નાગરાજ હતો અને તે નાગરાણી ! અને કદાચ કાશ્મીરની પુરાણી પ્રેમ-કથા એકવાર ફરી ખેવડાનારી હતી, પણ મેં સ્વસ્થ બની કહ્યું :" હું તો ગીત એકત્ર કરું છું."

"ગીત ?....કેવા ગીત ?"

"ગ્રામ્ય-ગીત"

"ગીત ! ગીત !...." એનાથી વધારે તે કશું બોલી શકી નહિ. મેં તેના પ્રતિ જોયું અને મને એવું લાગ્યું કે કોઇ નવોઢાના ભભકાભર્યાં વસ્ત્રો મારી સામે મેલાં થઇ ગયાં છે.

તેણે પોતાનું થાકેલું ખભું ઉઠાવ્યું અને કંપતી અંગૂલિથી સામેના મકાન તરફ ઇશારો કર્યો, જ્યાં પાયલ બજી રહી હતી અને પ્રકાશ ઝગઝગતો હતોઃ "જાવ પેલી તરફ ચાલ્યા જાવ. ત્યાં ગીત પણ વેચાય છે અને....અને......"

તેના લહેજામાં ખેતરોનો ગણગણાટ હતો અને હું ખેતરો તરફ જવા માટે ઊઠી ખડો થયો, જ્યાં માટી કેસર ઉત્પન્ન કરે છે.

અને બધા ફૂલ વસંતમાં ખીલે છે, પણ કેસરના ફૂલ તો પાનખરમાં ખીલે છે.

શું આ ધરતી કદી એટલી વાંઝણી થઇ જશે કે કેસર ઊગતી જ બંધ થઇ જાય ?





આગ્રગના હોય છે પણ તને કોઈ કોઈએ ગળ્યુ ખાવા આપ્યુ છે ખરૂ ? તેમના હાથમા પેંડા અને તારા ખોળામા ટાઢા રોટલાના ટુકડા !

ગૂહકના મનમા થયુ, 'ખરે જ આ જગત કૃતઘ્ન છે આના કૃતઘ્ન જગતમા રહેવા કરતા તો–

પણ આ જગત છોડીને જવુ ક્યા ?

કલિએ એને બીજા જગતનો માર્ગ બતાવ્યો તે જગતનુ નામ સ્વર્ગ !

*   *   *

આ નવુ જગત જુના જગત કરતા અનેકગણુ કૃતજ્ઞ છે એવુ ગૂહકને લાગવા માડ્યુ ચાર ડગના ચાલે ન ચાલે તેવામા તો લતાકુજમાથી એકાદી અપ્સરા હાસ્ય વેરતી આગળ આવે અને તેની તરફ તિરછી નજરે જોતા કહે 'મહારાજ, આપ શ્રમિત થયા હશો દાસીની ચરણસેવા સ્વીકારો !'

તેને બોલવાની તક ન આપતા તે લતાકુજમા લઈ જતી ત્યા અપ્સરાનો હાથ ગળાફરતો પડે કે કુજમા વિકસેલા પુષ્પોની સુગધ લહરીઓમા તરવાનો ગૂહકને ભાસ થતો

દરેક લતાકુજમાની એક એક અપ્સરા આવી રીતે તેનુ સ્વાગતસત્ર કરતી એટલુ જ નહિ પણ રભા, ઉર્વશી મેનકા, ઘૃતાચી ઇત્યાદિ અપ્સરાઓને તો આપસઆપસમા ઝઘડવાનો એ નવો વિષય મળી રહ્યો 'ગૂહકનો પ્રેમ કોના ઉપર છે ? ગૂહક પોતે તો આ પ્રશ્નનો ઉત્તર આપી શકતો નહિ પોતે જે અપ્સરાના બાહુપાશમા હોય તેના ઉપર ઉત્કટ પ્રેમ છે એવુ તેને તે વખતે લાગે પણ તે દૂર જતા તે પ્રેમ કેવળ ભાસ હતો એવી તેના મનને ખાત્રી થતી

અમૃત પીવુ અને અપ્સરાના આલિંગનમા સમય પસાર કરવો એટલુ જ તેને કામ રહેતુ કોઈક વાર પોતાની ધર્માર્થ હોડીની યાદ આવે નહિ એવુ નહિ પણ એ કોઈક પૂર્વસ્મૃતિમા મગ્ન થયેલો એવુ લાગે ત્યારે તેની સેવામા રહેલી અપ્સરા તેને બાહુપાશમા જકડી લેતી અને તે આલિંગનમા હોડીની વાત વિચારી ક્યાય ઊડી જતી !

*

આમ કેટલા દિવસ વહી ગયા એની ગૂહકને ખબર ન પડી

પણ એક દિવસ એવો ઊગ્યો તેના તરફ એકેય અપ્સરાએ ભૂલથી યે જોયુ નહિ કોઈએ મશ્કરી નયનથી ચાલે તેની સમક્ષ અમૃતની પ્યાલી ધરી નહિ

આ પલટાયેલી પરિસ્થિતિ તેને ન સમજાઈ !

ખૂબ પ્રયાસથી એણે કલિની મુલાકાત સાધી કલિએ એને નમસ્કાર કરીને કહ્યુ 'આ તો તારી મારી આખરી મુલાકાત !

'એટલે ?' ગૂહકે પૂછ્યુ

'સ્વર્ગમા તારો આજે આખરી દિવસ છે ' હાલે તુ—

"કાલે ક્યા જવાનો છુ ?

'નર્કમા" વિકટ હાસ્ય કરીને કલિ બોલ્યો "તારુ પુણ્ય ભોગવીને તે પૂરુ કર્યું ફૂલ કરમાઈ જાય છે કે તેને ફેકી દઈએ છીએ ને ? તેવી રીતે તારા જેવો માણસ પણ પુણ્યહીન થતા—'

કલિએ આમ । શુ કહ્યુ તે ગૂહકથી સમજાયુ સુદ્ધા નહિ તેના મનમા નરકના દુઃખી પ્રાણીઓની ચિચિયારીઓના પડઘાઓ ગૂજવા શરૂ થઈ ગયા હતા

*   *   *

બીજે દિવસે દેવદૂતો ગૂહકને સ્વર્ગદ્વારની બહાર લાવ્યા અને યમદૂતોને હવાલે કર્યો

ગૂહકે યમદૂતોને કહ્યુ, 'નરકમા પગ મૂકતા પહેલા એકવાર પૃથ્વી ઉપર જવાની મારી તિવ્ર ઇચ્છા છે'

યમદૂતોને પણ ભટકવાની ઇચ્છા હતી !

*   *   *

ગૂહક નદી કિનારે પડેલી પોતાની ધર્માર્થ હોડી તરફ દોડતો ગયો તેણે જોયુ હોડી ચલાવનાર બીજો કોઈ ન હોવાથી યાત્રાળુઓમાથી એકાદ જણ હલેસા મારતો હતો એને હલેસા મારતા બરોબર ફાવતુ નહોતુ

મૂળ લેખક શ્રીરામ શર્મા : અનુવાદક જયેન્દ્ર ગિ. ત્રિવેદી

૧

તા૦ ૬ ડિસેમ્બર '૪૭ ના રોજ લખનૌમાં યુ. પી. સરકાર તરફથી પોલિસ ખાતામાં ડેપ્યુટી સુપ્રીન્ટેન્ડન્ટની જગ્યા માટેના અનેક ઉમેદવારો સાથે પબ્લિક સર્વિસ કમીશનના સભ્યોએ વાતો કરી. એ ઉમેદવારોમાં એક શ્રી વિજયશરણ ચૌધરી હતા જેમણે '૪૨ માં મારા હાથ નીચે કામ કર્યું હતું. શ્રી. વિજયશરણ ચૌધરી અને અન્ય સાથીઓ વિષે તો હવે પછીના કોઇ લેખમાં લખીશું: પણ આ લેખમાં એમનું નામ એટલા માટે આવ્યું કે પબ્લિક સર્વિસ-કમીશનના સભ્યોએ વિજયશરણજીને '૪૨ ના આંદોલન સંબંધી ઘણા રોચક પ્રશ્ન કર્યા. જે પ્રશ્નોત્તર થયા એનો સારાંશ આ પ્રમાણે છે:—

**પ્રશ્ન**—સને ૧૯૪૨ માં આપે શું કામ કર્યું?

**ઉત્તર**—સને '૪૨ માં હું એ આત્મઘાતક ટુકડી (suicide squad) નો એક સભ્ય હતો જેનું સંગઠન પં. શ્રીરામ શર્માના નેતૃત્વમાં થયું હતું.

**પ્રશ્ન**—એમાં આપ શું કામ કરતા હતા અને કયા પ્રકારનું ધ્વંસાત્મક કામ કરતા હતા?

**ઉત્તર**—સરકારી પુલ ઉડાડવા, સરકારી વીજળીના કારખાના બરબાદ કરવા, યુદ્ધ-પ્રયત્નોમાં લાગેલા કારખાનાઓને નુકસાન પહોંચાડવું અને રેલ્વે એંજિનોને ખરાબ કરવા.

**પ્રશ્ન**—રેલ્વે ટ્રેનોને ઉથલાવી નાખવાની રીત (Technique) શી હતી?

**ઉત્તર**—પાટાના બોલ્ટ ઉખાડીને કોશવતી લાઇનને પોતાની જગ્યાએથી હટાવી નાખવાથી ગાડી ઊતરી જતી હતી.

**પ્રશ્ન**—આ કળા આપને કોણે શીખવાડી? પં. શ્રીરામ શર્મા પોતે શીખવતા હતા કે ટેકનીશિયન રાખતા હતા?

**ઉત્તર**—હા, તે ટેકનીશિયનો રાખતા હતા.

**પ્રશ્ન**—શું આપ કોઈ ટેકનીશિયનનું નામ બતાવી શકશો?

**ઉત્તર**—જી ના, એમની સાથે મારો પરિચય નહોતો કરાવવામાં આવ્યો.

**પ્રશ્ન**—શું એંજિનની મશીનરી સંબંધમાં આપ કંઇ જાણો છો?

**ઉત્તર**—એંજિનની મશીનરી વિષે હું એટલું જ જાણું છું કે એને ખરાબ કરીને શી રીતે નકામું કરી શકાય.

**પ્રશ્ન**—આપે એંજિનને નકામું કર્યું હોય એવો એકાદ દાખલો આપો.

**ઉત્તર**—આગ્રા-ભરતપુર લાઇન પર બિચપુરી સ્ટેશન પાસે પાટા પરથી માલગાડીઓ ઉતારીને કેટલા યે એંજિનો નકામા કરી નાખવામાં આવ્યા હતા.

---

એટલામાં હોડી એકાએક એક બાજુ નમી. એક નાનું બાળક નદીમાં ઊથલી પડયું અને માતાએ કારમી ચીસ પાડી.

ગૂહકે પાણીમાં ભૂસકો માર્યો અને જોતજોતામાં તો બાળકની પાસે પહોંચી જઇ તેને બહાર કાઢયું. બાળક ખૂબ ગભરાઇ ગયું હતું પણ તે જીવંત હતું.

ગૂહકને વિલક્ષણ આનંદ થયો. તે બાળકની માતાનું હસતું મુખારવિંદ જોઇને તેનું મન બોલી ઊઠયું,

"આ આનંદ આગળ અમૃતની માધુરી અને અપ્સરાનું લાવણ્ય કંઇ વિસાતમાં નથી."

યમદૂતોએ કાંઠા ઉપરથી બૂમ પાડી,' ગૂહક આવ વખત ન બગાડ.'

ગૂહક કિનારે આવ્યો.

તેને જોતાં જ યમદૂતો ચમકયા.

એક બીજાને કહેવા લાગ્યો, આપણે ભળતા જ માણસને લઇ જતા હોઇએ એમ લાગે છે. એની આજુબાજુ પુણ્યનું તેજોમંડળ જો. આને તો સ્વર્ગમાં જવાનો અધિકાર છે !"

'મારું સ્વર્ગ અહીં જ છે' ગૂહક હસતાં હસતાં બોલ્યો.

'ક્યાં ?' યમદૂતોએ પૂછયું.

ગૂહકે પાણીમાં પડેલી હોડી તરફ જોયું, દષ્ટિની પાછળ પાછળ તેનો દેહ પણ ત્યાં દોડી ગયો. પગની હાલચાલ અટકતાં જ હલેસા મારનાર હાથની હાલચાલ શરૂ થઇ ગઇ.





**પ્રશ્ન**—તો શું પેસેન્જર ગાડીઓને પણ ઊતારવામાં આવી હતી, જેથી લોકોના જાન ગયા હોય?

**ઉત્તર**—જી ના, એક પણ પેસેન્જર ગાડીને નથી ઉથલાવવામાં આવી. પેસેન્જર ગાડીને જાણી જોઇને નથી ઊતારી, અમે કોઇને મારવાના મતના ન હતા કોંગ્રેસની અહિંસાની નીતિનું તો અમે પાલન જ કર્યું છે.

**પ્રશ્ન**—શું આપ અન્ય કોઈ દેશના ક્રાન્તિકારીઓને જાણો છો જેમણે પેસેન્જર ગાડીઓને ઉથલાવી હોય અને પછી પણ એમ કરવું ઠીક ગણ્યું હોય?

**ઉત્તર**—જી હા, જાણુ છું એવું રશિયામાં પણ કરવામાં આવ્યું હતુ, પરંતુ અમારી કાર્ય-પ્રણાલી અન્ય દેશોના ક્રાન્તિકારીઓથી ભિન્ન હતી. અમારે તો અંગ્રેજોના યુદ્ધ-પ્રયત્નોનો તથા યુદ્ધ પ્રયત્નોમાં લાગેલા કારખાનાઓનો અને બીજા એવા જ સાધનોનો નાશ કરવો હતો. અમારે કોઇનું ખૂન નહોતું કરવુ કે કોઇ ધાડ નહોતી પાડવી.

**પ્રશ્ન**—આજકાલ આપ શુ કરો છો?

**ઉત્તર**—આજકાલ હું રચનાત્મક*કામ કરુ છુ અને એની રૂપરેખા આ પ્રમાણે છે મારા જીલ્લાના તાલુકામાં, જ્યાંનો હું રહેવાસી છું, ધાડપાડુઓ અને અરાજકતાની એટલી બોલબોલા છે કે પ્રાંતમાં ભાગ્યે જ બીજે એટલી હોય. હું એ અરાજકતા અને ધાડપાડુઓ વિરુદ્ધ મારી સરકારને મજબૂત બનાવવામાં પડયો છું.

**પ્રશ્ન**—શું આપે ૧૯૪૨મા ધાડપાડુઓની સહાય લીધી હતી?

**ઉત્તર**—જ્યાં સુધી મારો ખ્યાલ છે ત્યા સુધી ક્યારેય નથી લીધી. મારે તો કોઈ ધાડપાડુ સાથે પરિચય થયો જ નથી; પણ આ વાતનો ખરો જવાબ તો આંદોલન-સંચાલક પં. શ્રીરામ શર્મા જ દઇ શકશે.

ઘણા મિત્રો પાસેથી મને ખબર મળ્યા છે કે અનેક પ્રત્યાઘાતીઓ અને તકસાધુઓ નોકરીઓ ખાતર, ક્રાંતિ અને સને'૪૨ના આંદોલનના ખોટા વાઘા પહેરીને લાંબી-પહોળી વાતો હાંકે છે. યુક્તપ્રાન્ત અને અન્ય સૂબાઓમાં જે લોકો પોતાનુ હલકું કામ કરતાં અટક્યા ન હતા, તેઓ આજ કોંગ્રેસી અને ક્રાન્તિકારી બની રહ્યા છે. એવા દૂધ-પીતા મજનુઓની સંખ્યા નાની નથી. આજે તો અનેક કોંગ્રેસજન—અનેક પદાધિકારી કોંગ્રેસજન કાળા બજારમાં વ્યસ્ત છે અને કોંગ્રેસની દુહાઇ દે છે. મને એ પણ ખબર મળ્યા છે કે કેટલીક એવી વ્યક્તિઓએ પણ પોતાની સેવાઓની ડીંગ હાંકી જેમણે આંદોલનમાં કંઇ ભાગ નથી લીધો. યુ. પી. પબ્લિક સર્વિસ કમીશનના સભ્યોને મારે એટલું જ કહેવાનું છે કે ૧૯૪૨માં ન તો ટેકનીશિયનની ખોટ હતી કે ન કામની. ખોટ હતી તો તે ફકત યોગ્ય કાર્યકર્તાઓની.

ઘણાયે મિત્રોએ મને રૂબરૂ અને પત્રદ્વારા એ પ્રશ્ન કર્યા છે કે હુ બે એક એવી ઘટનાઓનો ઉલ્લેખ જરૂર કરું જેથી એ ખબર પડે કે ધ્વંસાત્મક કાર્યક્રમની રૂપરેખા શી હતી અને એ શી રીતે કરવામાં આવેલ? એક બે અથવા દસ વીસ તો એવા ઉદાહરણ નથી જેનું વિસ્તૃત વર્ણન દઇ શકાય. અને વળી કયા સૂબાની વાત લેવી? કોને મહત્ત્વપૂર્ણ ગણવામાં આવે અને કોને સાધારણ? ક્યારેક ક્યારેક તુલનાત્મક વિશ્લેષણ ફકત અપ્રિય જ નથી હોતું પણ અવાંછનીય પણ હોય છે. ધ્વંસાત્મક કાર્યની ભિન્ન ભિન્ન ઘટનાઓ એટલી છુટી છવાઇ છે કે એમાં પસંદગી કરવી કઠણ છે. છતાં અહીં ઉદાહરણ આપવા ખાતર બે ઘટના દેવામાં આવે છે અને તે એટલા માટે કે લોકોને કાર્યકર્તાઓની ધગસ તથા સાહસનો ખ્યાલ આવે અને સાથે જ એ વાત પર પણ પ્રકાશ પડે કે વાસ્તવમાં એ કામ કરવાવાળા કોણ હતા.

ઉદાહરણ માટે હું આગ્રાની ઇન્કમ-ટેક્સ-ઓફિસ અનેસાદાબાદ (મથુરા જીલ્લો) ના વિજળી-ઘરને સળગાવીને નષ્ટ કરવાની વાતનું વર્ણન કરું છું. કદાચ આખા હિન્દુસ્તાનમાં સઘળા કાગળો સહીત કોઇ પણ ઇન્કમ ટેક્સ—ઓફિસ આગ્રા સિવાય બાળવામાં નથી આવી. સપ્ટેમ્બર ૧૯૪૨ની વાત છે. દેશમાં આંદોલન અને ધ્વંસાત્મક કાર્યના પૂરની ઓટ હતી; પરંતુ યુ. પી.

માં સારી રીતે સંગઠન-કાર્ય ચાલુ હતું. યુ. પી. ની પોલિસને એ જ પરેશાની હતી કે આખરે આગ્રા જીલ્લામાં અને એના આસપાસના જીલ્લાઓમાં ધ્વંસાત્મક કાર્યો કેમ ચાલુ જ રહ્યા છે? વળી શહેરના લોકોની એવી ઇચ્છા હતી કે લોકોપર પ્રભાવ પડે એવું કંઇ કાર્ય થવું જોઇએ. એ લખવામાં પણ મને સંકોચ નથી કે કેટલાક વેપારીઓ અમારા કાર્યની પ્રમાણિક કસોટી કરવા માટે પણ ઇન્કમ–ટેક્સ-ઓફિસને બાળવાનું સૂચવતા હતા. સુશીગત એ ઊભી થઇ હતી કે એ લોકો જેમને ધ્વંસાત્મક કાર્ય તથા આંદોલન સંચાલન સાથે ખાસ સંબંધ ન હતો, તેઓ પણ આ કામમાં પોતાને સંડોવતા હતા. એમની દરમ્યાનગીરીથી કામમાં દખલ તો પડતી જ હતી. દાખલા તરીકે આગ્રાના શ્રી મહેન્દ્રજીના કેટલાક લોકો સ્વદેશી બીમ-કમ્પનીમાં જઇને ઇન્કમ-ટેક્સ-ઓફિસને બાળવા માટે લાઠીઓ માગ્યા કરતા કરતા હતા. મને પોતાને પણ એ વાતની ખબર હતી અને એને વધુ સમર્થન શ્રી. રામચરણ ગુપ્તની વાતથી મળ્યું.

મારા કાર્યની રીત એ હતી કે જેની પાસેથી જેટલું કામ લેવું હોય તેને તેટલી જ વાત કહેવામાં આવતી હતી, જેથી એક બીજાનો સંપર્ક ન થાય. એટલે જ શ્રી વિજયશરણજીને એ નહોતી ખબર કે ટેકનીશિયન કોણ હતા અને સૂબામાં એમનું શું સ્થાન હતું. જો બધી વાતોની માહિતી બધા લોકોને હોત તો ભૂદેવ પાસીવાલ અને લક્ષ્મીનારાયણ પાલીવાલની જાસુસીને લીધે ઓછામાં ઓછા ત્રણસો આદમીઓને ષડ્યન્ત્ર–કેસમાં ઘસડી જવામાં આવ્યા હોત. આગ્રા–નાગરી–પ્રચારિણી સભાના શ્રી પુરુષોત્તમે તો પોતાના જૂઠા પરાક્રમોની મોટી મોટી વાતો ચારે તરફ એવી ફેલાવી કે ઘણાયે લોકો છેતરાઈ ગયા.

હા, તો આગ્રા ઇન્કમ–ટેક્સ–ઓફિસને બાળવાની વાત શહેરભરમાં ફેલાઈ ગઇ હતી. પોલીસને પણ ખબર પડી ગઇ. ઇન્કમ–ટેક્સ–અફસરે ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટને લખી પણ નાખ્યું હતું કે ઇન્કમ–ટેક્સ–ઓફિસને બાળવામાં આવે એવો પૂરેપૂરો સંભવ છે માટે એના રક્ષણની વ્યવસ્થા થવી જોઇએ. એ દિવસોમાં સેન્ટ્રલ કમાન્ડનું હેડક્વાર્ટર આગ્રામાં હતું. ત્યાં સેંકડો સૈનિક-લારીયો હતી. કરોડોનો લશ્કરી સામાન હતો. અગત્યના સ્થાનોનાં રક્ષણ માટે દરેક સડક તથા અન્ય સ્થળોએ સશસ્ત્ર પહેરો મૂકવામાં આવ્યો હતો. એ સૈનિકોને હુકમ પણ આપી રાખવામાં આવ્યો હતો કે જો કોઇ આદમી રોકવા છતાં ઊભો ન રહે તો ગોળીએ દઇ દેવો; સ્વદેશી વિમા કંપનીની ઓફિસની સામે, પ્રોટેસ્ટંટ ચર્ચના ખૂણાની સામેના મકાનમાં ઇન્કમ–ટેક્સ–ઓફિસ હતી. એને બાળવાની કોશિશ ઘણી વાર કરવામાં આવી હતી. પરંતુ સશસ્ત્ર પોલિસ અને સૈનિક ટુકડીઓને કારણે લાગ ફાવ્યો ન હતો. અને શહેરના લોકો એ વાત પર મંડયા હતા કે ઇન્કમ–ટેક્સ–ઓફિસ બાળવામાં આવવી જ જોઇએ. મર્યાદા અને આબરૂ પર વાત આવી ગઇ હતી. હેરાનગતિ તો દૂધ-પીતા મજનુઓ તરફથી હતી જે દેખાડવા ઇચ્છતા હતા કે અમે આ કર્યું ને તે કર્યું; પણ જોખમની વાત આવે ત્યાં ગભરાતા હતા. પ્રશ્ન એ હતો કે ઇન્કમ-ટેક્સ–ઓફિસને બાળવી શી રીતે? એક દિવસ તો હું પોતે જ પ્રોટેસ્ટંટ ચર્ચના ખૂણા વાળા ઘાસમાં જાસુસી કામળો ઓઢીને પડ્યો રહ્યો કે જેથી પેટ્રોલિંગની રીત શી છે તે જાણી શકાય. એક દિવસના આ નિરીક્ષણે મને કાર્ય-પ્રણાલી વિચારવામાં સારી મદદ કરી. વસંતલાલને પણ સૂચના આપી દીધી કે પહેલાં રાતના સમયે ત્યાં કેવી હિલચાલ હોય છે એ જાણી લેવું જોઇએ. કેટલાક લોકો પાસેના બાગમાં જ પડયા રહ્યા. બાળી નાખવાનો અન્તિમ નિર્ણય કરવામાં મેં ઘણા દિવસ લીધા. મારી એ કોશિશ હતી કે એવી કોઇ ભૂલ ન થવી જોઇએ જેથી કાર્યકર્તાને જાન ખોવો પડે. એમ તો મોતથી ડરવાવાળું કોઇ ન હતું. પરંતુ મૂર્ખતાને લીધે જાન દેવો પડે એ પણ કંઇ ઠીક ન કહેવાય. વળી એક-એક સારો કાર્યકર એક-એક લાખ બરાબર હતો.





એક યુક્તિ એ કરી કે ઇન્કમ ટેક્સના કાગળો જોવાને બહાને વસંત નાનજીને ઓફિસમા મોકલવામા આવ્યા જેથી ત્યાંનો નકશો સમજવામા સરળતા પડે જ્યારે બધી માહિતી મળી ગઇ ત્યારે કાગળ પર રૂપરેખા દોરવામા આવી ચારે બાજુના માર્ગ બતાવવામા આવ્યા ઓરડાઓના પણ નકશા બનાવવામા આવ્યા કે કયા રૂમમા કયા કબાટમા શુ સામાન છે? ટેલીફોન ક્યા છે? ત્યા જવુ કેવી રીતે અને કેવી રીતે પાછી નીકળી જવુ!

ઇન્કમ-ટેક્સ ઓફિસથી હરિપવત થાણુ મોટરની મદદ હોય તો આઠ પાંચ મિનિટને અંતરે હશે બીજી મુશ્કેલી એ હતી કે ઇન્કમ-ટેક્સ ઓફિસની અડોઅડ માઇકલ નામની એક એંગ્લો ઈંડિયન ઓફિસ હતી માઇકલની પાસે ઉત્તમ હથિયાર હતા ત્રીજી વાત એ હતી કે ઇન્કમ-ટેક્સ ઓફિસની દ પાસે જ મહેતર લોકોનો એક નાનો એવો વાસ છે આ મહેતર લોકો લાઠી ચલાવવામા બહુ પ્રવીણ હોય છે એમની બહાદુરી પ્રસિદ્ધ છે સ્વામીભક્તિ, વીરતા અને પોતાના હિતેષીને માટે મરી મટવાની ભાવના એમનામા ઠાસી ઠાસીને ભરી છે. એટલે મહેતરો તરફથી કંઈ સહન કરવુ પડે તો તેના પ્રબંધ માટે પણ વિચારણા કરવાની હતી માઇકલ સાથે પણ લડવુ પડશે એવો ભય હતો પરંતુ મુખ્ય અને જરૂરી વાત તો એ હતી કે ઇન્કમ ટેક્સ-ઓફિસ પર કઈ રીતે અને ક્યારે આક્રમણ કરવુ? કુંવર બૈજનાથ સિંહ બૌરિયાની સાથે મારે આ બાબતમા વિચાર વિનિમય અને ચર્ચા થયા બધાનો મત હતો કે રાતમા જ ઇન્કમ ટેક્સ ઓફિસ બાળી નાખવી. હુ એક વાર રાતે ત્યાંની પરિસ્થિતિ નિહાળી આવ્યો હતો મેં સ્પષ્ટ કહી દીધુ કે જો રાતમા બાળવાનો પ્રયત્ન કરશુ તો બધા આદમીઓના માર્યા જવાનો પૂરો ભય છે નકશો સામે જ હતો કાલે ટેલીફોનના તાર કાપવાના છે, કોણે ક્યાથી આવવાનુ છે, કોણે ક્યા ક્યા હથિયાર રાખવાના છે, જરૂરત ઊભી થતા કોણ કોણ લાઠી ચલાવશે, કોણ બધા રૂમમાથી સામાન ઉપાડીને ખાસ કરીને રેકર્ડ ઉઠાવીને—એક રૂમમા ઢગલો કરશે અને કોણ પેટ્રોલ છાંટશે? બસ, વાત એક જ જગ્યાએ અટકી હતી કે હુમલો ક્યારે કરવો? બધાનો વિચાર રાત્રે જ હુમલો કરવાનો હતો ત્યારે દિવસે હુમલો કરવાના પક્ષમા ફક્ત હુ જ હતો મેં કહ્યુ

ઇન્કમ ટેક્સ ઓફિસને બાળવી છે એ ચોક્કસ છે. હવે તો એને બાળવાથી જ આપણી માન મર્યાદાની રક્ષા થઇ શકે તેમ છે જરૂર પડે તો કોઇ આદમીને બલિ પણ થઇ જવુ પડે પરંતુ જો બચવાની આશા હોય અને કામ સફળ થઇ જાય તો નાહક આપણા બગલા બાંધ્યા સાથીઓને જોખમમા નાખવાથી શો ફાયદો? ઇન્કમ ટેક્સ ઓફિસ સળગશે જરૂર, પણ રાતમા નહી દિવસમા અને એવા સમયે જ્યારે પોલીસ અને સૈનિક ટુકડીઓના હુમલાને જરા પણ શંકા ન હોય, આ કામમા હુ સર્વથી પહેલો રહીશ અને બાકીના લોકો મારી પાછળ પાછળ આવે"

આ સાભળીને મારા સાથીઓએ એક સ્વરે કહ્યુ—"જેવી આજ્ઞા કરશો એ પ્રમાણે જ કરીશુ પરંતુ અમારા જીવતા તમને પહેલા નહી મરવા દઇએ માટે આપની વ્યવસ્થા પ્રમાણે જ કામ થશે, એ બાબતમા હવે આપ નિશ્ચિત રહો

બસ, પછી શુ બાકી રહ્યુ? નક્કી થયુ કે બીજે જ દિવસે સાંજના ચાર અને પાંચની વચ્ચે ઇન્કમ ટેક્સ ઓફિસને ખતમ કરી નાખવામા આવે. બધુ પતાવતા સાત આઠ મિનિટથી વધુ વખત ન લાગવો જોઇએ નહિ તો ઝપાઝપી થઇ જશે સડક પરના થાભલા પર ચઢીને તાર કાપવાનુ કામ શ્રી રામશરણને સોંપવામા આવ્યુ હતુ મનોહરનાથને બીજા કામ ઉપરાંત જરૂર પડે મહેતરોના હુમલાનો મુકાબલો કરવાનો હતો ઓફિસની અડોઅડ આવેલી માઇકલ-સંસ્થા તરફથી રાઇફલનો હુમલો થાય તો તેનો પણ ખ્યાલ રાખવાનો હતો ઓફિસમા કામ કરનારાઓને લઇ જઇને એક જગ્યાએ રાખવાનુ કામ વિજયશરણને સોંપ્યુ હતુ, આવી જ રીતે બધા કામ વહેંચાઇ ગયા હતા જે લોકોએ ઓફિસને બાળવામા ભાગ લીધો એના નામ આ પ્રમાણે છે.



સર્વશ્રી વિજયશરણ ચૌધરી, રામશરણસિંહ, ગોપીનાથ શર્મા, મનોહરલાલ શર્મા, રમેશદત્ત પાલીવાલ, ભૂદેવ પાલીવાલ, રૂપરામ પાલીવાલ, અને વસંતલાલ છો. આ ભાઇઓ ઉપરાંત બીજી કોઇ પણ વ્યક્તિ ઇન્કમ-ટેક્સ-ઓફિસના મકાનની હદમાં નથી ઘુસી. દેખાવ કરવાવાળાઓ અને દૂધ-પીતા મજનુઓમાંથી કોઇના પગ લથડતા હતા તો કોઇના ચહેરા પર માખીઓ ઉડાડવા જેટલું યે જોર નહોતું રહ્યું. એ બધા મકાનના દરવાજા પાસેથી જ છ પાંચ ભણી ગયા. અને એમ કેમ ન થાય ?:

કાએસે ઇન બુતોંકો ભી નિસ્બત હૈ દૂરકી !

જેવા ઇન્કમ-ટેક્સ-ઓફિસની સીમામાં ઘુસ્યા તો ઓફિસ બંધ થવાની તૈયારી હતી એક રુષ્ટ પુષ્ટ મિયાંજી મકાનની બહાર મળ્યા. એમને અટકમાં લઇને પાછા આવવાનું કહ્યું તો એ જરા ઝૂમા થયા, પણ જેવી પિસ્તોલ દેખાડવામાં આવી કે ચુપચુપ ચાલવા લાગ્યા. વરન્ડામાં ખુરસી પર તેમને બેસાડયા. ઓફિસમાં હજુ કામ તો ચાલતું હતું. એ બીજા કારકુનોને પણ વરન્ડામાં જ બેસાડયા. સ્ટાફના માણસોને કહી દેવામાં આવ્યું કે અહીં કોઇ રૂપિયા માટે આવ્યું નથી કે કોઇને મારી નાખવાનું પણ પ્રયોજન નથી. અહીં જે કોઇનો અંગત સામાન હોય તે લઇ લેવાની છૂટ છે. જે વિરોધ કરશે એને જાનનું જોખમ છે. માટે કોઇને કંઇ કહેવાનું નથી. અંગ્રેજોએ દેશની ઇચ્છા વિરુદ્ધ આપણા દેશને યુદ્ધમાં સામેલ કરી દીધો છે એટલે યુદ્ધ-પ્રયત્નોને અમારે નિષ્ફળ બનાવવા છે. એક જાડા કારકુનને તો મકાન પર આક્રમણ થયું છે એમ ત્યારે જ ખબર પડી જ્યારે અમારું કામ શરૂ થઇ ગયું. ગભરાઇને તે દોડયો અને એક કાર્યકર્તા સાથે બહાર નીકળવા માટે ઝઘડવા લાગ્યો. મનોહરલાલ, વિજયશરણ, ગોપીનાથ, વસંતલાલ અને રમેશદત્ત પાલીવાલ, એ બધા સશસ્ત્ર હતા, દેખભાળ અને સંભવિત હુમલાના મુકાબલા માટે પણ તે લોકો તૈયાર હતા. બાકીના લોકો અંદર સામાન એકઠો કરતા હતા. એ યાદ રાખવું જોઇએ કે યુદ્ધને અંગે, આગ્રા ઇન્કમ-ટેક્સ ઓફિસમાં ફક્ત આગ્રાના જ નહિ પણ બીજા પૂર્વી જીલ્લાઓના ઇન્કમ-ટેક્સના કાગળો પણ લાવી રાખવામાં આવ્યા હતા. પેલા જાડા મહાશય જ્યારે ઝઘડવા લાગ્યા ત્યારે એમને એક ધક્કો મારવામાં આવ્યો. ગભરાઇને તે મેજ જોડે અથડાયા અને ચીસો પાડવા લાગ્યા; પણ તે ભાગી નીકળવામાં સફળ થયા.

આ દરમિયાન મેહતર લોકોએ લાઠીઓ લઇને આક્રમણની તૈયારી કરી. જેવા તેઓ લાઠીઓ લઇને આગળ વધ્યા કે તરત જ તેમને ખબરદાર કરી દેવામાં આવ્યા કે જો તેઓ કંઇ વિઘ્ન કરશે તો ગોળીઓના શિકાર થઇ જશે. તેમના તરફ રિવોલ્વરો તાકવામાં આવી, તેઓ પાછા પગલે જ, ફરીને ચાલ્યા ગયા.

બાઇકલ તરફથી કંઇ આક્રમણ ન થયું. જો થયું હોત તો એવો વિચાર હતો કે તેમના પર ગોળીબાર કરવા અને તેમના હથિયાર ઝૂંટવી લેવા: એમ કરવામાં એકાદને મરવું પડે તો પણ પરવા નહિ.

આ દરમિયાન ઇન્કમ-ટેક્સ ઓફિસના મકાનની બહાર સડક પર અને અન્ય મકાનો પર ભીડ લાગી ગઇ હતી. આ બાજુ બધા સામાન અથવા કાગળો અને કબાટો પર પેટ્રોલ છાંટીને આગ લગાડી દેવામાં આવી હતી. આ બધું કામ સાત-આઠ મિનિટમાં જ થયું હતું. બધા લોકો આગ લગાડીને પાછળની બાજુથી નીકળી ગયા અને છૂટા પડીને નાસીને પોત પોતાનાં સ્થાન તરફ ચાલ્યા ગયા. હવીવિટ પાર્કમાં બેસીને મેં જ્યારે બંબાને જતા જોયા ત્યારે સમજી ગયો કે પોલિસને ખબર પડી ગઇ. જે કારકુન ત્યાંથી ભાગી છૂટયો હતો તેણે અવાગઢ-કોઠીથી ફોન કરી દીધો હતો. જો કાર્યકર્તાઓ પાંચ મિનિટ વધુ રોકાયા હોત તો સશસ્ત્ર પોલિસ સાથે અથડામણ થઇ જાત. પણ ત્યાં તો કામ પતી ગયું હતું. મકાનમાં એવી ભયંકર આગ લાગી હતી કે કાગળનો જ નહીં પણ આગના પ્રકોપે દિવાલો પણ ફાટી ગઇ હતી. ધોળે દિવસે એક





મહત્ત્વપૂર્ણ સરકારી ઑફિસમા આગ લગાડવામાં આવે તે પોલીસ અને સેના માટે બહુ શરમની વાત હતી * અહીં એ લખવુ પણ જરૂરી છે કે ઇન્કમ-ટેક્સના સ્ટાફના કોઇ પણ માણસે, જેનમા જાણી જોઇને કોઇને ઓળખી કાઢ્યા નહોતા

સાદાબાદના વીજળીઘરને સળગાવવાની વાત પણ અહીં એટના માટે દેવી છે કે અમારા કાર્યક્રમમા, બહાદુરાબાદથી નીકળનાર હાઇડ્રો-ઇલેક્ટ્રિક સાથે સબધ રાખનાર એ કારખાનાઓને પણ નષ્ટ કરવાનો અમારો નિર્ણય થઇ ચૂક્યો હતો, જેમના તરફથી યુદ્ધ-સચાલનમા મદદ પહોચતી હતી ૧૯૪૨ ના સપ્ટેમ્બરમા મેરઠ અને બહાદુરાબાદના વીજળીઘરોનો નાશ કરવાનુ નક્કી હતુ, પણ પડેના સાદાબાદના વીજળીઘર સાથે પતાવી લવુ હતુ સાદાબાદથી ટૂડના, ફિરોજાબાદ, શિકોહાબાદ અને ઇટાવા સુધી વીજળી જાય છે અને એક લાઇન દયાળબાગ (આગ્રા) આવે છે અમારો એવો ખ્યાલ હતો કે સાદાબાદના વીજળીઘરનો નાશ કરવામાં યુદ્ધ પ્રયત્નોને સારુ નુકસાન પહોચશે પરતુ અમારી મુશ્કેલી એ હતી કે અમારી પાસે વીજળીનો કોઇ મિસ્ત્રી નહોતો વિજ્ઞાનના એમ એસ સી અને બોમ્બ બનાવનારા તો હતા પણ વીજળીનો કોઈ મિસ્ત્રી ન હતો

આ કાર્યનો લીડર શ્રી રામચરણ ગુપ્ત લાવ્યા લક્ષ્મીનારાયણ પાલીવાલની સાથે રામશરણજી મને મળવા આવ્યા એમની સાથે એક વ્યક્તિ હતી જેનો પરિચય એમણે આમ આપ્યો—" આમનુ નામ શિવચરણ લાલ છે અને ફિરોજાબાદના રહેવાસી છે વીજળીના મામનામા ઉસ્તાદ છે એમની પાસેથી આપ કામ લઇ શકો છો શિવચરણ લાલની મારી આ મુલાકાત વિષે રામચરણ ગુપ્ત અને લક્ષ્મીનારાયણ પાલીવાલે પોલીસને વાત ન કરી હોત તો રામચરણ ગુપ્ત અને શિવચરણ લાલની ધરપકડ ક્યારેય ન થાત ઑક્ટોબર '૪૨મા સાદાબાદ વીજળી ઘરને બાળવાનો કાર્યક્રમ નક્કી થયો

આગ્રાથી સર્વશ્રી વસન્તલાલ ઝા મનોહરલાલ શર્મા, વિજયશરણ ચૌધરી, ગોપીનાથ શર્મા અને ગુરુદયાલસિહ સાદાબાદ તરફ ચાલ્યા સાજે સાદાબાદ આગળ બે ફર્લાંગ જેટલે દૂર એક મદિર છે ત્યા રોકાયા સાધુએ ત્યા રોકાવાની ના પાડી પરતુ બાબાજીને પ્રસાદ રૂપે આઠઆની સિવાઇ આપવામા આવી અને કહેવામા આવ્યુ કે—" અમે લાલા દાઉજી (બલદેવ) જઇએ છીએ પાછા આવતા ઘરવાળાઓની ખરા રાહ જોવાની છે સવારમા જ ચાલ્યા જઇશુ " સાદાબાદની એક દુકાને ભોજન પણ કર્યું સાદાબાદનો એ જ દુકાનદાર જેનમા અમને ઓળખવા આવ્યો હતો અને સરકારી સાક્ષી ઓમા પણ તેનુ નામ હતુ મદિરથી વીજળીઘર લગભગ બે ફર્લાંગ દૂર હશે લગભગ બે વાગે બધા નીકળી ગયા દૂધ જેવી ચાદની પથરાઇ ગઈ હતી પ્રકૃતિની નિરવતા અને ચાદનીના સૌદર્યથી એવુ લાગતુ હતુ કે જાણે પરીઓના દેશમા અમે જઇ રહ્યા છીએ વીજળીઘ ના એક રૂમમા પાસેનો એક એહૂત બગરી ચમાર તમાકુ પીવા આવ્યો હતો વીજળીઘરના કર્મચારી એક ઠાકુર હતા પાસે જતા વેત બગરીને બગલમા લઇ લીધો અને ઠાકુરના રૂમમા ઘુસ્યા, તો ઠાકુર રજાઇ ઓઢીને સૂઇ રહ્યો હતો ટ્રાન્સફૉર્મર મશીનની ચાવી એની પાસે માગી તો એણે ઇનકાર કર્યો 'ભાગો અહીથી ચાવી આવા કઇ નહી મળે ' પિસ્તોલ એની સામે તાકી કે તરત જ ઠાકુરના હોશ ઊડી ગયા કહી દીધુ કે અમે કોંગ્રેસના કાર્યકર્તા છીએ ટ્રાન્સફૉર્મર બગાડી નાખવા આવ્યા છીએ કોઇને મારવા કે સતાવવા નહી ઠાકુરે ઊઠીને તાળુ ખોલ્યુ, એમ તો તાળુ તોડવા માટે વસન્તલાલ ઝા અને શિવચરણલાલ મહેનત કરતા હતા પણ હજુ તાળુ તૂટ્યુ ન હતુ ઠાકુરે ચાવીને તાળુ ખોલ્યુ અને દયાળબાગની ચાર બધ કરી દીધી, એટલામા શિવચરણ લાલે ટ્રાન્સફૉર્મરમા ભરેલ ક્રુડ ઑઇલને છોડી મૂક્યુ. તેલ જાણે રોતુ રોતુ વહેવા લાગ્યુ ત્યા બીજા રૂમમા જ રેકર્ડ કીપર સૂતો હતો, ઠાકુરે પૂરતી મદદ આપી રેકર્ડ કીપરે પોતાના



રૂમના તેમજ આંગણાના કમાડ બંધ રાખ્યા હતા. જગાડવા માટે મહેનત કરી તો એણે એવું મૌન જાળવ્યું કે જાણે જીવતો જ નથી ! જ્યારે ધમકી દીધી કે કમાડ તોડીને એને બહાર કાઢીને મારવામાં આવશે ત્યારે ઠાકુરે આશ્વાસન આપ્યું કે કોંગ્રેસના લોકો આવ્યા છે, સતાવશે નહીં. એમને તો ફક્ત વીજળીઘર જ બગાડી નાખવું છે. આ આશ્વાસન પછી તેણે દ્વાર ખોલ્યાં અને આજીજી કરતો બહાર આવ્યો. એને કહી દીધું કે ડરવાની કંઇ વાત નથી. એને પણ સાથે લીધો. કાગળો પણ ઉઠાવ્યા એટલામાં મશીનમાંથી તેલ નીકળી જવાથી એ પૂરતુ તપી ગયું હતું. એક ભયંકર ધડાકા અને વીજળીની આંખ નાખે એવી ચમક સાથે ટ્રાન્સફોર્મર નાશ પામ્યું. કામ પૂરું કરીને સાવચેતી પૂર્વક આગળ વધ્યા. કારણ બરાબર સામે સાદાબાદનું થાણું હતું. દયાળબાગનો રસ્તો પકડયો. રસ્તામાં દયાળબાગનો મિસ્ત્રી પણ મળ્યો જે વીજળી ચાલુ કરવા સાદાબાદ જતો હતો. આઠ દસ વાગે બધા દયાળબાગ થઇને આગ્રામાં આવી પહોંચ્યા.

તોડફોડ (sabotage) ના કામમાં જે હેરાનગતિ ભોગવવી પડી, આપણાં જ માણસો–કોંગ્રેસ કાર્યકર્તાઓ–પાસેથી વચન મળવા છતાં જે મદદ ન મળી, એની ફરિયાદ કરવી વ્યર્થ છે.

હવે તો સ્વતંત્ર ભારતની સમસ્યાઓ સને ૧૯૪૨ કરતાં પણ વિષમતર છે. ત્યારે તો બીજા સાથે લડાઇ હતી, હવે તો આપણા ઘરમાં જ નિંદનીય અને જઘન્ય કાન્ડ મચી રહ્યા છે. સને '૪૨ ના આંદોલનની નાવ કિનારે લાગી ગઇ પછી ફરિયાદ કોની ? ·

સફીના જબ કિ કિનારે પે આ લગા "ગાલિબ',
ખુદાસે ક્યા સિતમો જોર નાખુદા કહિયે.

૧. નાવમાં બેસીને નદીને પેલે પાર જવું હતું. માર્ગ ભયાનક હતો. નાખુદાએ હેરાન કર્યા અને દુઃખ દીધું પરંતુ નાવ તો કિનારે પહોંચાડી દીધી. એવી હાલતમાં ફરિયાદ કરવી ઠીક નથી. જે થયું તે થયું.

## જ્યોતિ ઝગ્યા

આજ મનમાં મહેરામણે માઝા મૂકી,
આજ જીવન જ્યોતની જ્વલંતના વધી;
આજ અંતરનાં ઓઢણાં ઊડી ગયા,
આજ શરીર સૌ યે સોઽહમ બન્યા.

અમે અખંડ આણુભરી અવની ઉખેળી,
અમે અટવાયા ભવરણની કેડી શોધી;
અમે અંતર અજવાળતી એ વીજળી જોઇ,
અમે આતમનાદે સહુ જીવન મોહ્યું.

એવા વિશ્વના પગથારે પાની મૂકી.
એવા સરગમનાં સૂરથી સંગીત છોડયું;
એવા દિલનાં દરિયાવની યે લૂંટો કીધી,
એવા અણનમને આંચ ન આવવા દીધી.

અહા ! જીવનને જોઈ જોઇ જીવન દીધું.
અહા ! અંતરને ઓળખીને અંતર દીધું;
અહા ! દેહનાં દમનમાં એ દામિની દીધી,
અહા ! જગમાં જીવનને જળવા મૂક્યું.

અરે પુષ્પોનાં ગુલમાંથી પાછા ફર્યા,
અરે કંટકની સોડ સોડ ભેટી વળ્યા;
અરે અગરુ–ચન્દનથી અટવાયા ત્યાં તો–
અમે જીવનની ઉષ્માએ જીવ્યા જરા.

આજે એકાદા અંશ એના ઊગી રહ્યા,
આજે ઉગેલા અંશનાં ફણગા ફૂટયાં.
આજે ફળનાં આસ્વાદે અમે ફૂલ્યા ફાલ્યા,
આજે અંધારા મધ્યમાં એ જ્યોતિ ઝગ્યા.

प्रवात

## ઝાંખરા

એકની અલક્ષ્યતામાં નેક યે ભૂલી જઇ
એ એક પાદળનાં બધાયે ભણશે ભાર્ગ જના.
ત્યાં જ્યાં થતા એ શુષ્કતામાં દરિન ગુણિયે સદા
ત્યાં ઝાંખરા યે સાથમાં દેખાવવા ના ચૂકતા !

–ગ૦





• મહત્ત્વપૂર્ણ સરકારી ઓફિસમાં આગ લગાડવામાં આવે તે પોલીસ અને સેના માટે બહુ શરમની • વાત હતી.* અહીં એ લખવું પણ જરૂરી છે કે ઇન્કમ-ટેક્સના સ્ટાફના કોઇ પણ માણસે, જેલમાં જાણી જોઇને કોઇને ઓળખી કાઢયા નહોતા.

સાદાબાદના વીજળીઘરને સળગાવવાની વાત પણ અહીં એટલા માટે દેવી છે કે અમારા કાર્યક્રમમાં, બહાદુરાબાદથી નીકળનાર હાઇડ્રો-ઇલેક્ટ્રિક સાથે સંબંધ રાખનાર એ કારખાનાઓને પણ નષ્ટ કરવાનો અમારો નિર્ણય થઇ ચૂક્યો હતો, જેમના તરફથી યુદ્ધ-સંચાલનમાં મદદ પહોંચતી હતી. ૧૯૪૨ ના સપ્ટેંબરમાં મેરઠ અને બહાદુરાબાદના વીજળીઘરોનો નાશ કરવાનું નક્કી હતું; પણ પહેલાં સાદાબાદના વીજળીઘર સાથે પતાવી લેવું હતું. સાદાબાદથી ટૂંડલા, ફિરોઝાબાદ, શિકોહાબાદ અને ઇટાવા સુધી વીજળી જાય છે અને એક લાઇન દયાળબાગ (આગ્રા) આવે છે. અમારો એવો ખ્યાલ હતો કે સાદાબાદના વીજળીઘરનો નાશ કરવાથી યુદ્ધ-પ્રયત્નોને સારું નુકસાન પહોંચશે. પરંતુ અમારી મુશ્કેલી એ હતી કે અમારી પાસે વીજળીનો કોઇ મિસ્ત્રી નહોતો. વિજ્ઞાનના એમ. એસ. સી અને બોંબ બનાવનારા તો હતા પણ વીજળીનો કોઈ મિસ્ત્રી ન હતો.

આ કાયદાનો ઉકેલ શ્રી રામચરણ ગુપ્ત લાવ્યા. લક્ષ્મીનારાયણ પાલીવાલની સાથે રામચરણજી મને મળવા આવ્યા. એમની સાથે એક વ્યક્તિ હતી જેનો પરિચય એમણે આમ આપ્યો—"આમનું નામ શિવચરણ લાલ છે અને ફિરોઝાબાદના રહેવાસી છે. વીજળીના મામલામાં બહુ ઉસ્તાદ છે. એમની પાસેથી આપ કામ લઇ શકો છો.' શિવચરણ લાલની મારી આ મુલાકાત વિષે રામચરણ ગુપ્ત અને લક્ષ્મીનારાયણ પાલીવાલે પોલીસને વાત ન કરી હોત તો રામચરણ ગુપ્ત અને શિવચરણ લાલની ધરપકડ ક્યારેય ન થાત. ઓક્ટોબર '૪૨માં સાદાબાદ-વીજળીઘરને બાળવાનો કાર્યક્રમ નક્કી થયો.

આગ્રાથી સર્વશ્રી વસન્તલાલ ઝા, મનોહરલાલ શર્મા, વિજયશરણ ચૌધરી, ગોપીનાથ શર્મા અને ગુરદયાલસિંહ સાદાબાદ તરફ ચાલ્યા. સાંજે સાદાબાદ આગળ બે ફર્લાંગ જેટલે દૂર એક મંદિર છે. ત્યાં રોકાયા. સાધુએ ત્યાં રોકાવાની ના પાડી. પરંતુ બાબાજીને પ્રસાદ રૂપે આગ્રાની મિઠાઇ આપવામાં આવી અને કહેવામાં આવ્યું કે—" અમે લોકો દાઊજી (બલદેવ) જઇએ છીએ. પાછા આવતાં ઘરવાળાઓનો અહીં રાહ જોવાની છે. સવારમાં જ ચાલ્યા જઇશું " સાદાબાદની એક દુકાને ભોજન પણ કર્યું. સાદાબાદનો એ જ દુકાનદાર જેલમાં અમને ઓળખવા આવ્યો હતો અને સરકારી સાક્ષીઓમાં પણ તેનું નામ હતું. મંદિરથી વીજળીઘર લગભગ બે ફર્લાંગ દૂર હશે લગભગ બે વાગે બધા નીકળી ગયા. દૂધ જેવી ચાંદની પથરાઇ ગઈ હતી. પ્રકૃતિની નિરવતા અને ચાંદનીના સૌંદર્યથી એવું લાગતું હતું કે જાણે પરીઓના દેશમાં અમે જઇ રહ્યા છીએ. વીજળીઘરના એક રૂમમાં પાસેનો એક ખેડૂત ભગરી ચમાર તમાકુ પીવા આવ્યો હતો. વીજળીઘરના કર્મચારી એક ઠાકુરના પાસે જતાં વેંત ભગરીને અટકમાં લઇ લીધો અને ઠાકુરના રૂમમાં ઘુસ્યા, તો ઠાકુર રજાઇ ઓઢીને સૂઇ રહ્યો હતો. ટ્રાન્સફોર્મર મશીનની ચાવી એની પાસે માગી તો એણે પડકાર કર્યો. 'ભાગો અહીંથી ચાવી બાવી કંઇ નહીં મળે." પિસ્તોલ એની સામે તાકી કે તરત જ ઠાકુરના હોશ ઊડી ગયા. કહી દીધું કે અમે *કોંગ્રેસના કાર્યકર્તા છીએ. ટ્રાન્સફોર્મર બગાડી નાખવા* આવ્યા છીએ. કોઇને મારવા કે સતાવવા નહીં. ઠાકુરે ઊઠીને તાળું ખોલ્યુ, એમ તો તાળું તોડવા માટે વસન્તલાલ ઝા અને શિવચરણ લાલ મહેનત કરતાં હતાં પણ હજુ તાળું તૂટયું ન હતું. ઠાકુરે આવીને તાળું ખોલ્યું અને દયાળબાગની ચાંપ બંધ કરી દીધી, એટલામાં શિવચરણ લાલે ટ્રાન્સફોર્મરમાં ભરેલ ક્રુડ ઓઈલને છોડી મૂક્યું. તેલ જાણે રોતું રોતું વહેવા લાગ્યું ત્યાં બીજા રૂમમાં જ રેકર્ડ-કીપર સૂતો હતો, ઠાકુરે પૂરતી મદદ આપી. રેકર્ડ-કીપરે પોતાના




રૂમના તેમજ આંગણાના કમાડ બંધ રાખ્યા હતા. જગાડવા માટે મહેનત કરી તો એણે એવું મૌન જાળવ્યું કે જાણે જીવતો જ નથી ! જ્યારે ધમકી દીધી કે કમાડ તોડીને એને બહાર કાઢીને મારવામાં આવશે ત્યારે ઠાકુરે આશ્વાસન આપ્યું કે કોંગ્રેસના લોકો આવ્યા છે, સતાવશે નહીં. એમને તો ફક્ત વીજળીઘર જ બગાડી નાખવું છે. આ આશ્વાસન પછી તેણે દ્વાર ખોલ્યાં અને આજીજી કરતો બહાર આવ્યો. એને કહી દીધું કે ડરવાની કંઇ વાત નથી. એને પણ સાથે લીધો. કાગળો પણ ઉઠાવ્યા એટલામાં મશીનમાંથી તેલ નીકળી જવાથી એ પૂરતુ તપી ગયું હતું. એક ભયંકર ધડાકા અને વીજળીની આંચ નામે એવી ચમક સાથે ટ્રાન્સફોર્મર નાશ પામ્યું. કામ પૂરું કરીને સાવચેતી પૂર્વક આગળ વધ્યા. કારણ બરાબર સામે સાદાબાદનું થાણું હતું. દયાળબાગનો રસ્તો પકડ્યો. રસ્તામાં દયાળબાગનો મિસ્ત્રી પણ મળ્યો જે વીજળી ચાલુ કરવા સાદાબાદ જતો હતો. આઠ દસ વાગે બધા દયાળબાગ થઇને આગ્રામાં આવી પહોંચ્યા.

તોડફોડ (sabotage) ના કામમાં જે હેરાનગતિ ભોગવવી પડી, આપણાં જ માણસો–કોંગ્રેસ કાર્યકર્તાઓ–પાસેથી વચન મળવા છતાં જે મદદ ન મળી, એની ફરિયાદ કરવી વ્યર્થ છે.

હવે તો સ્વતંત્ર ભારતની સમસ્યાઓ સને ૧૯૪૨ કરતાં પણ વિષમતર છે. ત્યારે તો બીજા સાથે લડાઇ હતી, હવે તો આપણા ઘરમાં જ નિંદનીય અને જઘન્ય કાન્ડ મચી રહ્યા છે. સને '૪૨ ના આંદોલનની નાવ કિનારે લાગી ગઇ પછી ફરિયાદ કોની ?

સફીના જબ કિ કિનારે પૈ આ લગા "ગાલિબ",
ખુદાસે ક્યા સિતમો જોર નાખુદા કહિયે.

૧. નાવમાં બેસીને નદીને પેલે પાર જવું હતું. માર્ગ ભયાનક હતો. નાખુદાએ હેરાન કર્યા અને દુઃખ દીધું પરંતુ નાવ તો કિનારે પહોંચાડી દીધી. એવી હાલતમાં ફરિયાદ કરવી ઠીક નથી. જે થયું તે થયું.

## જ્યોતિ ઝગ્યા

આજ મનમાં મહેરામણે માઝા મૂકી,
આજ જીવન જ્યોતની જ્વલંતતા વધી;
આજ અંતરનાં ઓઢણાં ઊડી ગયા,
આજ શરીર સૌ યે સોઙ્કમ બન્યા.

અમે અખંડ આણભરી અવની ઉખેળી,
અમે અટવાયા ભવરણની કેડી શોધી;
અમે અંતર અજવાળતી એ વીજળી જોઇ,
અમે આતમનાદે સહુ જીવન મોહ્યું.

એવા વિશ્વના પગથારે પાની મૂકી.
એવા સરગમનાં સૂરથી સંગીત છેડ્યું;
એવા દિલનાં દરિયાવની યે લૂંટો કીધી,
એવા અણનમને આંચ ન આવવા દીધી.

અહા ! જીવનને જોઈ જોઈ જીવન દીધું.
અહા ! અંતરને ઓળખીને અંતર દીધું;
અહા ! દેહનાં દમનમાં એ દામિની દીધી,
અહા ! જગમાં જીવનને જાળવા સૂક્યું.

અરે પુષ્પોનાં ગુલમાંથી પાછા ફર્યા,
અરે કંટકની સોડ સોડ ભેદી વળ્યા;
અરે અગરુ–ચન્દનથી અટવાયા ત્યાં તો—
અમે જીવનની ઉષ્માએ જીવ્યા જરા.

આજે એકાદા અંશ એના ઊગી રહ્યા,
આજે ઉગેલા અંશનાં ફણગા ફૂટ્યાં.
આજે ફળનાં આસ્વાદે અમે ફૂલ્યા ફાલ્યા,
આજે અંધારા મધ્યમાં એ જ્યોતિ ઝગ્યા.

પ્રવાત

## ઝાંખરા

એકની અલક્ષ્યતામાં નેક યે જૂઠી બની
એ એક પાછળનાં બધાંયે અલગો ભાગી જતા.
જ્યાં જ્યાં થતા એ શુષ્કતામાં હરિત ત[illegible] થતા
ત્યાં ઝાંખરા યે સાથમાં દેખાવવા ના ચૂકતા !



ન તો એણે કંઇ વધુ ખુલાસો કર્યો. એ ખેતર દૂર એ નીકળી ગયો હશે અને મને શંકા આવી ? આગળ બારવટિયા હોય અને તે માટે તો એણે મને ચેતવ્યો નહિ હોય ! હું ઊભો રહી ગયો. પાછળ છોકરો કેટલે ગયો તે જોવા નજર કરી. પણ એ તો દેખાતો બંધ થયો હતો. ચાર દિવસ ઉપર જ આ રસ્તે એ જણને લૂંટ્યા હતા એમ હું નીકળ્યો ત્યારે મારા યજમાને સૂચના આપી હતી. શું કરવું એમ ઘડીભર મૂંઝવણ થઇ. પણ તરત મેં આગળ ડગ ભર્યું. ઘણા વખતથી ઉમેદ હતી કે મને બારવટિયા મળી જાય તો હું પ્રતિકાર કર્યા વગર ન રહું, તે આજે સામે ચાલીને આવતી હતી ત્યારે હું એ તક ન ઝડપી લેઉં તો પછી મારી એ ઉમેદ વાંઝણી જ ગણાય.

જાણે મને બારવટિયાને ભેટવાની તાલાવેલી લાગી હોય તેમ હું બમણા વેગથી ચાલવા–દોડવા–લાગ્યો. મન એની ગતિએ કલ્પનાના પતંગ ચગાવવા લાગ્યું. કેટલા માણસ હશે ? શું શું હથિયાર હશે ? મારી પાસે લૂંટવા જેવી કોઇ મૂડી ન હતી. ખિસ્સામાં બે પાંચ રૂપિયા હતા. હાથે ઘડિયાળ હતું અને એમને કંઇ ઉપયોગી નહિ પણ લેઇ જાય તો વીસેક રૂપિયાની મને ઊંડે તે–રાા નંબરનાં આંખે ચશ્મા હતાં. લૂંટાવાનો ભય ન હતો, પરંતુ લૂંટાવું એમાં નાનમ હતી પ્રતિકાર કરવા પૂરતી તૈયારી હતી, પણ એ પ્રતિકાર ન લૂંટાવામાં સફળ થવાની આશા ન હતી. ડાહ્યા થઇને પ્રતિકાર કર્યા વગર લૂંટાવું એમાં વાણિયાશાહી વ્યવહારિકતા હતા, પણ અન્યાય સામે ઝૂઝવાનું ખમીર ન કહેવાય.

થોડું ચાલ્યો પણ રસ્તામાં કોઇ સામુ પણ ન મળ્યું. વિચાર કરવાનું માંડી વાળવું હોય તેમ છેવટ મન બબડયું—ચાલ હવે, પડશે એવા દેવાશે !

દૂર ગાડાં ઊભેલાં જોયાં. ગાડાં લેઇને ધોળે દહાડે બારવટિયા રસ્તો રોકી ઊભા રહે એ વાતમાં માલ ન લાગ્યો. છતાં શંકા હતી કે કદાચ ભાઇ, મરશિયા બનેલા એ લોકોનું શું કહેવાય ? કોણ છે પ્રતિકાર કરે માઇનો પૂત એવી ખુમારી રાખીને ઊભાં પણ હોય !

હવે ધીમા પડવાનો વખત ન હતો. દૂરથી એ લોકો પગલાં વરતી જાય તો એમને બમણું જોર મળે. હું નજીક ને નજીક જતો ગયો. એ ઊભેલા માણસો ભીલ જેવા દેખાયા. ગાડાંનો ઘાટ પણ એ બાજુનો (પંચમહાલ) લાગ્યો. ગાડાં કોઇ માલથી ભરેલાં લાગ્યાં. થયું, આ લોકો તો લૂંટાયા નથી શું ? પગમાં વિશેષ જોર આવ્યું.

ગાડાં પાસે આવી પહોંચ્યો. એક માણસને પગમાં વાગ્યું હોવાથી વડ નીચે નાખ્યો હતો. બળદનો પગ ઘાયલ થયો હતો. ટટવે એ થોડે દૂર તાપમાં તરફડતો હતો. પાંચ ગાડાં સાથે હતાં. પંચમહાલમાંથી બીડી બનાવવાનાં ટીમરુનાં પાન ગાડાઓમાં ભરેલાં હતાં. બધા ગાડીત ભીલ હતા.

મેં પૂછયું' શું થયું છે ?'

એકે કહ્યું .' મોટર ગઇ તેણે ગાડા–બળદ સાથે અથડાવ્યું.'

મેં અકસ્માતની સ્થિતિ જોઈ લેતાં કહ્યું : 'એ મોટર એણે ઊભી ના રાખી ?'

' ના, ઝડપથી શિસોટો ચલાવી ગયો.'

માણસને જાણે ગાડામાં દવાખાને લેઇ જવાશે, પણ પગમાં ઘાયલ થયેલા બળદનું શું કરવું, એ કરુણતા વિચારતાં મને મોટર ડ્રાઇવર ઉપર ખીજ ચડી. મેં પૂછયું: 'તમે એ મોટરનો નંબર જોઇ લીધો છે ?'

મોટા ભાગનાંએ માથુ ધુણાવી કહ્યું: ભણ્યા વગર શું જોઇએ ?'

એકે કહ્યું ' હું ગુજરાતી ભણ્યો છું. મેં પાછળ નંબર જોયો તો, પણ ઘડિયાળના આંકડા હતા એટલે શી રીતે ઊકલે ?'

નિરક્ષરતા અને અકારણ અંગ્રેજીએ માતૃભાષાનું બધાથી પાડેલું સ્થાન અંગે મન ખાટું થઇ ગયું.

એ મોટરવાળાને શી રીતે પકડવો તેનો વિચાર કરતાં મેં પૂછયું: 'તે પછી અહીંથી કોઇ મોટર ગઇ ?'

' હા બે ગઇ.'





એ વાત આગળ ન ચલાવતા કાપી નાખી કિશોર બોલ્યો 'એટલે મનમા ગડભાજ થતી હતી કે હવે ગાયને આ વખતેય ગમે તેવા સા. પાસ લેઇ જવી પડશી ખેતીવાડીમા આટો મારી એક વખત તપાસ કરી આવુ ? એ વિચારમા ઊંઘી ગયો અ ા સવારે ઊઠ્યો ત્યારે ગાય ગૂમ

મ વાતનો સાર કાઢી લીધા હતો એટલે કિશોરને કહ્યુ ગાય ચારીએ ન પણ ગઇ હોય

મને વચ્ચે જ બોલતા અટકાવી એણે પૂછ્યુ 'એટલે ?

મે કહ્યુ ગાય એની મેળે તો તેને પણ નાસી ગઇ હોય '

કિશોર 'હો, પણ અમ પ્રીતથી એ મે પાગ વખત છૂટી ગયની પણ દરેક વખત ખેતરમા ને ખેતરમા ચરતી હોય એટલે અમે હાકી લાવતા એ લોકો સીમમા ગરમ ઘર બાધીને રહેતા હતા

મ કહ્યુ દર વખત અને આ વખતમા ફર છ આ વખતે એ વેતરે આવેની હતી મરુ અનુમાન છે ત્યા સુધી એણુ છટકપાટુ ન દાના દવા માટે શરૂ કયુ ત્યારથી એ ામા વેતરે આવ વાની વૃત્તિ જાગી હશે છેવટ પગ બાધના પ ા ત્યાર એ વૃત્તિ બેકાબૂ બની હશે એટલે એ ખીલો તાડીને નાસી છૂટી હશ

કિશોરને ખાત્રી ન થઇ હોય તેમ એણે પૂછ્યુ શા ઉપરથી તમે એ અનુમાન કરો છો ?

આવુ બનેલુ મે જોયુ છે મારા મિત્ર ડાહ્યાભાઇની ભેસ આ જ પ્રમાણે વેતરે આવેલી તે ખીલો તાડીને નાસી ગઇ હતી તે હાથ ન આવી તે ન જ આવી !

કિશોર કઇ ન બોલ્યો એટલે મે કહ્યુ 'એ વૃત્તિના આવેગમા નાઠેલુ પ્રાણી કેટલુ દોડે એ શુ કહેવાય ! અને એમ ન ધણિયાતુ જોઇ કોઇ બાધી દે એટલે એની ભાળ મળવી મુશ્કેલ બને '

જો પગન એને મા'તુ એમા કઇ ચોક્કસાઈ જેવુ આજ ત્રણ દિવસથી ન હતુ એમન એને મારી ગણતરીમા ન ર ના ુ એણે પૂછ્યુ હવે ત્યારે ?

મને ગાયુ જાણે મ્યાથી ટીખળ કરવાનુ મન થઇ આવ્યુ કહ્યુ બીજુ શુ ' માણસ થતા શીખો ગઇ કાલ સુધી બાળકોને આ તેણે ગમે તટનુ મારતા ગીધનાકે અપમાન કરતા જતા એ ચાલતુ આજે બાળકોને કઇ કહેવાતુ નથી અને કહીએ તો નાસી જાય છે આપણે ઢિંઢેરો ઢ છપાવી પાછા કરવાનુ આમ ન ા આપવુ પડે છે— ભાઇ અરવિ ઢ તુ જ્યા હો ત્યાથી પાછો આવ તો કોઇ કશુ નહિ કહે તારા બા ખાતા પીતા નથી ! વગેરે

એમ હવે આવતા ાને પ્રજાસત્તામા પશુ રાજ્ય સ્થપાય તો એ પશુઓ પણ આકરું સહન નહિ કરે અને કોઇ કરવા જશે તો એ નાસી જશે પછી આપણે એને બોલાવવા ન વે સુજ ાની જાહેર ખબર આપવી પડશે

**ભાઇ મ છા**

તુ જ્યા હો ત્યાથી પાછી આવ તને મારીશુ નહિ તારે ન દો વા જેવુ હોય તો ન દાના દેઇશ તુ છટકપાટ કરશે કે તરત હવે અમે સમજ જઇશુ કે તુ વેતરે આવી છે સારા કે ગોઠ સાઢની ભાળ ડ તે ન ત ન કરત તારી વૃત્તિ કાબૂ બહાર જાય તો પહેલા તને સા પાસ લેઇ જઇશુ મ રે તુ આગલી વખતની અમારી ભૂલ માફ કરી પાછી આવ તારી વાછડી ઘાસ પાણી લીધા વગર ભાંભરા કરે છે તુ કહીશ તેનુ તને ઘાસ નીરશુ પાણી કહીશ તેટલા વ ત પાઇશુ છેવટ તુ કહીશ તો તને સમૂળગો ન દાના બધુ દૂધ વાછરડીને ધવડાવી દઇશુ પણ એટા મ છા ! તુ પાછી આવ !

અને આવી જા ખ ની અસર થશે જ એવી બાહેંધરી કોણ આપી શકશે ?

સમય રાતના નવ વાગ્યાનો. ગામ વચ્ચે ચોક છે. ત્યાં એક બાજુ પેટ્રોમેક્સની બત્તી ચોમેર પ્રકાશ પાથરે છે. લોકો સભાકાજમાં ત્યાં બેઠા છે. છોકરાં કૌતુકથી આગળની લાઇનમાં બેઠેલાં છે. ને કલબલ કરે છે. ત્યાં ગામના આગેવાન ધરમદાસ દયારામભાઇને લઇને આવે છે ને ને જોઇ લોકો ય વાત કરતા બંધ થઇ જાય છે. તે બંને જણા તૈયાર રાખેલી બેઠક પર જમાવે છે. ]

ધરમદાસ: ( બાજુમાં બેઠેલાને ) કેમ હવે શરૂ કરશું ને ? લોકો તો આવી ગયા છે.

ગોવિંદ : હા...હા શરૂ જ કરો. લોકો તો ક્યારના ય રાહ જુએ છે.

ધરમદાસ : (દયારામભાઇ તરફ ફરીને) શરૂ કરીશું ને

(મૂગી સંમતિ મળતાં ઊભા થાય છે.)

ભાઇઓ ! આજે આપણે શા માટે એકઠા થયા છીએ એ તો તમે સૌ જાણો જ છો. આજે પંદરમી ઑગસ્ટ છે. આપણો દેશ આઝાદ થયે આજે એક વર્ષ થયું. એની ઉજવણી કરવા આપણે મળ્યા છીએ. આજના દિવસનું મહત્ત્વ આપણને દયારામભાઈ સમજાવશે. આપણા તાલુકામાં એવો કોણ હશે કે તેમને નહિ ઓળખતો હોય ! નામ પ્રમાણે તેઓ દયાના અવતાર જેવા છે. ગરીબો માટે અને ખેડૂતો માટે તેમણે કામ કરવામાં દિવસ અને રાત એક કર્યાં છે.

(આ વખતે સભામાં કંઇક ગરબડ થાય છે. ગોવિંદ ત્યાં પહોંચી જઇ શાંત કરે છે. ધરમદાસ થોડીવાર અટકીને બોલે છે.)

દયારામભાઇ આપણી બાજુથી ચૂંટાઇને લોકલ-બોર્ડમાં ગયા છે અને આપણા માટે લડે છે. તેઓ ખૂબ કામમાં હતા તોય આપણા આગ્રહને વશ થઇને આજે પધાર્યા છે એ બદલ આપણે તેમના આભારી છીએ. હું દયારામભાઇને બે બોલ બોલવાની વિનંતિ કરું છું.

( ગોવિંદ તાલી પાડે છે એ જોઇ છોકરાં ય તાલીઓ પાડે છે અને દયારામભાઈ તાલીઓના ગડગડાટ વચ્ચે ઊભા થાય છે.)

દયારામ: ભાઇઓ અને બહેનો (આમ તેમ જોઇ) અરે ભૂલ્યો ! બહેનો તો હજુ ગુલામીમાં જ સબડે છે. દેશ આઝાદ થયો પણ બૈરાંઓ તો હજુ એજ દશામાં છે. આજે પંદરમી ઑગસ્ટનો દિવસ છે. ધરમદાસે કહ્યું તેમ મારે આજે શહેરમાં એક બે સભાઓમાં બોલવાનું હતું. એક જગ્યાએ ધ્વજવંદન કરાવવાનું હતું. પણ શું કરું ? તમારો આગ્રહ હું કેવી રીતે નકારી શકું ? તમારી સેવા કરતાં કરતાં હવે તો ધોળાં આવ્યાં છે. પ્રભુને પણ એજ પ્રાર્થના છે કે ગામ લોકોની સેવા કરતાં કરતાં જ છેલ્લો શ્વાસ મૂકું. તમારી વચ્ચે આવવાનું મન તો ક્યારનું ય થતું હતું, પણ કામના ભારણમાં અવાતું જ ન હતું. આઝાદી આવ્યા પછી ઊલટું મારા જેવાનું કામ તો વધી ગયું છે. રોજ કેટલીય ફરિયાદો આવે છે. કેટલાય મળવા આવે છે. આઝાદીનું એક વર્ષ કેમ પસાર થઇ ગયું તેની ય મને તો ખબર પડી નથી.

એક વર્ષમાં તો કેટલું કેટલું બની ગયું. આપણા સરદાર સાહેબે તો જાદુ કરી બતાવ્યો છે. બધાં દેશી રાજ્યોને હિંદીસંઘમાં જોડી દીધાં છે જે. કામ અંગ્રેજો પણ ન કરી શક્યા તે કામ સરદાર-શ્રીએ કરી બતાવ્યું છે.

પુરુષ.૧:- (વચ્ચેથી બોલી ઊઠે છે.) સરદારે તો ઘણું કર્યું છે, પણ તમે શું કર્યું એની વાત કરો ને ?

દયારામભાઇ: (હસીને) હું એ વાત પર જ આવતો હતો. આપણા જુવાનિયા હવે અધીરિયા બની ગયા છે. મારી પૂરી વાત તો સાંભળો. હું દિલ ખોલીને વાત કરવા આવ્યો છું તો કંઇ એમને એમ ઓછો ચાલ્યો જઇશ. (ધરમદાસ તરફ જુએ છે. ધરમદાસ તમે તમારે બોલે જાઓ એવી મૂગી સંમતિ આપે છે.) પહેલાં એમ લાગતું હતું કે આઝાદી આવ્યા પછી જુવાનિયા આગળ આવશે





અને બધું કામ ઉપાડી લેશે. પણ કોઈને કામ કરવું નથી. મારી તબિયત સારી રહેતી નથી. છતાં ય હું થાય તે સેવા કરી છૂટું છું. ગુરુ પાસે સેવાની કંઠી બંધાવી છે એટલે સેવા કરે જ છૂટકો. ગુરુ તો ચાલ્યા ગયા. પણ એમની ખોટ તો દુનિયાભરને લાગશે. આજે આઝાદીનો ઉત્સવદિન છે. છતાં આનંદ નથી તેનું કારણ એમની ગેરહાજરી છે. બાપુ આપણી વચ્ચે નથી. તેમણે બૂમો મારી મારીને કહેલું કે ગામડાનું કામ કરો. અને હું ત્યારથી તમારા લોકોની સેવામાં મંડી પડયો છું.

પુરુષ. ૧: (વચ્ચેથી) પણ અમારી કયી સેવા કરી એ તો કહો.

દયારામભાઈ: મને કહેવા તો દો. આઝાદી આવી તો ય તમે શિસ્ત ન શીખ્યા! ગાંધીજીએ શાંતિમંત્ર આપ્યો તો ય શાંત રહેતાં ન આવડયું? આ રીતે તમે આઝાદી ટકાવવા માગો છો? એક તો કામ કરવું નહિ ને જે કામ કરતા હોય તેમની આડે આવવું.

લોકો: તમે તમારે બોલે જાઓ...

ધરમદાસ. ભાઈઓ શાંત રહો. દયારામભાઈ જેવા આગેવાનની વાણી સાંભળવી એને ય હું તો પુણ્ય સમજું છું. એમની વાત શાંતિથી સાંભળો...

દયારામભાઈ. તમે લોકોએ ના...ના...કહેતો હતો તો ય મને લોકલબોર્ડમાં મોકલી આપ્યો. લોકલ બોર્ડમાં હોઉં કે ન હોઉં તો ય તમારું કામ તો હું કરતો આવ્યો છું તેમ કર્યે જ જવાનો. તમારી ફરિયાદો મારા ધ્યાન બહાર નથી. ધરમદાસ જેવા તમને બાહોશ આગેવાન મળ્યા છે. એ ધારે તે કામ પાર પાડે તેવા છે. એ રીતે તો તમે ભાગ્યશાળી છો.

પુરુષ ૨: (ઊભો થઈ જાય છે.) લોકલબોર્ડમાં જવા માટે તમે ના પાડી જ નથી અમે ના..ના પાડતા હતા તો ય ધરમદાસ તમને પકડી લાવ્યા હતા.

પુરુષ ૧: લોકલબોર્ડમાં ચૂંટાયા પછી કદી આ પહેલાં આ ગામમાં પગ મૂકયો છે? અમારી કયી ફરિયાદ તમે સાંભળી?

ધરમદાસ: (ઉશ્કેરાઈને ઊભા થાય છે) તમારે ધાંધલ કરવું છે કે ભાષણ સાંભળવું છે?

પુરુષ ૧: અમારે તો આનો ખુલાસો કરવો છે.

ધરમદાસ: ખુલાસો કરવો હોય તો આવજો ઘેરે. ત્યાં રૂબરૂમાં વાત કરીશું.

પુરુષ ૨: શા માટે તમારા ઘેર આવીએ? આ કંઈ અમારા એકલાની વાત નથી. લોકો આગળ ખુલાસો કરો. લોકોના પ્રતિનિધિ છો તો પછી લોકોથી કેમ દૂર ભાગો છો?

દયારામભાઈ (કૃત્રિમ રીતે હસીને) તમે બેસી જાઓ. હું બધા જ ખુલાસા કરીશ સેવકને વળી લોકો આગળ શું સંતાડવાનું હોય. પણ પહેલાં મારી વાત તો સાંભળો.

લોકો: તમે તમારે બોલો...

દયારામભાઈ. હું તમને એ વાત કહેવા માગતો હતો કે આઝાદી તો આવી છે પણ તેને પચાવવી મુશ્કેલ છે. આપણામાં સેવાભાવ નથી. ગાંધીજી કહી ગયા છે તેમ રચનાત્મક કામ કરતા નથી. આપણે સત્ય અને અહિંસા ભૂલી ગયા છીએ. કામ કરવાના બદલે આપણે મોટી મોટી વાતો કરીએ છીએ. આજ સુધી અમારા જેવાએ તો કામ કરી બતાવ્યું. સ્વરાજ્ય પણ આવ્યું પણ...

વૃદ્ધ ડોસો: (ઊભો થઈને.) દયારામભાઈ! મારે જરા એક વાત પૂછવી છે. તમે બધા તો કહો છો કે સવરાજ આવ્યું પણ એ કયાં છે! કેમ એ દેખાતું નથી? ધરમદાસ પણ કીધા કરે છે કે હવે તો સવરાજ આવી ગયું છે. પણ હું પૂછું કે મને તો કોઈ સવરાજ દેખાડો.

અવાજ. ધરમદાસના ઘેર આવ્યું છે. (લોકો હસે છે ને ગરબડ થાય છે. ગોવિંદ લોકોને શાંત રહેવાનું કહે છે.)

દયારામ: ડોસા તમે બેસી જાઓ. અત્યારે તો તમને એ બધું કેવી રીતે સમજાવું કે સ્વરાજ્ય આવ્યું છે કે નહિ? ધરમદાસના ઘેર આવજો નિરાંતે વાતો કરીશું.



પુરુષ-૧:શા માટે ધરમદાસના ઘેર બોલાવો છો. લોકોની મૂંઝવણનો ખુલાસો લોગ સામે જ કરો.

ધરમદાસ: દયારામભાઇ કંઇ તમારી ગાંઠી ઘેલી વાતો સાંભળવા આવ્યા નથી. એ તો કોંગ્રેસનો સંદેશો આપવા આવ્યા છે. આઝાદી આવી તો ય તમે આવા ને આવા રહ્યા. આવા સેવકની વાણી ય શાંતિથી સાંભળતા નથી!

દયારામભાઇ: એમાં એમનો દોષ નથી. આ બધાનું મૂળ અજ્ઞાનતા છે. હવે આપણું પહેલું કામ જ અજ્ઞાનતા દૂર કરવાનું છે. આજ સુધી તો દેશમાં શાંતિ સ્થાપવામાં જ બધી શક્તિ ખર્ચાઇ ગઇ છે. જો આપણે દેશને સમૃદ્ધ નહિ કરીએ તો ખલાસ થઇ જઇશું. દેશને અનાજ જોઇએ છે. તમારે વધુમાં વધુ અનાજ ઉગાડવું જોઇએ. જો તમે ખંતથી કામ નહિ કરો તો દેશ ભૂખે મરી જશે.

અવાજ: ખેતી કરવા છતાં ભૂખે મરીએ છીએ એનું શું?

દયારામભાઇ: તમે એમ વચ્ચે બોલશો નહિ. તમારે કંઇ પૂછવું હોય તો પછીથી મને પૂછજો. તમારી વાત સાંભળવા હું બંધાયેલો છું. સેવકનું તો એ કામ છે. જરા ધીરજ રાખો. હા હું શું કહેતો હતો! વધુ અનાજ ઉગાડો. બબ્બે પાક લેવાય તો લ્યો. પડતર જમીન પણ ખેડો?

પુરુષ-૩: પણ ખેડવા માટે કોશ જોઇએ છે. તમે અપાવશો?

દયારામ: લોખંડની મુશ્કેલી તો છે. એના પર તો કંટ્રોલ છે. હું ક્યાંથી અપાવી શકું?

પુરુષ-૧: લોખંડ પર કંટ્રોલ છે તો ધરમદાસ ક્યાંથી લાવીને વેચે છે?

પુરુષ-૨: તમે હમણાં બંગલો બંધાવ્યો તેને માટે ક્યાંથી લોખંડ અને સિમેન્ટ લાવ્યા હતા?

(લોકોમાં ગરબડ થાય છે. ધરમદાસ ઉશ્કેરાઇ જાય છે.)

ધરમદાસ: દયારામભાઇની વાત ન સાંભળવી હોય તો તમે ચાલ્યા જાઓ. કોંગ્રેસ સરકારનું રાજ્ય ચાલે છે તો ય તેની ય વાત સાંભળતા નથી! જેણે ભેખ ધારણ કર્યો છે એવા સેવકની વાત તો સાંભળો! આઝાદી આવી તો ય જડ જેવા જ રહ્યા.

પુરુષ-૧: જડ જેવા રહ્યા નથી. જાગતા થયા છીએ. હું એમ પૂછું છું કે તમે અમારા ગામ તરફથી ચૂંટાઇને લોકલબોર્ડમાં ગયા. તમે ગામનું શું ભલું કર્યું?

અવાજ: હા...બરાબર છે. તમે અમારું શું દાળદર ફેડ્યું?

દયારામ: તમારા ગામ માટે કંઇ જુદું કરવાનું છે જ નહિ. અમારે તો આખા જિલ્લાનો વિચાર કરવાનો હોય છે.

પુરુષ-૨: અમે અરજી કરી કરીને થાક્યા કે ગામ કૂવાને થાળું બંધાવવું છે અમને સિમેન્ટ અપાવો. કેમ એ કામ ન કર્યું?

લોકો: બરાબર છે, બરાબર છે.

દયારામ:- શું બરાબર છે! બરાબર છે... બેઠા છો? સિમેન્ટ ક્યાં મારગમાં પડ્યો છે ને મળી જાય. મેં લોકલબોર્ડમાં ભલામણ કરી છે. અરજી મંજુર થશે એટલે મળશે.

પુરુષ-૧: તો ધરમદાસે હમણા જ કૂવો સુધરાવ્યો તેમને સિમેન્ટ ક્યાંથી મળ્યો? એ ક્યાંથી પરમીટ લાવ્યા હતા?

અવાજ:- તમે બંગલો બંધાવ્યો તે સિમેન્ટ ક્યાંથી લાવ્યા હતા?

ધરમદાસ:- તમે ગરબડ કર્યા વગર બેસી જાઓ.

પુરુષ-૧: હું નથી બેસવાનો, એ અમારા પ્રતિનિધિ છે તો મને પ્રશ્ન પૂછવાનો પૂરેપૂરો હક છે.

લોકો:- બરાબર છે, બરાબર છે.

પુરુષ-૧: ચોમાસામાં તળાવમાંથી પાણી ગામમાં આવે છે. એની પાળ ઊંચી કરવા માટે તમને કહેવામાં આવ્યું નથી! કેમ એનો ખુલાસો થયો નથી!





દયારામ — બધુ ધીરે ધીરે થશે લોકલબોર્ડને કંઈ આ એકજ કામ કરવાનું છે! કશું જ મારી ધ્યાન બહાર નથી

બુઢ્ઢો ડોસા — દયારામભાઈ મારી એક બે વાત સાંભળી લ્યો સ્વરાજ આવું હોય તો આવું કેમ ચાને એ કહો? તમે કહો છો કે ખૂબ અનાજ પકવો પણ કોશ પણ કાળા બજારમાંથી લાવવી પડે પહેરવાના લૂગડાના ભાવ વધી ગયા ગોળ પણ મોંઘી મળે અને અમે પકવીએ એ અનાજ તમારે સસ્તુ જોઈએ પછી ખેડૂત કેવી રીતે હવે સવરાજ આવું હોય તો આવું ચાને જ કેમ?

અવાજ — તમે તો કહેતા હતા ને કે સ્વરાજ્ય આવશે ત્યારે ખેડૂતનુ દળદર ફીટી જશે. આ તો અમારી દશા હતી એના કરતા ય બગડી છે

પુરુષ ૨ — સ્વરાજ્ય શહેરમાં આવ્યુ હોય તો ભલે ગામડામા તો જુઓ એનુ એ છે લાંચ રુશ્વત એની એ છે અમલદારોની જોહુકમી એની એ છે મુખી એનો એ પોલીસ એની એ છે અમારી ફરિયાદ એની છે બતાવો કંઈ જગ્યાએ સ્વરાજ્ય આવ્યુ છે?

લોકો — બરાબર છે બરાબર છે

બુઢ્ઢો ડોસા — હે દયારામભાઈ! તમે ય ભલા માણસ થઈને અમને બનાવવા નીકળ્યા છો? સ્વરાજ્ય આવ્યું છે તો અમને દેખાતુ નથી?

થોડા ડોસા બરાબર કહે છે

ધરમદાસ (લાલ પીળા થઈને) શુ ધૂળ બકવાર કરે છે! અક્કલ તો મળી નહિ ને ઊભા થયા પૂછવા સ્વરાજ્ય તે રમત હશે તે દયારામભાઈ તમને રમકડાં દેખાડે વાત પૂરી સાંભળવી નહિ ને ખાલી ધમાલ કરો છો

પુરુષ–૧ — અમે ધમાલ કરતા નથી અમે તો એટલું જ જાણવા માગીએ છીએ કે અમારા મતથી ચૂંટાઈને લોકલબોર્ડમાં બેસતા અમારા પ્રતિનિધિએ અમારા માટે શુ કર્યું?

અવાજ — શહેરમાં રહી જલસા ઉડાવ્યા (હસાહસ થાય છે)

ધરમદાસ — શાન્ત રહો અંગ્રેજો કહેતા હતા તે સાચુ છે તમે સ્વરાજ્ય માટે લાયક નથી તમે અત્યારે તમારી લાયકાત બતાવતા હશો. જેણે તમારા માટે ભેખ ધારણ કર્યો તેને આ બદલો આપો છો!

(થોડીવાર શાંતિ સ્થપાય છે ધરમદાસ નીચે બેસે છે)

દયારામ — તમારામાં જાગૃતિ આવી છે તે જોઈને મને આનંદ થાય છે પણ તમે ખોટે રસ્તે તમારી શક્તિ વેડફી રહ્યા છો. ટીકા કરી શકે છે પણ કામ કરવુ મુશ્કેલ છે મેં આખી જિંદગી તમારી સેવા કરી ને હવે તમને ભૂલી ગયો હોઈશ. તમારી ફરિયાદો મને ધરમદાસ પહોંચાડે છે હુ મારી લાગવગ વાપરીને ગામને રાહત મળે તેની ખટપટ કરી રહ્યો છું

અવાજ — સેવા કરો છો કે સેવાના નામે ચરી ખાઓ છો?

પુરુષ–૧ — કોઈ વચ્ચેથી બોલશો નહિ હુ તેમની સાથે મોઢે મોઢ ખુલાસો કરવા માગુ છુ તમે ખાનગીમાં અમારા માટે ખટપટ કરતા હો કે નહિ તેની સાથે અમારે કંઈ નિસ્બત નથી પહેલાં તો એ બતાવો કે ગઈ ૧૯૨મી ઑગસ્ટથી આપ ઑક્ટોબર સુધી ક્યાં ભરાઈ ગયા હતા?

અવાજ — મસૂરીમાં હવા ખાવા પધાર્યા હતા (લોકો હસે છે)

પુરુષ–૧ — કૃપા કરીને તમે કોઈ વચ્ચે બોલશો નહિ દયારામભાઈને જ જવાબ આપવા દો શહેરમાં બેઠા બેઠા તમે ગામડાનું પ્રતિનિધિત્વ જાળવો છો?

દયારામ — ભાઈ! તમારી વચ્ચે આવવાનું દિલ તો રોજ થયા કરતુ હતુ પણ શુ કરું! હવે આ દેહ નથી ચાલતો તમારી થાય તે સેવા ત્યાં બેઠા બેઠા કરું છું

પુરુષ ૧ — તો પછી ચૂંટણીમાં શા માટે ઊભા રહ્યા? શરીર ન ચાલતુ હોય તો ઘેર બેસીને સેવા કરો



ધરમદાસઃ- (એકદમ ઊભા થઇ) તો તમારે જઇને લોકલબોર્ડમાં બેસવું છે? દયારામભાઇ જેવો બીજો કોઇ સેવક તો દેખાડો?

પુરુષ-૧ઃ અમારે તો ક્યાંય બેસવું નથી. પણ અમારે એવો માણસ જોઇએ છે કે જે અમારી દાદ ફરિયાદ સાંભળે અને તેને માટે લડે.

ધરમદાસઃ એને માટે દયારામભાઇથી બીજી કયી લાયક વ્યકિત મળવાની હતી? એ છે તો વળી આટલું ય થાય છે.

લોકોઃ શું થાય છે!

અવાજઃ ધરમદાસને સિમેન્ટ ને સોખંડ મળે છે.

વૃદ્ધડોસા (ઊભા થઇને) હેં દયારામભાઇ, ગામ-કૂવા માટે સિમેન્ટ નથી મળતો ને તમને અને ધરમદાસને ક્યાંથી મળે છે?

ધરમદાસઃ (જોરથી તાડૂકીને) આ કંઇ સભા ભરવાની રીત ન હોય. આખો દેશ પંદરમી ઑગસ્ટ ઊજવે છે ને તમારે ધાંધલ કરવું છે? તમે તો ગુલામીમાં સબડો એ જ લાગના છો.

લોકોઃ અમને જવાબ આપો...જવાબ આપો.

ધરમદાસઃ કોને જવાબ આપે! એ બદામના આ હાલી નીકળેલા ને? એવાની વાદે ચઢશો તો વહેલા ખત્તા ખાશો. દયારામભાઇ, મરવા દો, એ લોકો હેરાન થશે ત્યારે જ આંખો ઊઘડશે.

(દયારામભાઇ નીચે બેસે છે. લોકો હો...હો... કરે છે. ધરમદાસ ધુવાંપુવાં થાય છે.)

લોકોમાંથીઃ અમે ય તમારી એવી વાતો સાંભળવા નવરા નથી.

પુરુષ-૧ઃ ભાઇઓ! હવે અહીં બેસવાનો કંઇ અર્થ નથી. સેવા કરવા નીકળી પડનારા આપણી કેવી સેવા કરે છે તે તો તમે જોઇ લીધું. ચાલો-આપણે આવા ધતિંગમાં ભાગ નથી લેવો.

પુરુષ-૨ઃ જ્યાં સુધી અમને ખાત્રી ન થાય કે આઝાદી આવી છે ત્યાં સુધી અમે આઝાદીનો ઉત્સવ નહિ ઊજવીએ.

લોકોઃ હા...હા... અમારે પંદરમી ઑગસ્ટ નથી ઊજવવી.

(લોકો હો...હો... કરતા ઊભા થાય છે.)

વૃદ્ધડોસાઃ-મારું બેટું આ તો આખું કોળું શાકમાં જતું હતું ને? સ્વરાજ આવ્યા વગર એની ઊજવણી કરવા ભેગા થયા'તા... શુ લોકો ય થાય છે! (દયારામભાઇ પાસે જઇને) તમે ય દયારામભાઇ આ ઉંમરે અમને બનાવવા નીકળ્યા છો! (અને હસતાં હસતાં ડોસા ચાલ્યા જાય છે. લોકો ય ઉસ્કેરાટમાં ચાલ્યા જાય છે. બેઠક ઉપર એકલા ધરમદાસ અને દયારામભાઇ રહે છે. તેમની બાજુમાં વિનોદ ઊભો છે.)

દયારામઃ- લોકો તો એવા ને એવા રહ્યા. ગામડાં ક્યારે સુધરશે?

ધરમદાસઃ આવતા ભવે. જડ માણસોને વળી અક્કલ હોત તો જોઇતું હતું શું? આ તો પેલા સમાજવાદીઓએ ચડાવી માર્યા છે.

દયારામઃ-સેવાની તો કદર જ નથી...

ધરમદાસઃ કદર હોત તો ગાંધીજીનું ખૂન થાત ખરું? લોકો કોને કીધા! એ તો કોઇના થયા નથી ને થાય પણ નહિ. ગાંધીજી જેવા ગાંધીજીને દહાડાના છટ્ઠા ભાગમાં ઉડાવી દીધા તો પછી મારા તમારા જેવાનું તો પૂછવું જ શું! એ તો એમ જ ચાલે. આપણે તો કરતા હોય એમ કર્યા જ કરવાનું...

દયારામઃ (ગંભીર અવાજે) હા જ તો, સેવાનો ભેખ લીધો છે એટલે દેહ પડે ત્યાં સુધી તો સેવા કર્યે જ છૂટકો.

ધરમદાસઃ ચાલ ગોવિંદ! બત્તી લઇ લે. ચાલો દયારામભાઇ...

(ગોવિંદ બત્તી લઇને આગળ ચાલે છે. પાછળ ધરમદાસ અને દયારામભાઇ ધીમે પગલે ચાલે છે. અંધકાર થતાં પડદો પડે છે.)

★





દયારામ—બહુ ધીરે વાતે થશે ભાઈ નમોડને કંઈ આ એક જ કામ કરવાનું છે ! કશું જ મારી ધ્યાન બહાર નથી.

ગદ્દડોસા—દયારામભાઈ ! મારી એક બે વાત સાંભળી લ્યો બાપા ! આવું હોય તો આવું કેમ થાય એ કહો ? તમે કહો છો કે ખૂબ અનાજ પકવો પણ ખેત પણ નાગા બજારમાંથી લાવવી પડે. પહેરવાના લુગડાના ભાવ વધી ગયા ગોળ ખાંડ પણ મોંઘી મળે અને અમે પકવીએ એ અનાજ તમારે સસ્તુ જોવે. પછી ખેડૂત કેવી રીતે જીવે ? સ્વરાજ આવું હોય તો આવું થાય જ કેમ ?

અવાજ : તમે તો કહેતા હતા ને કે સ્વરાજ્ય આવશે ત્યારે ખેડૂતનું બાજર ફીટી જશે. આ તો અમારી દશા હતી એના કરતાં ય બગડી છે.

પુરુષ ૨—સ્વરાજ્ય શહેરમાં આવ્યું હોય તો ભલે ગામડામાં તો નવું એનુ એ જ છે. લાંચ રુશ્વત એની એ છે અમલદારોની જોહુકમી એની એ છે મુખી એનો એ પોલીસ એની એ જ છે અમારી દુઃખિયા એની એ છે બતાવો કંઈ જગ્યાએ સ્વરાજ્ય આવ્યું છે ?

ઘોંઘાટ—બરાબર છે, બરાબર છે.

ગદ્દડોસા—હે દયારામભાઈ ! તમે ય ભલા માણસ થઈને અમને બનાવવા નીકળ્યા છો ? સ્વરાજ્ય આવ્યું છે તો કેમ દેખાતું નથી ?

ઘોંઘાટ—ડોસા બરાબર કહે છે.

ધરમદાસ—(લાલ પીળા થઈને) શું ધૂળ બરાબર કહે છે ! એ કેવળ તમે નહિ ને ઊભા થવા પૂરતા સ્વરાજ્ય તે રમકડું હશે તે દયારામભાઈ તમને પકડીને દેખાડે. વાત પૂરી સાંભળતી નહિ ને મોટો ધમાલ કરો છો.

પુરુષ–૧—અમે ધમાલ કરતા માગતા નથી અમે તો એટલું જ જાણવા માગીએ છીએ કે અમારા મતથી ચૂંટાઈને લોકલબોર્ડમાં બેસતા અમારા પ્રતિનિધિએ અમારા માટે શું કર્યું ?

અવાજ—શહેરમાં રહી જંગલો બંધાવ્યો (હસાહસ થાય છે)

ધરમદાસ—શાન્ત રહો. અંગ્રેજો કહેતા હતા તે સાચું છે તમે સ્વરાજ્ય માટે લાયક નથી તમે અહીં તમારી લાયકાત બતાવતા હશો. જેણે તમારા માટે ભેખ ધારણ કર્યો તેને આ બદલો આપો છો !

(થોડીવાર શાંતિ સ્થપાય છે. ધરમદાસ નીચે બેસે છે)

દયારામ—તમારામાં જાગૃતિ આવી છે તે જોઈને મને આનંદ થાય છે પણ તમે ખોટે રસ્તે તમારી શક્તિ વેડફી રહ્યા નહિ. ટીકા કરવી સહેલી છે, પણ કામ કરવું મુશ્કેલ છે. મેં આખી જિંદગી તમારી સેવા કરી ને હવે તમને ભૂલી ગયો હોઈશ. તમારી ફરિયાદો મને ધરમદાસ પહોંચાડે છે. હું મારી લાગવગ વાપરીને ગામને રાજી મળે તેની ખટપટ કરી રહ્યો છું.

અવાજ—સેવા કરો છો કે સેવાના નામે ચરી ખાઓ છો ?

પુરુષ–૧—કોઈએ વચ્ચેથી બોલવું નહિ. હું તેમની સાથે મોઢે મોઢ ખુલાસો કરવા માગું છું. તમે ખાનગીમાં અમારા માટે ખટપટ કરતા હો કે નહિ, તેની સાથે અમારે કંઈ નિસબત નથી. પહેલા તો એ બતાવો કે ગઈ પંદરમી ઓગસ્ટથી આપ એક વર્ષ સુધી ક્યાં ભરાઈ ગયા હતા ?

અવાજ—ઓસામણમાં નાહવા ગયા હતા (હાસ્ય ઉઠે છે)

પુરુષ–૧—કૃપા કરીને તમે કોઈ વચ્ચે બોલશો નહિ. દયારામભાઈને જ જવાબ આપવા દો. શહેરમાં બેઠા બેઠા તમે ગામડાનું પ્રતિનિધિત્વ જાળવો છો ?

દયારામ—ભાઈ ! તમારી વચ્ચે આવવાનું દિલ તો રોજ થયા કરતું હતું પણ શું કરું ? હવે આ દેહ નથી ચાલતો. તમારી થાય તે સેવા ઘેર બેઠાં બેઠાં કરું છું.

પુરુષ ૧—તો પછી ચૂંટણીમાં શા માટે ઊભા રહ્યા ? શરીર ન ચાલતું હોય તો ઘેર બેસીને સેવા કરો.



ધરમદાસઃ- (એકદમ ઊભા થઇ) તો તમારે જઇને લોકલબોર્ડમાં બેસવું છે? દયારામભાઇ જેવો બીજો કોઇ સેવક તો દેખાડો?

પુરુષ-૧: અમારે તો ક્યાંય બેસવું નથી. પણ અમારે એવો માણસ જોઇએ છે કે જે અમારી દાદ ફરિયાદ સાંભળે અને તેને માટે લડે.

ધરમદાસ: એને માટે દયારામભાઇથી બીજી કયી લાયક વ્યક્તિ મળવાની હતી? એ છે તો વળી આટલું ય થાય છે.

લોકો: શું થાય છે!

અવાજ: ધરમદાસને સિમેન્ટ ને લોખંડ મળે છે.

વૃદ્ધડોસા: (ઊભા થઇને) હેં દયારામભાઇ, ગામકૂવા માટે સિમેન્ટ નથી મળતો ને તમને અને ધરમદાસને ક્યાંથી મળે છે?

ધરમદાસ: (જોરથી તાડૂકીને) આ કાંઇ સભા ભરવાની રીત ન હોય. આખો દેશ પંદરમી ઑગસ્ટ ઊજવે છે ને તમારે ધાંધલ કરવું છે? તમે તો ગુલામીમાં સબડો એ જ લાગના છો.

લોકો: અમને જવાબ આપો...જવાબ આપો.

ધરમદાસ: કોને જવાબ આપે! એ બદામના આ હાલી નીકળેલા ને? એવાની વાદે ચઢશો તો વહેલા ખત્તા ખાશો. દયારામભાઇ, મરવા દો, એ લોકો હેરાન થશે ત્યારે જ આંખો ઊઘડશે.

(દયારામભાઇ નીચે બેસે છે. લોકો હો...હો... કરે છે. ધરમદાસ ધુવાંપુવાં થાય છે.)

લોકોમાંથી: અમે ય તમારી એવી વાતો સાંભળવા નવરા નથી.

પુરુષ-૧: ભાઇઓ! હવે અહીં બેસવાનો કંઇ અર્થ નથી. સેવા કરવા નીકળી પડનારા આપણી કેવી સેવા કરે છે તે તો તમે જોઇ લીધું. ચાલો-આપણે આવા ધતિંગમાં ભાગ નથી લેવો.

પુરુષ-૨: જ્યાં સુધી અમને ખાત્રી ન થાય કે આઝાદી આવી છે ત્યાં સુધી અમે આઝાદીનો ઉત્સવ નહિ ઊજવીએ.

લોકો: હા...હા... અમારે પંદરમી ઑગસ્ટ નથી ઊજવવી.

(લોકો હો...હો... કરતા ઊભા થાય છે.)

વૃદ્ધડોસા:-મારું બેટું આ તો આખું કોળું શાકમાં જતું હતું ને? સ્વરાજ આવ્યા વગર એની ઊજવણી કરવા ભેગા થયા'તા... શું લોકો ય થાય છે! (દયારામભાઇ પાસે જઇને) તમે ય દયારામભાઇ આ ઉંમરે અમને બનાવવા નીકળ્યા છો! (અને હસતાં હસતાં ડોસા ચાલ્યા જાય છે. લોકો ય ઉશ્કેરાટમાં ચાલ્યા જાય છે. બેઠક ઉપર એકલા ધરમદાસ અને દયારામભાઇ રહે છે. તેમની બાજુમાં વિનોદ ઊભો છે.)

દયારામ:– લોકો તો એવા ને એવા રહ્યા. ગામડાં ક્યારે સુધરશે?

ધરમદાસ: આવતા ભવે. જડ માણસોને વળી અક્કલ હોત તો જોઇતું હતું શું? આ તો પેલા સમાજવાદીઓએ ચડાવી માર્યા છે.

દયારામ:–સેવાની તો કદર જ નથી...

ધરમદાસ: કદર હોત તો ગાંધીજીનું ખૂન થાત ખરું? લોકો કોને દીધા! એ તો કોઇના થયા નથી ને થાય પણ નહિ. ગાંધીજી જેવા ગાંધીજીને ઘડીના છઠ્ઠા ભાગમાં ઉડાવી દીધા તો પછી મારા તમારા જેવાનું તો પૂછવું જ શું! એ તો એમ જ ચાલે. આપણે તો કરતા હોય એમ કર્યા જ કરવાનું...

દયારામ: (ગંભીર અવાજે) હા જ તો, સેવાનો ભેખ લીધો છે એટલે દેહ પડે ત્યાં સુધી તો સેવા કર્યે જ છૂટકો.

ધરમદાસ: ચાલ ગોવિંદ! બત્તી લઇ લે. ચાલો દયારામભાઇ...

(ગોવિંદ બત્તી લઇને આગળ ચાલે છે. પાછળ ધરમદાસ અને દયારામભાઇ ધીમે પગલે ચાલે છે. અંધકાર થતાં પડદો પડે છે.)

★





(અનુસંધાન પાન ૩૨ થી ચાલુ)

અને તેણે જવાબ વાળ્યો: ધર્મ એ તમામ ક્રિયાઓને અને તમામ વિચારોને છાઈ રહેનારું જીવનબળ નથી કે એના વિષે જૂદો વિચાર કરવા પણું હોય!

પોતાની જીવનશ્રદ્ધાને પોતાનાં જીવન-કાર્યોથી કોણ જૂદી પાડી શકે ?

અને પોતાના દૃઢ આત્મવિશ્વાસને પોતાના નિત્ય વ્યવહારથી પણ, ખરી રીતે જૂદો કહી શકાય !

એવા બે તદ્દન જુદા જુદા વિભાગો, જીવનમાં કોણ પાડવાનું હતું: 'આ ઇશ્વર માટે–આ મારે માટે. આ મારા આત્મા માટે. આ મારા શરીર માટે'

. બધો વખત તમે નિત્યવ્યવહાર કરતા હો, ત્યારે તમારો જીવનકાર્યક્રમ ખરી રીતે શું છે ? એક જીવનો બીજા જીવ સાથે સંબંધ. એ છે કે બીજો કાંઈ ?

એટલા માટે તમારું નિત્યનું જીવન એ જ તમારું મંદિર છે. એ જ તમારો ધર્મ છે.'

નિત્યના જીવન માટે ખરી રીતે, તમારે તમારી તમામ સામગ્રી સાધન સામર્થ્ય સાથે રાખવાનાં હોય છે.

જે સામગ્રી તમે તમારી જરૂરિયાતમાંથી તમારી પોતાની બનાવી દીધી હોય છે, અથવા તો તમારા નવરાશના વખતમાં તમારી કરી લીધી હોય છે.

એ જ પ્રમાણે તમારી નિત્ય જીવનની સામગ્રી જેવી જ તમારી ધાર્મિક વૃત્તિ પણ હોવી જોઇએ, અને હોય છે.

તમે તમારી પૂજામાં, ભક્તિમાં, માળામાં, પ્રાર્થનામાં, તમારી શક્તિ જેટલું જ ઉડ્ડયન કરી શકશો. વધારે પણ નહિ, અને ઓછું પણ નહિ.

અને એ તમારી કલ્પના જેટલું જ તમારું ધર્મબળ હશે. ★

### મધ્યસ્થ સરકારે શું કર્યું ?

મધ્યસ્થ સરકારે પ્રાન્તીય સરકારોને ૧૯૪૭–૪૮ દરમ્યાન ઉત્પાદન વધારવાને જે સહાય કરી છે તેના આંકડા અત્રે રજૂ કરવામાં આવ્યા છે–

| | લોનો | ગ્રાન્ટો |
|---|---|---|
| | (૦૦,૦૦૦ની સંખ્યામાં) | |
| | રૂ. | રૂ. |
| સિંચન | ૬.૨ | ૧૦૧ |
| જમીન સારસૂદી અને વિકાસ | ૧૫ | ૭૫ |
| ખાતરની વહેંચણી | ૨૪ | ૨૩ |
| બિયાં | ૨૬ | ૬૮ |
| મત્સ્ય ઉત્પાદન | ૨ | ૨.૫ |
| કૂવા યોજનાઓ | – | ૨.૫ |
| દૂધાલય યોજનાઓ | – | ૨૧.૫ |
| ઢોરઉછેર યોજનાઓ | ૪ | ૪ |
| અન્ય વિવિધ યોજનાઓ | ૫ | ૧૭ |

# '૪૨ની લોકક્રાન્તિનો એક અમર શહીદ

મૂળલેખક બનારસીદાસ ચતુર્વેદી : અનુ૦ જ. પ.

એક તરફ એ ચરમ વ્રતધારીની ખુલ્લી છાતી હતી અને બીજી તરફ પાશવી શક્તિઓની જમાવટ. એક બાજુથી અવાજ આવ્યો ધડાંગ અને એક પડછંદ કાયાને વિંધીને ગોળી ચાલી ગઈ. નંબર એક. પાછો અવાજ થયો અને ગોળી વાગી—નંબર બે. આ પ્રમાણે એક પછી એક એક ગોળી ચાલી અને આઠ ગોળી એ શરીરને વીંધી ગઇ. નવમી ગોળીથી તો માથાના ટુકડે ટુકડા થઇ ગયા; અને નિર્જીવ શરીર ધરણી પર ઢળી પડયું;—હિંદનાં સત્યાગ્રહનાં ઇતિહાસમાં અત્યાર સુધીમાં અનેક સૈનિકોએ વીરગતિ મેળવી છે, પણ છપરા (બિહાર)નાં કુલેનાપ્રસાદ શ્રીવાસ્તવનાં પ્રયાણ પર તો દુનિયાનાં કોઇપણ અહિંસક યોધ્ધાને ઈર્ષા થઈ શકે તેવું છે. લાઠીમારથી એનાં હાથ ભાંગીને ભૂકા થઇ ગયા હતા અને ભાલા પણ એના દેહને વિંધી ચૂક્યા હતા, પણ એ વીર તેનાં સ્થાન પર અચળ ઊભો હતો... નવમી ગોળીથી એનું મૃત્યુ થયું.

કોણ કહે છે કે કુલેનાપ્રસાદ અવસાન પામ્યા? કોઇ સંકુચિત દૃષ્ટિવાળી અને કલ્પનાહીન વ્યક્તિ જ આવી ભૂલ કરી શકે. ખરી રીતે તો આપણે મરેલા જ છીએ,—કે જે આદર્શ વગરનું જીવન વીતાવી રહ્યા છીએ, જે આ ક્ષણભંગુર સંસારમાં પોતાને ચિરસ્થાયી સમજે છે, જે ભોગવિલાસ અને પ્રમાદયુક્ત જીવન વીતાવે છે, જેની સામે કંઇ ધ્યેય નથી, દિલમાં કોઇ ધગશ નહીં, હૃદયમાં કશી લગન નહીં, નસમાં લોહી નહીં કે બદનમાં કશું જોશ નહીં. હા, આપણે મુડદા છીએ અને કુલેનાપ્રસાદ,—જેમણે મૃત્યુનો હસતે મુખે વરમાળ જેમ સ્વીકાર કર્યો—અમર છે. પણ શું એક વીરગતિ કે જે મોટા મોટા યોદ્ધાને માટે પણ ઇર્ષાની વસ્તુ છે, એ અમર શહીદને શું અકસ્માત્ મળી ગઇ હતી? ના જરાયે નહીં, એ તો એમની પ્રબળ સાધનાનું પરિણામ હતું;— ખરી રીતે એનું સમસ્ત જીવન જ એની તૈયારીને માટે અર્પણ થઇ ચૂક્યું હતું. અમરતા એવી વસ્તુ નથી કે જે કોઈ બજારમાં અને એટલી સસ્તી મળી શકે. એ મહાપુરુષનું જીવન / જીવનચરિત્ર તો કોઇ એના પંથે ચાલનાર જ લેખંડની કલમથી લખશે. આપણાં જેવાં નિર્માલ્ય પુરુષનાં ધ્રૂજતા હાથમાં એ તાકાત ક્યાંથી હોય કે જે ભારતના ઇતિહાસની સ્મૃતિમાં પોતાની અમિટ રેખા ખેંચી જનારા એ વીર શિરોમણિનું રેખાચિત્ર પણ દોરી શકે!

પરોઢના ચાર વાગ્યાનો સમય છે. ઠંડીના દિવસો છે, કુલેનાબાબુ ઊઠીને નિત્યકર્મથી નિવૃત્ત થઇને સરસિયાનું તેલ ચોળીને હજાર દોઢ હજાર દંડ બેઠક કરી રહ્યા છે. તે પછી મગદળ અને ડંબેલ્સનો નંબર આવે છે. શરીર ખૂબ કસાયેલું છે. એ વૃષભ સ્કંધ, વિશાળ વક્ષસ્થળ અને માંસલ ભૂજાઓ પર કોઇ ધંધાદારી પહેલવાન પણ મુગ્ધ થઇ શકે છે. વ્યાયામ પછી તે ચણા ખાય છે અને પછી દૂધ પીએ છે. પછી પાછા પોતાનાં દેશસેવાનાં કાર્યમાં લાગી જાય છે. કોઇ વેળા ખેડૂતોનું, કોઇ વેળા મજૂરોનું કામ હોય છે. આખો દિવસ પરિશ્રમ કરીને તે તેમને પોતાને થકવી નાખે છે. અગિયાર વાગે સૂવું અને ચાર વાગે ઊઠી જવું એ એમનો નિત્યનો નિયમ છે.

રાતનો સમય છે. કુલેના બાબુ અગાસી ઉપર હમેશાં આંટા મારે છે. આ વખતે ઉંમર ચોવીસ વર્ષની છે. લગ્ન થયા બે વર્ષ થયા અને તે પછી બે વર્ષ ગૃહસ્થનું જીવન ગાળીને એમણે બ્રહ્મચર્યવ્રત ધારણ કરી લીધું છે. એમનો વિશ્વાસ છે કે સંતાનપાલન અને દેશસેવા બન્ને એકસાથે નથી થઇ શકતાં. બન્નેને એક્સાથે ઇમાનદારીથી નથી ચલાવી શકાતા, સાથે સાથે તેઓ ગણગણી રહ્યા છે, "રઘુપતિ રાઘવ રાજારામ, પતિતપાવન સીતારામ." પાછા કવિવર મૈથિલીશરણ ગુપ્તની કવિતાનો પાઠ કરે છે.

न तनसेवा न मनसेवा,  
न जीवन और धनसेवा  
मुझे है इष्ट जनसेवा  
सदा सच्ची भुवनसेवा।





(અનુસંધાન પાન ૩૨ થી ચાલુ)

અને તેણે જવાબ વાળ્યોઃ ધર્મ એ તમામ ક્રિયાઓને અને તમામ વિચારોને છાઈ લેનારું જીવનબળ નથી કે એના વિષે જૂદો વિચાર કરવા પણું હોય!

પોતાની જીવનશ્રદ્ધાને પોતાનાં જીવન-કાર્યોથી કોણ જૂદી પાડી શકે?

અને પોતાના દૃઢ આત્મવિશ્વાસને પોતાના નિત્ય વ્યવહારથી પણ, ખરી રીતે જૂદો કહી શકાય?

એવા બે તદ્દન જુદા જુદા વિભાગો જીવનમાં કોણ પાડવાનું હતુંઃ 'આ ઇશ્વર માટે-આ મારે માટે. આ મારા આત્મા માટે. આ મારા શરીર માટે'

. બધો વખત તમે નિત્યવ્યવહાર કરતા હો, ત્યારે તમારો જીવનકાર્યક્રમ ખરી રીતે શું છે? એક જીવનો બીજા જીવ સાથે સંબંધ. એ છે કે બીજો કાંઈ?

એટલા માટે તમારું નિત્યનું જીવન એ જ તમારું મંદિર છે. એ જ તમારો ધર્મ છે.

નિત્યના જીવન માટે ખરી રીતે, તમારે તમારી તમામ સામગ્રી સાધન સામર્થ્ય સાથે રાખવાનાં હોય છે.

જે સામગ્રી તમે તમારી જરૂરિયાતમાંથી તમારી પોતાની બનાવી દીધી હોય છે, અથવા તો તમારા નવરાશના વખતમાં તમારી કરી લીધી હોય છે.

એ જ પ્રમાણે તમારી નિત્ય જીવનની સામગ્રી જેવી જ તમારી ધાર્મિક વૃત્તિ પણ હોવી જોઇએ, અને હોય છે.

તમે તમારી પૂજામાં, ભક્તિમાં, માળામાં, પ્રાર્થનામાં, તમારી શક્તિ જેટલું જ ઉડ્ડયન કરી શકશો. વધારે પણ નહિ, અને ઓછું પણ નહિ.

અને એ તમારી કલ્પના જેટલું જ તમારું ધર્મબળ હશે. ★

## મધ્યસ્થ સરકારે શું કર્યું ?

મધ્યસ્થ સરકારે પ્રાન્તીય સરકારોને ૧૯૪૭-૪૮ દરમ્યાન ઉત્પાદન વધારવાને જે સહાય કરી છે તેના આંકડા અત્રે રજૂ કરવામાં આવ્યા છેઃ-

| | લોનો | ગ્રાન્ટો |
|---|---|---|
| | (૦૦,૦૦૦ની સંખ્યામાં) | |
| | રૂા. | રૂા. |
| જળસિંચન | ૬૨ | ૧૦૧ |
| જમીન સાફસૂફી અને વિકાસ | ૧૫ | ૭૫ |
| ખાતરની વહેંચણી | ૨૪ | ૨૩ |
| બિયાં | ૨૬ | ૧૮ |
| મત્સ્ય ઉત્પાદન | ૨ | ૨.૫ |
| ફળ યોજનાઓ | – | ૨.૫ |
| દૂધાલય યોજનાઓ | – | ૨૧.૫ |
| ઢોરઉછેર યોજનાઓ | ૪ | ૪ |
| અન્ય વિવિધ યોજનાઓ | ૫ | ૧૭ |

# '૪૨ની લોકક્રાન્તિનો એક અમર શહીદ

મૂળલેખક બનારસીદાસ ચતુર્વેદી : અનુ૦ જ. પ.

એક તરફ એ ચરમ વ્રતધારીની ખુલ્લી છાતી હતી અને બીજી તરફ પાશવી શક્તિઓની જમાવટ. એક બાજુથી અવાજ આવ્યો ધડાંગ અને એક પડછંદ કાયાને વિંધીને ગોળી ચાલી ગઈ. નંબર એક. પાછો અવાજ થયો અને ગોળી વાગી–નંબર બે. આ પ્રમાણે એક પછી એક એક ગોળી ચાલી અને આઠ ગોળી એ શરીરને વીંધી ગઇ. નવમી ગોળીથી તો માથાના ટુકડે ટુકડા થઇ ગયા; અને નિર્જીવ શરીર ધરણી પર ઢળી પડ્યું;–હિંદનાં સત્યાગ્રહનાં ઇતિહાસમાં અત્યાર સુધીમાં અનેક સૈનિકોએ વીરગતિ મેળવી છે, પણ છપરા (બિહાર)નાં કુલેનાપ્રસાદ શ્રીવાસ્તવનાં પ્રયાણ પર તો દુનિયાનાં કોઇપણ અહિંસક યોધ્ધાને ઇર્ષા થઈ શકે તેવું છે. લાઠીમારથી એનાં હાથ ભાંગીને ભૂકા થઇ ગયા હતા અને ભાલા પણ એના દેહને વિંધી ચૂકયા હતા, પણ એ વીર તેનાં સ્થાન પર અચળ ઊભો હતો... નવમી ગોળીથી એનું મૃત્યુ થયું.

કોણ કહે છે કે કુલેનાપ્રસાદ અવસાન પામ્યા? કોઇ સંકુચિત દૃષ્ટિવાળી અને કલ્પનાહીન વ્યક્તિ જ આવી ભૂલ કરી શકે. ખરી રીતે તો આપણે મરેલા જ છીએ,–કે જે આદર્શ વગરનું જીવન વીતાવી રહ્યા છીએ, જે આ ક્ષણભંગુર સંસારમાં પોતાને ચિરસ્થાયી સમજે છે, જે ભોગવિલાસ અને પ્રમાદયુક્ત જીવન વીતાવે છે, જેની સામે કંઇ ધ્યેય નથી, દિલમાં કોઇ ધગશ નહીં, હૃદયમાં કશી લગન નહીં, નસમાં લોહી નહીં કે બદનમાં કશું જોશ નહીં. હા, આપણે મુડદા છીએ અને કુલેનાપ્રસાદ,–જેમણે મૃત્યુનો હસતે મુખે વરમાળ જેમ સ્વીકાર કર્યો–અમર છે. પણ શું એક વીરગતિ કે જે મોટા મોટા યોદ્ધાને માટે પણ ઇર્ષાની વસ્તુ છે, એ અમરશહીદને શું અકસ્માત્ મળી ગઇ હતી? ના જરાયે નહીં, એ તો એમની પ્રબળ સાધનાનું પરિણામ હતું;– ખરી રીતે એનું સમસ્ત જીવન જ એની તૈયારીને માટે અર્પણ થઇ ચૂકયું હતું. અમરતા એવી વસ્તુ નથી કે જે કોઈ બજારમાં અને એટલી સસ્તી મળી શકે. એ મહાપુરુષનું જીવન / જીવનચરિત્ર તો કોઇ એના પંથે ચાલનાર જ લેખંડની કલમથી લખશે. આપણાં જેવાં નિર્માલ્ય પુરુષનાં ધ્રૂજતા હાથમાં એ તાકાત કયાંથી હોય કે જે ભારતના ઇતિહાસની સ્મૃતિમાં પોતાની અમિટ રેખા ખેંચી જનારા એ વીર શિરોમણિનું રેખાચિત્ર પણ દોરી શકે!

પરોઢના ચાર વાગ્યાનો સમય છે. ઠંડીના દિવસો છે, કુલેનાબાબુ ઊઠીને નિત્યકર્મથી નિવૃત્ત થઇને સરસિયાનું તેલ ચોળીને હજાર દોઢ હજાર દંડ બેઠક કરી રહ્યા છે. તે પછી મગદળ અને ડંબેલ્સનો નંબર આવે છે. શરીર ખૂબ કસાયેલું છે. એ વૃષભ સ્કંધ, વિશાળ વક્ષસ્થળ અને માંસલ ભૂજાઓ પર કોઇ ધંધાદારી પહેલવાન પણ મુગ્ધ થઇ શકે છે. વ્યાયામ પછી તે ચણા ખાય છે અને પછી દૂધ પીએ છે. પછી પાછા પોતાનાં દેશસેવાનાં કાર્યમાં લાગી જાય છે. કોઇ વેળા ખેડૂતોનું, કોઇ વેળા મજૂરોનું કામ હોય છે. આખો દિવસ પરિશ્રમ કરીને તે તેમને પોતાને થકવી નાખે છે. અગિયાર વાગે સૂવું અને ચાર વાગે ઊઠી જવું એ એમનો નિત્યનો નિયમ છે.

રાતનો સમય છે. કુલેના બાબુ અગાસી ઉપર હમેશાં આંટા મારે છે. આ વખતે ઉમર ચોવીસ વર્ષની છે. લગ્ન થયા બે વર્ષ થયા અને તે પછી બે વર્ષ ગૃહસ્થનું જીવન ગાળીને એમણે બ્રહ્મચર્યવ્રત ધારણ કરી લીધું છે. એમનો વિશ્વાસ છે કે સંતાનપાલન અને દેશસેવા બન્ને એકસાથે નથી થઇ શકતાં. બન્નેને એકસાથે ઇમાનદારીથી નથી ચલાવી શકાતા, સાથે સાથે તેઓ ગણગણી રહ્યા છે, "રઘુપતિ રાઘવ રાજારામ, પતિતપાવન સીતારામ." પાછા કવિવર મૈથિલીશરણ ગુપ્તની કવિતાનો પાઠ કરે છે.

न तनसेवा न मनसेवा,  
न जीवन और धनसेवा  
मुझे है इष्ट धनसेवा ..  
सदा सच्ची ..





તે પછી તે સંસ્કૃત શ્લોક બોલે છે

नत्वहं कामये राज्य नस्वर्गं न पुनर्भवम्

कामये दुःखतप्तानां प्राणिनां मार्तिनाशनम् ॥

આ પ્રમાણે જાપ કરતા કરતા રાતની ઘડીઓ વીતી જાય છે. પરોઢિયે નળમાં પાણી આવવાની સાથે જ સ્નાન કરીને તે નિર્વિકાર રૂપમાં હાજર થાય છે, પાછું એ જ વ્યાયામ વગેરે કાર્ય ચાલુ થાય છે.

* જીવન પર એક દૃષ્ટિ

'तेजस्विनां न वयः समीक्ष्यते'—અર્થાત્ તેજસ્વી પુરુષોની ઉમ્મર નથી જોવાની, અને

one crowded hour of glorious Life,
Is worth an age without a name

અર્થાત્ પ્રતિભાસમ્પન્ન જીવનનો એક કાર્યરત કલાક કીર્તિરહિત યુગોથી કેટલોયે વધારે મહત્વપૂર્ણ છે. એ અમર શહીદે પોતાના જીવનમાં બધી મળીને ત્રીસ જ વસંત જોઈ હતી. એમનાં મહાન પરંતુ ટૂંકા જીવનની થોડી ઝાંખી જ આપણે અહીં જોઈએ.

એ ભલાભોળા હૃષ્ટપુષ્ટ બાળકને જોઈને સ્વજનોને પરમ આનંદ થતો. મોટી મોટી કાળી આંખો, સ્વચ્છ રંગ, સુંદર શરીર, માથા પર મનોહર વાંકડિયા વાળ. બાળકોમાં રમતા રમતા એ પોતે પીટાઈ જતા પણ કોઈને પોતે ન મારતા. જ્યારે એક વર્ષના હતા ત્યારે કેરી તોડતી વખતે એક છોકરાએ એમના માથા પર એક નાની સરખી લાકડી મારી, જેથી માથું ફૂટી ગયું અને આખા ગામમાં હાહાકાર મચી ગયો. જ્યારે ઘરના માણસો એ અપરાધી બાળક પર નારાજ થયા ત્યારે એમણે જ હસીને કહી દીધું. "ભૂલ એની નહીં, મારી હતી. જ્યા૨ે કેરી તોડવાની લાકડી ફેંકાતી હતી, ત્યારે ભૂલથી હું એ તરફ આવ્યો અને વાગી ગયું, બસ."

એક વખત પશુઓને ખવરાવવા માટે નોકર ચારો કાપી રહ્યો હતો તો તેઓ પણ ગયા, અને કાપતા વાગી ગયું. આંગળી કાપી નાખી અને ખૂબ આનંદથી ઘરની પાછળનાં બાગમાં બેસીને લોહી ટપકાવી રહ્યા હતા કે ત્યાંથી એમનાં ભાભી આવ્યા અને રોઈ પડ્યા. એમને છાની મરમા ગાંપના એ લોહીને જોતાં જ ગભરાઈ ગયા. ત્યારે તેમને હસીને કહ્યું "ભાભી જુઓ તો કેટલું બધું લાલ છે! આમાં આપણે આપણી માતાની સાડી રંગીશું." માટીના ખાડામાં કપાયેલી આંગળીનું લોહી જોઈને આખું ઘર કમકમી ઊઠ્યું, પણ તેમને તો એમ જ જણાતું કે કશું થયું જ નથી! પછી એનાં પર પિતાજીએ પટ્ટી બાંધી અને તે રમવા જતા રહ્યા. આજ પણ પચખખી ગામનાં વાસીઓ એ વીર બાળકની યાદ કરી રહ્યા છે.

ભગવમાં દફતર લઈને એ ગામડિયો સડક ઉપર એકલો, અઠસરખી હમેશાં ૬ માઈલ જમીન કાપીને જવું ને આવવું એ તેનાં જીવનનો ક્રમ હતો. ન કોઈની સાથે બોલવું કે ન ચાલવું. નિશાળનાં છોકરાઓ ચીડવતા હતા "અરે વાહ રે! આપ તો યોગીરાજ છો! અમ ગરીબો સાથે શા માટે બોલો?" ગરવા ગાંડયા જ એમનાં સાથી હતા. અને છોકરાઓ એમને 'શરમાળ' કહેતા હતા! મોટા થયા પછી એ કહેતા કે મારા એ શરમાળ સ્વભાવે જ બાળકીય દુરાચારોથી મારું રક્ષણ કર્યું.

હાઈસ્કૂલની પરીક્ષા વખતે નાના ભાઈ એટલા બધા બિમાર પડી ગયા કે રાત દિવસ એ એની સેવામાં જ લેવાઈ ગયા. એને પરિણામે તે પોતે બિમાર પડી ગયા અને એ જ અવસ્થામાં પરીક્ષા આપી, પરંતુ નાપાસ થયા. જેથી પહેલી વખતે ધીરજ ખોઈને રડી પડ્યા હતા અને પછી બીજા વર્ષની પરીક્ષામાં પસાર થઈ ગયા.

હાઈસ્કૂલમાંથી પસાર થઈને તે પટના ગયા, પણ એક વર્ષ એફ. એ. માં ભણીને છોડી દીધું; અને ત્યારથી જુદે જુદે સ્થળે પેટિયું મેળવતા મેળવતા અભ્યાસ કરતા રહ્યા. જીવનરૂપી વિશ્વવિદ્યાલયમાં, તેમણે જે શિક્ષણ પ્રાપ્ત કર્યું તે બીજે સ્થળે મેળવવું દુર્લભ જ. ઉર્દૂ, હિંદી, અંગ્રેજી ઉપરાંત બંગાળી, ગુજરાતી,

(અનુસંધાન પાન ૭૮)

# દિલ્હીસમ્રાટ બહાદુરશાહ

વિજયશંકર મં. ભટ્ટ

"મારી એવી તીવ્ર ઇચ્છા છે કે, હરકોઇ ભોગે અને ઉપાયથી ફિરંગીઓને હિન્દમાંથી હાંકી કાઢવા. મારી હાર્દિક ઇચ્છા છે કે, હિન્દ સ્વતંત્ર થાય. જો આખાયે સંગ્રામનો ભાર વહી શકે, અને બધાંયે બળોને એકત્ર કરી સંગ્રામની ધુરા વહે એવો સમર્થ પુરુષ આપણે નીપજાવી નહિ શકીએ તો શરૂ કરેલા સ્વાતંત્ર્ય સંગ્રામમાં આપણે ફાવીશું નહિ. અંગ્રેજોને હાંકી કાઢ્યા બાદ મારો સ્વાર્થ સાધવા મારે રાજ્ય કરવું નથી. તમે સર્વે રાજાઓ શત્રુને હાંકી કાઢવા તમારી તલવારો ખેંચશો તો હું મારી બાદશાહી સત્તા ત્યાગી સમૂહતંત્રને સોંપવા રાજી છું."

(1857: The Great rebellion: Ashok mehta p. 43)

૧૮૫૭ ના યાદગાર પ્રસંગે દિલ્હીસમ્રાટ બહાદુરશાહે જયપુર, જોધપુર, બિકાનેર, અલ્વર વગેરેના રાજાઓને ઉપરની મતલબનો કાગળ લખ્યો હતો. આ પત્રનો ધાર્યો જવાબ મળ્યો નહિ અને એમાં જણાવેલી શંકા સાચી પડી. હાલના સમયમાં પણ બરાબર તેવી જ સ્થિતિ નથી ? આ કાગળની ભાષા અને વિચાર આધુનિક છે પણ કમનસીબી એ છે કે, માનવ આચાર હમેશાં વિચાર સાથે કદમ મિલાવી પ્રગતિ સાધી શકતો નથી. આમ છતાં એટલું તો સ્પષ્ટ જણાય છે કે, બહાદુરશાહની આસપાસ દુરંદેશી રાજનીતિજ્ઞ પુરુષો હતા ખરા. આ નીતિનું હાર્દ બહાદુરશાહ કે બીજા રાજાઓ અપનાવી શક્યા નહિ અને આખરે હિન્દીઓ પરદેશીની નાગચૂડમાં વધુ ભીંસાયા.

બ્યાશી વરસની ઉંમરે ૧૮૩૭ના સપ્ટેંબરની ૨૮મીએ અકબરશાહનું મૃત્યુ થયું ત્યારે બહાદુરશાહનું વય સાઠ ઉપરનું હતું. બહાદુરશાહ ઉપર અકબરશાહનો બહુ ભાવ હોય એમ જણાતું નથી, કારણકે, અકબરશાહે પોતાની હયાતિમાં એકવાર એકને અને બીજીવાર બીજા શાહજાદાને ગાદી મળે તેવી ભલામણ અંગ્રેજોને કરી હતી. આ બન્ને ભલામણો નિષ્ફળ નીવડી જણાય છે. એક સમયનાં આ ચક્રવર્તિ બાદશાહો અંગ્રેજના પેન્શનરો બન્યા હતા. અંગ્રેજોએ શાહઆલમને મરાઠાના પંજામાંથી છોડાવી પોતાનો આશ્રિત અને ઋણી બનાવ્યો હતો. તેને વાર્ષિક બાર લાખ રૂપિયા આપવાનું ઠરાવ્યું હતું. અનેક આશ્રિતો અને પરિચારકો સાથેનો તેનો રાજમહેલનો વસવાટ ચાલુ રાખવામાં આવ્યો હતો. કાગળ અંગ્રેજો તેનો મોભો તથા માનમરતબો પણ જાળવી રહ્યા હતા. સમયના વહેણ સાથે અંગ્રેજ સત્તા જામતી ગઇ અને દિલ્હીનો બાદશાહ નામ માત્ર બની રહ્યો. તેનો મોભો જાળવવાની વાત તો દૂર રહી પણ તેને અપમાનિત કરવાની યોજનાઓ હિન્દના હાકેમો વિચારી રહ્યા. છેવટમાં તો તેને રાજમહેલમાંથી બીજે ખસેડવાની યોજના વિચારી મૂકેલી હતી પણ તે અમલમાં આવે તે અગાઉ બળવો ફાટી નીકળ્યો.

અંગ્રેજ ઇતિહાસકારો બહાદુરશાહને શાંત પણ લોભી સજ્જન તરીકે ઓળખાવે છે. એ કવિતાનો શોખીન હતો અને જાતે કવિત રચતો પણ ખરો. અકબરશાહે જેમ રાજા રામમોહનરાયને અંગ્રેજો સમક્ષ પોતાની ફરિયાદો રજૂ કરવા મોકલ્યો હતો તે જ પ્રમાણે બહાદુરશાહે એક સહૃદય અંગ્રેજ જ્યોર્જ થોમસનને વિલાયત પાઠવ્યો હતો. આ બન્નેમાંથી કોઇ સફળ થયું નહિ. બહાદુરશાહની માગણીઓમાં મુખ્ય બે હતી. એક વર્ષાસન વધારી આપવાની અને બીજી તેનો દિલ્હીસમ્રાટ તરીકે યોગ્ય મોભો જાળવવાની. આ માગણીઓ નકારવામાં આવી.

બહાદુરશાહ આવા જવાબથી ચેત્યો નહિ. ગુલામી પરાવલંબી માનસે શાહઆલમના કાળથી જે જડ ઘાલી હતી તે વધુ મજબૂત બનવા લાગી અને આ બાદશાહો હતાશ અને કાયર બની અંગ્રેજ રાજસત્તાના પ્યાદા જેવા બની રહ્યા. બહાદુરશાહની ગુલામી સમય જતાં એવડાઇ. અંગ્રેજો તો તેના માલીક હતા પણ તેની **માનીતી** તરુણ

અને કુરાન મારે મોંએ છે. આ ઉપરાંતની મારી યોગ્યતાની કસોટી મુલાકાત વેળાએ આપ કરશો.''

આખરે અંગ્રેજોએ જવાંબખ્તને યુવરાજ તરીકે સ્વીકારવાનું નકારી મિરઝા કુરેશને અમુક શરતોએ યુવરાજ તરીકે માન્ય રાખવાનું જણાવ્યું હતું. આ શરતો મુજબ યુવરાજને માસિક રૂ ૧૫,૦૦૦) આપવાના ઠર્યા હતા. વળી તેણે રાજમહેલ છોડી બીજે રહેવા જવાનું કબૂલ્યું હતું. ગાદી મળ્યા બાદ તેને બાદશાહ તરીકે નહિ પણ શાહજાદા તરીકે સંબોધવામાં આવશે એવી એક શરત હતી. તેના આશ્રિતોની સંખ્યા ઉપર પણ અંકૂશ મૂકવામાં આવ્યો હતો.

આમ એક પરદેશી હકૂમતના પ્રતિનિધિને મોગલ સમ્રાટનો છેલ્લો વારસ પોતાની મુરાદ પાર પાડવા વિનવે છે તે વિધિની કેટલી વિચિત્રતા છે ! આંતરિક અને કૌટુંબિક કલહ શું નથી કરાવતો ? બહાદુરશાહે વીસ વરસ આવી જ વિનંતિઓ કરવામાં ગાળ્યાં હતાં. વળી તેણે સુન્ની ધર્મનો ત્યાગ કરી શિયા ધર્મનો સ્વીકાર કર્યાનું કહેવાય છે. અંગ્રેજોને હાંકી કાઢવા તે ઇરાન સાથે સંપર્ક સાધી રહ્યો હતો અને ઇરાનના શાહ શિયા ધર્મના હોવાથી તેણે આ ધર્મ અંગીકાર કર્યો એમ કહેવાય છે. બહાદુરશાહે ઇરાન સાથે શું મસલત કરી તે વિષય ઉપર ઇતિહાસ કાંઇ પ્રકાશ ફેંકી શકતો નથી. જિન્નતમહાલે પોતાના પુત્રને ગાદી મળે તે ખાતર આકાશપાતાળ એક કર્યાં પણ તેમાં તે ફાવી નહિ.

૧૮૫૭ ની શરૂઆતથી જ હવામાં તેજી જણાતી હતી. ડેલહાઉસી હિન્દનો હાકેમ થયો ત્યારથી કેટલાંયે દેશી રાજ્યો ખાલસા થવા લાગ્યાં હતાં. હિન્દી સિપાઇઓમાં અસંતોષ ધૂમાયા કરતો હતો. કેટલાયે તાલુકદારોની મિલકતો ઝૂંટવી લેવામાં આવી હતી. દિલ્હીમાં હિન્દુ-મુસલમાન બન્ને એકદિલ બની બેઠા હતા. અયોધ્યાના નવાબને પદભ્રષ્ટ કરી કલકત્તા પાસેના પરામાં નજરકેદી જેવી હાલતમાં રાખવામાં આવ્યો હતો. અંગ્રેજોની સર્વતોમુખી બેઇમાની વિષે હિન્દીઓને સંપૂર્ણ ખાત્રી થઈ ચૂકી હતી. આ પરિસ્થિતિમાં એક એવી ભવિષ્યવાણી વહેતી થઇ કે, હિન્દમાં પરદેશી સત્તાનો સો વરસનો અમલ પૂરો થતાં જ તે નાશ પામશે. આ સાલમાં અંગ્રેજ અમલનાં સો વરસ પૂરાં થતાં હોવાથી બધા યે તેનો લાભ લેવા ઉત્સુક બન્યા હતા. વૃદ્ધ બાદશાહ પણ આમાં સંડોવાયો.

મેરઠમાં તા. ૧૦ મી મે ને રોજ અચાનક સૈનિકો હકી ઊઠયા અને અંગ્રેજોને કાપતા બીજે દિવસે દિલ્હી જઇ પહોંચ્યા. અત્યાર સુધી બાદશાહ જિન્નતમહાલના હાથમાં રમકડું હતો, હવે તે સૈનિકોનું રમકડું બન્યો. દિલ્હીના બાદશાહને પ્રતીક બનાવી જુદે જુદે સ્થળેથી વિફરી બેઠેલા સિપાઇઓ દિલ્હીમાં જમા થવા લાગ્યા, બાદશાહી વર્તુલ ઉત્સાહ અને આશાઘેલું બન્યું. બાદશાહની સવારીઓ હાથી ઉપર નીકળવા લાગી. 'ફિરંગી કો મારો'નો પોકાર ચારે દિશામાંથી સંભળાવા લાગ્યો. બાદશાહનો પુત્ર મિરઝા મુગલ સેનાપતિપદે સ્થપાયો, પણ તેનામાં યોજના શક્તિની ખામી જણાઇ. વળી તે વ્યવસ્થા જાળવવામાં કાબેલ નીવડયો નહિ. સિપાઇઓ સ્વેચ્છાચારી બનવા લાગ્યા હતા, પ્રજાની માલમિલ્કતની સલામતી રહી નહોતી. આમ દોઢેક માસ ચાલ્યું.

આ અરસામાં આખો યે રોહિલખંડ સજાગ બન્યો હતો. બરેલીમાં ખાન બહાદુરખાને સ્વતંત્રતાનો ઝંડો ફરકાવ્યો હતો અને ત્યાંથી એક સેના મોહમદ બખ્તખાંની સરદારી નીચે જુલાઇ માસની શરૂઆતમાં દિલ્હી આવી પહોંચી. આ સેનાને દિલ્હીમાં ભાવભીનો આવકાર આપવામાં આવ્યો. બાદશાહે મોહમદ બખ્તખાંને મુલાકાત આપી. આ સેનાપતિએ બાદશાહ ઉપર સારી છાપ પાડી જણાય છે. બાદશાહ સમક્ષ તેના પુત્ર મિરઝામુગલ વિરુદ્ધ પ્રજાજનો તરફથી ઘણી ફરિયાદો પેશ કરવામાં આવેલી હોવાથી તેને સેનાપતિપદ ઉપરથી દૂર કરી બાદશાહે મોહમદ બખ્તખાંને સેનાપતિ નીમ્યો. બખ્તખાંએ અવ્યવસ્થા દૂર કરવા સખત હાથે કામ લેવાની પોતાની નીતિ બાદશાહને જણાવી અને

જાસૂસી ખાતાને બધી વિગતો પહોંચાડતા હતા. મિરઝા ઇલાહીબક્ષને અંગ્રેજોએ કુશળતાથી પોતાનો કરી લીધો હતો. એક બાજુથી ઇજનેરો જ્યારે હલ્લાની યોજના ઘડતા હશે ત્યારે બીજી બાજુથી જાસૂસી ખાતાનો વડો હડસન આવા દેશદ્રોહીઓને શોધી કાઢી મૂલવતો હશે! અંગ્રેજનો સિતારો ચઢતો દેખી ઇલાહીબક્ષ ફરી બેઠો અને બાદશાહને બેવફા બનવાનો નિશ્ચય કરી લીધો. જેમ તાત્યા ટોપેને માનસિંહ મળી આવ્યો, ફૈઝાબાદના મોલવીને પવનનો રાજા મળી આવ્યો. ઝાંસીની રાણી લક્ષ્મીબાઇને પણ કોઇ દેશદ્રોહી મળી આવ્યો તેમ બહાદુરશાહને પણ તેનો જ વેવાઇ સાંપડયો અને તેની સલાહ અનુસાર તેણે બખ્તખાંની સાથે જવાનું બંધ રાખ્યું. બખ્તખાં બાજી પારખી ગયો હતો. ખુલ્લી તલવાર સાથે તે ઇલાહીબક્ષ ઉપર હુમલો કરવા ધસી આવ્યો પણ બાદશાહે તેને વિનંતિ કરવાથી તે અટકી ગયો. અને પોતાની સેના સાથે રવાના થઇ ગયો. તે ક્યાં ગયો તેનો પત્તો લાગ્યો નહિ. બાદશાહનું હૃદય ભાંગી ગયું હતું. માનીતી યુવાન રાણી અને બાળકપુત્રની સલાહે પણ એની શક્તિ હણી હોવાનો સંભવ છે.

દેશદ્રોહી ઇલાહીબક્ષે કેપ્ટન હડસનને બધી વિગતવાર ખબર આપી. સ્વાર્થ અને સલામતી સોધવા ઇલાહીબક્ષે મોગલાઇ વટાવી ખાધી* હડસન પચાસ ઘોડેસવાર સાથે હુમાયુના મકબરા પાસે આવ્યો. બહાદુરશાહને ખબર પડી ત્યારે ઇલાહીબક્ષ સામે એક વિશ્વાસભરી દૃષ્ટિ નાખી તે સમસમી રહ્યો, પણ કરે શું?

મકબરાની આસપાસ સિપાઇઓ ગોઠવી દેવામાં આવ્યા. રજબઅલીને જિન્નતમહાલ પાસે મોકલવામાં આવ્યો. બહાર હડસન વાટ જોતો ઊભો હતો. બે કલાક આમ ચિન્તામાં વ્યતીત થયા. જિન્નતમહાલે બાદશાહને સમજાવવામાં આગળ પડતો ભાગ લીધો હોવો જાઇએ. આખરે, રાણી, જવાંબખ્ત અને પોતાને હડસન તરફથી અભય વચન મળે તો શરણાગતિ સ્વીકારવાનું બાદશાહે કબૂલ કર્યું. હડસને તેમ કરવા હા પાડી.

જિન્નતમહાલ, જવાંબખ્ત અને બાદશાહ ત્રણે જુદી જુદી પાલખીઓમાં બહાર આવ્યા. હડસન ખુલ્લી તલવાર સાથે તેમની પ્રતીક્ષા કરતો બહાર ઊભો હતો. વૃદ્ધ, જર્જરિત અસહાય બાદશાહે પૂછ્યું: "આપ હડસન બહાદુર?" આ સવાલનો જવાબ હડસને હકારમાં આપ્યો. બાદશાહે માગેલું અભયવચન હડસને સ્વમુખે આપ્યું પણ પોતાના પરિચારક સામે જોઇ બોલ્યો "જો એ નાસવાનો પ્રયાસ કરશે તો કૂતરાને મોતે મરશે."

બાદશાહે પોતાની તલવારો હડસનને સોંપી દીધી. પછીથી ત્રણેને શહેરમાં લાવવામાં આવ્યાં. પાલખીની આજુબાજુ સંખ્યાબંધ પરિચારકો અને લોકો ટોળે મળ્યા હતા પણ તે ધીરેધીરે વિખરાઇ ગયા. વિખ્યાત ચાંદની ચોકમાંથી ત્રણે પાલખીઓ પસાર થઇ રહી હતી ત્યારે જનતા આ કરુણ દૃશ્ય અચરજની દૃષ્ટિએ જોઇ રહી હતી. કોઇનું રુંવાડું પણ ફરક્યું નહિ. જનતા સ્તબ્ધ બની ગઇ હતી. નિશ્ચળ, નિર્જીવ, નિર્વીર્ય પ્રજા પોતાના બાદશાહને બંદીવાન જોઇ જરાયે હલી ઊઠી નહિ. રાજમહેલ ઉપર ફરકતા અંગ્રેજ વાવટાએ વશીકરણ કર્યું હોય તેમ સર્વે સ્થિતિસ્થાપક રહ્યા. *

---

* "મિરઝા ઇલાહીબક્ષને આ કાર્ય કરવા માટે ઇનામની લાલચ આપવામાં આવી હોવી જોઇએ. કારણ કે, તેના વંશજોને આજે પણ માસિક બારસો રૂપિયાનું પેનશન મળ્યા કરે છે."

ભારતમાં અંગ્રેજી રાજ્ય : પા. ૨૦૬૩.

પંડિત સુંદરલાલ

* પકડાયા બાદ ચાર માસે તા. ૨૭ મી જાન્યુઆરી ૧૮૫૮ ના રોજ બહાદુરશાહ ઉપરનો કેસ શરૂ થયો. ૯ મી માર્ચ સુધી કામ ચાલ્યું. બહાદુરશાહ, તેનો પુત્ર જવાંબખ્ત અને રાણી જિન્નતમહાલને કેદ કરી રંગુન રવાના કરવામાં આવ્યાં. ૧૮૬૨ માં બહાદુરશાહ મૃત્યુ પામ્યો.





( અનુસંધાન પાન ૭૨ થી ચાલુ )

સંસ્કૃત એ ત્રણ ભાષાઓનું સારું જ્ઞાન તેમણે પ્રાપ્ત કરી લીધું હતું અને દક્ષિણ હિંદની ભાષાઓનું પણ સંક્ષિપ્તમાં જ્ઞાન પ્રાપ્ત કરવાનો એમનો સંકલ્પ હતો. જ્યારથી જવાબદારી સંભાળી ત્યારથી પોતાનાં પગ પર ઊભા રહેવાનું તેમણે પસંદ કર્યું. ઘેરથી પૈસા લેવાનું ગમતું નહીં, કારણકે એક ભાઇ પટના કોલેજમાં અને બે ભાઇ હાઇસ્કૂલમાં ભણતા હતા. નાની શી જાગીર પર મોળ વ્યક્તિઓનો આધાર હતો.

### પરદુઃખ ભંજકતા

તેઓ કોઇ દિવસ કોઈપણ વ્યક્તિનું દુઃખ જોઇ શકતા નહીં. એક વખત તે ક્યાંકથી આવતા હતા. ગામડામાં એક ખેડૂતનાં દરવાજા પર અટક્યા. વાતચીત પછી એ ખેડૂતે કહ્યું: "મારી પત્નીને સુવાવડ આવી છે; પણ ભાઇ, ઘરમાં ચોખાનો દાણો નથી." તેમણે આંગળીની વીંટી કાઢી આપી દીધી. ઘેર આવ્યા પછી તેમને ખૂબ સાંભળવું પડ્યું, કારણકે તે વીંટી લગ્નમાં મળી હતી. લગ્ન વખતે સાસરેથી બે ત્રણ કોટ પણ મળ્યા હતા,—ગરમ, રેશમી, ઓવરકોટ, વગેરે —જે એકએક કરીને બીજાને આપી દીધા. એમનું જીવનસાથી હતું એક પહેરણ, પાયજામો અને વધારે ઠંડી હોય તો બંડી. સ્વાસ્થ્ય સારું હોવાથી એમને કોઇ ઋતુની અસર થતી નહીં. યુવાન હોવા છતાં યોગીઓનાં જેવા આ પ્રકારનાં કષ્ટ સહન કરવાનું ઘરવાળાઓને ગમતું નહીં.

શ્રીમતી શ્રીવાસ્તવ પોતાની માતાની એકની એક પુત્રી હતી. જમાઇરાજ સારી રીતે ખાય પીએ, પહેરે ઓઢે એવી તેમની સાસુની પ્રબળ ઇચ્છા રહેતી હતી. તેથી પોતાની માતા પાસેથી થોડા રૂપિયા લઇને એકવખત એમનાં માટે ઓવરકોટનું ગરમ કાપડ ખરીદાયેલ જોઇને તે તો નાખુશ થયા. સાંજે ફરવાને બહાને પત્નીને મજૂરોની ચાલીઓમાં લઇ ગયા, જ્યાં શ્રીમતી શ્રીવાસ્તવે જોયું કે નાની નાની ઓરડીઓમાં તાપણીને ઘેરીને તદ્દન નગ્નદેહી મનુષ્યો સૂતા છે. દરિદ્રતાનું ભયંકર દૃશ્ય જોઇને તે તો સમસમી ઊઠયા. ઘેર આવીને શ્રીવાસ્તવજીએ એ કોટનાં કપડાંને પાછું આપી દીધું અને નાના નાના મજૂર બાળકો માટે કપડા ખરીદી લાવ્યા. આ સાચી શિક્ષાનો તે વિરોધ ન કરી શક્યા. કુલેના-પ્રસાદના જીવનનો આ ક્રમ હતો. મોઢેથી ન કહેતા ખુદ આંખોથી તે સાક્ષાત્ પરિચય કરાવી દેતા હતા. એમનું કહેવું હતું કે જે દેશમાં લાખો નરનારી જીવનની સામાન્ય જરૂરિયાતોથી વંચિત છે, કરોડો અર્ધભૂખ્યા શરીર તોડી રહ્યા છે ત્યાં થોડીક વ્યક્તિ-ઓએ એશઆરામમાં પડયા રહેવું એ ઘોર પાપ છે—મહાન અપરાધ છે.

### તેમનું વ્યક્તિત્વ

એ તેજસ્વી પુરુષનાં અસાધારણ વ્યક્તિત્વને શબ્દોમાં વર્ણવવું કંઇ સહેલું કામ નથી. જે અમર આત્માનાં મૃત્યુ પછી ૪૮ કલાક પછી પણ શરીર સજીવ સમું લાગી રહ્યું હતું, ચિતા પર રાખ્યા છતા જેમના મુખ પરથી એવું નહોતું જણાતું કે કશું થયું છે, મૂઠો ટટાર થઇ હતી, ચહેરા અને આંખો ઉપર હાસ્ય હતુ. તેમનાં સંયમની કલ્પના જ કરી શકાય છે. માની લો કે તેમણે પોતાની જાતને કઠોર વ્રત વડે આજને માટે જ કસી હતી. તેમનાં ભોજન સંબંધી નિયમ—જે કોઇપણ બ્રહ્મચર્યવ્રત ધારીને માટે અનિવાર્ય છે તે આની પુરવણી રૂપે હતા. એ ઘણુંખરું ઘઉંના ફાડા ખાતા હતા, દૂધ અને ફળોનું સેવન કરતા હતા, અને રાત્રે મીઠા વિનાનું ભોજન કરતા, એમનો હાસ્ય ઝરતો ચહેરો એમનાં હૃદયનું પ્રતીક હતો. ટૂંકાણમાં એટલું જ કે જે અમરતા તેમને મળી, તે તેમનાં સંપૂર્ણ જીવનની સાધનામાં જરૂરની હતી.

### તેમનાં અર્ધાંગિની

અમર શહીદ કુલેનાપ્રસાદના અર્ધાંગિની શ્રીમતી તારારાણીનું થોડું વૃત્તાંત અહીં ન અપાય તો તેમનું આ રેખાચિત્ર અધૂરું જ રહી જાય. શ્રીમતી તારારાણીમાં જે કંઇ યોગ્યતા, સંગઠન શક્તિ અથવા કર્તવ્યપરાયણતા છે એનું શ્રેય સંપૂર્ણપણે



તો તે અમર શહીદને જ છે. જે વાત રમાબાઈ રાનડેને માટે કહેવાતી હતી કે તે પોતાનાં પતિની સર્વોત્તમ સ્મારક હતી, એ જ કહેવત શ્રીમતી તારા રાણીને માટે પણ કહી શકાય છે. પોતાના બાકીનાં જીવનની પ્રત્યેક પળ શ્રીમતી તારારાણી એમના ધ્યેયની પૂરવણીમાં જ ખરચી નાખવા ઇચ્છે છે. ગમે તેવા પ્રદેશમાં રહીને પણ તેમનાં આત્માને સંતોષ થાય એ જ તેમની એક ધૂન અને રટણા છે. તે ફુલેનાપ્રસાદને મૃત માનતી જ નથી, ઊલટું તેમનાં અસ્તિત્વનો જ હમેશાં અનુભવ કરે છે. જ્યારે તેમના મૃત્યુ વિશે કોઇ તેની આગળ વાત કરે છે ત્યારે તેને ખૂબ દુઃખ અને મનોવેદના થાય છે.

શ્રીમતી તારારાણી સારું લખી લે છે. ઘણું જ સારું લખી શકે છે. એમની ભાષામાં પ્રતિભા છે, ભાવપૂર્ણતા છે અને સંવેદનશીલતા છે, કોઇપણ વિશ્વવિદ્યાલયમાં તેમણે શિક્ષણ લીધું નથી તો પણ તે બી. એ., એમ. એ. પસાર થયેલ સ્ત્રીઓ કરતાં પણ વધારે સુંદર લખી શકે છે. તે દુઃખની એ વિશ્વવ્યાપી વિદ્યાપીઠની એમ. એ. ડી. લિટ્. છે કે જેને મુકાબલે સેંકડો ઓક્સફર્ડ, કેંબ્રિજ હાર્વર્ડ અને પેરિસનાં વિશ્વવિદ્યાલયો પાણી ભરે છે. જે સ્ત્રીએ પોતાનાં પતિને નવ નવ ગોળીઓથી વીંધાતા જોયા છે તેનાં હૃદયની વેદનાની કલ્પના થોડી ઘણી તો જરૂર થઇ શકે છે; પરંતુ કેટલો બધો સંતોષનો વિષય છે કે આપણાં દેશની કેટલીયે અવિચારી શિક્ષિત વ્યક્તિ આટલું પણ નથી કરી શકતી.

કેવા ભયંકર, પ્રલયકારી છતાંયે ગૌરવશીલ દૃશ્યો આ ક્ષીણકાય બાલિકાએ જોયા છે ! પતિનું શબ પડેલું છે. ગંગાકિનારો દૂર હોવાથી વચમાં થાક લેવાય રહ્યો છે; અને તેમાં ગોળીઓનાં ફૂટવાથી ચટ્ ચટ્ અવાજ થઇ રહ્યો છે. હજારોની ઠઠ જામેલી છે, ચિતા ઉપર પતિદેવ પડેલા છે, પૂજ્ય માતાજી અને પિતામહ પાસે જ ઊભા છે. એમને બીક છે કે એમની એ પ્રિય પુત્રી અગ્નિમાં કૂદી ન પડે ! ચિતાની ઝાળમાં જ્યારે તેમનું પાર્થિવ શરીર ભસ્મ થઇ રહ્યું છે ત્યારે તે સૂર્યભગવાન, અગ્નિદેવ અને ગંગાજીને ક્ષણભરને માટે સ્મરી રહી છે. અને જાણે કે તેમને એ જ્વાળાઓની અંદરથી આકાશ તરફ જતી પોતાનાં પતિની મૂર્તિ દેખાઇ રહી છે અને પાછું શહીદનાં રસ્તે ડગલે ને પગલે આગળ વધતા અસાધારણ સંયમી તથા મહાવ્રતધારી પતિની અર્ધાંગિની બનવાનું પણ ક્યાં કોઇ સરળ કામ હતું !

શ્રીમતી તારારાણી કેવી રીતે પોતાનાં દિવસો પસાર કરી રહ્યા છે,— સુકાન વિનાની પોતાની હોડી કેવી રીતે આગળ ધપાવી રહ્યા છે અને કઇ રીતે પોતાનાં અત્યાચાર–પીડિત પ્રાંતમાં આશા અને જીવનનો સંદેશ ભરી રહ્યા છે એ બધું જોઇને આશ્ચર્ય થાય છે. તે બે વખત તો જેલ જઇ આવ્યા છે. આખું વરસ અંધારી કોટડીમાં એકાન્ત રહેવાની બક્ષિસ પણ મેળવી ચૂકી છે. નિર્દય હકૂમતે તેમનાં આરોગ્યને ભાંગી નાખવામાં કંઇપણ કસર રાખી નથી; પણ એ બધાએ તેમનાં પ્રબળ આત્માને વધુ પ્રબળ બનાવવામાં મદદ જ કરી છે. તેમનું એક હૃદય તો દુઃખિયા અને પીડિતોનાં અંતઃકરણમાં ઊંડે ઊંડે પેસી પણ શકે છે. જ્યારે તેમનું લખેલું જેલજીવનનું રેખાચિત્ર પ્રગટ થશે ત્યારે બેશક તે આપણાં સાહિત્યનો અમૂલ્ય ભંડાર થશે. એક વિખ્યાત કળાકારે કહ્યું છેઃ

God has given me power to paint what I suffer." અર્થાત્ ઇશ્વરે મને, મારા દુઃખોને ચીતરવા જેટલી શક્તિ આપી છે.

જો શ્રીમતી તારારાણી આવી જ ધૂન અને દૃઢતાથી પોતાનાં સાહિત્યપથ પર મોખરે રહેશે તો તે કેટલીયે પ્રસિદ્ધ બહેનોને જ નહીં, પરંતુ યશસ્વી ભાઇઓને પણ ખૂબ પાછળ મૂકી દેશે. દુઃખોની અડગ ચટાઇ પર ઊભેલી, અસહ્ય વેદનાઓનાં પહાડનો બોજો પોતાનાં હૃદય ઉપર ધારણ કરનારી આ સાદાચાર દીટની સ્ત્રીની સાહિત્યિક અને રાજનીતિક કલ્પનાઓ મહાન છે. અને સૌથી મહાન ખૂબીની વાત તો એ છે કે તેમને માટે સામાન્ય જનતાનો સંપર્ક સુલભ છે કે જે પોતાને ઇચ્છે





વર્ગમાની મહિનાઓ માને છે તેમને માટે ખરેખર અસભવ છે એનુ હૃદય કેટલી હૃદયવિદારક ભયકર વેદનાને છૂપાવી રહ્યુ છે'— એને બહુ જ થોડા માણસો સમજી શકે છે એના માટે ગેરસમજ થઇ જવાની આશકા થાય છે પરતુ જેને દુનિયામા આગળ વધીને પોતાના સ્વપ્નોને સત્યસિદ્ધ કરવા છે તે ગેરસમજૂતાની ચિન્તા શા માટે કરે ?

### અમરશહીદની સ્મૃતિરક્ષા

અમર શહીદ કુલેનાપ્રસાદ તો પોતાના જીવનને સાથ કરી ગયા અને હવે તે એવા ઉચ્ચ સ્થાને પહોચી ગયા છે કે જ્યા એમને કોઇના પ્રમાણપત્રની આવશ્યકતા નથી જો મહાનુભાવ મેહતરા આના તર્ક કરવા લાગે છે કે જો કુલેનાપ્રસાદે જોખમમા પડીને પોતાના પ્રાણને હોડમા ન મૂકી દીધો હોત તો તેઓ આગળ ઉપર આ કામ કરી લેત, તે કામ કરી લેત, એ ખરી રીતે ભૂલ જ કરે છે જે પ્રમાણે લોહચુબકની સોય ઉત્તર અને દક્ષિણ તરફ આકર્ષિત થાય છે, તેજ પ્રમાણે શહીદોનુ ધ્યાન એમના જીવનની હરપળે પોતાના તરફ આકર્ષી રાખે છે અને તેમને તેમના ધ્યેયથી ચલિત કરવા એટલા જ અસભવિત છે કે જેટલી નદીઓને સમુદ્રમા પડતી રોકી રાખવી એ અમર શહીદના બલિદાનને સાર્થક કરવુ એમના દેશવાસીઓની ફરજ છે અને તેને માટે અમારી સમજ પ્રમાણે એક શહીદપ્રેસ, શહીદ ગ્રથમાળા શહીદટ્રેકટમાળા, શહીદપુસ્તકાલય અને જો બની શકે તો એક શહીદઆશ્રમ પણ સ્થાપિત કરવો જરૂરી છે

આ સસ્થાઓનુ સચાલન તદ્દન અસાપ્રદાયિકપણે અને જાતીય વિદ્વેષથી સદા દૂર રહીને થવુ જોઇએ અને જો આ સસ્થાઓમા કઇ આર્થિક બચત હોય તો એનો લાભ આસપાસના ગામડામા નાના બાળકોને મળવો જોઇએ બલિદાનની ચિનગારીથી જો વિદ્વેષનો અગ્નિ પ્રજ્વલિત કરવામા આવે તો એ માનવ એકતાને માટે ઘાતક જ સિદ્ધ થશે આ વાત ધ્યાનમા રાખવા જેવી છે કે જે વખતે અમર શહીદની ચિતાની રાખ થઇ ત્યારે હજારોની ભીડ ઉત્તેજિત થઇને જોર જોરથી કહી રહી હતી કે અમે તેનો બદલો લઇશુ ત્યારે એ વખતે બહેન તારારાણીએ એમને શાત પાડીને કહ્યુ હતુ 'અહિસક રીતે.' આ શહીદની સ્મૃતિ હમેશા લોકકલ્યાણકારિણી જ હોવી જોઇએ બાળકો તો બધાને પ્રિય જ હોય છે અને કોઇપણ જાત । ભેદભાવ વગર નજીકના ગામોના બાળકોને આનદપ્રમોદ અને રમતગમતને માટે શહીદપ્રેસ તથા ગ્રથમાળાનો ઉદ્દેશ્ય જ હશે, અને તેને માટે 'નમસ્કાર નામનો એક ગ્રથ શ્રીમતી તારારાણી પોતે લખવા ઇચ્છે છે એમા દેશપરદેશના શહીદને તે શ્રદ્ધાજલિ આપશે અમર લેખક ગોર્કીનુ એક વિસ્તૃત જીવનચરિત્ર પણ આ ગ્રથમાળામા પ્રકાશિત કરવાનો ઇરાદો છે સપૂર્ણ સાત્ત્વિક, પુષ્ટિકર માનસિક ખોરાક આપવો અને તે પણ અલ્પ મૂલ્યમા એ આપણી ટ્રેકટમાળાનો ઉદ્દેશ્ય હોવો જોઇએ આ ક્રય વિક્રયમય સાહિત્યસસારમા, જ્યા હવે તો વ્યાપારવૃત્તિનો પ્રબળ પ્રવેશ થઇ રહ્યો છે, ત્યા આ પ્રકારનો સદ્દુદ્યોગ બેશક ઉત્સાહની એક લહરી ફેલાવી દેશે આ સસ્થાઓ હિંદી જગતમા જ્યા પ્રકાશકો સ્વાર્થનુ સહરાનુ રણ બનાવી રહ્યા છે ત્યા એક લીલીછમ વાડીની ગરજ સારશે

શુ અમારુ આ સ્વપ્ન અશક્ય છે ? અમે તો એને હમેશા શક્ય જ માનીએ છીએ જો એ અમર શહીદના દેશવાસીઓ આપણે આપણા કર્તવ્યનુ પાલન કરીએ તો આપણે શુ ન કરી શકીએ ? શ્રીમતી તારારાણી તો આ સ્વપ્નને માટે પોતાના જીવનના બાકીના દિવસો અર્પણ કરવા હમેશા ઉત્સુક છે પણ એના પર કોઇપણ જાતનો બોજો લાદવો અનુચિત છે એ તો દેશને માટે પોતાનુ સર્વસ્વ અર્પણ કરી ચૂક્યા છે અને લાબા સમય સુધી આપણને પોતાના ઋણી બનાવી મૂકયા છે. હવે તો આપણે આપણી ફરજ સમજીને તેને અદા કરીએ

( અનુસધાન પાન ૮૯ )

મંગપુ તે રવીન્દ્રનાથ [ મૈત્રેયીદેવી ]માંથી

અનુવાદક : રમણિક મેઘાણી

'હજુ યે ચુપચાપ કેમ બેઠી છો,—નહાવું નથી શું?'

'હવે જઈશ. આળસ આવે છે.'

'આળસ આવે છે—? એ તો બહુ સારું ! ત્યારે તો બરાબર મારા જેવું જ. મને પણ અવારનવાર એવું થઇ આવે છે, અને હું ચુપચાપ ખુરશી પર બેઠો જ રહું છું. સવારના બીજા પહોરે તડકામાં કા કા કરતા કાગડા ઊડી રહ્યાં હોય, 'ચાઇ તપસે માછ. તપસે માછ[૧]' એવો ફેરીવાળાઓનો સાદ આવતો હોય, એક તરફથી વાસણવાળાઓનો વાસણનો ખણખણાટ સંભળાઈને દૂર સરી જતો હોય ને બીજી તરફથી શેરીને નાકેથી બંગડીવાળાનો સાદ આવતો હોય, અને દૂર ક્યાંક બપોરનાં ઘડિયાળાં વાગતાં હોય, એવે સમયે વનમાળી આવીને કહે,—' હવે ઊઠો, નહાવાનું પાણી કાઢ્યું છે. મા, ભાણું કાઢીને વાટ જોતાં બેઠાં છે, '—હું કહું કે ' જા કહી દે કે હમણાં બહુ કામમાં છું '—અને ત્યારે એ સામું પૂછે કે—' શું કામમાં છો બાબામોશાય, તમે તો મૂંગામૂંગા બેઠા જ છો. ' હું એને વળતો ઉત્તર આપું કે ' આમ મૂંગેમૂંગા બેઠા રહેવું એ જ તો કામ છે. આ કામ—ન હોવાના કામમાં જ તો રોકાયો છું,—તું તારે જઇને કહેને, એ બી. એ. થયેલી છે. તારા કરતાં વધુ બુદ્ધિશાળી છે, એ સમજી શકશે મારી વાત ' એ જ વખતે ગૃહિણી ત્યાં આવીને ઊભી રહે ને કહે—' કેમ આજે હવે ઊઠવું નથી કે શું ? બધુંયે ઠરીને ઠીકરું થઇ ગયું '—' જરા વધુ થોભ ને ! આ કામ—ન—હોવાનાં કામમાં છું, અત્યંત કામમાં છું—' આ રીતે જ તો શરીરનો દાટ વાળ્યો. સમયસર ન નહાવું. ન ખાવું.—'બરાબર છે બરાબર, કામ ન—કરવાનાં કામમાં જ શરીર સાવ નંખાઇ જવા માંડ્યું છે—કામ ન—કરવાનું કામ એ ઓછું કંઇ જેવુંતેવું કામ છે. એ તો અત્યંત આકરું કામ છે ! '—' ઠીક ત્યારે, તમે તમારે બેઠા રહો, મારે તો વળી નિમંત્રણ છે. હમણાં જ જવું પડશે. '—' ક્યાં ? '—'કેમ, વીણાને ત્યાં સુરેશબાબુનાં ગીતો સાંભળવા જવાનું છે ને ! '—'અરે રામ, તો તો આ કામ—ન—કરવાનાં કામને પડતું મૂકી હમણાં ને હમણાં જ ઊઠવું પડશે—ત્યાં ગયા પછી ઓછું આજે ને આજે પાછા અવાશે ?'

એકીસાથે આટલું બોલી હસીને એમણે મારી સામે જોયું—' કેમ લાગ્યું ? આને જ કહેવાય સ્વગતસંભાષણ. વાર્તાલાપ બરાબર થયોને ? પણ તારે તો કામ—ન—કરવાનું કામ જ ક્યાં છે ?—ઠીક ત્યારે હવે નાહી નાખું ! '

× × ×

આજે ૨૨ મી મે છે. ખુકુ× નો જન્મદિવસ છે. પ્રભાતમાં ઊઠતાં જ એમણે કહ્યું—'અહીં તમારે ત્યાં નથી મળતી શરણાઇ, કે નથી મળતી કોઇ બીજી જાતની વાંસળી. શરણાઈ વિના ઉત્સવ ઉજવાય ખરો ?'

આખરે ગ્રામોફોનમાં શરણાઇ વગાડવી પડી. ખુકુને એમણે ઈજીપ્તની એક સુંદર પેટીમાં મિઠાઇ ભેટ આપી, અને કહ્યું—' આની અંદરની ચીજ તારે માટે છે અને બહારનાં આવરણનું મૂલ્ય હજુ તું નહિ સમજે, એ તારી બા માટે છે.

સાંજવેળા આમંત્રિત બધાંયે આવ્યા. મોટા સપ્તપર્ણી વૃક્ષ તળેનાં મંડપમાં સહુ એમની આજુબાજુ બેઠા. એ મંડપને નામ આપેલું ' શિલાતલ. ' તે દિવસે Cresent moon અને શિશુમાંથી ઘણી કવિતાઓ એમણે વાંચી સંભળાવી. અને પછી એમણે કહ્યું—' ખુકુ, આજે તારા જન્મદિવસ જેટલી કવિતા વંચાઇ તેટલી તો મારા જન્મદિવસે પણ નહોતી વંચાઇ.'

આમંત્રિત મહેમાનો હજુ બેઠક—ઘરમાં જ બેઠા હતા. ભોજન પતાવીને તુરત ગુરુદેવ બોલ્યા—' આજ કયે રસ્તે થઇને મારા ઓરડામાં જાઉં ? આજ તો તારા ઓરડામાં થઇને જ મારા ઓરડામાં જવું પડશે. જોઉં તો ખરો કે ત્યાં કયું રહસ્ય ગોપવાયું છે—' sanctum sanetorium ?'...

૧ લેવી છે તપસે માછલી, તપસે માછલી.

× લેખિકાની પુત્રી—મધુશ્રી

'અરે! તમે સ્ત્રીઓ કેટલી રીતે Flatteay* કરી શકો છો!...તમને પોતાને એ ગમે છે. અને બીજાને પણ તમે તમારાં 'તર્ક'માં મેળવવા માગો છો.'

—'એટલે! આનો અર્થ?'—મેં પૂછ્યું.

'આ ઓરડો આખો મારી છબીઓ અને ચોપડીથી ભરી દીધો છે તે—!' એમણે કહ્યું.

"પરંતુ હું ઓછી જાણતી હતી કે આજે તમે આ ઓરડામાં થઇને જશો જે 'ફ્લેટરી' કરવા માટે તમારી છબીઓ ટાંગું અને તમારા બધા પુસ્તકો અહીં ગોઠવી રાખું? મારા વિષે ટીકા કરવાની એક પણ તક તમે જતી નહિ કરો—કેમ, હસો છો કેમ? હું જાઉં છું. હમણાંને હમણાં બધીયે છબી ઉતારી નાખું છું.'

'નહિ, કદી નહિ. બેસ ચુપચાપ એ ઉતારી નાખીશ તો મને માઠું લાગશે. 'ફ્લેટરી' કોને નથી ગમતી? એનો ઇજારો ઓછો તેં એકલીએ જ રાખ્યો છે? રમુજ તું કેમ સમજી શકતી નથી! તારી સાથે વાત કરવામાં આ જ આફત છે! તું નજીકમાં સામે જ હો અને રમુજ કરવા હું શું પાસેનાં મકાનમાંથી કોઇને બોલાવવા જાઉં! ઠીક ચાલ, એને બદલે એક જરૂરી વાત કરીએ. જો શાન્તિનિકેતનમાં બંગાળીનાં એક પ્રોફેસરની જરૂર છે. રજા પુરી થતાં શાળા ફરી ઉઘડતાં જ તારા પિતાની જાણમાં કોઇ છે? જેવો તેવો પંતુજી-બુદ્ધિવાળો માણસ ન જોઇએ. સાથેસાથ સાહિત્ય સમજનાર રસજ્ઞ માણસ જોઇએ. કદાચ તું વિચારતી હો કે–'હું આવું'–તો તું આવી શકે ખરી; પણ એ માટે તારે યોગ્ય સ્થળે અરજી કરવી પડશે. એમ નહિ કરે તો નહિ ચાલે. હવે હું ઓછો કર્તા-હર્તા છું, વળી હું તો કદાચ તને લઇ પણ લઉં, પરંતુ લોકો કહેશે કે હું પક્ષપાત કરું છું, અને એવું બીજુંયે જુઠાણું ચલાવશે....પણ જો, હું આ રમુજ કરતો હતો હો, એ વાત મારે તને સદાયે યાદ કરાવતા રહેવું પડશે.'

× × ×

'હવે સુઇ જાવ રાત પડી.'

કેમ? સુઇ જાઉં શા માટે? મઝાની વર્ષાની ઝરમર સાંભળું છું. ને ભૂતની વાતો વાંચું છું જરા આરામથી પડયો છું એ તારાથી નથી સહેવાતું મનમાં થયું હશે કે-'ગમે તેમ પણ હવે કંઇક કરવું જોઇએ'—જા, તું તારે સુઇ જા, હું અહીંથી વિના તકલીફે મારા ઓરડામાં જઇ શકીશ.'

'વારુ, તો પછી પેલું 'બેન્જાસ કુક' લઇ લો.'

'જો મૈત્રેયી, તારું મારી સાથેનું વર્તન "નાનો બાબો દુધ પીએ બચ બચ' ના જેવું છે. આ બિલકુલ ન ચલાવી લઈ શકાય એવું વર્તન છે, વાત વાતમાં–'સુધાકાન્તબાબુને બોલાવું!' એવી ધમકી શા માટે? તમે બધા મને સમજો છો શું? હજુયે હું નાનો કિકો છું શું? આ જો ને, શાન્તિનિકેતનથી કલકતા જીવનમાં કંઇ કેટલીયે વાર ગયો. આવ્યો હઇશ તેનો કંઇ હિસાબ નથી, તેમ છતાં હમણાં હમણાં મારી સાથે કોઇક એકાદ અભિભાવક વાલી હોવો જ જોઇએ—હોય જ છે. કોણ જાણે હું કદાચ કયાંક ખોવાઇ જાઉં યા બાળકો ઉપાડી જનારના હાથનો શિકાર બનું તો! તે વખતે સાથે આવેલા એક ભાઈ 'બેદિયા' સ્ટેશને ગાડી ઊભી રહેતાં જ ઉંચે શ્વાસે દોડતા આવ્યા ને કહે–'ગુરુદેવ આ બેદિયા છે હોં'—'શું કરું, કહેવું જ પડયું કે–'ઓહ, એમ છે કે શું! ગઝબ જેવું છે, આ પૃથ્વી-ઉપર આટ–આટલા સ્થળોને આટલા નામો છે તેમ છતાં આ બેદિયા સિવાય બીજું કંઇ જ નથી!'—પણ જવા દે એ વાત. આ લે, થિયોસોફિસ્ટોનું આ સમ્યક્ વાંચ. બે ગઝબની વાતો છે, પોત-પોતાનો અનુભવ લેખકોએ એમાં રજુ કર્યો છે. ભારે અચંબા જેવું છે!'

'ભલા, તમે એ માની શકો છો? હું તો નથી માની શકતી—

'આ જ તો તમારા સૌની ખામી છે, જેમ માનવા જેવી કોઇ સાબિતી નથી તેમ ન માનવા જેવી પણ કોઈ સાબિતી નથી, જેની બન્ને બાજુ સમાન હોય એનો નાહકનો શા માટે અવિશ્વાસ કરીએ? તમે બધા બહુ મોટા મોટા વૈજ્ઞાનિકો થઇ ગયા છો કેમ! જે વાત 'સીસ્ટમેટિક પ્રુવ' રીતસરની સિદ્ધ થાય તે માનવી જ નહિ! પણ એ રીતે જોઇએ તો સંસારમાં કેટલી વાત સિદ્ધ થઇ

* ખુશામદ

છે? વળી એવું કંઇક હોવાનોય ઘણો સંભવ છે કે જે સિદ્ધ થતું નથી. થઇ શકે નહિ કારણ એ માણસ માત્રનાં જ્ઞાનને ગમ્ય હોતું નથી. એ ગુપ્ત રહેવા જ સર્જાયેલું હોય છે કયારેક કંઇક એકાદ પળે કોઇ કોઇ વિશેષ વ્યકિતમાં એ જરા જેટલું પ્રગટ થાય છે પરંતુ સિદ્ધ કરવા જેવું કંઇજ સ્થુળ ચિહ્નએ મૂકી જતું નથી. એજ—કઇ રીતે આ બધું લખાય છે કહે તો ? અજબ જેવું નથી આ બધું ?'

"એ હશે, પણ હું એ નથી માની શકતી."

—"આમ કહેવું એ અત્યંત ભૂલ ભર્યું છે, એ શા માટે અસત્ય બોલે ? છેતરપીંડી કરે એને શો ફાયદો છે ?"

'—કેમ ? ખોટું કોઇ કંઇ બોલતું જ નથી શું ? પોતાને અસાધારણ સિદ્ધ કરવા !'

'એ સંભવિત છે, પણ અહીં આ ક્ષેત્રે મને તો એમ નથી લાગતું. એવી વાતો એણે કહી છે કે જે એની બુદ્ધિ યા મગજથી કદીયે સંભવિજ ન શકે—જો તું માની લે કે હું પ્રશ્ન પૂછું કે બીજી જ ક્ષણે એનો બરાબર જવાબ સુંદર રીતે એ વાળી શકે તો એને અસાધારણનું વિશેષણ આપવું જ જોઇએ. કારણ હું શું પૂછીશ તે તો એની જાણમાં ન હતું કે જેથી તે માટે તૈયાર થઇને આવે ? આ વાતજ જોને, નવી ભાભી મારી સાથે કઇ રીતે વાતો કરતાં એ સમજવું તેને માટે આકરૂં હતું, છતાં એણે તુરત ઉત્તર આપ્યો કે—"મુરખ છોકરા, હજુયે તારામાં બુદ્ધિ ન આવી" આ વાત આ રીતે તેઓ જ મને કહી શકતા, એને આનો ખ્યાલ આવવો એ સંભવિત હતું શું ? વળી બીજી પણ એવી ઘણીયે વાતો લખાઇ આવી કે જે એ કળી ન શકે, કે ન એ રીતે પ્રગટ કરી શકે. એકવાર એક સુંદર ઉત્તર લખાઇ આવ્યો કે "તમે અમારી પાસે આટલા ને આવા પ્રશ્નો શા માટે કરો છો ? મૃત્યુ પામ્યા એટલે અમે 'સબ જાનતા' સર્વજ્ઞ થઇ ગયા છીએ એવું નથી. તમારી જેમ અમારા જ્ઞાનને પણ એક મર્યાદા છે."—એવી એવી અદ્ભૂત વાતો લખાઇ આવેલી કે જેમાંની કેટલીક તો સમજી જ ન શકાઇ. શમી*એ કહ્યું કે એ વૃક્ષ-લોકમાં છે, અને ત્યાં એક નવું જગત સરજી રહ્યો છે. કોણ જાણે એનાં કહેવાનું તાત્પર્ય શું હશે ? જે ઝડપથી જવાબો લખાતા હતા. એ વિસ્મય ઉપજાવતા હતા. એક પછી એક સવાલો સાંભળી, એનો અર્થ વિચારી, એના ઉત્તર લખ્યે જવા અને એ પળનાં યે વિલંબ વિના, એ મને તો સહજ સંભવિત નથી લાગતું. અને વળી આટલું જુઠાણું ચલાવ્યે લાભ પણ શો ?"

"તમારી વાત સાંભળીને તો એમજ થાય છે જાણે આ પૃથ્વી પર કોઇ કદિયે અસત્ય વદતું યા છેતરપીંડી કરતુંજ નથી. અને જો એમજ હોય તો પછી "હિસ્ટિરિક ટેમ્પરામેન્ટ" વાળી બાળાઓજ આ બધું કેમ વધુ કળી શકે છે ? તમે પોતે કેમ કોઇ દિવસ કંઇ ન જોયું ?"

—"એ બેશક ખરૂં છે, અતિ પ્રબળ શક્તિવાળાઓ સારાં માધ્યમ બની શકતા નથી, ને કદાચ એનું યે કંઇક કારણ હશે. અમુક માનસિક સ્થિતિ વાળાઓ જ કદાચ આ વસ્તુ વધુ ગ્રહણ કરી શકતા હશે. હું ફરીને જોઇશ. સ્વપ્ન લગભગ નથી જોયા તેમ કહી છકું એટલા ઓછાં જોયાં છે. માત્ર એક વાર નવાં ભાભીને સ્વપ્નમાં દીઠા હતા. જાણે એ મૂંગેમૂંગા આવીને ઘર વચ્ચે ઊભા રહ્યાં. મેં પુછ્યું. તમે શા માટે આવ્યા, ? અહીં તો કોઇને તમારી જરૂર નથી."

—"હું યે કદી કંઇ જોઇ શકી નથી, ખૂબ ખૂબ ઇચ્છા છતાંયે. એથીજ હું એ વાત માની શકતી નથી."

—"આમ કહેવું એ ભૂલ છે મૈત્રેયી, મોટી ભૂલ છે. પૃથ્વીમાં એવું ઘણું ઘણું છે જે આપણે જાણતા નથી એથી ઓછું એ બધું નથી જ એમ કહી શકાય? આપણે કેટલું જાણીએ છીએ ? આપણે જાણીએ છીએ જરાક જેટલું, જ્યારે જે નથી જાણતા એનો તો પારાવાર પડયો છે, એ જરાક જેટલા પર અવલંબીને, આંખો મિંચી મોં ફેરવી લીધે ન ચાલે, અને એ ઉપરાંત આટલા માણસો તદ બાધીને એક પછી એક જુઠાણું ચલાવતા રહે એ મારે ગળે ઉતરતું નથી. તેમ છતાં ઘણા ગોટાળા થાય છે એ વાત હું સ્વીકારૂં છું, પરંતુ જે વાતમાં

[અનુસંધાન પાન ૯૭ ઉપર]

* ગુરુદેવનાં અવસાન પામેલા નાનાં પુત્ર

# મળ શુદ્ધિ માટે

## ખોરાકમાં કૂચા Celluloseનું મહત્ત્વ

ભૂપતરાય મો. દવે

શહેરમાં રહેનારા લોકોનું આરોગ્ય દિનપ્રતિદિન ઘસાતું જાય છે. કારણ કે તેઓનું જીવન કૃત્રિમ હોય છે. સૌથી પહેલાં તેઓનો ખોરાક તપાસીએ. શહેરી લોકોના ખોરાકમાં જે મહાન સુધારા થઇ રહ્યા છે. તે ઊગતી પ્રજાની તન્દુરસ્તીનો નાશ કરનારા છે.

શહેરીજીવનમાં રહેનારા લોકોના ખોરાકમા પોષણ-દાયક તત્ત્વોનું મહત્ત્વ ઘટયું છે. અને કસ વગરના પદાર્થોનો ઉપયોગ છૂટથી થઈ રહ્યો છે. ફરસાણ, ભેળ પુરી, બનાવટી ઘીની સ્વાદિષ્ટ મીઠાઈઓ ઓસાવેલા ભાત, બાફીને છાલ ઉતારેલ બટેટા. રવો ચક્કીમાં દળાવેલ થૂલા વગરના લોટની રોટલી, મેંદો, સત્ત્વગરનું બનાવટી ઘી, પાવડર અને પાણીથી બનાવેલું દૂધ, ફોતરા વગરની દાળો, તીખા, તળેલા પદાર્થો, ઠંડા પીણા, ચા, કોફી, ગરમ-તીખા મસાલા અને તેલથી નીતરતા અથાણા આવા આવા અનેક કસવગરના પાચક અવયવોને બગાડવામાં મદદરૂપ બને છે.

જે ખોરાકમાં શરીરને પોષણ આપનારા તત્ત્વોનો અભાવ છે. જે ખોરાકમા શુદ્ધ લોહી બનાવવાનું તેજ નથી, જે ખોરાકમા શરીર બાંધવાનો ગુણ નથી આવા પદાર્થોનો આહારમાં દરરોજ ઉપયોગ કરવાથી શરીર ઘસાવા માંડે છે, અને અનેક રોગ ઉદ્દભવે છે.

શરીર માંદલું-રોગીષ્ટ થવાનું કારણ અશુદ્ધ આહાર-વિહાર છે. શુદ્ધ આહાર વગર આરોગ્ય પ્રાપ્ત નથી થતું. કૃત્રિમ અને અશુદ્ધ આહારની અસર મોટા આંતરડા પર થાય છે. પરિણામે કબજિયાત રહે છે. કબજિયાતને લીધે મોટા આંતરડામાં મળ જામે છે. મળ ત્યાં સડે છે. તેમાંથી એક પ્રકારનું ઝેર પેદા થાય છે. આ ઝેરની ખરાબ અસર લોહી પર-શરીર પર પહોંચે છે અને શરીર રોગથી ઘેરાય છે. કબજીયાતને દૂર કરવા માટે અનેક ઇલાજો યોજવામાં આવ્યા છે. અને લોકો હાનિકાર વિવિધ પ્રયોગો પોતાના શરીર પર અજમાવે છે. પરિણામે થોડો-ઘણો લાભ તેઓને મળે છે. પણ જડમૂળમાંથી કબજિયાત નાબૂદ નથી થતી.

કબજિયાતને હંમેશ માટે દૂર કરવી હોય તો આહારમા મુખ્ય ફેરફારો કરવા જોઇએ. જો ખોરાક શુદ્ધ અને મળશુદ્ધિમા મદદ કરે તેવો લેવાય તો જ કબજિયાત કાયમી નાબૂદ થઇ શકે.

સામાન્ય રીતે ખોરાકમાં જે રેસાઓ કે કૂચો (Cellulose) લેવામાં આવે છે તે ઘણો ઉપયોગી છે. અલબત્ત રેસા-કૂચો પોતાની મેળાયે પચતો નથી, તેમ તેમાંથી લોહી પણ બનતું નથી. રેસા-કૂચાનું સાચું કાર્ય તો ખોરાકને સહેલાઇથી પચાવવાનું છે. આપણે જે ખોરાક ખાઇએ છીએ તે મોંમાં ચવાઈને અન્નનળી મારફત જઠરમાં હોજરીમા પહોચે છે. અહીં ખોરાક ઘાટો-ચીકણો બને છે. તેમ જ જઠરમાં ખોરાક પચવાની ક્રિયા શરૂ થાય છે. જો ખોરાકમાં રેસા-કૂચાવાળો પદાર્થ ન લેવાયો હોય તો જઠરમાં ખોરાકને પ્રવાહી બનાવવા માટે ઘણો સમય અને પરિશ્રમ પડે છે. આહારમાં કૂચાવાળો પદાર્થ પૂરતા પ્રમાણમાં લેવામાં આવ્યો હોય ત્યારે ખોરાકને એક-રસ થતાં બહુ ઓછો શ્રમ અને સમય લાગે છે.

કૂચાવાળો ખોરાક જઠરમાં એક પ્રકારનું મહત્ત્વનું કાર્ય કરે છે. અને તે કાર્ય એ છે કે જે કૂચાવાળો પદાર્થ આહારમાં લેવાયો હોય છે તે જઠરમાં જઇને ફુલાય છે-પ્રસરે છે. જેથી ખવાયેલો ખોરાક જઠરમાં સ્થિર નથી રહેતો. જઠરમાંથી પૂરતા પ્રમાણમાં જઠરરસ (Gastric juice) ઝરે છે તેનાથી ખોરાક ઝડપથી ઓગળે છે, પચે છે.

હવે કૂચાવાળા ખોરાકનું બીજું કાર્ય જોઇએ. ખોરાકમાં કૂચાનું પ્રમાણ પૂરતા પ્રમાણમાં સચવાયું હોય તો મળશુદ્ધિના કાર્યમાં મદદરૂપ બને છે. કારણ કે કુદરતે માનવીના આંતરડાની ગોઠવણ એવી રીતે કરી છેઃ મોટા આંતરડામા જે મળ જામી ગયો હોય છે તેને આગળ ધકેલવા માટે ખોરાક માંહેનો

પચ્યા વગરનો કૂચો ( Cellulose ) બ્રશનું કાર્ય કરે છે. એટલે કે મળને બરાબર સાફ કરવાનું કામ કરે છે. મોટા આંતરડાની ક્રિયાને ઉત્તેજિત કરી નિયમિત દસ્ત લાવે છે અને જૂની કબજિયાત મટે છે.

**રેસા–કૂચો ( Cellulose ) કયા પદાર્થોમાંથો મળશે. ?**

આપણે જે અનાજ ખાઈએ તેમાં કૂચો ઠીકઠીક મળે છે. ઘઉં, જુવાર, હાથછડના ચોખા, અડદ, મઠ, મગ વગેરે કઠોળમાં કૂચો મળે છે. પણ હાલની સુધરેલી રીત મુજબ લોકો ઘઉંનો લોટ ચાળીને તેમાંથી થૂલું બહાર કાઢી નાખી દે છે. તેવી રીતે મગ, અડદ વગેરે દાળમાંથી ફોતરાં કાઢી નાખવામાં આવે છે. ચોખામાંથી ઉપરનું પડ કાઢવા માટે મિલમાં સાફ કરવામાં આવે છે. અને ઓસાવીને આહારમાં લેવાય છે. આમ દરેક કઠોળમાંથી તેનાં ફોતરાં અને થૂલું ફેંકી દેવાય છે. આમ જે મહત્ત્વનો પોષણ-વાળો, ક્ષારવાળો, જીવનસત્ત્વવાળો ભાગ છે તેને તદ્દન નકામો ગણીને જાનવરને ખવરાવવામાં આવે છે. અથવા તો રસ્તા ઉપર ફેંકી દઈએ છીએ. અને આપણે એ બધા આરોગ્યવર્ધક તત્ત્વોથી વંચિત રહીએ છીએ. આંખને સુંદર દેખાય, જીભને સ્વાદિષ્ટ લાગે એવા સત્ત્વ વગરનો ખોરાક લેવામાં આપણે ગૌરવ અનુભવીએ છીએ. આમાં ગૌરવ કરતાં તો મૂર્ખાઈ, ગેરસમજ વધારે દેખાય છે.

ઘઉંમાં સૌથી વધારે પૌષ્ટિક તત્ત્વો છે. અને તેથી આપણે આહારમાં ઘઉંનો છૂટથી ઉપયોગ કરીએ છીએ, તેમાં ઊંચા પ્રકારનું નત્રીલ ( Proteins ) છે. ઉપરાંત ચૂનો, લોહ, ફોસ્ફરસ ગંધક, મેગ્નેશિયમ છે. ખાસ કરીને પોટેશિયમનું તત્ત્વ સૌથી વધુ છે. વિટામિન દૃષ્ટિએ તપાસતા ઘઉંમાં વિટામિન 'એ' અને 'બી' સારા પ્રમાણમાં છે. 'સી,' 'ડી.' 'એફ,' અને 'જી' તદ્દન સામાન્ય પ્રમાણ છે. આવા ઉમદા તત્ત્વોથી ભરપૂર ખોરાકમાંથી સમજદાર લોકોએ કિંમતી થૂલું કાઢી ન નાખવું જોઈએ.

ઘઉંની રોટલી બનાવતી વખતે થૂલું કાઢી નાખવું નહિ. તેમ જ પૂરતા પ્રમાણમાં થૂલું આહારમાં લેવાય એ અત્યંત હિતકર છે. થૂલાની કિંમત તેના ક્ષારોમાં છે. જઠરના દર્દોમાં, મંદાગ્નિમાં, જઠરમાં ખટાશ વધી ગઇ હોય, જઠરમાં બળતરા થતી હોય, કલેજુ ( Liver ) બગડેલું હોય, લોહી ફીક્કું–નબળું થઇ થઇ ગયું, મૂત્ર–પિંડો નબળાં થઇ ગયા હોય વગેરે દર્દોમાં ઘઉંનું થૂલું સારી અસર પહોંચાડે છે. તેમ જ દર્દમુક્ત કરે છે. આ બધા પછી દસ્ત સાફ લાવે છે. ઘઉંના ફાડાની થૂલી બનાવીને તેમાં સહેજ મીઠું ( Salt ) અથવા થોડો પ્રમાણસર ગોળ નાખીને ખોરાક તરીકે લેવાથી પણ ઘઉંના પોષણતત્ત્વો અને કૂચો મળે છે; અને સહેલાઇથી પચી જાય છે. ઉપરાંત મળશુદ્ધ માટે ઘણી ઉપયોગી છે.

ઘઉંની જગ્યાએ મેંદા જેવી પાચનક્રિયાને નુકસાન-કારક વસ્તુ આહારમાં ન લેવાય એ વધારે લાભદાયી છે. મગ, અડદ અને બીજા કઠોળમાંથી ફોતરાં ફેંકી ન દેતાં આહારમાં લેવા જોઇએ, જેથી ખોરાકની મીઠાશ વધશે.

આપણા આહારમાં શાક–ભાજીઓને પણ ઠીક-ઠીક મહત્ત્વ આપવામાં આવ્યું છે, પણ એનો સમ્પૂર્ણ લાભ આપણે મેળવતા નથી. જેમ આપણે ઘઉંમાંથી થૂલું અને કઠોળમાંથી ફોતરાં કાઢી નાખીને પછી જ આહારમાં લેવા માટે ટેવાયા છીએ તેમ બટેટા, પરવળ, દૂધી, તુરિયા, ગલકાં, ટીંડોરા, શકરિયાં, કારેલાં, પંડોળા, કંટોલા, કાકડી વગેરેની છાલ કાઢીને પછી જ શાક તરીકે ખોરાકમાં લઇએ છીએ. દરેક શાકની છાલમાં મહત્ત્વના ક્ષારો પોષણતત્ત્વો, વિટામિન અને રેસા–કૂચા રહેલા છે એ ભૂલવું ન જોઇએ.

કોબીજ, કોબી ફૂલ, ગાજર, લીલા વટાણા, સેલેડ, વાલોર. ટમેટાં, પાપડી, ભીંડા, લીલી ચોળી, ગવારશીંગ, ફણસી, મૂળા, સરગવાની સીંગ, મોગરી, બીટ, કાંદા વગેરેમાં પૂરતા પ્રમાણમાં રેસા–કૂચા મળી આવે છે.

આ ઉપરાંત લીલા પાનવાળી ભાજીઓ જેવી કે પાલખ. મેથી, સુવા, તાંજળજો, ડોડી, કોથમીર,

ફુદીનો વગેરેમાં ક્ષારો, વિટામિન અને રેસા-કૂચા સમ્પૂર્ણ છે, તેમ જ લોહીને શુદ્ધ કરનારા ઉમદા ક્ષારો છે.

આ બધા શાકભાજીઓ જેટલા બની શકે તેટલા થોડા પ્રમાણમાં કાચાં ચાવીને ખાવાની ટેવ પાડવી જોઇએ. કાચા ન ભાવે તો બાફીને લેવા જોઇએ. (બાફેલા શાકભાજીઓનું પાણી ફેંકી ન દેતા ખોરાક તરીકે ઉપયોગમા લેવુ) પણ ખૂબ ચોડ-વીને-બાળી નાખીને સત્વ વગરના કરીને ન લેવાય એ વધારે ઇચ્છનીય છે.

ગાજર, ટમેટાં (પાકા), કાકડી, કોબી, બીટરૂટ, સેલેડ, કાંદા (ડુંગળી) આ બધાને સામાન્ય બારીક ટુકડા કરીને અથવા ખમણીથી બારીક બનાવીને તાજા દહીંમાં જમતાં પહેલા એકથી બે કલાક સુધી પલાળી રાખો ત્યાર બાદ ભોજનની સાથે અથવા જુદી રીતે એમ ને એમ લઇ શકાય. આ પ્રકારની કચુંબર સ્વાદિષ્ટ અને શક્તિવર્ધક છે. દહીં વગર પણ આ કચુંબર લઈ શકાય છે આ રીતે ભોજનમા લેવાથી રેસા અને કૂચો જોઇએ તેટલો મળી શકે છે. આ બાફ્યા વગરની-ચોડવ્યા વગરની કચુંબરની અસર જઠર અને આંતરડા પર ઘણી જ સારી થાય છે. જૂનામાં જૂની કબજિયાત મટાડવા માટે આ કચુંબરનો પ્રયોગ આશ્ચર્યકારક ફાયદો કરે છે, આ બધા પછી દાંત સાફ રાખે છે. જઠર અને આંતરડાની ક્રિયામાં મદદરૂપ બને છે. આ પૌષ્ટિક અને ક્ષારોથી ભરપૂર બલપ્રદ કચુંબરનું સેવન કરનારને કોઇ પણ પ્રકારની બિમારી નથી આવતી

ફળોમાં રેસાવાળા-કૂચાવાળા તત્ત્વો છે. કેળાં, જામફળ, ચીકુ, કેરી, પપૈયુ, મોસંબી, સંતરા, દ્રાક્ષ, અંજીર, અનનાસ, પીચ, સફરજન, વગેરે ફળોમાંથી જેટલા લઇ શકાય તેટલા ફળો છાલ સાથે લેવાની ટેવ પાડવી જરૂરી છે. ફળો આરોગ્યની દૃષ્ટિએ ઉત્તમ છે, તેમ જ ચેતન ક્ષારો અને મધુર રસોથી ભરપૂર છે. ફળોની છાલમાં કિંમતી તત્ત્વો છે. જીવનશક્તિ મેળવવા, લોહી વધારવા, અશુદ્ધ લોહીને શુદ્ધ બનાવવા માટે ફળો અદ્ભુત કાર્ય કરે છે.

લીલા અથવા સૂકા નાળિયેરનું કોપરું ખૂબ ચાવીને ખાવાથી કૂચો સારા પ્રમાણમાં મળે છે. દાંત બગડી ગયા હોય તો સ્વચ્છ અને તન્દુરસ્ત બને છે ઉપરાંત મળશુદ્ધિની ક્રિયામાં ખૂબ જ મદદરૂપ બને છે.

આપણે મળશુદ્ધિ માટે આહારમા રેસા-કૂચાનું મહત્વ સમજ્યા. અહીં એક બીજી પણ બાબત લક્ષમાં રાખવા જેવી એ છે કે એકલા રેસાવાળા-કૂચાવાળા પદાર્થો ખોરાકમાં લેવાથી આરોગ્ય સચવાતું નથી, તેમ મળશુદ્ધિ નથી થતી. ખોરાકની સાથે દિવસભરમાં પાણીનું પ્રમાણ પણ જાળવવું જોઇએ. કારણ કે ખોરાકને પચાવવા માટે પાણીની ઉપયોગિતા ઘણી મોટી છે. એટલે દિવસ આખામાં પાંચથી સાત પ્યાલા સાદું પાણી પીવાનો ટેવ પાડવી; જેથી કબજિયાતમાંથી વહેલી તકે મુક્ત થવાશે.

મળશુદ્ધિ માટે કેટલીક બાબત સૌ કોઇએ યાદ રાખવા જેવી છે. જો ખોરાક રેસા-કૂચા વગરનો, સુંવાળો લીસો અને મેંદાના લોટનો લેવાયો હશે તો જઠરમાં એ પદાર્થો સખત રીતે જામી જાય છે. આ ઉપરાંત આંતરડાની હલન-ચલનની ક્રિયા અત્યંત ધીમી થાય છે. જેને લીધે દસ્ત-મળ ધાર્યા કરતા ઘણો મોડો આવે છે.

આપણે આપણું ગુમાવેલું આરોગ્ય પાછું મેળવવું હોય તો આપણા દરરોજના આહારમાં રેસાવાળો કૂચાવાળો (Cellulose) પદાર્થ ચીવટપૂર્વક લેવો જોઇએ. શાક-ભાજીઓ તાજા રસવાળા, ખાટા મીઠા ફળો અને ઘઉંનું થૂલું તેમ જ કઠોળ ફોતરાં સહિત લેવાની આદત કેળવવી પડશે.

★

શ્રી બંસી ગાંધી, बी. एस. सी.
પ્રો. જયંતીલાલ દે. ઓઝા एम. एस. सी.
ડૉ. નરસિંહ મૂ. શાહ एम. एमसी. पी. एच. डी.

## નોબેલ પારિતોષિક મેળવનાર રસાયનિકો

રસાયનના વિષયમાં શ્રેષ્ઠ સંશોધન કરી નોબેલ પારિતોષિક મેળવનાર દુનિયાના રાસાયનિકો સંબંધી શક્ય તેટલી માહિતી એકઠી કરીને નીચે આપી છે:

| વર્ષ | નામ | વિષય |
|---|---|---|
| ૧૯૦૧ | જે. એચ. વાન્ટ હોફ્ આમ્સ્ટરડામ અને બર્લિન | પરમાણુ રચના: દ્રાવણો: સ્ટાર્ચ મીઠાના ક્ષારો |
| ૧૯૦૨ | એમિલ ફીશર, બર્લિન | સાકરોનું સંયોજન: પ્રોટીન |
| ૧૯૦૩ | સ્વાન્ટે આરેનિયસ સ્ટોકહોમ | આયોનાઇઝેશનનો સિદ્ધાંત |
| ૧૯૦૪ | સર વિલ્યમ રામ્સે, લંડન | વાતાવરણના વિરલ વાયુઓની શોધ |
| ૧૯૦૫ | એડોલ્ફ ફોન બેયર, મ્યુનિક | ગળીનું સંયોજન |
| ૧૯૦૬ | હેનરી મોઈસાં, પારીસ | ફ્લ્યુઓરીન: વીજળીક ભઠ્ઠીની શોધ |
| ૧૯૦૭ | ઈ. બુકનેર, બર્લિન | આથવાની ક્રિયાનું રસાયન |
| ૧૯૦૮ | સર અર્નેસ્ટ રૂથરફર્ડ, માન્ચેસ્ટર | રેડિયો-એકટીવિટી |
| ૧૯૦૯ | વિલ્હેલ્મ ઓસ્વાલ્ડ, લીપ્ઝીગ | દ્રાવણોનો સિદ્ધાંત |
| ૧૯૧૦ | ઓ. વાલાક, ગોટીન્જન | ટરપીનોનું રસાયન |
| ૧૯૧૧ | મેડમ ક્યુરી, પારીસ | રેડિયમ અને પોલોનિયમની શોધ |
| ૧૯૧૨ | વિ. ગ્રીગ્નાર્ડ નાન્સી<br>પી. સાબાસ્ટીયર ટુલાઉસ | કાર્બનિક સંયોજન અને કાર્બનિક રસાયનમાં સંસર્ગક્રિયા. |
| ૧૯૧૩ | એ. વર્નર, ઝ્યુરીચ | મેળમાત્રા અને રસાયનિક બંધારણ |
| ૧૯૧૪ | ટી. ડબલ્યુ. રિચાર્ડ્સ, હાર્વર્ડ | અણુવજન |
| ૧૯૧૫ | આર વિલ્સ્ટેટર, મ્યુનિક | ક્લોરોફીલ(પાંદડાંનો લીલો રંગ) અને રંગનો સિદ્ધાંત. |
| ૧૯૧૮ | ફ્રીટ્ઝ હાબર, બર્લિન | એમોનિયાનું સંયોજન |
| ૧૯૨૦ | વાલ્થર નેર્નસ્ટ, બર્લિન | વિદ્યુત રસાયન: ગરમી ગતિ શાસ્ત્રમાં સંશોધન |
| ૧૯૨૧ | ફ્રેડરીક સોડી, ઓક્ષફર્ડ | રેડિયો–એકટીવિટી |
| ૧૯૨૨ | એફ. ડબલ્યુ એસ્ટન, કેમ્બ્રીજ | આઇસોટોપ |
| ૧૯૨૩ | એફ. પ્રેગલ, ગ્રાઝ ( ઓસ્ટ્રીયા ) | કાર્બનિક પદાર્થોનું સૂક્ષ્મ પૃથક્કરણ |
| ૧૯૨૫ | આર. ઝીગ્મોન્ડી, ગોટીન્જન | કોલોઇડ રસાયન |
| ૧૯૨૬ | ધી સ્વેદબર્ગ, ઉપસાલા | ,, ,, |
| ૧૯૨૭ | એચ. વીલેન્ડ, મ્યુનિક | પિત્તના ખાટા પદાર્થો–તેજાબો |
| ૧૯૨૮ | એ. વીન્ડાઉસ ગોટીન્જન | વિટામીનો |
| ૧૯૨૯ | એ હાર્ડન, લંડન<br>એચ. ફોન યુલેન-ચેલ્પીન, સ્ટોકહોમ | સાકર આથવાની ક્રિયા |

| | | |
|---|---|---|
| ૧૯૩૦ | એચ ફીશર મ્યુનિક | હેઇમીન અને ક્લોરોફીલ |
| ૧૯૩૧ | એફ. બરજ્યસ, માનહાઈમ<br>સી. બોસ, ઓપાઉ (જર્મની) | કોલસાનું હાઇડ્રોજન સાથે સંયોજન<br>નાઈટ્રોજનનું સંયોજન. |
| ૧૯૩૨ | ઇર્વીંગ લાન્ગમ્યુર, સ્કેનેક્ટડી | અણુરચના |
| ૧૯૩૪ | એચ સી યુરે. ન્યુયોર્ક | ભારે હાઈડ્રોજન (ડયુટેરિયમ)ની શોધ |
| ૧૯૩૫ | મી અને મીસીસ જોલિયો ક્યુરી, પારીસ | કૃત્રિમ રેડિયો-એક્ટીવિટીની શોધ |
| ૧૯૩૬ | પી. ડીબાય, ઝુરીચ | સંપૂર્ણ આયોનાઇઝેશનનો સિદ્ધાંત |
| ૧૯૩૭ | ડબલ્યુ એન હાવર્થ, માન્ચેસ્ટર<br>પોલ કારેર, સ્વીટ્ઝરલેન્ડ | |
| ૧૯૩૮ | રીચાર્ડ કુહન, જર્મની | |
| ૧૯૩૯ | પ્રો૦ એ. બ્યુટેનાન્ડ<br>પ્રો૦ એલ. રુસ્કિા ઝુરીચ | કસ્તુરી અને વિટામીન જેવા<br>સાર્ગનિક પદાર્થોનું સંયોજન |
| ૧૯૪૩ | જી. ફોન હેવેસી, સ્વીડન | |
| ૧૯૪૪ | ઓટો હાન, જર્મની | |
| ૧૯૪૫ | પ્રો૦ આર્ટુરી વિર્ટાનેન, ફીન્લેન્ડ | |
| ૧૯૪૬ | જે. બી. સુમનર, ડબલ્યુ એમ. સ્ટાન્લે<br>જે. એચ. નોર્થરોપ | |
| ૧૯૪૭ | સર રોબર્ટ રોબીનસન, ઓક્ષફર્ડ | આલ્કેલોઇડના સંયોજન અને વનસ્પતિજ ઉપયોગી પદાર્થોનું અન્વેષણ અને સંયોજન. |

## જાણવા માટે

આલ્ફાનેફ્થીલ થાયોયુરીઆ નામનો પદાર્થ ઉંદરોને ઝેર રૂપ માલૂમ પડયો છે. તેનું ટૂંકાવેલું નામ 'આન્ટુ' રાખવામાં આવ્યું છે.

×

ઇંગ્લેંડની બેન્ક દુનિયામાં એક મોટામા મોટી બેન્ક ગણાય છે. તેની સ્થાપના ૧૬૯૪ મા કરવામાં આવી હતી.

×

ફોતરા કાઢી નાખેલ સારી જાતનુ ચોખાનું થૂલું ઢોરને ખવડાવવામાં આવે છે તેમાં નીચે દર્શાવેલા પ્રમાણમાં ઉપયોગી પદાર્થો હોય તે.

પ્રોટીન-૧૨'૮ ટકા, ચરબી-૧૩'૪ ટકા, રેસા-૧૩'૦ ટકા અને ફોસ્ફેટ-૬'૦

×

શરદી પેદા કરનાર જીવાણુ એક મીલીમીટરના એક દશ હજારાંશ કરતા પણ નાનો છે.

×

ચકમકવાળો કાચ-ફ્લીન્ટ ગ્લાસ બનાવવાની રીત ૧૬૭૪માં જ્યોર્જ રેવન્સક્રોફ્ટ નામના એક અંગ્રેજે શોધી કાઢી હતી.

×

બસો ઇંચ વ્યાસનું દુનિયામાં સૌથી મોટું દૂરબીન અમેરિકામાં કેલીફોર્નિયા પાસે માઉન્ટ પાલોમરની વેધશાળામાં ગોઠવવામા આવ્યું છે. આ દૂરબીન વડે દશ લાખ પ્રકાશવર્ષ દૂર આવેલ આકાશી પદાર્થો તપાસવાનું શક્ય બને છે.

★



અનુસંધાન પાન ૮૦ થી ચાલુ

## શહીદીની છેલ્લી પળે

પોતાનાં સ્વર્ગસ્થ પતિ, 'અમરશહીદ કુલેનાપ્રસાદનાં શરીરને,–જે જગ્યા પર ગોળીઓથી વીંધાયા હતા–બ્હેન તારારાણી પોતાનાં ખોળામાં લઈને બેઠી છે. લોહીથી એનાં બધાં વસ્ત્રો ખરડાઈ ચૂક્યા છે ત્યાં તો પોતાનાં પતિનાં મસ્તકમાંથી લોહીની એક ધારા નીકળે છે કે જેનાંથી તારારાણીની અલકલટો પણ રક્તવર્ણી બની જાય છે અને તેમનું ઓઢણું સંપૂર્ણપણે લોહીથી રંગાઇ જાય છે. એમની આંખોમાં આંસુ નથી અને પોતાની પાસે ઊભેલા પોતાનાં પૂજ્ય માતાજીને કે જેમનાં મોંમાંથી "અરે મારા લાલ" એવા શબ્દો નીકળેલા છે તેમને આંગળીથી ઇશારો કરે છે કે "આ રોવાનો સમય નથી." બધી વેદનાને ઘોળીને પીનાર એ બે બાળકો તથા વૃદ્ધ માતાની મદદથી એ વેરવિખેર થઇ ગયેલ પથિકને ઉઠાવી લે છે,— જાણે કે એનું બાકી રહેલું એ જ કર્તવ્ય છે. શહીદનાં લોહીથી ખરડાયેલા વાળવાળી તારારાણીનું એ માતૃસ્વરૂપ આપણી સામે છે કે જે કલ્પનાની આંખોથી જેમનાં તેમ જોઇ રહ્યા છે અને અમારી આકાંક્ષા છે કે હિંદના લાખો માણસો એમને એ જ રૂપમાં જુએ.

એ પણ સમય આવશે કે જ્યારે સ્વતંત્ર ભારતની માતાઓ પોતાનાં બાળકોને કુલેનાપ્રસાદનું નામ લઇને પ્રોત્સાહિત કરશે, પાઠ્યપુસ્તકોમાં એમનું ચરિત્ર છપાશે અને ઐતિહાસિક ગ્રંથોમાં એમનું નામ શહીદોને ઉદાહરણરૂપ સાદર રજૂ કરવામાં આવશે. ખરી રીતે આ દંપતીનાં જીવનમાં મહાકાવ્યની સામગ્રી તૈયાર છે. પણ ક્યાં છે એ કવિ કે જે એનો ઉપયોગ કરી પોતાની વાણીને પવિત્ર કરી શકે? ક્યાં છે એ લેખક કે જે અમરશહીદની અમર ગાથા લિપિબદ્ધ કરીને પોતાને અમર બનાવી શકે? અને ક્યાં છે એ નરપુંગવ કે જે આ અદ્દભુત બલિદાનને પોતાનાં જીવનમાં ચરિતાર્થ કરી શકે ?

ફરી ફરીને એ જ પ્રશ્ન થાય છેઃ ક્યાં છે ?–ક્યાં...છે?

## આર્ત્ત રેટણા

મૂંઝાતું'તું મારું ઉરઝરણ દેખી ગિરિવરો,
શીલા ઝાડી ઝૂંડો, અગમ પથને ધૂમ્મસ દળો;
રૂંધાયું'તું એનું કલરવ વતું ગાન દિલનું
હરીને થીજેલું હતું વહન એના સલિલનું !

પરંતુ સદ્દભાગી વીરલ પળ આભે કનકની,
મહા દીપ્તિવંતી સુભગ ઉઘડી રંગ સુરખી;
શિલા, ઝાડી ઝૂંડે, જટિલ પથ પે તેજ ઝળક્યા,
ઉદાસી એકાન્તે રસમયૂરના કંઠ ગળક્યા !

અને વારિ કેરા હિમકણ રહ્યા સર્વ પીગળી,
વળી જ્યાં મૃત્યુની ભયપ્રદ હતી શાંતિ પ્રસરી,
અને દેખી શીલા, ખડક ઉભી'તી સ્તબ્ધ સરિતા
સ્ફુર્યો ત્યાં સંગીતો, જલ ભીંજવી રહ્યા શીર્ષ ગિરિનાં !

શું કે મારા નાના ઉર ઝરણ માટે ક્ષિતિજમાં,
પછાડીને હૈયું જલધિ ઝૂરતો'તો વિરહમાં !
સૂણી સિંધુ કેરી દૂર દૂર થકી આર્ત્ત રટણા,
રહી ના હૈયાને સુધ, વહી રહ્યાં શીઘ્ર ઝરણાં !

શશિન ઓઝા

[ અનુસંધાન પાન ૮૩ થી ]

સાચું યા ખોટું કંઇ સાબિત કરી ન શકાય તેવિષે મન સદાયે ખુલ્લું રાખવું ઉચિત છે. કોઈ પણ એક બાજુ ઢળી પડવું એ મૂર્ખાઇ છે. અને એથી જ વિવિધ લોકોનાં આવા અનુભવો વાંચવા મને બહુ ગમે છે.'

'કમોત વિષે વિચારતા મને શું સૂઝે છે તે જાણે છે ? ઓચિંતાનું જે બંધન છૂટી જાય છે તે કદાચ સુસંગત રીતે છૂટતું નથી. જો આત્મા જેવું કંઇ હોય તો તેનું જૂનું બંધન છોડીને નવા જીવનમાં જવા માટે કદાચ કોઇક માર્ગ વટાવવાની જરૂર છે, પરંતુ જો ઓચિન્તાનું એ બંધન છૂટી જાય તો એનું છૂટવું યોગ્ય રીતે ન પણ થયું હોય. એક જીવનમાંથી અન્ય જીવનમાં જવાનું કદાચ એથી જ વિલંબિત અને અસ્વાભાવિક થઈ જાય છે. બેશક, ખબર નથી કે આ બધું સંભવિત છે કે અસંભવિત, બધુંજ અનિશ્ચિત છે, છતાં લાગે છે કે કમોત અસ્વાભાવિક હોઇને જ તેમાં થોડી વેદના હોવી સંભવિત છે, કારણ એને માટે માનવી તૈયાર હોતો નથી. અને આ પરથી એક બીજી વાત પણ ખ્યાલમાં આવે છે કે-જ્યારે કોઇનું યે મૃત્યુ નજીકમાં દેખાતું હોય ત્યારે આસક્ત થઇને શોકાકુલ થઇ એને દુન્વી માયા-મમતાના બંધનોથી બાંધવા મથવું એ યોગ્ય નથી. મારા જીવનમાં જ્યારે જ્યારે પણ કોઇનું મૃત્યુ નિકટ આવ્યું એમ જણાયું છે, જ્યારે જ્યારે મેં જોયું છે કે હવે કંઇ આશા જ નથી, ત્યારે ત્યારે મારી સમગ્ર શક્તિ એકત્ર કરીને મનોમન મેં વાંચ્છયું છે કે-' તને હું મુક્તિ આપું છું, જા સુખેથી તું તારે નિર્દિષ્ટ પંથે પળ'. મારા પોતાનાં સંતાનને પણ વળગી રહેવા મેં ઇચ્છયું નથી. જવાનું જો નક્કીજ છે તો આપણી આસક્તિ, આપણી વેદના એને આ મર્ત્ય-લોક સાથે બાંધી ન રાખે, એ બંધનોમાંથી મુક્ત થવા એણે કષ્ટાવું ન પડે, એનો પંથ સુગમ બનો-ત્યાગ જ જ્યાં મંગળ કરે છે ત્યાં નિરાસક્ત બની ત્યાગ કરવો એ જ યોગ્ય છે. ભાવિ-ઘટના-પ્રવાહ આપણા કાબૂમાં નથી, પણ આપણે પોતે તો આપણાં ં રહી શકીએ. Inevitable-અવશ્યમ્ભાવી સાથે કદીયે દલીલો કરી નથી. ચાહે તેટલું અપ્રિય હોય કે ચાહે તેટલું વેદનાદાયી હોય, પરંતુ જે અવશ્યમ્ભાવી છે તેની સામે ઝઝૂમીને જખમાવામાં કંઈ લાભ નથી, ત્યાં તો નમ્ર બની એનો વિજય જ સ્વીકારવો ઘટે. એમાં જ કલ્યાણ છે. મારા મૃત્યુ સમયે જો તું પાસે હાજર રહી શકે તો ક્રંદન કરીને આકુળ બની મને પોકાર ન પાડતી, પણ અંતરથી મને મુક્તિ આપજે, મૃત્યુને પંથે પળનાર પ્રત્યેનું આપણું સૌથી મોટું કર્તવ્ય એજ છે એમ મને લાગે છે.'

* *

—'જો, હજુ હમણાંજ તારા ગૃહસ્વામી આ ગ્રંથ આપી ગયા. આવા પુસ્તકો જ મને વધુ ગમે છે. આ વિજ્ઞાનનો ગ્રંથ છે. તારો ગ્રંથ-સંગ્રહ પણ જોયો. બહુ સરસ છે. ઘણુંયે સારા સારા વિજ્ઞાનનાં ગ્રંથો પણ એમાં છે, પણ એ વાચવાનાં ગ્રંથો પણ એમાં છે. પણ એ વાંચવાનાં તો સોગંદ લીધા છે ને? આ છ પેની સિરિઝની નવલકથાઓ વાંચ્યા કરો છો ને! ભેગી કરી છે એ બધી ઓશીકા પર નમીને ઝોલાં ખાતાં ખાતાં આવી બધી લૂંટ-ખૂનની વાતો જ વાંચો છો, કેવી છે તમારી બુદ્ધિ! આ કરતાં તો લોકશિક્ષણ માટે આ બધા પુસ્તકો વાંચી જઇને કંઇક પુસ્તક લખ.—પુસ્તક. ઠીક, પણ તારી આ 'જીઓનોજી' ની ચોપડીઓ હું લઈ જઇશ.—સેનને આપીશ. હમણાં એ લોકશિક્ષણ માટે જે પુસ્તક લખી રહ્યા છે તેમાં આ બહુ ઉપયોગી થશે, ચિંતા ન કરીશ. પુસ્તક તને બરાબર પાછું મળી જશે. બેશક, આ પૃથ્વી પર જેટલી 'અતિમાન' વસ્તુઓ છે તેમાં પુસ્તકો મુખ્ય છે, પણ મારો સ્વભાવ એવો નથી, શું અજબ રહસ્યમય છે આ જગત! અને એથીયે વધુ અજબ છે એનું આ જરાક જરાક ઉઘડતું-દેખાતું તે! કોણ ધારી શકે કે આપણો આ હાથ એ માત્ર નૃત્યશીલ અણુપરમાણુઓનો એક સમૂહ જ છે! આવા બધા પુસ્તકો મને વધુ તો એ માટે જ ગમે છે, કારણ કે એ મનને એક 'ઇમ્પર્સનલ'-નૈર્વ્યક્તિક અસ્તિત્વ તરફ, એક મુક્તિ પ્રતિ લઇ જવામાં અત્યંત સહાય કરે છે. ત્યાં તું-હું કંઇજ નથી, ત્યાં છે ફક્ત નિયમ અને સંખ્યા.

ક્રમશઃ

છ. મ. રા.

## બ્રહ્મચર્ય

( સં. અનુ. જયંતીલાલ આચાર્ય; પ્ર. સંદેશ લિ. અમદાવાદ; મૂલ્ય, દોઢ રૂપિયો. )

શાંતિનિકેતન ખાતે તેમજ કલકત્તા વિદ્યાપીઠમાં કવિવર રવીન્દ્રનાથ ટાગોરે કરેલાં પ્રેરક પ્રવચનોના આ મૂલ્યવાન સંગ્રહનું નામ બધી રીતે સાર્થ છે. જીવનમાં ઔપનિષદિક દૃષ્ટિએ બ્રહ્મચર્ય કેમ કરાય તે જ એ સર્વમાં પ્રબોધાયું છે. ઉપનિષદોના અભ્યાસી પિતાના ઘરના સંસ્કારે તેમજ પોતાના ઉપનિષદોના અભ્યાસમનને રવીન્દ્રનાથને ઉપનિષદોના સનાતન પ્રકાશમય સંદેશનાં કેવા કવિ–વાર્તિકકાર અને આધુનિક પુરસ્કર્તા બનાવ્યા છે તેની પ્રતીતિ પુસ્તકને પાને પાને આપણને થાય છે. સાચું ને શુદ્ધ અધ્યાત્મજીવન ખોઈ બેઠેલા આજના માનવીને આત્મા. બ્રહ્મ અને ભૂમા તરફ જ મીં રાખવાનું પ્રબોધતાં અને જીવનનાં શાશ્વત મૂલ્યો શીખવતાં આ રવીન્દ્ર–પ્રવચનોનું ગુજરાતી પ્રકાશન ખૂબ આવકારને પાત્ર છે.

## પંચભૂત

( અનુ. નગીનદાસ પારેખ; પ્ર. કમલ પ્રકાશન મંદિર અમદાવાદ; અઢી રૂપિયા. )

કવિવર રવીન્દ્રનાથકૃત 'વિચિત્ર પ્રબંધ'નો આ ગુજરાતી અનુવાદ છે. અનેક સાહિત્યપ્રકારોના પ્રયોગ કરનારા કવિવરે હળવા બનીને જે મૌલિક દીપ્તિભર્યું ચિન્તન સ્વૈરવિહારી શૈલીમાં અત્ર રજૂ કર્યું છે તે એના ભોગી બની શકે તેવા વાચકોને સાત્ત્વિક બુદ્ધિલક્ષી આનંદનો સારો અનુભવ કરાવશે. આ સ્વૈરવિહાર છે પણ તે એક પ્રતિભાશાળી કવિ અને તત્ત્વજ્ઞનો. એટલે લખાવટ પ્રસન્ન–મધુર ને હળવી છે, પણ વિચારણા તો ઊંચી સપાટીની અને તત્ત્વતઃ ગંભીર છે. વિષય પરત્વે કવિવરે કોઈ બંધન સ્વીકાર્યું નથી. પરિણામે, માનવીનું ચિત્ત, નારીનો મહિમા, સૌંદર્ય, ભારતીય સંસ્કાર, ગ્રામીણ જનતા, ગદ્ય ને પદ્ય, નર ને નારી, કાવ્યનું તાત્પર્ય, જડતા, હાસ્યનાં મૂળ અને એવા વિવિધ વિષયોને કવિવરના ચિન્તનનો પ્રકાશ મળ્યો છે. હાસ્યનાં મૂળની એમણે કરેલી વિચારણા તો ખૂબ મૌલિક ને મનનીય છે.

## હૈમન્તી

(અનુ. રમણલાલ સોની; પ્ર. કમલ પ્રકાશન મંદિર, અમદાવાદ)

રવીન્દ્રનાથની સાત ચૂંટેલી વાર્તાઓના ગુજરાતી અનુવાદનો આ સંગ્રહ છે. સાતે વાર્તાઓમાં બંગાળી સમાજનું યથાતથ દર્શન થાય છે. 'હૈમન્તી' 'હરસુંદરી' અને 'કાદંબિની' બીજી કરતાં વધુ સારી છે અને રવીન્દ્રનાથનાં માનવવૃત્તિ નિરૂપણકૌશલ, સર્ગશક્તિ અને શૈલીચમકારનો સુંદર પરિચય કરાવે છે. કવિવરની માનવતાલક્ષી નજર પાત્રોનાં જીવન-કારુણ્યને બરાબર પકડી લે છે એ આ વાર્તાઓ બતાવી આપે છે.

## અંગનફૂલ

( લે. અકુલેશ; પ્ર. નેશનલ ઇન્ફર્મેશન એન્ડ પબ્લિકેશન્સ લિ. મુંબઈ; ૩–૮–૦ )

અંગ્રેજી તેમજ જુદી જુદી દેશી ભાષાઓમાં પુસ્તક પ્રકાશન કરવા ઇચ્છતી નવી પ્રકાશન સંસ્થા એન. આઇ. પી. નું આ ગુજરાતી પ્રકાશન તેના લેખક 'અકુલેશ' નો ચોથો વાર્તાસંગ્રહ છે. રંગીલાપણું, વાસ્તવજીવન અને તેમાંય સમાજનગરની પાછલી ગલીઓનાં માનવીઓનું જીવન આલેખવાનો શોખ, પ્રયોગશીલતા અને અમુક ભાષા તથા શૈલીનો મોહ—એ બધાં એના લેખકનાં તેમના આગલા વાર્તાસંગ્રહોમાં દેખાયલાં લક્ષણો આ સંગ્રહની નવ વાર્તાઓ પણ દેખાડી આપે છે. કલ્પનાપ્રણિત ભાવનાપ્રધાન 'અગનફૂલ,' કરુણગર્ભ 'ગોપીતુંબર' અને 'મનોરી ટાપુ પર,' ગુનાખોર જીવન ગાળનારના અંતરની માણસાઇનું દર્શન કરાવતી 'ખીસાકાતરું' અને વાર્તાની લખાવટમાં એક નવો પ્રયોગ દાખવતી 'અર્થ વિનાની વાત' સંગ્રહની વાર્તા નોંધપાત્ર છે.





## અદૃશ્ય શત્રુ

(લે. કાલિદાસ જાદવ; પ્ર આદર્શ પુસ્તક ભંડાર, અમદાવાદ; મૂલ્ય સાડાત્રણ રૂપિયા)

'કુમાર,' 'ભારતી' અને અન્ય સામયિકોમાં પ્રગટ થઇ ચૂકેલી અને આ સંગ્રહમાં ગ્રંથસ્થ થએલી એકવીસે વાર્તાઓની મોટી વિશિષ્ટતા એ છે કે એ વૈજ્ઞાનિક વારતાઓ છે. જૂના સમયમાં વાર્તામાં અદ્ભુત રસ લાવવા પવનપાવડી, ઊડણખાટલી, સિદ્ધાંજન, મંત્ર, સાધના આદિને લાવવાં પડતાં. આજના યુગમાં વિજ્ઞાનની સિદ્ધિઓ અને ભાવિ શકયતાઓની કલ્પના એ રસ પૂરો પાડે તેમ છે. પવનપાવડી જેવી સિદ્ધિઓમા અત્યારના જમાનાને આસ્થા ઉદ્ભવવી મુશ્કેલ છે, પણ વિજ્ઞાનની શકયતાઓ તો તે જરૂર માની લે. આ સંગ્રહની વાર્તાઓના ઉત્સાહી લેખક આ જાણે છે. તેમણે વિજ્ઞાનની સિદ્ધ હકીકતોને અવલંબીને તેમજ વિજ્ઞાનની ભાવિ શક્યતાઓ વિષે કલ્પના ચલાવીને વાંચનારાઓની અદ્ભુત રસપ્રિયતા, સાહસવૃત્તિ અને કલ્પનાને પૂરતો ખોરાક આપે એવી આ વાર્તાઓ લખીને અત્યારસુધી આપણે ત્યાં ઓછા ખેડાયેલા વિજ્ઞાનકથાના વાર્તાપ્રકારનું નોંધપાત્ર સાહિત્ય ગુજરાતી વાર્તાસાહિત્યમાં ઉમેર્યું છે. આ વૈજ્ઞાનિક વાર્તાઓને વાર્તાઓ બનાવવાનો યથાશક્ય પ્રયાસ પણ લેખકે કર્યો છે અને મહીં માનુષીભાવો રમતા મૂક્યા છે. પરિણામે, બધી તો નહિ જ, પણ કેટલીક વાર્તાઓ વાર્તાનો રસાનુભવ પણ કરાવે છે. વિશ્વયુદ્ધ, અણુબૉંબ, હિંદમાંનો કોમી વિદ્વેષ, ગાંધીજીની હત્યા જેવી ઘટનાઓ પ્રેરે તે વિચારોને પ કેટલીક વાર્તાઓમાં લેખકે વણ્યા કે સૂચવ્યા છે. વાર્તાઓ જરૂર આવકારને પાત્ર છે 'વાર્તાતત્ત્વની વધુ સિદ્ધિને માટે એટલી જ લેખકને સૂચના.

## હમ ભી અફસર થે

(લે. સુરેન્દ્રપ્રસાદ ત્રિપાઠી; મુખ્ય વિક્રેતા, જીવન સાહિત્ય મંદિર,' મુંબઇ-અમદાવાદ; અઢી રૂપિયા.)

ચોદ વાર્તાઓનો આ સંગ્રહ તેના ખંતીલા જુવાન લેખકની જે વિશિષ્ટતા બતાવી આપે છે તે દુનિયા અને માનવીઓને જોવાની તેમની નજર અને તેનું આલેખન છે. 'રૂખીમા', 'કાળિયો' ને 'મહાશય' જેવી વાર્તાઓમાંનાં મુખ્ય પાત્રોનાં રેખાચિત્ર અને 'એક અનુભવ', 'કલ્પનાનું નર્ક,' 'નવા પ્રોફેસર' જેવી વાર્તાઓમાંનું પ્રસંગાલેખન આની સાબિતીરૂપ છે. 'ને છતાં યે હું નહોતી' ને 'મિસ બાનાજી'માં નાયિકાઓના માનસનું પૃથક્કરણ પણ લેખકે ઠીક કરી જાણ્યું છે. 'કનુમામા', 'હમ ભી અફસર થે' અને 'માસ્તર બાપા' જેવી વાર્તાઓમાં કરુણ અને 'રૂપીઆ' તથા બીજી ઘણીમાં વિનોદ લેખકે સારો જમાવ્યો છે. વાર્તાઓની લખાવટમાં કથનશૈલીથી એક પ્રકારની એકવિધતા આવે છે તે ટાળવાની આ આશાસ્પદ લેખકને જરૂર છે.

## બ્રહ્મઅતિથિ

(લે. હસિત બૂચ: પ્રકા. જયદેવ બ્રધર્સ, વડોદરા; એક રૂપિયો.)

કવિ શ્રી ન્હાનાલાલના સ્વર્ગવાસ પછી તેમને અંજલિ આપવા પ્રો. હસિત બૂચે જુદા જુદા છંદોમાં લખેલું ૭૪૫ લીટીનું આ કાવ્ય તેમની જામતી જતી છંદોની હથોટીનો તથા સ્વ. કવિ શ્રી ન્હાનાલાલ પ્રત્યેના તેમના અંતરના ભક્તિભાવનો સારો પરિચય કરાવે છે. કવિ શ્રી ન્હાનાલાલના સ્વર્ગાગમનને વધાવવા તથા તેમનો સત્કાર કરવા શુક્ર, બૃહસ્પતિ, આદિ તથા 'યુગયુગના ને દેશદેશના કવિજન–સંતતણો મેળો' મળે એ કલ્પના જૂની પ્રણાલીની છે અને કાવ્યનિર્વાહ કરતાં વિશેષ અત્યુક્તિયુક્ત લાગે છે, તેમ છતાં આકર્ષક છે અને તેનું નિર્વહણ કવિએ સારું કર્યું છે. કવિશ્રી ન્હાનાલાલ માટે એ સ્વર્ગસ્થ કવિજનોનાં મોંમાં આદરભર્યા ઉદ્ગાર મૂકી શ્રી. બૂચે કવિશ્રીના 'જીવન અને કવનનાં જુદાં જુદાં પાસાંઓ' ગુણાન્વેષી દૃષ્ટિથી જોવાનો નમ્ર પ્રયત્ન કર્યો છે. કાવ્ય વધુ પડતું પથરાઇ ગયું લાગે છે.




પણ સહૃદયોને એ નડવાનું નહિ. કવિશ્રી ન્હાનાલાલને અપાયેલ અંજલિઓમાં આ કાવ્ય જુદું તરી આવશે.

## સાત ચરિત્રો

[ લે. નગીનદાસ પારેખ; પ્રકા. કમલ પ્રકાશન મંદિર, અમદાવાદ; પો. ૧. બે રૂપિયા. ]

જીવનમાં ન મળી એટલી પ્રતિષ્ઠા ને લોકાદર મૃત્યુ પછી પામનાર ચીના જ્ઞાની કોન્ફ્યુશિયસ, ગવૈયો તાનસેન, 'સ્વરાજ'ના પ્રથમ મંત્રોચ્ચારક દાદાભાઈ નવરોજજી, સ્વામી વિવેકાનંદના પ્રતાપી ગુરુ રામકૃષ્ણ પરમહંસ, ભારતના પ્રખર રસાયનશાસ્ત્રી અને દેશભક્ત આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોય, દક્ષિણ ધ્રુવપ્રદેશ પર પહેલો પગ મૂકનાર અને ઉત્તર ધ્રુવમાં જીવનનો છેલ્લો શ્વાસ લેનાર સાહસવીર એમુંડસન, અને પૂરી સ્વદેશી સેંન્ટ્રલ બેંકના સ્થાપક અને બાહોશ સંચાલક સોરાબજી પોચખાનાવાળા—આ સાત વ્યક્તિવિશેષોનાં 'કિશોર' માસિક માટે પ્રથમ લખેલાં લઘુચરિત્રો આમાં પુસ્તકારૂઢ થયાં છે. લખાવટની દૃષ્ટિએ એમુંડસનનું ચરિત્ર સારું લખાયું કહેવાય. તાનસેનનું ચરિત્ર બંગાળીમાંથી કરેલું ભાષાંતર છે.

## યંત્રો સામે બળવો

(અનુ. ચંદ્રશંકર શુક્લ; નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; દસ આના.)

પ્રવાહપતિતોના આજના જગતમાં જગતના પ્રવાહના જે કેટલાક તટસ્થ નિરીક્ષકો છે તેમાંના એક એલ. પી. જેક્સે ૧૯૩૩ માં આપેલાં હીબર્ટ વ્યાખ્યાનોનો આ અનુવાદ છે. યંત્રે માણસના હાથમાં શક્તિ તો મૂકી છે, પણ તે સાથે રાષ્ટ્રો, વર્ગો ને વ્યક્તિઓ વચ્ચે હરીફાઈ, કલહ ને યુદ્ધોની અનેક સમસ્યાઓ ઊભી કરી તે માનવીનાં શેઠ થઈ બેઠું છે એ બતાવી, આપણી સંસ્કૃતિને યંત્રનાં અનિષ્ટોનું ભાન હવે પ્રગટવા માંડયું છે. તેની નિશાની તરીકે કેળવણી, ફિલસૂફી, વિજ્ઞાન, સાહિત્ય, કલા ઈ. ક્ષેત્રોમાં તેની સામે શરૂ થઈ ચૂકેલા બળવાનો વ્યાખ્યાતાએ ખ્યાલ આપ્યો છે. યંત્રનો ભૌતિક યંત્ર, તેમજ માનવીએ પોતે જ પેદા કરેલાં ધર્મશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, સમાજરચના, અર્થશાસ્ત્ર વગેરેમાં બંધાયેલા સંપ્રદાયો કે પ્રણાલિકાઓ જેવા સૂક્ષ્મ યંત્ર, એવો વ્યાપક અર્થ કરી, જીવન કે ચૈતન્યની સર્જનાત્મક શક્તિએ એની સામે ઉઠાવેલા બળવાને મદદ કરવામાં ધર્મનું હિત છે એમ વ્યાખ્યાતાએ કહ્યું છે. પણ જેક્સ યંત્રના શત્રુ નથી. યંત્રનો કાંકરો તે સાવ કાઢી નાખતા નથી એનું મહત્ત્વ એ સમજે છે. 'જીવનને એક છેડે યંત્રો, સ્વતંત્રતા, સ્વયંસ્ફૂર્તિ, સર્જકતા ને આનંદને તરાપમારી ગૂંગળાવી નાખવા મથે છે. તે જ વસ્તુઓ જીવનને બીજે—એટલે કે ફુરસદવાળે છેડે— ફરી પાછાં પ્રાપ્ત કરવાની તક' યંત્રો જ કામના કલાક ઘટાડીને માણસને આપે છે. શ્રી. જેક્સ જે કહેવા માગે છે તે તો એ કે યંત્રનો માનવી પર નહિ, પણ માનવીનો યંત્ર પર કાબૂ સ્થપાવો ઇષ્ટ અને આવશ્યક છે. એમ થાય તો જ યંત્રનો સદુપયોગ થાય. 'નવસર્જન એ જીવનનો જે મુખ્ય હેતુ છે તેની સિદ્ધિમાં યંત્રો મદદ કરે, ને યંત્રો જીવનનાં સ્વામી નહિ પણ સેવક બને, એ એનો સદુપયોગ'.

ચાર જ ફરમાની આ પુસ્તિકા મનનીય છે. તેના અનુવાદનું પ્રકાશન એક સેવા છે.

## અર્થશાસ્ત્રની પરિભાષા

(સંયોજક, વિઠ્ઠલદાસ કોઠારી; નવજીવન કાર્યાલય, અમદાવાદ; ચૌદ આના.)

ગુજરાતીને ઉચ્ચ શિક્ષણનાં બોધભાષા બનવાને હવે વાર નથી. આ સંજોગોમાં જુદાં જુદાં શાસ્ત્રોની શક્ય તેવી પરિભાષા રચી નાખવાનું કાર્ય તો પહેલી અગત્યનું કહેવાય. ગુજરાત વિદ્યાપીઠમાંનો શિક્ષણનો અનુભવ જેની પાછળ ઊભો છે એવું આ પુસ્તક અર્થશાસ્ત્રના સંખ્યાબંધ ખાસ શબ્દોના ગુજરાતી પર્યાય રજૂ કરી અર્થશાસ્ત્રની





## અદશ્ય શત્રુ

( લે. કાલિદાસ જાદવ; પ્ર. આદર્શ પુસ્તક ભંડાર, અમદાવાદ; મૂલ્ય સાડાત્રણ રૂપિયા )

'કુમાર,' 'ભારતી' અને અન્ય સામયિકોમાં પ્રગટ થઈ ચૂકેલી અને આ સંગ્રહમાં ગ્રંથસ્થ થએલી એકવીસે વાર્તાઓની મોટી વિશિષ્ટતા એ છે કે એ વૈજ્ઞાનિક વારતાઓ છે. જૂના સમયમાં વાર્તામાં અદ્‌ભુત રસ લાવવા પવનપાવડી, ઊડણખાટલી, સિદ્ધાંજન, મંત્ર, સાધના આદિને લાવવાં પડતાં. આજના યુગમાં વિજ્ઞાનની સિદ્ધિઓ અને ભાવિ શક્યતાઓની કલ્પના એ રસ પૂરો પાડે તેમ છે. પવનપાવડી જેવી સિદ્ધિઓમાં અત્યારના જમાનાને આસ્થા ઉદ્‌ભવવી મુશ્કેલ છે, પણ વિજ્ઞાનની શક્યતાઓ તો તે જરુર માની લે. આ સંગ્રહની વાર્તાઓના ઉત્સાહી લેખક આ જાણે છે. તેમણે વિજ્ઞાનની સિદ્ધ હકીકતોને અવલંબીને તેમજ વિજ્ઞાનની ભાવિ શક્યતાઓ વિષે કલ્પના ચલાવીને વાંચનારાઓની અદ્‌ભુત રસપ્રિયતા, સાહસવૃત્તિ અને કલ્પનાને પૂરતો ખોરાક આપે એવી આ વાર્તાઓ લખીને અત્યારસુધી આપણે ત્યાં ઓછા ખેડાયેલા વિજ્ઞાનકથાના વાર્તાપ્રકારનું નોંધપાત્ર સાહિત્ય ગુજરાતી વાર્તાસાહિત્યમાં ઉમેર્યું છે. આ વૈજ્ઞાનિક વાર્તાઓને વાર્તાઓ બનાવવાનો યથાશક્ય પ્રયાસ પણ લેખકે કર્યો છે અને મહીં માનુષીભાવો રમતા મૂક્યા છે. પરિણામે, બધી તો નહિ જ, પણ કેટલીક વાર્તાઓ વાર્તાનો રસાનુભવ પણ કરાવે છે. વિશ્વયુદ્ધ, અણુબોંબ, હિંદમાંનો કોમી વિદ્વેષ, ગાંધીજીની હત્યા જેવી ઘટનાઓ પ્રેરે તે વિચારોને ય કેટલીક વાર્તાઓમાં લેખકે વણ્યા કે સૂચવ્યા છે. વાર્તાઓ જરૂર આવકારને પાત્ર છે 'વાર્તાતત્ત્વની વધુ સિદ્ધિને તાકે' એટલી જ લેખકને સૂચના.

## હમ ભી અફસર થે

( લે. સુરેન્દ્રપ્રસાદ ત્રિપાઠી; મુખ્ય વિક્રેતા, જીવન સાહિત્ય મંદિર, મુંબઈ-અમદાવાદ; અઢી રૂપિયા. )

ચૌદ વાર્તાઓનો આ સંગ્રહ તેના ખંતીલા જુવાન લેખકની જે વિશિષ્ટતા બતાવી આપે છે તે દુનિયા અને માનવીઓને જોવાની તેમની નજર અને તેનું આલેખન છે. 'દુખીઆ', 'કાળિયો' ને 'મહાશય' જેવી વાર્તાઓમાંનાં મુખ્ય પાત્રોનાં રેખાચિત્ર અને 'એક અનુભવ', 'કલ્પનાનું નર્ક,' 'નવા પ્રોફેસર' જેવી વાર્તાઓમાંનું પ્રસંગાલેખન આની સાબિતીરૂપ છે, 'ને છતાં યે હું નહોતી' ને 'મિસ બાનાજી'માં નાયિકાઓના માનસનું પૃથક્કરણ પણ લેખકે ઠીક કરી જાણ્યું છે. 'અનુભવ', 'હમ ભી અફસર થે' અને 'માસ્તર બાપા' જેવી વાર્તાઓમાં કરુણ અને 'દુખીઆ' તથા બીજી ઘણીમાં વિનોદ લેખકે સારો જમાવ્યો છે. વાર્તાઓની લખાવટમાં કથનશૈલીથી એક પ્રકારની એકવિધતા આવે છે તે ટાળવાની આ આશાસ્પદ લેખકને જરૂર છે.

## બ્રહ્મઅતિથિ

(લે. હસિત બૂચ; પ્રકા. જયદેવ બ્રધર્સ, વડોદરા; એક રૂપિયો.)

કવિ શ્રી ન્હાનાલાલના સ્વર્ગવાસ પછી તેમને અંજલિ આપવા પ્રો. હસિત બૂચે જુદા જુદા છંદોમાં લખેલું ૭૪૫ લીટીનું આ કાવ્ય તેમની જામતી જતી છંદોની હથોટીનો તથા સ્વ. કવિ શ્રી ન્હાનાલાલ પ્રત્યેના તેમના અંતરના ભક્તિભાવનો સારો પરિચય કરાવે છે. કવિ શ્રી ન્હાનાલાલના સ્વર્ગાગમનને વધાવવા તથા તેમનો સત્કાર કરવા શુક્ર, બૃહસ્પતિ, આદિ તથા 'યુગયુગના ને દેશદેશના કવિજન-સંતતણો મેળો' મળે એ કલ્પના જૂની પ્રણાલીની છે અને કાવ્યનિર્વાહ કરતાં વિશેષ અત્યુક્તિયુક્ત લાગે છે, તેમ છતાં આકર્ષક છે અને તેનું નિર્વહણ કવિએ સારું કર્યું છે. કવિશ્રી ન્હાનાલાલ માટે એ સ્વર્ગસ્થ કવિજનોનાં મોંમાં આદરભર્યો ઉદ્‌ગાર મૂકી શ્રી. બૂચે કવિશ્રીના 'જીવન અને કવનનાં જુદાં જુદાં પાસાંઓ' ગુણાન્વેષી દૃષ્ટિથી જોવાનો નમ્ર પ્રયત્ન કર્યો છે. કાવ્ય વધુ પડતું પથરાઈ ગયું લાગે છે.



પણ સહૃદયોને એ નડવાનું નહિ. કવિશ્રી ન્હાનાલાલને અપાયેલ અંજલિઓમાં આ કાવ્ય જુદું તરી આવશે.

## સાત ચરિત્રો

[ લે. નગીનદાસ પારેખ; પ્રકા. કમલ પ્રકાશન મંદિર, અમદાવાદ; પો.:.ા બે રૂપિયા. ]

જીવનમાં ન મળી એટલી પ્રતિષ્ઠા ને લોકાદર મૃત્યુ પછી પામનાર ચીના જ્ઞાની કોન્ફ્યુશિયસ, ગવૈયો તાનસેન, 'સ્વરાજ'ના પ્રથમ મંત્રોચ્ચારક દાદાભાઇ નવરોજજી, સ્વામી વિવેકાનંદના પ્રતાપી ગુરુ રામકૃષ્ણ પરમહંસ, ભારતના પ્રખર રસાયનશાસ્ત્રી અને દેશભક્ત આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોય, દક્ષિણ ધ્રુવપ્રદેશ પર પહેલો પગ મૂકનાર અને ઉત્તર ધ્રુવમાં જીવનનો છેલ્લો શ્વાસ લેનાર સાહસવીર એમુંડસન, અને પૂરી સ્વદેશી સેંટ્રલ બેંકના સ્થાપક અને આજીવ સંચાલક સોરાબજી પોચખાનાવાળા—આ સાત વ્યક્તિવિશેષોનાં 'કિશોર' માસિક માટે પ્રથમ લખેલાં લઘુચરિત્રો આમાં પુસ્તકાકારે થયાં છે. લખાવટની દૃષ્ટિએ એમુંડસનનું ચરિત્ર સારું લખાયું કહેવાય. તાનસેનનું ચરિત્ર બંગાળીમાંથી કરેલું ભાષાંતર છે.

## યંત્રો સામે બળવો

(અનુ. ચંદ્રશંકર શુક્લ; નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; દસ આના.)

પ્રવાહપતિતોના આજના જગતમાં જગતના પ્રવાહના જે કેટલાક તટસ્થ નિરીક્ષકો છે તેમાંના એક એલ. પી. જેક્સે ૧૯૩૩ માં આપેલાં હીબર્ટ વ્યાખ્યાનોનો આ અનુવાદ છે. યંત્રે માણસના હાથમાં શક્તિ તો મૂકી છે, પણ તે સાથે રાષ્ટ્રો, વર્ગો ને વ્યક્તિઓ વચ્ચે હરીફાઇ, કલહ ને યુદ્ધોની અનેક સમસ્યાઓ ઊભી કરી તે માનવીનાં શેઠ થઇ બેઠું છે એ બતાવી, આપણી સંસ્કૃતિને યંત્રનાં અનિષ્ટોનું ભાન હવે પ્રગટવા માંડ્યું છે. તેની નિશાની તરીકે કેળવણી, ફિલસૂફી, વિજ્ઞાન, સાહિત્ય, કલા ઇ. ક્ષેત્રોમાં તેની સામે શરૂ થઇ ચૂકેલા બળવાનો વ્યાખ્યાતાએ ખ્યાલ આપ્યો છે. યંત્રનો ભૌતિક યંત્ર, તેમજ માનવીએ પોતે જ પેદા કરેલાં ધર્મશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, સમાજરચના, અર્થશાસ્ત્ર વગેરેમાં બંધાયેલા સંપ્રદાયો કે પ્રણાલિકાઓ જેવા સૂક્ષ્મ યંત્ર, એવો વ્યાપક અર્થ કરી, જીવન કે ચૈતન્યની સર્જનાત્મક શક્તિએ એની સામે ઉઠાવેલા બળવાને મદદ કરવામાં ધર્મનું હિત છે એમ વ્યાખ્યાતાએ કહ્યું છે. પણ જેક્સ યંત્રના શત્રુ નથી. યંત્રનો કાંકરો તે સાવ કાઢી નાખતા નથી એવું મહત્ત્વ એ સમજે છે. 'જીવનને એક છેડે યંત્રો, સ્વતંત્રતા, સ્વયંસ્ફૂર્તિ, સર્જકતા ને આનંદને તરાપમારી ગૂંગળાવી નાખવા મથે છે. તે જ વસ્તુઓ જીવનને બીજે—એટલે કે ફુરસદવાળે છેડે— ફરી પાછાં પ્રાપ્ત કરવાની તક યંત્રો જ કામના કલાક ઘટાડીને માણસને આપે છે. શ્રી. જેક્સ જે કહેવા માગે છે તે તો એ કે યંત્રનો માનવી પર નહિ, પણ માનવીનો યંત્ર પર કાબૂ સ્થપાવો ઇષ્ટ અને આવશ્યક છે. એમ થાય તો જ યંત્રનો સદુપયોગ થાય. 'નવસર્જન એ જીવનનો જે મુખ્ય હેતુ છે તેની સિદ્ધિમાં યંત્રો મદદ કરે, ને યંત્રો જીવનનાં સ્વામી નહિ પણ સેવક બને, એ એનો સદુપયોગ'.

ચાર જ ફરમાની આ પુસ્તિકા મનનીય છે. તેના અનુવાદનું પ્રકાશન એક સેવા છે.

## અર્થશાસ્ત્રની પરિભાષા

(સંયોજક, વિઠ્ઠલદાસ કોઠારી; નવજીવન કાર્યાલય, અમદાવાદ; ચૌદ આના.)

ગુજરાતીને ઉચ્ચ શિક્ષણમાં બોધભાષા બનવાને હવે વાર નથી. આ સંજોગોમાં જુદાં જુદાં શાસ્ત્રોની, શક્ય તેવી પરિભાષા રચી નાખવાનું કાર્ય તો પહેલી અગત્યનું કહેવાય. ગુજરાત વિદ્યાપીઠમાંનો શિક્ષણનો અનુભવ જેની પાછળ ઊભો છે એવું આ પુસ્તક અર્થશાસ્ત્રના સંખ્યાબંધ ખાસ શબ્દોના ગુજરાતી પર્યાય રજૂ કરી અર્થશાસ્ત્રની





## શિશુભારતી ગ્રંથમાળા

( લે. રમણલાલ સોની; પ્રકા. કમલ પ્રકાશન મંદિર, અમદાવાદ; સેટ દીઠ પાંચ રૂપિયા. )

કમલ પ્રકાશન મંદિરની આ બાલસાહિત્યની ગ્રંથમાળાના બે સેટમાં દરેકમાં છ એમ કુલ બાર પુસ્તિકાઓ છપાઈ છે. પહેલા સેટની છ પુસ્તિકાઓ તે 'ગલબા શિયાળનાં પરાક્રમો'ના ચાર ભાગ, 'મલ્લાની દૂર-રે' અને 'મઉકાનની બહાદુરી' અને બીજાની છ તે 'છબીલી બિલ્લી,' 'ભામટા બાપા,' 'ભાચરિયા-લાલ' 'લાડુની જાત્રા,' 'બાબો બકરો' અને 'ખૂચવો ગધેડો.' બાળકોને આવું બહુ ગમે છે માની લખાયેલી આ પ્રાણીકથાઓ 'હિતોપદેશ'–'પંચતંત્ર'ની એવી વાર્તાઓ કરતા એ રીતે જુદી પડે છે કે આમાં માત્ર બાલમનરંજન સિવાય અન્ય કશો જ બોધ-ઉદ્દેશ તેના પ્રેરક હેતુ તરીકે કામ કરતો નથી. શિયાળ, બિલ્લી, બકરો, ગધેડા જેવા પ્રાણીઓનાં તોફાન, ચતુરાઈ, મૂર્ખાઈ, ફજેતી, અટકચાળાંઈ. ની પ્રસંગમાળા આમાં યોજાઈ છે, જે બાળકોને વાર્તારસ ને ગમ્મત પૂરાં પાડે છે. ભાચરિયા ને લાડુને પણ બે પુસ્તિકામાં સજીવ પાત્રો બનાવાયા છે!

## ભગવાન પરશુરામ

( લે. કનૈયાલાલ મુનશી; પ્રકા. ભારતીય વિદ્યાભવન વતી ગુર્જરગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ મૂલ્ય સાડાપાંચ રૂપિયા )

આર્યત્વ અને આર્યાવર્તના પોતાના દર્શનને સાહિત્યમાં ઉતારવા શ્રી મુનશીએ પચીસ વરસથી આદરેલા સાહિત્યયજ્ઞનું પૂર્ણાહુતિ–શ્રીફળ બનતી, જામદગ્ન્ય પરશુરામને કથાનાયક અને સહસ્રાર્જુનને પ્રતિનાયક બનાવતી, દાશરાજ્ઞ વિગ્રહની પૂર્ણાહુતિ અને સહસ્રાર્જુનના વધ સુધી પહોંચતી, અને આર્યત્વની ભાવનાનો વિકાસ આલેખતી શ્રી. મુનશીની આ મહાકથા એક વરસમાં બીજી આવૃત્તિ જુએ છે એ, સત્ત્વશાળી કૃતિને કેવો ઝડપી લોકાદર મળી શકે છે, એ બતાવે છે.

★

૧૪૨૬



આઝાદી આવી પણ માતાના આંસુ હજી સુકાયા નથી. એ કોણ લૂછશે?

ચિત્રકાર : ચંદ્ર ત્રિવેદી